بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# નુઝ્હતુલ્ ક઼ારી

# શરહે સહીહ બુખારી

[ભાગ બીજો]

અમીરે સુન્ની દા'વતે ઈસ્લામી

હસ્બે ફર્માઈશ

## હઝરત મૌલાના મુહમ્મદ શાકિર નૂરી રઝવી

અઝ : ફક઼ીહુલ્ હિંદ હઝરત અલ્લામા

## મુફ્તી મુહમ્મદશરીફુલ હક઼ અમજદી رحمۃ اللہ علیہ

(પૂર્વ સદર મુફ્તી જામિઆ અશરફિયા, મુબારકપુર, જિ. આ'ઝમગઢ, યુ.પી.)

અનુવાદક : **પટેલ શબ્બીર અલી રઝવી દયાદરવી**

તંત્રી : બરકાતે ખ્વાજા (માસિક)

## પ્રકાશકો


અંજુમને રઝાએ મુસ્તફા–દયાદરા

GRWB/059/
Bharuch/02
C/o. ફયુઝાને રઝા મંઝિલ,
મુ.પો. દયાદરા, તા. જિ. ભરૂચ
પિન. ૩૯૨૦૨૦, ફોન : (૦૨૬૪૨)
(ઓફિસ) ૨૮૦૦૧૧, (ઘર) ૨૮૦૧૯૨,
૨૮૦૨૯૨ મો. ૯૪૨૭૪ ૬૪૪૧૧
Web. :www. barkatekhwaja.net
Email :anjuman2006@hotmail.com



સુન્ની દા'વતે ઈસ્લામી–દયાદરા શાખા

GRWB/058/
Bharuch/02
C/o. ફયુઝાને રઝા મંઝિલ,
મુ.પો. દયાદરા, તા. જિ. ભરૂચ
પિન. ૩૯૨૦૨૦, ફોન : (૦૨૬૪૨)
(ઓફિસ) ૨૮૦૦૧૧, (ઘર) ૨૮૦૧૯૨,
૨૮૦૨૯૨ મો. ૯૪૨૭૪ ૬૪૪૧૧
Web. :www. barkatekhwaja.net
Email :anjuman2006@hotmail.com

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيْكَ يَا رَسُوْلَ اللّٰهِ ﷺ

وَعَلٰى آلِكَ وَاَصْحَابِكَ يَا حَبِيْبَ اللّٰهِ ﷺ




**કિતાબનું નામ** : **નુઝ્હતુલ્ ક઼ારી શરહે સહીહ બુખારી**
**(ભાગ બીજો)**

**અઝ** : *ફક઼ીહુલ્ હિંદ હઝરત અલ્લામા મુફ્તી*
**મુહમ્મદશરીફુલ હક્ક઼ અમજદી** رحمۃ اللہ علیہ
(પૂર્વ સદર મુફ્તી જામિઆ અશરફિયા, મુબારકપુર, જિ. આ'ઝમગઢ, યુ.પી.)

**અનુવાદક** : **પટેલ શબ્બીર અલી રઝવી દયાદરવી** *તંત્રી : બરકાતે ખ્વાજા (માસિક)*
મો. ૯૪૨૭૪ ૬૪૪૧૧, **Email : anjuman2006@hotmail.com**

**કંપોઝિંગ & ડિઝાઈન** : સાદિક઼ યાકૂબ પટેલ દયાદરવી (મો. ૯૪૨૭૮ ૧૭૩૯૯)
હાફિઝ વહીદ ઈકબાલ જમાદાર (૯૭૨૫૫ ૧૯૮૨૨)

**પેજીસ** : ૪૪૮ ★ **કિંમત : રૂા. ૧૮૦/–** ★ **આવૃત્તિ : પ્રથમ**

**પ્રકાશન વર્ષ** : ૨૭ રજબુલ મુરજજબ, હિ.સ. ૧૪૩૧
અંગ્રેજી તા. ૧૦ જુલાઈ ૨૦૧૦, વાર : શનિવાર

**પ્રાપ્તિસ્થાન** : **અંજુમને રઝાએ મુસ્તફા–દયાદરા**
મુ.પો. **દયાદરા**, તાલુકા & જિલ્લા : ભરૂચ પિન.૩૯૨૦૨૦,
ફોન : (૦૨૬૪૨) (ઓફિસ)૨૮૦૦૧૧, ૨૧૦૪૧૧ (ઘર) ૨૮૦૧૯૨
મો.૯૪૨૭૪૬૪૪૧૧, **Email : anjuman2006@hotmail.com**

**પ્રકાશકો**

| **અંજુમને રઝાએ મુસ્તફા–દયાદરા** | **સુન્ની દા'વતે ઈસ્લામી (દયાદરા શાખા)** |
|---|---|
| ★ નકલ : ૪૦૦૦ | ★ નકલ : ૧૦૦૦ |

C/o. ફયૂઝાને રઝા મંઝિલ, મુ.પો. **દયાદરા**,
તાલુકા & જિલ્લા : ભરૂચ પિન.૩૯૨૦૨૦, ફોન : (૦૨૬૪૨) (ઓફિસ)૨૮૦૦૧૧,
(ઘર) ૨૮૦૧૯૨, ૨૮૦૨૯૨, મો. ૯૪૨૭૪૬૪૪૧૧

**નોંધ : ડોનરો–મેમ્બરોને દરેક કિતાબની એક કોપી ફ્રીમાં મોકલવામાં આવે છે. (મેમ્બર ફી રૂા. ૩૦૦/–)**

 અ.....નુ.....ક્ર.....મ.....ણિ.....કા..... 

| વિષય | | પેજ નં. |
|---|---|---|
| | કેવળ અમામા પર મસહ પૂરતો નથી | 035 |
| [તઅલીક઼ : ૩૮] | | 036 |
| [તઅલીક઼ : ૩૯] | | 038 |
| [હદીષ : ૧૩૮] | **''સૂઈને ઉઠયા પછી સૂરએ આલે ઈમરાનની છેવટની દસ આયતો પઢવી''** | 038 |
| | વિત્ર ત્રણ રકાતો છે | 039 |
| [તઅલીક઼ : ૪૦] | સઈદ ઈબ્ને મુસૈયિબ | 042 |
| [તઅલીક઼ : ૪૧] | હઝરત ઈમામ માલિક رضی اللہ عنہ | 045 |
| [હદીષ : ૧૩૯] | **''નબી ﷺની વુઝૂની પધ્ધતિ''** | 048 |
| [તઅલીક઼ : ૪૨] | વપરાયેલ પાણીની વ્યાખ્યા | 050 |
| [હદીષ : ૧૪૦] | **''લોકોનું નબીના ધોવણને લઈ ચોપડવું''** | 052 |
| [હદીષ : ૧૪૧] | **''આપના વુઝૂનું ધોવણ પીવું''** | 053 |
| | સાઈબ બિન યઝીદ رضی اللہ عنہ | 053 |
| | ખાતમુન્નબુવ્વત (મોહરે નબુવ્વત) | 054 |
| [તઅલીક઼ : ૪૩] | | 056 |
| [હદીષ : ૧૪૨] | **''સ્ત્રીઓ તથા પુરૂષોનું એકઠાં વુઝૂ કરવું''** | 057 |
| [હદીષ : ૧૪૩] | **''આપના ધોવણના છાંટાઓથી હોશ આવી ગયો''** | 058 |
| | મુહમ્મદ ઈબ્ને મુન્કદિર رضی اللہ عنہ | 058 |
| [હદીષ : ૧૪૪] | **''નબીએ પોતાના ધોવણ તથા કોગળા કરેલ પાણીને પીવાનો હુકમ આપ્યો''** | 060 |
| [હદીષ : ૧૪૫] | **''જ્યારે આપની બીમારી સખત થઈ ગઈ''** | 061 |
| [હદીષ : ૧૪૬] | **''વુઝૂ તથા ગુસ્લમાં પાણીની માત્રા''** | 064 |
| | સાઅ તથા મુદ | 064 |
| | વુઝૂમાં પાણીની માત્રા | 065 |
| | ગુસ્લમાં પાણીની માત્રા | 066 |
| [હદીષ : ૧૪૭] | **''મોજા પર મસહ''** | 069 |
| | મોજાઓ પર મસહ અફઝલ છે કે પગોને ધોવા ? | 071 |
| [હદીષ : ૧૪૮] | **''મોજાઓ પર મસહ''** | 072 |
| [હદીષ : ૧૪૯] | **''મોજાઓ પર મસહ''** | 072 |
| | હઝરત અમ્ર ઈબ્ને ઉમૈયા ઝમરી | 072 |
| [હદીષ : ૧૫૦] | **''મોજાઓ પર મસહ''** | 073 |
| [તઅલીક઼ : ૪૩] | | 074 |

| વિષય | પેજ નં. |
|---|---|

| વિષય | પેજ નં. |
| --- | --- |

| વિષય | પેજ નં. |
|---|---|
| [હદીષ : ૨૦૯] "હૈઝવાળી સ્ત્રી પતિને સ્પર્શી શકે છે" | 195 |
| [હદીષ : ૨૧૦] "હૈઝવાળી સ્ત્રી પતિને સ્પર્શી શકે છે", હેશામ ઈબ્ને ઉરવા رضی اللہ عنہ | 195 |
| અબૂ અબ્દુલ્લાહ رضی اللہ عنہ | 198 |
| [હદીષ : ૨૧૧] "હૈઝવાળી સ્ત્રીની ગોદમાં ટેક લગાડી કુર્આન પઢવું" | 198 |
| [હદીષ : ૨૧૨] "હૈઝવાળી સ્ત્રી સાથે એક ચાદરમાં સૂવું જાઈઝ છે" | 199 |
| [હદીષ : ૨૧૩] "હૈઝવાળી સાથે સંભોગનું બયાન" | 200 |
| [હદીષ : ૨૧૪] "હૈઝવાળી સાથે સંભોગનું બયાન" | 200 |
| [હદીષ : ૨૧૫] "હૈઝવાળી સાથે સંભોગનું બયાન" | 201 |
| [હદીષ : ૨૧૬] "હૈઝવાળી પર રોઝા, નમાઝ નથી" | 203 |
| [તઅલીક઼ : ૬૨-૬૩-૬૪], કુર્આનની તિલાવતનો મસ્અલો | 206 |
| [હદીષ : ૨૧૭] "હૈઝ વગેરેનું લોહી કઈ રીતે ધૂએ ?" | 209 |
| [તઅલીક઼ : ૬૫] | 209 |
| [હદીષ : ૨૧૮] "ઈસ્તેહાઝાવાળી સ્ત્રી એ'તેકાફ કરી શકે છે" | 210 |
| [હદીષ : ૨૧૯] "થોડીક માત્રામાં લોહી આવે તો ?", ઈમામ મુજાહિદ رضی اللہ عنہ | 211 |
| [હદીષ : ૨૨૦] "સોગવાળી સ્ત્રી સાઝ શણગારની દરેક ચીજથી બચે" | 212 |
| [હદીષ : ૨૨૧] "હૈઝનું ગુસ્લ કઈ રીતે કરે ?" | 214 |
| [હદીષ : ૨૨૨] "હજ્જ અથવા ઉમરામાં હૈઝ આવે તો ?" | 215 |
| હઝરત આઈશા رضی اللہ عنہاની હજ્જની વિગત | 216 |
| [હદીષ : ૨૨૩] "ગર્ભમાં ફરિશ્તાની નિયુક્તિ" | 220 |
| [હદીષ : ૨૨૪] "હજ્જતુલ વિદાઅના પ્રસંગે હઝરત આઈશા رضی اللہ عنہاની હદીષ" | 222 |
| [તઅલીક઼ : ૬૬] | 223 |
| [તઅલીક઼ : ૬૭] | 223 |
| બિન્તે ઝૈદ ઈબ્ને ષાબિત | 224 |
| [તઅલીક઼ : ૬૮] | 225 |
| [હદીષ : ૨૨૫] "હૈઝવાળી પર તે દિવસોની નમાઝોની કઝા નથી" | 226 |
| મુઆઝ બિન્તે અબ્દુલ્લાહ | 226 |
| [હદીષ : ૨૨૬] "હૈઝવાળી સ્ત્રી સાથે એક ચાદરમાં સૂવું" | 228 |
| [હદીષ : ૨૨૭] "હૈઝ, નિફાસવાળી ઝિક્રો અઝકાર કરી શકે છે" | 229 |
| [તઅલીક઼ : ૬૯-૭૦-૭૧-૭૨-૭૩], ક઼ાઝી શુરેહ رضی اللہ عنہ, | 231 |
| હૈઝ તથા પાકીની સૌથી ઓલી મુદ્દ | 235 |
| [હદીષ : ૨૨૮] "હૈઝના દિવસો પછી ગાઢ તથા પીળી રતૂબત હૈઝ નથી" | 235 |
| [હદીષ : ૨૨૯] "ઈસ્તેહાઝાવાળી સ્ત્રી દરેક નમાઝ માટે વુઝૂ કરે" | 235 |

| વિષય | પેજ નં. |
|---|---|

| વિષય | પેજ નં. |
|---|---|
| [તઅલીક઼ : ૧૦૯] | 399 |
| [હદીષ : ૩૦૭] ''મસ્જિદમાં જાય તો પ્રથમ બે રકાત નમાઝ પઢે'' | 399 |
| [હદીષ : ૩૦૮] ''મસ્જિદમાં જાય તો પ્રથમ બે રકાત નમાઝ પઢે'' | 400 |
| હઝરત ક઼તાદા رضی اللہ عنہ | 400 |
| [તઅલીક઼ : ૧૧૦-૧૧૧-૧૧૨] | 401 |
| [હદીષ : ૩૦૯] ''મસ્જિદે નબ્વીનું બાંધકામ'' | 402 |
| [હદીષ : ૩૧૦] ''મસ્જિદના બાંધકામમાં જાતે કામ કરવું અથવા સહાય કરવી'' | 403 |
| [હદીષ : ૩૧૧] ''જે અલ્લાહના માટે મસ્જિદ બનાવે અલ્લાહ એના માટે જન્નતમાં ઘર બનાવશે'' | 405 |
| [હદીષ : ૩૧૨] ''મસ્જિદમાં એવી ચીજ લઈ જવી જેનાથી નુકસાનનો ડર હોય'' | 406 |
| [હદીષ : ૩૧૩] ''મસ્જિદમાં એવી ચીજ લઈ જવી જેનાથી નુકસાનનો ડર હોય'' | 406 |
| [હદીષ : ૩૧૪] ''મસ્જિદમાં સારા શેઅર પઢવા જાઈઝ'' | 407 |
| [હદીષ : ૩૧૫] ''કસરત માટે હથિયારોથી મુકાબલો કરવો જાઈઝ'' | 408 |
| [હદીષ : ૩૧૬] ''વિલાનો હક઼ આઝાદ કરનાર માટે છે'' | 408 |
| [હદીષ : ૩૧૭] ''મસ્જિદમાં અવાજ ઊંચો કરવો મના છે'' | 411 |
| [હદીષ : ૩૧૮] ''એક હબ્શી મર્દનું મસ્જિદમાં ઝાડુ આપવું'' | 412 |
| [હદીષ : ૩૧૯] ''વ્યાજની હુર્મત વિશે'' | 412 |
| [તઅલીક઼ : ૧૧૩] | 413 |
| [હદીષ : ૩૨૦] ''કેદી અથવા કોઈને મસ્જિદમાં બાંધવું'' | 413 |
| [તઅલીક઼ : ૧૧૪] | 414 |
| [હદીષ : ૩૨૧] ''મસ્જિદમાં કોઈને કેદ કરવો'' | 415 |
| [હદીષ : ૩૨૨] ''મજબૂરીના કારણે સવારી પર તવાફ઼ કરી શકાય છે'' | 416 |
| [હદીષ : ૩૨૩] ''રસ્તા રોશન થઈ ગયા'' | 417 |
| [હદીષ : ૩૨૪] ''અલ્લાહે એક બંદાને દુનિયા તથા આખેરત વચ્ચે ઈખ્તિયાર આપ્યો'' | 417 |
| [હદીષ : ૩૨૫] ''મસ્જિદમાં અબૂબક્રની ખિડકી સિવાય સૌ બંધ કરી દો'' | 419 |
| [હદીષ : ૩૨૬] | 420 |
| [હદીષ : ૩૨૭] ''મસ્જિદમાં અવાજ મોટો કરવો જાઈઝ નથી'' | 420 |
| [હદીષ : ૩૨૮] ''રાતની નમાઝ'' | 421 |
| [હદીષ : ૩૨૯] ''ચત્તા સૂવું'' | 422 |
| [તઅલીક઼ : ૧૧૫, ૧૧૬] | 422 |
| [હદીષ : ૩૩૦] ''બાજમાઅત નમાઝ એકલા પઢવા કરતાં ઘણાંયે દરજ્જાની અધિક છે'' | 423 |

| વિષય | પેજ નં. |
|---|---|
| [હદીષ : ૩૩૧] "નબી ﷺએ પોતાની આંગળીઓ ગુંથી લીધી" | 424 |
| [તઅલીક઼ : ૧૧૭] | 424 |
| [હદીષ : ૩૩૨] "મો'મિન મો'મિનના માટે ઈમારતની જેમ છે" | 424 |
| [હદીષ : ૩૩૩] "નમાઝમાં સહ્વ થવી" | 425 |
| [હદીષ : ૩૩૪] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા" | 427 |
| [હદીષ : ૩૩૪(૧)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા" | 427 |
| [હદીષ : ૩૩૪ (૨)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા" | 428 |
| [હદીષ : ૩૩૪ (૩)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા" | 429 |
| [હદીષ : ૩૩૪ (૪)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા" | 430 |
| [હદીષ : ૩૩૪ (૫)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા" | 431 |
| [હદીષ : ૩૩૪ (૬)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા" | 431 |
| [હદીષ : ૩૩૪ (૭)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા" | 432 |
| [હદીષ : ૩૩૪ (૮)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા" | 433 |
| [હદીષ : ૩૩૪ (૯)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા" | 434 |
| [હદીષ : ૩૩૫] "ઈમામનો સુતરો મુક્તદીઓ માટે પૂરતો છે" | 435 |
| [હદીષ : ૩૩૬] "સુતરો કેવો હોય ?" | 436 |
| [હદીષ : ૩૩૭] "મુસલ્લા અને દિવાલ વચ્ચે કેટલું અંતર હતું ?" | 436 |
| [હદીષ : ૩૩૮] "મિમ્બર તથા દિવાલ વચ્ચે અંતર" | 437 |
| [તઅલીક઼ : ૧૧૮, ૧૧૯] | 438 |
| [હદીષ : ૩૩૯] "નેક લોકોની ઈબાદત કરવાની જગ્યાએ ઈબાદત કરવી મુસ્તહબ" | 438 |
| [હદીષ : ૩૪૦] "મગરિબની અઝાન અને ફર્ઝની વચ્ચે નફ્લ" | 439 |
| [હદીષ : ૩૪૧] "નેક લોકોની ઈબાદતની જગ્યાથી બરકત પ્રાપ્ત કરવી મુસ્તહબ" | 440 |
| [હદીષ : ૩૪૨] "તમે લોકોએ અમને સ્ત્રીઓને કૂતરાં તથા ગધેડાં સમાન કરી દીધી" | 441 |
| [તઅલીક઼ : ૧૨૦] | 441 |
| [હદીષ-૩૪૩] "જો કોઈ નમાઝીના આગળથી પસાર થવા ઈચ્છે તો નમાઝી શું કરે ?" | 442 |
| [હદીષ : ૩૪૪] "નમાઝીની આગળથી પસાર થવું ગુનોહ છે" | 444 |
| [તઅલીક઼ : ૧૨૧, ૧૨૨] | 445 |
| [હદીષ : ૩૪૫] "સૂતેલાની સામે નમાઝ ન પઢે" | 445 |
| [હદીષ : ૩૪૬] "નાના બાળકને ગોદમાં લઈને નમાઝ" | 446 |

**બુખારી શરીફની શરહ (ભાગ–૨)ના પ્રકાશન ટાણે**

# અનુવાદકના બે બોલ........



بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

***સાથી હૈ ન કોઈ ન ઝાદે સફર હૈ–અલ્લાહ પે ભરોસા હૈ મુહમ્મદ (ﷺ) પે નઝર હૈ***

**મારા પ્યારા આક઼ા ﷺના પ્યારા દીવાનાઓ !** ખાસ્સા ઈન્તેઝાર પછી આજે આપના મુબારક હાથોમાં **નુઝહતુલ ક઼ારી શરહે બુખારી (ભાગ–૨)** ગુજરાતીમાં અર્પણ કરતાં હું બેહદ ખુશી અનુભવી રહ્યો છું. અલ્લાહ રહીમો કરીમનો અનહદ કરમ તથા સરકારે દો જહાં ﷺની અપાર ઈનાયતો તથા પીરો મુર્શિદ હુઝૂર તાજુશ્શરીઅહ્ **મુફ્તી અખ્તર રઝાખાં અઝહરી** مدظلہ العالی તેમજ અમીરે સુન્ની દા'વતે ઈસ્લામી **હઝરત મૌલાના મુહમ્મદ શાકિર નૂરી રઝવી** مدظلہ العالی તેમજ **હઝરત અલ્લામા ક઼ારી અબુલ કલામ રઝવી** (ખલીફા હુઝૂર મુફ્તીએ આ'ઝમે હિંદ, હાલ : લેસ્ટર) સાહબ مدظلہ العالیની નેક દુઆઓના તુફૈલથી બુખારી શરીફની શરહનો બીજો ભાગ આપના હાથો સુધી પહોંચાડવા હું સમર્થ બન્યો, નહીં તો મારી ઈલ્મી અલ્પતા અજ્ઞાનતાનો મને સંપૂર્ણ એહસાસ છે. અસંખ્ય ઠેકાણે મને ઉલમાના માર્ગદર્શનની જરૂર પડતી પણ અલ્લાહ સલામત રાખે ઉલમાએ અહલે સુન્નતને કે મને દરેક સમયે સાથ મળ્યા કર્યો. ખાસ કરીને **હઝરત અલ્લામા મૌલાના કલીમુલ્લાહ નિઝામી** مدظلہ العالی (સદર મુદર્રિસીન : દા.ઉ ગુલશને અજમેર–ભરૂચ) કે જેમણે જ્યારે જરૂર પડી રૂબરૂ તથા ફોન પર કશાય ખચકાટ વિના કિતાબની અરબી ઈબારતોના અનુવાદમાં તેમજ ઉર્દૂ કઠિન તથા ઈસ્તેલાહી શબ્દોની સમજ પાડી મારા કામને આસાન કર્યું. તે ઉપરાંત **હઝરત અલ્લામા મૌલાના ગુલામયાસીન નૂરાની મિસ્બાહી** مدظلہ العالی (સદર મુદર્રિસીન : દા.ઉ. બરકાતે ખ્વાજા–આમોદ))એ પણ મારા કામને આસાન કરવા ભરપૂર સહકાર કર્યો. અને ખાસ તો **હઝરત અલ્લામા મૌલાના મુહમ્મદ નિઝામુદ્દીન મિસ્બાહી કુરચનવી** مدظلہ العالی (ખતીબો ઈમામ મક્કા મસ્જિદ–બોલ્ટન, યુ.કે.)નો આભાર ન માનું તો હું નગુણો જ ગણાઉં કે જેમણે અનુવાદ બાબતે સતત મારો સંપર્ક રાખ્યો અને મને પ્રોત્સાહિત કરતા રહ્યા અને સંપૂર્ણ અનુવાદને U.K. મંગાવી ચેક કર્યો અને જરૂરી ઈસ્લાહ કરીને બે બોલ પણ લખી આપ્યા. આ સૌનો ઉપરાંત જેમણે જે રીતે મુઝ નાચીઝને સહકાર કર્યો સૌનો હું દિલી દુઆ સાથે આભાર માનુ છું કે રબ્બે કરીમ તેના પ્યારા હબીબે પાક ﷺના સદક઼ામાં ગૌષો ખ્વાજાઓ રઝા વ જુમ્લા અવલિયા رضوان اللہ تعالیٰ علیہم اجمعینના તુફૈલથી તેમની ઔલાદની દુનિયા તથા આખેરતને આબાદ ફર્માવે, નેક જાઈઝ સર્વ તમન્નાઓ પૂરી કરે અને સર્વ દુનિયાવી ઉખરવી રંજો અલમથી તેમને અમ્નમાં રાખે. (આમીન)

**નમ્ર અપીલ :** અલ્હમ્દુલિલ્લાહ ! **નુઝહતુલ ક઼ારી શરહે બુખારી (ભાગ–૩)**નો પણ અનુવાદ પ્રગતિમાં છે, **કુલ–૯ ભાગો** પૂર્ણ કરવાના છે, ઈન્શાઅલ્લાહ ! જેથી ક઼ૌમના સખીદાતાઓને નમ્ર વિનંતિ કે આ કામના મહત્વને સમજે અને ભરપૂર આર્થિક સહકાર કરી હદીષોના પ્રચારની ખિદમતમાં હિસ્સો લે. પોતાના તથા મર્હૂમોના ઈસાલે સવાબ અર્થે જરૂરથી સહાય મોકલે એવી નમ્ર અપીલ છે. અલ્લાહ جل جلالہ તથા સરકાર ﷺના કરમથી ભરપૂર ઉમ્મીદ છે કે આ કામો થતાં રહેશે અને એટલે જ આ'લા હઝરત رحمۃ اللہ علیہના આ શેઅર પર ક઼લમને મૂકુ છું કે :–

ટૂટ પળતી હૈ બલાએં જિન પર, જિનકો મિલતા નહીં કોઈ યાવર
હર તરફસે પુર અરમાં ફિર કર, ઉન્કે દામનમેં છુપા કરતે હૈં
અપને દિલ કા હૈ ઉન્હીસે આરામ, સોંપે હૈં અપને ઉન્હી કો સબ કામ
લવ લગી હૈ કે અબ ઈસ દરકે ગુલામ, ચારાએ દર્દે **"રઝા"** કરતે હૈં

**–પટેલ શબ્બીર અલી રઝવી** *તંત્રી : બરકાતે ખ્વાજા (માસિક)*

તારીખ : ૨૭/૦૬/૨૦૧૦, વાર : રવિવાર, ૧૫ રજબુલ મુરજ્જબ હિ.સ. ૧૪૩૧

ફાઝિલે નવજવાન હઝરત
અલ્લામા મૌલાના મુહમ્મદ નિઝામુદ્દીન
મિસ્બાહી કુરચનવી مدظلہ العالی ના.......

# બે બોલ.....

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیۡکَ یَارَسُوۡلَ اللّٰہِ اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیۡکَ یَا نَبِیَّ اللّٰہِ
اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلَیۡکَ یَاحَبِیۡبَ اللّٰہِ اَلصَّلٰوۃُ وَ السَّلَامُ عَلَیۡکَ یَا نُوۡرَ اللّٰہِ
صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیۡکَ وَسَلَّمَ
نَحۡمَدُہٗ وَ نُصَلِّیۡ عَلٰی رَسُوۡلِہِ الۡکَرِیۡمِ

બુખારી શરીફ જે **હઝરત મુહમ્મદ બિન ઈસ્માઈલ બુખારી** رحمۃ اللہ علیہની અણમોલ કૃતિ છે તે હદીષની કિતાબોમાં અજોડ તથા અનુપમ છે, જે કુર્આનેપાક પછી પોતાનું એક આગવુ સ્થાન ધરાવે છે. એની અરબી, ફારસી તથા ઉર્દૂ ભાષામાં અસંખ્ય શરહો લખવામાં આવી છે અને હજી સુધી એ ક્રમ ચાલુ છે. એમાં **"નુઝહતુલ કારી"** જે ફકીહે અસ્ર **હઝરત મુફ્તી મુહમ્મદ શરીફુલ હક્ક અમજદી** رحمۃ اللہ علیہની શાનદાર કૃતિ છે જે એનું દૃષ્ટાંત ખૂદ પોતે જ છે. એની **બીજી જિલ્દ (ભાગ-૨)** આપના મુબારક હાથોમાં છે જે **વુઝૂ, ગુસ્લ, તયમ્મુમ** અને **કિતાબુસ્સલાત**ના કેટલાક પ્રકરણો પર આધારિત છે, જે અહલે સુન્નતના અકીદાઓની દલીલોની સ્પષ્ટતા સાથે તથા બાતિલોની ભરપુર રદ તથા આપણા તેમજ તેમના ફરકના વર્ણન સાથે, તેમજ હનફી ફિકહની અગ્રતા દર્શાવતી તથા અન્ય દુર્લભ સંશોધનોથી ભરપુર છે જે ગુજરાતી ભાષામાં આપની સમક્ષ છે. આ જિલ્દનો અનુવાદ પણ અમારા મુખ્લિસ દોસ્ત મુજાહિદે અહલે સુન્નત અલ્હાજ **શબ્બીર અલી રઝવી**એ કર્યો છે. આ અનુવાદ કરવામાં એમણે ખૂબ જ મહેનત કરી છે. આ નાચીઝે એને શરૂથી અંત સુધી ધ્યાનપૂર્વક જોયો છે અને જ્યાં પણ તર્જુમામાં સુધારણાની જરૂરત હતી તે કરી આપી છે, છતાં પણ જો કોઈને વાંચન દરમ્યાન કોઈ ઉલઝન ઉભી થાય તો તે ટીકાનો માર્ગ લેવાને બદલે જનાબ મોહતરમ અનુવાદકથી સંપર્ક કરે, જો ખરેખર કોઈ અનુવાદની ભૂલ હશે તો બીજી આવૃત્તિમાં એની સુધારણા કરી દેવામાં આવશે. આ અનુવાદ બદલ અલ્હાજ પટેલ શબ્બીર અલી રઝવીને આ નાચીઝ મુબારકબાદ પેશ કરે છે અને દુઆ કરે છે કે અલ્લાહ جل جلالہ મૌસૂફને તેનો બદલો બંને જહાનમાં અતા કરે અને અન્ય ભાગો પણ પૂર્ણ કરવાની તૌફીક અતા કરે.

آمین بجاہ النبی الکریم علیہ وعلیٰ آلہ افضل الصلٰوۃ والتسلیم

**-(મૌલાના) મુહમ્મદ નિઝામુદ્દીન મિસ્બાહી-કુરચનવી**
*ખતીબો ઈમામ મક્કા મસ્જિદ, બોલ્ટન, યુ.કે.*
(૬-રજ્જબુલ મુરજ્જબ, હિ.સ. ૧૪૩૧, ઈ.સ. તા. ૧૯-જુન-૨૦૧૦)

## "કિતાબુલ વુઝૂ" વુઝૂ વિશે બયાન

ت ۲۸ وَقَالَ عَطَاءٌ فِي مَنْ يَخْرُجُ مِنْ دُبُرِهِ الدُّوْدُ اَوْ مِنْ ذَكَرِهٖ

**[તઅલીક઼ : ૨૮]** *"અને અતાએ કહ્યું, જેના પાયખાનાના (પાછળના) સ્થાનેથી*

### તઅલીક઼ : ૨૮ની સમજૂતી

વુઝૂના કેટલાક એહકામ (હુકમો) વર્ણન કર્યા બાદ કેટલીક વુઝૂ તોડનાર ચીજોને વર્ણન કરી :–

**આપણો અને શાફઈઓનો મતભેદ** : એના પર આપણી અને શાફઈઓ વગેરેની એકમતિ છે કે પેશાબ તથા પાયખાનાના સ્થાનેથી જે ચીજ નીકળે તે વુઝૂ તોડનાર છે, ચાહે તે આદત મુજબનુ હોય જેમ કે પેશાબ, પાયખાના વગેરે તથા ગૈર આદત વિરુદ્ધનુ હોય જેમ કે કીડો, લોહી, પરુ. અલ્બત્ત જો પેશાબના સ્થાનેથી હવા કે કીડો નીકળે તો વુઝૂ નહીં તૂટે. આ બંને માર્ગે (પેશાબ તથા પાયખાનાની જગા) સિવાય શરીરના કોઈ અન્ય ભાગેથી જો નાપાકી નીકળે દા.ત. લોહી, પરુ તે વઝૂ તોડનાર છે કે નહીં, તેમાં મતભેદ છે. આપણે ત્યાં વુઝૂ તોડનાર છે એ શર્તે કે વહીને એવી જગાએ પહોંચી જાય જેનું વુઝૂ કે ગુસલમાં ધોવું ફર્ઝ છે, શાફઈઓને ત્યાં વુઝૂ તોડનાર નથી. ઈમામ બુખારીનો પણ એ જ મસ્લક છે. એટલા માટે તેમણે આ પ્રકરણ રચ્યું, **من لم یرا لوضوء الامن المخرجین** "જે વુઝૂને વાજિબ નથી જાણતા સિવાય બે સ્થળોથી કોઈ ચીજનું નીકળવું" દલીલમાં આ આયતે કરીમા નક઼લ ફર્માવી : اَوْجَاءَ اَحَدٌ مِّنْكُمْ مِّنَ الْغَآئِطِ "અથવા તમારામાંથી કોઈ કઝાએ હાજતના માટે આવ્યો."

**દલીલો કરવાનું કારણ** : ઈમામ બુખારીની દલીલ એ છે કે વુઝૂ અથવા તયમ્મુમનો હુકમ એ સંજોગોમાં આપવામાં આવ્યો છે કે કોઈ કઝાએ હાજત (જાજરૂ કે પેશાબ માટે) આવે. હાજતમાં આગળ તથા પાછળના ભાગેથી નાપાકી નીકળે છે. એટલા માટે કેવળ આ બંને માર્ગેથી નીકળનાર નજાસત (નાપાકી) વુઝૂ તોડનાર થશે. તો જાણવા મળ્યું કે એના સિવાય અન્ય કોઈ ચીજ વુઝૂ તોડનાર નથી.

**અમારો જવાબ** : એ છે કે આ આયતમાં કોઈ ઘેરાવ કરનાર વાક્ય નથી જેનાથી જાણી શકાતુ હોય કે એના સિવાય અન્ય કોઈ ચીજ વુઝૂ તોડનાર નથી. આ આપની દલીલ છે તો કેવળ એ વાતની કે પેશાબ, પાયખાનુ વુઝૂ તોડનાર છે, એના સિવાય અન્ય કોઈ ચીજ વુઝૂ તોડનાર નથી. આ આયતની એના પર કોઈ દલીલ પુરવાર નથી.

**બીજુ** એ કે આ બાઉન્ડરી કરવાવાળુ કથન ખૂદ ઈમામ બુખારી તથા શાઈફઓની વિરુધ્ધ છે એટલા માટે કે એ લોકો આગળ તથા પાછળના દ્વારેથી નિયમ વિરુદ્ધની ચીજના નીકળવાને વુઝૂ તોડનાર કહે છે, જ્યારે કે આ આયત આદત વિરુદ્ધ ચીજો પર દલીલ પુરવાર નથી કરતી એટલા માટે "ગાઈત"નો ઉર્ફી અર્થ પાયખાનુ થાય છે અને દરેક પાયખાના સાથે પેશાબનું નીકળવું અનિવાર્ય છે, જેથી આયત એ દલીલ પૂરી પાડે છે કે પેશાબ તથા પાયખાનુ વુઝૂ તોડનાર છે. અને જ્યારે તમે પાબંદી (ઘેરવા)ના માનનાર છો તો ખારિજ થનાર ચીજોમાંથી પેશાબ, પાયખાના સિવાય નીકળેલી કોઈ ચીજ વુઝૂ તોડનાર ન થઈ.

**ત્રીજુ** એ જરૂરી થશે કે મઝી પણ વુઝૂ તોડનાર ન હોય એટલા માટે કે તે ન પેશાબ છે ન પાયખાનુ.

**ચોથુ** શાફઈઓ ગુપ્તાંગના સ્પર્શને પણ વુઝૂ તોડનાર માને છે, જ્યારે કે આયતના કોઈ શબ્દનું દલીલ પુરવાર કરવું એના પર નથી. જ્યારે આયતમાં હસ્ર (મર્યાદા) નથી તો અન્ય દલીલો વડે જ્યારે મળદ્વાર કે મૂત્રદ્વાર સિવાયથી નીકળેલી ચીજોનું વુઝૂ તોડનાર હોવું સાબિત છે તો તેને માનવું લાઝિમ છે.

## نَحْوُ الْقَمْلَةِ يُعِيْدُ الْوُضُوْءَ

*કીડો અથવા પેશાબના સ્થાનેથી જૂવોની જેટલું નીકળે તે વુઝૂ દોહરાવે."*

**૧.** અમારી દલીલ એ છે જે ઝૈલઈએ કામિલ ઈબ્ને અદીના હવાલાથી નકલ કરી છે કે ફર્માવ્યું, **الوضوء من كل دم سائل** "દરેક વહેનાર લોહી વડે વુઝૂ છે." (વુઝૂ જતુ રહે છે.)

**૨.** તેમજ ઈબ્ને માજહ અને બયહકીએ હઝરત ઉમ્મુલ મો'મિનીન આઈશા સિદ્દીકા رضی اللہ عنہاથી રિવાયત કરી, ફર્માવ્યું, **من اصابه قئ اورعاف اوقلس اومذى فلينصرف وليتوضأ وليبن على صلوته وهوفى ذلك لايتكلم** "જેને ઉલ્ટી થાય અથવા નસકોરી ફૂટે અથવા મોઢામાં ખાવા કે પાણી આવી જાય કે મઝી નીકળે તો તે નમાઝ છોડીને વુઝૂ કરે અને પાછલી નમાઝથી આગળ વધે જો એ દરમ્યાન વાત ન કરી છે તો." *(ઈબ્ને માજહ, માજાઅ્ ફિલ્ બિનાઈ અલસ્સલાત, પેજ-૮૭)*

તેહકીક્ની બિના પર આ હદીષ મુરસલ છે, પણ જમહૂર (બહુમતિ) અને અમારે ત્યાં મુરસલ હુજ્જત (દલીલ) છે.

**૩.** તદ્ ઉપરાંત બયહકીએ હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી રિવાયત કરી કે હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું, સાત વાતોથી વુઝૂ જરૂરી થાય છે : પેશાબથી, મોઢાભર ઉલ્ટીથી, પડખાભેર સૂવાથી, નમાઝમાં અટ્ટહાસ્ય કરવાથી, લોહી વહેવાથી.

વળી ઉપરોક્ત આયત પર બારીક નજર દોડાવવામાં આવે છે તો સાફ જાહેર થાય છે કે વુઝૂનુ તૂટવું નાપાકીનું નીકળવું છે. વુઝૂ તોડવામાં મળદ્વાર મૂત્રદ્વારને દખલ નથી પણ નાપાકી નીકળવાને છે કે નાપાકી ક્યાંયથી પણ નીકળે તે વુઝૂ તોડનાર છે. અને આ જ મઝહબ મોટાભાગના સહાબીઓનો છે, મોટાભાગના ફકીહોનો છે. મળ દ્વાર મૂત્રદ્વાર સિવાય જો ક્યાંયથી લોહી નીકળે તો તે વુઝૂ તોડનાર છે. અને જયારે લોહી વુઝૂ તોડનાર છે તો જે લોહીથી પણ અધિક ગંદી તથા નાપાક છે તે એથી પણ વિશેષ કક્ષાએ વુઝૂ તોડનાર ઠરશે. દા.ત. પરુ, પીળુ પાણી (પછના).

**لا مستم النساء (તમે સ્ત્રીઓને સ્પર્શો)** : ઈમામ શાફઈ એનાથી હાથ વડે સ્પર્શવું મુરાદ લે છે. એમની નજીક સ્ત્રીને હાથ વડે સ્પર્શવું વુઝૂ તોડનાર છે એના પર કયાસ કરીને એ પણ ફર્માવે છે કે ગુપ્તાંગને સ્પર્શવાથી પણ વુઝૂ તૂટી જાય છે. સબબ એ બતાવે છે કે સ્ત્રીને સ્પર્શવાથી વુઝૂ તૂટવાનો સબબ એ છે કે જેવી રીતે સ્ત્રીને સ્પર્શવાથી વાસના જાગે છે એવી જ રીતે ગુપ્તાંગને સ્પર્શવાથી વાસના જાગે છે. વાસના મઝી નીકળવાનો સબબ છે અને ક્યારેક સબબ મુસબ્બબના સ્થાને કરી દેવામાં આવે છે એટલા માટે તેને વુઝૂ તોડનાર ઠરાવવામાં આવ્યું. અને એ જ કારણ છે કે ઊંઘ મુલ્તક્ન (તદ્દન) વુઝૂ તોડનાર નથી કેવળ એ જ સંજોગોમાં છે જ્યારે કે સાંધા ઢીલા પડે એટલા માટે કે એ સંજોગોમાં હવાનું નીકળવું પૂરેપૂરું શક્ય હોય છે.

**હનફીઓનો જવાબ** : હનફીઓ એવું કહે છે કે "લા મસ્તુમ"માં 'લમ્સ'થી મુરાદ હાથથી સ્પર્શવું નથી, બલ્કે એ સંભોગના અર્થમાં આવે છે. હઝરત ફારૂકે આ'ઝમ, હઝરત અલી મુર્તઝા, હઝરત ઈબ્ને અબ્બાસ, હઝરત મૂસા અશ્અરી رضوان اللہ تعالیٰ علیہم اجمعین અને હઝરત અતાઅ, હઝરત તાઉસ, હઝરત હસન બસરી, હઝરત શઅબા, હઝરત ષૌરી, હઝરત શઅબી, હઝરત અવઝાઈ, હઝરત અબ્દતુસ્ સલ્માની, હઝરત ઓબૈદતુલ મયતી رضوان اللہ تعالیٰ علیہم اجمعینની નજીક પણ આ આયતમાં "લા મસ્તુમ"થી સંભોગ મુરાદ છે. ખૂદ ઈમામ બુખારીએ કિતાબુત્તફસીરમાં એને લખ્યું. જેનાથી જાણવા મળ્યું કે એમનો પણ એ જ મસ્લક છે.

આ તફસીરના આધારે **لا مستم النساء**નો સંબંધ ગુસ્લ સાથે છે અને જાહેર છે કે પાણી ન મળવા પર જેવી રીતે હદ્ષવાળા માટે તયમ્મુમ પૂરતુ છે એવી જ રીતે જુનુબી માટે પણ પૂરતુ છે.

આ તફસીરનું સમર્થન હદીષોથી થાય છે જેમાં વર્ણન થયેલ છે કે હુઝૂરે અક્દસ ﷺ અઝવાજે મુતહ્હરાતને

સ્પર્શતા પણ વુઝૂ કર્યા વિના નમાઝ અદા કરતા. ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા સિદ્દીક઼ા رضی اللہ عنہا થી રિવાયત છે તે ફર્માવે છે, ان البنی صلی اللّٰه تعالی علیه وسلم قبل امراة من نسائه ثم خرج الی الصلوٰة ولم یتوضأ "નબી ﷺએ પોતાની અમુક પત્નીઓનો બોસો લીધો પછી નમાઝના માટે ગયા અને વુઝૂ નથી કર્યું." *(અબૂ દાઊદ, તિર્મિઝી, ઈબ્ને માજહ, મુસ્નદે ઈમામ અહમદ)*

ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદ્દીક઼ા رضی اللہ عنہاથી જ રિવાયત છે, ફર્માવે છે :–

**فقدت رسول اللّٰه صلی اللّٰه تعالی علیه وسلم لیلة من الفراش فالتمسته فوقعت یدی علی باطن قدمه وهو فی المسجد وهما منصو بتان**

"એક રાત્રે રસૂલુલ્લાહ ﷺને બિસ્તરથી ગાયબ પામ્યા. મૈં તલાશ કર્યા તો મારો હાથ હુઝૂર ﷺના ક઼દમો પર પડયો, બંને પગ ઉભા હતા. હુઝૂર મસ્જિદમાં હતા." *(મુસ્લિમ, ભાગ–૧, પેજ–૧૯૨, અબૂ દાઊદ–સલાત, નિસાઈ–તહારત, ઈબ્ને માજહ–ઈક઼ામહ, મુસ્નદે ઈમામ અહમદ)*

તેમજ એમનાથી જ રિવાયત થયેલ છે. ફર્માવે છે :–

**ان کان رسول اللّٰه صلی اللّٰه تعالٰی علیه سلم لیصلی وانی معترضة بین یدیه اعتراض الجنازة حتی اذا ارادان یوترمسنی برجله**

"રસૂલુલ્લાહ ﷺ નમાઝ પઢતા હોતા. હું એમની આગળ એવી સૂતી રહેતી જેમ કે જનાઝો રાખવામાં આવે છે. જ્યારે વિત્ર પઢવા ચાહતા તો મને પોતાના પગ વડે સ્પર્શતા." *(નિસાઈ કિતાબુત્તહારત, પેજ–૩૮)*

બીજી રિવાયતમાં છે : **حتی اذا ارادان یسجد غمزرجلی فضممتها الیّ ثم یسجد** "જ્યારે સિજદો કરવા ચાહતા તો મારા પગોમાં હાથ લગાડતા તો હું સમેટી લેતી ફરી સિજદો કરતા."

આ હદીષો અને કુર્આન મજીદમાં ટકરાવ દૂર કરવાના માટે જરૂરી થયું કે આયતે કરીમામાં لامستم النساءથી મુરાદ સંભોગ જ લેવામાં આવે. ગુપ્તાંગ સ્પર્શવાથી વુઝૂના બારામાં હદીષો વિરોધાભાસી છે. એક હદીષમાં છે, **اذا مس احدکم ذکرہ فلیتوضأ** "જ્યારે તમે તમારા ગુપ્તાંગોને સ્પર્શો તો વુઝૂ કરો." *(અબૂ દાઊદ)*

એના સામે એ પણ છે કે હઝરત તલક઼ કહે છે કે અમે ખિદમતે અક઼દસ ﷺમાં હાજર હતા, એક ગામડિયા સાહબ આવ્યા અને પૂછયું, વુઝૂ કર્યા બાદ જો કોઈ પોતાના ગુપ્તાંગને સ્પર્શે તો ? ઈર્શાદ ફર્માવ્યો, **هل هو الابضعة منه** "એ શરીરનો જ ભાગ છે." *(અબૂ દાઊદ, તિર્મિઝી, નિસાઈ, ઈબ્ને માજહ)*

ઈબ્ને માજહમાં એ સ્પષ્ટતા છે : **لیس فیه الوضوء انما هو منك** "એમાં વુઝૂ નથી એ તારો એક ભાગ છે."

જ્યારે હદીષો વિરોધાભાસી છે અને સહાબાનાં કથનો પણ વિરોધાભાસી છે તો અનાયાસે કોઈ એકને ક઼યાસ વડે અગ્રતા આપીશું અને ક઼યાસ એને જ ચાહે છે કે ગુપ્તાંગને સ્પર્શવાથી વૂઝૂ તૂટશે નહીં. જેમ કે હઝરત તલક઼ની હદીષમાં એના પ્રતિ નિર્દેશ મૌજૂદ છે કે ફર્માવ્યું, "એ તારા શરીરનો એક ભાગ છે." તો જેવી રીતે અન્ય અંગોને સ્પર્શવાથી વૂઝુ નથી તૂટતુ, એ જ પ્રમાણે ગુપ્તાંગને સ્પર્શવાથી પણ વુઝૂ તૂટશે નહીં.

એ ઉપરાંત બંને હદીષમાં વર્ગીકરણની પણ સ્થિતિ છે કે ગુપ્તાંગને સ્પર્શવાથી વુઝૂનો હુકમ એ સંજોગોમાં ખાસ છે જ્યારે કે ચિકાશ નીકળવાનો મજબૂત અંદેશો હોય અથવા આ હુકમ પબ્લિકની આદત છોડાવવાના માટે ભારપૂર્વક આપ્યો હોય. પરંતુ બીજી હદીષનો કોઈ ભાવાર્થ નથી નીકળી શકતો એટલા માટે રાજેહ (ઉત્તમતા પસંદીદા) એ જ છે કે ગુપ્તાંગને સ્પર્શવાથી વુઝૂ નહીં તૂટે.

રહી ગયું સનદના એ'તેબારથી કોઈને અગ્રતા આપવામાં આવે, એના માટે અર્ઝ એ છે કે બંને હદીષોની સનદો પર કલામ (ચર્ચા) છે જે ખૂબ જ લાંબી છે અને ગુંચવણી ભરી છે.

હઝરત અતાએ જે ફર્માવ્યું એ જ અમારો મસ્લક છે કે આગળ પાછળના દ્વારો (મળદ્વાર, મૂત્રદ્વાર)થી જે ચીજ પણ નીકળે ચાહે તે નિયમ મુજબ કે નિયમ વિરુદ્ધની હોય પણ વુઝૂ તૂટી જશે જેમ કે કીડો, પથરી વગેરે.

ت ㉙ قَالَ جَابِرُ بْنُ عَبْدِاللّٰهِ رَضِيَ اللّٰهُ تَعَالٰی عَنْهُ اِذَا ضَحِكَ فِی الصَّلٰوةِ

**[તઅલીક઼ : ૨૯]** *"હઝરત જાબિર رضی اللہ عنہ એ ફર્માવ્યું, જ્યારે નમાઝમાં હસે તો*

اَعَادَ الصَّلٰوةَ وَلَمْ يُعِدِ الْوُضُوْءَ

*નમાઝ દોહરાવે અને વુઝૂ ફરી ન કરે."*

*(બયહકી ફિલ મઅરિફતિ ઈબ્નિ અબી શયબા મરફુઅન્, અયની, સઈદ ઈબ્ને મન્સૂર, દારકુત્ની મુરસલન વ મરફુઅન)*

## તઅલીક઼ : ૨૯ની સમજૂતી

એ જ અમારો મઝહબ છે કે કેવળ હંસીથી નમાઝ તૂટી જાય છે વુઝૂ નથી તૂટતું. એની સ્પષ્ટતા એ છે કે હસવાના મર્તબા ત્રણ છે : **સ્મિત કરવું** : એ રીતે હસવું કે અવાજ ન નીકળે અને **હાસ્ય (ઝહક)** : એ રીતે હસવું કે તેનો અવાજ ખૂદ સાંભળે પણ બાજુવાળો ન સાંભળે. **અટ્ટહાસ્ય** : એ રીતે હસવું કે કમસે કમ બાજુવાળો સાંભળી લે. સ્મિત (તબસ્સુમ)થી ન નમાઝ તૂટશે ન વુઝૂ. હાસ્ય (ઝહક)થી નમાઝ તૂટશે, એટલા માટે કે એ વાતથી જોડાયેલી છે, *(مُلحق بِالکَلَامِ જેમ કે નમાઝમાં કથન કહેવાથી નમાઝ તૂટે છે એ જ પ્રમાણે ઝહકથી, કેમ કે તે પણ કથન જેવું કહેવાય)* પણ વુઝૂ તૂટશે નહીં. અટ્ટહાસ્યથી નમાઝ પણ તૂટી જશે અને વુઝૂ પણ તૂટી જાય છે, શર્ત એ કે તે નમાઝ રુકૂઅ, સજદાવાળી હોય. એની દલીલ આ હદીષ છે : અબુલ મલીહ પોતાના પિતાથી રિવાયત કરે છે કે અમે લોકો રસૂલુલ્લાહ ﷺની પાછળ નમાઝ પઢી રહ્યા હતા કે એક નાબીના (અંધ) આવતાં આવતાં એક ખાડામાં ગબડી પડયા જેના પર લોકો હસી પડયા. એના પર હુઝૂરે ફર્માવ્યું, **من ضحك فی الصلوة منكم فليعد الوضوء والصلوة** "તમારામાંથી જે નમાઝમાં હસ્યો હોય તે વુઝૂ અને નમાઝને દોહરાવે." એના પર વાંધો ઉઠાવવામાં આવે છે કે હદીષમાં છે : **من ضحك** અને હનફીઓ ઝહકને નમાઝ તોડનાર માને છે વુઝૂ તોડનાર નથી માનતા.

**(મુફ્તી સાહેબની તેહકી઼ક) હું કહું છું (અકુલ)** : પ્રથમ એ કે ઝહકની વિગત વર્ણન થઈ ચૂકી કે હસવામાં કેવળ એટલો અવાજ નીકળે કે પોતે તો સાંભળી લે પણ આસપાસવાળા ન સાંભળે. અહીં સહાબીઓ એટલા જોરથી હસ્યા હતા કે હુઝૂરે અક઼દસ ﷺએ સાંભળી લીધુ હતું, જયારે કે હુઝૂર ઈમામ હતા. તો એ હકી઼કતમાં અટ્ટહાસ્ય હતું. કહકહા (અટ્ટહાસ્ય) માટે "ઝહક" ક્યારેક બોલાય છે. બીજુ એ કે આ જ હદીષ મુસ્નદે ઈમામે આ'ઝમ رضی اللہ عنہમાં આ શબ્દોની સાથે છે, **فاستضحك القوم فهقهة فلما انصرف عليه السلام قال من كان منكم قهقه فليعد الوضوء والصلوة** "એના પર લોકોએ અટ્ટહાસ્ય કર્યું (જોરથી હસ્યા). જયારે હુઝૂર ﷺ નમાઝથી પરવાર્યા તો ફર્માવ્યું, જેણે અટ્ટહાસ્ય કર્યું તો વુઝૂ અને નમાઝને દોહરાવી લે."

જે સહાબીથી આ રિવાયત છે તે મઅબદ ખઝાઈ છે તેમને સોહબતનો શરફ હાંસલ છે. હિજરતના બનાવમાં તેમના જ માં ઉમ્મે મઅબદે મેઝબાની કરી હતી. એ જ ઉમ્મે મઅબદને હુઝૂરે ફર્માવ્યું હતું કે આ બકરીને બોલાવો.

આ પ્રકરણમાં ૧૧ હદીષો છે જેની વિગત અયનીમાં છે. વર્ણવેલી હદીષમાં ભલે ઝોઅફ (મુહદ્દિષોની એક ઈસ્તેલાહ) છે પણ વિવિધ તરીકા઼ઓથી હસનના મર્તબે પહોંચી ગઈ છે. તેમજ તેનું સમર્થન કરતી બીજી હદીષો પણ છે જેની સંખ્યા ૧૧ છે, જેને અલ્લામા અયનીએ પોતાની શરહમાં વિગતવાર વર્ણન કરી છે.

એથી ઉલ્ટુ શાફઈઓ કયાસ પર અમલ કરીને અટ્ટહાસ્યને વુઝૂ તોડનાર નથી માનતા. આ હનફીઓની જ

ت (٣٠) وَقَالَ الْحَسَنُ اِنْ اَخَذَ مِنْ شَعْرِهٖ اَوْ اَظْفَارِهٖ اَوْ خَلَعَ خُفَّيْهِ فَلَا وُضُوْءَ عَلَيْهِ

**[તઅલીક઼ : ૩૦]** *"અને હઝરત હસન બસરીએ ફર્માવ્યું, જો કોઈ પોતાના વાળ અથવા નખોને કાપે અથવા મોજાંને ઉતારે તો એના પર વુઝૂ નથી. હઝરત અબૂ હુરૈરહ્ રદિયલ્લાહુ અન્હુએ ફર્માવ્યું, હદ્‌ષ સિવાય કોઈ અન્ય ચીજથી વુઝૂ નથી." (સઈદ ઈબ્ને મન્સૂર, ઈબ્ને માજહ, ઈબ્ને અબી શયબા)*

ت (٣١) وَقَالَ اَبُوْهُرَيْرَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُ لَا وُضُوْءَ اِلَّا مِنْ حَدَثٍ

**[તઅલીક઼ : ૩૧]** *"હઝરત અબૂ હુરૈરહ્ રદિયલ્લાહુ અન્હુએ ફર્માવ્યું, હદ્‌ષ સિવાય અન્ય કોઈ ચીજથી વુઝૂ નથી."*

*(ઈસ્માઈલ ક઼ાઝી ફિલ્અહકામ, અબૂ ઓબૈદ ફી કિતાબુત્તહૂર)*

વિશિષ્ટતા છે કે જો હદીષ ઝઈફ પણ હોય છે તો એના મુકાબલામાં ક઼યાસને છોડી આપે છે. શાફઈઓ એવું કહે છે કે સહાબાએ કિરામથી એ ખૂબ જ અસંભવ છે કે હુઝૂરે અક઼દસ ﷺની હુઝૂરમાં તે પણ નમાઝની હાલતમાં અટ્ટહાસ્ય કરીને હસ્યા. અલ્લામા અયનીએ જવાબમાં ફર્માવ્યું કે હુઝૂરે અક઼દસ ﷺની સાથે ગામડિયા તથા મુનાફિક઼ો પણ નમાઝ પઢતા હતા, શક્ય છે કે એ અટ્ટહાસ્ય એ જ લોકોએ કર્યું હોય.

અટ્ટહાસ્યથી વુઝૂ તૂટવું ક઼યાસની વિરુધ્ધ છે, અને જે ચીજ ક઼યાસની વિરુધ્ધ હોય છે તે પોતાના (મોવરિદ = તે પ્રસંગ સુધી મર્યાદિત) (જે સંદર્ભમાં આવી તેના) સાથે ખાસ હોય છે. આ બનાવ રુકૂઅ–સજદાવાળી નમાઝમાં ઉપસ્થિત થયો હતો એટલા માટે કેવળ રુકૂઅ સજદાવાળી નમાઝમાં અટ્ટહાસ્ય કરવાથી વુઝૂ તૂટશે. જો લોકો નમાઝની બહાર અટ્ટહાસ્ય કરે અથવા નમાઝે જનાઝા અથવા તિલાવતના સજદામાં કરે તો વુઝૂ નહીં તૂટે, નમાઝ જો કે તૂટી જશે, એટલા માટે કે અટ્ટહાસ્ય વાત સાથે સંબંધિત છે.

## તઅલીક઼ : ૩૦ની સમજૂતી

આ બે તઅલીક઼ો છે જેમાં બે મસ્અલા છે : પ્રથમ મસ્અલો : વાળ તથા નખો કાપવાથી વુઝૂ નથી તૂટતુ. અલ્બત્ત અબૂ આલિયા, હકમ, હમ્માદ અને મુજાહિદ કહે છે કે વુઝૂ તૂટી જાય છે. ઈબ્ને મુન્ઝરે કહ્યું કે એના પર ઈજમાઅ થઈ ગયો કે એ વુઝૂ તોડનાર નથી. અતાઅ્, શાફઈ, નખઈ એવું કહે છે કે પૂરા વુઝૂને દોહરાવવાનું તો નથી પણ કપાયેલા ભાગો પર પાણી વહાવી આપે.

**બીજો મસ્અલો :** વુઝૂમાં મોજાઓ પર મસહ કર્યા બાદ મોજા ઉતારી આપ્યા તો વુઝૂ દોહરાવવાની જરૂરત નથી, કેવળ પગો ધોઈ લેવા પૂરતા છે. પણ મક્હૂલ, નખઈ, ઈબ્ને અબી લયલ, ઝહરી, અવઝાઈ, ઈમામ અહમદ, ઈસ્હાક઼ એવું કહે છે કે ફરીથી વુઝૂ કરે. ઈમામ શાફઈનો ક઼ૌલ ક઼દીમ એ જ છે. બીજો મઝહબ એ છે કે મોજા ઉતારતાં જ પગો ધોઈ લે, જો મોડુ કર્યું તો ફરી વુઝૂ કરે.

## તઅલીક઼ : ૩૧ની સમજૂતી

કિર્માનીએ કહ્યું કે હદ્‌ષથી મુરાદ તે ચીજ છે જે મળદ્વાર કે મૂત્રદ્વારથી બહાર નીકળે. અલ્લામા અયનીએ ફર્માવ્યું, હદ્‌ષ શબ્દ અર્થના એતેબારથી સામાન્ય છે દરેક વુઝૂ તોડનાર ચીજ માટે વપરાય છે. દા.ત. ઊંઘ, પાગલપન, બેહોશી. ઈમામ અયનીનો મક઼સદ એ છે કે એમાં મળદ્વાર તથા મૂત્રદ્વાર સિવાયની જગાઓએથી નીકળેલી ચીજો પણ સામેલ છે.

**અકુલ (હું કહું છું) :** પણ એના પર એ શંકા છે કે મુતકલ્લિમ (કહેનાર) પોતાના શબ્દના અર્થને સારી રીતે જાણે છે, તેની દર્શાવેલી મુરાદની વિરુદ્ધ અર્થ દર્શાવવો યોગ્ય નથી. હદીષ આગળ આવી ગઈ છે જે

ت ⟨٣٢⟩ وَيُذْكَرُ عَنْ جَابِرٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

**[તઅલીક઼ : ૩૨]** *"હઝરત જાબિર ﷺથી રિવાયત કરતાં વર્ણન કરવામાં આવે છે કે નબી ﷺ ગઝવએ*

બુખારીના પેજ નં. ૨૫ ઉપર છે કે હઝરત અબૂ હુરૈરહ્થી હઝર મૌતના એક શખ્સે પૂછયું કે હદ્‌ષ શું છે ? તો ફર્માવ્યું, હવાનું ખારિજ થવું, ભલે અવાજ વિના હોય કે અવાજ સાથે હોય.

પણ આ શંકા પર એકને બદલે બે શંકાઓ છે : એક એ કે પછી જરૂરી થશે કે હવા સરવા સિવાય કોઈ ચીજ હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہની નજીક વુઝૂ તોડનાર ન હોય, જ્યારે કે એવું નથી. બીજુ એ કે અબૂ ઓબૈદાની રિવાયતમાં હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہના શબ્દો આ પ્રમાણે છે : **لاوضوء الامن حدث اوصوت اوريح** "આ હદ્‌ષ એ અવાજ અથવા હવાના સિવાય કોઈ અન્ય ચીજથી નથી."

હદ્‌ષથી તેમની તફસીરની બિના પર જ્યારે હવાનું સરવું મુરાદ છે તો **اوصوت اوريح** કહેવું નિરર્થક થશે. જેથી અનાયાસે હદ્‌ષના બે અર્થોમાંથી એક મુરાદ લેવો અનિવાર્ય ઠરશે : બંને મળદ્વાર તથા મૂત્રદ્વારથી નીકળનાર ચીજો અથવા દરેક વુઝૂ તોડનાર ચીજ.

હદ્‌ષથી કેવળ મળદ્વાર તથા મૂત્રદ્વારથી નીકળનાર ચીજ મુરાદ લેવામાં લાઝિમ ઠરશે કે ઊંઘ, બહોશી, વુઝૂ તોડનાર ન થશે અને એ સહીહ હદીષોની વિરુધ્ધ છે. હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી એ અસંભવ છે કે તે સહીહ હદીષોની વિરુધ્ધ ફત્વો આપે. એટલા માટે જરૂરી છે કે હદ્‌ષથી દરેક વુઝૂ તોડનાર મુરાદ લેવામાં આવે.

## તઅલીક઼ : ૩૨ની સમજૂતી

**સારાંશ :** હઝરત જાબિર رضی اللہ عنہએ વર્ણન કર્યું કે અમે ગઝવએ ઝાતુર્રિક઼ાઅ્માં નબી ﷺની સાથે નીકળ્યા. એક મુશ્રિકે ક઼સમ ખાધી કે કોઈ સહાબીનું લોહી વહાવ્યા વિના પાછો ફરીશ નહીં. તે ઈસ્લામી લશ્કરની પાછળ ચાલ્યો. રાતમાં હુઝૂર ﷺ એક ઘાટીમાં ઉતર્યા. ફર્માવ્યું, રાત્રે કોણ પેહરો આપશે ? એક મુહાજિર ઉષ્માન ઈબ્ને યાસર અને એક અન્સારી ઓબાદા ઈબ્ને સામત رضی اللہ عنہماએ પહેરો આપવાનું પોતાના માથે લઈ લીધું. હુઝૂર ﷺએ તે બંનેવને ઘાટીના જમણા દ્વાર પર ગોઠવી દીધા. તેમણે વારી નિશ્ચિત કરી લીધી. હઝરત ઉષ્માન બિન યાસર સૂઈ ગયા અને હઝરત ઓબાદા બિન સામતે નમાઝ શરૂ કરી દીધી. તે મુશ્રિક ઘાતમાં હતો. તેણે હઝરત ઓબાદાને તીર માર્યું તે તીર તેમને વાગ્યું, તેમણે તેને કાઢી નાખ્યું. તે મુશ્રિકે સતત ત્રણ તીરો માર્યા. એ દરેક તીરને કાઢી કાઢીને ફેંકતા રહ્યા અને દસ્તૂર મુજબ નમાઝમાં મશ્ગૂલ રહ્યા. નમાઝ પૂરી કર્યા બાદ હઝરત ઉષ્માન ઈબ્ને યાસરને જગાડયા. તે મુશ્રિક નાસી છૂટયો. હઝરત ઉષ્માને જ્યારે હઝરત ઓબાદાને લોહી લુહાણ જોયા તો કહ્યું, **જ્યારે પ્રથમ તીર લાગ્યું હતું તો એ જ વખતે મને કેમ ન જગાડયો ?! હઝરત ઓબાદાએ કહ્યું, હું એક સૂરત પઢી રહ્યો હતો તો મને એ વાત પસંદ ન આવી કે તેને અધ વચ્ચે છોડી મૂકું.** બયહકીએ સ્પષ્ટતા કરી છે કે તે સૂરએ કહફ પઢી રહ્યા હતા.

**ઈમામ શાફઈનો મઝહબ અને તેમની દલીલ :** ઈમામ શાફઈનો મઝહબ એ છે કે મળદ્વાર તથા મૂત્રદ્વાર સિવાય અન્ય ક્યાંકથી લોહી કે નાપાકી નીકળવાથી વુઝૂ તૂટતુ નથી. તેમની દલીલ આ હદીષ છે કે તીરોના લાગવાથી લોહી વહેતું રહ્યું અને હઝરત ઓબાદા નમાઝ પઢતા રહ્યા. જો એ દ્વારો સિવાય ક્યાંયથી લોહી નીકળવું વુઝૂ તોડનાર હોત તો એ તુરત જ નમાઝ તોડી નાખત.

**હનફીઓનો મઝહબ અને દલીલ :** આપણો મઝહબ એ છે કે બંને (મળદ્વાર તથા મૂત્રદ્વાર) દ્વારોના સિવાય પણ ક્યાંયથી લોહી અથવા કોઈ નાપાકી નીકળે તો તે વુઝૂ તોડનાર છે. અમારી દલીલ ફાતમા બિન્તે

كَانَ فِيْ غَزْوَةِ ذَاتِ الرِّقَاعِ فَرُمِيَ رَجُلٌ بِسَهْمٍ فَنَزَفَهُ الدَّمُ

*ઝાતુર્રિક઼ાઅ્માં હતા કે એક શખ્સને તીર મારવામાં આવ્યું, તેમને લોહી નીકળી આવ્યું. ત્યારબાદ પણ તેમણે*

فَرَكَعَ وَسَجَدَ وَمَضٰى فِيْ صَلَاتِهٖ

*રુકૂઅ અને સજદો કર્યો અને નમાઝ પઢતા રહ્યા." (ઈબ્ને ઈસ્હાક઼ે મગાઝીમાં, ઈબ્ને હબ્બાને સહીહમાં,*

*હાકિમે મુસ્તદરકમાં, ઈબ્ને ખુઝૈમાએ સહીહમાં, ઈમામ અહમદે પોતાની મુસ્નદમાં પણ વર્ણન કરી)*

હુબૈશ رضی اللہ عنہا ની હદીષ છે જેને ઉમ્મુલ મુઅમિનીન આઈશા رضی اللہ عنہا એ રિવાયત કરી કે ફાતમા બિન્તે હુબૈશ ખિદમતે અક઼દસમાં હાજર થયાં. અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ﷺ મને ઈસ્તેહાઝાની બીમારી છે, કોઈ સમયે લોહી બંધ જ નથી થતું તો શું નમાઝ છોડી દઉં ? ફર્માવ્યું, આ હૈઝ (માસિક) નથી રગનું લોહી છે. જેટલા દિવસો હૈઝ નિયમિત આવતુ હતું તેને છોડીને બાકીના દિવસો નમાઝ પઢો. દરેક નમાઝ વખતે લોહી ધોઈ લો અને તાજુ વુઝૂ કરો. *(બુખારી, તિર્મિઝી વગેરે)*

ઈસ્તેહાઝા બીમારીનું લોહી છે, એ હૈઝ નથી. હુઝૂરે અક઼દસ ﷺ એ તેને વુઝૂ તોડનાર ફર્માવ્યું. જેથી સાબિત થયું કે શરીરના કોઈ હિસ્સાથી નીકળનાર લોહી વુઝૂ તોડનાર છે. અમારી દલીલનો આધાર બીજી હદીષો "તઅલીક઼–૨૮"માં પસાર થઈ ચૂકી.

**ઈમામ શાફઈની રજૂ કરેલ દલીલનો જવાબ :** જો હઝરત ઓબાદા رضی اللہ عنہ ના ક઼િરાઅતમાં તલ્લીન થઈ જવાની હાલતમાં શરીરથી લોહી નીકળ્યા બાદ પણ નમાઝ પઢતા રહેવાને એની દલીલ બનાવે છે કે મળદ્વાર તથા મૂત્રદ્વારના સિવાય અન્ય ક્યાંક લોહી નીકળવું વુઝૂ તોડનાર નથી તો લાઝિમ છે કે એ પણ કહેતા કે લોહી પાક છે, એટલા માટે કે જ્યારે લોહી નીકળ્યું ત્યારે શરીર તથા કપડાં પર પણ ઘણુ બધું લાગ્યુ હશે અને એ જ હાલતમાં નમાઝ પઢતા રહ્યા તો લાઝિમ છે કે લોહી પણ પાક છે, જ્યારે ઈમામ શાફઈ તેને નાપાક માને છે.

એવું કહેવું કે લોહી એવી રીતે ઉભરાઈને નીકળ્યું હોય કે શરીર તથા કપડાં પર ન લાગ્યું હોય, કેવળ વાત બનાવવું છે. પ્રથમ તો જો ઓબાદા ઈબ્ને સામિત નગ્ન હોત તો એની શક્યતા હતી. બીજું તીર શરીરમાં પ્રવેશી ન જાત, ઉછરીને દૂર જઈ પડત તો એનો અવકાશ હતો. ત્રીજુ : પ્રારંભમાં તો લોહી ઉભરાઈ છે પણ બાદમાં વહીને શરીર પર ફેલાય છે. સતત ત્રણ તીરો પછી લોહી એટલા જોરથી ઉભરાઈ કે શરીર અને કપડાં પર ન પડે એ શક્ય નથી.

**એક શંકાનો જવાબ :** હવે હનફીઓ (અહનાફ) પર બે વાંધાઓ પડયા : એક એ કે લોહી નીકળવાથી વુઝૂ પણ તૂટી ગયું અને કપડાં પણ નાપાક થઈ ગયાં, પછી હઝરત ઓબાદા કઈ રીતે નમાઝ પઢતા રહ્યા ? એનો જવાબ હનફીઓ એ આપે છે :–

**પ્રથમ :** હઝરત ઓબાદા رضی اللہ عنہ ઈસ્તેગરાક (એકદમ મસ્ત તલ્લીન)ની સ્થિતિમાં હતા. નમાઝમાં તેમને જે લિજ્જત મળી રહી હતી તેણે એ તરફ ધ્યાન કરવા ન દીધું કે લોહીથી કપડાં તથા શરીર નાપાક થઈ ગયાં અને વુઝૂ તૂટી ગયું. એ ઈસ્તેગરાકીની *(એવી હાલત કે ધ્યાન માત્ર અલ્લાહ ﷻ બાજુ જ હોય દુનિયાની ખબર ન રહે)* સ્થિતિમાં જે કાર્યો થઈ જાય છે તે અન્ય લોકો માટે દલીલ નથી હોતાં.

**બીજો :** એની પણ શક્યતા છે કે હઝરત ઓબાદાને તે સમયે એનો ઈલ્મ ન રહ્યો હોય કે લોહી નાપાક તથા વુઝૂ તોડનાર છે. હુઝૂર ﷺ ને એની જાણ થઈ એ પણ ઉલ્લેખ નથી.

ت (٣٣) وَقَالَ الْحَسَنُ مَازَالَ الْمُسْلِمُوْنَ يُصَلُّوْنَ فِيْ جِرَاحَاتِهِمْ

**[તઅલીક઼ : 33]** "હસન બસરીએ કહ્યું, મુસલમાન હમેશાં પોતાના ઝખ્મોમાં નમાઝ પઢતા રહ્યા."

ت (٣٤) وَقَالَ طَاؤُسٌ وَمُحَمَّدُ بْنُ عَلِيٍّ وَعَطَاءٌ وَاَهْلُ الْحِجَازِ

**[તઅલીક઼ : ૩૪]** "તાઊસ, હઝરત ઈમામ મુહમ્મદ ઈબ્ને અલી બાકિ઼ર તથા અતાઅ઼ તથા અહલે હિજાઝે

## તઅલીક઼ : 33ની સમજૂતી

પ્રથમ એનાથી મુરાદ (કહેવાનો આશય) એ છે કે જ્યારે ઝખ્મથી લોહી ન વહેતુ હોય. જેમ કે મુસ્નફે ઈબ્ને અબી શયબામાં એ જ ઈમામ હસનનો આ ફત્વો વર્ણન થયેલો છે કે તે લોહીને વુઝૂ તોડનાર નથી જાણતા જ્યાં સુધી કે વહેતુ ન હોય. બીજુ : ઝખ્મ પર પટ્ટી બાંધેલી હોય તો પછી ઝખ્મની હાલતમાં નમાઝ પઢવામાં શું વાંધો છે. ત્રીજુ : ચાલો માની લો કે લોહી વહેતુ જ હતું પણ રોકાતુ ન હતું જેના કારણે તે મઅઝૂર હતા, તો શું કરતા ? નમાઝ ક઼ઝા કરી દેતા ? જેમ કે રિવાયત થયેલ છે કે હઝરત ફારૂક رضی اللہ عنہને જ્યારે ઝખ્મ લાગ્યો તો લોહી વહી રહ્યું હતું એ જ હાલતમાં તેમણે નમાઝ પઢી, સબબ એ જ હતો કે લોહી રોકાતુ ન હતું. લોહી રોકાવાની રાહ જોવત તો નમાઝ ક઼ઝા થઈ જાત.

## તઅલીક઼ : ૩૪ની સમજૂતી

**હઝરત તાઊસ** : તેમનું નામ ઝકવાન છે, બાપનું નામ કૈસાન છે, તાઊસ લક઼બ છે એટલા માટે કે એ કુર્આન મજીદ ખૂબ જ ઉમદા પઢતા હતા. અસલ લક઼બ "તાઉસુલ્ કુર્રા" છે. ફારસી વંશથી છે. તાબઈન ઈમામો તથા કામિલ ઔલિયામાંથી છે. હઝરત માલિક બિન દીનારે ફર્માવ્યું, મેં તાઊસ જેવો કોઈને ન જોયો, ઈલ્મ તથા અમલ બંનેમાં પોતાના સમયના સરદાર હતા. મક્કામાં વિસાલ ફર્માવ્યો. વિસાલની સન હિ.સ. ૧૦૫ છે. સાત ઝિલ હજ્જના એ વખતે વિસાલ થયો જ્યારે કે એ મક્કા મોઅઝ્ઝમા હજ્જના માટે ગયા. જનાઝામાં એટલી ભીડ હતી કે જનાઝો ઉઠાવવો મુશ્કેલ થઈ ગયો હતો, ત્યાં સુધી કે પોલીસ બોલાવવી પડી. હિશામ ઈબ્ને અબ્દુલમલિક મશહૂર મરવાની શહનશાહે જનાઝાની નમાઝ પઢાવી. હિશામ ઈબ્ને અબ્દુલમલિક એકવાર હજ્જના માટે ગયા તો લોકોને કહ્યું કે કોઈ સહાબીને બોલાવો. તો લોકોએ કહ્યું કે હવે સહાબી કોઈ નથી. તો તેણે કહ્યું કે કોઈ તાબઈનને બોલાવો. લોકો ઈમામ તાઊસને બોલાવી લાવ્યા. એ જ્યારે હિશામની મજલિસમાં પહોંચ્યા તો હિશામના ફર્શના કિનારે જોડા ઉતાર્યા અને અમીરુલ મો'મિનીન કહીને સલામ ન કરી, અને ન તેના ઉપનામથી પોકાર્યો, હિશામની રજા વિના તેની બાજુમાં બેસી ગયા. હિશામને સંબોધીને પૂછયું, હે હિશામ ! તું કેમ છે ? એના પર હિશામને સખત ગુસ્સો આવ્યો, ત્યાં સુધી કે તેમને ક઼ત્લ કરાવવાનો ઈરાદો કરી લીધો. એના પર કોઈકે કહ્યું, હે અમીરુલ મો'મિનીન ! અલ્લાહ તથા એના રસૂલના હરમમાં એ શક્ય નથી. હવે હિશામે હઝરત તાઊસને પૂછયું, છેવટે તમે આવું શા માટે કર્યું ? ઈમામ તાઊસે પૂછયું, મેં શું કર્યુ ?! એના પર ઔર ગુસ્સામાં આવ્યો અને બોલ્યો, તમે મારા ફર્શના કિનારે જોડા કાઢયા અને અમીરુલ મો'મિનીન કહીને સલામ ન કરી અને લક઼બ સાથે મને ન સંબોધ્યો અને મારી પરવાનગી વિના મારી સાથે બેસી ગયા અને પછી આવું કહ્યું કે, હે હિશામ ! તું કેમ છે ? હઝરત તાઊસે જવાબ આપ્યો, જોડા તો એટલા માટે કે હું રોજ પાંચવાર રબ્બુલ ઈઝ્ઝત તબારક વ તઆલાની હુઝૂરમાં જોડા ઉતારું છું તો તે ન ગુસ્સે થાય છે ન ધમકી આપે છે. અને અમીરુલ મો'મિનીન કહીને સલામ એટલા માટે ન કરી કે દરેક મુસલમાન તને અમીરુલ મો'મિનીન નથી માનતો જેથી હું જૂઠુ બોલતો, અને ઉપનામની વાત એ છે કે અલ્લાહ جل جلالہ એ કુર્આન મજીદમાં અંબિયાએ કિરામનું નામ લઈને તેમનો ઉલ્લેખ કર્યો છે પણ પોતાના દુશ્મન અબૂ લહબનો કુન્નિયત (ઉપનામ) સાથે ઉલ્લેખ કર્યો છે. અને સાથે

કહ્યું કે લોહીમાં વુઝૂ નથી.'' *(મુસ્નફે ઈબ્ને અબી શયબા, ફવાઈદે અબીબક્ર અલ્ મઅરૂફબિ ઈબ્ને સમૂયહ, મુસ્નફે અબ્દુર્રઝઝાક્)*

બેસવાની વાત એ છે કે મેં અમીરુલ મો'મિનીન હઝરત અલી كرم الله وجهه الكريم થી હદીષ સાંભળી છે કે **જો કોઈ જહન્નમીને જોવા ચાહો તો એને જુઓ જે બેઠેલો હોય અને લોકો તેની આસપાસ ઉભા હોય.**

આ જવાબો સાંભળીને હિશામે કહ્યું કે મને નસીહત કરો ! તો હઝરત તાઊસે ફર્માવ્યું, કે મેં અમીરુલ મો'મિનીન હઝરત અલી كرم الله وجهه الكريم થી સાંભળ્યું છે કે **જહન્નમમાં માટલાંઓના જેટલા સાપ અને ખચ્ચરોના જેટલા વિછી છે, જે એ હાકિમને દંશ આપશે જે પ્રજાની સાથે ન્યાય નથી કરતો.** આવું કહીને ઉઠયા અને ચાલ્યા ગયા. *(વફયાતુલ્ અઅ્યાન, ભાગ–૨, પેજ–૫૧૦)*

**હઝરત ઈમામ મુહમ્મદ ઈબ્ને અલી બાક઼ર** رضي الله عنهما : આ હઝરત ઈમામ ઝયનુલ આબિદીનના સાહબઝાદા, તેમના ઈલ્મો ફઝ્લના વારિસ અને તાબઈનના ગિરોહના વડા છે. ૩ સફર હિ.સ. ૫૭ના રોજ મંગળવારે પેદા થયા. કર્બલાના બનાવ વખતે ચાર કે પાંચ વરસના હતા. ઈકમાલમાં તેમનો જન્મ હિ.સ. ૫૬ લખી છે અને ઉમર ૬૩ વરસ, એ હિસાબથી તેમને વિસાલની સન હિ. ૧૧૯ થાય છે. વિસાલની તારીખના બારામાં બે કથનો છે. રબીઉલ અવ્વલમાં વિસાલ થયો અથવા ૨૩ સફરના (ઉપર મુજબ, ભાગ–૨, પેજ–૫૬૦) આપનો વિસાલ હુમૈમામાં થયો. ત્યાંથી જનાઝો મુબારક મદીના પાક લાવવામાં આવ્યો અને પોતાના પિતા ઈમામ ઝયનુલ આબિદીન رضي الله عنه ના બાજુમાં દફન કરવામાં આવ્યા જ્યાં હઝરત ઈમામ હસન મુજતબા رضي الله عنه નો મઝાર પાક છે, અહીં જ હઝરત અબ્બાસ رضي الله عنه પણ દફન થયેલા છે. **ઉષ્માની સુલ્તાનોએ આ સર્વ હઝરાતના મઝારો પર એક કુબ્બો (ગુંબદ) બનાવી આપ્યો હતો જેને જાલિમ નજ્દી જંગલી જાનવરો (વહાબીઓ)એ તોડી પાડયો અને મઝારો ખોદી કાઢયાં.** તેમનું ઉપનામ તેમના સાહબઝાદા હઝરત ઈમામ જાફર સાદિક઼ના નામ પર અબૂ જાફર છે અને લક઼બ બાક઼ર છે એટલા માટે કે તેમનો ઈલ્મ ઘણો જ વિશાળ હતો અને તબક્કુરનો અર્થ વિસ્તારવું થાય છે. (વફયાતુલ્ અઅ્યાન, ભાગ–૪) સામાન્યતઃ આ લક઼બનું કારણ એ બતાવવામાં આવે છે કે બક઼રનો અર્થ ફાડવું થાય છે, અને જ્યાં સુધી કોઈ ચીજ પર સંપૂર્ણ ક઼ાબૂ નથી હાંસલ થતો ત્યાં સુધી તેને કોઈ ફાડી નથી શકતું. કેમ કે ઈમામ બાક઼ર જબરદસ્ત આલિમ બલ્કે પોતાના સમયના ઉલમામાં જાહેરી તથા બાતિનીના ઈમામ હતા. સર્વ ઈલ્મો એમના ક઼ાબૂમાં હતા એટલા માટે તેમને બાક઼ર કહેવામાં આવે છે. બીજુ મળતાપણુ એ છે કે ફાડનાર જે ચીજને ફાડે છે તેની અંદરની હક઼ીક઼તોથી પણ વાક઼ેફ હોય છે અને આપ ઈલ્મોનાં રહસ્યો તથા ગુંચવણોના માહિર હતા એટલા માટે બાક઼ર લક઼બ પડયો. પોતાના સમયના બાકી રહેલા સહાબીઓ દા.ત. હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ رضي الله عنه થી અને પોતાના વાલિદ માજિદ (પિતા) ઈમામ ઝયનુલ આબિદીન رضي الله عنه વગેરેથી હદીષો સાંભળી અને તેમનાથી મહાન ઈમામોએ મુહદ્દિષોએ રિવાયત કરી. દા.ત. તેમના સાહબઝાદા ઈમામ જાફર સાદિક, ઈમામ અઅ્મશ, ઈમામ અવઝાઈ, ઈમામ ઈબ્ને જુરેજ, ઈમામ અઅ્રજ, ઈમામ અતાઅ્, ઈમામ અમ્ર બિન દીનાર, ઈમામ ઝહરી વગેરે. *(બિદાયહવ નિહાયહ્, ભાગ–૯, પેજ–૩૮૯)* રાફઝીઓના અક઼ીદાના પ્રમાણે ઈષ્ના અશરીયાના ઈમામોમાં એ પાંચમા ઈમામ છે પણ આપ પોતે જ રાફઝીઓથી બેઝાર હતા. તેમનો અક઼ીદો એ હતો કે શૈખૈન હઝરાત હઝરત અબૂબક્ર તથા હઝરત ઉમર رضي الله عنهما સર્વ સહાબીઓથી અફઝલ છે. તેમણે ફર્માવ્યું કે અહલે બયતની દરેક વ્યક્તિ એમનાથી મહોબ્બત રાખતી હતી. *(બિદાયહ વ નિહાયહ્, ભાગ–૯, પેજ–૩૮૯)* હઝરત ઉરવહ ઈબ્ને અબ્દુલ્લાહે તેમને પૂછયું કે ચાંદી વડે તલ્વારને સજાવવાના બારામાં શું ફર્માવો છો ? ઈર્શાદ ફર્માવ્યો, જાઈઝ છે. હઝરત અબૂબક્ર સિદીક઼ે પોતાની તલ્વારને સજાવી હતી. હઝરત ઉરવાહે પૂછયું, તમે તેમને સિદીક઼ કહો છો ? આ સાંભળીને પોતાની જગાએથી ઉછળી પડયા અને કિ઼બ્લા તરફ મોઢું કર્યું અને ફર્માવ્યું, હા ! સિદીક઼ ! હા ! સિદીક઼

ت ⑯ وَعَنِ ابْنِ عُمَرَ رَضِيَ اللّٰهُ تَعَالٰی عَنْهُمَا بَثْرَةً فَخَرَجَ مِنْهَا الدَّمُ وَلَمْ يَتَوَضَّأْ

**[તઅલીક઼ : ૩૫]** *"હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ ફોડલીને દબાવી તેમાંથી લોહી નીકળ્યું અને વુઝૂ ન કર્યું." (ઈબ્ને અબી શયબા)*

ت ⑯ وَبَزَقَ ابْنُ أَبِي أَوْفٰى دَمًا فَمَضٰى فِي صَلَاتِهٖ

**[તઅલીક઼ : ૩૬]** *"હઝરત ઈબ્ને અબી ઔફા رضی اللہ عنہ એ લોહી થૂંક્યું અને દસ્તૂર પ્રમાણે નમાઝ પઢતા રહ્યા."*

છે. જે એમને સિદ્દીક઼ ન કહે તો અલ્લાહ તેની કોઈ વાત દુનિયા તથા આખેરતમાં સાચી ન કરે. એકવાર જાબિર જઅફીને કહ્યું, **હે જાબિર ! મને એ ખબર પહોંચી છે કે ઈરાકમાં કેટલાક લોકો એવું ગુમાન કરે છે કે તે લોકો અમને ચાહવાવાળા છે અને હઝરત અબૂબક્ર સિદ્દીક઼ તથા ઉમરને બુરા કહે છે. એ પણ ગુમાન કરે છે કે અમે એમને એવું કરવાનો હુકમ કર્યો છે ! તમે તેમને મારો પયગામ પહોંચાડી આપો કે હું તેમનાથી બેઝાર છું ! ક઼સમ એ જાતની જેના ક઼બજામાં મારી જાન છે ! જો મને હુકૂમત મળી જાય તો હું તેમને ક઼ત્લ કરીને અલ્લાહ عزوجل ની કુર્બત (નિકટતા) હાંસલ કરી લઉં.** મને રસૂલુલ્લાહ ﷺ ની શફાઅત ન મળે જો હું એ બંનેવના માટે દુઆ તથા ઈસ્તિગફાર તથા રહમત ન કરતો હોઉં. *(હવાલો : ઉપર મુજબ, પેજ–૩૧૧)*

ઈલ્મે તફસીર, હદીષ, ફિક઼્હ સૌમાં સમયના અજોડ હતા. એ ઈલ્મોમાં આપના બુદ્ધિને હેરત પમાડે તેવાં કથનો અસંખ્ય નક઼લ થયેલાં છે એ જ પ્રમાણે હિકમતપૂર્ણ કહેવતો પણ દા.ત. કમીનાઓનું હથિયાર બદ્કલામી છે, દરેક ચીજની કાંઈ ન કાંઈ આફત છે અને ઈલ્મની આફત ભૂલી જવું છે, સુસ્તી તથા બેક઼રારીથી બચો કે આ બંનેવ દરેક બુરાઈની કુંજી છે, જ્યારે તમે સુસ્તી કરશો તો કોઈ હક઼્ક઼ અદા કરી શકશો નહીં અને જો બેક઼રાર થશો તો પોતાની હક઼્ક઼ તલફી (હક઼્ક઼ પડાવી જવા) પર સબ્ર નહીં કરી શકો. *(ઈબ્ને શયબા)*

હઝરત ઈમામ બુખારીને આ મસ્અલામાં જ્યારે કોઈ હદીષ ન મળી તો તાબઈનનાં કથનોને દલીલમાં પેશ કર્યાં. આ સંબંધે પૂરી બહષ આગળ વર્ણન થઈ ચૂકી. રહી ગયા તાબઈનનાં કથનો તો હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ પણ તાબઈ છે, તેમણે ફર્માવ્યું, તાબઈન પણ માણસ છે અમે પણ માણસ છીએ. તેઓ અમારાથી ટકરાવ કરે છે અમે તેમનાથી ટકરાવ કરીએ છીએ એટલા માટે મતભેદના સમયે કોઈ તાબઈનનો ક઼ૌલ હનફીઓ નજીક હુજ્જત (દલીલ) નથી. *(કહેવાનો અર્થ એ કે તેઓ પણ મુજતહીદ અને હું પણ. અને ફુરૂઈ મસાઈલમાં એક મુજતહીદ બીજાથી દલીલ વડે ઈખ્તેલાફ કરી શકે છે. હા ! અક઼ાઈદમાં ઈખ્તેલાફનો હક઼્ક઼ કોઈને નથી)* દા.ત. *બાતિલ ફિર્ક઼ા ક઼ાદયાની, નેચરી, મુન્કિરીને હદીષ, દેવબંદીઓના ચાર પેશ્વાઓને કાફિર કહેવાની વાત કે એમાં કોઈ મુફ્તી મતભેદ નથી કરી શક્તો, એટલા માટે કે આનો સંબંધ અક઼ાઈદથી છે. આ લોકોએ ઈજમાઈ અક઼ીદાના વિરુદ્ધ કથનો લખ્યાં અને માન્યાતાઓ અપનાવી એટલે જે પણ એમના કુફ્રમાં શંકા લાવે તે કાફિર છે. –મિસ્બાહી)* ખાસ કરીને જ્યારે કે હદીષો વિરોધાભાસી હોય. અને જો કોઈ ભાઈને જીદ હોય કે તાબઈનનું કથન પણ હુજ્જત છે તો સાંભળો ! પુષ્કળ સહાબાએ કિરામ અને મહાન તાબઈનનો એ જ મઝહબ છે કે વહેતા લોહીથી વુઝૂ તૂટી જાય છે.

## તઅલીક઼ : ૩૫ની સમજૂતી

**તાવીલ** : એની તાવીલ છે કે એ લોહી વહેતુ ન હતું. હનફીઓ વહેતા લોહીને વુઝૂ તોડનાર માને છે.

## તઅલીક઼ : ૩૬ની સમજૂતી

**હઝરત ઈબ્ને અબી ઔફા** رضی اللہ عنہ : નું નામ અલ્ક઼મા છે અને વાલિદ માજિદનું નામ હારિષ છે. પિતા પુત્ર બંનેવ સહાબી છે, તેમના હાજરીના પ્રસંગોમાં સૌ પ્રથમ બયઅતે રિદ્વાન છે, ત્યારબાદ સર્વ પ્રસંગોમાં

ت ⑰ وَقَالَ ابْنُ عُمَرَ وَالْحَسَنُ فِيمَنْ اِحْتَجَمَ لَيْسَ عَلَيْهِ اِلَّا غَسْلُ مَحَاجِمِهٖ

[તઅલીક઼ : ૩૭] *"હઝરત ઈબ્ને ઉમર તથા ઈમામ હસન رضی اللہ عنہ એ ફર્માવ્યું, જે લોહી ચૂસાવે તે કેવળ એટલી જગા ધૂએ જ્યાં ચૂસણી લાગી છે." (ઈબ્ને અબી શયબા)*

حدیث ⑬③ لَا يَزَالُ الْعَبْدُ فِى الصَّلٰوةِ مَا كَانَ فِى الْمَسْجِدِ

**[હદીષ : ૧૩૩] "બંદો જ્યાં સુધી મસ્જિદમાં ત્યાં સુધી નમાઝમાં"**

عَنْ اَبِىْ هُرَيْرَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى

*"હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફર્માવ્યું,*

عَلَيْهِ وَسَلَّمَ لَا يَزَالُ الْعَبْدُ فِىْ صَلٰوةٍ مَّا كَانَ فِى الْمَسْجِدِ يَنْتَظِرُ الصَّلٰوةَ

*બંદો એ સમય સુધી નમાઝમાં જ રહે છે જ્યાં સુધી મસ્જિદમાં બેસે છે, નમાઝની રાહ જોતો રહે,*

શરીક રહ્યા. અંતમાં કૂફા રહેવા આવ્યા. આ જ તે સહાબી છે જેમનો કૂફામાં સૌથી છેલ્લે વિસાલ થયો. એટલે કમસે કમ હિ.સ. ૮૭માં. તે સહાબાએ કિરામ رضوان اللہ تعالیٰ علیہم اجمعین જેમની ઝિયારતથી હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ મુશર્રફ થયા અને તેમનાથી હદીષો સાંભળી તેમનામાંથી આ પણ છે જેનું વિગતે વર્ણન મુકદમા (પ્રસ્તાવના)માં આવી ગયું.

**તાવીલ** : જો થૂંકમાં લોહી નીકળ્યું અને થૂંક અધિક માત્રામાં છે તો વુઝૂ નથી તૂટયું. જો લોહી વધારે પ્રમાણમાં છે તો વૂઝુ તૂટી ગયું. અધિક્તાની ઓળખ એ છે કે જો થૂંકનો રંગ પીળો છે તો થૂંક અધિક માત્રામાં છે અને જો લાલ છે તો લોહી અધિક માત્રામાં છે. એની શક્યતા છે કે ઈબ્ને અબી ઔફીએ જે લોહી થૂંક્યું હતું તે અધિક માત્રામાં રહ્યું હોય.

## તઅલીક઼ : ૩૭ની સમજૂતી

**તાવીલ** : એની પણ તાવીલ એ જ છે કે હનફીઓને ત્યાં જ્યારે લોહી એટલુ નીકળે કે વહીને ત્યાં પહોંચી જાય જેનું વુઝૂ તથા ગુસલમાં ધોવું ફર્ઝ છે તો વુઝૂ તોડનાર છે. આ બંને હઝરાતનો ફત્વો એ સંજોગોમાં છે કે લોહી એટલુ ન નીકળ્યું હોય જે વહેતુ હોય, કેવળ જ્યાં પછના લગાડયું (લોહી ચૂંસાવ્યું) છે ત્યાં જ ચમકીને રહી ગયું હોય. એટલા માટે કેવળ એ જગાઓને ધોવાનો હુકમ આપ્યો.

## સમજૂતી : ૧૩૩

**હદ્ષ** : **૧.** સામાન્ય છે, દરેક વુઝૂ તોડનાર ચીજને કહે છે, પણ હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ કેવળ એક હદ્ષને વર્ણન કર્યું. આ તે કારણે કે મસ્જિદમાં જે હદ્ષ થઈ શકે તે વધુમાં વધુ એ જ થઈ શકે છે.

**૨.** આ હદીષથી નમાઝની રાહ જોવાની ફઝીલત સાબિત થઈ તેમજ એ પણ સાબિત થયું કે ઈબાદતનો ઈંતેઝાર પણ ઈબાદત છે.

مَا لَمْ يُحْدِثْ ـ فَقَالَ رَجُلٌ اَعْجَمِيٌّ مَا الْحَدَثُ يَا اَبَا هُرَيْرَةَ قَالَ الصَّوْتُ

*જ્યાં સુધી હદ્દષ ન કરે. એક અજમીએ પૂછયું, હે અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ હદ્દષ શું છે ? ફર્માવ્યું,*

يَعْنِى الضَّرْطَةَ

*અવાજ સાથે હવાનું નીકળવું."*

حديث حكم المذى (١٣٤)

**[હદીષ : ૧૩૪] "મઝીનો હુકમ"**

عَنْ مُحَمَّدِ بْنِ الْحَنَفِيَّةِ قَالَ قَالَ عَلِيٌّ كُنْتُ رَجُلًا مَذَّاءً فَاسْتَحْيَيْتُ

*"હઝરત મુહમ્મદ ઈબ્ને હનીફાએ કહ્યું હઝરત અલીએ ફર્માવ્યું, મને મઝી બહુ નીકળે છે એના બારામાં*

૩. હદીષમાં શબ્દ "મસ્જિદ" આવેલો છે, એનાથી એના શરઈ ઉર્ફી અર્થો પણ મુરાદ થઈ શકે અને શાબ્દિક અર્થ પણ. કોઈ ક્યાંય પણ નમાઝ પઢે અને બેઠો રહીને બીજી નમાઝની રાહ જુએ તો ઉમ્મીદ છે કે તેને પણ અજ્ર મળશે, ભલે તે જગા મસ્જિદ નથી.

**સમજૂતી : ૧૩૪**

**હઝરત મિક્દાદ ઈબ્ને અસ્વદ** رضی اللہ عنہ: ઈબ્ને અમ્ર ઈબ્ને ષઅલ્બા બહરાની કિન્દી, પોતાના વંશના એતબારથી બહરાની છે પણ કન્દીથી મશ્હૂર છે. કારણ એ બન્યું કે તેમનાથી પોતાના કબીલા બહરામાં એક ખૂન થઈ ગયું તો એ ભાગીને કન્દામાં આવ્યા અને તેમના સાથી બની ગયા. પછી ત્યાં પણ એક ખૂન કરી નાખ્યું તો ભાગીને મક્કા આવ્યા અને અસ્વદ બિન યગૂષથી સાથ આપવાનો ક્રાર કરી લીધો એમને અસ્વદે દત્તક લઈ લીધા હતા અથવા એ કે તેમનાં માંએ અસ્વદથી શાદી કરી લીધી હતી એટલે તે ઈબ્ને અસ્વદ કહેવાવા લાગ્યા. આ કદ્દીમુલ ઈસ્લામ (ઈસ્લામ લાવવા પર પૂરાણા સહાબી) છે ત્યાં સુધી કહેવામાં આવ્યું કે આપ છઠ્ઠા મુસલમાન છે. તમામ પ્રસંગોમાં સામેલ રહ્યા. ગઝવએ બદરમાં આપ તથા હઝરત ઝુબેર બિન અવામ رضی اللہ عنہما ફક્ત બે જ સવાર હતા. મદીના પાકથી દસ માઈલ દૂર એક જર્ફ નામનું સ્થળ છે ત્યાં હિ.સ. ૩૩માં વિસાલ ફર્માવ્યો. તેમનો જનાઝા મુબારક મદીના પાક લાવવામાં આવ્યો. હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہએ જનાઝાની નમાઝ પઢાવી. વિસાલ વખતે ૭૦ વરસની ઉમર હતી. તેમના થકી ૮૨ હદીષો રિવાયત થયેલી છે જેમાં એક મુત્તફક અલૈહ છે, ત્રણ ઈફરાદ મુસ્લિમથી છે. (એક બુખારી તથા મુસ્લિમમાં અને ત્રણ માત્ર મુસ્લિમમાં છે)

**હઝરત મુહમ્મદ ઈબ્ને હનફિયહ્** رضی اللہ عنہ : આ તાબઈ છે. હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ના સાહબઝાદા છે. તેમનાં વાલિદા મોહતરમાનું નામ "ખૌલા બિન્તે જઅ્ફર" છે જે હનફિયહ્થી મશ્હૂર છે. એ યમામાના મશ્હૂર ક્બીલા બની હનીફના પુત્રી હતાં એટલા માટે એમને હનફિયહ્ કહેવામાં આવે છે. જંગે યમામાની કેદી સ્ત્રીઓમાંથી હતાં જે હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ના હિસ્સામાં આવ્યાં. એક કથન એ છે કે હનફિયહ્ સનદિયહ્ ખાતૂન હતાં જે બની હનીફનાં બાંદી હતાં તેમનું ઉપનામ અબુલ ક્રાસિમ છે. હુઝૂર صلی اللہ علیہ وسلمએ હઝરત અલીને તેણીની બશારત પણ આપી હતી અને પોતાનું નામે નામી તથા ઉપનામ પણ અતા કર્યું હતું, જેમ કે કિતાબુલ ઈલ્મમાં આવી ગયું.

اَنْ اَسْأَلَ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فَاَمَرْتُ الْمِقْدَادَ

*રસૂલુલ્લાહ ﷺથી સવાલ કરવાના બારામાં મને શરમ આવી. મેં મિક઼દાદ*

بْنَ الْاَسْوَدِ فَسَأَلَهٗ فَقَالَ فِيْهِ الْوُضُوْءُ

*બિન અસ્વદને કહ્યું, તેમણે પૂછ્યું. તો ફર્માવ્યું, એમાં વુઝૂ છે.''*

*(આગળ મુજબ, કિતાબુલ ઈલ્મ, પેજ–૨૪, કિતાબુલ ગુસ્લ, પેજ–૪૧, મુસ્લિમ કિતાબુલ હૈઝ, પેજ–૮૭, કિતાબુત્તહારત, પેજ–૭૨, નિસાઈ તહારત, પેજ–૧૧૧, મુસ્નદે ઈમામ અહમદ)*

આપ ઈલ્મો ફઝ્લની સાથોસાથ ઘણા જ મજબૂત તથા શક્તિવાન હતા. એકવાર હઝરત અલીએ એક બખ્તર આપ્યું કે આ આટલી મોટી છે તેની કડીઓ કાઢીને ઠીક કરી આપો. તેમણે હાથ વડે પકડીને એટલો હિસ્સો ફાડી નાખ્યો. એકવાર રોમના કૈસરે હઝરત મુઆવિયહ્ رضی اللہ عنہના જમાનામાં પોતાના ત્યાંના ઘણા જ મહાન પહેલવાનને મુક઼ાબલાના માટે મોકલ્યો. હઝરત મુઆવિયહ્એ હઝરત મુહમ્મદ બિન હનફિય્યહ્ને મુક઼ાબલામાં રજૂ કર્યા. તેમણે તે રોમીને કહ્યું, જો તમે ચાહો તો બેસો, હું તમને ઉભા કરી દઉં અથવા તમે મને બેસાડી દો. રોમી બેસી ગયો તો તેમણે એને ઉભો કરી આપ્યો, પણ તે એમને બેસાડી ન શક્યો. પછી હઝરત મુહમ્મદ બિન હનફિય્યહ્ બેસી ગયા અને તેને ઉભો કર્યો કે તું મને ઉભો કરી દે, અથવા હું તને બેસાડી દઉં ! તે આપને ઉભા ન કરી શક્યો પણ આપે તેને બેસાડી દીધો. જંગે સિફ્ફીનમાં હઝરત અલીનો ઝંડો તેમના જ હાથમાં હતો. એ લડાઈમાં મરવાન તેમના હાથમાં આવી ગયો હતો તેને પછાડીને તેની છાતી પર બેઠા કે ઝબહ કરી દે પણ તેમને ઘણી જ આજીજી સાથે ક઼સમ આપી તો છોડી મૂક્યો. કાશ ! કે તે ધોકાબાઝના પ્રપંચમાં ન આવતા તો આજે ઈસ્લામી જગતનો ઈતિહાસ કાંઈક ઔર હોત. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેર رضی اللہ عنہની બયઅતથી ઈન્કાર કરી આપ્યો, તેમની જ ઈજાઝતથી મુખ્તાર કઝ્ઝાબે હસ્નૈનના બદલાનો પ્રોપેગન્ડો (ખોટો પ્રચાર) કરીને પબ્લિકને એકત્ર કરી હતી.

હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہની ખિલાફતમાં બે વરસ બાકી હતાં ત્યારે પેદા થયા અને પ્રથમ મુહર્રમ હિ.સ. ૮૧ કે ૮૪માં વિસાલ થયો. હઝરત અબ્બાન ઈબ્ને ઉષ્માન رضی اللہ عنہએ જનાઝાની નમાઝ પઢાવી જે એ સમયે મદીના પાકના વાલી હતા. જન્નતુલ બક઼ીઅમાં દફન થયા. *(કિતાબુત્તહારત, પેજ–૨૮, નિસાઈ–તહારત, પેજ–૧૧૧, મુસ્નદે ઈમામ અહમદ)*

રવાફિઝ (રાફઝીઓ)નો એક ફિર્કો કસીસાનિયહ્ છે જે એમને ઈમામ બરહક્ક઼ માને છે. તેમનો અક઼ીદો એ છે કે તે જીવતા રઝવા પહાડમાં પોતાના ૪૦ મુખ્લિસ સાથીઓની સાથે છુપાયેલા છે એ જ મહેદી મુન્તઝર છે. એક કથન એ છે કે કસીસાન મુખ્તાર કઝ્ઝાબનો લક઼બ છે. રઝવા જુહીનાના પહાડને કહે છે.

**પરિપૂર્ણતા** : આ હદીષ વિવિધ તરીક઼ાઓથી વિવિધ શબ્દો તથા અર્થોની સાથે રિવાયત થયેલી છે. મુસ્લિમની એક રિવાયતમાં એવું છે કે મેં મિક઼દાદને મોકલ્યા. તેણે પૂછયું તો હુઝૂરે ફર્માવ્યું, વુઝૂ કરો અને ગુપ્તાંગ ધોઈ લો. નિસાઈમાં છે કે મેં મારી બાજુમાં બેઠેલા એક ભાઈને કહ્યું. તિર્મિઝીમાં છે કે મેં ખૂદ પૂછયું તો ફર્માવ્યું મઝીથી વુઝૂ છે, વિર્યથી ગુસ્લ છે. અબૂ દાઊદમાં છે કે મને મઝી બહુ આવતી હતી જેના લીધે હું ગુસ્લ કર્યા કરતો હતો. ગુસ્લ કરતાં કરતાં હું થાકી ગયો. મેં હુઝૂર ﷺને એના વિશે વાત કરી તો ફર્માવ્યું, ગુસ્લ ન કરો, મઝી જુઓ તો તમારાં ગુપ્તાંગને ધોઈ લો અને નમાઝ જેવું વુઝૂ કરો. જ્યારે (વિર્ય) નીકળે તો ગુસ્લ કરો. નિસાઈની એક રિવાયતમાં આટલું વિશેષ છે કે મને હુઝૂર ﷺથી સવાલ કરતાં શરમ આવી, કેમ કે હુઝૂરનાં સાહબઝાદી મારા નિકાહમાં હતાં, મેં અમ્મારને કહ્યું તો તેમણે પૂછયું. તહ઼ાવીમાં પણ હઝરત અમ્મારના જ બારામાં છે કે તેમને જ પૂછવાનું કહ્યું હતું.

## حدیث اذا جامع ولم یمن یتوضأ (١٣٥)

**[હદીષ : ૧૩૫] "સંભોગ કરે અને વિર્ય ન નીકળે તો"**

اَنَّ زَیۡدَ بۡنَ خَالِدٍ اَخۡبَرَہٗ اَنَّہٗ سَأَلَ عُثۡمَانَ بۡنَ عَفَّانَ قُلۡتُ اَرَأَیۡتَ اِذَا جَامَعَ

*"ઝૈદ ઈબ્ને ખાલિદથી રિવાયત થયેલ છે કે તેમણે ઉષ્માન ઈબ્ને અફ્ફાનને પૂછયું, તમે જાણો છો જ્યારે કોઈ*

وَلَمۡ یُمۡنِ، قَالَ عُثۡمَانُ یَتَوَضَّأُ کَمَا یَتَوَضَّأُ لِلصَّلٰوۃِ وَیَغۡسِلُ ذَکَرَہٗ

*સંભોગ કરે અને વિર્ય ન નીકળે (ત્યારે શું કરે?) ઉષ્માને ફર્માવ્યું, નમાઝના માટે જેવું વુઝૂ કરે તેવું જ વુઝૂ કરે,*

قَالَ عُثۡمَانُ سَمِعۡتُہٗ مِنۡ رَّسُوۡلِ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیۡہِ وَسَلَّمَ

*અને ગુપ્તાંગ ધોઈ લે. હઝરત ઉષ્માને કહ્યું, મેં રસૂલુલ્લાહ ﷺથી સાંભળ્યું છે. પછી મેં (ઝયદ ઈબ્ને ખાલિદે)*

તમામ રિવાયતોના અંતનું લખાણ એક સરખુ છે, શબ્દો વિવિધ છે. સર્વનો ભાવાર્થ એ છે કે મઝી વુઝૂ તોડનાર છે અને અમુક અમુકમાં એ સ્પષ્ટતા છે કે ગુપ્તાંગને પણ ધોવામાં આવે. જેનાથી સાબિત થાય છે કે એ નાપાક છે. અલ્બત્ત ત્રણ ટકરાવ છે. તે સૌનું વર્ગીકરણ એ રીતે થઈ શકે છે કે હઝરત મિક્દાદને પણ મોકલ્યા હોય અને હઝરત અમ્મારને પણ. અને બંનેવ જ્યારે પૂછવા હાજર થયા હતા તો એ પણ સાથે ગયા હોય. તે લોકોએ પૂછવામાં વાર લગાડી હોય તો તેમણે એ બંનેવમાંથી કોઈને ફરી ત્યાં પણ કહ્યું. સવાલ એમની ફર્માઈશ પર થયો હતો જેથી એને ક્યારેક એનાથી તાબીર કરી આપ્યું કે મેં પૂછયું, એટલે કે વાસ્તા સાથે.

**મસાઈલ** : ૧. એના પર ઈજમાઅ છે કે મઝી વુઝૂ તોડનાર છે. આ હદીષ પરથી પણ સાબિત થયું કે મઝી નાપાક છે. ૨. એના પરથી સાબિત થયું કે પોતાના સસરાથી પોતાની પત્નીના સંબંધી અંગત વાતો ન કહેવામાં આવે. ૩. અહનાફ (હનફીઓ) અને જમહૂર (બહુમતિ ઉલમા)નો મઝહબ એ છે કે મઝીથી મુત્લકન્ વુઝૂ તૂટી જાય છે, ચાહે તે પોતાની પત્ની સાથે મિલનના સમયે હોય અને વિના મિલન થયે અથવા અન્ય કોઈક કારણે અથવા વિના કારણે નીકળે. પણ માલિકીઓ ફર્માવે છે કે મઝીથી વુઝૂ એ વખતે તૂટશે જ્યારે પોતાની પત્ની સાથે સોહબતના સમયે નીકળે, નહીં તો નહીં. ઈમામ કાઝી અયાઝે એની દલીલમાં મોઅત્તાની તે રિવાયત રજૂ કરી જેમાં એ છે કે હઝરત અલીએ એ પૂછવાના માટે ફર્માવ્યું હતું કે પતિ જ્યારે પત્નીથી નજીક હોય અને મઝી નીકળી આવે તો શું હુકમ છે, એટલા માટે હુકમ એ સંજોગોની સાથે ખાસ થશે. અમારો જવાબ એ છે કે અમે માની લઈએ છીએ કે હઝરત અલીએ ખાસ સંજોગોના બારામાં સવાલ કરવાનો હુકમ આપ્યો હતો પણ હઝરત મિક્દાદનો સવાલ આ ખાસ સંજોગોની સાથે નથી, તેમણે મુત્લકન (બિનશરતી રીતે) મઝીના બારામાં પૂછયું. જેમ કે સિહાહની રિવાયતોથી છે, જેમ કે સિહાહની રિવાયતમાં છે એટલા માટે જવાબ પણ મુત્લક રહેશે. તદ્ઉપરાંત એતબાર ખાસ સંદર્ભનો નથી પણ સામાન્ય શબ્દનો થાય છે અને શબ્દ આમ (સામાન્ય) છે એટલા માટે મઝીના નીકળવાના દરેક સંજોગો માટે સામાન્ય રહેશે.

### સમજૂતી : ૧૩૫

**ઝયદ બિન ખાલિદ જુહની** رضی اللہ عنہ : કબીલા જુહનિયહ્ પ્રતિ સંબંધિત છે, તેમની કુન્નિયત (ઉપનામ) અબૂ તલ્હા અથવા અબૂ અબ્દુર્રહમાન અથવા અબૂ ઝરઅહ્ છે. યૌમે ફતહમાં કબીલા બની જુહનિયહ્નો ઝંડો તેમને જ અતા થયો હતો. કૂફામાં જઈને વસ્યા હતા. ત્યાં જ હિ.સ. ૭૮માં વિસાલ થયો અને

فَسَئَلْتُ عَنْ ذٰلِكَ عَلِيًّا وَالزُّبَيْرَ وَطَلْحَةَ وَاُبَيَّ ابْنَ كَعْبٍ رَضِيَ اللّٰهُ

હઝરત અલી, હઝરત ઝુબૈર, હઝરત તલ્હા તથા હઝરત ઉબય ઈબ્ને કઅબ رِضْوَانُ اللّٰهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَ ને પૂછયું

تَعَالٰى عَنْهُمْ فَاَمَرُوْهُ بِذٰالِكَ

તો સૌએ એ જ હુકમ આપ્યો."

(ઉપર મુજબ–કિતાબુલ ગુસ્લ, ભાગ–૧, પેજ–૪૩, મુસ્લિમ કિતાબુલ હૈઝ, પેજ–૮૬, મુસ્નદે ઈમામ અહમદ)

## حدیث اقحطت فعلیک الوضوء (۱۳۶)

**[હદીષ : ૧૩૬] "વિર્ય રોકાય જાય તો વુઝૂ લાગુ થશે"**

عَنْ اَبِيْ سَعِيْدِنِ الْخُدْرِيْ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ

"હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ એક

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ اَرْسَلَ اِلٰى رَجُلٍ مِّنَ الْاَنْصَارِ فَجَاءَ وَرَأْسُهٗ يَقْطُرُ

અન્સારીને બોલાવવાના માટે માણસ મોકલ્યો, તે હાજર થયા અને તેમના માથે પાણી ટપકી રહ્યું હતું.

فَقَالَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ لَعَلَّنَا اَعْجَلْنٰكَ فَقَالَ نَعَمْ

એના પર નબી કરીમ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, માલૂમ પડે છે કે અમે તમને ઉતાવળમાં નાખ્યા. તેમણે અર્ઝ કરી,

ત્યાં જ દફન થયેલા છે. વિસાલના સમયે ઉમર મુબારક ૮૫ વરસની હતી. કેટલાક લોકોએ કહ્યું કે મદીના પાકમાં વિસાલ થયો, કેટલાક લોકો કહે છે મિસ્રમાં. તેમનાથી ૮૧ હદીષો રિવાયત થયેલી છે, પાંચ બુખારીએ વર્ણન કરી છે.

**મસાઈલ** : આ હદીષથી સાબિત થયું કે મઝી વુઝૂ તોડનાર છે, જો કે મઝી નીકળવાનો સ્પષ્ટપણે ઉલ્લેખ નથી, પણ જે સ્થિતિ વર્ણન થઈ છે તેમાં મઝી નીકળવાનું લાઝિમ છે.

**સમજૂતી : ૧૩૬**

**મસાઈલ** : આ હદીષ એના પર દલીલ પૂરી પાડે છે કે બંને ગુપ્તાંગોના મિલન બાદ પણ ગુસ્લ વાજિબ નથી જ્યાં સુધી કે વિર્ય સ્ખલન ન થાય. ઈસ્લામના પ્રારંભમાં એ જ હતું. બાદમાં કેવળ બંને ગુપ્તાંગોના મિલનથી ગુસ્લ વાજિબ થવાનો હુકમ થઈ ગયો. વિગત કિતાબુલ ગુસ્લમાં આવશે.

**પ્રકરણથી સામ્યતા** : ઈમામ બુખારીએ એ પ્રકરણ રચ્યું હતું કે જે કેવળ મળદ્વાર તથા મૂત્રદ્વારથી નીકળેલી ચીજ થકી વૂઝુ કરવુ પડે એમ જાણે છે, એના બે ભાગ છે. મળદ્વાર તથા મૂત્રદ્વારથી નીકળેલી ચીજો વુઝૂ તોડનારી છે. જે ચીજ આ બંને દ્વારોથી નીકળેલી ન હોય તે વુઝૂ તોડનાર નથી. તેના પણ બે ભાગ છે : એક એ કે આ બંને દ્વારોથી નીકળેલી ચીજ વૂઝુ તોડનાર નથી, જેમ કે લોહી, પરુ વગેરે. બીજો એ કે જે શરીરના કોઈ હિસ્સાથી ન નીકળે તે વુઝૂ તોડનાર નથી. દા.ત. ઊંઘ, અટ્ટહાસ્ય.

فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ إِذَا أُعْجِلْتَ أَوْ قُحِطْتَ

*જી હુઝૂર ! ફર્માવ્યું, જ્યારે તમને ઉતાવળમાં નાખી દેવામાં આવે અથવા વિર્ય રોકાઈ*

فَعَلَيْكَ الْوُضُوْءُ

*જાય તો તમારા પર વુઝૂ છે. (મુસ્લિમ–તહારત, ઈબ્ને માજહ)*

## حديث المسح على الخفين (١٣٧)

**[હદીષ : ૧૩૭] "મોજા પર મસહનું વર્ણન"**

عَنِ الْمُغِيْرَةِ بْنِ شُعْبَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ أَنَّهُ كَانَ مَعَ رَسُوْلِ اللّٰهِ

*"હઝરત મુગીરહ ઈબ્ને શોઅબા رضی اللہ عنہ થી રિવાયત છે કે એ રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم ની સાથે*

પહેલા ભાગની સાબિતીમાં ઈમામ બુખારીએ ચાર હદીષો વર્ણન કરી છે. આટલી સામ્યતા પૂરતી છે. બાકીના બે ભાગ પર ઈમામ બુખારીને કોઈ હદીષ એ લાયક ન મળી જેની અહીં નોંધ કરે. આ બંને ભાગો પર સહાબાનાં કથનોથી દલીલો પૂરી પાડી, બલ્કે તાબઈનનાં કથનોથી પણ, તે પણ તઅલીક઼ાતથી, અને તે તઅલીક઼ાત પણ સનદોની રૂએ તેમની કક્ષાથી નીચલા દરજાની છે નહીં તો એને મુસ્નદન્ વર્ણન કરત.

તે લોકો જેઓ હનફીઓ પર એટલા માટે કટાક્ષ કરે છે કે અમે અક઼વાલે રિજાલને દલીલ બનાવીએ છીએ, તેઓ ઈમામ બુખારીની આ પદ્ધતિથી સબક઼ શીખે કે જ્યાં તેમને તેમની કક્ષાને લાયક કોઈ હદીષ નથી મળી ત્યાં તેમણે પણ અક઼વાલે રિજાલને જ દલીલ બનાવ્યા છે.

**સમજૂતી : ૧૩૭**

**હઝરત મુગીરહ ઈબ્ને શઅબા** رضی اللہ عنہ : આ ષક઼ફી બુઝુર્ગ છે. ગઝવએ ખંદકના પછી મદીના પાક હાજર થઈને ઈસ્લામથી મુર્શરફ થયા, ત્યારબાદની સર્વ જંગોમાં શરીક રહ્યા. ખૂબ જ ચાલાક હોશિયાર માણસ હતા. ક઼બીસા ઈબ્ને જાબિરે કહ્યું, જો કોઈ શહેરના ૮૦ દરવાજા હોય અને દરેક દરવાજેથી પ્રવેશ માટે હીલા બહાનાની જરૂર હોય તો મુગીરહ દરેક દરવાજેથી દાખલ થઈ શકે છે. મશ્હૂર છે કે અરબના ચાલાક ચાર છે : હઝરત મુઆવિયહ્, હઝરત અમ્ર ઈબ્ને આસ, હઝરત મુગીરહ્, હઝરત ઝિયાદ ઈબ્ને અબિયહ્.

હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ખિલાફતના સ્થાને બિરાજમાન થયા અને એ ઈરાદો જાહેર કર્યો કે હઝરત અમીર મુઆવિયહ્ને હોદ્દેથી બરખાસ્ત કરું તો તેમણે ડાયરેક્ટ તેમની ખિદમતમાં હાજર થઈને હઝરત અલીને મશ્વરો આપ્યો કે તમે કૂફાના તલ્હા બિન ઓબૈદને અને બસરાના ઝુબૈર બિન અવ્વામને વાલી બનાવી આપો અને મુઆવિયહ્ને શામ (સીરિયા) પર રાબેતા મુજબ વાલી રહેવા દો. જ્યારે તમારી ખિલાફત સ્થાયી થઈ જાય ત્યાર પછી મુઆવિયહ્ના બારામાં જે ચાહો કરજો. હઝરત અલીએ જવાબ આપ્યો કે તલ્હા અને ઝુબૈરના બારામાં વિચાર કરીશ પરંતુ મુઆવિયહ્ને શામ પર રાખીશ નહીં જ્યાં સુધી તે પોતાના હાલ પર રહેશે.

હઝરત ઈમામ હસને પણ હઝરત મુગીરહની આ રાયને પસંદ કરી અને હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ને અર્ઝ

કરી, પણ હઝરત અલી ન માન્યા. *(અલ્ ઈસ્તિયાબ, ઝિક્રે મુગીરહ ઈબ્ને શઅબા)*

હઝરત ઉષ્માન رضی اللہ عنہની શહાદતથી એ સમય સુધી જે સંજોગો ઉપસ્થિત હતા તેને લક્ષમાં લેતાં આ મશ્વરો ઘણો જ ફાયદાકારક હતો. કાશ ! કે હઝરત અલી کرم اللہ وجہہ الکریم તેને સ્વીકારી લેત તો આજે ઈસ્લામ જ નહીં દુનિયાનો ઈતિહાસ કાંઈક ઓર હોત. આ મશ્વરો ન સ્વીકારવાનું પરિણામ એ આવ્યું કે જંગે સિફ્ફીનની તે ખૂની અથડામણ સામે આવી જેમાં ૪૫ હજાર મુસલમાન માર્યા ગયા જે આખુ વિશ્વ ફતહ કરવા માટે પૂરતા હતા.

તેમની બુદ્ધિ તીવ્રતાનો પ્રસંગ અસાબામાં આ પ્રમાણે છે કે હઝરત ઉમર رضی اللہ عنہએ તેમને બહરૈનના આમિલ બનાવ્યા હતા પણ ત્યાંના રહેવાસીઓએ આપને નાપસંદ કરી આપ્યા અને શિકાયત કરી દીધી. હઝરત ઉમરે તેમને હોદ્દેથી હટાવી મૂક્યા, પણ શિકાયતો ગલત હતી એટલે બહરૈનવાળાને ખતરો હતો કે ક્યાંક હઝરત ઉમર તેમને ફરી ન મોકલી આપે જેથી તેમણે ચંદો કરીને એક લાખ જમા કર્યા અને તેને લઈને એક ખેડૂત હઝરત ઉમરની પાસે હાજર થયો અને કહ્યું, ખયાનત કરીને મુગીરહએ અમારી પાસે અમાનત રાખ્યા હતા. હઝરત ઉમરે મુગીરહને બોલાવ્યા અને તેમને પૂછયું કે આ શું છે ? આ ઓછા લાવ્યો છે ! મેં તો બે લાખ ભેગા કરીને તેની પાસે અમાનત રાખી હતી ! આ સાંભળતાં જ ખેડૂતના હાથમાંથી થેલી પડી ગઈ. તેના પરથી હઝરત ઉમર સમજી ગયા કે મામલો કાંઈક ઓર છે. જ્યારે તે ખેડૂતને કડકાઈથી પૂછયું અને કસમ અપાવવાની વાત કરી તો સ્વીકારી લીધું કે વાત આ પ્રમાણે છે.

હઝરત મુગીરહ ઈરાન તથા શામના જંગોમાં શરીક રહ્યા. હઝરત સઅદ ઈબ્ને વક્કાસ رضی اللہ عنہએ કાદસિયાના જંગ પહેલાં ઈરાનના લશ્કરના સેનાપતિ રુસ્તમની પાસે જે પ્રતિનિધિમંડળ મોકલ્યું હતું એમાં એક આપ પણ હતા. શામના સૌથી મોટા અને નિર્ણાયક જંગ "યરમૂક"માં પણ શરીક હતા. એ જ જંગમાં એક આંખ જતી રહી.

હઝરત ઉમર رضی اللہ عنہએ તેમને પ્રથમ બસરાના પછી કૂફાના વાલી બનાવ્યા, તેના પર રહ્યા ત્યાં સુધી કે હઝરત ઉષ્માને તેમને હોદ્દેથી ઉતારી પાડયા. પછી જ્યારે મુઆવિયાએ જ્યારે તેમને કૂફા પર નિયુક્ત કર્યા અને એ જ હોદ્દા પર રહેલા હતા ને વિસાલ કર્યો.

હઝરત અલી અને હઝરત મુઆવિયહ્‌ના ઝઘડામાં અલગ રહ્યા. બંને તરફના હુકમના ફૈસલાના સમયે દુમતુલ જુન્દલ પણ ગયા, પણ હઝરત મુઆવિયહ્‌ની બયઅત એ સમયે કરી જ્યારે ઈમામ હસને તેમને ખિલાફત સોંપી દીધી. હુઝૂર ﷺએ તેમનું ઉપનામ અબૂ ઈસા રાખ્યું હતું. એકવાર હઝરત ઉમરની ખિદમતમાં હાજર થયા. જ્યારે મળવા રજા માંગી તો હઝરત ઉમરે પૂછયું, કોણ ? અર્ઝ કરી, અબૂ ઈસા ! હઝરત ઉમરે ફર્માવ્યું, કોણ અબૂ ઈસા ?! અર્ઝ કરી, મુગીરહ ઈબ્ને શઅબા. ફર્માવ્યું, ઈસાના બાપ ક્યાં હતા ? પછી ફર્માવ્યું, હવે તમારું, ઉપનામ અબૂ અબ્દુલ્લાહ રહેશે અને એ જ મશ્હૂર થઈ. હિ.સ. ૫૦માં વિસાલ થયો.

**પરિપૂર્ણતા** : મુસ્લિમમાં એની વિગત એ છે કે ગઝવએ તબૂકમાં ફજરની નમાઝ પહેલાં હુઝૂર ﷺએ મને પૂછયું, તમારી પાસે પાણી છે ? મેં અર્ઝ કરી, હા ! છે. એ સાંભળીને હુઝૂર સવારીથી ઉતર્યા. મને ફર્માવ્યું, મશક લઈને આવો. હુઝૂર ﷺ રાતના અંધકારમાં કઝાએ હાજત માટે એટલે દૂર ગયા કે છુપાઈ ગયા. ફારિગ થઈને જ્યારે પરત આવ્યા તો મેં પાણી રેડયું. હાથ ધોવા માટે બાંય ચઢાવવા ઈચ્છયું તો બાંય ચઢી ન શકી એટલા માટે જભ્ભાની બાંય કાઢી અને જભ્ભાને ખભા પર રાખી દીધો. પછી પેશાની એટલે કે માથાના આગલા ભાગ અને

الْمُغِيْرَةَ جَعَلَ يَصُبُّ الْمَاءَ عَلَيْهِ وَهُوَ يَتَوَضَّأُ فَغَسَلَ وَجْهَهُ

*અને મુગીરહ હુઝૂરના અંગો પર પાણી રેડવા લાગ્યા અને હુઝૂર વુઝૂ કરતા રહ્યા હતા.*

وَيَدَيْهِ وَمَسَحَ بِرَأْسِهِ وَمَسَحَ عَلَى الْخُفَّيْنِ

*હુઝૂરે પોતાના ચહેરા તથા હાથોને ધોયા અને પોતાના માથા તથા મોજાઓ પર મસહ કર્યો. "*

*(ઉપર મુજબ, ભાગ–૧, પેજ–૩૩, કિતાબુસ્સલાત, ભાગ–૧, પેજ–૫૨, અસ્સલાતુ ફિલ ખફાફ, ભાગ–૧, પેજ–૫૬, કિતાબુલ જિહાદ, ભાગ–૨, પેજ–૪૦૮, કિતાબુલ મગાઝી, પેજ–૬૩૭, કિતાબુલ્લિબાસ, ભાગ–૧, મુસ્લિમ–તહારત, ભાગ–૧, પેજ–૧૩૩, ૧૩૪, અસ્સલાહ, ભાગ–૧, પેજ–૧૮૦, અબૂ દાઊદ, તહારત, બાબે મસહ, પેજ–૨૩, નિસાઈ–મસહ, પેજ–૨૯, બાબુ કયફુલ મસહ અલલ્ અમામા, પેજ–૩૦, ઈબ્ને માજહ, પેજ–૪૨)*

અમામા પર મસહ કર્યો. મેં ચાહ્યું કે મોજાઓને પગોથી કાઢી આપું. તો ફર્માવ્યું, રહેવા દો, મેં એને વુઝૂ પર પહેરેલ છે. હુઝૂરે મોજાઓ પર મસહ કર્યો. હુઝૂર પણ સવાર થયા અને હું પણ. જ્યારે લશ્કરમાં પહોંચ્યા તો લોકો નમાઝ પઢી રહ્યા હતા. અબ્દુર્રહમાન ઈબ્ને ઔફને લોકોએ ઈમામ બનાવી લીધા હતા. મેં ઈચ્છયું કે તેમને પાછળ હટાવીને સફમાં કરી દઉં પણ હુઝૂરે મના કર્યું. ખૂદ અબ્દુર્રહમાનને જ્યારે એ એહસાસ થયો કે હુઝૂર આવી ગયા તો પાછળ રહી જવા ચાહ્યું પણ હુઝૂરે ઈશારાથી એમને પણ રોકી દીધા. એ ફજરની નમાઝ હતી, એક રકાત થઈ ચૂકી હતી. હુઝૂર પણ જમાઅતમાં શરીક થઈ ગયા અને હું પણ. જ્યારે અબ્દુર્રહમાને સલામ ફેરવી તો છૂટેલી રકાત પઢવા માટે હુઝૂર ઉભા થઈ ગયા. લોકોએ જ્યારે હુઝૂર ﷺને જોયા તો ગભરાયા અને વારંવાર તસ્બીહ પઢવા લાગ્યા. હુઝૂર જ્યારે નમાઝ પૂરી કરી ચૂક્યા તો લોકો તરફ ફરીને ફર્માવ્યું, તમે લોકોએ સારુ કર્યું કે સમય પર નમાઝ પઢી લીધી. *(મુસ્લિમ–તહારત, ભાગ–૧, પેજ–૧૩૩, ૧૩૪, સલાત, ભાગ–૧, પેજ–૧૮)*

આના પર ઈમામ બુખારીએ આ પ્રકરણ રચ્યુ છે : કોઈ પોતાના સાથીને વુઝૂ કરાવે, એની સાબિતીમાં પ્રથમ હઝરત ઓસામાવાળી હદીષ–૧૦૧ વર્ણવી. જેમાં અહીં એ અધિક છે કે, હઝરત ઓસામા કહે છે કે મેં પાણી નાખવાનું શરૂ કર્યું અને હુઝૂર વુઝૂ કરતા રહ્યા. અને આ હદીષ મુગીરા ઈબ્ને શઅ્બાએ વર્ણન કરી છે. એમાં પણ એ જ છે કે હઝરત મુગીરા પાણી રેડતા રહ્યા અને હુઝૂર વુઝૂ કરતા રહ્યા.

**પ્રકરણની સાબિતી** : વુઝૂમાં સહાયની ત્રણ સ્થિતિ છે : એક પાણી લાવીને પેશ કરવું એમાં જરા સરખી પણ કરાહત નથી, બીજુ પાણી રેડવું. આ ઉમ્મતના માટે મકરૂહે તન્ઝીહી છે એટલે ખિલાફે ઉલા છે, હુઝૂર ﷺના માટે નહીં, એટલા માટે કે હુઝૂર શારેઅ (શરીઅતના સ્થાપક) છે. ઘણા કામો હુઝૂર જાઈઝ હોવાના બયાનના માટે કરે છે જો કે તે જાતે પોતે ખિલાફે ઉલા હોય. ત્રીજુ એ કે કોઈ પાણી પણ રેડે અને વુઝૂમાં અંગો પણ ધૂએ એ મના છે, જો વુઝૂ કરનારો મઅઝૂર નથી, જો મઅઝૂર છે તો કરાહત નથી.

ઈમામ બુખારીએ પ્રકરણમાં يُوَضِّي ફર્માવ્યું છે જે ત્રણેવ સ્થિતિઓમાં સામાન્ય છે. અને પ્રકરણ હેઠળ વર્ણવવામાં આવેલ હદીષોમાં એઆનત (મદદ, સહાય)ની કેવળ બીજી સ્થિતિ વર્ણન કરવામાં આવી છે. હઝરત ઓસામા અને હઝરત મુગીરાએ કેવળ પાણી રેડયું હતું, વુઝૂનાં અંગો ધોયાં ન હતાં. એનાથી મદદની પ્રથમ સ્થિતિ જાઈઝ હોવાનું તો સાબિત થાય છે કે જ્યારે પાણી રેડવુ જાઈઝ છે તો વુઝૂના માટે પાણી લાવવું એથી અધિક કક્ષાએ જાઈઝ છે. પણ ત્રીજી સ્થિતિનું જાઈઝ હોવું સાબિત નથી. વધુમાં વધુ એવું કહી શકાય છે કે પાણી રેડવુ પણ મદદ છે અને અંગોને ધોવું પણ મદદ છે જેથી મદદ કરવું સાબિત થયું તો તેની સર્વ રીતો સાબિત થશે.

પણ એ તે સમયે સહીહ થાત કે હદીષો મુત્લક (વિના પાબંદી) મદદ ઉલ્લેખ પામતી, પણ આ હદીષોમાં ખાસ મદદ વર્ણન થયેલી છે એનાથી એ નથી લાઝિમ આવતું કે હુકમ સર્વ રીતોને માટે આમ હોય.

**સારાંશ** : વુઝૂ ઈબાદતની નિય્યતથી ઈબાદત છે અને ઈબાદતની અદાયગીમાં કોઈનાથી મદદ મના છે, એટલા માટે જરૂરત થઈ કે એને બયાન કરવામાં આવે કે વુઝૂ એનાથી એક રીતે અપવાદ છે.

આ બે હદીષો ઉપરાંત આ બારામાં અન્ય પણ હદીષો આવેલી છે. ઈબ્ને માજહ (પેજ–૩૨)માં રુબૈય બિન્તે મુઅવ્વઝ رضی اللہ عنہاથી મરવી છે. તેમણે કહ્યું કે મેં ખિદમતે અક્દસમાં વુઝૂનું પાત્ર હાજર કર્યું તો હુકમ આપ્યો કે પાણી રેડો, તો મેં રેડયું. તેમજ એમાં જ સફવાન ઈબ્ને અસ્સાલ رضی اللہ عنہથી મરવી છે કે મેં સફર તથા મકામ પર બંનેમાં રસૂલુલ્લાહ ﷺના વુઝૂ કરવાના સમયે પાણી રેડયું. તેમજ એમાં એ પણ છે કે હઝરત સૈયદા રુકૈયાની બાંદી ઉમ્મે અયાશ કહે છે કે હું રસૂલુલ્લાહ ﷺને વુઝૂ કરાવતી, હું ઉભી રહેતી અને હુઝૂર બેઠેલા રહેતા.

સહાબાએ કિરામમાંથી હઝરત ઉમર ફારૂક رضی اللہ عنہના બારામાં છે કે ઈબ્ને અબ્બાસ رضی اللہ تعالیٰ عنہماએ ફર્માવ્યું કે મેં એકવાર હઝરત ઉમર સાથે હજ્જ કરી. મેં મશક વડે એમના પર પાણી રેડયું તો એમણે વુઝૂ કર્યું. *(તિર્મિઝી શરીફ, તફસીરે સૂરએ તહરીમ, ભાગ–૨, પેજ–૧૬૬)*

હઝરત ઉષ્માન رضی اللہ عنہના બારામાં પણ મરવી છે કે જ્યારે એ વુઝૂ કરતા તો અબ્દુર્રહમાન બિન અબઝા અને ઝહાક બિન મઝાહિમ લોટા વડે પાણી રેડતા.

**ચોથાઈ માથાનો મસહ** : આ હદીષમાં મુસ્લિમની રિવાયત એ છે કે હુઝૂરે અક્દસ ﷺએ "નાસિયહ" ઉપર પણ મસહ કર્યો. "નાસિયહ" માથાના આગલા ચોથાઈ હિસ્સાને કહે છે અને ત્યાંના વાળોને પણ. કુર્આન મજીદમાં છે : لَنَسْفَعًا بِالنَّاصِيَةِ نَاصِيَةٍ كَاذِبَةٍ خَاطِئَةٍ "અમે જરૂર તેની પેશાનીના વાળ પકડીને ઘસેડશું, જૂઠી ખતાકાર પેશાની." (સૂ. ઈક્રાઅ) નાસિયહ્‌ને ફારસીમાં પેશાની પણ કહે છે પણ ઉર્દૂમાં પેશાની ચહેરાના તે ઉપરવાળા ભાગને કહે છે જે વાળની નીચે અને ભવાંની ઉપર છે. એટલા માટે નાસિયહ્‌નો તર્જુમો પેશાની સાંભળીને લોકો ગભરાઈ જાય છે કે પેશાની પર મસહનો શો અર્થ ! એનાથી સાબિત થયું કે માથાના ચોથાઈ ભાગનો મસહ વુઝૂ સહીહ થવા માટે પૂરતો છે. એ ફર્ઝ છે અને સુન્નત આખા માથાનો મસહ છે. અમુક રિવાયતમાં وعلی عمامتہ પણ છે કે હુઝૂરે અમામા તથા પેશાની પર મસહ કર્યો. અમુક લોકોએ એનો ખુલાસો એ આપ્યો કે હઝરત મુગીરાને જોવામાં કાંઈ ખતા થઈ, હુઝૂરે માથાના મસહ માટે અમામાને સરકાવ્યો હશે અને મસહ પછી અમામાને ઠીક કરવામાં હાથ અમામાને લાગ્યો હશે, અને તેને તેમણે મસહ સમજ્યો. આ ખુલાસો બાતિલ છે એટલા માટે કે પછી હદીષોથી વિશ્વાસ ઉઠી જશે. એટલા માટે કે જ્યારે એ એક જગાએ માની લીધું કે સહાબા પૂર્ણપણે જોયા વિના રિવાયત કરી આપે છે તો દરેક હદીષમાં એ શંકા પેદા થઈ જશે કે શક્ય છે કે સહાબીએ સારી રીતે ન જોયું હોય, જે એમની સમજમાં આવ્યું તેને રિવાયત કરી આપ્યું. સહીહ એ છે કે ખરેખર હુઝૂરે અમામા પર જ મસહ કર્યો હતો પણ જ્યારે ચોથાઈ માથાનો મસહ કરી લીધો હતો, તો કાંઈ વાંધો નથી.

**કેવળ અમામા પર મસહ પૂરતો નથી** : હનફીઓ, શાફઈઓ, તથા જમહૂરનો મઝહબ એ છે કે માથા પર મસહ કર્યા વિના અમામા કે ટોપી પર મસહ પૂરતો નથી. એટલા માટે કે કુર્આને કરીમમાં માથાના મસહનો હુકમ છે, અને અમામા તથા ટોપી પર મસહ એ માથાનો મસહ નથી. તેમજ કોઈ હદીષમાં એવું આવેલ નથી કે હુઝૂરે અક્દસ ﷺએ કેવળ અમામા પર મસહ કર્યો હોય અને માથા પર ન કર્યો હોય અલ્બત્ત ઈમામ અહમદ ઈબ્ને હંબલ رضی اللہ عنہ ફર્માવે છે કે કેવળ અમામા પર મસહ પૂરતો છે.

**શાફઈઓની દલીલ અને જવાબ** : અમારી અને શાફઈઓની એ વાત પર સહમતિ છે કે પૂરા માથાનો મસહ ફર્ઝ નથી. મતભેદ એમાં છે કે આપણે ત્યાં ચોથાઈ માથાનો મસહ ફર્ઝ છે એનાથી ઓછો પૂરતો નથી.

ت ۳۸ عَنْ اِبْرَاهِيْمَ لَا بَأْسَ بِالْقِرَاءَةِ فِي الْحَمَّامِ

**[તઅલીક઼ : ૩૮]** *"હઝરત ઈબ્રાહીમ નખઈએ ફર્માવ્યું, હમામમાં કુર્આન પઢવામાં કોઈ વાંધો નથી*

وَيَكْتُبُ الرِّسَالَةَ عَلٰى غَيْرِ وُضُوْءٍ

*અને વિના વુઝૂએ પત્ર લખી શકે છે." (સઈદ ઈબ્ને મન્સૂર)*

અને ઈમામ શાફઈ ફર્માવે છે કે માથાના થોડા પણ હિસ્સાનો મસહ પૂરતો છે ભલે એક બે વાળનો જ હોય. એમની દલીલ એ છે કે "નાસિયહ" માથાની પેશાનીનો અમુક ભાગ છે અને અમુક જેવી રીતે ચોથાઈ છે એવી જ રીતે એનાથી ઓછું પણ છે. અમે એવું કહીએ છીએ કે ઈબાદતોની માત્રાઓ એ ગૈર ક઼યાસી છે. (બુદ્ધિમાં સમાવી જરૂરી નથી). શારેઅ ﷺએ જેની જે માત્રા (માપ) બતાવી છે એમાં ઉણપથી તે વઝીફો અદા થશે નહીં. "નાસિયહ્"થી ઓછાની કોઈ રિવાયત નથી એટલા માટે "નાસિયહ્"થી કમ મસહ કરવાથી વુઝૂ થશે નહીં.

**મસાઈલ** : આ હદીષથી આ મસાઈલ સાબિત થયા : બુઝુર્ગોથી શક્ય હોય ત્યાં સુધી નજીક રહેવું જોઈએ જેથી તેમને જરૂર હોય તો તમારાથી મદદ લે, ખાસ કરીને સફરમાં બુઝુર્ગોને એકલા ન છોડવા જોઈએ. બુઝુર્ગ જે પણ હુકમ આપે તેનું પાલન કરવાને સદ્‌નસીબી સમજવું જોઈએ. નાના માણસોએ બુઝુર્ગોના હુકમ વિના પણ તેમની ખિદમતમાં આગળ રહેવું જોઈએ. ચોથાઈ માથાનો મસહ ફર્ઝ છે. મોજાઓ પર મસહ જાઈઝ છે. નમાઝમાં ઉમ્મતી નબીનો ઈમામ થઈ શકે છે. અફઝલના હોવાની સ્થિતિમાં મફઝૂલ (અફઝલથી ઉતરતા)ની ઈમામત દુરુસ્ત છે. જ્યારે સર્વ નમાઝીઓ ભેગા થઈ જાય અને જમાઅતનો નિશ્ચિત સમય થઈ જાય અને ઈમામ ન પહોંચે તો ક઼ૌમ કોઈને ઈમામ બનાવી શકે છે. આ હુકમ કેવળ પંજગાના નમાઝના માટે છે, જુમ્આ તથા ઈદોની નમાઝ નિશ્ચિત ઈમામ જ પઢાવે અથવા પછી તેની ઈજાઝત પામેલો પઢાવે. જુમ્આ તથા ઈદોના ઈમામ પર લાઝિમ છે કે તેઓ જ્યારે ક્યાંક જાય તો કોઈને ઈમામ નિયુક્ત કરીને જાય.

## તઅલીક઼ : ૩૮ની સમજૂતી

**પ્રકરણની સ્પષ્ટતા** : ઈમામ બુખારીએ એ પ્રકરણ રચ્યું છે قراءة القرآن بعد الحدث وغيرهٖ-غيرهٗ "હદષ પછી કુર્આન પઢવું વગેરે" ગૈરહૂ શબ્દમાં બે રિવાયત છે. "રા" (راء)ને પેશ તથા ઝેર "રા"નો પેશ એ આધાર પર છે કે એનો અત્ફ કિરાઅત પર છે અને "બાબ" (بابٌ)ને ક્યાં તો સાકિન પઢે અથવા પેશની સાથે. તેને આગલા શબ્દથી સંબંધિત ન માને તો હવે પ્રકરણનો મતલબ એ થયો કે "હદ્‌ષ" પછી કુર્આન મજીદની તિલાવત વગેરેનું બયાન" વગેરેમાં કુર્આન મજીદને અડકવું, લખવું પણ દાખલ છે અને અઝકાર (ઝિક્રો) તસ્બીહ, તહલીલ, દુરૂદ શરીફ વગેરે પણ. અસલ એ થયું કે "હદ્‌ષ"ની હાલતમાં તમામ ઝિક્રો ત્યાં સુધી કે કુર્આન મજીદની તિલાવત, તેને સ્પર્શવું, એને લખવું પણ જાઈઝ છે.

૪. غيرهٖની راء(રા)ને ઝેર પઢવાની સ્થિતિમાં બાબ શબ્દને તે પછીના પ્રતિ સંબંધિત માનવું પડશે. હવે ત્રણ સંભાવનાઓ છે : પ્રથમ એ કે غيــرہ શબ્દનો અત્ફ ક઼િરાઅત પર માને. એનું પરિણામ એ જ દર્શાવેલ સ્થિતિ છે, એટલે કે "હદષ"ની હાલતમાં કુર્આન મજીદની તિલાવત વગેરે જાઈઝ છે. બીજુ એ કે તેને કુર્આન પર મઅતૂફ માને. હવે મતલબ એ થયો કે "હદષ"ની હાલતમાં કુર્આન વગેરે ન પઢવું દા.ત. એ જ તસ્બીહ તથા તહલીલ, દુરૂદ શરીફ. આ સ્થિતિમાં કુર્આન મજીદને સ્પર્શવું, લખવું દાખલ ન થશે. ત્રીજુ એ કે તેને હદષ પર મઅતૂફ માને. હવે અર્થ એ થયો કે કુર્આન મજીદની તિલાવત હદષની હાલત કે ગૈર હદષની હાલતમાં એટલે પાકીમાં કરવી. સાર એ કે દરેક હાલતમાં કુર્આન મજીદની તિલાવત જાઈઝ છે. પાકીની હાલતમાં તો જાઈઝ જ

છે, પણ હાલતે હદષમાં પણ જાઈઝ છે. સામાન્ય સંજોગોમાં વહેવારમાં આવા શબ્દો આમ બોલીમાં વપરાતા હોય છે, જેમ કે કુર્આન મજીદમાં હઝરત ઈસા عليه السلام ના માટે છે : وَيُكَلِّمُ النَّاسَ فِى الْمَهْدِ وَكَهْلًا "પારણામાંથી તથા પુખ્ત વયે લોકો સાથે વાત કરશો." *(આલે ઈમ્રાન–૪૬)*

પુખ્ત વયે તો સૌ વાત કરે છે. આશય એ છે કે પારણામાં બાળકો વાત નથી કરતા પણ હઝરત ઈસા عليه السلام ને એ અસામાન્ય શક્તિ હશે કે તે પારણામાં પણ વાત કરશે અને મોટા થયા પછી આધેડ વયે પણ. એટલે બંને ઉમરોમાં વાત કરશે.

આ ત્રીજી સંભાવનામાં વળી બે શંકાઓ છે : એક એ કે હદષથી મુરાદ હદષે અસગર હોય એટલે કે બેવૂઝુ હોવું. અને એ જાહેર એટલા માટે છે કે "હદષ" જ્યારે મુત્લક (બેકેદ) બોલાય છે તો તેનાથી વુઝૂ તૂટવું જ મુરાદ હોય છે. અર્થ એ થયો કે બાવુઝૂ તથા બેવુઝૂ દરેક હાલતમાં તિલાવત તથા ઝિક્ર જાઈઝ છે. બીજી શંકા એ કે "હદ્ષ"થી મુરાદ હદ્ષે અકબર હોય, એટલે કે જે ચીજોથી ગુસ્લ વાજિબ થાય છે જેમ કે જુનુબી થવું, હૈઝ તથા નિફાસની હાલત. હવે અર્થ એ થયો કે પાક હોવાની હાલતની જેમ જનાબત વગેરેની હાલતમાં પણ તિલાવત તથા ઝિક્ર જાઈઝ છે. ઘણા બુઝુર્ગોનો આ મઝહબ છે. શક્ય છે કે ઈમામ બુખારીનો પણ આ મતલબ હોય.

**અહકામ** : આપણા મઝહબમાં જુનુબી તથા હૈઝ તથા નિફાસવાળી સ્ત્રીને ન કુર્આન મજીદની તિલાવત જાઈઝ છે ન સ્પર્શવું જાઈઝ, ન લખવું જાઈઝ, અને ઝિક્રની રજા છે, એ જ પ્રમાણે તેને લખવાની પણ છૂટ છે. બેવુઝૂ માણસે કુર્આન મજીદ સ્પર્શવું જાઈઝ નથી, તિલાવત જાઈઝ છે, અન્યો ઝિક્રો પણ જાઈઝ. અને લખેલ હોય તો તેને સ્પર્શવું પણ જાઈઝ. જો કે બેહતર એ છે કે બાવુઝૂ તિલાવત તથા ઝિક્ર કરે. કુર્આન મજીદ લખવાના બારામાં બે કથનો છે : ઈમામ અબૂ યૂસુફ ફર્માવે છે કે મકરૂહ નથી, ઈમામ મુહમ્મદે ફર્માવ્યું કે મકરૂહ છે. બંનેવનું વર્ગીકરણ એ રીતે થશે કે મકરૂહે તહરીમી અને નાજાઈઝ નથી પણ મકરૂહે તન્ઝીહી તથા ખિલાફે ઉલા જરૂર છે. *(દુર્રે મુખ્તાર, ભાગ–૧, રદ્દુલ મુહતાર, ભાગ–૧, બાબુલ ગુસ્લના છેવટમાં, પેજ–૧૧૭, ૧૧૮)*

**પ્રકરણથી સામ્યતા** : હઝરત ઈબ્રાહીમ નખઈએ ફર્માવ્યું કે હમામમાં કુર્આન મજીદ પઢવામાં કોઈ વાંધો નથી. હમામમાં "હદ્ષ"વાળો અને જુનુબી બંનેવ જાય છે, જેથી સાબિત થયું કે હદષ તથા જનાબતની હાલતમાં તિલાવત જાઈઝ. એટલા માટે કે હઝરત ઈબ્રાહીમે કોઈ તફસીલ નથી કરી. જો હદ્ષવાળો તથા જુનુબીને તિલાવત મના હોત તો તેમના માટે જરૂરી હતું કે તેને જાહેર કરી આપતા.

***હઝરત ઈબ્રાહીમનું બીજું કથન*** : એ જ મન્સૂર ઈબ્ને સઈદે હઝરત ઈબ્રાહીમનો બીજો ક઼ૌલ આ નક઼લ કર્યો કે હમામમાં તિલાવત મકરૂહ છે. અબ્દુર્રઝ્ઝાકની રિવાયતમાં એ છે કે મન્સૂરે એના બારામાં એમને પૂછયું તો ફર્માવ્યું, હમામ તિલાવતના માટે નથી બનાવવામાં આવ્યાં. અને આ જ સહીહ છે, આ જ ઈમામે આ'ઝમનો ક઼ૌલ છે. *(અયની, ભાગ–૩, પેજ–૬૩)*

રહી ગયું બેવુઝૂ પત્ર લખવું, તો એ સર્વ સંમતિએ જાઈઝ છે, શરત એ કે પત્ર લખવામાં કુર્આન મજીદની આયત ન હોય. અને આયત હોય તો પણ ઈમામ નખઈનો મઝહબ એ જ છે કે બેવુઝૂ કુર્આન મજીદ લખવામાં વાંધો નથી. એ જમાનામાં સામાન્ય રિવાજ હતો કે લખવામાં બિસ્મિલ્લાહ જરૂર લખતા હતા અને એ કુર્આન મજીદની આયત છે. તો સાબિત થયું કે બેવુઝૂ કુર્આન મજીદની આયત લખવી જાઈઝ છે.

**હું કહું છું (અકુલ)** : ચર્ચા એ સ્થિતિમાં છે કે કુર્આન મજીદ દુઆ તથા ષનાની નિય્યતે ન લખવામાં આવે, અને જો કોઈ શખ્સ કુર્આન મજીદને દુઆ કે ષનાની નિય્યતે પઢે, તિલાવતની નિય્યત ન હોય તો જુનુબી વગેરેએ પણ પઢવી જાઈઝ. તો પછી બેવુઝૂએ દુઆ તથા ષના લખવું કઈ રીતે નાજાઈઝ થશે. અને જાહેર છે કે પત્રમાં બિસ્મિલ્લાહ પ્રારંભ કરવાની નિય્યતે લખવામાં આવે છે એટલા માટે એના જાઈઝ હોવાથી મુત્લક઼ન કુર્આન મજીદને લખવું જાઈઝની દલીલ પુરવાર થતી નથી.

ت (٣٩) وَقَالَ حَمَّادٌ عَنْ اِبْرَاهِيْمَ اِنْ كَانَ عَلَيْهِمْ اِزَارٌ فَسَلِّمْ وَ اِلَّا

[તઅલીક઼ : ૩૯] ''અને ઈમામ હમ્માદે કહ્યું, ઈમામ ઈબ્રાહીમે ફર્માવ્યું, જો તે તેહબંદ બાંધેલ હોય તો

فَلَا تُسَلِّمْ

સલામ કરવી, નહીં તો ન કરવી.'' (જામેઅ થૌરી)

[હદીષ : ૧૩૮] (١٣٨) حديث

قراءة النبی صلی اللہ تعالی علیہ وسلم العشر الایات الخواتم من سورة آل عمران بعد النوم

''સૂઈને ઉઠયા પછી સૂરએ આલે ઈમરાનની છેવટની દસ આયતો પઢવી''

اَنَّ عَبْدَ اللّٰهِ بْنَ عَبَّاسٍ اَخْبَرَهٗ اَنَّهٗ بَاتَ عِنْدَ مَيْمُوْنَةَ زَوْجِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

''કરીબે કહ્યું, મને અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ رضی اللہ عنهما એ ખબર આપી કે તે નબી ﷺ ના પત્ની હઝરત

## તઅલીક઼ : ૩૯ની સમજૂતી

**ખુલાસો તથા વર્ગીકરણ** : મતલબ એ છે કે હમામમાં જે લોકો નહાઈ રહ્યા હોય તેઓ જો તેહબંદ બાંધીને નહાઈ રહ્યા હોય તો તેમને સલામની ઈજાઝત છે. અને જો નગ્ન હોય તો ઈજાઝત નથી. જાહેર છે કે તે ગુનાહની હાલતમાં છે. આ તઅલીક઼ને પ્રકરણથી મળતાપણુ એ છે કે સલામ ઝિક્રોના વર્ગમાંથી છે અને પ્રકરણનો છેલ્લો હિસ્સો ''વગૈરહ્માં'' ઝિક્રો પણ સામેલ છે. આ રીતે પ્રકરણથી સંબંધિત થઈ ગઈ અથવા એવું કહેવામાં આવે કે પ્રથમ તઅલીક઼માં હમામનું વર્ણન હતું અને સમર્થનમાં આ તઅલીક઼ વર્ણન કરી છે.

## સમજૂતી : ૧૩૮

આ હદીષ અગાઉ આવી ગઈ છે પણ અહીં જે રિવાયત છે એમાં બે વાતોનો વધારો છે. એક એ કે જાગૃત થયા પછી આલે ઈમરાનની છેવટની આયતો તિલાવત કરી, બીજુ વિત્ર સાથે તેર રકાતો પઢી એટલે અમે એને અમારી ગોઠવણની ઢબ વિરુધ્ધ બે વાર વર્ણન કરેલ છે. તફસીરમાં ભાગ–ર, પેજ નં. ૬૫૭ પર આટલું વિશેષ વર્ણન છે કે થોડીવાર પોતાનાં પત્ની સાહેબા સાથે વાતચીત કરી પછી સૂતા. જયારે રાતનો અંતિમ ત્રીજો પહોર થયો તો ઉઠીને બેઠા થયા અને આસ્માનની તરફ જોયું અને પઢયું اِنَّ فِیْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ.... الخ છેવટ સૂરત સુધી દસ આયતો. તેમજ એ પણ ઉલ્લેખ થયેલ છે કે વુઝૂમાં મિસ્વાક કર્યું. અહીં એ છે કે સારી રીતે વુઝૂ કર્યું. અને પ્રથમવાળી રિવાયતમાં એ છે કે હલકુ વુઝૂ કર્યું. એ વખતે કેટલી રકાતો પઢી એમાં પણ વિવિધ રિવાયતો છે. આમ રિવાયતોમાં ''રકઅતૈં રકઅતૈં'' છ વાર છે. *(તફસીરની પ્રથમ રિવાયતમાં છે કે ૧૧ રકાતો પઢી. પ્રકરણ* **يقوم عن يمين الامام بحذائه** *ભાગ–૧, પેજ–૯૭ની રિવાયતમાં આ પ્રમાણે છે કે પ્રથમ પાંચ રકાતો પઢી પછી વિત્ર પઢી, વિત્ર પછી બે રકાત વધુ પઢી.)*

وَهِيَ خَالَتُهُ، فَاضْطَجَعْتُ فِي عَرْضِ الْوِسَادَةِ وَاضْطَجَعَ

*મૈમૂના પોતાનાં માસીને ત્યાં રાત્રે રહ્યા. (તેમણે કહ્યું) હું બિસ્તરની પહોળાઈમાં સૂતો,*

رَسُولُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَاَهْلُهُ فِي طُولِهَا

*રસૂલુલ્લાહ ﷺ અને તેમનાં પત્ની સાહેબા લંબાઈમાં સૂતા. રસૂલુલ્લાહ ﷺ સૂઈ ગયા.*

فَنَامَ رَسُولُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ حَتّٰى إِذَا انْتَصَفَ

*જ્યારે અડધી રાત થઈ અથવા એથી કાંઈક પહેલાં કે તેના બાદ તો રસૂલુલ્લાહ ﷺ જાગ્યા*

اللَّيْلُ اَوْ قَبْلَهُ بِقَلِيْلٍ اَوْ بَعْدَهُ بِقَلِيْلٍ اِسْتَيْقَظَ رَسُولُ اللّٰهِ

*પછી બેઠા અને પોતાના હાથો વડે આંખો ચોળવા લાગ્યા જેથી ઊંઘની અસર દૂર થઈ જાય.*

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فَجَلَسَ يَمْسَحُ النَّوْمَ عَنْ وَجْهِهِ

*પછી સૂરએ આલે ઈમરાનની છેવટની દસ આયતો પઢી પછી એક લટકી રહેલી મશકની પાસે ગયા,*

بِيَدِهِ ثُمَّ قَرَأَ الْعَشْرَ الْاٰيَاتِ الْخَوَاتِمَ مِنْ سُوْرَةِ اٰلِ عِمْرٰنَ

*તેનાથી ખૂબ સારી રીતે વુઝૂ કર્યું પછી ઉભા થયા અને નમાઝ પઢવા લાગ્યા. ઈબ્ને અબ્બાસે કહ્યું, પછી હું*

**૧. વર્ગીકરણ** : અહીં મિસ્વાકનો ઉલ્લેખ નથી પણ **فاحسن وضوئه**માં મિસ્વાક કરવું પણ સામેલ છે. હલકુ વુઝૂ કરવામાં અને સારી રીતે વુઝૂ કરવામાં કોઈ ટકરાવ નથી. સારી રીતે વુઝૂ કરવાનો મતલબ એ છે કે મુસ્તહબોની પણ કાળજી લીધી. અને હલકુ વુઝૂ કરવાનો મતલબ એ છે કે સામાન્યતઃ ભરપૂર રીતે પાણી વહાવીને જે પ્રમાણે આદત હતી એ પ્રમાણે વુઝૂ ન કર્યું. જેમ કે મુસ્લિમની રિવાયતમાં છે : **ولم يكثروقدابلغ** *(ભાગ–૧, પેજ–૨૬૦)*

**વિત્ર ત્રણ રકાતો છે** : વિત્રના સંબંધે સંખ્યા વર્ણન કરેલ નથી. કેવળ એ કે વિત્ર પઢી. વિત્ર એક રકાત ઉપર પણ લાગુ પડે અને ત્રણ રકાત પર પણ. એટલા માટે એને વિત્રની એક રકાત માટે દલીલરૂપે લાવવી સહીહ નથી. બલ્કે રાજેહ (પસંદીદા) એ જ છે કે ત્રણ રકાત વિત્ર પઢી, એટલા માટે કે "બતીરા" એટલે કે કેવળ એક રકાત નમાઝ પઢવાથી હુઝૂરે અક્દસ ﷺએ ખૂદ મના ફર્માવ્યું છે. તદ્ઉપરાંત આ જ હદીષ મુસ્લિમ શરીફ (ભાગ–૧, પેજ–૨૬૧)માં મુહમ્મદ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસના તરીક઼ાથી આ પ્રમાણે છે : **اوتر بثلث** "હુઝૂરે ત્રણ રકાત વિત્ર પઢી."

**સામ્યતા** : પ્રકરણ આ છે : હદ્ષ અને ગૈર હદ્ષની હાલતમાં કુર્આન પઢવું. અને હદીષમાં કોઈ એવો શબ્દ નથી જેનાથી એ સાબિત થાય કે હદ્ષની હાલતમાં કુર્આન મજીદ પઢવું જાઈઝ છે. રહી ગયું હુઝૂરે અક્દસ ﷺનું ઊંઘમાંથી જાગીને તિલાવત કરવું, તો એને પ્રકરણ સાથે કોઈ સંબંધ નથી, એટલા માટે નબીઓની ઊંઘ વુઝૂ તોડનાર નથી. ઈર્શાદ છે : **تنام عينى ولا ينام قلبى** એટલા માટે ઊંઘથી એ કરવું કે હુઝૂરે અક્દસ ﷺએ હદ્ષની હાલતમાં તિલાવત કરી હતી, એ દુરુસ્ત નથી. અલ્લામા ઈબ્ને હજરે સામ્યતા પેદા કરવા માટે આ મુદ્દો કાઢયો છે કે અંબિયાની ઊંઘ વુઝૂ તોડનાર નથી પરંતુ જો ઊંઘની હાલતમાં કોઈ હદ્ષ દા.ત. વા સરવું થાય તો તેના લીધે વુઝૂ તૂટી જશે, આપણા તથા નબીઓ વચ્ચે તફાવત એ છે કે આપણને હદ્ષ થયાની જાણ નથી થતી

ثُمَّ قَامَ اِلیٰ شَنٍّ مُّعَلَّقَةٍ فَتَوَضَّأَ مِنْهَا فَاَحْسَنَ وُضُوْءَهٗ ثُمَّ

પણ ઉઠયો અને જેવું હુઝૂરે કર્યું હતું તેમ મેં પણ કર્યું, પછી ગયો અને હુઝૂરની બાજુમાં ઉભો થઈ ગયો.

قَامَ يُصَلِّيْ قَالَ ابْنُ عَبَّاسٍ فَقُمْتُ فَصَنَعْتُ مِثْلَ مَا صَنَعَ

હુઝૂરે પોતાનો જમણો હાથ મારા માથા પર રાખ્યો અને મારો જમણો કાન પકડીને મચડવા લાગ્યા.

ثُمَّ ذَهَبْتُ فَقُمْتُ اِلیٰ جَنْبِهٖ فَوَضَعَ يَدَهُ الْيُمْنٰى عَلٰى رَاسِيْ

હુઝૂરે બે રકાત પઢી, પછી બે રકાત પઢી, પછી બે રકાત પઢી, પછી બે રકાત પઢી,

وَاَخَذَ بِاُذُنِيَ الْيُمْنٰى يَفْتِلُهَا فَصَلّٰى رَكْعَتَيْنِ ثُمَّ رَكْعَتَيْنِ ثُمَّ

પછી બે રકાત પઢી, પછી બે રકાત પઢી, પછી બે રકાત પઢી, પછી વિત્ર પઢી પછી

رَكْعَتَيْنِ ثُمَّ رَكْعَتَيْنِ ثُمَّ رَكْعَتَيْنِ ثُمَّ رَكْعَتَيْنِ ثُمَّ اَوْتَرَ ثُمَّ

સૂઈ ગયા. ત્યાં સુધી કે મોઅઝ્ઝિન હાજર થયો

અને અંબિયાએ કિરામને થઈ જાય છે.

અલ્લામા અયનીએ એની એ પકડ કરેલ છે કે, અંબિયાએ કિરામની વિશિષ્ટતા એ છે કે ઊંઘની હાલતમાં તેમને હદ્ષ લાગુ નથી થતું. અલ્લામા અયનીની આ વાત ખૂબ જ મુદ્દાની છે. કેવળ ઊંઘ આમ લોકોની પણ વુઝૂ તોડનાર નથી, પણ તે જ ઊંઘ વુઝૂ તોડનાર છે જેમાં અંગો ઢીલાં પડી જતાં હોય જેનાથી હવા સરવાનું ગુમાન થાય. અસલ વુઝૂ તોડનાર વા સરવું છે કે ઊંઘની હાલતમાં એનો એહસાસ નથી થતો. અંગોની ઢીલાશ થવાને વા સરવાના સ્થાને માનીને એવી ઊંઘને વુઝૂ તોડનાર ઠરાવવામાં આવી જેમાં અંગો ઢીલાં પડવું થતુ હોય, એટલા માટે અંબિયાએ કિરામની ઊંઘ વુઝૂ તોડનાર નથી. એનો સાર એ નીકળ્યો કે ઊંઘની હાલતમાં એમને હદ્ષ લાગુ નથી થતો.

તદ્ઉપરાંત અલ્લામા ઈબ્ને હજરની એ વાત માની પણ લેવામાં આવે તો એ કેવળ એક સંભાવના છે અને સંભાવના સાબિતી માટે મુદ્દો નથી બનતો. હુઝૂરે અક્દસ ﷺએ જાગૃત થયા બાદ વુઝૂ કર્યું. એ પણ એની દલીલ નથી કે આપને કોઈ હદ્ષ લાગુ થઈ ગયું હોય. વુઝૂ પર વુઝૂ નૂરુન્ અલા નૂર છે.

પ્રકરણને સમતોલ કરવાની મૂળ ચર્ચા એ છે કે ખૂદ ઈમામ બુખારીએ باب الدعاء اذا انتبه من الليل (ભાગ–૨, પેજ–૯૩૪)માં અને ઈમામ મુસ્લિમે મુસ્લિમ શરીફ (ભાગ–૧, પેજ–૨૬૦)માં આ સ્પષ્ટતા કરી છે કે એના પહેલાં હુઝૂરે અક્દસ ﷺ ઉઠયા અને કઝાએ હાજત કરી, પછી પોતાના મોઢા તથા હાથોને ધોયા ત્યાર બાદ સૂતા. ફરીવાર ઉઠયા તો મશક સાથે વુઝૂ કર્યું. એનાથી જણાયું કે હુઝૂરે અક્દસ ﷺ એ વખતે બાવુઝૂ નથી સૂતા.

**ઈઝાહુલ્ બુખારી ایضاح البخاری ની રદ** : ઈઝાહુલ બુખારીમાં સામ્યતાની તક્રીર (ચર્ચા) પોતાના ઉસ્તાદ હુસૈન અહમદ સાહબ ટાંડવીથી એ નક્લ કરી કે હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે, فَصَنَعْتُ مِثْلَ مَاصَنَعَ "જેવું હુઝૂરે કર્યું હતું તેવું જ મેં પણ કર્યું." અને સરખાપણામાં દરેક રીતે સમાનતા હોય છે, એટલા માટે મતલબ એ થયો કે ઈબ્ને અબ્બાસ પણ ઉઠયા, આંખો મસળી, તિલાવત કરી, વુઝૂ કર્યું અને ઈબ્ને અબ્બાસ પ્રથમ સૂઈ

اضْطَجَعَ حَتّٰى اَتَاهُ الْمُؤَذِّنُ فَقَامَ فَصَلّٰى رَكْعَتَيْنِ خَفِيْفَتَيْنِ ثُمَّ

*તો ઉઠયા પછી બે રકાત ટૂંકી પઢી પછી બહાર તશરીફ લઈ ગયા*

خَرَجَ فَصَلّٰى الصُّبْحَ

*અને સવારની નમાઝ પઢાવી.*

*(બુખારી ઈલ્મ બાબુસ્સમર બિલ્ ઈલ્મ, ભાગ–૧, પેજ–૨૨, અલ્ વુઝૂ બાબુત્તખ્ફીફ બિલ્ વુઝૂ, ભાગ–૧, પેજ–૨૫, વિત્ર બાબિ માજહ ફિલ વિત્ર, ભાગ–૧, પેજ–૧૩૫, અઝાન, ૧/૯૭, ૧/૧૦૦, ૧/૧૦૧, તફસીર, ૨/૬૫૭, ૨/૯૩૪, મુસ્લિમ, ૧/૧૨૮, નિસાઈ–કયામુલ્લૈલ–૯, ઈબ્ને માજહ–ઈકામત–૧૮૧, મુઅત્તા–સલાતુલ્લૈલ–૧૧, મુસ્નદે ઈમામ અહમદ બિન હંબલ)*

ગયા હતા. જેમ કે એ જ હદીષની અમુક રિવાયતોમાં **ونام الغليم** *(બુખારી, ભાગ–૧, પેજ–૨૨)* આવેલ છે. ઈબ્ને અબ્બાસે હદષની હાલતમાં તિલાવત કરી, હુઝૂરે એમને મના નથી કર્યું, જો કે ડાબી બાજુ ઉભા રહી ગયા હતા તો નમાઝની હાલતમાં તેમને જમણી બાજુ કરી દીધા. જો હદ્ષની હાલતમાં તિલાવત મના હોત તો હુઝૂરે અક્દસ ﷺ તેમને જરૂર ચેતવણી આપતા. એ જરૂર છે કે ઈબ્ને અબ્બાસ નાબાલિગ હતા પણ તા'લીમના માટે તેમને સૂચવવું જરૂરી હતું જેવું ડાબી બાજુ ઉભા રહેવા પર કર્યું.

**અકુલ (હું કહું છું) :** આ તક્રીર (ચર્ચા) વિવિધ કારણોએ વિ□ાસથી પર છે. પ્રથમ તો હઝરત ઈબ્ને અબ્બાસ સૂતા ન હતા જાગી રહ્યા હતા. જેમ કે ખૂદ બુખારી **اذا انتبه من اليل** તથા મુસ્લિમની રિવાયતમાં ખુલાસો છે. ઈબ્ને અબ્બાસે કહ્યું, હું ઉઠયો અને આળસ મરડયું જેથી હુઝૂર ﷺ એ ખયાલ ન કરે કે હું જાગી રહ્યો હતો. રહી ગયું **نام الغليم** એમાં પ્રશ્નરૂપે કહેવાની પણ સંભાવના છે અને ખબરની પણ. સવાલરૂપેની સ્થિતિમાં ઈબ્ને અબ્બાસનું સૂઈ જવું કતઈ નથી અને ખબરની સ્થિતિમાં પણ. આ કથન ઈબ્ને અબ્બાસની જાહેરી હાલતના એ'તબારથી છે. એનાથી લાઝિમ નથી કે ખરેખર સૂઈ ગયા હોય. સૌથી મોટી વાત એ છે કે જયારે હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું હતું, **ونام الغليم** જો એ વખતે ઈબ્ને અબ્બાસ સૂઈ ગયા હતા તો આ સાંભળ્યું કેવી રીતે ? બીજુ : એવું કહેવું કે હમેશાં મિષ્લ (સરખાપણા)માં દરેક એ'તબારથી બરાબર હોય છે, એ ગલત છે. નહીં તો **قُلْ اِنَّمَا اَنَا بَشَرٌ مِّثْلُكُمْ**માં શું કહેશો ? ત્રીજુ : ખૂદ બુખારીની જ "કિતાબુલ્ વુઝૂ"વાળી રિવાયતમાં આ પ્રમાણે છે : મેં પણ એવું જ વુઝૂ કર્યું જેવું હુઝૂરે વુઝૂ કર્યું હતું. એનાથી જાહેર એ છે કે દષ્ટાંતરૂપનો અર્થ એ તરીકા પ્રમાણે વુઝૂ કરવું છે, જેવું કે હુઝૂરે ફર્માવ્યું હતું. ચોથું : એ કહેવું કે એમને રાતમાં હદષ થયું હતું. એ કેવળ સંભાવના છે. એ પણ થઈ શકે છે કે ખરેખર હદષ ન થયેલ હોય. એટલા માટે કહેવું જ પડશે કે આ હદીષને પ્રકરણ સાથે કોઈ સંબંધ નથી.

એક રિવાયતમાં છે કે એની એક રકાતમાં **قل يايها الكافرون** અને એકમાં સૂરએ ઈખ્લાસ પઢી. આ હદીષમાં ફજરની સુન્નતો પછી સૂવોનો ઉલ્લેખ નથી. પણ બીજી હદીષોમાં છે. હનફીઓને ત્યાં ફજરની સુન્નત પછી સૂવું મસ્નૂન નથી, જાઈઝ જરૂર છે તેમજ જે કોઈ એ નિય્યતથી સૂએ કે હુઝૂર અક્દસ ﷺની આદત હતી તો અજ્ર (બદલા)ની ઉમ્મીદ છે, પરંતુ **મસ્જિદમાં ન સૂએ, એ નાપસંદીદા વાત છે કે લોકો નમાઝ પઢી રહ્યા છે, ઝિક્રમાં વ્યસ્ત છે, ત્યાં જ પગો લંબાવીને સૂવામાં આવે.** હુઝૂરે અક્દસ ﷺ મસ્જિદમાં સૂતા ન હતા પણ પોતાના હુજરા મુબારકમાં સૂતા હતા.

બુખારી પ્રકરણ **اذا انتبه من الليل**માં છે કે વિત્ર પઢીને હુઝૂર ﷺ સૂઈ ગયા ત્યાં સુધી કે નાકથી અવાજ

ت ۴۰ وَقَالَ ابْنُ الْمُسَيَّبِ الْمَرْأَةُ بِمَنْزِلَةِ الرَّجُلِ

**[તઅલીક઼ : ૪૦]** *"સઈદ ઈબ્ને મુસૈયિબે કહ્યું, (સ્ત્રી મસહના મામલામાં) મર્દના સ્થાને છે,*

تَمْسَحُ عَلٰی رَأْسِهَا

*તેણી પણ પોતાના માથા પર મસહ કરે." (ઈબ્ને અબી શયબા)*

આવવા લાગ્યો, અને હુઝૂર જ્યારે સૂતા તો નાકથી અવાજ આવતો. જ્યારે બિલાલે નમાઝની ખબર આપી તો નમાઝ પઢી અને વુઝૂ નથી કર્યું. હુઝૂર ﷺની દુઆ આ હતી :–

**اللهم اجعل فی قلبی نورا وفی بصری نورا وفی سمعی نورا وعن یمینی نورا وعن یساری نورا وفوقی نورا تحتی نورا وامامی نورا وخلفی نورا وجعل لی نورا**

"હે અલ્લાહ ! મારા દિલ, મારી આંખ, મારા કાનમાં નૂર કરી દે, અને મારી જમણે મારી ડાબે અને મારા ઉપર મારા નીચે મારી આગળ મારી પાછળ નૂર કરી દે અને મને નૂર રાખ."

એમાં એ પણ છે કે મારા પર ગોશ્ત, મારા લોહી, મારા વાળ, મારા બશરમાં નૂર રાખ. અને બે ચીજો અધિક છે. સલમા બિન કહીલે કહ્યું કે કરીબે જણાવ્યું કે સાત તાબૂતમાં છે. મેં હઝરત ઈબ્ને અબ્બાસની અમુક ઔલાદને પૂછયું તો તેમણે અસબી, લહ્મી, દમી, શઅરી તથા બશરીનો ઉલ્લેખ કર્યો. અને બે અધિક વર્ણવી. તાબૂતથી મુરાદ ક્યાં તો તેમનું દિલ છે અથવા કિતાબોની સંદૂક છે.

**મસાઈલ** : (૧) મુસ્લિમ શરીફની રિવાયતને મિલાવ્યા બાદ એ સાબિત થયું કે તિલાવતના માટે વુઝૂ શર્ત નથી. (૨) નાના બાળકનું પોતાના મહેરમ સગાને ત્યાં સૂવું જાઈઝ છે, ભલે તેનો પતિ હાજર હોય. (૩) તહજ્જુદ પઢવી મુસ્તહબ છે. (૪) છેવટની રાતે તહજ્જુદ બાદ વિત્ર પઢવી બેહતર છે. (૫) રાતમાં જાગતાં સૂરએ આલે રહમાનની અંતિમ દસ આયતો પઢવી મુસ્તહબ છે. (૬) નાના બાળકના કાન મચડવા જાઈઝ છે, અદબ આપવા માટે પણ અને મહોબ્બતના રૂપે પણ. (૭) નાનાં બાળકોને નાનપણથી જ સુન્નત તથા મુસ્તહબો સુદ્ધાંની તા'લીમ આપવી જોઈએ, મકરૂહ બાબતોમાં પડવાથી ચેતવવાં જોઈએ. (૮) એ પણ મુસ્તહબ છે કે મોઅઝ્ઝિન ઈમામ પાસે આવીને જમાઅતનો સમય થવાની ખબર આપે. (૯) ફજરની સુન્નતને મુસ્તહબોની કાળજીની સાથે ટૂંકામાં ટૂંકી પઢવી જોઈએ.

## તઅલીક઼ : ૪૦ની સમજૂતી

**સઈદ ઈબ્ને મુસૈયિબ** : કર્શી મખ્ઝૂમી મદની છે. અબૂ મુહમ્મદ કુન્નિયત છે. હિ.સ. ૧૯ના અંતમાં ખિલાફતે ફારૂકીમાં પેદા થયા. અને હિ.સ. ૯૩ કે ૯૪માં ૭૫ વરસની વયે મદીનામાં અલ્લાહના પ્યારા થઈ ગયા. આપ અગ્ર કક્ષાના મહાન તાબઈનમાંથી હતા. તેમને સૈયદુત્તાબઈન અલલ ઈત્લાક કહેવામાં આવ્યા છે. અબૂ હુરૈરહ્ની હદીષોના તથા હઝરતના ફૈંસલાઓના સૌથી મહાન આલિમ હતા. હઝરત ઉષ્માન, હઝરત અલી, હઝરત અબૂ સઈદ, હઝરત અબૂ હુરૈરહ્ رضوان الله تعالیٰ علیهم اجمعین થી હદીષો સાંભળી. એક કૌલ એ છે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی الله عنهما જેવા ઈમામ તેમનાથી હઝરત ઉમરના ફૈંસલાઓ પૂછતા હતા. ઈમામ મકહૂલે કહ્યું, ઈલ્મ હાંસલ કરવા માટે મેં આખી પૃથ્વીનો ચક્કર માર્યો પણ મને સઈદ ઈબ્ને મુસૈયિબથી વધીને કોઈ આલિમ નથી મળ્યો. ઈમામ અવઝાઈ, ઈમામ અહમદ બિન હંબલ, અલી ઈબ્ને મદીની સર્વ એમના તાબઈનમાં અફઝલ, તથા તાબઈનમાં અફઝલ ઈલ્મવાળા હોવાને સ્વીકારનારા છે. ફિક઼હમાં એટલા બુલંદ રુત્બાવાળા છે કે તેમને ફક઼ીહુલ ફુક઼હા કહેવામાં આવે છે.

આપ રિવાયતમાં ઈરસાલ ખૂબ કરતા હતા પણ ઈમામ શાફઈએ ફર્માવ્યું, એમનો ઈરસાલ હસન છે. ઈમામ અહમદે ફર્માવ્યું, સૌ સિહાહ છે, તારિકુદુન્યા ઝાહિદ, કનાઅત પસંદ (થોડામાં સંતોષી રહેનાર) હતા. દુન્યાદારોથી દૂર રહેતા, બની ઉમૈયાના શાહોનો વઝીફો કદી ન સ્વીકાર્યો. ચારસો દીનાર કુલ પૂંજી હતી, તેનાથી ઝયતૂનના તેલનો વેપાર કરીને ગુજારો કરતા.

તેમની એક સાહબઝાદી હતી જે હુસ્નો જમાલમાં અજોડ, ખૂબ જ બાઅખ્લાક, આલિમા, ફાઝિલા હતી. અબ્દુલ મલિક ઈબ્ને મરવાન સફાકે પોતાના પુત્ર વલીદના માટે પયગામ મોકલ્યો તો હઝરત સઈદે ઈન્કાર કરી આપ્યો, તેના પર તે જાલિમે બહાનુ બનાવીને કોરડા ફટકારાવ્યા. તે સાહબઝાદીના નિકાહ એક તંગદસ્ત વ્યક્તિ કષીર ઈબ્ને વદાઆ સાથે બે દિરહમ મહેર પર કરી આપ્યા પછી જમાઈને પાંચ હજાર દિરહમ રોકડા આપ્યા.

જ્યારે અબ્દુલ મલિકના મૃત્યુ બાદ વલીદની બયઅતના માટે મદીનાના વાલી હેશામ ઈબ્ને ઈસ્માઈલે કહ્યું તો ઈન્કાર કરી આપ્યો. તે જાલિમે તેમની પિટાઈ કરી, ગલીઓમાં ઘુમાવ્યા, પથ્થર વરસાવ્યા. એ હાલતમાં એક સ્ત્રીએ કહ્યું, **હે સઈદ ! છેવટે આ બેઈજ્જતી શા માટે વેઠી રહ્યા છો ? ફર્માવ્યું, દુનિયા તથા આખેરતની બેઈજ્જતીથી બચવા માટે.**

હદીષના મામલામાં ખૂબ જ બાઅદબ હતા. એકવાર બીમાર હતા એવામાં કોઈ હદીષ સાંભળવા માટે હાજર થયું તો કમજોર છતાં બેસીને હદીષ બયાન કરી. તેણે કહ્યું, (આટલી કમજોરી છતાં) આવી તકલીફ કેમ ઉઠાવી ? ફર્માવ્યું, **મને એ માન્ય ન થયું કે સૂતાં સૂતાં હદીષ બયાન કરું.** આ સર્વ ખૂબીઓ ઉપરાંત ઘણા જ મહાન આબિદ, રાત્રે જાગી ઈબાદતમાં મશગૂલ રહેનાર હતા. **૫૦ વરસ સુધી ઈશાના વુઝૂથી ફજરની નમાઝ પઢી.** તેમના ગુલામ બર્દે કહ્યું, **ચાલીસ સાલથી જ્યારે હું મસ્જિદમાં જાઉં છું તો સઈદને મસ્જિદમાં પામુ છું.** આપ હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہના જમાઈ હતા. *(અલ્ બિદાયા વન્નિહાયા, ભાગ–૯, પેજ–૯૯, ૧૦૦)*

**સામ્યતા :** ઈમામ બુખારીએ પ્રકરણ રચ્યું છે : ''આખા માથાના મસહનું બયાન'' આ તઅલીકમાં આખા માથાના મસહનો કોઈ ઉલ્લેખ નથી, કેવળ એટલું વર્ણન છે કે પુરૂષની જેમ સ્ત્રી પણ માથાનો મસહ કરે, ન આખાનો ઉલ્લેખ છે ન ચોથાઈનો. અલ્બત્ત ઈમામ બુખારીએ આ તઅલીકથી પહેલાં આયતે કરીમા وَامْسَحُوا بِرُؤُسِكُمْ વર્ણન કરી છે. એનાથી માલિકીઓની એ દલીલ છે કે જેવી રીતે મોં તથા હાથ તથા પગોને પૂરા ધોવા લાઝિમ છે એવી જ રીતે આખા માથાનો મસહ ફર્ઝ છે. અમારો જવાબ મશ્હૂર તથા પ્રખ્યાત છે કે હઝરત મુગીરા ઈબ્ને શઅબા رضی اللہ عنہની હમણા જે હદીષ ગુજરી તે મુસ્લિમની એક રિવાયતમાં આ પ્રમાણે છે : مسح على الخفين ومقدم راسه وعلى عمامته બીજી રિવાયત આ પ્રમાણે છે : فمسح بناصيته وعلى العمامة وعلى خفيه અને અબૂ દાઊદમાં આ પ્રમાણે છે توضأومسح ناصيته وذكرفوق العمامة. નિસાઈમાં ناصيته وعمامته છે. તેમજ અબૂ દાઊદ અને ઈબ્ને માજહમાં હઝરત અનસ رضی اللہ عنہથી મરવી છે. તે ફર્માવે છે :–

**رائيت رسول اللّٰه صلى اللّٰه تعالىٰ عليه وسلم يتوضأوعليه عمامة قطريه فادخل يده من تحت العمامة فمسح مقدم راسه ولم تنقض العمامة**

''મેં રસૂલુલ્લાહ ﷺને વુઝૂ કરતાં જોયા, હુઝૂર કતરી અમામો બાંધેલ હતા. પોતાનો હાથ અમામાની અંદર કરીને માથાના આગલા ભાગ પર મસહ કર્યો અને અમામો નથી હટાવ્યો.

આ હદીષોનો સાર એ છે કે હુઝૂરે અકદસ ﷺએ પેશાની એટલે માથાના આગલા ચોથાઈ ભાગ પર મસહ કર્યો. એનાથી જણાયું કે આખા માથાનો મસહ ફર્ઝ નથી, કમસે કમ ચોથાઈનો ફર્ઝ છે. અલ્બત્ત પૂરા માથાનો મસહ સુન્નત છે.

એના પર એક પ્રખ્યાત વાંધો છે કે કિતાબુલ્લાહ પર ખબરે વાહિદને અગ્રતા આપવી જાઈઝ નથી, આ હદીષો ખબરે વાહિદ જ છે. એના બે જવાબો છે : એક એ કે કિતાબુલ્લાહથી પૂરા માથાનો મસહ કૃતઈ તૌર પર તો શું ઝન્ની (ગુમાનની રીતે એટલે જે યકીન સુધી ન પહોંચ્યું હોય તે) પણ સાબિત નથી થતો. એટલા માટે કે બાઅ (باء), રુઊસ એ મહલ્લે મસહ પર દાખલ છે. અને باءમાં અસલ એ છે કે તે ઓજાર (آلے "આલે" જેના થકી કામ કરવામાં આવે) પર દાખલ હોય. જેમ કે كتبت بالقلم (મેં પેન વડે લખ્યું) અને કોઈ પણ ઓજાર પૂરેપૂરું ઓજાર નથી હોતું, બલ્કે અમુક જ હોય છે જેમ કે કલમ (قلم). અહીં કુલ ઓજાર નથી એનો અમુક જ છે. એટલા માટે باء ના મદખુલ (જેમાં باء દાખલ છે)થી તેનો અમુક ભાગ જ મુરાદ થાય છે. જેમ કે مسحت الوجه بالمنديلમાં (મિન્દિલ–રૂમાલ)નું અમુક મુરાદ છે એથી ઉલ્ટુ مسحت المنديل باليدમાં પૂરું મિન્દિલ અને હાથનો અમુક ભાગ મુરાદ છે. એટલે باءનો દુખૂલ મસહને અમુક માથાને નિશ્ચિત કરી રહેલ છે હવે આયતનો અર્થ એ થયો કે પોતાના અમુક માથા પર મસહ કરો. આ અમુક સંક્ષિપ્ત હતું તેનું બયાન આ બંનેવ હદીષોથી થઈ ગયું.

*[**નોંધ** : જ્યારે અરબી ભાષામાં બા (باء)નો હરફ આ'લા એટલે કે જેના વડે કામ કરાય તે, (જેમ કે લખવાનું કામ પેન વડે અને લૂછવાનું કામ રૂમાલ વડે) તેના ઉપર દાખલ થાય તો આવા વખતે આ'લાનો અમુક જ ભાગ મુરાદ હોય છે. જેમ કે આપણે લખવામાં પેનના એક ભાગ (બાઝ)નો ઉપયોગ કર્યો છે. આયતમાં રૂઉસ એટલે માથાનો એક ભાગ મુરાદ લેવામાં આવશે. કેમ કે તેના ઉપર હુરફે (باء) બા દાખલ છે. بِرُؤُسِكُمْ –**મિસ્બાહી**]*

બીજો જવાબ એ છે કે આયત માથાના મસહમાં મોહકમ છે અને رأسની માત્રા (માપ)માં મુજમલ. એટલે કે જ્યારે એ હુકમ થયો કે માથાનો મસહ કરો, તો સવાલ પેદા થયો કે આખા માથાનો કે અમુકનો. એ અધ્યાહન રહી ગયું તેના ભેદને આ બંને હદીષોએ દૂર કરી આપ્યો કે આ માત્ર ચોથાઈ માથાનો મસહ છે. અને મુજમલનું બયાન ખબરે વાહિદથી દુરુસ્ત છે.

**પ્રથમ તકરીર (ચર્ચા)** : માલિકીઓ એ વાંધો રજૂ કરે છે કે તયમ્મુમમાં પણ મસહની જગા પર باء દાખલ છે. ઈર્શાદ છે : وامسحوابوجوهكم وايديكم "પોતાના ચહેરા તથા હાથો પર મસળો."

પણ હનફીઓ પૂરા ચહેરા તથા પૂરા હાથો પર મસળવાને ફર્ઝ બતાવે છે. એનો જવાબ એ છે કે પ્રથમ તો અહીં તયમ્મુમની આયતમાં "با" વધારે છે. એના પર કયાસ એ છે કે તયમ્મુમ વુઝૂના સ્થાને છે, અને વુઝૂમાં પૂરા ચહેરા અને હાથોને ધોવું ફર્ઝ છે, જેથી તેના સ્થાને આવેલા તયમ્મુમમાં પણ પૂરા ચહેરા તથા હાથો પર મસહ ફર્ઝ થશે. બીજુ એ કે જો હઝરત મુગીરહ અને અનસની તે હદીષો ન હોત તો અમે વુઝૂમાં પણ પૂરા માથાનો મસહ ફર્ઝ કહેત. આ હદીષોના કારણે અમે કેવળ ચોથાઈ માથાનો મસહ ફર્ઝ ઠરાવ્યો. તયમ્મુમમાં આવી કોઈ હદીષ નથી જેનાથી જણાય કે ચહેરા કે હાથોના અમુક ભાગ પર મસહ પૂરતો છે, એટલા માટે અમે અહીં પૂરા ચહેરા તથા પૂરા હાથોનો મસહ ફર્ઝ ઠરાવ્યો.

આ તઅલીકનો ફાયદો એ છે કે જે રીતે મર્દોએ માથા પર મસહ કરવો ફર્ઝ છે એ જ રીતે સ્ત્રીઓએ પણ માથા પર મસહ ફર્ઝ છે. એ નહીં કે કેવળ ઓઢણી પર તેમને મસહ પૂરતો થાય. જો સ્ત્રીઓ કેવળ ઓઢણી પર મસહ કરશે અને માથા પર નહીં કરે તો વુઝૂ થશે નહીં.

e

ت ﴿۴۱﴾ سُئِلَ مَالِكٌ اَيُجْزِئُ اَنْ يَّمْسَحَ بَعْضَ رَاْسِهٖ

**[તઅલીક઼ : ૪૧]** *"હઝરત ઈમામ માલિકને પૂછવામાં આવ્યું કે શું અમુક માથાનો મસહ પૂરતો છે ?*

## તઅલીક઼ : ૪૧ની સમજૂતી

**હઝરત ઈમામ માલિક** رضی اللہ عنہ : પિતાનું નામ અનસ છે. નસબનામુ આ પ્રમાણે છે : માલિક બિન અનસ બિન માલિક બિન અબી આમિર અસ્બહ઼ી હ઼મીરી મદની. હિ.સ. ૯૫માં પેદા થયા અને હિ.સ. ૧૭૯માં ૮૪ વર્ષની વયે મદીના તયબાહમાં જ ૧૪ રબીઉલ અવ્વલના રોજ ચાશતના સમયે રબના પ્યારા થઈ ગયા. જન્નતુલ બક઼ીઅમાં સૈયદના ઈબ્રાહીમ ઈબ્ને રસૂલુલ્લાહ ﷺની નજીકમાં દફન થયા. ઈકમાલમાં વિસાલની સન હિ.સ. ૧૯૯ કાતિબની ગલતીથી છપાઈ ગયું છે. ઈબ્ને ખલ્કાને લખ્યું છે કે ત્રણ વરસ માંના પેટમાં રહ્યા. ઈલ્મે હદીષ હિશામ ઈબ્ને અરવહ, મુહમ્મદ ઈબ્ને મુન્કદિર, હઝરત નાફેઅ મૌલા ઈબ્ને ઉમર અને ઈમામ ઝુહરી વગેરેથી હાંસલ કર્યો. ક઼િર્અત હઝરત નાફેઅથી હાંસલ કરી. તેમનાથી સમયના હદીષના તથા ફ઼િક઼્હના ઈમામોને શાગિર્દીની મહાનતા પ્રાપ્ય છે. દા.ત. ઈમામ શાફઈ, ઈમામ અવઝાઈ, ઈમામ અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક, સુફયાન ઈબ્ને ઐનિયા, સુફયાન ષૌરી, ઈબ્ને મહદી, ઈબ્ને જરીહ, લૈષ ઈબ્ને સઅદ, ત્યાં સુધી કે તેમના ઘણા ઉસ્તાદોએ પણ એમનાથી હદીષ સાંભળી. દા.ત. ખૂદ ઝુહરી, યહ્યા ઈબ્ને સઈદ અન્સારી અને યહ્યા ઈબ્ને સઈદ કતાન વગેરે.

અબૂ અબ્દુલ્લાહ કુન્નિયત છે. ઈમામે દારુલ હિજરત અને તે ચાર ઈમામોમાંથી છે જેમનો મઝહબ આ જ સુધી બાકી છે. જેમના કરોડો મુક઼લ્લિદ છે. હદીષ, ફ઼િક઼્હ બંનેમાં મોજાં મારતા સમુદ્ર છે. ઈમામ શાફઈએ ફર્માવ્યું, જ્યારે હદીષ આવે તો માલિક ષુરૈયા છે, જે પણ ઈલ્મે હદીષ હાંસલ કરવા ચાહે તો ઈમામ માલિકની ઔલાદ છે. એવા સાબિતી તથા સિદ્ધિ પામેલ ષિક઼હ કે બુખારીએ ફર્માવ્યું, અસ્સહુલ અસાનીદ માલિક અને નાફેઅ અને ઈબ્ને ઉમર છે. ફ઼િક઼્હમાં તે મહાન રુત્બો હાંસલ હતો કે ખૂદ ફર્માવ્યું, મારા ઉસ્તાદોમાં કદાચ જ કોઈ એવો હોય જેણે આવીને મને ફત્વો ન પૂછયો હોય. એનાથી જાહેર થઈ ગયું કે "હદીષ યાદ કરી લેવી અલગ વાત છે અને તેનાથી મસાઈલ કાઢવા એ અલગ વાત છે." મદીના તયબાહમાં એલાન થઈ ગયું હતું કે માલિક અને ઈબ્ને અબી ઝૈબ સિવાય કોઈ ફત્વો ન આપે.

હુઝૂરે અક઼દસ ﷺની મહોબ્બત એવી રચી વસી ગઈ હતી અને મદીના એવું ભાવી ગયું હતું કે આખી જિંદગી મદીનામાં ગુજારી, ક્યાંય ન ગયા કે જેથી મદીનામાં જ વફાત પામે અને અહીં દફન થાય. કેવળ એકવાર હજ્જ ફર્ઝના માટે ગયા પછી જીવનભર હજ્જ પણ ન કરી કે શું ખબર ક્યારે મૌતનો સમય આવી જાય.

હારૂન રશીદ બાદશાહે એ ખ્વાહિશ જાહેર કરી કે મારી સાથે બગદાદ ચાલો હું સૌને આપના મુઅત્તા પર અમલ કરવા મજબૂર કરી દઉં. ફર્માવ્યું, લોકોને બળપૂર્વક મારા મુઅત્તા પર અમલ કરાવવાનો તને કોઈ હક્ક઼ નથી. એટલા માટે કે સહાબાએ કિરામ વિવિધ ઈલાકાઓ તથા સ્થળોમાં ફેલાઈ ગયા, સૌની પાસે ઈલ્મ છે અને રસૂલલ્લાહ ﷺએ ફર્માવ્યું, **المدینۃ خیرلھم لوکانوایعلمون۔المدینۃ تنفی خبثھا** "મદીના લોકો માટે બેહતર છે જો લોકો જાણતા. મદીના પોતાનો મેલ બહાર ફેંકી આપે છે."

ટોળાં ને ટોળાં સવારીઓ મૌજૂદ હતી પણ કદી મદીના પાકમાં સવારી પર નથી બેઠા. ફર્માવ્યું, મને એ માન્ય નથી કે જે શહેરમાં અલ્લાહના રસૂલ દફન થયેલ હોય તેને મારી સવારી વડે પાયમાલ કરું.

જ્યારે હદીષો સંભળાવવાની હોય તો તાજુ વુઝૂ કરતા, ઉમદાથી ઉમદા લિબાસ પહેરતા, ખુશ્બૂ લગાડતા, દાઢીમાં કાંસકી કરતા, પ્રભાવ તથા પ્રતિષ્ઠા સાથે ગાદી પર મસ્નદ લગાડીને બેસતા. પૂછવા પર કહેતા, હું ચાહું

فَاحْتَجَّ بِحَدِيْثِ عَبْدِاللّٰهِ بْنِ زَيْدٍ

*તો તે અબ્દુલ્લાહ ઈબ્ને ઝયદની હદીષથી દલીલ લાવ્યા."*

છું કે હદીષની મહાનતા જાહેર કરું. **એકવાર હદીષ બયાન કરી રહ્યા હતા તો વિછીએ ૧૭ વાર ડંખ માર્યો, સખત પીડાના કારણે ચેહરો પીળો પડી ગયો પણ હદીષ બયાન કરવાનું ન છોડયું.** લોકોના ચાલ્યા ગયા બાદ અબ્દુલ્લાહ ઈબ્ને મુબારકે પૂછયું તો હાલત વર્ણન કરી અને ફર્માવ્યું કે, **હદીષની શાનની મહાનતાના કારણે મેં બંધ ન કર્યું.**

એકવાર હારૂન રશીદે અર્ઝ કરી, હું ચાહું છું કે આપ મારે ત્યાં આવી જાવ જેથી મારાં બાળકો આપના થકી હદીષ સાંભળે. હઝરત ઈમામ માલિકે ફર્માવ્યું, તમને અલ્લાહ ઈજ્જતથી રાખે, આ ઈલ્મ તમારા ઘરેથી નીકળ્યો છે. જો તમે તેની ઈજ્જત કરશો તો તેની ઈજ્જત સલામત રહેશે અને જો તમે તેની બેઈજ્જતી કરશો તો બેઈજ્જત થઈ જશે. **ઈલ્મની પાસે જવામાં આવે છે, ઈલ્મ કોઈની પાસે નથી જતો.** હારૂને કહ્યું, આપે સાચુ ફર્માવ્યું ! પોતાનાં બાળકો અમીન તથા મામૂનને હુકમ આપ્યો કે સૌ લોકોની સાથે તમે પણ મસ્જિદમાં જઈને હદીષ સાંભળો. હઝરત ઈમામ માલિકનું કોઈ ઘર ન હતું, હારૂને મકાન ખરીદવા માટે ત્રણ હજાર દીનાર નઝરાણુ પેશ કર્યું.

**આજમાઈશ** : મુહમ્મદ ઈબ્ને અબ્દુલ્લાહ બિન હસન નફ્સ ઝકિય્યાની ઈમામ માલિકે તરફદારી કરી હતી. શરૂમાં જ્યારે નફ્સ ઝકિય્યાએ પોતાની ખિલાફતની બયઅત લેવા ચાહ્યું તો મદીનાવાસીઓએ બહાનું દર્શાવ્યું કે અમારી ગરદનો પર એક બયઅત છે એટલે મન્સૂરની, તો અમે તમારી બયઅત કેમ કરીને કરીએ ? એના પર ઈમામ માલિકે એ ફત્વો આપ્યો કે તમારા લોકો સાથે બળપૂર્વક બયઅત કરી લીધી છે એટલા માટે એ દુરુસ્ત નથી. આ ફત્વા બાદ લોકોએ નફ્સ ઝકિય્યાની બયઅત કરી.

એના લીધે મન્સૂર ઈમામ માલિક પર ગુસ્સે હતો. એના નિર્દેશ પર ઈમામ માલિકને સવાલ કરવામાં આવ્યો કે મજબૂર કરેલાની તલાક઼ લાગુ થશે કે નહીં ? ઈમામ માલિકનો મસ્લક એ છે કે મજબૂર કરેલાની તલાક઼ લાગુ થતી નથી. એના પ્રમાણે તેમણે ફત્વો આપ્યો. આ ફત્વાની પકડ તે જાલિમોની બયઅત પર પણ થતી હતી. એના પર ગુસ્સે થઈને જાફરે **ઈમામ માલિકને** બોલાવ્યા અને **તેમને નગ્ન કરીને સિત્તેર કોરડા ફટકારાવ્યા અને હાથ ખેંચીને ખભા ઉતારી નાખ્યા. અન્ય પણ જુલ્મો કર્યા પણ ઈમામ પોતાની વાતથી રજમાત્ર પણ ન ડગ્યા.** આ કસૌટી પછી હઝરત ઈમામ માલિકની ક઼દર તથા ઉચ્ચતા ઔજે ષુરૈયા પર પહોંચી ગઈ.

**બશારત** : એક હદીષ છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, ખૂબ જ જલ્દી એવું થશે કે લોકો ઊંટોના જિગર મારતા ઈલ્મ હાંસલ કરશે, પણ મદીનાના આલિમથી વધીને કોઈ આલિમ પામશે નહીં. *(મિશ્ક઼ાત, પેજ–૨૫, બહવાલા તિર્મિઝી)*

સૂફયાન ઈબ્ને ઓયય્યના તથા અબ્દુર્રઝ્ઝાકે કહ્યું કે એનાથી મુરાદ હઝરત ઈમામ માલિક છે. અને ઈબ્ને ઐનિયાનો જ બીજો કૌલ એ છે કે એનાથી મુરાદ હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ ખલીફા રાશિદ છે.

અબૂ અબ્દુલ્લાહે કહ્યું, મેં ખ્વાબ જોયો કે હુઝૂરે અક઼દસ ﷺ મસ્જિદે અક઼દસમાં તશરીફ લાવ્યા છે, લોકો આસપાસ ભેગા થયા છે અને ઈમામ માલિક ઉભા છે. હુઝૂર ﷺની સામે મુશ્ક છે. હુઝૂર મુઠ્ઠીમાં ઉઠાવી ઉઠાવીને ઈમામ માલિકને આપી રહ્યા છે અને ઈમામ માલિક તેને લોકોમાં વહેંચી રહ્યા છે. મુતરફે કહ્યું કે, એની તાબીર ઈલ્મ તથા સુન્નતની પયરવી છે.

હઝરત ઈમામ માલિકનું કથન છે કે **જ્યારે માણસમાં પોતાની જાતમાં ભલાઈ ન હોય તો તેનાથી લોકોને કોઈ ભલાઈ નથી મળી શકતી.** અને ફર્માવ્યું, રિવાયતોની અધિકતા ઈલ્મ નથી, ઈલ્મ અલ્લાહ ﷻ નું નૂર છે જેને દિલમાં રાખે છે. *(ઈકમાલ વ ફિય્યતુલ અઅ્યાન, મિશ્કાત)*

સિહાહ સિત્તહના સંપાદનથી પહેલાં ઈમામ માલિકની મુઅત્તા સહીહ કિતાબોમાં કિતાબુલ્લાહ પછી માનવામાં આવતી હતી. હજી પણ અમુક હઝરાત સિહાહ સિત્તહની અમુક કિતાબો પર એને અગ્રતા આપે છે. ઈમામ માલિકના શાગિર્દોની સંખ્યા અગણિત છે અને મુહર્રિરે મઝહબે હનફી ઈમામ મુહમ્મદ તથા ઈમામ શાફઈ સુદ્ધાં તેમના શાગિર્દોમાં છે.

**દલીલની રજૂઆત :** ઈમામ માલિકનો મઝહબ એ છે કે આખા માથાનો મસહ ફર્ઝ છે. દલીલમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદની તે હદીષ પેશ કરે છે જે હમણા આવી રહી છે. એમાં એ છે કે રસૂલુલ્લાહ ﷺ એ માથાનો બે હાથો વડે એ રીતે મસહ કર્યો કે બંનેવ હાથ આગળ લાવ્યા અને પાછળ લઈ ગયા. માથાના આગલા ભાગથી શરૂ કર્યું ત્યાં સુધી કે હાથ બોચી સુધી લઈ ગયા પછી પાછા લાવ્યા જ્યાંથી શરૂ કર્યું હતું.

અમારો જવાબ એ છે કે પ્રથમ તો હઝરત મુગીરા તથા હઝરત અનસની હદીષો ન હોતી જેમાં એ વર્ણવેલી છે કે હુઝૂર પેશાની અથવા માથાના આગલા હિસ્સા પર મસહ કર્યો તો જરૂર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદની આ હદીષથી પૂરા માથાના મસહની ફર્ઝિયત સાબિત થાત. એટલા માટે કે જ્યારે આપણે એવું સ્વીકારી ચૂક્યા કે વુઝૂની આયત મસહની માત્રા (માપ)ના બારામાં મસહની માત્રા (માપ)ના બારામાં મુજમલ *(અધ્યાહન એટલે કે મસહ કેટલા માથાના ભાગમાં થાય તેનું વર્ણન નથી, માત્ર મસહનો જ હુકમ છે. આવી આયતને મુજમલ કહેવાય અને મુજમલની વિગતનું બયાન હદીષમાં હોય તો તેના ઉપર અમલ થાય.)* છે અને મુજમલનું બયાન ખબરે વાહિદથી દુરુસ્ત ગણાય. જેથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદની આ હદીષ તેનું બયાન થઈ જાત. પરંતુ જ્યારે આ બંને હદીષોએ સાબિત કરી આપ્યું કે ચોથાઈ માથાનો મસહ પણ પૂરતો છે. હવે જો પૂરા માથાનો મસહ ફર્ઝ ઠરાવીએ તો આ બંનેવ હદીષોને છોડવી પડશે, જેથી બંને બાબતોની હદીષોના વર્ગીકરણના માટે હનફીઓએ એ સ્પષ્ટતા કરી કે ચોથાઈ માથાનો મસહ ફર્ઝ અને આખા માથાનો મસહ સુન્નત છે.

બીજુ એ કે જો હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદની આ હદીષથી પૂરા માથાનો મસહ ફર્ઝ માને તો એ પણ માનવું પડશે કે જે ખાસ પદ્ધતિથી એમાં મસહનું વર્ણન થયેલ છે તે પદ્ધતિ પણ ફર્ઝ હોય. દા.ત. આગલા હિસ્સાથી શરૂ કરવું પછી બોચી સુધી લઈ જવું, પછી પેશાની તરફ પાછા લાવવું. જ્યારે કે માલિકીઓ પણ આ પદ્ધતિને ફર્ઝ નથી માનતા. હવે માલિકીઓ જે મજબૂરી આ પદ્ધતિ ફર્ઝ ન હોવાની બયાન કરશે તે જ મજબૂરી અમારી પણ આખા માથાના મસહને ફર્ઝ ન હોવા સંબંધે હશે.

e

## حدیث (۱۳۹) صفۃ وضوء النبی صلی اللہ تعالی علیہ وسلم عن عبداللہ بن زید

**[હદીષ : ૧૩૯] "નબી ﷺની વુઝૂની પધ્ધતિ"**

اَنَّ رَجُلًا قَالَ لِعَبۡدِ اللّٰہِ بۡنِ زَیۡدٍ وَّھُوَجَدُّ عَمۡرِو بۡنِ یَحۡیٰ اَتَسۡتَطِیۡعُ

*"એક શખ્સ[1] એટલે અમ્ર ઈબ્ને યહ્યાના દાદાએ અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદને કહ્યું[2] શું તમે મને એ દેખાડી શકો છો*

اَنۡ تُرِیَنِیۡ کَیۡفَ کَانَ رَسُوۡلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیۡہِ وَسَلَّمَ یَتَوَضَّأُ

*કે રસૂલુલ્લાહ ﷺ કઈ રીતે વુઝૂ ફર્માવતા હતા ? અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદે કહ્યું, હા ! દેખાડી શકુ છું.*

فَقَالَ عَبۡدُ اللّٰہِ بۡنُ زَیۡدٍ، نَعَمۡ، فَدَعَا بِمَاءٍ فَاَفۡرَغَ عَلٰی یَدِہٖ

*તેમણે પાણી મંગાવ્યું, તેને પોતાના હાથ પર રેડયું અને*

فَغَسَلَ یَدَہٗ مَرَّتَیۡنِ ثُمَّ مَضۡمَضَ وَاسۡتَنۡثَرَ ثَلٰثًا ثُمَّ غَسَلَ وَجۡھَہٗ ثَلٰثًا

*પોતાનો હાથ બેવાર ધોયો. પછી કુલ્લી કરી અને નાકમાં પાણી ત્રણવાર નાખ્યું, પછી*

### સમજૂતી : ૧૩૯

**૧.** એનાથી મુરાદ અમ્ર ઈબ્ને અબી હસન છે આ અમ્ર ઈબ્ને યહ્યાના બાપ એટલે યહ્યાના કાકા છે એ એ'તેબારથી એ અમ્ર ઈબ્ને યહ્યાના મજાઝી દાદા થઈ ગયા. ઉર્ફમાં દાદાના ભાઈને પણ દાદા કહે છે. એટલા માટે નિશ્ચિત થઈ ગયું કે وھوجد عمروبن یحیٰ માં ھو ની ઝમીર رجلً ની તરફ પલટી રહી છે. એટલે કે પ્રશ્નકર્તા (સાઈલ) અમ્ર ઈબ્ને યહ્યાના દાદા અમ્ર ઈબ્ને અબી હસન છે. આ ઝમીરનો અરજઅ (મરજા એટલે કે ھو ની મુરાદ તે નથી બની શકતા) અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદ નથી હોઈ શકતા એટલા માટે કે એ અમ્ર ઈબ્ને યહ્યાના સગા દાદા છે ન કે મજાઝી. ઈકમાલના કર્તા અને તેમને અનુસરનારાઓએ જે એવું લખ્યું છે કે અમ્ર ઈબ્ને યહ્યા, અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદના નવાસા છે, એ ગલત છે.

**૨. એક શંકા** : એ સાઈલ (પ્રશ્નકર્તા) કોણ હતા ? એના બાદવાળી રિવાયતમાં બુખારીમાં જ સ્પષ્ટતા છે કે અમ્ર બિન અબુલ હસન છે. અલબત્ત મુઅત્તાની રિવાયતમાં પ્રશ્નકર્તાના બારામાં મતભેદ છે. મોટાભાગના રાવીઓએ અધ્યાહન રાખેલ છે, પરંતુ મઅન બિન ઈસાની રિવાયતમાં છે કે આ પ્રશ્નકર્તા અબૂ હસન છે અને એ સહાબી હતા. ઈમામ મુહમ્મદની રિવાયતમાં પણ એ જ અબૂ હસનને પ્રશ્નકર્તા દર્શાવ્યા. ઈમામ શાફઈએ કિતાબે ઉમ્મમાં ઈમામ માલિકથી આ જ હદીષ નકલ કરી છે, એમાં પ્રશ્નકર્તા યહ્યાને બતાવ્યા છે.

**જવાબ** : કિસ્સો આ પ્રમાણે છે કે એક મજલિસમાં આ ત્રણેવ જણ અબૂ હસન અને એમના પુત્ર અમ્ર અને એમના પૌત્ર યહ્યા જે અબૂ હસનના બીજા પુત્ર અમ્મારાના પુત્ર હતા તે મૌજૂદ હતા. એટલે યહ્યા અમ્ર ઈબ્ને હસન વુઝૂ પુષ્કળ પ્રમાણમાં કર્યા કરતા હતા. તેમણે હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદથી સવાલ કર્યો, પણ મૌજૂદ તેમના બાપ અબૂ હસન અને ભત્રીજા યહ્યા પણ હતા. તો અમુક રિવાયતોમાં મજાઝની રૂએ એમના પ્રતિ પણ સવાલની નિસ્બત કરી દેવામાં આવી છે. એ શક્ય છે કે ત્રણેવના આપસમાં મશ્વરા પછી અમ્ર ઈબ્ને હસને સવાલ કર્યો હોય. જેમ કે ઈસ્માઈલની રિવાયતમાં છે قلنا અમે સૌએ કહ્યું એ એવા જ મોકા પર બોલાય છે

ثُمَّ غَسَلَ يَدَيْهِ مَرَّتَيْنِ مَرَّتَيْنِ اِلَى الْمِرْفَقَيْنِ ثُمَّ مَسَحَ رَأْسَهُ

પોતાના ચહેરાને ત્રણવાર ધોયો પછી પોતાના બંનેવ હાથોને કોણીઓ સુધી બે બે વાર ધોયા[3] પછી

بِيَدَيْهِ فَاَقْبَلَ بِهِمَا وَاَدْبَرَ بَدَأَ بِمُقَدَّمِ رَأْسِهِ حَتّٰى ذَهَبَ بِهِمَا اِلٰى

પોતાના બંનેવ હાથો વડે માથાનો મસહ કર્યો, હાથોને આગળ લાવ્યા અને પાછળ લઈ ગયા[4].

قَفَاهُ ثُمَّ رَدَّهُمَا اِلَى الْمَكَانِ الَّذِىْ بَدَأَ مِنْهُ ثُمَّ غَسَلَ رِجْلَيْهِ

પોતાના માથાના આગલા ભાગથી શરૂ કર્યું ત્યાં સુધી કે હાથોને બોચી સુધી લઈ ગયા પછી પાછા

વાળીને એ જગાએ લાવ્યા જ્યાંથી શરૂ કર્યું હતું. પછી પોતાના બંનેવ પગો ધોયા."

જ્યારે કે અમુક વ્યક્તિઓ આપસમાં મશ્વરાથી કોઈ વાત કહે, ભલે કહેનારો એક જ હોય. નહીં તો મૂળ પ્રશ્નકર્તા અમ્ર ઈબ્ને અબી હસન જ છે. જેમ કે અબૂ નુઐમે મુસ્તખરજમાં દરાવર્દીની હદીષ વર્ણવી કે અમ્ર ઈબ્ને અબી હસને કહ્યું, હું પુષ્કળ પ્રમાણમાં વુઝૂ કરનાર હતો એટલા માટે અબ્દુલ્લાહ બિન ઝૈદથી મેં કહ્યું. ખૂદ ઈમામ બુખારીએ જે એના પછી જ રિવાયત વર્ણવી છે એમાં અને ભાગ–૧, પેજ–૨૩માં જે રિવાયત છે એમાં સ્પષ્ટતા છે કે પ્રશ્નકર્તાએ અમ્ર બિન અબી હસન જ હતા.

**બીજી શંકા** : બીજી શંકા એ છે કે આ રિવાયતમાં એ છે કે પ્રારંભમાં હાથ બે વાર ધોયા. બે વાર ધોવું તો કોઈ વાંધાપાત્ર વાત નથી બયાન જાઈઝ હોવા માટે પણ હોઈ શકે છે. પણ બુખારીમાં જ તેના પછીવાળી રિવાયતમાં તેમજ પેજ–૩૩ પ્રકરણ "અલ્ વઝૂ મિનત્તુર"માં છે : પ્રારંભમાં હાથ ત્રણવાર ધોયા હતા તેમજ મુસ્લિમ વગેરેમાં પણ ત્રણ જ છે.

**જવાબ** : અલ્લામા ઈબ્ને હજરે એનો એ જવાબ આપ્યો કે બે વખત ધોવા વિશેની રિવાયત કેવળ ઈમામ માલિકથી છે એમના સિવાય અન્ય રિવાયતકર્તાઓએ ત્રણ રિવાયત કર્યું છે. અમુક ષિક્‌હ રાવીઓની બહુમતિ એક ષિક્‌હની સરખામણીમાં સ્વીકાર્ય છે. *(મોટા ભાગના ષિક્‌હ રાવીઓની રિવાયતમાં શબ્દનો વધારો એક ષિક્‌હ રાવીના મુકાબલામાં અગ્રતા ધરાવે છે અને બહુમતિને ઉત્તમતા રહેશે.)* એટલા માટે સહીહ એ છે કે અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદે પ્રારંભમાં ત્રણવાર હાથ ધોયો હતો. એનું અધિક સમર્થન એનાથી થાય છે કે મુસ્લિમમાં બહઝ વહૈબના તરીકાથી રિવાયત છે, કે તેમણે અમ્ર ઈબ્ને વહબ યહ્યાથી બે વાર લેખિતરૂપે આ હદીષ સાંભળી છે. એટલા માટે એમાં શંકાનો સાયો નથી.

૩. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદ رضی اللہ عنہની સર્વ રિવાયતો મુત્તફિક્ છે કે હાથોને કોણીઓ સુધી બે વાર ધોયા. આ બયાન જાઈઝ હોવાના માટે છે. વર્ણન આવી ગયું કે ફર્ઝ અંગોને એકવાર ધોવું છે, ત્રણવાર સુન્નત છે. એનો સાર એ થયો કે બબ્બે વાર ધોવું જાઈઝ છે. તેમજ એ ફલિત થયું કે એ જરૂરી નથી કે જેટલીવાર વુઝૂના એક અંગને ધોવામાં આવે એટલી જ વાર સર્વ અંગોને ધોવામાં આવે. એ પણ જરૂરી નથી કે જેટલીવાર વુઝૂના એક અંગને ધોવામાં આવે એટલી જ વાર સર્વ જ અંગોને ધોવામાં આવે. એ પણ જાઈઝ છે કે અમુકને એકવાર અમુકને બેવાર અમુકને ત્રણવાર ધોવામાં આવે.

૪. "વાવ" મુત્લક્ બહુવચન માટે છે, ક્રમ માટે નથી. એટલા માટે એનો મતલબ એ નથી કે માથાનો મસહ પાછળ બોચી તરફથી શરૂ કર્યો બલ્કે એ જ થયું કે માથાના આગલા ભાગથી શરૂ કર્યો. પ્રથમ હાથ આગળથી પાછળ લઈ ગયા, પછી પાછળથી આગળ લાવ્યા, જેમ કે બાદમાં સ્પષ્ટતા છે.

ت ﴿۴۲﴾ اَمَرَجَرِيْرُبْنُ عَبْدِاللّٰهِ اَهْلَهٗ اَنْ يَّتَوَضَّؤُا بِفَضْلِ سِوَاكِهٖ

**[તઅલીક઼ : ૪૨]** *"હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહે પોતાનાં પત્નીને હુકમ આપ્યો કે મિસ્વાક કરવાથી જે પાણી બચી ગયું છે તેનાથી વુઝૂ કરો." (ઈબ્ને અબી શયબા તથા દારકુત્ની)*

## તઅલીક઼ : ૪૨ની સમજૂતી

**ઈમામ બુખારીએ અહીં પ્રકરણ રચ્યું છે :** "લોકોના વુઝૂ કર્યા બાદ જે પાણી બચી જાય એના વપરાશનો હુકમ." અહીં ત્રણ શબ્દો છે : ઈસ્તેમાલ, ફઝલ, વુઝૂ. આ ત્રણેવમાં કેટકેટલાંય પાસાં છે. ઈસ્તેમાલથી મુરાદ ખાવું, પીવું, હક઼ીક઼ી નાપાકી દૂર કરવી, હુકમી નાપાકી દૂર કરવી એટલે વુઝૂ કે ગુસ્લ કરવું. "તબરીદ" એટલે ઠંડક હાંસલ કરવા માટે. "તબરીક" એટલે બરકત હાંસલ કરવા માટે શરીર પર ચોપડવું સર્વ થઈ શકે છે.

"ફઝ્લ"નો અર્થ બચેલું પાણી. એની બે સ્થિતિઓ છે : વુઝૂ તથા ગુસ્લ પછી વાસણમાં જે પાણી બચી ગયું. વુઝૂ અથવા ગુસ્લ કરતી વખતે જે પાણી અંગોએથી પસાર થઈને એકત્ર થયું. વુઝૂ, એક બેવૂઝુનું છે એક બાવુઝૂનું. ઈમામ બુખારીની શું મુરાદ છે એ કોઈ રીતે જાહેર ન થઈ શકી. વળી આ વિવિધ સંભાવનાઓને એકત્ર કરવામાં આવે તો ઘણી સ્થિતિઓ એવી નીકળે છે જે મુત્તફિક઼ અલૈહ (બુખારી તથા મુસ્લિમને માન્ય) છે. દા.ત. "ફઝ્લ"થી મુરાદ તે પાણી લેવામાં આવે જે વુઝૂ તથા ગુસ્લ બાદ વાસણમાં બચી જાય જે સર્વસમંતિએ પાક પાણી છે અને પાક કરનાર પણ છે.

જ્યારે ઈમામ બુખારીની મુરાદ જ માલૂમ નથી તો તઅલીક઼ અને હદીષોના પ્રકરણથી મુતાબિક઼ (સામ્યતા) હોવાની તક઼રીર (ચર્ચા) જ થઈ શક્શે નહીં. અને દરેક એહતેમાલ (સંભાવના)ને વર્ણન કરીને દરેકના ઉપર મુતાબિક઼ત (સામ્યતા હોવું)ની ચર્ચા વાતને લંબાવવાની સાથોસાથ નિરર્થક છે. ઈમામો દરમ્યાન વિવિધ પ્રકારનાં મુસ્તઅમલ પાણીઓનો મસ્અલો છે. અમારું ગુમાન એ છે કે ઈમામ બુખારીની મુરાદ એ જ હશે. એટલે વપરાયેલ (મુસ્તઅમલ) પાણીના ઉપયોગનો હુકમ.

**માએ મુસ્તઅમલ (વપરાયેલ પાણી)ની વ્યાખ્યા :** વપરાયેલ પાણીની વ્યાખ્યામાં પણ મતભેદો છે, પણ સહીહ તથા પસંદીદા વ્યાખ્યા એ છે કે તે થોડુ પાણી જેના થકી હદ્ષ દૂર કરવામાં આવેલ હોય અથવા દૂર થયું હોય અથવા સવાબની નિય્યતે વાપરવામાં આવેલ હોય અને શરીરથી અલગ થઈ ગયેલ હોય, ભલે ક્યાંય રોકાયું નથી ગતિમાં જ હોય. દા.ત. શરીરથી અલગ થઈને જમીન સુધી નથી પહોંચ્યું, વચ્ચે જ છે. માએ મુસ્તઅમલની વ્યાખ્યા, હુકમ તથા એના સંબંધે અન્ય ચર્ચાઓના માટે ફતાવા રઝવિય્યહ્ ભાગ–૧માં મુબારક રિસાલો, અત્તિરસુલ મઅ્દિલ ફી હદ્દિલ માઈલ્ મુસ્તઅમલ પેજ–૨૩૭ થી ૩૬૦નો અભ્યાસ કરો.

**હુકમ :** માએ મુસ્તઅમલ (વપરાયેલ પાણી)નો હુકમ શું છે ? એના બારામાં મઝહબોના ઈમામોમાં વિવિધતા છે : ઈમામ માલિક એને તાહિર મુતહ્હિર (પાક તથા પાક કરનાર) માને છે અને લગભગ ઈમામ બુખારીનો પણ એ જ મઝહબ છે. ઈમામ શાફઈ પાક તથા પાક ન કરનાર માને છે, એટલે ખૂદ તો પાક છે પણ હુકમી નજાસતને દૂર કરવાની ક્ષમતા નથી ધરાવતું. ઈમામ ઝુફર તથા ઈમામ મુહમ્મદની રિવાયતના પ્રમાણે એ જ હઝરત ઈમામે આ'ઝમનો પણ મઝહબ છે. અહનાફ (હનફીઓ)નો આ જ પસંદીદા મઝહબ છે જેના પર ફત્વો અપાય છે. ઈમામે આ'ઝમથી બે રિવાયતો અન્ય પણ આવી છે, એક એ કે એ નજિસ (નાપાક) છે પણ હલકી (ખફીફા) નજાસત છે. આ હઝરત ઈમામ અબૂ યૂસુફની રિવાયત છે. બીજી એ કે નજાસતે મુગલ્લઝા (ભારે) છે. આ ઈમામ હસન બિન ઝિયાદની રિવાયત છે. આ વિવિધ રિવાયતો અસલમાં વુઝૂ કરવાવાળાઓની હાલતોના આધારે છે. હદીષોમાં આવેલ છે કે વુઝૂ કરવાથી વુઝૂ કરનારના ગુનાહ ધોવાઈ જાય છે. હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ આરિફ બિલ્લાહ કશ્ફવાળા બુઝુર્ગ હતા. તેમણે વુઝૂ કરવાવાળાઓની વિવિધ હાલતો

જોઈને તેના પ્રમાણે હુકમ વર્ણન કર્યો. વુઝૂના પાણીથી જેમના કબીરા ગુનાહો ખરી પડતા જોયા તેને "નજાસતે ગલીઝા" (ભારે નાપાકી) ફર્માવ્યું, જેમના સગીરા ગુનાહો ખરતા જોયા તેને "નજાસતે ખફીફા" (હલકી નાપાકી) દર્શાવ્યું, અને જેમના મકરૂહો ખરતા જોયા તેને "તાહિર ગૈર મુતહૂહિર" (પાક પણ પાક ન કરી શકે) કહ્યું. મીઝાનુશ્શરીઅતુલ્ કુબરામાં ઈમામ અબ્દુલ વહહાબ શઅરાની હઝરત સૈયદના અલી ખવાસ رضی اللہ عنہથી નકલ ફર્માવે છે કે તેમણે ફર્માવ્યું, ઈમામે આ'ઝમ અબૂ હનીફા رضی اللہ عنہના મદારિક ઘણા જ બારીક છે, તેના પર મહાન અવલિયા અહલે મુશાહિદા જ માહિતગાર થઈ શકે છે. **ઈમામ અબૂ હનીફા વુઝૂથી વુઝૂ કરનારાઓના જે ગુનાહો ખરીને પડતા તેને ઓળખી લેતા,** એટલા માટે તેમણે માએ મુસ્તઅમલ (વપરાયેલ પાણી)ના ત્રણ પ્રકાર રાખ્યા છે. **એકવાર કૂફાની જામેઅ મસ્જિદમાં તશરીફ લઈ ગયા તો એક યુવાનને હોઝમાં વુઝૂ કરતાં જોયો. ધોવણ જ્યારે પડયું તો તેને કહ્યું, હે બેટા ! માં બાપને તકલીફ આપવાથી તૌબા કર ! તો તેણે તુરત જ તૌબા કરી. બીજાનું ધોવણ જોયું તો તેને કહ્યું, હે ભાઈ ! ઝિનાથી તૌબા કર ! એક અન્યને જોયો તો તેને કહ્યું, શરાબ પીવાથી, વાજિંત્રોથી તૌબા કર ! તે બંનેએ પણ તૌબા કરી.** એ બંને બુઝુર્ગ શાફઈ હતા.

**તઅલીક઼ની સમજૂતી :** હઝરત જરીર رضی اللہ عنہ ના આ ઈર્શાદમાં પણ ત્રણ સંભાવનાઓ છે; તે પાણી જેમાં મિસ્વાક કરતાં પહેલાં મિસ્વાક ભીંજવતા હતા, તે પાણી જેમાં મિસ્વાક કરતી વખતે મિસ્વાક નાખતા હતા, તે પાણી જેમાં મિસ્વાક કર્યા બાદ મિસ્વાક રાખતા હતા. હઝરત જરીરની મુરાદ બીજો પ્રકાર છે જેમ કે અમુક એ જ તઅલીક઼ના તરીક઼ામાં છે કે તે મિસ્વાક કરતા જતા અને પાણીમાં પણ નાખતા અને એવું કહેતા કે એનાથી વુઝૂ કરો. અને દારકુત્નીમાં સુધારણાના ફાયદા આ રિવાયતમાં છે કે તે પોતાનાં ઘરવાળાંઓને કહેતા, એ પાણીથી વુઝૂ કરો જેમાં મિસ્વાક નાખુ છું. દારકુત્નીએ જ હુઝૂરે અક઼દસ ﷺનો પણ એ પ્રમાણેનો આ ઈર્શાદ નક઼લ કર્યો છે, જો કે તેની સનદમાં અમુક કમજોરી છે.

હવે પ્રશ્ન એ ઉઠે છે કે જો એ માની લેવામાં આવે કે ઈમામ બુખારીની મુરાદ એ જ છે જે મારું ગુમાન છે તો આ તઅલીક઼ને પ્રકરણ સાથે કોઈ લગાવ નથી. પ્રથમ એટલા માટે કે ખૂદ મિસ્વાક મુહદષ નથી હોતી. મોઢામાં આવ્યા બાદ મોઢાનું થૂંક એમાં જરૂર લાગ્યું પણ એનાથી પણ મિસ્વાકમાં હદ્ષની કોઈ અસર નથી પહોંચી, એટલા માટે કે મોઢામાં હદ્ષની અસર થતી જ નથી. વુઝૂમાં કુલ્લી કરવી ફર્ઝ નથી સુન્નત છે. બીજુ, જો એવું કહેવામાં આવે કે ઈમામ બુખારીને ત્યાં કુલ્લી કરવી ફર્ઝ છે, તેમની નજીક મોઢામાં પણ હદ્ષની અસર થાય છે અથવા એવું ધારી લેવામાં આવે કે હઝરત જરીરનો આ ઈર્શાદ જનાબતની હાલતમાં મિસ્વાક કરવાની સ્થિતિમાં હતો, તો અર્ઝ છે કે માએ મુત્લક ગૈર મુસ્તઅમલ (વણવપરાયેલ પાણી)માં જો માએ મુસ્તઅમલ (વપરાયેલ પાણી) પડી જાય તો જો વપરાયેલ પાણી જે વપરાયેલ ન હોય તે કરતાં ઓછુ હોય તો બધુ પાણી મુસ્તઅમલ (વપરાયેલ) થશે નહીં. જાહેર છે કે મિસ્વાકમાં મોઢાનું થૂંક પાણી કરતાં ખૂબ જ ઓછુ હશે પછી આ સંજોગોમાં પણ કુલ પાણી મુસ્તઅમલ (વપરાયેલ) થઈ જાય તે સમજમાં નથી આવતું.

હા, ઈમામ બુખારીની પ્રકરણથી મુરાદ એ લેવામાં આવે કે એ પાણી જે કોઈ રીતે ઉપયોગમાં આવ્યું હોય ચાહે તે ફિક઼હની ઈસ્તેલાહ (બોલી)માં વપરાયેલ હોય કે ન હોય તો વાત બની જશે, પણ એમાં કોઈ ખાસ ફાયદો ન થશે. એનાથી ઈમામ બુખારીના મુક઼લ્લિદોની એ હવાઈ હવા થઈ ગઈ કે આ પ્રકરણ હનફીઓના રદના માટે છે. આ હનફીઓના મઝહબથી નાવાકેફીના લીધે છે. હઝરત જરીરના ઈર્શાદ પ્રમાણે અમારો પણ એ જ મઝહબ છે કે જો કોઈ પાણીમાં મિસ્વાક નાખી નાખીને કરવામાં આવે તો તે માએ મુસ્તઅમલ (વપરાયેલ પાણી) નથી રહેતું, પાક પણ છે અને પાક કરનાર પણ. વપરાયેલ પાણી વુઝૂ તથા ગુસ્લના કામનુ નથી પણ એનાથી શરીર તથા કપડાં પર લાગેલી હક઼ીક઼ી નાપાકી દૂર કરી શકાય છે, તેને ઠંડકના માટે વાપરી શકાય છે પણ તેને પીવું મકરૂહ છે.

## حدیث ⑭ فجعل الناس یاخذون من فضل وضوئه

**[હદીષ : ૧૪૦] "લોકોનું નબીના ધોવણને લઈ ચોપડવું"**

سَمِعْتُ اَبَا جُحَيْفَةَ يَقُوْلُ خَرَجَ عَلَيْنَا النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*"હકમે કહ્યું, મેં હઝરત અબૂ જુહૈફાથી સાંભળ્યું. તે ફર્માવતા હતા કે નબી ﷺ સખત ગરમીમાં બહાર*

بِالْهَاجِرَةِ فَاُتِيَ بِوَضُوْءٍ فَتَوَضَّأَ فَجَعَلَ النَّاسُ يَاْخُذُوْنَ مِنْ فَضْلِ وَضُوْئِهٖ

*અમારા દરમ્યાન તશરીફ લાવ્યા. આપની ખિદમતમાં વુઝૂનુ પાણી રજૂ કરવામાં આવ્યું. હુઝૂરે વુઝૂ કર્યું.*

فَيَتَمَسَّحُوْنَ بِهٖ فَصَلَّى النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ الظُّهْرَ

*લોકો આપના ધોવણને લઈ લઈને ચોપડવા લાગ્યા. નબી ﷺએ ઝોહર પણ બે રકાત પઢી અને અસ્ર*

رَكْعَتَيْنِ وَالْعَصْرَ رَكْعَتَيْنِ وَبَيْنَ يَدَيْهِ عَنَزَةٌ

*પણ બે રકાત પઢી અને હુઝૂર ﷺની સામે નાનો નેજો (ભાલો) હતો."*

*(બુખારી, સલાત ભાગ-૧, પેજ-૭૧, બાબુસ્સુતરતિ બિમક્કત વગૈરિહા, ૧/૭૨, મનાકિબુ સિફતિન્નબી ﷺ, ૧/૫૦૨, મુસ્લિમ-સલાત, ૧/૧૯૫, નિસાઈ-તહારત-૩૩)*

### સમજૂતી : ૧૪૦

**૧. પરિપૂર્ણતા** : ખૂદ બુખારી અને મુસ્લિમમાં આ હદીષ કાંઈક અધિકતા સાથે રિવાયત પામેલ છે. એ સૌનો સાર એ છે કે હઝરત અબૂ જુહૈફા કહે છે કે જ્યારે હુઝૂરે અક્દસ ﷺ મક્કામાં હતા તો હું આપની સેવામાં હાજર થયો. હુઝૂરે અક્દસ ﷺ ચામડાના લાલ રંગના ગોળ તંબૂમાં બત્હામાં રોકાયેલા હતા. અસ્રથી થોડાક પહેલાં હુઝૂરે અક્દસ ﷺ બહાર તશરીફ લાવ્યા. બિલાલ વુઝૂનું પાણી લાવ્યા અને હુઝૂરે વુઝૂ કર્યું. હાજર રહેલા સહાબીઓ વુઝૂનું ધોવણ લેવા માટે તૂટી પડયા. ધોવણ મુબારક લઈ લઈને લોકો પોત પોતાના ચહેરાઓ પર ચોપડવા લાગ્યા, જેને મળી જતું તે ચોપડતો જતો અને જેને ન મળતુ તે પાણીવાળાના હાથની તરી લઈ લેતો અને હાથ પોતાના ચહેરા પર ઘસતો. હઝરત બિલાલે અઝાન કહી. જે તરફ એ મોઢુ ઘુમાવતા તે તરફ હું પણ ઘુમાવતો. એટલે કે જમણી ડાબી બાજુ હય્ય અલસ્સલાત, હય્ય અલલ ફલાહ કહેતી વખતે. પછી નાનો નેજો બિલાલે જમીનમાં ખોસ્યો. હુઝૂર આગળ વધ્યા અને બે રકાત ઝોહર પઢી અને અસ્ર પણ બે રકાત પઢી. હુઝૂરની આગળ નેજો (ભાલો) હતો તે નેજાની આગળથી સ્ત્રીઓ તથા ગધેડાં પસાર થતાં રહેતાં. જ્યારે નમાઝ થઈ ગઈ તો લોકો હુઝૂરના દસ્ત મુબારકને લઈ પોત પોતાના ચહેરાઓ પર ઘસવા લાગ્યા. મેં પણ દસ્તેપાક લીધો અને મારા ચહેરા પર રાખ્યો. દસ્તમુબારક બરફથી અધિક ઠંડો અને મુશ્કથી વધુ સુગંધિત હતો.

આ હદીષને પણ પ્રકરણ સાથે કોઈ સંબંધ નથી. એટલા માટે કે જ્યારે હુઝૂરે અક્દસ ﷺના ફુઝલાત મુબારક (મળમૂત્ર) પવિત્ર છે તો હુઝૂરે અક્દસ ﷺના ધોવણ મુબારકનું નાપાક હોવા વિશે કોઈ પ્રશ્ન જ નથી ઉઠતો. તે પાક જ છે. અહીં ચર્ચા અંબિયાએ કિરામના વાપરેલા પાણીની નથી પણ ઉમ્મતીઓના વાપરેલ પાણીની છે જે ફિક્હી રીતે મુસ્તઅમલ થઈ ચૂકેલ છે.

## حديث (١٤١) فشربت من وضوئه

**[હદીષ : ૧૪૧] "આપના વુઝૂનું ધોવણ પીવું"**

سَمِعْتُ السَّائِبَ بْنَ يَزِيْدَ يَقُوْلُ ذَهَبَتْ بِيْ خَالَتِيْ إِلَى النَّبِيِّ صَلَّى اللهُ

*"સાઈબ બિન યઝીદ رضی اللہ عنہ કહે છે કે મારાં માસી મને નબી ﷺની*

تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ فَقَالَتْ، يَا رَسُوْلَ اللهِ إِنَّ ابْنَ أُخْتِيْ وَقِعٌ فَمَسَحَ

*સેવામાં લઈ ગયાં પછી વિનંતિ કરી, યા રસૂલલ્લાહ ! આ ભાણીયો બીમાર છે, તેના પગોમાં પીડા છે.*

**સમજૂતી : ૧૪૧**

**સાઈબ બિન યઝીદ** رضی اللہ عنہ : તેમની કુન્નિયત (ઉપનામ) અબૂ યઝીદ છે. તેમના વંશમાં મતભેદ છે, કોઈએ કિન્દી બતાવ્યું કોઈકે અઝદી, કોઈકે કિનાની, કોઈકે લૈષી, કોઈકે સલ્લમી હઝલી કહ્યું છે. અધિક મશ્હૂર એ છે કે એઓ કુંદી છે. હિજરતના બીજા વરસે પેદા થયા. હજ્જતુલ વિદાઅના પ્રસંગે પોતાના પિતાના સાથે શરીક હતા તે સમયે તેમની વય સાત વરસની હતી, એનાથી જાણવા મળ્યું કે તેમની વિલાદત ૩ હિજરીમાં થઈ. ગઝવએ તબૂકના પ્રસંગે જ્યારે હુઝૂરે અક્દસ ﷺ મદીના પરત થયા અને મદીના તયબાહવાળાઓએ શાનદાર સ્વાગત કર્યું તો બાળકોની સાથે એ પણ સ્વાગત કરનારાઓમાં હતા.

હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہએ તેમને તથા અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ ઈબ્ને ઉત્બા તથા સુલૈમાન ઈબ્ને અબી ખૈષમાને મદીના પાકના બજારના આમિલ બનાવ્યા હતા. અલ્ ઈસ્તિઆબમાં તેમની ઉંમર ૯૪ અથવા ૯૬ વરસની લખી છે આ હિસાબથી એઓ હિ.સ. ૯૦ કે હિ.સ. ૯૨માં અલ્લાહને પ્યારા થયા, આમ તો એમના વિસાલની સન હિ.સ. ૮૦ અથવા ૯૧ લખેલ છે પણ ઉંમર ૯૧ અથવા ૯૪ અથવા ૯૬ સાલની લખી છે જે કોઈ રીતે દુરુસ્ત નથી. અસાબામાં એ પણ છે કે મદીના પાકમાં વિસાલ ફર્માવનાર સહાબામાં આપ સૌથી છેલ્લા છે. હુઝૂર ﷺના ઉપરાંત પોતાના વાલિદ હઝરત યઝીદ અને હઝરત ઉમર, હઝરત ઉષ્માન, હઝરત અબ્દુલ્લાહ બિન સઅદી, પોતાના મામા હઝરત અલાઅ્ બિન હુઝરમી, હઝરત તલ્હા, હઝરત સઅદ વગેરેથી પણ હદીષો રિવાયત કરી છે. તેમનાથી ઈમામ ઝહરી, યહ્યા ઈબ્ને સઈદ વગેરેએ રિવાયત કરી છે. તેમના થકી પાંચ હદીષો રિવાયત પામી છે અને સર્વ બુખારીએ વર્ણવી છે. *(અસાબતુલ ઈસ્તીઆબ, ભાગ–૨, અયની ભાગ–૩, પેજ–૭૭)*

**શાબ્દિક અર્થ :** وَقِعٌ (વકેઉન્)એ وَقَعٌ (વકઅ) પણ રિવાયત પામેલ છે. ભૂતકાળ વાચક એટલે બીમાર છે અને وَقِعٌ (વકઉન્) કર્તાનું નામ, તેના પગોમાં દર્દ છે. કરીમાની રિવાયતમાં وَجِعٌ (વજિઉન્) છે. આ જ મોટાભાગે રિવાયત છે, એટલે કે બીમાર છે..... (છેવટ સુધી) ذهب به (ઝહબબિહી) અને اذهبه (અઝહબિહી)માં ફરક એ દર્શાવવામાં આવે છે કે اذهبه (અઝહબિહી)નો અર્થ પણ લઈ જવું છે પણ એ "મિટાવવું"નું સમઅર્થી છે અને ذهب به (ઝહબબિહી)નો અર્થ "સાથે લઈ જવું" છે પણ એ દુરુસ્ત નથી. કુર્આન મજીદમાં છે, ذهب الله بنورهم અહીં મિટાવવાના અર્થમાં છે. زِرٌّ (ઝિરુન્) ગુંદીને પણ કહે છે અને ઈંડાને પણ. الحجلة (અલ હજલત) દુલ્હનના માટે ગોળ તંબૂની જેમ ખૂબસૂરત ઉમદા કપડાં વડે જે મકાન

رَأْسِیْ وَدَعَالِیْ بِالْبَرَکَۃِ، ثُمَّ تَوَضَّأَ فَشَرِبْتُ مِنْ وَضُوْءِہٖ ، ثُمَّ

હુઝૂરે મારા માથા પર હાથ ફેરવ્યો અને મારા માટે બરકતની દુઆ કરી. પછી હુઝૂરે વુઝૂ કર્યું, મેં ધોવણ

قُمْتُ خَلْفَ ظَهْرِهٖ فَنَظَرْتُ اِلٰی خَاتَمِ النُّبُوَّۃِ بَیْنَ کَتِفَیْهِ مِثْلَ زِرِّ الْحَجَلَۃِ

પીધું પછી હુઝૂરની પાછળ ઉભો થયો. મેં હુઝૂરના બંને ખભાઓની વચ્ચે ડોલીની ગુંદી (બટન)ની જેમ અથવા ચકોરના ઈંડાની જેમ મોહરે નબુવ્વતને જોઈ."

*(બુખારી, સિફતુન્નબી ﷺ, ૧/૫૦૧, ૨/૯૪૦, ૨/૮૪૭, મુસ્લિમ, ફઝાઈલ, ૨/૨૫૯, તિર્મિઝી, ફઝાઈલ, ૨/૨૦૫)*

બનાવતા હતા જેમાં સજાવટ માટે મોટી મોટી ગુંદીઓ લગાડતા હતા એને "હજલહ્" કહે છે, અને "હજલહ્" ચકોર પક્ષીને પણ કહે છે. અમે બંનેનો ખયાલ રાખીને બંનેવ તર્જુમા કર્યા છે. બીજાને અગ્રતા છે એટલા માટે કે હઝરત જાબિર બિન સમુરહ્ رضی اللہ عنہની રિવાયતમાં કબૂતરના ઈંડા જેમ આવેલ છે. અહીં દૃષ્ટાંત કેવળ માત્રા (માપ)માં છે.

**પરિપૂર્ણતા** : બાબે સિફતુન્નબી ﷺમાં મુહમ્મદ ઈબ્ને અબ્દુલ્લાહનો આ કૌલ નક્લ કર્યો છે, **الحجلة من حجل الفرس الذی بین عینیه** *(બુખારી, ભાગ-૧, પેજ-૫૦૧)* એ હે (ی حاء)ના પેશ અને જીમ (جیم)ના જઝમની સાથે છે. અને **حجل الفرس**થી લેવામાં આવેલ છે એટલે કે તે સફેદી જે ઘોડાની બંને આંખોની વચ્ચે હોય છે.

અલ્લામા ઈબ્ને હજરે પ્રસ્તાવનામાં ફર્માવ્યું કે, એ ખતા છે કેમ કે "હજલુલ ફર્સ" એ સફેદીને કહે છે જે ઘોડાના પગોમાં હોય છે, તેમજ ત્યાં જ ઈબ્રાહીમ ઈબ્ને હમ્ઝાથી જે રિવાયત છે તે "રિઝ્ઝિલ્ હજજહ્" છે. પ્રથમ રે (راء) મુહમલા પછી ઝે (زاء) મોઅઝમા. ઈમામ બુખારીએ ફર્માવ્યું કે એ જ સહીહ છે. زِرّ (ઝિર્ર)નો અર્થ "ગુંદી" થાય છે, "ઈંડું" એનો આવશ્યક અર્થ થશે. رِزّ (રિઝ્ઝ)નો અર્થ ઈંડુ છે ગુંદી તેનો આવશ્યક અર્થ થશે. ઈમામ બુખારીએ જે અહીં ફર્માવ્યું કે, "રિઝ્ઝ" સહીહ છે કદાચ એ આધાર પર કે તે હજલહ્થી પક્ષી મુરાદ લે છે.

ત્યાં એ રિવાયત પણ છે કે જઈદ બિન અબ્દુર્રહમાને કહ્યું, મેં સાઈબ બિન યઝીદને ૯૪ વરસની ઉમરમાં જોયા. તે ઘણા જ તંદુરસ્ત મધ્યમ કદના હતા. તેમણે મને જણાવ્યું કે મને આ કાન તથા આંખ હુઝૂરે અક્દસ ﷺની દુઆની બરકતથી મળે છે. મારાં માસી નબી કરીમ ﷺની સેવામાં લઈ ગયાં અને અર્ઝ કરી, આ મારો ભાણીયો છે તે બીમાર રહે છે એના માટે દુઆ ફર્માવી દો. હુઝૂરે મારા માટે દુઆ ફર્માવી.

**ખાતમુન્નબુવ્વત** : હુઝૂર ﷺના બંનેવ ખભાઓની વચ્ચે ડાબા ખભાના નરમ હાડકાની નીચે મોહરે નબુવ્વત હતી. એના બારામાં દસ સહાબાએ કિરામથી હદીષો રિવાયત પામી છે જે ભાવાર્થના એ'તબારથી મશહૂર જરૂર છે, અલ્બત્ત એની વિગતમાં વિવિધ શબ્દો આવેલા છે. બુખારીમાં જે આવેલ છે તે બે અર્થોની સંભાવના ધરાવે છે. એક એ કે તે ડોલીની ગુંદીની જેમ હતી, અથવા ચકોરના ઈંડાની જેમ. મુસ્લિમ શરીફમાં હઝરત જાબિર બિન સમુરહ رضی اللہ عنہની રિવાયતમાં છે. કબૂતરનાં ઈંડા સમાન હતી જેનો રંગ શરીર મુબારકના જેવો હતો. તિર્મિઝીમાં તેમની જ હદીષમાં છે કે લાલ રંગ, કઠણ માંસનો એક ઉઠાવ કબૂતરનાં ઈંડા બરાબર હતો. તેમજ મુસ્લિમમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સરખસ رضی اللہ عنہથી રિવાયત થયેલ છે કે ડાબા ખભાની નરમ પાતળી હાડકી પાસે એક મુઠ્ઠી ઉઠેલા તલ હતા. મુસ્નદે ઈમામ અહમદમાં હઝરત અબૂ રમષા رضی اللہ عنہની હદીષમાં છે : સફરજનની જેમ હતી. શમાઈલે તિર્મિઝીમાં હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہની હદીષમાં છે :

ઉભરાયેલો ગોશ્ત હતો. હાકિમની હદીષમાં છે : અમુક વાળ એકઠા હતા. અમ્ર બિન અખ્તબ رضی اللہ عنہની હદીષમાં છે : મોહરની જેમ હતી. તારીખે નીશાપુરમાં છે : માંસની ગોળીની જેમ હતી જેમાં માંસ વડે જ લખ્યું હતું ''મુહમ્મદુર્રસૂલુલ્લાહ'' (مُحَمَّدٌرَّسُولُ الله). ઈબ્ને આબિદની મૌલદમાં છે કે, એ એક ચમકદાર તથા નૂરાની ચીજ હતી. એના સિવાય અન્ય પણ શબ્દો આવેલા છે. એ સર્વનો ખુલાસો એ નીકળ્યો કે મોહરે નબુવ્વત કબૂતર કે ચકોરના ઈંડા જેટલી હતી જે શરીર મુબારકેથી ઉઠેલી હતી. એમાં કાળા તલોની જેટલા ઉઠાવ (ઉપસેલા ભાગ)થી ''મુહમ્મદુર્રસૂલુલ્લાહ'' લખેલું હતું. એનાથી નૂર ચમકતુ હતું. એનો મૂળ રંગ એ જ હતો જે શરીર મુબારકનો હતો, એટલે કે લાલ સફેદ પણ કાળા ઉપસેલા ઉઠાવથી ''મુહમ્મદુર્રસૂલુલ્લાહ'' બનેલ હતું. એના પર વાળ પણ હતા.

હઝરત ઉમ્મુલ મો'મિનીન આઈશા رضی اللہ عنہاથી રિવાયત થઈ છે કે વિસાલ બાદ મોહરે નબુવ્વત ઉઠાવી લેવામાં આવી હતી એ ડાબા ખભાથી જોડાયેલ ડોકની જડની નજીક હતી. આ મોહરે નબુવ્વત પેદાઈશી હતી અથવા બાદમાં લગાડવામાં આવી, બંનેવ કથનો છે જેની વિગતે ચર્ચા અયનીમાં મૌજૂદ છે.

આ મોહરે નબુવ્વત હુઝૂરે અક્દસ ﷺની ખાસ નિશાનીઓમાંથી છે જે આગલી કિતાબોમાં વર્ણન થયેલ હતી. હઝરત સલ્માન ફારસીએ જ્યારે બીજા દિવસે હદિયો પેશ કર્યો તો આપે સ્વીકારી લીધો, તો તેમણે પીઠ મુબારકમાં નબુવ્વતની મોહર જોઈ અને ઈમાન લાવ્યા. *(શમાઈલે તિર્મિઝી)*

બહીરા રાહિબે કહ્યું, **انی اعرفه بخاتم النبوة اسفل من غضروف كتفه مثل التفاحة** ''હું તેમને મોહરે નબુવ્વતથી ઓળખું છું જે તેમના ખભાના નરમ હાડકા નીચે સફરજનની જેમ છે.'' *(તિર્મિઝી બાબ ફી બદાઉન્નબુવ્વહ, ભાગ–૨, પેજ–૨૦૨)*

મદારિજમાં છે કે અન્ય અંબિયાએ કિરામના હાથોમાં મોહરે નબુવ્વત રહેતી હોતી પણ હુઝૂરે અક્દસ ﷺની પીઠ મુબારકમાં હતી. આ નિર્દેશ ખત્મે નબુવ્વત પ્રતિ હતો. અલ્લામા અયનીએ ફર્માવ્યું કે જ્યાં મોહરે નબુવ્વત હતી ત્યાંથી શૈતાનની દખલગીરી થાય છે, મોહરે નબુવ્વતના લીધે શૈતાનની દખલગીરીનો અવકાશ ન રહ્યો.

**સામ્યતા** : પ્રકરણથી સામ્યતાની કેવળ એ જ એક સ્થિતિ છે કે **من وضوئه**થી મુરાદ પાણી લેવામાં આવે જે વુઝૂ કરતી વખતે પડે છે અને હુઝૂરે અક્દસ ﷺને આમ માનવોની લાઈનમાં રાખવામાં આવે, અને આ બંનેવ વાતો મના છે. વુઝૂના અર્થમાં એ પણ સંભાવના છે કે મુરાદ પાણી હોય જે વુઝૂ પછી બચી ગયું હોય. અને અમે જણાવી ચૂક્યા કે જ્યારે અહનાફ (હનફી ઈમામો)ની નજીક ફુઝલાત મુબારક સુદ્ધાં પાક છે તો માએ મુસ્તઅમલ (વપરાયેલ પાણી) એનાથી વિશેષ પાક હશે.

એ ઉપરાંત હનફીઓ માએ મુસ્તઅમલને નાપાક નથી કહેતા, પાક માને છે એટલા માટે આ હદીષ કોઈ રીતે હનફીઓની વિરુદ્ધ નથી. હા ! એવું કહી શકાય છે કે હનફીઓ માએ મુસ્તઅમલ (વપરાયેલ પાણી)ને પીવું મકરૂહ બતાવે છે અને અહીં હઝરત સાઈબે બરકતવંત પાણી પીધું. એનો જવાબ એ જ છે કે ચર્ચા સામાન્ય લોકોએ વાપરેલા પાણી વિશેની છે હુઝૂરે અક્દસ ﷺના વાપરેલા પાણીની નથી. તે તો સર્વથા પાક તથા પાક કરનાર છે, જાહેરને પણ અને અંતરને પણ પાક કરનાર છે.

**મસ્અલા** : કોઈપણ બીમારી તથા તકલીફને દૂર કરવાના માટે ''દમ કરાવવો'' જાઈઝ છે, શર્ત એ છે કે જે પઢીને દમ કરવામાં આવે તેમાં કોઈ શબ્દ શરીઅત વિરુદ્ધ ન હોય. આલિમો, નેક લોકો પાસે દમ કરાવવા લઈ જવું જાઈઝ છે. બરકતના માટે કોઈના માથે હાથ ફેરવવો સુન્નત છે.



## ت (۴۳) تَوَضَّأَ عُمَرُ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ بِالْحَمِيْمِ وَمِنْ بَيْتِ نَصْرَانِيَّةٍ

*"હઝરત ઉમર رضی اللہ عنہ એ ગરમ પાણી તથા ઈસાઈ સ્ત્રીના ઘરના પાણી વડે વુઝૂ કર્યું." (ઈમામ શાફઈ અબ્દુર્રઝ્ઝાક)*

### તઅલીક઼ : ૪૩ની સમજૂતી

ઈમામ બુખારીએ પ્રકરણ રચ્યું છે : "પુરૂષનું સ્ત્રી સાથે વુઝૂ કરવું અને સ્ત્રીના વુઝૂથી બચેલા પાણી વડે વુઝૂ કરવુ." પ્રકરણ પછી આ તઅલીક઼ વર્ણન કરી. આ તઅલીક઼નો પ્રકરણ સાથે શું સંબંધ છે તે ખાદિમ (લેખક)ને સમજમાં ન આવ્યું. વધુમાં વધુ તો એવું કહી શકાય છે કે એ બંનેવ પાણીઓમાં એ સંભાવના હતી કે કોઈ સ્ત્રીએ તેને વાપર્યું હોય. હઝરત ઉમર رضی اللہ عنہ એ પૂછી લેવું જોઈતુ હતું જેથી તેમની શંકા બાકી ન રહી જાત. શંકાઓથી બચવું મહમૂદ (પસંદીદા) છે. હઝરત ઉમર رضی اللہ عنہ એ ન પૂછયું, જેથી માલૂમ થયું કે સ્ત્રીના વાપરેલા પાણી વડે વુઝૂ જાઈઝ છે, પરંતુ એ બાળપણા જેવી વાત છે, શું ઈસાઈ સ્ત્રીના પાણીમાં એ શંકા નથી કે એ નાપાક હોય. હઝરત ઉમરે એ નથી પૂછયું કે પાણી પાક છે કે નાપાક. તો શું કોઈ એ હિંમત કરી શકે છે કે કહી દે કે નાપાક પાણીથી પણ વુઝૂ જાઈઝ છે.

આ બંનેવ બે તઅલીક઼ છે અથવા એક. કરીમાની રિવાયતમાં "વાવ" નથી એનાથી શંકા થાય છે કે એ એક જ તઅલીક઼ છે પણ સહીહ એ છે કે એ બંનેવ બે તઅલીક઼ો છે જેમ કે અલ્લામા અયનીએ તેહક઼ીક઼ કરી.

ગરમ પાણીથી વુઝૂ એકમતિએ જાઈઝ છે કેવળ ઈમામ મુજાહિદનો મતભેદ છે, તે કહે છે કે પાણી આગ પર ગરમ કરવામાં આવે છે અને આગ જહન્નમનો અંશ છે, ત્યાંથી જ આવી છે જેમ કે હદીષમાં છે, **نارکم جزء من سبعین جزء من نار جهنم** "તમારી આ આગ જહન્નમની આગના સિત્તેરમાં ભાગમાંથી એક ભાગ છે." *(મિશ્કાત, ૫૦૨)*

એટલા માટે ગરમ પાણીના વપરાશમાં એક ગણુ જહન્નમથી સંબંધ છે. ઈબાદતોમાં આ સંબંધ પણ સારો નથી. પણ તેમની આ દલીલ જાહેર છે કે ધ્યાનને પાત્ર નથી. જો આગ પર ગરમ કરેલા પાણીના વપરાશમાં જહન્નમથી એક ગણો સંબંધ છે તો પાકેલા ખાણામાં પણ આ સંબંધ છે જેનાથી એથીયે વિશેષ બચવું લાઝિમ છે. જહન્નમના સંબંધથી સર્વથા બચવું લાઝિમ છે, ચાહે ઈબાદતો હોય ચાહે મામલાઓ. હક઼ એ છે કે આગ ભલે જહન્નમથી આવી છે છતાં એ પણ નેઅમત છે.

કુર્આન મજીદમાં છે : **اَفَرَاَيْتُمُ النَّارَ الَّتِىْ تُوْرُوْنَ ۔ ءَاَنْتُمْ اَنْشَاْتُمْ شَجَرَتَهَا اَمْ نَحْنُ الْمُنْشِئُوْنَ** "બતાવો ! તે આગ જેને તમે સળગાવો છો, શું તમે એનું ઝાડ પેદા કર્યું કે અમે પેદા કરનારા છીએ ?" *(સૂ. વાકિઆ, ૭૧–૭૨)*

જો આગ નેઅમત ન હોત તો એના અર્પણ કરવા પર એહસાન જતાવવામાં ન આવત.

**પ્રકરણનો ફાયદો** : એ યુગમાં સ્ત્રીની જે હેસિયત હતી એને જોતાં તેને એ ઉચ્ચતા (સન્માન) આપવું કે તે પુરૂષની સાથે વુઝૂ કે ગુસ્લ કરે એ ખૂબ જ દૂરની વાત હતું. તેમજ તેણીના વધેલા પાણીને વાપરવું પુરૂષ માટે ખૂબ જ મુશ્કેલ હતું. તદ્ઉપરાંત કોઈ વુઝૂ કે ગુસ્લના વધેલા પાણી વડે વુઝૂ કે ગુસ્લ કરવું તબીયતને ભારે પણ પડે છે, તેના નિવારણ માટે આ પ્રકરણ રચવામાં આવ્યું.

ગૈર મુસ્લિમના ઘરના પાણીને વાપરવામાં કોઈ વાંધો નથી ખાસ કરીને જ્યારે કે બીજુ પાણી ન હોય, એટલા માટે કે પાણીની અસલિયત પાક હોવું છે જ્યાં સુધી દલીલથી એ સાબિત ન થઈ જાય કે પાણી નાપાક છે ત્યાં સુધી તેને પાક જ માનવામાં આવશે. અલ્બત્ત બીજુ પાણી હોવા છતાં કોઈ કાફિરના ઘરનું પાણી વાપરવામાં ન આવે એ જ બેહતર છે.

## حدیث ﴿۱۴۲﴾ کان الرجال والنساء یتوضؤن جمیعا

**[હદીષ : ૧૪૨] "સ્ત્રીઓ તથા પુરૂષોનું એકઠાં વુઝૂ કરવું"**

عَنِ ابْنِ عُمَرَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهُمَا قَالَ کَانَ الرِّجَالُ وَالنِّسَاءُ

*"હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે તેમણે કહ્યું કે રસૂલુલ્લાહ ﷺ ના જમાનામાં*

یَتَوَضَّئُوْنَ فِیْ زَمَانِ رَسُوْلِ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ جَمِیْعًا

*પુરૂષ તથા સ્ત્રીઓ એકઠાં વુઝૂ કરતાં હતાં."*

**સમજૂતી : ૧૪૨**

**સામ્યતા :** પ્રકરણના પ્રથમ ભાગ પર આ હદીષની દલીલ કરવું સ્પષ્ટ છે અને બીજા ભાગ પર લાઝમી રીતે છે. તે એ રીતે કે જ્યારે સ્ત્રીએ એકવાર વાસણ વડે પાણી લઈ લીધું તો વાસણના બાકી બચેલા પાણી પર લાગુ થયું કે તે સ્ત્રીના વપરાશથી વધેલું છે.

પરંતુ ઈમામ બુખારીએ જેટલો હિસ્સો વર્ણન કર્યો છે એમાં એ વર્ણન કરેલ નથી કે પુરૂષ તથા સ્ત્રી એક જ વાસણ વડે વુઝૂ કરતાં હતાં. એટલા માટે પ્રકરણના કોઈ ભાગ પર હદીષ પુરવાર ન થઈ. અલ્લામા અયનીએ એનો જવાબ એ આપ્યો કે દારકુત્નીએ મુહમ્મદ ઈબ્ને નોઅમાનના તરીક઼ાથી જે રિવાયત કરી છે એમાં **من المیضاۃ** અધિક છે. તેમજ ક઼અની અને ઈબ્ને વહબની રિવાયતમાં **فی الاناء الواحد** આવેલ છે. તેમજ અબૂ દાઊદમાં ઐયૂબના તરીક઼ાથી **من اناء واحد** રિવાયત થયેલ છે. હવે વાત સ્પષ્ટ થઈ ગઈ કે પુરૂષ તથા સ્ત્રી એક જ વાસણ વડે વુઝૂ કરતાં હતાં અને એક હદીષ બીજાની તફસીર હોય છે.

**અકૂલ : (હું કહું છું)** : અમે એના પર કેટલીયેવાર અર્ઝ કરી ચૂક્યા છીએ કે ઈમામ બુખારીએ હદીષનો જેટલો હિસ્સો વર્ણવ્યો છે તે પ્રકરણના પ્રમાણે નથી અને ચર્ચા એ જ છે કે ઈમામ બુખારીએ જે હદીષ વર્ણવી છે એ પ્રકરણના મુજબ નથી. એ એની જગ્યાએ બરાબર રહ્યું કે બીજી કિતાબોમાં આ હદીષોથી પ્રકરણના મુજબ થઈ પણ ગયું તો એનાથી ઈમામ બુખારીને શો ફાયદો ? હા ! બુખારીમાં ક્યાંક એ વધારો હોત તો અલગ વાત હતી.

**પ્રકરણનો ફાયદો :** અમુક હદીષોમાં આવેલ છે કે હુઝૂરે અક઼દસ ﷺ એ સ્ત્રીના વાપર્યા પછી વધેલા પાણીથી વુઝૂ તથા ગુસ્લ કરવાથી મના ફર્માવ્યું છે. આ કારણે હઝરત સઈદ ઈબ્ને મુસૈયિબ અને ઈમામ હસને ફર્માવ્યું કે સ્ત્રીએ વાપરેલા પાણીથી વધેલા પાણી વડે વુઝૂ તથા ગુસ્લ મુત્લકન્ મકરૂહ છે. દાઊદ ઝાહિરી અને ઈમામ અહમદનો એક ક઼ૌલ એ છે કે એકલી સ્ત્રીના ભરીને વધેલા પાણીને પુરૂષે વાપરવું જાઈઝ નથી.

અહનાફ (હનફી ઈમામો) તથા ઈમામ માલિક તથા જમહૂર (બહુમતિ) ફક઼ીહોનો મઝહબ એ છે કે મુત્લકન વિના કરાહતે પુરૂષે એ પાણી વાપરવું જાઈઝ છે ચાહે સ્ત્રીએ એકલીએ વાપર્યું હોય કે પછી પુરૂષની સાથે, ચાહે જુનુબી કે હૈઝવાળી હોય કે પાક હોય. પુરૂષ સ્ત્રીની સાથે પાણી લે કે આગળ પાછળ લે, ચાહે પ્રથમ પાણી લેવાનું સ્ત્રી શરૂ કરે કે પુરૂષ.

## حدیث ﴿۱۴۳﴾ صب علی من وضوئہ فعقلت

**[હદીષ : ૧૪૩] "આપના ધોવણના છાંટાઓથી હોશ આવી ગયો"**

عَنْ مُحَمَّدِ بْنِ الْمُنْكَدِرِ قَالَ سَمِعْتُ جَابِرًا يَقُوْلُ جَاءَ رَسُوْلُ اللّٰهِ

*"મુહમ્મદ ઈબ્ને મુન્કદિરે કહ્યું, મેં જાબિર رضی اللہ عنہ ને એ ફર્માવતાં સાંભળ્યું કે હું બીમાર હતો. રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم*

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَعُوْدُنِيْ وَاَنَا مَرِيْضٌ لَا اَعْقِلُ فَتَوَضَّاَ

*મારી અયાદત (ખબર પૂછવા) માટે તશરીફ લાવ્યા. મને હોશ ન હતો. હુઝૂરે વુઝૂ કર્યું અને વુઝૂ¹થી બચેલુ*

જે રીતે સ્ત્રીના ઉપયોગમાં લીધા પછી વધેલા પાણી વડે પુરૂષને વુઝૂ તથા ગુસ્લ જાઈઝ છે એ જ રીતે સ્ત્રી માટે પણ પુરૂષના વપરાશ પછી વધેલા પાણી વડે વુઝૂ તથા ગુસ્લ કરાહત વિના દુરુસ્ત છે.

**એક સ્પષ્ટતા :** હદીષના જાહેર પરથી જણાય છે કે જે રીતે પતિ પત્ની તથા મેહરમો એકઠાં થઈને વાસણ વડે વુઝૂ કરતાં હતાં એ જ રીતે ગૈર મેહરમ પુરૂષ તથા સ્ત્રી પણ એકઠાં થઈને વુઝૂ કરતાં હતાં.

એનો જવાબ એ છે કે આ પર્દાના હુકમ પહેલાંની વાત છે. પર્દાના હુકમ પછી અજનબી પુરૂષ તથા સ્ત્રીનું ભેગાં થઈને વુઝૂ કરવું મના થઈ ગયું અને પતિ પત્ની તથા મહેરમોનું બાકી રહ્યું.

બીજો જવાબ એ છે કે આ હદીષ આમ હોવામાં કતઈ (યકીની) નથી. તેનું એક પાસુ એ પણ છે કે પતિ પત્ની અને મેહરમો એકઠાં વુઝૂ કરતાં હતાં. એ સ્થિતિમાં પણ એમ કહેવું દુરુસ્ત છે કે સ્ત્રીઓ તથા પુરૂષો ભેગા મળીને એક વાસણથી વુઝૂ કરતા હતા.

ત્રીજો જવાબ એ છે جمیعًا બે અર્થમાં આવે છે એક کلھم ના અર્થમાં બીજો معًا ના અર્થમાં જ્યારે તેને معًا ના અર્થમાં લઈશું તો અર્થ આ પ્રમાણે થશે કે પુરૂષ તથા સ્ત્રીઓ એકઠાં એક સાથે વુઝૂ કરતાં હતાં અને એ વાંધો લાગુ થશે. અને જો તેને کلھم ના અર્થમાં લઈશું તો મતલબ એ થશે કે સર્વ લોકો એક વાસણથી વુઝૂ કરતા હતા ભલે વારાફરતી એક પછી એક. હવે એ લાઝિમ ન આવ્યું કે પુરૂષ તથા સ્ત્રીઓ એક સાથે વુઝૂ કરતાં હતાં. શક્ય છે કે પુરૂષો પ્રથમ વુઝૂ કરી લેતા હોય અને સ્ત્રીઓ બાદમાં કરી લેતી હોય, અથવા એથી ઉલ્ટુ કે સ્ત્રીઓ પ્રથમ વુઝૂ કરી લેતી હોય બાદમાં પુરૂષો કરતા હોય.

### સમજૂતી : ૧૪૩

**મુહમ્મદ ઈબ્ને મુન્કદિર :** તયમી, કરશી ઈલ્મ તથા ઝોહદમાં સમૃદ્ધ મશહૂર તાબઈ છે. આપ ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا ના મામા મુન્કદિરના પુત્ર છે. એકવાર મુન્કદિર ઉમ્મુલ મો'મિનીન رضی اللہ عنہا ની ખિદમતમાં હાજર થયા અને તંગદસ્તીની શિકાયત કરી. હઝરત ઉમ્મુલ મો'મિનીન رضی اللہ عنہا એ ફર્માવ્યું કે પ્રથમ વાર માલે ગનીમત જે આવશે તે તમારી છે. સંજોગોવસાત પ્રથમવાર દસ હજાર દિરહમ આવ્યા એ સૌ મુન્કદિરને આપી દીધા. એમણે એક લોંડી ખરીદી જેનાથી મુહમ્મદ પેદા થયા. એમનો હિ.સ. ૧૨૧માં ઈન્તેકાલ થયો.

**શબ્દકોશ :** کلالۃ (કલાલા) ઝમુખશરીએ કહ્યું, "કલાલા" ત્રણ અર્થોમાં બોલાય છે: તે શખ્સ જેની ન ઔલાદ હોય, ન બાપદાદા, ઔલાદ તથા બાપદાદા સિવાય અન્ય વારસો હોય, બાપ હોવું કે પુત્ર હોવાના

وَصَبَّ عَلَيَّ مِنْ وَضُوئِهِ، فَعَقَلْتُ، فَقُلْتُ يَارَسُوْلَ اللّٰهِ، لِمَنِ

*પાણી મારા પર રેડયું જેનાથી હું હોશમાં આવી ગયો. મેં અર્ઝ કરી, યા રસૂલુલ્લાહ ! ﷺ મારો વારસો*

الْمِيرَاثُ إِنَّمَا يَرِثُنِي كَلَالَةٌ فَنَزَلَتْ آيَةُ الْفَرَائِضِ ع۵

*કોને મળશે ? મારો વારસ કલાલા છે. તો આયતુલ ફરાઈઝ નાઝિલ થઈ."*

*(બુખારી, અલ મરઝા બાબુ અયાદતિલ મુગ્મા અલૈહ, ૨/૮૪૪, ૨/૮૪૭, ૨/૯૯૮, મુસ્લિમ-ફરાઈઝ, નિસાઈ, તહારત, તફસીરે તિબ્બ)*

સંબંધ સિવાય અન્ય સંબંધો. એક કથન એ પણ છે કે એવા શખ્સના વારસાને પણ કહે છે જેના બાપદાદા તથા ઔલાદ ન હોય. અહીં બીજો અર્થ મુરાદ છે. જેમ કે ફરાઈઝમાં છે કે હઝરત જાબિરે અર્ઝ કરી, **انمالی اخوات** મારી કેવળ બહેનો છે. **فرائض** (ફરાઈઝ)એ **فريضة** (ફરીદ્દતુન્)નું બહુવચન છે તેનો અર્થ નિશ્ચિત થયેલ છે. અહીં વારસમાં નિશ્ચિત થયેલ હિસ્સો મુરાદ છે. પ્રકરણ **عيادة المغمٰى عليه**માં છે કે હઝરત અબૂબક્ર પણ સાથે હતા. બંને જણ પગપાળા ચાલીને આવ્યા હતા. જયારે તશરીફ લાવ્યા તો બેહોશી છવાયેલી હતી.

**૧.** અહીં બંનેવ સંભાવનાઓ છે કે વુઝૂથી જે પાણી વાસણમાં વધી ગયું હતું તેને નાખ્યું અથવા વુઝૂ કરવામાં જે પાણી મુબારક અંગોથી પડયું તેને નાખ્યું. બીજી સંભાવના જાહેર છે, એટલા માટે કે જો કે પ્રથમ પાણીમાં પણ શિફા છે, પણ શરીર મુબારકથી સ્પર્શ કર્યા બાદ પાણીમાં જે વાત હશે તે પ્રથમ પાણીમાં ક્યાંથી ? ઈમામ બુખારીનો ખયાલ પણ એ જ જાહેર થઈ રહ્યો છે, એટલા માટે કે તે આનાથી એવું સાબિત કરવા ચાહે છે કે વપરાયેલું પાણી પાક છે, અને વપરાયેલ પાણી બીજુ જ છે ન કે પહેલું. અમે વારંવાર દર્શાવી ચૂક્યા કે વપરાયેલ પાણીના પાક હોવાનું કથન ન અમને નુકસાનકર્તા છે અને ન ઈમામ બુખારીનું તારણ દુરુસ્ત. હુઝૂરે અક્દસ ﷺ પર સામાન્ય મુસ્લિમોને કયાસ કરવા એ કયાસ મઅલ ફારિક (મળતાપણુ ન હોવા છતાં સમાન સમજવું એ ગલત) છે. (એટલે કે આકા ﷺની ઝાતે અક્દસ ﷺ ઉપર કોઈને કયાસ કરવું તદ્દન બુદ્ધિ વિરુદ્ધ છે. આકા ﷺના બચેલા પાણીમાં અને આમ મુસ્લિમના બચેલા પાણીમાં જમીન આકાશનો ફરક છે.)

**૨.** અહીં **یاء** મુતકલ્લિમ મહઝૂફ છે જેના બદલામાં "અલિફ-લામ" છે. મુરાદ એ છે કે મારો વારસો કોને મળશે, જયારે કે મારા વારસદારોમાં કેવળ બહેનો છે. એની પણ સંભાવના છે કે હઝરત જાબિરનો મક્સદ એ રહ્યો હોય કે શું હું મારો માલ સદકો કરી દઉં ? એક રિવાયતમાં એટલો વધારો છે કે હુઝૂરે ફર્માવ્યું, તમે આ બીમારીમાં મરશો નહીં. *(ફુયૂઝુલ્ બારી, ૧/૪૩૨)*

**મસાઈલ :** હુઝૂર ﷺનું શરીર મુબારક ધોયા બાદનું પાણી (ધોવણ) પાક પણ છે અને પાક કરનાર પણ છે. એનાથી સાબિત થયું કે હુઝૂરે અક્દસ ﷺ શાફીએ અમ્રાઝ (બીમારીઓ સાજી કરનાર) છે. અલ્લામા અયનીએ આ હદીષ હેઠળ લખ્યું કે **ببركة يدرسول الله صلى الله تعالى عليه وسلم يزيل كل علة "હુઝૂરે અક્દસ ﷺના દસ્તે મુબારકની બરકત દરેક બીમારીને દૂર કરી આપે છે."** *(ભાગ : ૩/૮૬)* બીમારોની અયાદત (ખબર લેવી) સુન્નત છે. મોટેરાઓએ નાનાંઓની પણ અયાદત કરવી જોઈએ.



## حدیث ﴿۱۴۴﴾ غسل رسول اللہ صلی اللہ تعالی علیہ وسلم یدیہ ووجھہ فی الماء ومج فیہ

**[હદીષ : ૧૪૪] "નબીએ પોતાના ધોવણ તથા કોગળા કરેલ પાણીને પીવાનો હુકમ આપ્યો"**

عَنْ اَبِیْ مُوْسٰی اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ دَعَا بِقَدَحٍ

*"હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہથી રિવાયત છે કે નબી ﷺએ એક પ્યાલો મંગાવ્યો જેમાં*

فِیْہِ مَاءٌ، فَغَسَلَ یَدَیْہِ وَوَجْهَهُ فِیْہِ وَمَجَّ فِیْہِ (وَزَادَ قَبْلَ صَفْحَةٍ

*પાણી હતું. હુઝૂરે પોતાના ચહેરા તથા હાથોને એમાં ધોયા અને એમાં કોગળો કર્યો. પછી તે બંનેવ (અબૂ મૂસા*

تَعْلِیْقًا) ثُمَّ قَالَ لَهُمَا اِشْرَبَا مِنْهُ وَاَفْرِغَا عَلٰی وُجُوْهِكُمَا وَنُحُوْرِكُمَا

*તથા બિલાલ)ને ફર્માવ્યું, આમાંથી થોડુક પી લો અને થોડુક તમારા ચહેરા તથા છાતીઓ પર નાખી લો."*

*(મગાઝી, બાબુલ ગઝવએ તાઈફ, ૨/૬૨૦, મુસ્લિમ–ફઝાઈલે અબી મૂસા વ અબી આમિર, ૨/૩૦૩)*

**સમજૂતી : ૧૪૪** પૂરી હદીષ આ પ્રમાણે છે. હઝરત અબૂ મૂસા رضی اللہ عنہ ફર્માવે છે, જ્યારે નબી ﷺ જિઅર્રાના જે મક્કા તથા મદીનાની વચ્ચે આવેલ છે ત્યાં રોકાયા હતા. હું આપની ખિદમતમાં હતો અને બિલાલ પણ સાથે હતા. એક અઅ્રાબી આવ્યો અને અર્ઝ કરી, મારાથી જે વાયદો કર્યો હતો તે પૂરો કરો ! હુઝૂરે ફર્માવ્યું, તને બશારત થાય. અઅ્રાબીએ કહ્યું, તમે اَبْشِرْ ખૂબ કહી ચૂક્યા ! હુઝૂર ગઝબનાક હાલતમાં અબૂ મૂસા અને બિલાલની તરફ ધ્યાનિત થયા અને ફર્માવ્યું, એણે બશારત રદ કરી નાખી, તમે લોકો કૃબૂલ કરી લો ! તેમણે બંનેવે અર્ઝ કરી, અમે કૃબૂલ કરી ! ત્યારબાદ એક પ્યાલો મંગાવ્યો જેમાં પાણી હતું. એ પ્યાલામાં તેમણે પોતાના હાથો તથા ચહેરાને ધોયો અને એમાં કુલ્લી કરી. પછી ફર્માવ્યું, તમે બંનેવ આમાંથી થોડુક પી લો અને થોડુક ચહેરા તથા છાતી પર રેડી દો. તે બંનેવે પ્યાલો લીધો અને આજ્ઞાપાલન કર્યું. ઉમ્મુલ મો'મિનીન હઝરત સલ્મા (પર્દામાં હાજર હતાં) પર્દામાંથી જ ફર્માવ્યું, તમારી માં માટે પણ બચાવી લેજો. તે લોકોએ તેમના માટે પાણી થોડુક સરખુ બચાવ્યું.

**તસામોહ (ચૂક)** : આ હદીષના પ્રારંભિક હિસ્સામાં એ છે કે મક્કા અને મદીના વચ્ચે જઈર્રાનામાં રોકાયા હતા. જ્યારે જઈર્રાના મક્કા તથા મદીના વચ્ચે નહીં પણ મક્કા તથા તાઈફ વચ્ચે છે. *(કસ્તલાની નવલ કિશોર, બાબ : ગઝવતુતાઈફ, ૬/૩૩૩)* **સામ્યતા** : આ હદીષ પહેલાં તઅલીકૃન બાબ : ઈસ્તિમાલિ ફઝ્લિ વઝૂઈન્નાસમાં વર્ણન કરી હતી. એ હદીષમાં વુઝૂનું વર્ણન નથી કેવળ હાથ તથા મોં ધોવાનો ઉલ્લેખ છે. એટલા માટે જાહેરી રીતે એ પ્રકરણના પ્રમાણે ન થઈ. અલ્લામા અયનીએ ફર્માવ્યું, જ્યારે આ પ્યાલામાં હાથ તથા મોં ધોયું તો પાણી વપરાયેલું થઈ ગયું અને એને ઉપયોગમાં લીધું તો સાબિત થઈ ગયું કે વપરાયેલા પાણીનો ઉપયોગ દુરુસ્ત છે. વુઝૂથી પણ પાણી મુસ્તઅમલ (વપરાયેલ) જ થાય છે તો જેવી રીતે આ વપરાયેલ પાણી વાપરવા લાયક છે એવી રીતે વુઝૂ કરવાથી જે પાણી મુસ્તઅમલ (વપરાયેલ) બને તે પણ ઉપયોગ કરવા લાયક છે. આના સંબંધે અમે વારંવાર અર્ઝ કરી ચૂક્યા કે હુઝૂરે અકૃદસ ﷺનું વાપરેલું પાણી આ ચર્ચાથી અપવાદ છે એટલા માટે કે સામાન્ય લોકોથી વપરાયેલ પાણી માટે એનાથી દલીલ કરવી રદબાતલ છે. (આના થકી સામાન્ય લોકોના વપરાયેલા પાણી માટે દલીલ લાવવી કે સામાન્ય લોકોનું વપરાયેલ પાણી વાપરવા પાત્ર છે, તે વાત સહીહ નથી.) પછી આ હદીષને સનદ સાથે બાબુલ ગુસ્લિ વલ્ વઝૂઈ ફિલ્ મિખ્ઝબિ વલ્ કૃદહિમાં વર્ણન કરી, એમાં ન વુઝૂનો ઉલ્લેખ છે ન ગુસ્લનો. એટલા માટે આ પ્રકરણથી પણ આ હદીષને કોઈ સામ્યતા નથી. હુઝૂરે અકૃદસ ﷺએ બરકતના માટે તેમાં હાથ તથા મોઢું ધોયું અને કુલ્લી કરી. ગુસ્લ તો બહુ દૂર છે વુઝૂનો પણ ઉલ્લેખ નથી.

## حدیث ⑭⑤ اذا اشتدّ وجع النبی صلی اللہ تعالےٰ علیہ وسلم

**[હદીષ : ૧૪૫] "જ્યારે આપની બીમારી સખત થઈ ગઈ"**

اَخْبَرَنِیْ عُبَیْدُ اللّٰہِ بْنُ عَبْدِ اللّٰہِ بْنِ عُتْبَۃَ اَنَّ عَائِشَۃَ قَالَتْ

*"ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા સિદ્દીકા رضی اللہ عنہا એ કહ્યું,*

لَمَّا ثَقُلَ النَّبِیُّ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ وَاشْتَدَّ بِہٖ وَجَعُہٗ اِسْتَاذَنَ اَزْوَاجَہٗ

*જ્યારે નબી ﷺ બીમાર થયા અને આપની બીમારી સખત થઈ ગઈ તો હુઝૂરે પોતાની બીવીઓથી*

فِیْ اَنْ یُّمَرَّضَ فِیْ بَیْتِیْ، فَاَذِنَّ لَہٗ، فَخَرَجَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

*ઈજાઝત ચાહી કે મારા ઘરમાં હુઝૂરની ચાકરી કરવામાં આવે. સૌએ હુઝૂરને ઈજાઝત આપી દીધી. ત્યાર*

### સમજૂતી : ૧૪૫

**باب انما جعل الامام ليوتم به**માં આ પ્રમાણે વર્ણન થયેલ છે કે ઓબૈદુલ્લાહે કહ્યું, હું હઝરત ઉમ્મુલ મો'મિનીનની ખિદમતમાં હાજર થયો અને અર્ઝ કરી, શું આપ અમને નબી કરીમ ﷺની બીમારીની સ્થિતિ નહીં વર્ણવો ? ઈર્શાદ ફર્માવ્યો, જરૂર વર્ણન કરીશ ! જ્યારે નબી ﷺની બીમારી ખૂબ જ વધી ગઈ તો પૂછયું, લોકોએ નમાઝ પઢી લીધી ? અમે અર્ઝ કરી, નહીં ! યા રસૂલલ્લાહ ! લોકો આપની રાહ જોઈ રહ્યા છે. હુકમ આપ્યો કે મારા માટે ટબમાં પાણી રાખો. અમે એવું જ કર્યું. હુઝૂરે ગુસ્લ કર્યું. ગુસ્લથી પરવારીને ચાહ્યું કે ઉભા થઈ જાય પણ બેહોશ થઈ ગયા. થોડીવાર પછી હોશમાં આવ્યા તો ફરી પૂછયું, લોકોએ નમાઝ પઢી લીધી ? અમે અર્ઝ કરી, નહીં ! યા રસૂલલ્લાહ ! આપનો ઈન્તેઝાર કરી રહ્યા છે. ફર્માવ્યું, મારા માટે ટબમાં પાણી રાખો. અમે રાખ્યું તો ઉઠીને બેસી ગયા અને ગુસલ કર્યું. ગુસ્લ પછી ચાહ્યું કે ઊભા થાય પણ ફરી બેહોશ થઈ ગયા. પછી રાહત થઈ તો પૂછયું, લોકો નમાઝ પઢી ચૂકયા ? અમે અર્ઝ કરી, નહીં ! યા રસૂલલ્લાહ ! આપની રાહ જોઈ રહ્યા છે. લોકો મસ્જિદમાં ઈશાની નમાઝના માટે રસૂલુલ્લાહ ﷺની રાહ જોઈ રહ્યા હતા. હુઝૂરે એક શખ્સને અબૂબક્ર رضی اللہ عنہની પાસે મોકલ્યા કે તે નમાઝ પઢાવી આપે. જનાબ (હઝરત બિલાલ) અબૂબક્ર પાસે ગયા અને તેમને ફર્માન પહોંચાડી આપ્યું. હઝરત અબૂબક્ર નરમ દિલના માણસ હતા જેથી તેમણે હઝરત ઉમરને કહ્યું કે તમે પઢાવી આપો. હઝરત ઉમરે કહ્યું કે આપ એના અધિક હક્કદાર છો. તે દિવસોમાં (ત્રણ દિવસ) અબૂબક્રએ નમાઝ પઢાવી ત્યારબાદ હુઝૂરે બીમારીમાં કાંઈક ઘટાડો અનુભવ્યો તો ઝોહરની નમાઝના માટે હઝરત અબ્બાસ અને એક અન્ય શખ્સના સહારે મસ્જિદમાં તશરીફ લાવ્યા, અને અબૂબક્ર લોકોને નમાઝ પઢાવી રહ્યા હતા. જ્યારે અબૂબક્રએ આપના આગમનને મહસૂસ કર્યુ તો પાછળ હટવા લાગ્યા. હુઝૂરે ઈશારો ફર્માવ્યો કે તમારી જગાએ રહો, પાછા ન હટો. અને સહારો આપનારાઓને હુકમ આપ્યો કે મને અબૂબક્રની બાજુમાં બેસાડો. એ લોકોએ તેમની બાજુમાં હુઝૂરને ડાબી બાજુ બેસાડી આપ્યા. અબૂબક્ર હુઝૂરે અકરમ ﷺની ઈક્તેદામાં નમાઝ પઢી રહ્યા હતા અને લોકો અબૂબક્રની ઈક્તેદામાં. એક રિવાયતમાં છે કે નમાઝ બાદ હુઝૂરે ખુત્બો આપ્યો. બીમારી, વિસાલ તથા હઝરત અબૂબક્રને ઈમામ બનાવવાની સંપૂર્ણ વિગત એ પ્રકરણમાં આવશે. અહીં કેવળ ઓબૈદુલ્લાહ ઈબ્ને અબ્દુલ્લાહની હદીષની સમજૂતી મુરાદ છે. આ હદીષથી સંબંધિત ચર્ચાઓ પણ

بَیْنَ رَجُلَیْنِ تَخُطُّ رِجْلَاہُ فِی الْاَرْضِ بَیْنَ عَبَّاسٍ وَرَجُلٍ اٰخَرَ

બાદ નબી ﷺ બે માણસો હઝરત અબ્બાસ તથા એક અન્ય સાહબના સહારાથી એ રીતે નીકળ્યા

قَالَ عُبَیْدُ اللّٰہِ فَاَخْبَرْتُ عَبْدَ اللّٰہِ بْنَ عَبَّاسٍ فَقَالَ اَتَدْرِیْ

કે હુઝૂર ﷺના બંનેવ પગો જમીન પર ઘસેડાતા જતા હતા. અબ્દુલ્લાહે કહ્યું, મેં હઝરત ઈબ્ને અબ્બાસને

مَنِ الرَّجُلُ الْاٰخَرُ، قُلْتُ لَا، قَالَ ھُوَ عَلِیُّ بْنُ اَبِیْ طَالِبٍ وَکَانَتْ

બતાવ્યું તો તેમણે પૂછ્યું, તમે જાણો છો બીજા માણસ કોણ હતા ? મેં કહ્યું, નહીં ! ફર્માવ્યું, તે હઝરત

عَائِشَۃُ تُحَدِّثُ اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ قَالَ بَعْدَ

અલી ઈબ્ને અબી તાલિબ હતા. હઝરત આઈશા બયાન ફર્માવે છે કે મારા ઘરે આવ્યા બાદ નબી ﷺની

ત્યાં વર્ણન થશે.

**એક ખુલાસો** : હઝરત ઉમ્મુલ મો'મિનીને હઝરત અલી کرم اللہ تعالی وجہہ الکریم નું નામ ન લીધું તેનું કારણ આમ શરહ કરનારાઓ એ દર્શાવે છે કે ઉફકના બનાવમાં હઝરત ઉમ્મુલ મો'મિનીનની સફાઈની સાથોસાથ એ પણ કહી આપ્યું હતું કે એમના સિવાય અન્ય ઘણી સ્ત્રીઓ છે. એના લીધે ઉમ્મુલ મો'મિનીન હઝરત અલીની નારાજ હતાં. એ જ પ્રમાણે એ પણ કહી શકાય છે કે જુમલના બનાવના કારણે તેમનાથી રંજમય હતાં. આના પર આ ખાદિમની અરજ એ છે કે હઝરત ઉમ્મુલ મો'મિનીનની જાત આનાથી ખૂબ જ ઉચ્ચ છે કે તે હઝરત અલી کرم اللہ تعالی وجہہ الکریمથી કીનો રાખે ! મૂળ મામલો એ છે કે આના બારામાં વિવિધ રિવાયતો છે : કોઈમાં ફઝ્લ બિન અબ્બાસનું નામ છે, કોઈમાં હઝરત ઓસામાનું, કોઈમાં બરીરા તથા લૂબાનું. શક્ય છે કે હઝરત અલી અને હઝરત ઓસામા, હઝરત ફઝ્લ ઈબ્ને અબ્બાસે વારાફરતી સહારો આપ્યો હોય, અને હઝરત અબ્બાસે શરૂથી આખર સુધી સહારો આપ્યો હોય એટલા માટે હઝરત અબ્બાસનું તો નામ લીધું અને ત્રણેવની તાબીર ''અન્ય એક જણ''થી કરી આપી.

આ રિવાયતમાં સ્પષ્ટતા એ છે કે આ નમાઝે ઝોહર હતી, બીજી રિવાયતમાં છે કે ફજરની નમાઝ હતી. એ જ પ્રમાણે કેટલીક રિવાયતોમાં છે કે હુઝૂરે અક્દસ ﷺ ઈમામ હતા અને હઝરત અબૂબક્ર મુક્તદી તથા મુબલ્લિગ. બીજી રિવાયતોમાં છે કે ઈમામ હઝરત અબૂબક્ર જ હતા હુઝૂર મુક્તદી હતા. જેમ કે અસ્વદે હઝરત ઉમ્મુલ મો'મિનીનની જ રિવાયતમાં વર્ણવ્યું છે કે તેમણે ફર્માવ્યું કે નબી ﷺએ અબૂબક્ર પાછળ નમાઝ પઢી. મસરૂક્ની રિવાયતમાં તેમનો જ એ કૌલ છે કે બીમાર તથા વિસાલના સમયમાં અબૂબક્રની પાછળ નમાઝ પઢી. બયહકીએ એનો જવાબ એ આપ્યો છે કે જે નમાઝમાં હુઝૂર ઈમામ હતા, તે નમાઝ ઝોહરની હતી, અને જે હઝરત અબૂબક્રની પાછળ પઢી તે વિસાલના દિવસની ફજરની નમાઝ હતી.

આ વિસ્તારપૂર્વક વિગતથી ઘણા બધા વાંધા દૂર થઈ ગયા. દા.ત. અહીંની રિવાયતમાં છે કે સ્નાન કરાવવાથી બીમારીમાં ઘટાડો થઈ ગયો અને હુઝૂર નમાઝના માટે તશરીફ લઈ ગયા. અને **باب انما جعل الامام لیوتم به**માં છે કે ત્રણવાર સ્નાન કરાવ્યા બાદ પણ બીમારીની સખ્તીમાં કોઈ ઘટાડો ન થયો. એ જ પ્રમાણે સહારો આપનારાઓના નામોના મતભેદમાં પણ આ વર્ગીકરણ કરી શકાય છે. એક વાત નોંધપાત્ર એ પણ છે કે અહીં બે મોકાઓ છે, એક તો ઉમ્મુલ મો'મિનીન હઝરત મૈમૂનાના ઘરેથી હઝરત આઈશાના ઘરે લાવવું અને એક હઝરત આઈશાના હુજરામાંથી નમાઝના માટે મસ્જિદમાં લાવવું. આ બંનેમાં ભેળસેળ થઈ જવાથી પણ શંકા

مَادَخَلَ بَيْتَهُ وَاشْتَدَّ وَجَعُهُ هَرِيقُوْا عَلَيَّ مِنْ سَبْعِ قِرَبٍ لَمْ تُحْلَلْ

બીમારી વધી ગઈ તો ફર્માવ્યું, સાત એવી મશકો વડે મારા પર પાણી વહાવો જેનાં મુખ ખોલવામાં ન

اَوْكِيَتُهُنَّ لَعَلِّيْ اَعْهَدُ اِلَى النَّاسِ وَاُجْلِسَ فِيْ مِخْضَبٍ لِّحَفْصَةَ

આવ્યાં હોય જેથી હું લોકોને વસીયત કરી શકું. હઝરત હફસા નબી કરીમ ﷺનાં પાક બીવીના ટબમાં

زَوْجِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ ثُمَّ طَفِقْنَا نَصُبُّ عَلَيْهِ تِلْكَ

હુઝૂરને બેસાડવામાં આવ્યા પછી અમે સૌ હુઝૂર પર પાણી રેડવા લાગી ત્યાં સુધી કે હુઝૂર ઈશારો કરવા

حَتّٰى طَفِقَ يُشِيْرُ اِلَيْنَا اَنْ قَدْ فَعَلْتُنَّ ثُمَّ خَرَجَ اِلَى النَّاسِ

લાગ્યા કે તમો તમારું કામ કરી ચૂકી, ત્યારબાદ હુઝૂર બહાર તશરીફ લઈ ગયા.

*(બુખારી, સલાત, ૧/૯૧-૯૨, ૧/૯૫, ૧/૩૫૨, જેહાદ, ૧/૪૩૭, મગ઼ાઝી, ૨/૬૩૯, તિબ્બ, ૨/૭૫૧, મુસ્લિમ-સલાત, ૧/૧૭૮, નિસાઈ-૧૩૪, દારમી-૧૪, સલાત-૪૪)*

ઉપસ્થિત થઈ શકે છે.

અહીં એક શંકા એ ઉપસ્થિત થાય છે કે એક નમાઝમાં એક જ જમાઅતના બે ઈમામ નથી થઈ શકતા અને આ હદીષથી સાબિત થાય છે કે બે ઈમામ થયા. એનો જવાબ એ છે કે હક઼ીક઼તમાં ઈમામ હુઝૂર ﷺ જ હતા, હઝરત અબૂબક્ર મુક઼તદી, મુકબ્બિર તથા મુબલ્લિગ હતા.

બીમારીની આ સખ્તી વિસાલના ત્રણ દિવસ પહેલાં ઈશાના સમયે થઈ. હઝરત સિદ્દીકે અકબરે ૧૭ વારની નમાઝો હુઝૂરે અક઼દસની જાહેરી હયાતીમાં પઢાવી. *(મદારિજુન્નબુવ્વત, ભાગ-૩)* તેમાંથી બે નમાઝોમાં હુઝૂરે અક઼દસ ﷺ શરીક થયા, એકમાં ઈમામ બન્યા અને એકમાં મુક઼તદી. આ હિસાબથી બીમારીની સખ્તી જુમેરાત પછી જુમ્આની રાતમાં થઈ.

એક રિવાયતમાં છે કે બીમારીની શરૂઆત ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા સિદ્દીક઼ા رضی اللہ عنہاના ઘરથી થઈ હતી. બીજી રિવાયતમાં છે કે હઝરત મૈમૂના رضی اللہ عنہاના ઘરથી શરૂઆત થઈ. *(મુસ્લિમ, ૧/૧૭૮)* આ બંનેમાં વર્ગીકરણ એ છે કે હક઼ીક઼તમાં બીમારીની શરૂઆત હઝરત આઈશા સિદ્દીક઼ા رضی اللہ عنہاના ઘરમાં થઈ. બીમારીમાં સખ્તી હઝરત મૈમૂનાના ઘરથી થઈ જેના પછી ઈજાઝત લઈને હઝરત સિદ્દીક઼ા رضی اللہ عنہاના ઘરે તશરીફ લાવ્યા.

**મસાઈલ** : અલ્લામા અયનીએ ફર્માવ્યું, આ પરથી સાબિત થયું કે હુઝૂરે અક઼દસ ﷺ પર પણ પવિત્ર બીવીઓ વચ્ચે ન્યાય વાજિબ હતો, પણ એ સહીહ નથી. કુર્આન મજીદમાં છે, **تُرْجِیْ مَنْ تَشَاءُ مِنْهُنَّ وَتُؤْوِیْ اِلَيْكَ مَنْ تَشَاءُ** "એમનામાંથી જેને ચાહો તમારાથી દૂર રાખો અને જેને ચાહો તમારી પાસે રાખો."

આ પરથી સાબિત થયું કે હુઝૂર પર પત્નીઓ વચ્ચે સમાનતા વાજિબ ન હતી, પણ આ અતિશય કક્ષાનો કરમ હતો કે બરાબરી કરતા, ત્યાં સુધી કે બીમારીમાં પણ. અને જ્યારે ખૂબ જ કમજોર થયા તો ઈજાઝત લઈને હઝરત સિદ્દીક઼ાના ઘરે રોકાણ કર્યું, નહીં તો ઈજાઝત લેવાની જરૂરત ન હતી. એ પણ જાઈઝ છે કે એક સોતન પોતાની વારી બીજાને આપી દે. એનાથી સાબિત થયું કે હુઝૂર ﷺને હઝરત આઈશાની સાથે સર્વ પુનિત પત્નીઓ કરતાં અધિક મહોબ્બત હતી. તેમજ સાબિત થયું કે **ઈમામ ઉઝર (મજબૂરી)ના કારણે બેસીને નમાઝ પઢે અને મુક઼તદીઓ ક઼યામ કરવા શક્તિમાન હોય તો મુક઼તદીઓએ ઉભા રહીને નમાઝ**

## حدیث ﴿١٤٦﴾ كَانَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَتَوَضَّأُ بِالْمُدِّ

**[હદીષ : ૧૪૬] "વુઝૂ તથા ગુસ્લમાં પાણીની માત્રા"**

سَمِعْتُ اَنَسًا يَقُوْلُ كَانَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَغْسِلُ

*"હઝરત અનસ કહે છે કે નબી ﷺ ગુસ્લ કરતા હતા*

**પઢવી જોઈએ.** આ જ છેલ્લો અમલ છે. એનાથી તે હદીષ મન્સૂખ છે જેમાં છે કે જ્યારે ઈમામ બેસીને પઢે તો તમે પણ બેસીને પઢો. તદ્ઉપરાંત સાબિત થયું કે હઝરત અબૂબક્ર સર્વ સહાબીઓથી અફઝલ અને અઅ્લમ (જાણનાર) છે અને ખિલાફતના સૌથી વિશેષ હક્કદાર છે. જેમ કે ખૂદ હઝરત અલી كرم الله تعالى وجهه الكريم એ ફર્માવ્યું, જેને રસૂલુલ્લાહ ﷺએ આપણા દીન માટે પસંદ કર્યા અમે તેને અમારી દુનિયા માટે પણ પસંદ કર્યા. હઝરત અબૂબક્ર પછી હઝરત ઉમરની ફઝીલત સાબિત થઈ. **જમાઅત સાથે નમાઝનું મહત્વ જાહેર થયું તેમ છતાં કે નબી ﷺ સખત બીમાર હતા, મસ્જિદમાં જવાની શક્તિ ન હતી પણ તદબીર કરીને બીજાઓના સહારે મસ્જિદમાં બાજમાઅત નમાઝના માટે તશરીફ લઈ ગયા.**

ઈમામ બુખારીએ જો કે પ્રકરણ એ રચ્યું છે કે "ટબમાં ગુસ્લ તથા વુઝૂ." પણ તેમનો હેતુ એ જ છે કે માએ મુસ્તઅમલ (વપરાયેલ પાણી) પાક છે અને એના પર અમારી એ જ અરજ છે કે જે વારંવાર આવી ગઈ. ઈમામ બુખારીએ પ્રકરણ રચ્યું હતું કે, "લાકડી અથવા પથ્થરના ટબ અને પ્યાલામાં ગુસ્લ તથા વુઝૂ" એમાં ચાર હદીષો વર્ણન કરી, એમાંથી બે હદીષો વર્ણન થઈ ચૂકી છે. પહેલી હદીષે અનસ છે. એમાં છે કે, "હુઝૂર ﷺની ખિદમતમાં પથ્થરનું એક નાનુ ટબ લાવવામાં આવ્યું." બીજી હદીષ અબૂ મૂસા અશ્અરી رضی الله عنه ની છે જેમાં છે કે એક પ્યાલો પેશ કરવામાં આવ્યો જેમાં પાણી હતું.

ત્રીજી હદીષ હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદની છે જેમાં છે કે તાંબાના એક નાના વાસણ (થાળ)માં પાણી પેશ કરવામાં આવ્યું.

ચોથી હદીષ હઝરત ઉમ્મુલ મો'મિનીનની છે જેમાં એ છે કે, "અમે હુઝૂર ﷺને હફસાની એક ટબમાં બેસાડયા." પહેલી તો સ્પષ્ટતાથી વર્ણન છે કે પથ્થરનું એક ટબ પેશ કર્યું. એનાથી એ સાબિત થઈ ગયું કે પથ્થરના ટબનો ઉપયોગ દુરુસ્ત છે. રહી ગયો લાકડીના વાસણનો ઉપયોગ તો તે ક઼દરથી સાબિત છે એટલા માટે કે ક઼દર મોટા ભાગે લાકડીના બનેલા પ્યાલાને કહે છે, જેમ કે અલ્લામા અયનીએ ઈબ્ને અષીરના હવાલાથી વર્ણન કર્યું છે.

### સમજૂતી : ૧૪૬

**સાઅ તથા મુદ :** ઈમામે આ'ઝમ અને ઈમામ મુહમ્મદ رضی الله عنهما એ ફર્માવ્યું, એક સાઅ આઠ રતલનો થાય છે અને ઈમામ અબૂ યૂસુફ તથા ત્રણેવ ઈમામોએ ફર્માવ્યું, પાંચ રતલ અને ૧/૩ રતલનો (૫$\frac{1}{3}$). એના પર સૌની સહમતિ છે કે ચાર મુદનો એક સાઅ. અલ્બત્ત મુદની માત્રામાં મતભેદ છે. ઈમામે આ'ઝમની નજીક મુદ બે રતલનો છે અને ઈમામ અબૂ યૂસુફ વગેરેને ત્યાં એક રતલ અને ૧/૩ રતલ (૧$\frac{1}{3}$).

એક રતલ વીસ અસ્તારનો, એક અસ્તાર સાડા ચાર મિષ્ક઼ાલ અને એક મિષ્ક઼ાલ સાડા ચાર માશા. *(શામી, ૨/૬૭)* અંગ્રેજી રૂપિયા અઢી મિષ્ક઼ાલ એટલે સવા અગ્યાર માશા છે. આ હિસાબથી એક રતલ છત્રીસ રૂપિયાભર થશે. અને એક મુદ બોત્તેર રૂપિયાભર અને સાઅ અંગ્રેજી રૂપિયાથી બસો ઈઠયાસી રૂપિયાભર થયો.

## اَوْكَانَ يَغْتَسِلُ بِالصَّاعِ اِلٰى خَمْسَةِ اَمْدَادٍ وَيَتَوَضَّأُ بِالْمُدِّ

*એક સાઅથી લઈને પાંચ મુદ વડે અને એક મુદથી વુઝૂ કરતા." (મુસ્લિમ, ભાગ-૧, પેજ-૧૪૯)*

ઈમામ અબૂ યૂસુફ رحمۃ اللہ علیہની નજીક એક મુદ ૪૮ રૂપિયા ભર અને સાઅ એકસો બાણુ ભર. ઈમામ અબૂ યૂસુફની દલીલમાં આ છે : તે ફર્માવે છે કે હું મદીના તૈયેબહ હાજર થયો તો એક સાહબે જેમના પર મને વિશ્વાસ હતો એક સાઅ કાઢયો અને બતાવ્યું કે આ સાઅ નબી ﷺનો છે, મેં તેને ૫⅓ રતલ પામ્યો. ઈમામ તહાવીએ ફર્માવ્યું કે એ સાહબ ઈમામ માલિક હતા. એ જ પ્રમાણે અલી ઈબ્ને મદીનીએ કહ્યું કે મેં નબી ﷺના સાઅને તપાસ્યો તો ૫⅓સાઅ પામ્યો.

ઈમામે આ'ઝમ વગેરેની દલીલ આ હદીષ છે. ઈબ્ને હઝરત જાબિર رضی اللہ عنہથી રિવાયત કરે છે કે તે કહે છે : **كان رسول الله صلى الله تعالىٰ عليه وسلم يتوضاء بالمدرطلين۔** "રસૂલુલ્લાહ ﷺ એક મુદ બે રતલથી વુઝૂ કરતા હતા."

બીજી હદીષ દારકુત્નીએ હઝરત અનસ رضی اللہ عنہથી આ પ્રમાણે રિવાયત કરી :–

**كان رسول الله صلى الله تعالىٰ عليه وسلم يتوضاء بالمدرطلين ويغتسل بالصاع ثمانية ارطال** "રસૂલુલ્લાહ ﷺ એક મુદ બે રતલથી વુઝૂ કરતા અને એક સાઅ આઠ રતલથી ગુસ્લ કરતા." *(તહાવી, ૧/૩૨૩)*

**વુઝૂમાં પાણીની માત્રા** : એના બારામાં વિવિધ રિવાયતો આવી છે, પ્રથમ હદીષ : એ જ ચર્ચા હેઠળની હદીષ કે રસૂલુલ્લાહ ﷺ એક સાઅથી લઈને પાંચ મુદ સુધી ગુસ્લ કરતા હતા અને એક મુદથી વુઝૂ કરતા.

**હદીષ બે** : સહીહ મુસ્લિમ (ભાગ–૨/૧૪૯), મુસ્નદે ઈમામ અહમદ, જામેઅ તિર્મિઝી (૧/૯), શરહે મઆનિઉલ આષાર, બાબ વઝનુસ્સાઅ, પેજ–૩૩૩, ઈમામ તહાવીમાં હઝરત સફીના અને મુસ્નદે ઈમામ અહમદ તથા સુનને અબૂ દાઊદ (૧/૧૩), તથા તહાવી (શરહે મઆનીયુલ આષાર, ૧/૩૨૩)માં સહીહ સનદ સાથે હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ તેમજ એ જ કિતાબોમાં કેટલાયે તરીક઼ા (સનદો)થી ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદ્દીક઼ા رضی اللہ عنہاથી છે કે :–

"રસૂલુલ્લાહ ﷺ એક મુદથી વુઝૂ અને એક સાઅ વડે ગુસ્લ કરતા હતા."

મોટાભાગની હદીષોમાં આ જ છે. હઝરત અનસવાળી હદીષ તહાવીમાં આ પ્રમાણે છે :–

"રસૂલુલ્લાહ ﷺ એક મુદ પાણી વડે પૂરેપૂરું વુઝૂ કરી લેતા અને નજીક હતું કે કાંઈક વધતું."

**ત્રીજી હદીષ** : અબૂ યઅલા, તબ્રાની અને બયહકીએ હઝરત અબૂ ઓમામા رضی اللہ عنہથી ઝઈફ સનદ સાથે આ પ્રમાણે રિવાયત કરી : "રસૂલુલ્લાહ ﷺએ અડધા મુદ વડે વુઝૂ કર્યું."

**ચોથી હદીષ** : સુનને અબૂ દાઊદ (૧/૧૩) તથા નિસાઈ (૧/૨૪)માં હઝરત ઉમ્મે અમ્મારા رضی اللہ عنہاથી રિવાયત છે : "નબી ﷺએ વુઝૂ કરવા ચાહ્યું તો એક વાસણ હાજર કરવામાં આવ્યું જેમાં ૨/૩ મુદના બરાબર પાણી હતું."

**હદીષ પાંચમી** : ઈબ્ને ખુઝૈમા, ઈબ્ને હબ્બાન અને હાકિમની સિહાહમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝૈદ رضی اللہ عنہથી આ પ્રમાણે હદીષ આવી છે : "તેમણે રસૂલુલ્લાહ ﷺને જોયા કે ૧/૩ મુદથી વુઝૂ કર્યું."

**છઠ્ઠી હદીષ** : મુસ્લિમ (૧/૧૪૯), સુનને અબૂ દાઊદ (૧/૧૩), નિસાઈ (૧/૨૩) તથા તહાવી (૧/૩૨૩)માં હઝરત અનસ رضی اللہ عنہથી આ પ્રમાણે હદીષ આવી છે : "રસૂલુલ્લાહ ﷺ એક મકૂકથી વુઝૂ અને પાંચ મકૂકથી ગુસ્લ કરતા." (મકૂક = એક માપિયુ)

**વર્ગીકરણ** : પસંદીદા એ છે કે મકૂકથી મુરાદ મુદ છે. જેમ કે ઈમામ તહાવી (૧/૩૨૩)એ સ્પષ્ટતા કરી

છે. હવે આ હદીષ તથા પ્રથમ હદીષનો ભાવાર્થ લગભગ સમાન થયો. હદીષ–૧ તથા ૨માં વર્ગીકરણ એ છે કે ચાર મુદ એક સાઅ ગુસ્લના માટે હતું અને એક મુદ ગુસ્લના વુઝૂના માટે. આ રીતે ગુસ્લમાં પાંચ મુદ વપરાયું. આ સર્વ હદીષોમાં વર્ગીકરણ એ છે કે હુઝૂરે અક્દસ ﷺ એ વુઝૂમાં અંગો ક્યારેક એકવાર ધોયાં છે ક્યારેક બે વાર કમાલ કે ત્રણ ત્રણ વાર. આ જ આદતે કરીમા હતી. પાણીઓના માપમાં મતભેદ આ એ'તબારથી છે. જ્યારે અંગો એકવાર ધોયાં તો ૧/૩ મુદ પાણી વપરાયું, જ્યારે બેવાર ધોયાં તો ૨/૩ વપરાયું અને ત્રણ ત્રણવાર ધોયાં તો પૂરો મુદ વપરાયો.

**ગુસ્લમાં પાણીની માત્રા** : ગુસ્લમાં ઓછામાં ઓછા પાણીની માત્રા એ છે કે જેને ઈમામ મુસ્લિમે (૧/૧૪) ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદ્દીકા رضی اللہ عنہاથી રિવાયત કરી. ફર્માવે છે, "હું તથા રસૂલુલ્લાહ ﷺ એક એવા વાસણથી જે ત્રણ મુદ પાણીની કેપેસેટી ધરાવે છે તેનાથી નહાઈ લેતાં."

**સ્પષ્ટતા** : એનો જાહેરી મતલબ એ છે કે આ બંનેવ હઝરાત તે ત્રણ મુદ પાણી વડે સાથે સાથે નહાઈ લેતા. એ ક્યાસથી બહારની વાત છે કે દોઢ મુદ પાણી વડે ગુસ્લ થઈ શકે, એટલા માટે ઉલમાએ તેની વિવિધ સ્પષ્ટતાઓ કરી છે. સહીહ સ્પષ્ટતા એ છે જે ઈમામ કાઝી અયાઝે ફર્માવી કે આ દરેકના અલગ અલગ ગુસ્લનું વર્ણન છે. મુરાદ એ છે કે એ વાસણ વડે હુઝૂર પણ ગુસ્લ કરી લેતા અને હું પણ. એક સાથે મુરાદ નથી. અને જે બીજી રિવાયતોમાં આવ્યું છે કે ફર્માવે છે કે, "હું તથા રસૂલુલ્લાહ ﷺ એક જ વાસણથી ગુસ્લ કરતાં. અમે બંનેવના હાથ વારાફરતી એમાં પડતા. ક્યારેક હુઝૂર મારાથી પહેલાં પાણી લઈ લેતા તો હું કહેતી મારા માટે પણ રહેવા દો. કદીક હું લઈ લેતી તો હુઝૂર ફર્માવતા, મારા માટે પણ રહેવા દો." *(બુખારી તથા મુસ્લિમ, બનકસ વ ઝિયાદા)*

એનો જવાબ એ છે કે હમેશાં એક જ વાસણથી ગુસ્લ કરતા ન હતા. નાનાં મોટાં દરેક પ્રકારનાં વાસણો હતાં. પ્રથમવાળી હદીષમાં જે વાસણ વર્ણન થયું તે નાનુ હતું અને અહીં વાસણ મોટુ રહ્યું હશે જેમ કે હમણા આવી રહ્યું છે. એનો સાર એ થયો કે હુઝૂરે અક્દસ ﷺએ કમસેકમ ત્રણ મુદ પાણી વડે ગુસ્લ કર્યું. વધુમાં વધુ માત્રા તે છે જે સહીહ મુસ્લિમ (૧/૧૪૮), મોઅત્તા ઈમામ માલિક, તથા સુનને અબૂ દાઊદ (૧/૩૭)માં આ જ ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદ્દીકાથી રિવાયત પામેલ છે : "રસૂલુલ્લાહ ﷺ એક 'ફરક'થી ગુસ્લ કરતા."

**ફરક્ની તેહ્કીક્** : મોટાભાગના હઝરાત કહે છે કે "ફરક્" ત્રણ સાઅનો હોય છે. કેટલાક કહે છે બે સાઅનો. જેમ કે મુસ્લિમ (૧૪૭)ની હદીષમાં સુફયાન ઈબ્ને ઓયય્નાનો કૌલ છે. અને ઈમામ તહાવીએ એની સ્પષ્ટતા કરી. ઈમામ નવવીએ ફર્માવ્યું, આ જ જમહૂર (બહુમતિ)નો કૌલ છે. એ જ અલ્લામા અયનીએ પણ ફર્માવ્યું. ઈમામ નજમુદ્દીન નસફીએ તલબતુલ તલબામાં ફર્માવ્યું, એ સોળ રતલનો થાય છે. એ જ નિહાયા ઈબ્ને અષીર અને જોહરીની સિહાહમાં છે અને એ જ કુતબીથી પણ મન્કૂલ છે. ઈમામ અબૂ દાઊદે કહ્યું, મેં ઈમામ અહમદ ઈબ્ને હંબલથી સાંભળ્યું કે તેમણે ફર્માવ્યું, સોળ રતલનો છે. એ જ નિહાયા ઈબ્ને અષીર અને જોહરીની સિહાહમાં છે અને એ જ કુતબીથી પણ મન્કૂલ છે. ઈમામ અબૂ દાઊદે કહ્યું, મેં ઈમામ અહમદ ઈબ્ને હંબલથી સાંભળ્યું કે તેમણે ફર્માવ્યું, સોળ રતલનો છે. અલ્લામા ઈબ્ને હજરે એના પર એકમતિનો દાવો કર્યો તેમજ એના પર પણ કે એ ત્રણ સાઅનો થાય છે. શરહે ગરબિય્યીનથી નકલ થયેલ છે કે "ફરક" બાર મુદનો હોય છે.

આ'લા હઝરત رحمۃ اللہ علیہએ આ વર્ગીકરણ કર્યું કે સોળ રતલનો બે સાઅ ઈરાકી હોય છે અને ત્રણ સાઅ હિજાઝી. તો જેમણે ત્રણ સાઅ કહ્યું તેમની મુરાદ હિજાઝી સાઅ છે અને જેમણે બે સાઅ કહ્યું તેમની મુરાદ ઈરાકી સાઅ છે.

આ હદીષ પર ઈમામ નવવીએ ફર્માવ્યું, આનાથી એકલા હુઝૂરનું ગુસ્લ ફર્માવવું મુરાદ નથી, બલ્કે ઉમ્મુલ મો'મિનીનની સાથે સાથે. એટલા માટે આ જ હદીષ બુખારી (બાબે ગુસ્લ–૩૧)માં આ પ્રમાણે છે :–

"હું તથા રસૂલુલ્લાહ ﷺ એક પાત્રથી નહાતાં તે "કદહ" હતું જેને "ફરક" કહે છે." પણ આ બુખારીની હદીષ પણ હદીષે ઈજતેમા પર દલીલ નથી. એટલા માટે કે જાહેર એ જ છે કે મુસ્લિમની હદીષથી મુરાદ એ છે

કે એકલા રસૂલુલ્લાહ ﷺ એક "ફરક" એટલે ત્રણ સાઅ સોળ રતલથી ગુસ્લ કરતા તેમ છતાં એમાં શંકા નથી કે આ હદીષ એના પર દલીલ નથી કે એક "ફરક"થી એકલા ગુસ્લ કરતા, એની પણ સંભાવના બાકી છે કે મુરાદ એ હોય કે ઉમ્મુલ મો'મિનીનની સાથે એક "ફરક" પાણી સાથે ગુસ્લ કરતા. આ પ્રકરણમાં જે સ્પષ્ટ નસ (દલીલ) છે તો એ જ હઝરત અનસવાળી હદીષ ચર્ચા હેઠળ છે કે એક સાઅથી પાંચ મુદ સુધી પાણી વડે ગુસ્લ કરતા. તો શંકાવિહિન તરીકાથી એ સાબિત થયું કે ગુસ્લમાં પાણીની અધિકથી અધિક માત્રા પાંચ મુદ થઈ. એક "ફરક"ની પણ સંભાવના છે પણ યકીની નથી. અને મોટા ભાગે એ છે કે વુઝૂ એક મુદથી અને ગુસ્લ ચાર મુદથી.

હવે અહીં વાંધા પાત્ર આ બે વાતો છે :–

**એક** : અહીં સાઅ તથા મુદ વજનના એ'તેબારે મુરાદ છે કે માપ કે માપિયાના એ'તેબારથી છે ? એટલે કે વિચારને પાત્ર એ વાત છે કે જેટલા વજનનું સાઅ અને મુદ છે એટલા વજન પાણી વડે વુઝૂ કે ગુસ્લ કરતા. દા.ત. સાઅ ઈમામે આ'ઝમના કથનાનુસાર ૨૮૮ રૂપિયાભર છે, તો મતલબ એ થશે કે ૨૮૮ રૂપિયાભર પાણી વડે ગુસ્લ કરતા, અથવા સાઅ જે માપિયું છે એમાં જેટલું પાણી સમાય તે પાણી મુરાદ છે ?

આ સ્પષ્ટતાની જરૂરત એ છે કે પાણી અનાજ કરતાં ભારે હોય છે, જે માપિયામાં ઘઉં શેર ભરાશે એ જ વાસણમાં પાણી શેરભરથી વધુ આવશે. શારેહીને બુખારી અલ્લામા અયની, અલ્લામા અસ્કલાની, અલ્લામા કસ્તલાનીની આના પર સહમતિ છે કે મુરાદ મુદ તથા સાઅભર પાણી છે. અલ્બત્ત મુલ્લા અલી કારીએ મિર્કાતમાં વજન મુરાદ લીધું પણ સહીહ બુખારીની શરહ કરનારાઓ (શારેહો)નું કથન છે. અલ્લામા અયનીએ તહાવીના હવાલાથી ઈમામ મુજાહિદનું આ કથન નકલ કર્યું, "અમે ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા સિદ્દીકા رضی اللہ عنہاની ખિદમતમાં હાજર થયા. અમારામાંથી અમુકે પાણી માંગ્યું તો ઉમ્મુલ મો'મિનીને એક મોટુ વાસણ કાઢયું અને ફર્માવ્યું, રસૂલુલ્લાહ ﷺ આ વાસણ જેટલા પાણીથી ગુસ્લ કરતા હતા. મેં અંદાઝો લગાડયો તો તે વાસણ આઠ, નવ કે દસ રતલ હતું." નિસાઈમાં એ વિના શક છે કે આઠ રતલ હતું.

**બીજું** : આ માપિયાં મુદ તથા સાઅ કયા અનાજનાં હતાં ? જાહેર છે કે અનાજ હલકાં ભારે દરેક પ્રકારનાં હોય છે. જે માપિયામાં જવ શેરભર આવી શકે એમાં ઘઉં શેરથી વધુ અને માશ (એક રેસાદાર અનાજ જેની દાળ બને છે) એનાથી પણ વધુ આવે. આ વાંધાનો સાર એ છે કે કયા અનાજને તોલીને સાઅ બનાવવામાં આવશે. જો ૨૮૮ ભર માશ તોલીને સાઅ બનાવીએ તો ઘઉં ૨૮૮ ભર સમાશે નહીં, ઓછા સમાશે, અને જવ એથી પણ ઓછા ! એનું પરિણામ એ નીકળ્યું કે માશથી તોલીને જ્યારે સાઅ બનાવીશું અને એ સાઅથી જવ માપીને એક સાઅ સદકો ફિત્રો અદા કરીશું તો ૨૮૮ રૂપિયાભરથી ઓછુ થશે.

ઉલમાનાં એના બારામાં વિવિધ કથનો છે. ઈમામ અબૂ શજાઅ અલજીએ ફર્માવ્યું, સદકાએ ફિત્રના માટે જે સાઅ બનાવો તે માશ અથવા મસૂર તોલીને બનાવો. એટલા માટે કે એ બંનેવના દાણા લગભગ સરખા હોય છે, એટલા માટે તોલ માપમાં ફરક નહીં આવે, જો પડશે તો નામ માત્રનો, એથી ઉલ્ટુ જવ તથા ઘઉંમાં કે તેમાં ઘણો ફરક પડશે.

ઈમામ સદરુશ્શરીઅહ્એ શરહે વકાયામાં ફર્માવ્યું, વધુ સાવચેતી એ છે કે ઉમદા ઘઉં તોલીને સાઅ બનાવવામાં આવે. અલ્લામા અલાઉદ્દીન હસ્કફીએ દુર્રે મુખ્તારમાં એને અપનાવ્યું. અલ્લામા શામીએ જે તોલીને સાઅ બનાવવાને વધુ સાવધાની બતાવી છે તે સૈયદ મુહમ્મદ અમીન મીરગનીના હાશિયા ઝીલઈથી નકલ કર્યો :–

ان الذی علیہ مشائخنا بالحرم الشریف المکی ومن قبلھم من المشائخ وبہ کانوا یفتون تقدیرہ بثمانیۃ ارطال من الشعیر۔ ولعل ذلک لیحتاطوا فی الخروج عن الواجب بیقین لمافی مبسوط السر خسی من ان الا حتیاط فی باب العبادات واجب۔

"મક્કાના હરમમાં આપણા મશાઈખ અને એમનાથી પહેલાં એમના મશાઈખ એના પર છે કે આઠ રતલ જે તોલીને સાઅ બનાવવામાં આવે. આ અકાબિર એના પર ફત્વો આપતા હતા. આ એટલા માટે છે કે યક઼ીની રીતે વાજિબની અદાયગીથી જિમ્મેદારીથી મુક્ત થવામાં સાવચેતી રાખવામાં આવે, એટલા માટે કે મબસૂતે ઈમામ સરખસીમાં છે કે ઈબાદતોમાં સાવધાની વાજિબ છે." *(૨/૧૭૫)*

આ'લા હઝરત ઈમામ અહમદ રઝા رحمۃ اللہ علیہએ એના સમર્થનમાં ફર્માવ્યું, "જાહેર છે કે સાઅ તે અનાજનો હતો જે તે બરકતી જમાનામાં સામાન્ય હતો, અને ખબર છે કે તે જમાનામાં જવ સામાન્યતઃ ખાવામાં આવતા હતા, અન્ય અનાજોનું કોઈ વર્ણન નથી મળતું. ઘઉં હતા પણ ખૂબ જ ઓછા. હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہ ફર્માવે છે : **كان طعا منا الشعير** "અમારુ ખોરાક જવ હતો." *(બુખારી, ૧/૨૦૪, સદક઼ાએ ફ઼િત્ર)*

એ જ કારણે તે મુબારક યુગમાં સદક઼ાએ ફ઼િત્ર કેવળ ખારેક, કિસમીસ અને જવ હતો. સહીહ ઈબ્ને ખુઝૈમામાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہથી રિવાયત થયેલ છે :–

**لم تكن الصدقة على عهد رسول الله صلى الله تعالى عليه وسلم الا التمر والزبيب والشعير ولم يكن الحنطة۔**

"રસૂલુલ્લાહ ﷺના જમાનામાં સદક઼ાએ ફ઼િત્ર કેવળ ખજૂર ખારેક, કિસમીસ અને જવ હતો, ઘઉં ન હતો." ઘઉંની અધિક્તા હઝરત અમીર મુઆવિયહ્ رضی اللہ عنہના યુગમાં થઈ. હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہએ ફર્માવ્યું : **لما كثر الطعام فى زمن معاوية جعلوه مدين من حنطة** "જ્યારે મુઆવિયહના જમાનામાં ઘઉંની અધિક્તા થઈ તો લોકોએ સદક઼ાએ ફ઼િત્ર બે મુદ ઘઉં કરી દીધો." *(તહાવી, મિક઼દારે સદક઼ાએ ફ઼િત્ર, ૩૧૯)*

એના પર એકમતિ છે કે અહીં ખોરાકથી મુરાદ ઘઉં જ છે જ્યારે કે નબી પાકના જાહેરી યુગમાં સામાન્યતઃ જવ જ જોવા મળતા હતા. તો જાહેર છે કે સાઅ પણ જવને તોલીને બનાવવામાં આવતુ હશે. એટલા માટે એમાં સૌથી વિશેષ સાવધાની છે. તદ્ઉપરાંત જવ તોલીને બનાવેલા અડધા સાઅમાં ઘઉં જરૂરથી અડધો સાઅ સમાય જશે અને જો ઘઉં તોલીને સાઅ બનાવે તો એમાં એક સાઅ જવ નહીં સમાય શકે. એના કારણે અધિક સાવધાની એ જ છે કે એતબાર જવના સાઅનો કરવામાં આવે.

આ'લા હઝરત ઈમામ અહમદ રઝા رحمۃ اللہ علیہએ ૨૭–રમઝાન મુબારક હિ.સ. ૧૩૨૭માં અડધો સાઅ ૧૪૪ રૂપિયાભર જવ તોલીને એક તામચીન (એક પ્રકારના) પ્યાલામાં ભર્યા તો એ પ્યાલામાં પૂરેપૂરા સમાઈ ગયા. ન ઓછા ન વધારે. પછી તે પ્યાલામાં ઉમદાથી ઉમદા ઘઉં ઘરીને તોલ્યા તો તે ઘઉંનું વજન ૧૭૪ રૂપિયા ભર થયું. અહલે સુન્નતનો એના પર અમલ છે. આ વજન વર્તમાન રિવાજ પામેલ કિ.ગ્રા.ના વજનથી બે કિલો ૪૫ ગ્રામ થાય છે.

આ સર્વ ચર્ચાઓમાં એક એ મુદ્દો સૌથી અધિક નોંધપાત્ર છે કે સદક઼ાએ ફ઼િત્રની મૂળ અદાયગી સાઅ વડે માપીને છે, તોલીને નહીં. દા.ત. કોઈએ તોલીને અનાજ કાઢયું પણ તે માપવાથી ઓછું થયું તો સદક઼ાએ ફ઼િત્રની પૂરી અદાયગી ન થઈ.

સાઅની જે માત્ર ૨૮૮ રૂપિયાભર લખી છે તે સાઅ બનાવવાના માટે છે. એટલે કે આટલું વજન કોઈ ચીજ તોલીને વાસણ બનાવવામાં આવે અને એ વાસણથી માપીને સદક઼ાએ ફ઼િત્ર અદા કરવામાં આવે. અને અમે સાબિત કરી ચૂક્યા કે એતબાર શેઅરી સાઅનો છે એટલે ૨૮૮ રૂપિયાભર જવ તોલીને જે વાસણ બનાવવામાં આવે, અને વાસણ થકી સદક઼ાએ ફ઼િત્ર અદા કરવામાં આવે. અને એ જાહેર છે કે ૨૮૮ રૂપિયાભર જવ તોલીને માપિયું બનાવીશું એમાં જો ઘઉં ભરીશું તો તે ૨૮૮ રૂપિયાભરથી વધુ થશે જેને ઈચ્છા હોય પ્રેક્ટિકલ કરીને જોઈ લે. અલ્લાહ ﷻ આ'લા હઝરત ઈમામ અહમદ રઝા رحمۃ اللہ علیہને ઈસ્લામ તથા મુસલમાનો તરફથી જઝાએ ખૈર અતા કરે, તેમણે માપ તોલની સર્વ મંઝિલો પસાર કરીને (સંપૂર્ણ તેહક઼ીક઼થી) આપણને બતાવી આપ્યું અને આઈના જેમ સાફ કરી આપ્યું. (આ સર્વ વિગત ફતાવા રઝવિય્યહ્, ૧/૧૩૯ લુગાયત ૧૪૫થી ટૂંકાવીને લીધી છે.) فالحمدلله

## حدیث (۱۴۷) المسح علی الخفین

**[હદીષ : ૧૪૭] "મોજા પર મસહ"**

## عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ عَنْ سَعْدِ بْنِ وَقَّاصٍ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ

*"હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર, હઝરત સઅદ ઈબ્ને વક્કાસ رضی اللہ عنہ થી રિવાયત કરે છે.*

વુઝૂ તથા ગુસ્લમાં પાણીની કોઈ માત્રા નક્કી નથી જેટલા પાણીથી વુઝૂ તથા ગુસ્લ સંપૂર્ણ પણે થઈ જાય એટલુ પૂરતુ છે. માણસો સૌ એક પ્રકારના નથી. કોઈ લાંબો, કોઈ જાડો, કોઈ દુબળો, કોઈના માથાના તથા દાઢીના વાળ ગાઢ કોઈના આછા, કોઈ કાળજીપૂર્વક પાણી વહાવે છે તો કોઈ લાપરવાહીથી. એટલા માટે પાણીની એક માત્રા નિશ્ચિત નથી કરી શકાતી કેમ કે સહાબાએ કિરામને હુઝૂર ﷺથી એવી દીવાનગીભરી મહોબ્બત હતી કે હુઝૂર ﷺની દરેકે દરેક અદા અને દરેક અદાના એક એક પાસાની તલાશ તથા ખોજ તથા તેના પ્રચાર પ્રસારમાં તેમને રૂહાની લિજ્જત મળતી હતી. એટલા માટે વુઝૂ તથા ગુસ્લના પાણીની માત્રાને પણ વર્ણન કરી આપી. رِضْوَانُ اللّٰهِ تَعَالٰی عَلَیْهِمْ اَجْمَعِیْنَ

### સમજૂતી : ૧૪૭

**આ તઅલીક઼ છે કે મુસ્નદ** : અલ્લામા કિર્માનીએ ફર્માવ્યું, કેમ કે અબૂ સલમા તે વખતે મૌજૂદ ન હતા જ્યારે હઝરત ઈબ્ને ઉમરે હઝરત ઉમરથી આ પૂછયું હતું, એટલા માટે આ તઅલીક઼ છે. પણ અલ્લામા અયનીએ ફર્માવ્યું, આ હદીષમાં **وان عبد الله بن عمر** સનદમાં વર્ણવેલ **عن عبد الله بن عمر** પર મઅતૂફ છે. હવે એનો મતલબ એ થયો કે આ પણ હદીષના રાવી અબૂ સલ્મા ઈબ્ને અબ્દુર્રહમાનનો ક઼ૌલ થયો જે તેમણે હઝરત ઈબ્ને ઉમરથી સાંભળ્યો છે. આ તક઼દીર પર હદીષનો એ હિસ્સો પણ મુસ્નદ થયું.

એના પર અહલે સુન્નતની એકમતિ છે કે મોજાઓ પર મસહ જાઈઝ છે, કેવળ રાફ઼ઝી તથા ખારજી તેના મુન્કિર છે. બદાએઅ્માં છે કે ઈમામ હસન બસરી رضی اللہ عنہએ ફર્માવ્યું, મેં ૭૦ અસ્હાબે બદરથી મુલાકાત કરી તેઓ સૌ મોજા પર મસહને જાણતા હતા. એના કારણે હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ મોજાઓ પર મસહને અહલે સુન્નતની અલામત (નિશાની) જાણતા હતા. કોઈકે પૂછયું, અહલે સુન્નતની નિશાની શું છે ? ફર્માવ્યું, **تفضيل الشيخين وحب الختنين والمسح على الخفين** "એ શયખૈન એટલે હઝરત અબૂબક્ર તથા ઉમરને સર્વ સહાબીઓથી અફઝલ જાણવું અને બંનેવ જમાઈઓ હઝરત ઉષ્માન તથા હઝરત અલીથી મહોબ્બત કરવી અને મોજાઓ પર મસહ કરવો."

ઈમામે આ'ઝમ رضی اللہ عنہએ ફર્માવ્યું, મેં મોજા પર મસહનો ક઼ૌલ ત્યાં સુધી નથી કર્યો જ્યાં સુધી કે દિવસના પ્રકાશની જેમ યક઼ીન ન થઈ ગયું. મોજાઓ પર મસહનો ઈન્કાર એ અગ્રગણ્ય સહાબીઓની રદ તથા તેમને ખતાકાર ઠરાવવું છે એટલા માટે મોજાઓ પર મસહનો ઈન્કાર બિદઅત છે. ઈમામ કરખીએ ફર્માવ્યું, જે મોજાઓ પર મસહ જાઈઝ ન માને એના પર હું કુફ્રનો અંદેશો કરુ છું. ઉમ્મતમાં કોઈ વ્યક્તિનો એના પર મતભેદ નથી કે રસૂલુલ્લાહ ﷺએ મોજાઓ પર મસહ કર્યો.

અલ્લામા અબૂ ઉમર બિન અબ્દુલ્લાહે કહ્યું કે તમામ બદરવાળાઓ તથા હુદૈબિયાવાળાઓ તથા સર્વ મુહાજિરો તથા અન્સારો તથા સર્વ સહાબા તથા તાબઈન તથા ફક઼ીહોએ મોજાઓ પર મસહ કર્યો. એટલા માટે મોજાઓ પર મસહની હદીષ અર્થના એતબારથી મુતવાતિર, નહીં તો કમસે કમ મશહૂર જરૂર છે. એનાથી કિતાબુલ્લાહ

عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ اَنَّهُ مَسَحَ عَلَى الْخُفَّيْنِ وَ اَنَّ

*તેમણે નબી ﷺના બારામાં રિવાયત કરી કે હુઝૂરે મોજાઓ પર મસહ કર્યો.*

عَبْدَ اللّٰهِ بْنَ عُمَرَ سَاَلَ عُمَرَ عَنْ ذٰلِكَ فَقَالَ نَعَمْ، اِذَا حَدَّثَكَ

*અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરે પોતાના વાલિદ હઝરત ઉમરથી એના બારામાં પૂછયું તો હઝરત ઉમરે તેનું સમર્થન કર્યું*

પર ઝિયાદતી સૌની એકમતિએ દુરુસ્ત છે.

ઈબ્ને મુન્ઝરે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારકથી નકલ કર્યું, મોજાઓ પર મસહના અનુસંધાનમાં સહાબાઓ વચ્ચે કોઈ મતભેદ નથી. જે અમુક હઝરાતથી ઈન્કાર રિવાયત થયેલ છે તો એમનાથી સાબિત પણ રિવાયત પામી છે. અલ્લામા ઈબ્ને હજર તથા અબુલ ક઼ાસિમ બિન મુંદાએ કહ્યું કે ૮૦ સહાબીઓથી મોજા પર મસહ કરવું રિવાયત થયેલ છે જેમનામાં અશરાએ મુબશ્શિરા પણ છે. ઈમામ અહમદે ફર્માવ્યું કે મોજાઓ પર મસહની સાબિતીમાં ૪૦ હદીષો રિવાયત થયેલી છે. કેવળ હઝરત અબૂ હુરૈરહ્, હઝરત ઈબ્ને અબ્બાસ, હઝરત અલી, હઝરત સિદ્દીક઼ાથી ઈન્કારની રિવાયત આવી છે પણ એ એતબારને પાત્ર નથી.

અલ્લામા ઈબ્ને અબ્દુલબરે ફર્માવ્યું, અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી જે રિવાયત નક઼લ કરવામાં આવી છે તે સાબિત નથી. ઈમામ અહમદે ફર્માવ્યું, તે સહીહ નથી બાતિલ છે. બલ્કે એમનાથી ઈબ્ને માજહમાં આ હદીષ રિવાયત થઈ છે કે, કેટલાક લોકોએ રસૂલુલ્લાહ ﷺથી પૂછયું, મોજાઓની તહારત શું છે ? ફર્માવ્યું, મુસાફિરના માટે ત્રણ દિવસ અને ત્રણ રાતો અને મુક઼ીમના માટે એક દિવસ અને એક રાત.

દારકુત્નીએ ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદ્દીક઼ા رضی اللہ عنہاથી રિવાયત કરી કે તે મસહને જાઈઝ જાણતાં હતાં. ઈબ્ને અબી શયબાએ જે હઝરત અલીથી નક઼લ કર્યું કે તેમણે ફર્માવ્યું કે મોજાઓ પર મસહ સૂરએ માઈદા પહેલાં હતો. આ રિવાયત મુન્ક઼તઅ છે. મુસ્લિમ (૧/૧૩૫) અને નિસાઈ (૧/૩૨)માં હઝરત ઉમ્મુલ મો'મિનીન તથા હઝરત અલી رضی اللہ عنہماનો ક઼ૌલ વર્ણન થયેલ છે :–

"શુરેહ ઈબ્ને હાનીએ ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા સિદ્દીક઼ા رضی اللہ عنہاને મોજાઓ પર મસહના બારામાં પૂછયું તો તેમણે ફર્માવ્યું, અલી ઈબ્ને અબી તાલિબની પાસે જાવ જેઓ રસૂલુલ્લાહ ﷺની સાથે સફર કર્યા કરતા હતા. શુરેહે કહ્યું, અમે હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریمને પૂછયું તો તેમણે ફર્માવ્યું, રસૂલુલ્લાહ ﷺએ મુસાફરના માટે ત્રણ દિવસ અને ત્રણ રાત અને મુક઼ીમના માટે એક દિવસ એક રાતની મુદ્દત મસહની નક્કી કરી."

આ હદીષથી સાબિત થયું કે હઝરત ઉમ્મુલ મો'મિનીન અને હઝરત અલી પણ મોજાઓ પર મસહને જાઈઝ જાણતા હતા. અને આ બનાવ હુઝૂર ﷺના વિસાલ બાદનો છે. અને સ્પષ્ટ છે કે રસૂલુલ્લાહ ﷺએ મોજાઓ પર મસહની મુસાફિર તથા મુક઼ીમ પર જે મુદ્દત નિશ્ચિત કરી છે તેનાથી રુજૂઅની કોઈ સંભાવના નથી.

આના અનુસંધાનમાં હઝરત ઉમ્મુલ મો'મિનીન અને હઝરત અલી પ્રતિ ઘણા મનઘડત કિસ્સા સંબંધિત કરવામાં આવ્યા છે તે સૌ બનાવટી છે. દા.ત. ઉમ્મુલ મોમિનીનની તરફ એ સંબંધિત છે કે તેમણે ફર્માવ્યું, મારો પગ કાપી નાખવામાં આવે એ મને પસંદ છે એના કરતાં કે મોજાઓ પર મસહ કરું.

હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریمના સંબંધે એક લાંબો ચોળ્હો કિસ્સો મશ્હૂર કરે છે કે તેમનામાં તથા હઝરત ઉમર رضی اللہ عنہ વચ્ચે લાંબી ચોળહી ચર્ચા ચાલી. જેમાં હઝરત અલીએ ૨૨ સહાબાથી ગવાહી અપાવી કે મોજાઓ પર મસહ સૂરએ માઈદાના નુઝૂલથી પહેલાં હતો. આ કિસ્સો હદીષની કિતાબોમાં ક્યાંય નથી. એના જૂઠા હોવાના બે કારણે છે : એક તો મુસ્લિમ તથા નિસાઈની હદીષ ઉપર આવી ગઈ. બીજુ એ કે એના પર એકમતિ છે કે

*અને ફર્માવ્યું, જ્યારે સઅદ નબી ﷺના બારામાં કાંઈ રિવાયત કરે તો પછી કોઈને ન પૂછો." (નિસાઈ, ૧/૩૧)*

સૂરએ માઈદા ગઝવએ મરીસઅના મૌક઼ા પર નાઝિલ થઈ કે સ.હિ. ૫ કે ૬માં થયો છે. *(કસ્તલાની, ૬/૨૭૩)* ત્યાર બાદ ફતહે મક્કાના પ્રસંગે અને ગઝવએ તબૂકમાં ખૂદ હુઝૂરે અક્દસ ﷺથી મોજાઓ પર મસહ સાબિત છે. બલ્કે હઝરત જરીરની હદીષથી સાબિત છે કે જે સનમાં વિસાલ થયો એ વરસે પણ મસહ કર્યો. એટલા માટે કોઈ સહાબી એવી ગવાહી કઈ રીતે આપી શકે છે કે મોજાઓ પર મસહ સૂરએ માઈદાના નુઝૂલથી પહેલાં હતો પછી મન્સૂખ થઈ ગયો !

હઝરત ઈબ્ને અબ્બાસનો પણ એ જ હાલ છે કે પ્રારંભમાં જ્યાં સુધી તેની તેમને સાબિતી ન મળી કે સૂરએ માઈદાના નુઝૂલ બાદ પણ નબી ﷺએ મોજાઓ પર મસહ કર્યો ત્યાં સુધી ઈન્કાર કરતા રહ્યા, પણ જ્યારે એની સાબિતી તેમને મળી ગઈ તો તેમણે પણ મોજાઓ પર મસહ જાઈઝ હોવાનો ક઼ૌલ કર્યો. તેમના મહાન શાગિર્દ ઈમામ અતાએ ફર્માવ્યું, અકરમાએ જૂઠુ કહ્યું, ઈબ્ને અબ્બાસ આ સંબંધે લોકોનો વિરોધ કરતા રહ્યા પણ આખર ઉમરમાં સૌની સાથે એકમતિ કરી લીધી. *(અયની, ૩/૯૭)*

મુજતહિદ ઈમામોમાંથી હઝરત ઈમામ માલિક رحمۃ اللہ علیہના બારામાં એ મશ્હૂર છે કે એઓ મોજા પર મસહનો સ્વીકાર કરતા ન હતા એવી રિવાયતો એમનાથી આવી છે. પણ સહીહ એ છે કે તેમણે અંતિમ વયે એ જ ફર્માવ્યું કે મોજા પર મસહને જાઈઝ ન માને તે ગુમરાહ છે. અલ્બત્ત જે જાઈઝ જાણે અને મસહ ન કરે, બેહતર પર અમલ કરે તેને બદલો આપવામાં આવશે. *(ઉપર મુજબ)*

**હવે માલિકી હઝ્રાતનાં બે ગૃપો છે** : એક તેઓ જેઓ મુત્લક઼ન (બિનશરતી અબાધિત) મોજાઓ પર મસહને જાઈઝ કહે છે, મુક઼ીમ તથા મુસાફિર બંનેના માટે. બીજા તે જેઓ મુસાફિરને જાઈઝ કહે છે. અમુક લોકોને એ શંકા છે કે મોજા પરનો મસહ વુઝૂની આયતથી મન્સૂખ છે, પણ આ શંકા રદબાતલ છે એટલા માટે કે હઝરત મુગીરા رضی اللہ عنہની હદીષ ગઝવએ તબૂકથી સંબંધિત છે અને ગઝવએ તબૂક સૌથી અંતિમ ગઝવા છે જે સૂરએ માઈદાના નુઝૂલના ઘણા સમય પછી થયો છે. એટલા માટે કે સૂરએ માઈદા ગઝવએ મરીસામાં નાઝિલ થઈ છે જે હિ.સ. ૫ કે હિ.સ. ૬માં થયો હતો. *(કસ્તલાની, ૬/૩૭૩)* એ જ પ્રમાણે હઝરત જરીર رضی اللہ عنہની હદીષ પણ એની દલીલ છે કે મોજાઓ પર મસહ મન્સૂખ નથી, એટલા માટે તેઓ વિસાલ મુબારકના અમુક મહિનાઓ પહેલાં ઈમાન લાવ્યા. તેમની હદીષ આ છે :–

"હઝરત જરીરે પેશાબ કરીને વુઝૂ કર્યું અને મોજાઓ પર મસહ કર્યો. તેમને કહેવામાં આવ્યું, તમે આવું કરો છો ?! ફર્માવ્યું, હા ! મેં રસૂલુલ્લાહ ﷺને જોયા કે પેશાબ કર્યો પછી વુઝૂ કર્યું અને મોજાઓ પર મસહ કર્યો. હઝરત જરીરને પૂછવામાં આવ્યું કે આપે રસૂલુલ્લાહ ﷺને મોજાઓ પર મસહ કરતાં સૂરએ માઈદાના નુઝૂલ પહેલાં જોયા કે પછી ? તો ફર્માવ્યું, હું સૂરએ માઈદાના નુઝૂલ પછીથી ઈમાન લાવ્યો છું. *(મુસ્લિમ–૧/૩૧, અબૂ દાઊદ–૧/૨૧, તિર્મિઝી–૧/૧૪)*

**મોજાઓ પર મસહ અફઝલ છે કે પગોને ધોવા ?** : સહીહ એ છે કે પગોને ધોવા મોજાઓ પર મસહ કરવાથી અફઝલ છે, એટલા માટે કે આ અઝીમત (સહુલતથી ઉલ્ટુ) છે, અને મસહ રુખ્સત છે. પણ જ્યારે કે મોજાઓ પર મસહ ન કરવાથી બદ્ગુમાનીનો અંદેશો હોય, લોકો એવી શંકા કરવા લાગે કે રાફઝી તથા ખારજીની પયરવી કરી રહ્યો છે. *(દુર્રે મુખ્તાર રદ્દુલ મુહતાર, ફતાવા રઝવિય્યહ્, ૧/૩૩૦) (તો પછી કરવો જ જોઈએ)*

**મસાઈલ** : આ હદીષથી મોજાઓ પર મસહ જાઈઝ હોવા ઉપરાંત હઝરત સઈદ ઈબ્ને વક્ક઼ાસ رضی اللہ عنہની અઝમત જાહેર થઈ. એ પણ જાણવા મળ્યું કે કદી કદી ખૂબ જ મશ્હૂર તથા પ્રખ્યાત ઈસ્લામ લાવવામાં અગ્ર

## حدیث ۱۴۸

**[હદીષ : ૧૪૮] "મોજાઓ પર મસહ"**

عن جعفر بن عمرو بن اُمیّۃ الضمری اَنّ اباہُ

*"હઝરત અમ્ર ઈબ્ને[1] ઉમૈયા ઝમરી رضی اللہ عنہથી રિવાયત થયેલ છે કે તેમણે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلمને*

اَخبرہٗ انّہٗ رای رسول اللّٰہ صلّی اللّٰہ تعالیٰ علیہ وسلّم یمسح علی الخفّین

*મોજાઓ પર મસહ કરતાં જોયા છે." (નિસાઈ–તહારત, મોજાઓ પર મસહનું પ્રકરણ, પેજ–૩૧)*

## حدیث ۱۴۹

**[હદીષ : ૧૪૯] "મોજાઓ પર મસહ"**

عَن جعفر بن عمرو بن اُمیّۃ الضمری عن ابیہ

*"હઝરત અમ્ર બિન ઉમૈયા ઝમરી رضی اللہ عنہએ કહ્યું, મેં નબી صلی اللہ علیہ وسلمને*

قال رایتُ النّبیّ صلّی اللّٰہ تعالیٰ علیہ وسلّم یمسح علی عمامتہٖ وخفّیہ

*અમામા અને મોજાઓ પર મસહ કરતાં જોયા." (ઈબ્ને માજહ–અમામા પર મસહ પ્રકરણ, પેજ–૪૨)*

સ્થાને રહેલા મહાન સહાબાથી પણ છુપી રહેતી હતી. હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہની જલાલતે શાન (મહાન શાન) સૌના પર ઉઘાડી છે છતાં આ મસ્અલો તેમનાથી છુપો રહ્યો.

**એક શંકાનું નિવારણ :** હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلمની મોજાઓ પર મસહની આમ રિવાયતો સફરની હાલતની જ છે અને બીજી હદીષોમાં ન સફરનો ઉલ્લેખ છે ન હઝરનો, એટલા માટે અમુક માલિકી હઝરાત એવું કહે છે કે મુક઼ીમે મોજાઓ પર મસહ જાઈઝ નથી કેવળ મુસાફર માટે જાઈઝ છે. એનો જવાબ મુસ્લિમ તથા નસાઈની હદીષોમાં આવેલો છે, જેમાં હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلمનો આ સ્પષ્ટ ઈર્શાદ મૌજૂદ છે કે મુક઼ીમના માટે મોજાઓ પર મસહની મુદત એક દિવસ એક રાત છે. એ સિવાય આ વિષયની અન્ય પણ ઘણી બધી હદીષો છે, બલ્કે નિસાઈમાં હજરત બિલાલ رضی اللہ عنہથી એ રિવાયત છે કે હુઝૂર મદીના તયબહમાં એકવાર અસ્વાફે મદીનામાં કઝાએ હાજતના માટે ગયા અને ફારિગ થયા પછી વુઝૂ કર્યું અને મોજાઓ પર મસહ કર્યો. *(નિસાઈ, ૧/૩૧)* આ અસ્વાફ મદીના તયબહની પાસે એક જગાનું નામ છે. આ પરથી સાબિત થયું કે હુઝૂરે મુક઼ીમ હોવાની હાલતમાં પણ મોજાઓ પર મસહ કર્યો.

### સમજૂતી : ૧૪૮ અને ૧૪૯

**૧. હઝરત અમ્ર ઈબ્ને ઉમૈયા ઝમરી :** એ ગઝવએ બદર તથા ઓહદમાં મુશ્રિકોની સાથે હતા પણ ગઝવએ ઓહદના અંતમાં જ્યારે મુશ્રિકો પાછા ફરી રહ્યા હતા ત્યારે તેમના દિલમાં ઈસ્લામનું નૂર ચમક્યું અને એ ઈસ્લામથી માલામાલ થયા. આપ અરબના મશ્હૂર બહાદુરોમાંથી હતા. આપ પ્રથમ જે જંગમાં શરીક થયા એ સરૈયાએ બીમે મઊના હતો. તેમને દુશ્મનોએ પકડી લીધા હતા. આમિર બિન તુફૈલે એવું કહીને છોડી આપ્યા કે મારી માંના જિમ્મે એક ગુલામ આઝાદ કરવાનો હતો, જા ! મારા તરફથી તું આઝાદ છે. એ જાલિમે

| "મોજાઓ પર મસહ" | حديث (١٥٠) عَنْ عُرْوَةَ بْنِ الْمُغِيْرَةِ عَنْ اَبِيْهِ قَالَ كُنْتُ مَعَ النَّبِيِّ |
|---|---|

**[હદીષ : ૧૫૦]** *"હઝરત મુગીરા ઈબ્ને શઅબા رضی اللہ عنہ થી રિવાયત થયેલ છે. તેમણે કહ્યું, હું*

صَلَّى اللهُ تَعَالىٰ عَلَيْهِ وَ سَلَّمَ فِي سَفَرٍ فَاَهْوَيْتُ لِاَنْزِعَ خُفَّيْهِ فَقَالَ

*નબી ﷺની સાથે એક સફરમાં હતો. મેં ઈચ્છયું કે હુઝૂરના મોજા કાઢું, તો ફર્માવ્યું, રહેવા દો મેં*

دَعْهُمَا فَاِنِّي اَدْخَلْتُهُمَا طَاهِرَتَيْنِ فَمَسَحَ عَلَيْهِمَا ع ه

*તેને એ હાલતમાં પહેર્યાં છે કે પગો તાહિર (ધોએલા) હતા. પછી હુઝૂરે મોજાઓ પર મસહ કર્યો."*

*(એની તખરીજ હદીષ–૧૩૭માં વર્ણન થઈ ચૂકી)*

તેમની પેશાનીના વાળ મૂંડાવી કાઢયા. હિ.સ. ૬માં નજાશી બાદશાહ હબ્શાના નામે આ જ ઈસ્લામની દા'વત લઈને ગયા હતા. પછી બાદમાં હુઝૂરે અક્દસ ﷺએ તેમને હબ્શા મોકલ્યા કે ઉમ્મુલ મો'મિનીન હઝરત ઉમ્મે હબીબા બિન્તે અબૂ સુફયાનથી હુઝૂરના નિકાહ કરે, અને તેમને તથા હબ્શામાં જે મુસલમાનો છે તેમને મદીના લાવે. એકવાર એમની સાથે અબૂ સુફયાનની પાસે કેટલાક તોહફા મોકલ્યા હતા. *(અલ્ ઈસ્તીઆબ, ૮/૪૯૭, અસાબા, ૩/૫૨૪)*

હઝરત મુઆવિયહ્‌ના સત્તાકાળ દરમ્યાન હિ.સ. ૬૦માં વિસાલ ફર્માવ્યો. એમનાથી ૨૦ હદીષો રિવાયત પામી છે જેમાંથી બે બુખારીએ વર્ણન કરી છે.

**૨.** અમામા પર મસહની ચર્ચા હદીષ–૧૪૦માં આવી ગઈ.

**સમજૂતી : ૧૫૦**

આ હદીષ આવી ગઈ છે પણ અમુક વાતો રહી ગઈ હતી એટલા માટે એને ફરીથી વર્ણન કરી. એ સફર કઈ હતી ? એ આવી ગયું કે ગઝવએ તબૂકનો બનાવ છે, અને આ બનાવ સવારની નમાઝ વખતે થયો હતો. આ હદીષમાં છે કે, "મેં એને એ હાલતમાં પહેર્યો છે કે પગો તાહિર (ધોયેલા) હતા એટલે કે એના પર હદ્‌ષ (નાપાકી) ન હતું. એનાથી જાણવા મળ્યું કે મોજાઓ પર મસહ સહીહ હોવાની શર્ત એ છે કે બંનેવે મોજાઓ એવી હાલતમાં પહેરવામાં આવે કે પગો પર હદ્‌ષ ન હોય. એની બે સ્થિતિઓ છે : એક એ કે પૂરું વુઝૂ કરીને પહેર્યા હોય, બીજી એ કે કેવળ પગો ધોઈને પહેર્યા હોય, પણ હદ્‌ષ થતા પહેલાં વુઝૂ પૂર્ણ કરી લીધું હોય. આ બીજી સ્થિતિમાં પણ એ લાગુ થશે કે મોજાઓ એ હાલતમાં પહેર્યા છે કે પગો પર હદ્‌ષ ન હતું.

e

## ت (٤٣) وَاَکَلَ اَبُوْبَکْرٍ وَّعُمَرُ وَعُثْمَانُ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھُمْ لَحْمًا فَلَمْ یَتَوَضَّؤُا ؏

**[તઅલીક઼ : ૪૩]** *"હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર તથા હઝરત ઉષ્માન رِضْوَانُ اللّٰہِ تَعَالٰی عَلَیْھِمْ اَجْمَعِیْن એ ગોશ્ત ખાધો અને વુઝૂ નથી કર્યું." (તિબ્રાની, મુસ્નદે શામીન, ઈબ્ને અબી શયબા, તહાવી, પેજ–૪૪)*

### તઅલીક઼ : ૪૩ની સમજૂતી

**પ્રકરણનો ફાયદો** : કેમ કે અમુક હદીષોમાં આવ્યું છે કે હુઝૂરે અક઼દસ ﷺએ ફર્માવ્યું કે જે ચીજોને આગે બદલી કાઢી હોય તેને ખાધા પછી વુઝૂ કરો. અને કેટલાક સહાબા તથા તાબઈનનો એ જ મઝહબ હતો. બલ્કે અમુક હઝરાત એના પર ખૂબ જ સખ્તીથી અમલ કરતા હતા. ઈમામ ઝહરીનો એ જ મઝહબ હતો. સુલૈમાન ઈબ્ને હેશામ એનાથી પરેશાન હતા, તેમણે ક઼તાદાને શિકાયત કરી કે અમે જ્યારે પણ કાંઈક ખાઈએ છીએ તો ઝહરી અમને વુઝૂ કરાવ્યા વિના નથી છોડતા. મેં એમને બતાવ્યું કે સઈદ બિન મુસૈયિબે એના બારામાં ફર્માવ્યું છે, ખોરાક જ્યારે ખાવ તો પાક સાફ છે, એમાં વુઝૂ નથી. અલ્બત્ત જ્યારે ખોરાક નીકળે છે તો ગંદકી છે એના પર વુઝૂ છે. સુલૈમાને કહ્યું, તમે બંનેવે મતભેદ કરી નાખ્યો, શું શહેરમાં કોઈ અન્ય છે ? ક઼તાદાએ કહ્યું, હા ! "અતાઅ્" છે. સુલૈમાને હઝરત અતાઅને બોલાવ્યા અને તેમને પૂછયું તો હઝરત અતાએ આ હદીષ વર્ણન કરી : "મારાથી જાબિર ઈબ્ને અબ્દુલ્લાહે હદીષ વર્ણન કરી કે અમે હઝરત અબૂબક્ર સિદ્દીક઼ رضی اللہ عنہની સાથે ગોશ્ત રોટી ખાધી અને વુઝૂ વિના નમાઝ પઢી." *(તહાવી, ૧/૪૧)*

આ હુકમ ક્યાં તો લોકોને સ્વચ્છતા તથા સફાઈની આદત પાડવા માટે શરૂમાં હતો, બાદમાં મન્સૂખ થઈ ગયો, જેમ કે હઝરત જાબિર رضی اللہ عنہથી રિવાયત થયેલ છે. તેમણે ફર્માવ્યું કે એ બંનેમાં આખરે એ જ છે કે રસૂલુલ્લાહ ﷺએ આગ પર પકાવેલી ચીજ ખાધી અને વુઝૂ નથી કર્યું. *(તહાવી, અબૂ દાઊદ, ૧/૨૫, નસાઈ, ૧/૪૦)*

અથવા એ કે આ હદીષોમાં વુઝૂથી હાથ ધોવો અને કુલ્લી કરવી મુરાદ છે. જેમ કે ઈબ્ને માજહમાં ખૂદ હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ બકરીની રાંગ ખાધી તો કુલ્લી કરી અને હાથને ધોયા અને નમાઝ પઢી. *(તહારત, પેજ–૩૮)*

**الوضوء** કેવળ હાથ ધોવા અને કુલ્લી કરવાના અર્થમાં ખૂદ હદીષમાં છે : ફર્માવ્યું, **برکۃ الطعام الوضوء قبلہ والوضوء بعدہ** *(અબૂ દાઊદ, ૨/૧૭૨)* અહીં સહમતિએ કેવળ હાથ ધોવા અને કુલ્લી કરવી મુરાદ છે. એ પણ થઈ શકે છે કે **توضؤا مما مست النار**માં મુસ્તહબ કામ માટે લઈ લેવામાં આવે. કેમ કે આ મસ્અલો વિવિધતાવાળો છે એટલા માટે ઈમામ બુખારીએ આ પ્રકરણ રચ્યું, "જે બકરીનો ગોશ્ત અને સત્તુ ખાધા પછી વુઝૂ ન કરે." ઈમામ બુખારીએ જેટલી તઅલીક઼ વર્ણન કરી છે એનાથી પ્રકરણ સાબિત નથી થતું. એવું ક્યારે કોઈ કહે છે કે આગ પર પાકેલી ચીજ ખાધા પછી તુરત જ વુઝૂ ફર્ઝ છે, વુઝૂ નમાઝ પઢવા માટે ફર્ઝ છે. એમાં ક્યાં છે કે ગોશ્ત ખાઈને એ હઝરાતે વુઝૂ કર્યા વિના નમાઝ પણ પઢી, પણ મૂળ તઅલીક઼માં આ છે, જેમ કે હમણા હઝરત જાબિરની હદીષ આવી ગઈ. એ જ બાકીના હઝરાતથી પણ રિવાયત પામેલ છે કે ગોશ્ત ખાઈને વિના વુઝૂએ નમાઝ પઢી.

ઈમામ બુખારીનો હેતુ એ છે કે એ હઝરાતે ગોશ્ત ખાઈને વુઝૂ કર્યા વિના નમાઝ પઢી અને સહાબામાં કોઈએ ટોકયા નહીં તો એ એના પણ ઈજમાએ સુકૂતી (મૌન એકમતિ) થઈ ગયો કે એમાં વુઝૂ નથી, પણ હક઼ીક઼તમાં ઈજમાઅ નથી. પુષ્કળ સહાબા જેમ કે હઝરત ઝૈદ ઈબ્ને ષાબિત, હઝરત અબૂ હુરૈરહ્, હઝરત અનસ તથા હઝરત અબૂ ઐયૂબ અન્સારી તથા અઝવાજે મુતહ્હરાતમાં હઝરત સિદીક઼ા, હઝરત ઉમ્મે હબીબા رِضْوَانُ اللّٰہِ تَعَالٰی عَلَیْھِمْ اَجْمَعِیْنનો આ જ મઝહબ છે કે આગ પર પાકેલી ચીજથી વુઝૂ વાજિબ છે. તદ્ ઉપરાંત

## حدیث (١٥١) اکل کتف شاۃ ثم صلی ولم یتوضأ

**[હદીષ : ૧૫૧] "બકરીની રાંગ ખાધા પછી વિના વુઝૂ કર્યે નમાઝ પઢી"**

عَنْ عَبْدِ اللّٰہِ بْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھُمَا اَنَّ رَسُوْلَ اللّٰہِ

*"હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ*

صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ اَکَلَ کَتِفَ شَاۃٍ ثُمَّ صَلّٰی وَلَمْ یَتَوَضَّاْ

*બકરીની રાંગ ખાધી ત્યાર બાદ નમાઝ પઢી અને વુઝૂ નથી કર્યું."*

*(બુખારી, ૨/૮૧૩, મુસ્લિમ, ૧/૧૫૭, અબૂ દાઊદ, ૧/૨૫)*

## حدیث (١٥٢) ایضا

**[હદીષ : ૧૫૨] "બકરીની રાંગ ખાધા પછી વિના વુઝૂ કર્યે નમાઝ પઢી"**

اَخْبَرَنِیْ جَعْفَرُ بْنُ عَمْرِو بْنِ اُمَیَّۃَ اَنَّ اَبَاہُ اَخْبَرَہٗ

*"હઝરત અમ્ર બિન ઉમૈયાએ ખબર આપી કે તેમણે નબી ﷺ ને જોયા*

ઈમામ હસન બસરી, ઈમામ ઝહરી, અબૂ કુલાબા, અબૂ મુજલઝ, ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ رضوان اللہ تعالٰی علیہم اجمعین નો પણ એ જ મઝહબ છે. હવે ઈમામોની એના પર એકમતિ છે કે એમાં વુઝૂ નથી, અલ્બત્ત ઈમામ અહમદે એવું ફર્માવ્યું છે કે ઊંટનો ગોશત ખાવાથી વુઝૂ વાજિબ થઈ જાય છે.

### સમજૂતી : ૧૫૧ અને ૧૫૨

કિતાબુલ્ અત્ઈમ્મામાં મુહમ્મદ ઈબ્ને સીરીંના તરીકાથી આ પ્રમાણે છે :–

**تعرق کتفاً صلی اللّٰہ تعالٰی علیہ وسلم النبی تَعَرَّقَ** તઅર્રક્નો અર્થ છે હાડકાની ઉપરનો ગોશત. એનો માદ્દો (મૂળ) عَرْقٌ (અરકુન્) છે, એનો અર્થ એ હાડકુ છે જેના પર ગોશત હોય. તેવી જ રીતે ઈકરમાના તરીકાથી આ પ્રમાણે છે : **انتشل البنی صلی اللّٰہ تعالٰی علیہ وسلم عرقامن قدرفاکل** નો અર્થ છે હાથ વડે ચમચા વિના હાંડલીમાંથી ગોશત કાઢવો. મતલબ એ થયો કે હુઝૂરે અક્દસ ﷺ એ હાથ વડે હાંડલીમાંથી ગોશત કાઢયો અને ખાધો.

અબૂ દાઊદમાં યહ્યા ઈબ્ને યઅમરના તરીકાથી આ પ્રમાણે છે : **انتھس من کتف** રાંગનો ગોશત સામેવાળા દાંતો વડે ખાધો. **نھس** સીન (નાની સીન) મુહમલાથી હોય તો એનો અર્થ સામેવાળા દાંતો વડે ખેંચવું છે. અને શીન (મોટી શીન) મોઅઝ્ઝમાની સાથે હોય તો દાઢો વડે અથવા કુલ દાંતો વડે ખાધું છે. અબૂ દાઊદમાં એટલું અધિક છે કે ખાધા પછી એ ટાટ વડે જેના પર હુઝૂર બેઠા હતા હાથ લૂછયા. આ બનાવ હુઝૂરના કાકા હારિષ ઈબ્ને અબ્દુલ મુત્તલિબની સાહબઝાદી હઝરત ઝબાઆના ઘરે થયો હતો.

**એક સનદની સ્પષ્ટતા :** કિતાબુલ્ અત્ઈમામાં ઈમામ બુખારીએ આ હદીષ બે તરીકાથી વર્ણવી છે કે એક મુહમ્મદ ઈબ્ને સીરીંના તરીકાથી બીજી ઈકરમાના તરીકાથી. અકરમાના તરીકાની સનદ **عن ایوب وعاصم** થી વર્ણન કરી. એના પર કેટલાક લોકોએ કહ્યું કે આ તઅલીક છે. એને તઅલીક કહેવું ગલત

اَنَّہٗ رَأَی النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یَحْتَزُّ مِنْ کَتِفِ شَاۃٍ

*કે બકરીની રાંગ કાપીને ખાઈ રહ્યા હતા અને નમાઝના માટે બોલાવવામાં આવ્યા.*

فَدُعِیَ اِلَی الصَّلٰوۃِ فَاَلْقَی السِّکِّیْنَ فَصَلّٰی وَلَمْ یَتَوَضَّأْ

*હુઝૂરે છરી મૂકી દીધી અને નમાઝ પઢી અને વુઝૂ નથી કર્યું."*

*(બુખારી, ૧/૯૩, ૨/૮૧૪, ૮૧૫, ૮૨૧, મુસ્લિમ, ૧/૧૨૫)*

છે, બલ્કે એ મુતાબેઅત છે. આ હદીષ હમ્માદ ઈબ્ને ઝૈદ ઈમામ બુખારીના શેખૂશૈખની પાસે ઐયૂબની રિવાયતથી બે સનદો અને બે શબ્દોની સાથે હતી. એક મુહમ્મદ ઈબ્ને સીરીંના વાસ્તાથી પ્રથમ શબ્દની સાથે, બીજી અકરમાના વાસ્તાથી બીજા શબ્દ સાથે એ બંનેવ સનદો સાથે ઈમામ બુખારીને અબ્દુલ્લાહ ઈબ્ને અબ્દુલ વહ્હાબના થકી મળી છે.

આ મુતાબેઅતનો ફાયદો એ છે કે યહ્યા ઈબ્ને મુઈને કહ્યું કે ઈબ્ને સીરીંને હઝરત ઈબ્ને અબ્બાસથી હદીષ નથી સાંભળી. ઈબ્ને અબ્બાસથી અકરમાના વાસ્તાથી રિવાયત કરી. એનાથી લાઝિમ થયું કે આ સનદમાં ઈન્કેતાઅ છે. ઈમામ બુખારીએ ઈમામ બુખારી એની મુતાબેઅ એક અન્ય હદીષ વર્ણન કરી આપી જેમાં ઈન્કેતાઅનો વહેમ નથી.

**વર્ગીકરણ** : ઈમામ બુખારીએ પ્રકરણમાં સત્તુનો પણ વધારો કર્યો છે. આ પ્રકરણમાં બે હદીષો વર્ણન કરી છે, કોઈમાં સત્તુનો ઉલ્લેખ નથી. વાત એમ છે કે અહીં જુઝઈય્યાતની (શાખાકીય બાબતોની) ચર્ચા નથી પણ એક કાયદાએ કુલ્લિયહ્ (મૂળ કાયદા)ની ચર્ચા થઈ રહી છે કે આગ પર પકાવેલી ચીજ વડે વુઝૂ તૂટી જાય છે કે નહીં. ગોશ્ત આગ પાકેલો હતો જેને હુઝૂરે ખાધો અને ફરી વુઝૂ કર્યા વિના નમાઝ પઢી, તો સાબિત થયું કે આગ પર પાકેલી (રાંધેલી) ચીજ ખાવી વુઝૂ તોડનાર નથી, એનું જ એક અંગ સત્તુ પણ છે તો સાબિત થયું કે એને ખાવાથી પણ વુઝૂ તૂટતુ નથી. એને બીજા તરીકાથી એવું કહી દેવામાં આવે કે ગોશ્તમાં ચીકાશ હોય છે જે મોઢેથી જાય છે જ્યારે ચીકાશ હોવા છતાં ગોશ્ત ખાવાથી વુઝૂ વાજિબ નથી થતું તો સત્તુથી એથી વિશેષ રીતે વાજિબ ન થશે.

આ હદીષમાં છે કે જ્યારે નમાઝના માટે બોલાવવામાં આવ્યા તો ગોશ્ત અને છરીને રાખી દીધી જેનાથી કાપીને ખાતા હતા. એનાથી સાબિત થયું કે ખાવામાં છરીનો ઉપયોગ કરવો જાઈઝ છે. જ્યારે કે હઝરત ઉમ્મુલ મો'મિનીન આઈશા સિદીકા رضی اللہ عنہاથી રિવાયત છે કે હુઝૂરે ફર્માવ્યું :–

**لا تقطعوا اللحم بالسكين فانه من صنع الاعاجم وانهسوه فانه اهنأ وامرء** "ગોશ્ત છરી વડે કાપીને ન ખાવ, એટલા માટે કે અજમીઓના તરીકો છે. દાંત વડે ખાવ એ જલ્દી હજમ થનાર અને અધિક સ્વાદિષ્ટ છે.

એના જવાબમાં કેટલાક લોકોએ કહ્યું કે આ હદીષ ઝઈફ છે. અબૂ દાઊદે કહ્યું, આ હદીષ કવી નથી. એનો એક રાવી અબૂ મુઅશર બખીહ મુસ્નદી હાશ્મી સાહિબે મગાઝી છે. ઈમામ બુખારી વગેરેએ કહ્યું કે કે એ મુન્કિરુલ હદીષ છે અને તેની મુન્કર હદીષોમાંથી આ હદીષ છે એટલા માટે એને હુર્મતની દલીલ નથી બનાવી શકતા. પણ અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું કે એના માટે શાહિદ છે કે જેનાથી શક્તિ પામીને એ કવી થઈ ગઈ જેમ કે ખૂદ અબૂ દાઊદમાં આ હદીષ પછી હઝરત સફવાન ઈબ્ને ઉમૈયાથી આ જ વિષયની હદીષ મૌજૂદ છે. બારીક દૃષ્ટિ એમાં વિરોધાભાસી જ નથી. હુઝૂરે અકરમ ﷺએ જરૂરત મુજબ છરી ઉપયોગમાં લીધી, એ કારણે કે એ ગોશ્ત કઠણ રહ્યો હોય, દાંતથી ઉખેડી શકાતો ન હોય. એની મના અજમીઓના કૃત્યથી છે કે તેઓ

حدیث (۱۵۳) اکل رسول اللہ صلی اللہ تعالی علیہ وسلم السویق و لم یتوضأ

**[હદીષ : ૧૫૩] "હુઝૂર ﷺએ સત્તુ ખાધા બાદ વુઝૂ નથી કર્યું"**

اَنَّ سُوَيْدَ بْنَ النُّعْمَانِ اَخْبَرَهٗ اَنَّهٗ خَرَجَ مَعَ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

*"સુવૈદ ઈબ્ને નુઅ્માન رضی اللہ عنہ એ ખબર આપી કે આપ રસૂલુલ્લાહ ﷺની*

وَسَلَّمَ عَامَ خَيْبَرَ حَتّٰى اِذَا كَانُوْا بِالصَّهْبَاءِ وَهِيَ اَدْنٰى خَيْبَرَ فَصَلَّى الْعَصْرَ

*સાથે ખૈબરવાળા વરસે જેહાદના માટે નીકળ્યા. જ્યારે સર્વ લોકો સહબા પહોંચ્યા જે ખૈબરનો મદીના*

આદત પ્રમાણે શોખની રીતે છરી વાપરે છે, હાથ વડે ખાવાને અયબવાળુ જાણે છે. જેમ કે યૂરોપવાસીઓનો હાલ આપણને ખબર છે.

**મસાઈલ** : જમાઅત રેડી થઈ જાય તો મોઅઝ્ઝિને ઈમામને ખબર આપવી જોઈએ. અહીં નમાઝ માટે બોલાવનાર હઝરત બિલાલ હતા. નફી (નકારવું) જો મહસૂર (ઘેરાયેલ) હોય તો નફી માટે ગવાહી સ્વીકારી શકાય છે.

**સમજૂતી : ૧૫૩**

**સુવૈદ ઈબ્ને નુઅ્માન** رضی اللہ عنہ : અન્સારી અવસી મદની સહાબી છે. તે ખુશનસીબ બુઝુર્ગોમાં છે જેમણે બયઅતે રિદ્‌વાન કરી છે. કેટલાક લોકોએ એ પણ કહ્યું છે કે એ ગઝવાએ ઓહદમાં પણ શરીક થયા. તેમનાથી કુલ સાત હદીષો રિવાયત પામી છે જેમાંથી આ કેવળ એક હદીષ ઈમામ બુખારીએ વર્ણન કરી છે.

**ખયબર** : મદીના તયબાહથી ચાર મંઝિલ ઉત્તર બાજુએ યહૂદીઓની એક વસ્તી હતી. અમાલકામાંથી ખયબર નામનો એક શખ્સ આવીને ઉતર્યો એના નામ પરથી ખયબર નામ પડી ગયું. સ.હિ. ૭માં એ ફતહ થયું. હઝરત ઉષ્માનગની رضی اللہ عنہએ એને તરક્કી આપીને શહેર બનાવી દીધું. આ અલમિયત તથા ઉજમા હોવાના કારણે ગૈર મુન્સરીફ છે.

**સહબા** : અસ્બહનું મુઅન્નષ (સ્ત્રીલિંગ) છે જેનો અર્થ રતાશ પડતી સફેદી, ઠંડો દિવસ, સિંહ થાય છે. આ ખયબરથી અડીને ખયબરથી એક બે પહોરના અંતરે એક ગામ હતું જે મદીના તયબાહની તરફ એટલે કે ખયબરથી દક્ષિણની તરફ હતું. આ જ તે મશ્હૂર તથા પ્રખ્યાત જગા છે જ્યાં સૂરજ પલટાવવાનો મહાન મો'જિઝો જાહેર થયો હતો. *(મુશ્કિલુલ આષાર લિલ્ તહાવી, જિલ્દ રાબેઅ અખીર બાબ, પેજ–૩૮૮, શિફા વ શરહુલ મુલ્લા અલી ક઼ારી, ૧/૫૮૯)*

સૂરજ પલ્ટાવવાની હદીષને ઈબ્ને જવઝીએ મૌઝૂઅ કહી પણ એ ઈબ્ને જવઝીની અતિશયોક્તિ છે, હક઼ીક઼તમાં આ હદીષ છે. ઈમામ તહાવી અને ઈમામ ક઼ાઝી અયાઝે એને સહીહ કહી. અલ્લામા શામી ફર્માવે છે :–

**والحدیث صححه الطحاوی وعیاض واخرجه جماعة منهم الطبرانی بسندحسن واخطأ من جعله موضوعاکابن الجوزی۔**

"આ હદીષને તહાવી તથા અયાઝે સહીહ કહી. એને મુહદ્દિષોની એ જમાઅતે હસન સનદ સાથે રિવાયત કરી જેમનામાં તબ્રાની પણ છે. અને જેણે એને મૌઝૂઅ કહી તેણે ગલતી કરી, જેમ કે ઈબ્ને જવઝી." *(શામી, ૧/૨૪૧, કિતાબુસ્સલાત)*

ثُمَّ دَعَا بِالْاَزْوَادِ فَلَمْ يُوْتَ اِلَّا بِالسَّوِيْقِ فَاَمَرَ بِهٖ فَثُرِّيَ فَاَكَلَ رَسُوْلُ اللّٰهِ

તયબહથી નિકટનો વિસ્તાર છે, તો હુઝૂરે અસરની નમાઝ પઢી પછી ભાથુ મંગાવ્યું. હુઝૂર ﷺની

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَاَكَلْنَا ثُمَّ قَامَ اِلٰى مَغْرِبٍ فَمَضْمَضَ وَمَضْمَضْنَا

ખદમતમાં કેવળ સત્તુ પેશ કરવામાં આવ્યા. હુઝૂરે હુકમ આપ્યો તો તેને પલાળવામાં આવ્યા. હુઝૂરે પણ

ثُمَّ صَلّٰى وَلَمْ يَتَوَضَّاْ ع

ખાધા અને લોકોએ પણ ખાધા. ત્યારબાદ હુઝૂર મગરિબના માટે ઉઠયા. હુઝૂરે કુલ્લી કરી અને

અમે લોકોએ પણ કરી પછી નમાઝ પઢી. હુઝૂરે વુઝૂ નથી કર્યું."

હઝરત મુલ્લા અલી ક઼ારી શરહે શિફ઼ામાં ફ઼ર્માવે છે :–

**فهوفى الجملة ثابت اصله و قد يتقوى بتعاضد الاسانيد الى ان يصل الى مرتبة حسنة فيصح الا حتجاج به**

"સારાંશ કે આ હદીષની અસ્લ સાબિત છે. વિવિધ સનદોના કારણે મજબૂતી પામીને હસનના મર્તબા સુધી પહોંચી ગઈ છે એટલા માટે એનાથી દલીલ લાવવી સહીહ છે." *(શરહે શિફ઼ા, ૧/૫૮૯)*

પહેલાં ઈમામ બુખારીએ એ પ્રકરણ રચ્યું હતું કે ગોશ્ત અથવા સત્તુ ખાવાથી વુઝૂ નથી. હવે એ પ્રકરણ રચ્યું કે સત્તુ ખાધા પછી કુલ્લી કરવાની છે. એનાથી બે ફ઼ાયદાઓનો હેતુ છે : એક એ કે જેવી રીતે સત્તુ ખાધા બાદ કુલ્લી કરવાની છે એવી જ રીતે ગોશ્ત વગેરે ખાધા પછી પણ કુલ્લી કરવાની છે એટલા માટે કે સત્તુમાં ચીકાશ નથી હોતો, જ્યારે એના ખાધા પછી કુલ્લી છે તો જે ચીજોમાં ચીકાશ હોય તેને ખાધા પછી વિશેષ રીતે કુલ્લી કરવી જોઈએ.

બીજુ એ કે જે હદીષમાં આગ પર પાકેલી ચીજોને ખાવા પર વુઝૂનો હુકમ છે એનાથી શાબ્દિક રીતે બોલાતુ વુઝૂ મુરાદ છે શરઈ નહીં, જેથી હદીષોનો ટકરાવ દૂર થઈ જશે. શૌકાની સાહિબે નીલુલ્ અવ્તારમાં લખ્યું કે **توضئو واممامست النار**માં વુઝૂથી શાબ્દિક અર્થ મુરાદ લેવો દુરુસ્ત નથી, એટલા માટે કે શરઈ હક઼ીક઼તો ગૈરના પર અગ્રતા ધરાવતી હોય છે. એના પર અરજ છે કે દલીલોમાં વિરોધાભાસ દૂર કરવા માટે અમુક દલીલોમાં શાબ્દિક અર્થ મુરાદ લેવો શરઈ જરૂરત છે. શરઈ જરૂરતના કારણે શરઈ અર્થોથી વિમુખ થવામાં કોઈ વાંધો નથી.

તેમજ તેમના નસ્ખના ક઼ૌલ પર આ વાંધો ઉઠાવ્યો છે કે હુઝૂરે અકરમ ﷺ આપણને કોઈ હુકમ આપે તો રસૂલનો ફેઅલ તે ક઼ૌલનું નાસિખ (રદ કરનાર) નથી થઈ શક્તો. એ પણ ધોકો છે. પ્રથમ તો એ તે સમયે છે જ્યારે કે તે અમલ ખાસ બાબતોમાંથી (વિશિષ્ટતાઓમાંથી) હોય, જેમ કે ઊંઘનું વુઝૂ તોડનાર ન હોવું. અને વિશિષ્ટતાઓમાંથી હોવા માટે દલીલ જરૂરી છે, અહીં કોઈ દલીલ નથી એટલા માટે ખાસ હોવાનો દાવો ઉઠી જાય છે. અને જ્યારે વિશિષ્ટપણુ સાબિત નથી તો એવું કહેવું કે હુઝૂરે અક઼દસ ﷺનો આ અમલ નાસિખ (એટલે કે આગલા હુકમ ઉપર અમલ કરવાની મુદ્દત બયાન કરનાર કે હવે તેના ઉપર નહીં આ નવા હુકમ ઉપર અમલ કરો.) નથી બની શકતો, દલીલ વિનાનો થયો.

બીજુ એ કે આ હદીષમાં સ્પષ્ટતા છે, "અમે લોકોએ પણ સત્તુ ખાધો અને કેવળ કુલ્લી કરીને નમાઝ પઢી. જો આગ પર પાકેલી ચીજનું વુઝૂ તોડનાર ન હોવું હુઝૂરે અકરમ ﷺ સાથે ખાસ હોત તો હુઝૂરે અક઼દસ ﷺ સહાબાએ કિરામને ચોક્કસ વુઝૂનો હુકમ કરતા. આ પરથી તેમનો એ ઈજતેહાદ પણ બાતિલ થઈ ગયો કે આગ પર પકાવેલી ચીજોમાંથી કેવળ બકરીનો ગોશ્ત ખાવાથી વુઝૂ નથી તૂટતુ બાકી સર્વ ચીજોથી વુઝૂ તૂટી જાય છે. તે

حدیث (۱۵۴) اکل صلی اللہ تعالی علیہ وسلم کتفا ثم صلی و لم یتوضأ

**[હદીષ : ૧૫૪] "રાંગ ખાધા પછી નમાઝ"**

عَنْ مَيْمُوْنَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهَا اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*"હઝરત મૈમૂના رضی اللہ عنہا થી રિવાયત છે કે નબી ﷺ એ*

اَكَلَ عِنْدَهَا كَتِفًا ثُمَّ صَلّٰى وَلَمْ يَتَوَضَّأْ ع ہ

*તેણીની પાસે (બકરી)ની રાંગ ખાધી પછી નમાઝ પઢી અને વુઝૂ નથી કર્યું." (મુસ્લિમ–તહારત, ૧/૧૫૭)*

حدیث (۱۵۵) المضمضة من اللبن

**[હદીષ : ૧૫૫] "દૂધ પીધા પછી કુલ્લી કરવી"**

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى

*"હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ દૂધ પીધું ત્યાર*

એ રીતે કે આ હદીષથી સાબિત કે સત્તુ ખાવા વુઝૂ તોડનાર નથી. તેમ જ મુસ્લિમ શરીફમાં રોટીનું પણ વર્ણન છે એટલા માટે બકરીના ગોશ્તની સીમા બાતિલ ઠરે છે. *(મુસ્લિમ, ૧/૧૫૭)*

**મસાઈલ** : કોઈપણ ચીજને ખાધા પછી કુલ્લી કરી લેવી મુસ્તહબ છે. એક વુઝૂથી વિવિધ નમાઝો પઢી શકાય છે. બેહતર એ છે કે સફરમાં સર્વ સાથીઓ પોતપોતાનાં ખાણાં એક જગાએ ભેગાં કરીને ખાય એટલા માટે કે જમાઅતમાં બરકત છે. ઈસ્લામી બાદશાહને એની ઈજાઝત છે કે જરૂરત પ્રમાણે અનાજનો સંગ્રહ કરવાવાળાનું અનાજ કઢાવીને વેચાવી આપે. લશ્કરનો સેનાપતિ લશ્કરની દેખભાળ કરતો રહે, જો જરૂરત હોય તો સૌનો ખોરાક ભેગો કરી દે જેથી જેની પાસે ખોરાક ન હોય તેને પણ ખાવા મળી જાય.

**સમજૂતી : ૧૫૪**

ઈમામ બુખારીએ પ્રકરણ રચ્યું હતું, "જેણે સત્તુ વડે, કેવળ કુલ્લી કરી અને વુઝૂ નથી કર્યું." આ હદીષમાં ન સત્તુનું વર્ણન છે ન કુલ્લીનું. અલ્લામા કિરમાનીએ એનો એ જવાબ આપ્યો કે બુખારીના જે નુસ્ખા પર "ફરબરી"ની સહી (દસ્તખત) છે તેના પહેલાવાળા પ્રકરણમાં આ હદીષ છે.

આ પ્રકરણમાં કેવળ પહેલીવાળી સુવૈદ ઈબ્ને નુઅમાનવાળી હદીષ છે. નકલકારોની ગલતીથી આ હદીષ આ પ્રકરણમાં લખાઈ ગઈ. પ્રકરણથી મળતાપણું તો નથી પરંતુ એનાથી એક ફાયદા પ્રતિ નિર્દેશ થઈ શકે છે કે કોઈપણ ચીજને ખાધા પછી નમાઝ પઢવા માટે કુલ્લી કરવી ફર્ઝ કે વાજિબ નથી, મુસ્તહબ છે, કરી લેવામાં આવી તો બેહતર છે ન કરી તો કાંઈ વાંધો નથી.

**સમજૂતી : ૧૫૫**

મુસ્નફે ઈબ્ને અબી શયબામાં છે કે અમુક સહાબાએ કિરામ દૂધ પીધા પછી વુઝૂ જરૂરી જાણતા હતા, તેમની દલીલ એ છે કે દૂધના બારામાં ફર્માવ્યું, نُسْقِيْكُمْ مِمَّا فِىْ بُطُوْنِهٖ مِنْ بَيْنِ فَرْثٍ وَّدَمٍ لَّبَنًا خَالِصًا سَائِغًا لِّلشّٰرِبِيْنَ "એ

عَلَيْهِ وَسَلَّمَ شَرِبَ لَبَنًا فَمَضْمَضَ وَقَالَ اِنَّ لَهُ دَسَمًا عـه

*બાદ કુલ્લી કરી અને ફર્માવ્યું, આમાં ચીકાશ છે."*

*(ઉપર મુજબ, અબૂ દાઊદ, ૧/૨૬, તિર્મિઝી, ૧/૧૨, નિસાઈ, ૧/૪, ઈબ્ને માજહ–તહારત, પેજ–૩૮)*

## حدیث (۱۵۶) اذا نعس احدکم وھو یصلی فلیرقد

## [હદીષ : ૧૫૬] "નમાઝ દરમિયાન ઊંઘ આવે તો શું કરે ?"

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھَا اَنَّ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

*"ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફર્માવ્યું,*

જાનવરોના પેટોમાં જે છાણ તથા લોહી છે તેનાથી આપણને તેઓ કેવળ દૂધ પીવડાવે છે જે પીનારા માટે સ્વાદિષ્ટ છે." *(સૂ. નહલ–૬૬)*

દૂધ લીંડ તથા લોહીની વચ્ચે રહે છે જેથી એને પીધા પછી વુઝૂ જરૂરી છે, પરંતુ જો આ દલીલને સહીહ માની લેવામાં આવે તો કલામ એની હિલ્લત, હુર્મત અથવા કમસે કમ કરાહત (હરામ હોવું, હલાલ હોવું અથવા કમસે કમ મકરૂહ હોવું)માં કરવો પડશે. દૂધ, લોહી તથા લીંડની વચ્ચે રહેવા છતાં તે બંનેવથી તદ્દન અલગ અલગ સાફ સુથરું રહે છે. છાણ તથા લોહીની કોઈ અસર એમાં નથી આવવા પામતી એટલા માટે એને પીવું વિના કોઈ મામૂલી કરાહતથી જાઈઝ, અને પીધા પછી કુલ્લીનું કારણ એ નથી કે લીંડ તથા લોહીની વચ્ચે રહે છે બલ્કે તેનો ચીકાશ છે જેમ કે આ હદીષમાં છે.

હદીષમાં **ان لہ دسما** ફર્માવીને કુલ્લી કરવાના કારણ પર દલીલ કરી આપી. એનાથી માલૂમ પડયું કે કુલ્લી કરવામાં આગ પર રાંધેલા (કે શેકેલા) અથવા લીંડ કે લોહી વચ્ચે હોવાને કોઈ દખલ નથી. એનો ફાયદો મળ્યો કે ગોશ્ત ખાધા પછી કુલ્લીનો હુકમ એના ચીકણાપણાના લીધે છે, આગ પર પાકેલા હોવાને લીધે નથી. એનાથી એ સાબિત થઈ ગયું કે દૂધ પીધા પછી કુલ્લી કરવી મુસ્તહબ છે ભલે કાચુ હોય પાકુ ન હોય. એટલા માટે દૂધ તથા સત્તુ ખાધા પછી કુલ્લી કરવાથી દલાલતુન્નસ રૂપે એ માલૂમ થયું કે કાંઈ પણ ખાવામાં આવે અને તરત નમાઝ પઢવી હોય તો કુલ્લી કરવી લેવી મુસ્તહબ છે. એટલા માટે કે સત્તુ તથા દૂધમાં સરખુ કારણ તેનું મોઢામાં અસર બાકી રહેવું છે અને અનુભવ સાક્ષી છે કે કાંઈ પણ ખાવામાં આવે તો તેની અસર મોઢામાં રહે છે.

સત્તુ ખાધા તથા દૂધ પીધા પછી કુલ્લીનો હુકમ મુસ્તહબના રૂપે છે એના માટે આ હદીષ દલીલ છે : "હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે રસૂલુલ્લાહ ﷺ એ દૂધ પીધું ત્યાર બાદ કુલ્લી ન કરી અને ન વુઝૂ કર્યું અને નમાઝ પઢી." *(અબૂ દાઊદ, ૧/૨૬, તહારત)*

## સમજૂતી : ૧૫૬–૧૫૭

**૧. સામ્યતા :** ઈમામ બુખારીએ આ હદીષો પર જે પ્રકરણ રચ્યું છે તેના બે હિસ્સા છે: એક એ કે ઊંઘથી વુઝૂ છે. બીજુ એ કે જેણે એક બે વાર ઊંઘવા અને એકાદ ઝોકાથી વુઝૂ વાજિબ નથી થતું. પ્રથમ ભાગના પ્રમાણે ઈમામ બુખારી કોઈ હદીષ નથી લાવ્યા. કદાચ એમની નજીક ઊંઘનું વુઝૂ તોડનાર હોવું એવું સિદ્ધ થયેલ છે કે એના પર દલીલ લાવવાની જરૂર નથી. એ પણ થઈ શકે છે કે તેમની શરત પર કોઈ હદીષ તેમને ન મળી હોય. નહીં તો ઘણી મુત્તફક અલૈહ (ઈમામ બુખારી તથા ઈમામ મુસ્લિમની શર્ત પ્રમાણે) વાતોનું પ્રકરણ રચ્યું છે અને

قَالَ إِذَا نَعَسَ أَحَدُكُمْ وَهُوَ يُصَلِّي فَلْيَرْقُدْ حَتَّى يَذْهَبَ عَنْهُ النَّوْمُ

જ્યારે નમાઝની હાલતમાં કોઈ ઊંઘે તો તેના માટે જરૂરી છે કે સૂઈ રહે ત્યાં સુધી કે ઊંઘની અસર ખત્મ થઈ

فَإِنَّ أَحَدَكُمْ إِذَا صَلَّى وَهُوَ نَاعِسٌ لَا يَدْرِي لَعَلَّهُ يَسْتَغْفِرُ فَيَسُبَّ نَفْسَهُ

જાય, એટલા માટે કે ઊંઘની હાલતમાં નમાઝ પઢતાં તેને શું ખબર ?! શક્ય છે કે ઈસ્તિગફાર કરવા ચાહે છે

અને પોતાની ઉપર બદ્દુઆ કરી આપે."

(મુસ્લિમ, ૧/૨૬૭, અબૂ દાઊદ, ૧/૧૮૬, નિસાઈ–તહારત, પેજ–૩૭)

## حديث (١٥٧)

### [હદીષ : ૧૫૭] "નમાઝ દરમિયાન ઊંઘ આવે તો શું કરે ?"

عَنْ أَنَسٍ رَضِيَ اللّٰهُ تَعَالَى عَنْهُ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ

"હઝરત અનસ رضی اللہ عنہથી રિવાયત છે કે નબી ﷺએ ફર્માવ્યું,

تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ قَالَ إِذَا نَعَسَ فِي الصَّلٰوةِ فَلْيَنَمْ حَتَّى يَعْلَمَ مَا يَقْرَأُ

જ્યારે કોઈ નમાઝમાં ઊંઘે તો તેણે જરૂરી છે કે સૂઈ જાય, ત્યાં સુધી કે જે પઢે તેને સમજવા લાગે."

એના મુતાબિક હદીષ લાવ્યા, જ્યારે કે અહીં ઊંઘનું મુત્લકન (સદંતર) વુઝૂ તોડનાર હોવું મુત્તફક અલૈહ નથી, એક બે વાર ઊંઘના ઝોકાંથી વુઝૂનું તૂટવું વિવાદાસ્પદ છે એટલા માટે એના વિશે હદીષ વર્ણવી. પણ એ કારણ ગુપ્ત છે કે આ બંનેવ હદીષોથી કેવી રીતે સાબિત થાય છે કે એક બે ઊંઘ અથવા એકાદ ઝોકાથી વુઝૂ નથી તૂટતુ કે તૂટે છે ?

એની સ્પષ્ટતા એ છે કે જ્યારે કોઈ હુકમને પામવા સંબંધે બે અથવા બેથી અધિક ઈલ્લતો (કારણો) બની શકતી હોય તો ઉસૂલી રીતે એમાં જ ઈલ્લત નિકટવર્તી હોય તેની પ્રતિ હુકમની નિસ્બત કરવામાં આવે છે. અહીં નમાઝ છોડવાની બે ચીજો ઈલ્લત (કારણ) બની શકે છે : એક ઊંઘથી વુઝૂનું તૂટવું, બીજું એ હાલતમાં નમાઝનું ફાયદામંદ હોવાને બદલે નુકસાનકર્તા હોવાનો અંદેશો. વુઝૂ તૂટવું નમાઝ તૂટવાની નિકટવર્તી ઈલ્લત (કારણ) છે અને નુકસાનકર્તા હોવાનો અંદેશો દૂરનો સબબ છે. હુઝૂરે અક્દસ ﷺએ નમાઝ છોડીને સૂઈ જવાની ઈલ્લત વુઝૂ તુટવાને નથી ઠરાવ્યું, બલ્કે નુકસાનકર્તા અંદેશાને. તો જાણવા મળ્યું કે એ ઊંઘથી વુઝૂ તૂટતુ નથી. નહીં તો એવો આદેશ થાત કે જ્યારે તમારામાં કોઈ નમાઝમાં ઊંઘે તો તેનું વુઝૂ તૂટી ગયું, હવે નમાઝમાં મશ્ગૂલ રહેવાથી શો ફાયદો ? એનાથી સાબિત થયું કે નમાઝમાં ઊંઘવાથી વુઝૂ નથી તૂટતુ. રહી ગઈ એક બે વાર ઊંઘની ખાસિયત, તો લગભગ ઈમામ બુખારીએ એને આ પ્રમાણે તારણ કાઢેલ છે કે નમાઝમાં એથી વધુ શક્ય નથી. પણ આ ખૂબ જ ઉપર ઉપરની (અસ્પષ્ટ) વાત છે, હકીકત એ છે કે નમાઝમાં માણસ પૂર્ણપણે ઊંઘી શકે છે અને બારીક દ્રષ્ટિએ જોતાં આ જબરદસ્તી છે કે ઈમામ બુખારી એક અથવા બે ઊંઘ અથવા એક ઝોકાને વુઝૂ તોડનાર નથી માનતા. તેમણે પ્રકરણ એ પ્રમાણે રચ્યું છે કે જેનાથી એ નિશ્ચિત નથી થતું કે તેમનો મસ્લક કયો છે.

**નમાઝમાં સૂવું વુઝૂ તોડનાર નથી :** તેહકીક એ છે કે નમાઝમાં સૂવું મુત્લકન (સદંતર) વુઝૂ તોડનાર

નથી, ચાહે નમાઝની કોઈ પણ હાલતમાં સૂએ, જેવો કે હનફીઓનો મસ્લક છે. એટલા માટે ઊંઘ જાતે પોતે વુઝૂ તોડનાર નથી, બલ્કે વા સરવાના ગુમાન હોવાના કારણે છે. એ જે કારણે જે સ્થિતિઓમાં વા સરવાનો ગુમાન છે એ સ્થિતિઓમાં સૂવું વુઝૂ તોડનાર છે અને જે સ્થિતિઓમાં આ નથી તે સ્થિતિઓમાં ઊંઘ વુઝૂ તોડનાર નથી. એનું કારણ શરીરના અંગોનું ઢીલા હોવું છે, જેમ કે હદીષમાં આવેલ છે. ફર્માવ્યું :–

**ان الوضوء لایجب الا علی من نام مضطجعا فانه اذانام مضطجعا استرخت مفاصله**''વુઝૂ કેવળ તેના પર વાજિબ છે જે પડખાભેર સૂએ એટલા માટે કે જ્યારે પડખાભેર સૂઈ જશે તો તેના સાંધા (અંગો) ઢીલા પડી જશે.'' *(તિર્મિઝી, ૧/૧૨, તહારત, અબૂ દાઊદ, ૧/૨૬)*

આ હદીષના એક રાવી અબૂ ખાલિદ યઝીદ દાલાની પર ચર્ચા કરવામાં આવેલી છે, પણ ઘણા મુહદ્દિષે તેમને સમર્થન પણ આપ્યું છે. ઈમામ અહમદ અને નિસાઈએ કહ્યું કે **لاباس به** અબૂ હાતિમે એમને ષિકહ કહ્યા. ઈમામ ઝહબીએ મુગ્નીમાં કહ્યું કે આ હદીષ હસન છે. તદ્ઉપરાંત આ હદીષના સાક્ષીઓ પણ છે જેનાથી કુવ્વત (મજબૂતી) મેળવીને હસન દરજા સુધી પહોંચી ગઈ એટલા માટે દલીલ કરવા પાત્ર છે. આ હદીષમાં પડખાભેર સૂવાને વુઝૂ તોડનાર એટલા માટે દર્શાવ્યું કે પડખાભેર સૂવાથી અંગો ઢીલા પડી જાય છે. જેનાથી સાબિત થયું કે વુઝૂ તોડનાર હોવાનું કારણ એવી ઊંઘને ઠરાવવામાં આવી જેનાથી સાંધાઓ ઢીલા થાય. એટલા માટે વુઝૂ તૂટવાનો હુકમ એવી ઊંઘ જેનાથી અંગો ઢીલાં થાય તેની સાથે સંબંધિત થશે. પડખાભેર સૂવા ઉપરાંત જે જે સ્થિતિઓમાં અંગો ઢીલાં થશે તે સર્વ સ્થિતિઓમાં સૂવાથી વુઝૂ તૂટી જશે અને જે સ્થિતિઓમાં ન થશે તે સ્થિતિઓમાં સૂવાથી વુઝૂ નહીં તૂટે. અને એ જાહેર છે કે નમાઝની જેટલી સ્થિતિઓ છે કોઈનામાં અંગો ઢીલાં થવું નથી. એટલા માટે સુન્નત તરીકા પ્રમાણે નમાઝ પઢવાની હાલતમાં સૂવુ વુઝૂ તોડનાર નથી. અલ્બત્ત સ્ત્રીઓનો સિજદો એનાથી અપવાદ છે, તેમના સિજદાની સ્થિતિ એવી છે જેમાં અંગો ઢીલાં થાય છે. જો કોઈ પુરૂષ સ્ત્રીઓ જેમ સિજદો કરે અને સૂઈ જાય તો પુરૂષનું પણ વુઝૂ તૂટી જશે.

નમાઝની ઊંઘ વુઝૂ તોડનાર નથી. એની દલીલ તે હદીષ પણ છે જે હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما માંથી મરવી છે, કે જ્યારે તે પોતાનાં માસી હઝરત મૈમૂના رضی اللہ عنہا ના ઘરે સૂતા હતા અને હુઝૂરે અક્દસ ﷺ ની સાથે નમાઝ પઢતા હતા તેમાં ઊંઘી જતા. ફર્માવે છે : **فجعلت اذا اغفیت یاخذبشحمة اذنی** ''જ્યારે હું ઊંઘતો તો હુઝૂર મારી કાનપટ્ટી પકડતા.'' *(મુસ્લિમ, ૧/૨૬૧)*

એ ઉપરાંત અધિક નીચે પ્રમાણેની હદીષો પણ છે જેનાથી સાબિત થાય છે કે ઊભા રહીને, બેઠા બેઠા, સિજદાની હાલતમાં સૂવાથી વુઝૂ નહીં તૂટે. બયહકીમાં હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી મરવી છે : **لیس علی المحتبی النائم ولا علی القائم النائم وضوء حتی یضطجع فاذا اضطجع توضأ** ''જે શખ્સ બંને પગો ઉભા કરીને સીટ જમીન પર ટેકવીને બેઠો બેઠો ઊંઘી જાય અથવા ઊભો ઊભો ઊંઘી જાય તેના પર વુઝૂ નથી, જ્યાં સુધી કે પડખાભેર સૂએ નહીં. જ્યારે પડખાભેર સૂઈ જાય તો વુઝૂ કરે.''

તેમજ દારકુત્નીમાં છે : **لاوضوء علی من نام قائما** ''ઉભા ઉભા ઊંઘનાર પર વુઝૂ નથી.''

વળી બયહકીમાં છે : **لایجب الوضوء علی من نام جالسااوقائما اوساجدا حتی یضع جنبه۔** ''જે બેસીને કે ઉભા રહીને કે સિજદાની હાલતમાં સૂઈ જાય એના માટે વુઝૂ નથી જ્યાં સુધી પોતાનુ પડખુ ન ફેલાવે.''

આ સર્વનો સાર એ જ નીકળ્યો કે જે પ્રથમ હદીષમાં વર્ણન થયેલ છે કે જે એવી સ્થિતિમાં સૂઈ જાય જેનાથી અંગો ઢીલાં થઈ જાય તો વુઝૂ તૂટયું, નહીં તો નહીં.

**વિવિધ હદીષોનો નીચોડ** : આ બારામાં આવેલી વિવિધ હદીષોનો નીચોડ એ જ છે કે જે હદીષોથી એ સાબિત થાય છે કે ઊંઘ વુઝૂ તોડનાર છે તેનાથી મુરાદ તે ઊંઘ છે જેનાથી અંગો ઢીલાં થાય અને જેનાથી એ હાંસલ થાય છે તે વુઝૂ તોડનાર નથી, એનાથી મુરાદ તે ઊંઘ છે જેનાથી અંગો ઢીલાં ન થાય.

## حدیث (۱۵۸) الوضوء عند کل صلوٰۃ

**[હદીષ : ૧૫૮] "દરેક નમાઝના સમયે વુઝૂ"**
**(એક વુઝૂથી વિવિધ નમાઝો પઢી શકાય છે)**

عَنْ اَنَسٍ رَّضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ قَالَ کَانَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

*"હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું, નબી ﷺ દરેક નમાઝના*

ઈઝાહુલ બુખારીમાં પોતાના શૈખુલ હિંદના પ્રકરણથી મળતાપણાની આ તક઼રીર નક઼લ કરી કે અમલનું બાતિલ કરવું મના છે. એટલા માટે મુરાદ એ છે કે જે નમાઝ પઢી રહ્યો હતો તે જલ્દી પૂરી કરીને સૂઈ રહે. ઊંઘવા છતાં નમાઝ પૂરી કરવાની હિદાયતથી જાણવા મળ્યું કે ઊંઘવું વુઝૂ તોડનાર નથી. જે પણ મામૂલી સમજ ધરાવે છે તે સારી રીતે જાણે કે તક઼રીર હદીષના સિયાક઼ (આગળ પાછળના સંજાગો)ની વિરુદ્ધ છે. જ્યારે ઊંઘવાના કારણે એનો ખતરો પેદા થઈ ગયો કે ક્યાંક દુઆને બદલે બદ્દુઆ ન કરવા લાગે તો એ ખતરો નમાઝ પૂર્ણ કરવામાં પણ છે. પછી નમાઝ પૂર્ણ કરવાની ઈજાઝતનો કોઈ અવકાશ નથી. રહી ગઈ અમલને બાતિલ કરવાની વાત, તો ગુઝારિશ છે કે અમલનું બાતિલ કરવું એ એ વખતે મના છે જ્યારે કોઈ શરઈ ઉઝર અથવા અન્ય કોઈ શરઈ સબબ ન હોય. જ્યારે કોઈ શરઈ સબબ જોવા મળે તો અમલનું બાતિલ કરવું મના નથી. દા.ત. નમાઝની હાલતમાં સાપ આવી ગયો, આગ લાગી ગઈ, કઝાએ હાજતની સખત જરૂરત ઉભી થઈ તો શું આદેશ છે ? વળી જ્યારે શારેઅની તરફથી ઈજાઝત હોય ત્યાં મના હોવાનો પ્રશ્ન કેવો ? અલ્લામા અયનીએ આ હદીષથી તારવેલા મસાઈલ હેઠળ લખ્યું કે આ હદીષમાં હુકમ છે અતિ ઊંઘનો પ્રભાવ હોય તેવા વખતે નમાઝ તોડી નાખે.

આવી હાલતમાં નમાઝથી મનાઈ એટલા માટે છે કે શક્ય છે કે એ ક઼બૂલિયતનો સમય હોય અને એ બદ્દુઆ કરી આપે જે ક઼બૂલ થઈ જાય. એનાથી સાબિત થયું કે નમાઝમાં હુઝૂરે ક઼લ્બ અને ખુશૂઅ તથા ખુઝૂઅની સાથે રહેવું જોઈએ. સાવધાની પર અમલ બેહતર છે. એવી ઊંઘ જેમાં અંગો ઢીલાં થાય છે. તો ફક઼ીહોએ પાગલપન, બેહોશી, નશાને પણ ક઼યાસ કરીને વુઝૂ તોડનાર બતાવેલ છે.

**સમજૂતી : ૧૫૮**

**વુઝૂ પર વુઝૂના બારામાં મઝહબો : ૧.** અમુક ઝાહિરિયા તથા શીઆ એના માનનારા છે કે મુક઼ીમ પર દરેક નમાઝના માટે વુઝૂ વાજિબ છે. અલ્બત્ત મુસાફરોને એક વુઝૂથી વિવિધ નમાઝ પઢવાની રજા છે. તેમની દલીલ એ હદીષ છે જે સુલૈમાન ઈબ્ને બરીદ અને અબિયહ્થી મરવી છે :–

"નબી ﷺએ ફતહે મક્કાના દિવસે મક્કામાં એક જ વુઝૂ વડે પાંચ નમાઝો પઢી અને મોજાઓ પર મસહ કર્યો. હઝરત ઉમરે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ﷺ આપે આજે એવું કર્યું છે કે આથી પહેલાં એવું કરતા ન હતા. હુઝૂરે ફર્માવ્યું, હે ઉમર ! એવું મેં જાણીબુઝીને કર્યું છે." *(મુસ્લિમ, ૧/૩૫, અબૂ દાઊદ, ૧/૨૩, તહાવી, ૧/૨૫)*

**૨.** ઘણા સહાબાએ કિરામ દા.ત. હઝરત ઈબ્ને ઉમર, હઝરત ઈબ્ને અબ્બાસ, હઝરત અબૂ મૂસા અશ્અરી, હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ رضوان اللہ تعالٰی علیہم اجمعین અને ઘણા તાબઈ દા.ત. હઝરત સઈદ ઈબ્ને મુસૈયિબ, હઝરત હસન બસરી વગેરે એને માનનારા છે. મુક઼ીમ હોય કે મુસાફિર સૌના પર નમાઝના માટે વુઝૂ વાજિબ છે, ચાહે હદ્ષ (વા સરવું) થાય કે ન થાય. તેમની દલીલ આયતે કરીમાનો જાહેરી અર્થ છે : اِذَا قُمْتُمْ اِلَی الصَّلٰوۃِ فَاغْسِلُوْا وُجُوْھَکُمْ (الآیۃ) "જ્યારે નમાઝના માટે ઉભા થાવ તો તમારા ચહેરાઓને ધૂઓ."

يَتَوَضَّأُ عِنْدَ كُلِّ صَلٰوةٍ قُلْتُ كَيْفَ كُنْتُمْ تَصْنَعُوْنَ قَالَ يُجْزِئ

*સમયે વુઝૂ કરતા. મેં પૂછયું, તમે લોકો શું કરતા હતા ? હઝરત અનસે કહ્યું,*

اَحَدَنَا الْوُضُوْءُ مَا لَمْ يُحْدِثْ ع

*જ્યાં સુધી હદષ (વા સરવું) ન થતું, અમને એક જ વુઝૂ પૂરતુ હોતું."*

*(તિર્મિઝી, ૧/૯–તહારત, નિસાઈ, ૧/૩૨, ઈબ્ને માજહ–૩૯, અબૂ દાઊદ, ૧/૨૩, તહાવી, ૧/૨૬)*

એમાં એ શરત નથી કે જ્યારે તમે હદ્‌ષવાળા થાવ."

**૩.** ચારેવ ઈમામો વગેરે મોટાભાગના (જમહૂર) ઉલમાનો મઝહબ એ છે કે વુઝૂ કેવળ હદ્‌ષથી વાજિબ છે. અને એક વુઝૂથી જેટલી નમાઝો ચાહે પઢે. તેમની દલીલ ચર્ચા હેઠળવાળી હદીષ છે. એટલા માટે કે જો દરેક નમાઝના માટે વુઝૂ ફર્ઝ હોત તો હઝરત અનસ અને સહાબાએ કિરામ પણ દરેક નમાઝના માટે જરૂર વુઝૂ કરતા. આ રીતે મુક઼ીમ તથા મુસાફરનો તફાવત હોત તો હઝરત અનસ જરૂર વર્ણન કરતા. તદ્‌ઉપરાંત એના સમર્થનમાં ઘણી બધી હદીષો છે, દા.ત. હઝરત જાબિરની આ હદીષ કે તે ફર્માવે છે :–

**શું હુઝૂર પર દર નમાઝે વુઝૂ ફર્ઝ હતું ? :** રહી ગયું હુઝૂર ﷺનું દરેક નમાઝે વુઝૂ કરવું એની સ્પષ્ટતા ઈમામ તહાવીએ બે રીતે કરી છે : એક એ કે પ્રારંભમાં હુઝૂરે અક઼દસ ﷺ પર ફર્ઝ હતું, બાદમાં મન્સૂખ થઈ ગયું. એના માટે એઓ આ હદીષથી દલીલ કરે છે :–

"અબ્દુલ્લાહ ઈબ્ને હંઝલા ઈબ્ને અબૂ આમિરે હદીષ વર્ણન કરી. રસૂલુલ્લાહ ﷺને દરેક નમાઝના માટે વુઝૂનો હુકમ હતો પણ જ્યારે એ ભારે પડયું તો વુઝૂને બદલે દરેક નમાઝના સમયે મિસ્વાકનો હુકમ આપવામાં આવ્યો." *(તહાવી, ૧/૨૫)*

બીજી સ્પષ્ટતા એ કે, જો કે અફઝલ એ છે કે દરેક નમાઝના માટે વુઝૂ કરવામાં આવે. હુઝૂરે અક઼દસ ﷺ અફઝલ પર અમલ કરતા હતા. એની દલીલ આ હદીષ છે કે અબુલ ફઝ્‌લ હુઝલી કહે છે કે મેં ઈબ્ને ઉમરની સાથે ઝહોરની નમાઝ પઢી. નમાઝથી ફારિગ થઈને તે પોતાના ઘરે આવ્યા. જ્યારે અસરની અઝાન થઈ તો ફરી વુઝૂ કર્યું. મેં તેમને પૂછયું, હે અબૂ અબ્દુર્રહ્‌માન શું વાત છે ! શું દરેક નમાઝના માટે વુઝૂ જરૂરી છે ? ફર્માવ્યું, તમે બરાબર સમજ્યું, આ વાજિબ સુન્નત નથી. સવારની નમાઝનું વુઝૂ સર્વ નમાઝોના માટે પૂરતુ છે, જ્યાં સુધી હદ્‌ષ ન થાય. વાત એમ છે કે મેં રસૂલુલ્લાહ ﷺથી સાંભળ્યું છે કે ફર્માવ્યું, જે વુઝૂ પર વુઝૂ કરશે તેના માટે નેકીઓ થશે. આ ફઝીલત પ્રાપ્ત કરવા માટે મેં આવું કર્યું. *(તહાવી, ૧/૨૫)*

**પ્રકરણનો ફાયદો : ૧.** કેમ કે આ મસ્અલો વિવાદાસ્પદ હતો જેથી તન્ક઼ીહના માટે ઈમામ બુખારીએ આ પ્રકરણ રચ્યું અને એ લાભ કર્યો કે વુઝૂ હોવાની હાલતમાં નમાઝ માટે વુઝૂ ફર્ઝ નથી. નહીં તો હઝરત અનસ અને સહાબાએ કિરામ જરૂર દરેક નમાઝના માટે વુઝૂ કરતા. હુઝૂરે અક઼દસ ﷺ દરેક નમાઝના માટે વુઝૂ કરતા હતા. એનાથી સાબિત થયું કે એ મુસ્તહબ છે. એ શંકા થઈ શકતી હતી કે દરેક નમાઝના માટે વુઝૂ ફર્ઝ હોવું હુઝૂર ﷺની વિશિષ્ટતાઓમાંથી હોય, એને સુવૈદ ઈબ્ને નુઅ્‌માનવાળી હદીષ વર્ણન કરીને દૂર કરી આપી કે સબહા સ્થળે હુઝૂરે અસ્રના વુઝૂથી મગરિબની નમાઝ અદા કરી.

**૨.** વુઝૂ જાતે પોતે ઈબાદત નથી. નમાઝની ચાવી હોવાના કારણે ઈબાદત છે. જ્યારે વુઝૂ છે તો પછી વુઝૂ કરવું જાહેરી રીતે નિરર્થક તથા ફુઝૂખર્ચી જણાય છે, એ શંકાનું નિવારણ કર્યું. વુઝૂ પર વુઝૂ કરવું મુસ્તહબ છે અને અજરનો સબબ અને હુઝૂર ﷺનો ફેઅલ છે.

## حدیث (۱۵۹) دعا بجریدۃ فکسرھا کسرتین

**[હદીષ : ૧૫૯] "ખજૂરની ડાળી મંગાવીને તેના બે ટુકડા કર્યા"**
**(પેશાબના છાંટાઓથી ન બચવાનો અઝાબ)**

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُمَا قَالَ مَرَّ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی

*"હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું, નબી ﷺ મદીના*

عَلَیْہِ وَسَلَّمَ بِحَائِطٍ مِّنْ حِیْطَانِ الْمَدِیْنَۃِ اَوْمَکَّۃَ فَسَمِعَ صَوْتَ

*અથવા મક્કાના બાગોમાંથી કોઈ બાગે થઈને ગુજર્યા એવામાં બે માણસોનો અવાજ સાંભળ્યો*

**સમજૂતી : ૧૫૯**

આ બનાવ મદીનામાં બન્યો અથવા મક્કામાં એવું આ હદીષના એક રાવી જરીરને શક છે. સહીહ એ છે કે આ બનાવ મદીના તયબાહનો છે જેવું કે કિતાબુલ અદબમાં વિના સંકોચ **من حیطان المدینۃ** એવું છે. એ બાગ મુબશ્શિરની માં અન્સારિયાનો હતો. (દારકુત્ની ફિલ હદીષે જાબિર) અને એ બંનેવ કબ્રો મુસલમાનોની હતી. એટલા માટે કે ઈબ્ને માજહમાં છે : **بقبرین جدیدین** *(તહારત, શદીદ, ફિલ બોલ–૨૯)* અને મુસ્નદે ઈમામ અહમદમાં હઝરત અબૂ અમામાની હદીષમાં છે કે હુઝૂર જન્નતુલ બકીઅની કબ્રેથી ગુજર્યા તો હુઝૂરે પૂછયું, તમે આજે અહીં કોને દફન કર્યા છે? જન્નતુલ બકીઅમાં આવી નવી કબ્ર મુસલમાનો સિવાય અન્ય કોઈની નથી હોઈ શકતી. તેમજ હદીષની સ્થિતિ પણ એવું જ દર્શાવી રહી છે કે એ કબ્રો મુસલમાનોની જ હતી એટલા માટે કે અઝાબનો સબબ પેશાબથી ન બચવું અને ચુગલખોરીને દર્શાવ્યો છે, જો એઓ કાફિર હોત તો અઝાબનો સબબ તેમનું કાફિર હોવું દર્શાવત.

આ રિવાયતમાં છે કે **وَضَعَ** "રાખી" અને એના પછી વાળી રિવાયતમાં છે કે **غرز** "ખોસી" મુસ્નદે અબ્દ ઈબ્ને હમીદમાં છે કે, તેમનાં માથાં પાસે રાખી. અલ્લામા ઈબ્ને હજરે નિસાઈ ના હવાલાથી લખ્યું કે લાવનારા હઝરત બિલાલ હતા.

મુસ્લિમ ભાગ–૨ (પેજ–૪૧૫)માં આખિરમાં હઝરત જાબિર رضی اللہ عنہ ની જે લાંબી હદીષ વર્ણન થયેલી છે એનાથી કેટલાક લોકોને શંકા થઈ કે ખજૂરની ડાળી લાવનાર હઝરત જાબિર હતા પણ એ સહીહ નથી. એ બીજો બનાવ છે. બંનેમાં ઘણા તફાવતો છે. આ બનાવ મદીના તયબહનો છે, તે સફરનો છે. અહીં સહાબાએ કિરામનો મજમો હતો, ત્યાં સાથમાં કેવળ હઝરત જાબિર رضی اللہ عنہ હતા, અહીં એ ઉલ્લેખ નથી કે ડાળી કયા ઝાડથી મંગાવી હતી, ત્યાં સ્પષ્ટતા એ છે કે ખાસ તે બે ઝાડોની ડાળીઓ મંગાવી હતી જેને હુઝૂર ﷺ એ મો'જિઝાના રૂપે કઝાએ હાજત માટે એકઠી કરી હતી. અહીં એ છે કે ડાળી એક જ હતી એના બે ટુકડા કરીને એક એક કબ્ર પર રાખ્યો, ત્યાં એ છે કે બંને ઝાડોથી એક એક ડાળી મંગાવી. અહીં એ છે કે ખૂદ હુઝૂર ﷺ એ રાખી, ત્યાં એ છે કે હઝરત જાબિર થકી રખાવી. અહીં અઝાબના સબબો સ્પષ્ટ છે કે પેશાબથી ન બચવું તથા ગીબત છે, ત્યાં સબબોનો ઉલ્લેખ નથી. અહીં **لعلّ** ની સાથે અઝાબની કમીનો ઉલ્લેખ છે ત્યાં **لعلّ** નથી.

**આગલી વાતથી અનુસંધાન** : વુઝૂ તોડનાર ચીજોનું વર્ણન થઈ રહ્યું હતું, એમાં એ બતાવવામાં આવ્યું કે પેશાબ વુઝૂ તોડનાર છે. દરેક વુઝૂ તોડનાર માટે નાપાક હોવું લાઝિમ છે. ફિક્હનો મશ્હૂર તથા જાણીતો

إِنْسَانَيْنِ يُعَذَّبَانِ فِي قُبُورِهِمَا فَقَالَ النَّبِيُّ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ

*જેમને પોતપોતાની કબ્રોમાં અઝાબ થઈ રહ્યો હતો. એના પર નબી ﷺએ ફર્માવ્યું,*

يُعَذَّبَانِ وَمَا يُعَذَّبَانِ فِي كَبِيرٍ ثُمَّ قَالَ بَلَى كَانَ أَحَدُهُمَا لَا يَسْتَتِرُ

*એમના પર અઝાબ થઈ રહ્યો છે, જો કે કોઈ મોટા ગુનાહ પર અઝાબ*

કાયદો છે, દરેક હદ્દષ નજિસ (નાપાક) છે અને દરેક નાપાકીનું નીકળવું વુઝૂ તોડનાર છે. જ્યારે પેશાબ નાપાક છે તો તેનાથી શરીર તથા કપડાંને બચાવવું ફર્ઝ છે, એ બતાવવાના માટે પ્રકરણ રચ્યું : **من الكبائران لا يستترمن البول** "પેશાબથી ન બચવું ગુનાહે કબીરામાંથી છે." અને દરેક કબીરા ગુનાહથી બચવું ફર્ઝ છે, તો સાબિત થયું કે પેશાબથી બચવું ફર્ઝ છે. પછી ત્યાર બાદ સતત કેટલાયે પ્રકરણો તેના સંબંધે રચ્યાં જેમાં પેશાબથી પાકી (તહારત)નો તરીકો વર્ણવ્યો છે અને માણસના સિવાય અન્ય પ્રાણીઓના પેશાબનું વર્ણન છે.

**૨.** અહીં વિવિધ રિવાયતો છે. નિસાઈ કિતાબુત્તહારતમાં **لايستنزه** છે અને કિતાબુલ જનાઈઝમાં **لايستبرى** છે. અબુ નુએમે મુસ્તખરજમાં **لايتوقى** રિવાયત કરે છે. **لايستتر**નો અર્થ છે, પર્દો કરતો ન હતો. અને **لايستنزه، يستبرى، لا يتوقى**નો અર્થ છે બચતો ન હતો. અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું, **لايستتر**નો અર્થ અહીં એ છે કે પોતાના તથા પેશાબની વચ્ચે સતરો એટલે રોક ન કરતો હતો, જેનો ભાવાર્થ એ થયો કે પેશાબના છાંટા એના પર પડતા હતા. હવે સર્વ રિવાયતોનો સાર એક થયો કે પેશાબથી બચતો ન હતો.

અહીં ઈસ્તિતાર (**استتار**)નો હકીકી અર્થ પર્દો કરવો મુરાદ નથી, એટલા માટે કે જો અઝાબે કબ્રનો સબબ સતરે અવરતનું ખુલવું હોત તો **من البول**નો ઉલ્લેખ નિરર્થક હતો. એટલું ફર્માવવું પૂરતુ હતું કે બેપર્દગી કરતો હતો. **من البول**ના ઉમેરાથી જાણવા મળ્યું કે પેશાબને કબ્રના અઝાબમાં દખલ છે. આ તે સમયે બનશે જ્યારે **استتار** (ઈસ્તિહસાર)નો તે અર્થ લેવામાં આવે જે અમે વર્ણવ્યો છે. પેશાબને કબ્રના અઝાબમાં ખાસ દખલ છે. એનું સમર્થન ઈબ્ને માજહ *(બાબુત્તશ્દીદ ફિલ બુલ, પેજ–૧૨)*, તિબ્રાનીની આ હદીષથી પણ થાય છે જેનો ખુલાસો છે કે ફર્માવ્યું, એમાંથી એકને પેશાબના કારણે અઝાબ થઈ રહ્યો હતો.

તેમજ ઈબ્ને માજહ અને ઈબ્ને ખુઝૈમાએ હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી મરફુઅન્ રિવાયત કરી. ફર્માવ્યું, કબ્રનો અઝાબ પેશાબના કારણે છે. તદ્ઉપરાંત હઝરત ઈબ્ને અબ્બાસ તથા હઝરત અનસ رِضْوَانُ اللهِ تَعَالَى عَلَيْهِمْ أَجْمَعِيْنَથી મરવી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું :–

**واللفظ للاول عامة عذاب القبرفى البول فاستنز هوا من البول** "સામાન્યત: કબ્રનો અઝાબ પેશાબના કારણે છે એટલા માટે પેશાબથી બચો." *(અત્તરગીબ વત્તરહીબ, ૧/૬, ૧૧૫)*

તેમજ હઝરત અબૂ ઓમામા رضی اللہ عنہથી મરવી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું :–

**اتقوا لبول فانه اول ما يحاسب به العبد فى القبر** "પેશાબથી બચો એટલા માટે કબ્રમાં પ્રથમ એના બારામાં સવાલ થશે." *(ઉપર મુજબ, પેજ–૧૧૬)*

એની પણ સંભાવના છે કે અહીં **لايستتر** પર્દો ન કરવાના અર્થમાં હોય. એટલે કે પેશાબ કરવાની હાલતમાં પર્દો કરતો ન હતો અને વર્ણન પ્રસંગના વર્ણનના માટે હોય તો પણ બની શકે છે.

**૩.** સવત ઈન્સાનૈનમાં વાહિદની ઈઝાફત તષ્નીયહ્ની તરફ છે. એનો કાયદો એ છે કે જો મઝાફ એ મઝાફ ઈલૈહનો જુઝ હોય તો વાહિદની ઈઝાફત તષ્નીયહની પ્રતિ દુરુસ્ત છે. જેમ કે **اكلت راس شاتين** પણ જમા

مِنۡ بَوۡلِهٖ وَكَانَ الۡاٰخَرُ يَمۡشِىۡ بِالنَّمِيۡمَةِ ثُمَّ دَعَا بِجَرِيۡدَةٍ فَكَسَرَهَا

*નથી થઈ રહ્યો ! ત્યાર બાદ ફર્માવ્યું, હા ! મોટા ગુનાહ પર ! એમાંથી એક પેશાબ કરીને બચતો ન હતો અને*

كِسۡرَتَيۡنِ فَوَضَعَ عَلٰى كُلِّ قَبۡرٍ مِّنۡهُمَا كِسۡرَةً فَقِيۡلَ لَهٗ يَا رَسُوۡلَ اللّٰهِ

*બીજો ચુગલી ખાતા હતો. ત્યારબાદ હુઝૂરે ખજૂરની એક ડાળી મંગાવી અને તેના બે ટુકડા કર્યા,*

લાવવું બેહતર છે. જેમ કે કુર્આન મજીદમાં છે, فَقَدۡ صَغَتۡ قُلُوۡبُكُمَا "અને જો મઝાફ એ મઝાફ ઈલૈહનો જુઝ ન હોય તો મોટા ભાગે એ જ કે તષ્નીયહ લાવવામાં આવે છે. અને જો ઈલ્તિબાસનો અંદેશો ન હોય તો જમા (બહુવચન) પણ લાવવું દુરુસ્ત છે. જેમ કે એ જ હદીષમાં છે : فی قبورهما

૪. وَمَا يُعَذَّبَانِ فِىۡ كَبِيۡرٍ માં فی (ફી) તઅલીલના માટે છે, (કારણ દર્શાવે છે) જેમ કે કુર્આન મજીદની આ આયતમાં છે : لَمَسَّكُمۡ فِيۡمَاۤ اَخَذۡتُمۡ عَذَابٌ عَظِيۡمٌ "જે ફિદિયો તમે લીધો તેના કારણે તમને ભારે અઝાબ પહોંચ્યો." *(અન્ફાલ-૬૮)*

અને જેમ કે હદીષમાં છે : عذبت امراة فی هرة "એક બિલાડીના કારણે એક સ્ત્રીને અઝાબ આપવામાં આવ્યો."

**વિરોધાભાસ તથા વર્ગીકરણ :** અહીં જાહેરી દષ્ટિએ વિરોધાભાસ જણાય છે. ઈર્શાદ ફર્માવ્યો, "કોઈ મોટા ગુનાહના સબબે તેમને અઝાબ નથી થઈ રહ્યો." પછી ફર્માવ્યું, "હા ! મોટા ગુનાહને કારણે થઈ રહ્યો છે." નિસાઈની રિવાયતમાં છે بلٰى પછી فی کبیر વર્ણન થયેલ છે. ન પણ વર્ણન થયેલ હોત તો પણ અર્થ એ જ હતો. એટલા માટે કે بلٰى ઈઝાબે નફી મા તક્દ્દમના માટે આવે છે. (બલા = નકારાત્મક વાક્ય પછી તેના જવાબરૂપે અરબી ભાષામાં વપરાય છે.) જેમ કે ઈર્શાદ છે : الست بربکم قالوا بلٰى "અલ્લાહ ﷻએ પૂછયું, શું હું તમારો પરવારદિગાર નથી ? સૌએ અર્ઝ કરી, હા ! છે."

એની શરહ કરનારાઓએ ઘણી બધી તાવીલો કરી છે. સૌથી અધિક જાહેર એ છે કે એ બંનેવ ગુનાહ એમની દષ્ટિમાં મોટા ન હતા, જ્યારે કે હક઼ીક઼તમાં મોટા છે. અથવા મુરાદ એ છે કે જાહેરી દષ્ટિએ લોકોની નજરમાં મોટા નથી પણ શરીઅતની રૂએ અલ્લાહની નજીક મોટા છે. જેમ કે ઉફકના બનાવના વિશે ફર્માવ્યું, وَتَحۡسَبُوۡنَهٗ هَيِّنًا وَّهُوَ عِنۡدَ اللّٰهِ عَظِيۡمٌ "તમે એને મામૂલી સમજો છો, જ્યારે કે એ અલ્લાહની નજીક ભારે જુર્મ છે." *(નૂર-૧૫)*

અથવા એ કે "મોટા નથી"થી મુરાદ એ છે કે એનાથી બચવું કોઈ મોટી વાત એટલે મુશ્કેલ નથી, અને શરીઅતની રૂએ મોટા ગુનાહ છે.

**એ બંનેવ મુસલમાન હતા કે કાફિર ? :** આ પ્રકારના બનાવો હદીષોમાં વિવિધ છે એક તો એ છે જે મુસ્લિમ શરીફના અંતમાં લાંબી હદીષમાં વર્ણન થયેલ છે. બીજુ જે અબૂ મૂસા મદીનીથી અત્તરગીબ વત્તરહીબમાં હઝરત જાબિર رضی اللہ عنہથી મરવી છે કે, "હુઝૂર ﷺ બની નજ્જારના એવા લોકોની ક઼બ્રોએ થઈને પસાર થયા જેઓ જાહિલિયતમાં મરી ગયા હતા."

ત્રીજો તે બનાવ છે જે તિબ્રાનીએ અવસતમાં વર્ણન કર્યો જેમાં આ પ્રમાણે છે :-

"બની નજ્જારની એવી સ્ત્રીઓની ક઼બ્રેથી પસાર થયા જે જાહિલિયતમાં મરી હતી."

એટલા માટે એનાથી એ દલીલ નથી કરી શકાતી કે ચર્ચા હેઠળની હદીષમાં જેમનો ઉલ્લેખ છે તે મુસલમાન

لِمَ فَعَلْتَ هٰذَا قَالَ لَعَلَّهٗ اَنْ يُّخَفَّفَ عَنْهُمَا مَا لَمْ تَيْبَسَا ع ہ

*દરેકની ક઼બ્ર પર એક ટુકડો રાખ્યો. પૂછવામાં આવ્યું, યા રસૂલલ્લાહ ! ﷺ આપે આવું શા માટે કર્યું ?*

*ફ઼ર્માવ્યું, જ્યાં સુધી સૂકાશે નહીં, તેમના અઝાબમાં કમી રહેશે."*

*(બુખારી, એના એક પ્રકરણ પછી પેજ–૩૦, જનાઈઝ, અલ્જરીદ અલા ક઼બરિ, પેજ–૧૮૧, ૧૮૪, ૩/૮૯૪, મુસ્લિમ, ૧/૧૪૧, અબૂ દાઊદ, ૧/૪, તિર્મિઝી, ૧/૧૧, નિસાઈ, ૧/૧૨, જનાઈઝ, ૨૯૧/ઈબ્ને માજહ–૨૯, મુસ્નદે ઈમામ અહમદ)*

નહીં કાફિર હતા. ચર્ચા હેઠળની હદીષમાં જેમની હાલતો વર્ણન થઈ છે તેઓ નિ:શંક મુસલમાન હતા એના સંબંધે નીચે પ્રમાણે દલીલો ક઼ાયમ છે :–

**૧.** જો તેઓ કાફિર હોત તો અઝાબનો સબબ પેશાબથી ન બચવું નહીં અને ચુગલી ખાવી વર્ણન ન કરત બલ્કે તેમના કુફ્રને બયાન કરત અથવા તેની સાથે કુફ્રનો પણ જરૂર ઉલ્લેખ કરત.

**૨.** આ હદીષની અમુક સનદોમાં આ વધારો છે : "અન્સારની બે નવી ક઼બ્રોથી પસાર થયા.

અન્સાર ખાસ ઈસ્લામી નામ છે. એ દલીલ છે કે એ લોકો મુસલમાન હતા.

**૩.** ઈમામ અહમદની રિવાયતમાં આ પ્રમાણે છે કે હુઝૂર જન્નતુલ બક઼ીઅથી પસાર થયા તો પૂછયું, "આજે અહીં તમે કોને દફન કર્યા છે ?" સંબોધન સહાબાથી છે અને સહાબા મુસલમાનને જ દફન કરશે. તેમજ બક઼ીઅ મુસલમાનોનું જ ક઼બ્રસ્તાન છે.

**ગુનાહે કબીરાની વ્યાખ્યા** : ૫. આ હદીષથી સાબિત થાય છે કે નાપાકીથી ગંદા રહેવું અને ચુગલી બંનેવ કબીરા ગુનાહો છે. કબીરા ગુનાહની ભરપુર સમૃદ્ધ વ્યાખ્યા શું છે એમાં ઉલમામાં વિવિધતા છે. હઝરત અલી كرم الله تعالى وجهه الكريم એ ફ઼ર્માવ્યું, દરેક તે ગુનોહ જેના બદલામાં અઝાબ કે લઅનત કે ગઝબ વર્ણન થયેલો હોય તે કબીરા છે. સુફયાન ષૌરીએ ફ઼ર્માવ્યું, બંદાઓના હક્કો (મારવા) કબીરા ગુનોહ છે અને અલ્લાહના હક્કો સગીરા. માલિક બિન મગૂલે કહ્યું, બદ્‌મઝહબોના ગુનાહ કબીરા છે અને અહલે સુન્નતના ગુનાહ સગીરા છે. અમુકે કહ્યું, ઈરાદાપૂર્વક જે ગુનોહ કરવામાં આવે તે કબીરા છે અને ભૂલચૂકથી જે ગુનોહ થાય તે સગીરા, સદીએ કહ્યું, મક઼સૂદ બિઝ્ઝાત (અસલ ગુનાહ) જે ગુનાહ હોય તે કબીરા છે અને મુક઼દ્દમાત તથા મબાદી (ગુનાહ પહેલાંનો પ્લાન) સગીરા દા.ત. ઝિના કબીરા છે અને જોવું, સ્પર્શવું, ચુંબન વગેરે સગીરા. એક કથન એ છે કે જે ગુનોહ શરઈ સજાને પાત્ર હોય તે કબીરા છે નહીં તો સગીરા. રાજેહ (પસંદીદા) પ્રથમ વ્યાખ્યા છે તેની સંખ્યા બાબતે વિવિધ રિવાયતો છે. હઝરત ઈબ્ને અબ્બાસ رضى الله عنهما એ ફ઼ર્માવ્યું કે એ સિત્તેર અથવા સાતસો લગભગ છે. અને ફ઼ર્માવ્યું, કોઈ ગુનોહ ઈસ્તિગફ઼ાર પછી કબીરો નથી, અને સતત કરવામાં આવતો કોઈ ગુનોહ સગીરા નથી. તેમજ ફ઼ર્માવ્યું, અલ્લાહ جل جلاله ની દરેક નાફ઼ર્માની કબીરા છે. *(ખાઝિન, સૂરએ નિસાઅ્, તફસીર આયત : وان تجتنبو اكبائر ماتنهون عنه)*

**સંખ્યા** : ગુનાહે કબીરાની સંખ્યામાં વિવિધ કથનો છે. કોઈએ સાત કહી, કોઈએ નવ, કોઈએ સિત્તેર, કોઈકે લગભ ૭૦૦. કોઈ હદીષમાં તમામ કબીરા ગુનાહો એક સાથે વર્ણન થયા નથી. જે લોકોએ સાત કહ્યા એમની દલીલ આ હદીષ છે કે ફ઼ર્માવ્યું :–

"સાત બર્બાદ કરનારી ચીજોથી બચો : અલ્લાહની સાથે શિર્ક કરવું, જાદૂ, ક઼ત્લ નાહક્ક઼, યતીમનો માલ ખાવો, વ્યાજ ખાવું, લડાઈથી ભાગવું, પાકદામન સ્ત્રીને ઝિનાનો આક્ષેપ લગાડવો." *(મુસ્લિમ, ૧/૬૫)*

જે લોકોએ નવ કહ્યા તેમણે એ સાત પર બે ઉમેર્યો : જૂઠી ક઼સમ અને બૈતુલ્લાહની બેહુર્મતી. *(અયની, ૩/૧૧૪)*

પરંતુ હદીષોનો અભ્યાસ કર્યા બાદ અધિક આ ગુનાહોનું પણ કબીરા હોવું સાબિત થાય છે : રોજીમાં તંગીના કારણે નાના બાળકોનું ખૂન, ઝિના ખાસ કરીને પડોશીની પત્ની સાથે, આ કુર્આનમાં પણ વર્ણન થયેલ છે. (સૂ. ફુર્કાન–૬૮) માં બાપની નાફર્માની તથા ઈજા આપવું, જૂઠી ગવાહી, કોઈના માંબાપને ગાળ આપવી, પેશાબથી ગંદા રહેવું, ચુગલી વગેરે વગેરે.

હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما ને પૂછવામાં આવ્યું કે શું કબીરા ગુનાહો સાત છે ? ફર્માવ્યું, એ લગભગ સિત્તેર છે બલ્કે લગભગ ૭૦૦ સુધી રિવાયત પામેલ છે.

અને સત્ય એ છે કે એની સંખ્યા નિશ્ચિત નથી. કેટલાક ગુનાહોના બારામાં સ્પષ્ટતા છે કે એ કબીરા છે. જે ગુનાહોના બારામાં કબીરાની સ્પષ્ટતા નથી એના બારામાં ઈમામ અબૂ મુહમ્મદ ઈબ્ને અબ્દુસ્સલામે એ નિયમ ઈર્શાદ ફર્માવ્યો કે :–

એવા ગુનાહોને સૌથી હલ્કા કબીરા ગુનાહોથી સરખામણી કરો, જો તેની ખરાબી તેના જેટલી કે તેનાથી અધિક હોય તો કબીરા અને જો ઓછી છે તો સગીરા છે. દા.ત. કોઈ પાકદામન સ્ત્રી પર કોઈ બદ્કારને કાબૂ આપવો કે તે એની સાથે ઝિના કરે, કોઈ મુસલમાનને પકડી લેવો કે તે એને કત્લ કરી નાખે, એ નિઃશંક ઘણો જ મોટા કબીરા ગુનોહ છે. જો કે તેમના ગુનાહે કબીરા હોવાની સ્પષ્ટતા નથી એટલા માટે કે તેમની ખરાબી યતીમનો માલ ખાવાથી ખૂબ જ અધિક છે. *(માખૂઝ અઝ નવવી, શરહે મુસ્લિમ, ૧/૬૪)* એ જ પ્રમાણે દરેકમાં કયાસ કરવો.

**પેશાબથી ન બચવું કબીરા છે** : ચુગલખોરી નિઃશંક કબીરા છે, પણ પેશાબથી ન બચવું એટલે કે શરીર તથા કપડાંનું નાપાક રહેવું કબીરા છે કે નહીં, એ ચર્ચાનો વિષય છે. પરંતુ કબીરાની જે વ્યાખ્યા અમે હઝરત અલી کرم اللہ وجہہ الکریم થી નકલ કરી એના આધારે જરૂર કબીરા છે. એટલા માટે કે એના પર અઝાબની વઈદ (ધમકી) આવેલી છે, બલ્કે અનુભવ છે. અલ્બત્ત પેશાબથી ખરડાવું સ્વજાતે કબીરા નથી પણ નાપાક શરીર તથા નાપાક કપડાં સાથે નમાઝ સહીહ નથી થતી. એવો માણસ હકીકતમાં નમાઝને ત્યજનારો છે. આ રીતે નમાઝ છોડવાની આદત પાડવી એ નિઃશંક કબીરા ગુનોહ છે. બલ્કે જાણી જોઈને એકવાર પણ એવું કરવું કબીરા ગુનોહ છે. અને નમાઝ છોડવાનું અહીં કારણ પેશાબથી ગંદા રહેવું છે, એ જ નમાઝ છોડવાનો ઝરીયો બન્યો એટલા માટે એને કબીરા ફર્માવ્યું. અને જો لایستتر ને જાહેર અર્થ પર લેવામાં આવે, એટલે કે પેશાબ કરવાની હાલતમાં આડ ન કરતો હતો તો પણ જાહેર છે કે બેસતરીની આદત જરૂર કબીરા છે. દરેક સગીરા સતત થવાથી કબીરા થઈ જાય છે.

**શું આ ધમકી માણસના પેશાબ સાથે ખાસ છે ?** : હવે અહીં એક સવાલ એ પેદા થાય છે કે આ વઈદ (ધમકી) કેવળ માણસના પેશાબ સાથે ખાસ છે કે દરેક જાનવરના પેશાબ માટે સામાન્ય છે. બુખારીની આ રિવાયતમાં من بوله છે. જે જાહેરી રીતે આગલીને સમર્થન કરે છે. અને બીજી રિવાયત જે થોડીક લીટીઓ બાદ વિષય વિના પ્રકરણ સાથે વર્ણન થયેલ છે. એમાં من البول છે એ સામાન્યપણા પર દલીલ પુરવાર કરે છે અને એ જ સહીહ છે. એની સમર્થક એ હદીષો પણ છે જે પહેલાં વર્ણન પામી. એટલા માટે કે એ સૌમાં મુત્લકન بول (પેશાબ) વર્ણન પામેલ છે જે પોતાના ભાવાર્થના લેહાઝથી દરેક પેશાબને સમાવે છે.

**પ્રાણીઓનો પેશાબ પાક છે કે નાપાક ?** : આનાથી એક નવી ચર્ચા ઉભી થઈ કે માણસના પેશાબની જેમ અન્ય જાનવરોના પેશાબ પાક છે કે નાપાક ? આપણો મઝહબ એ જ છે કે નાપાક છે ચાહે તે જાનવર હલાલ હોય કે હરામ. વિસ્તારપૂર્વક ચર્ચા હદીષે ઉરૈનામાં આવી રહી છે.

**આ ચેતવણી કેવળ પેશાબ માટે ખાસ છે કે દરેક નાપાકી માટે આમ છે ?** : જાહેરી રીતે આ ચેતવણી પેશાબ માટે ખાસ જણાય છે પણ બારીક નજરે જોતાં દરેક નાપાકીને સમાવે છે. એટલા માટે

કે પેશાબની અસર તેના નાપાક હોવાના લીધે છે. અને નાપાક હોવામાં દરેક નાપાકી સમાન છે જેથી જે એનો હુકમ છે તે જ દરેક નાપાકીઓનો હોવો જરૂરી છે.

**ગીબત અને ચુગલીનો ફરક** : બુખારીની રિવાયતોમાં بالنميمة છે, એટલે સુધી કે ઈમામ બુખારીએ કિતાબુલ જનાઈઝમાં આ પ્રકરણ રચ્યું છે : عذاب القبر من الغيبة والبول એના હેઠળ પણ જે રિવાયત લાવ્યા એમાં પણ આ છે : اما احد هما فكان يسعى بالنميمة ગીબતનો શબ્દ એમાં પણ નથી. એનાથી જાણવા મળ્યું કે ગીબત અને ચુગલી نميمة ઈમામ બુખારીને ત્યાં એક જ છે, નહીં તો પ્રકરણ સાથે મળતાપણુ ન થશે. તદ્ઉપરાંત મુસ્નદે ઈમામ અહમદમાં ચુગલીના બદલે نميمة ગીબત છે, એનાથી પણ એ જ જાહેર થાય છે.

અલ્લામા અયનીએ ઈમામ નવવીથી નકલ કર્યું કે કોઈની વાત નુકસાન પહોંચાડવાના ઈરાદાથી બીજાઓને પહોંચાડવી ચુગલી છે તેમણે ગીબતની કોઈ વ્યાખ્યા કરી નથી.

અલ્લામા ઈબ્ને હજરે કિતાબુલ અદબમાં ફર્માવ્યું કે એ બંનેવમાં ફરક છે, એટલા માટે કે નુકસાન કરવાના ઈરાદાથી કોઈની સ્થિતિ બીજા સુધી તેની મરજી વિના પહોંચાડવાને ચુગલી કહે છે. ચાહે તેની મૌજૂદગીમાં ચાહે ગેરહાજરીમાં પહોંચાડે. અલ્બત્ત બંનેમાં એ વાત સરખી છે કે જે વાત નક્લ કરવામાં આવી તે નક્લ કરવી તેને નાપસંદ હોય. એ વાત કથન હોય કે ફેઅલ (કાર્ય) હોય, એમાં અયબ હોય કે ન હોય. દરેક એવી ચીજ જેનું જાહેર થવું કોઈને નાપસંદ હોય તેને જાહેર કરવું ચુગલી છે. દા.ત. કોઈએ ક્યાં માલ દફન કર્યો તેને જાહેર કરવું પણ ચુગલી છે.

**અઝાબમાં ઘટાડાની ઈલ્લત (સબબ)** : આ ખજૂરોની ડાળી રાખવાથી અઝાબમાં ઘટાડાનું કારણ શું છે ? એના અનુસંધાનમાં ઈમામ નવવી શરહે મુસ્લિમમાં લખે છે :–

ઉલમાએ ફર્માવ્યું છે, એ એના પર આધારિત છે કે હુઝૂરે અક્દસ ﷺએ એમની શફાઅત ફર્માવી. હુઝૂરની શફાઅત ડાળીઓના સૂકાવા સુધી ક્બૂલ થઈ. અમુક લોકોએ કહ્યું કે, એ સંભાવના પણ છે કે હુઝૂર તે સમય સુધી તેમના માટે દુઆ કરતા રહ્યા. એક કૌલ એ છે કે અઝાબમાં કમી એ કારણે થઈ કે એ ડાળીઓ જ્યાં સુધી લીલી રહેશે ત્યાં સુધી તસ્બીહ કરતી રહેશે, સૂકી ડાળી તસ્બીહ નથી કરતી. આયતે કરીમા : وَاِنۡ مِّنۡ شَیۡءٍ اِلَّا یُسَبِّحُ بِحَمۡدِہٖ "દરેક ચીજ અલ્લાહની હમ્દ સાથે તસ્બીહ કરે છે."માં મોટાભાગના મુફસ્સિરોનો મઝહબ એ છે કે એમાં ચીજથી જીવંત ચીજ મુરાદ છે. એ લોકોએ ફર્માવ્યું કે દરેક ચીજની હયાત એના એતબારે છે. લાકડીની જિંદગી સૂકાવા સુધી અને પથ્થરની ત્યાં સુધી જ્યાં સુધી જ્યાં સુધી પોતાની ખાણથી અલગ કરવામાં ન આવે. પણ મોહક્કિકોનો મઝહબ એ છે કે આ આયત સર્વસામાન્ય છે, એટલે કે જીવંત મુર્દા દરેક ચીજ તસ્બીહ કરે છે. ત્યારબાદ એમાં મતભેદ છે કે દરેક ચીજ ખરેખર તસ્બીહ કરે છે અથવા એનાથી મુરાદ તસ્બીહે કહરી છે કે દરેક ચીજનું અસ્તિત્વ, તેનો આકાર એના માટે દલીલ પૂરી પાડે છે કે તેનો બનાવનાર દરેક અયબથી પાક છે. મોહક્કિકોએ ફર્માવ્યું કે ચીજ હકીકતમાં તસ્બીહ કરે છે. *(શરહે મુસ્લિમ, ૧/૧૪૧)*

આમાંથી ઈમામ નવવીની નજીક શું હક્ક છે એનો એમણે જાહેરી રીતે કોઈ ફેંસલો નથી ફર્માવ્યો. પરંતુ આ કથનો (અક્વાલ)ને નક્લ કર્યા બાદ ફર્માવે છે :–

**استحب العلماء قراءة القران عند القبر لهذالحديث لانه اذاكان يرجى التخفيف بتسبيح الجريد فبتلاوة القران اولٰى وقد ذكر البخارى فى صحيحه ان بريدة بن الحصيب الا سلمى الصحابى او صى ان يجعل فى قبره جريدتان ففيه انه رضى الله تعالٰى عنه تبرك بفعل النبى صلى الله تعالٰى عليه وسلم۔**

**"આ હદીષના કારણે ઉલમાએ ક્બ્ર પર કુર્આન મજીદ પઢવાને મુસ્તહબ જાણ્યું. એટલા માટે કે જ્યારે ખજૂરની ડાળીની તસ્બીહથી અઝાબમાં કમી થવાની ઉમ્મીદ છે તો કુર્આનની તિલાવતથી એથી વિશેષ કક્ષાએ ઉમ્મીદ છે.** બુખારીએ પોતાના સહીહમાં વર્ણન કર્યું કે બરીદા ઈબ્ને હસીબ અસ્લમી

સહાબીએ વસિય્યત કરી કે તેમની કૃબ્ર પર બે ખજૂરની ડાળીઓ રાખવામાં આવે. હઝરત બરીદાએ નબી ﷺના કૃત્યથી બરકત મેળવી." *(ઉપર મુજબ)*

આ ઈર્શાદ એની દલીલ છે કે તેમની નજીક આ જ રાજેહ (પસંદીદ) છે કે અઝાબમાં કમી આ ડાળીઓની તસ્બીહના કારણે છે. અહીં એક શંકા પેદા થાય છે કે જ્યારે તેહકીક પ્રમાણે સૂકી લાકડી પણ તસ્બીહ કરે છે તો અઝાબની કમીને લીલી સાથે ખાસ શા માટે કરવામાં આવી. એનો જવાબ અલ્લામા શામીએ એ આપ્યો કે લીલી ડાળીની તસ્બીહ સૂકીની સરખામણીમાં અધિક પરિપૂર્ણ છે એટલા માટે લીલીની તસ્બીહ અઝાબની કમીમાં અસરકારક છે. જેમ કે હઝરાત અંબિયાએ કિરામ, અવલિયાએ એઝામની તસ્બીહ, ઝિક્ર, દુઆની જે અસર છે તે આપણા જેવી સામાન્ય પબ્લિકની તસ્બીહ, ઝિક્ર, દુઆમાં અસર કે ફાયદો નથી. લીલી વનસ્પતિની તસ્બીહ સૂકા કરતાં અધિક મજબૂત છે એ ખૂદ વિરોધીઓના શાહ સાહબને માન્ય છે, જેમ કે 'અન્વારુલ બારી'માં લખે છે.

એના બાદ અલ્લામા નવવીએ લખ્યું કે ખિતાબીએ એનાથી ઈન્કાર કર્યો અને કહ્યું કે જે લોકો આ હદીષના આધારે કૃબ્રો પર ડાળી વગેરે રાખે છે તેની કોઈ અસ્લ નથી.

હઝરત મુલ્લા અલી કારી رحمة الله عليه ખત્તાબીના આ ઈન્કારની રદ કરતાં ફર્માવે છે : ખત્તાબીએ જે કાંઈ કહ્યું એમાં સ્પષ્ટ ચર્ચા છે, એટલા માટે કે આ હદીષ કૃબ્રો પર લીલી ડાળી વગેરે રાખવાની અસ્લ (દલીલ) બનવાની પાત્રતા ધરાવે છે. જેમ કે અલ્લામા ઈબ્ને હજર અસ્કલાનીએ ફર્માવ્યું, ખત્તાબીનું એવું કહેવું કે એની કોઈ અસ્લ નથી, એ મના છે. આ હદીષ એની અસ્લે અસીલ છે. એના કારણે અમારા અમુક પાછલા ઈમામોએ એ ફત્વો આપ્યો કે **કૃબ્રો પર ફૂલ અને ડાળીઓ રાખવાની જે આદત છે તે આ હદીષની રોશનીમાં સુન્નત છે.** *(મિર્કાત, ૧/૨૮૬)*

હઝરત મુલ્લા અલી કારીના આ ઈર્શાદથી જાહેર થઈ ગયું કે તેમની દષ્ટિમાં તેમજ હઝરત અલ્લામા હજરની નજીક અઝાબમાં કમીનું કારણ આ ડાળીઓની તસ્બીહ છે અને એ જ અલ્લામા અયનીનું પણ મંતવ્ય છે.

એટલા માટે આ હદીષથી કૃબ્રો પર ફૂલ વગેરે રાખવાનું જાઈઝ જ નહીં મુસ્તહબ સાબિત થાય છે.

**લતીફો** : અહીં એક વાત મારી સમજમાં નથી આવી રહી કે ખિતાબી તરફ સંબંધિત તો એ છે કે તેઓ અઝાબની કમીનું કારણ એ ડાળીઓની તસ્બીહને નથી માનતા અને સાથોસાથ અલ્લામા અયની તેમનું આ હદીષથી તારણ એ નકલ કર્યું કે ખિતાબીએ કહ્યું, આ હદીષ એની દલીલ છે કે કૃબ્રો પર કુર્આન મજીદની તિલાવત મુસ્તહબ છે, એટલા માટે કે જ્યારે ઝાડની તસ્બીહથી અઝાબમાં કમીની ઉમ્મીદ છે તો કુર્આન મજીદ બરકતમાં એનાથી કેટલાયે ઘણુ વધારે છે. *(અયની, ૩/૧૧૬)*

આ એની દલીલ છે કે તેઓ પણ એના સ્વીકારનારા છે મૂળ ઈલ્લત (સબબ) એ ડાળીઓની તસ્બીહ છે. ખિતાબીની અસલ કિતાબ મારી પાસે નથી કે મૂળ સ્થિતિની તેહકીક થઈ શકે. અલ્લામા ઈબ્ને હજરે તરતૂશીનો આ કૌલ નકલ કર્યો. અઝાબમાં કમીનો સબબ હુઝૂર ﷺના દસ્તે મુબારકની બરકત હતી. ગૈરમુકલ્લિદો તથા દેવબંદીઓ એને ઈલ્લત (સબબ) ઠરાવવા માટે ખૂબ જ જોર આપે છે, પરંતુ તો પછી આ બરકત એટલી સીમિત કેમ રહી કે જ્યાં સુધી ડાળીઓ લીલી રહી અઝાબમાં કમી રહી ! એને કોઈ સાહબ બતાવે ?

અહીં વિચારને પાત્ર એ વાત છે કે હુઝૂર ﷺના દસ્તે મુબારકની બરકત તથા દુઆની તાષીર એની જગાએ છે. હુઝૂરે અકદસ ﷺનો દસ્તે મુબારક તો દસ્ત મુબારક છે જો નાલૈન પાક કોઈની કૃબ્ર પર રાખી દેવામાં આવે તો હમેશાં માટે કૃબ્રનો અઝાબ શું જહન્નમનો અઝાબ ટળી જાય. અને દુઆની અસરનો હાલ એનાથી પણ વિશેષ છે, છતાં હુઝૂરે અઝાબમાં કમીની અઝાબ દુઆ કેમ ન કરી ? કેવળ દસ્તે મુબારક કે કદમે પાક કે નાલૈન પાક કેમ ન રાખ્યો ? જો હુઝૂરે અકદસ ﷺ તેમના અઝાબની કમી માટે દસ્તે મુબારક રાખી દેત અથવા દુઆ ફર્માવી આપત તો ખજૂરની ડાળી રાખવાની કોઈ જરૂર ન હતી. પણ હુઝૂરે ન દુઆ ફર્માવી ન દસ્તે મુબારક ન

ક઼દમે પાક કે નાલૈન મુક઼દ્દસ રાખ્યું પણ ખજૂરની ડાળી રાખી. એ દલીલ છે કે આ ખાસ બનાવમાં અઝાબમાં કમીનો સબબ ન દુઆ છે ન દસ્તે મુબારક રાખવું છે, બલ્કે કેવળ એ ડાળીની લીલાશ છે. જેના માટે હદીષનો આ ઈર્શાદ مالم تیبسا નસ (દલીલ) છે. એમાં પોઈન્ટ એ છે કે જો હુઝૂર દુઆ ફર્માવીને અથવા દસ્તે મુબારક રાખીને અઝાબમાં કમી કરી આપત તો વિસાલે અક઼દસ પછી આવનારી હજારો લાખોની ઉમ્મતની વ્યક્તિઓને અઝાબની કમીનો નુસ્ખો માલૂમ ન થાત. **હુઝૂરે ખજૂરની ડાળી રાખીને પોતાની ક઼યામત સુધીની ઉમ્મતને અઝાબની કમીનો નુસ્ખો અર્પણ કરી આપ્યો.**

દુઆથી કે દસ્તે પાકની બરકતથી તેઓ જ ફાયદામંદ થઈ શકતા હતા જેઓ જાહેરી હયાતમાં હાજર હતા, પણ આ ભેટથી ક઼યામત સુધીની ઉમ્મત લાભવંત થતી રહેશે.

ફક઼ીહોએ લખ્યું કે, "ક઼બ્રસ્તાનની લીલી ઘાસને કાપવું મકરૂહ છે." એનો સબબ એ વર્ણન કર્યો કે જ્યાં સુધી તે લીલી રહે છે તસ્બીહ કરતી રહે છે જેનાથી મૈયતને હુંફ મળે છે અને રહમત નાઝિલ થતી રહે છે. એના પર અલ્લામા મુહમ્મદ ઈબ્ને આબિદીન શામી રદુલ મુહતારમાં લખે છે :–

**دلیله ماوردفی الحدیث من وضعه علیه الصلوة والسلام الجریدة الخضراء بعدشقها نصفین علی القبرین الذین یعذ بان وتعلیله با لتخفیف مالم ییبساای تخفف عنهما ببرکة تسبیحهما اذهواکمل من تسبیح الیابس لمافی الاخضرمن نوع حیاة وعلیه فکراهة قطع ذلك وان نبت بنفسه ولم یملك لان فیه تفویت الحق المیت ویو خذ من ذلك ومن الحدیث ندب وضع ذلك لاتباع ویقاس علیه ما اعتید فی زما ننا من وضع اغصان الآس ونحوه۔**

"એની દલીલ એ છે જે હદીષમાં આવ્યું છે કે હુઝૂર ﷺએ લીલી ખજૂરની ડાળીને બે ટુકડા કરીને તે ક઼બરો પર રાખી જેમનામાં અઝાબ થઈ રહ્યો હતો અને હુઝૂરનું અઝાબમાં કમીનો આ સબબ બતાવવું કે જ્યાં સુધી સૂકાશે નહીં ત્યાં સુધી તેના અઝાબમાં કમી રહેશે. એટલે કે તેમની તસ્બીહની બરકતથી. એટલા માટે કે તર (લીલી)ની તસ્બીહ સૂકીની તસ્બીહથી અધિક કામિલ છે. કેમ કે તરમાં એક પ્રકારનું જીવન હોય છે એના લીધે ક઼બ્રસ્તાનથી લીલી ઘાસ કાપવાની કરાહત એટલા માટે છે કે એમાં મૈયતની હક઼ તલફી છે. મસ્અલાથી અને હદીષથી એ હુકમ નીકળે છે કે **ખજૂરની લીલી ડાળી રાખવી મુસ્તહબ છે.** હુઝૂરે અક઼દસ ﷺની પયરવીમાં એના પર ક઼યાસ કરવામાં આવ્યો જે આપણા જમાનામાં રિવાજ છે કે આસ વગેરેની ડાળીઓ રાખે છે. *(૧/૭)*

અલ્લામા શામીની હનફી ફક઼ીહો (અહનાફ)માં જે હૈસિયત છે એ સૌને ખબર છે. એમની કિતાબ રદુલ મુહતાર એ હનફી ફિક઼્હની ખૂબ જ મશ્હૂર તથા સ્ટાન્ડર્ડ કક્ષાની (મુસ્તનદ) છે. કોઈ હનફી આલિમ એનાથી વિમુખ નથી થઈ શકતો. તેમણે ખૂબ જ સ્પષ્ટ ખુલ્લી રીતે દર્શાવી આપ્યું કે એ લોકો પર અઝાબ કમ થવાનો સબબ ખૂદ હુઝૂરે એ બતાવ્યો કે જ્યાં સુધી આ લીલી રહેશે તેમના અઝાબમાં કમી રહેશે. એટલા માટે કે લીલી ડાળીની તસ્બીહ સૂકી ડાળીના કરતાં અધિક કામિલ છે, એટલા માટે કે તર ડાળીમાં એક ગણી જિંદગી છે. સ્પષ્ટતા કરી આપી કે હુઝૂરે અક઼દસ ﷺની પયરવીમાં ખજૂરની તર ડાળી રાખવી મુસ્તહબ છે, અને એના પર ક઼યાસ કરીને આસ વગેરે અન્ય વનસ્પતિઓ રાખવી પણ મુસ્તહબ છે.

એના પછી આપણે આ ચર્ચાને અધિક લંબાવવાની જરૂર નથી, પણ **દેવબંદી તથા ગૈરમુક઼લ્લિદ શરહ કરનારાઓએ અહીં પબ્લિકને ખૂબ જ ગલતફહમીમાં નાખવાની કોશિશ કરી છે,** એટલા માટે ચર્ચાને સંપૂર્ણ કરવા માટે અમુક બાબતોનો ઉમેરો જરૂરી છે.

આ હદીષમાં અઝાબમાં કમીનો સબબ એ ડાળીઓની તરી તથા તસ્બીહ જ છે, એ જ સહાબાએ કિરામે સમજ્યું જેમ કે સૈયેદના બરીદા ઈબ્ને હસીબ અસ્લમી رضی اللہ عنہએ વસીયત કરી હતી કે મારી ક઼બ્ર પર બે ખજૂરની ડાળીઓ રાખવામાં આવે. *(બુખારી, ૧/૧૮૧)*

આ પ્રકારની વસિય્યત હઝરત અબૂ બરઝા અસ્લમી رضی اللہ عنہએ પણ કરી હતી. શર્હુસ્સુદૂરમાં છે કે :–

"ક઼તાદાએ કહ્યું કે હઝરત અબૂ બરઝા અસ્લમી رضی اللہ عنہએ આ હદીષ (ચર્ચા હેઠળની) વર્ણન કરી અને એ વસિય્યત કર્યા કરતા હતા કે મારી ક઼બ્રમાં ખજૂરની બે ડાળીઓ રાખી દેજો. તેમનો વિસાલ કિરમાન અને ક઼્વસની વચ્ચે એક મેદાનમાં થયો ત્યાં ખજૂરની ડાળીઓ ન મળી શકી. લોકો એ વાત કરી રહ્યા હતા કે તેમની વસિય્યત ક઼બ્રમાં ડાળીઓ રાખવાની હતી અને અહીં છે નથી તો શું કરીએ ? એટલામાં સજિસ્તાનની તરફથી અમુક સવાર આવ્યા જેમની પાસે ખજૂરની ડાળીઓ હતો. અને તેમની પાસેથી ડાળીઓ લઈને તેમની ક઼બ્ર પર મૂકી દીધી." *(ભાગ–૬, પેજ–૫૧)*

એના પર અલ્લામા ઈબ્ને હજર લખે છે :–

**قد تاسی بریدہ بن حصیب ن الصحابی بذلك فاوصٰی ان یوضع علی قبرہ جرید تان واولٰی ان یتبع من غیرہ**

"એમની પયરવી બરીદા ઈબ્ને હસીબ સહાબીએ કરી અને એ વસિય્યત કરી કે તેમની ક઼બ્ર પર ખજૂરની બે ડાળીઓ રાખવામાં આવે. એ સહાબીની અન્ય લોકો કરતાં પયરવી કરવી અધિક બેહતર છે."

જાહેર છે કે હદીષને સહાબાએ કિરામથી અધિક ખિતાબી, તરતૂશી નથી સમજી શકતા. સહાબીએ એનો મતલબ એ જ સમજ્યો કે અઝાબમાં કમીનો સબબ એ ડાળીઓની તરી છે. અને એમની તરીને અઝાબની કમીમાં દખલ છે એટલા માટે એની વસિય્યત કરી. તેમણે એને એ બંનેની સાથે ખાસ નથી જાણ્યું. એટલા માટે એ સહાબાએ કિરામની ઈત્તેબાઅ પયરવી, અનુસરણ આપણે પણ કરવું જોઈએ. તેમના અમલના પ્રમાણે અમલ કરવો જોઈએ અને જે એમણે સમજ્યું તેને હક઼્ક઼ માનવું જોઈએ.

એના સાહિબે અન્વારુલબારી (અન્વારુલ બારીના કર્તા)નું એ કહેવું કે,

એક બે સહાબી સિવાય અન્ય હજારો સહાબાએ કિરામે જે વાત સમજી તે લોકો અધિક રીતે પયરવીના પાત્ર છે જેઓ બિદઅતના સાયાથી કોસો દૂર છે. જેમ કે એક બે સહાબી સિવાય કોઈનાથી પણ એ નક઼લ થયેલ નથી કે તેમણે ક઼બ્રો પર ડાળીઓ કે ફૂલ વગેરે રાખવાને સુન્નત કે મુસ્તહબ જાણ્યું હોય." *(૬/૫૧)*

આપની આ તેહક઼ીક઼નો સાર એ થયો કે જ્યાં સુધી કોઈ અમલ સર્વ સહાબાથી મરવી ન હોય તે સ્વીકારને પાત્ર નથી ! જો આ સાબિત હોય કે બે અથવા ચાર સહાબાએ એ કર્યું પણ બાક઼ીના સહાબીઓ થકી નક઼લ થયેલ ન હોય કે તેમણે કર્યું તો તે વિશ્વાસ પાત્ર નથી. **આપની આ તેહક઼ીક઼ માન્યા પછી દીનની શું સ્થિતિ થશે ?** એ ઈલ્મવાળાઓથી છુપુ નથી, આ તેહક઼ીક઼ને સાચી માની લીધા પછી સર્વ શરીઅતો ખત્મ થઈ જશે, અન્ય તો ઠીક નમાઝ પઢવી પણ મુશ્કેલ થઈ જશે, બલ્કે મુહાલ ! તમે બતાવો કે તકબીરે તહરીમામાં કાનો સુધી હાથ લઈ જવા, ષના પઢવી, ડૂંટી નીચે હાથ બાંધવા, આમીન ધીરેથી કહેવું, રુકૂઅ સિજદાની તસ્બીહો, તશહહુદ વગેરે કેટલા સહાબાથી રિવાયત પામેલ છે ? શું એ સૌના રદના માટે આપની ફિલોસોફી પૂરતી ન ગણાશે ? **ઈલ્મવાળા જાણે છે કે કોઈ એક સહાબાથી કોઈ કાર્યનું નક઼લ થવું પૂરતું છે, શરત એ કે એના વિરુધ્ધ કોઈ સહાબીનું કથન ન હોય.** અને અહીં તો બે સહાબીની વસિય્યત તથા તાબઈનની જમાઅતનો અમલ સાબિત છે. જેના પર કોઈ સહાબી, કોઈ તાબઈએ કોઈ ઈન્કાર નથી કર્યો.

હદીષ શરીફમાં છે : **اصحابی کا لنجوم فبایھم اقتد یتم اھد یتم۔ "મારા સહાબા તારાઓ સમાન છે એમાંથી જેની પણ પયરવી કરશો હિદાયત પામશો."**

આપે અદમે ઝિક્રને ઝિક્રે અદમ એ જ આપની ગલતી છે. *(એટલે કે કોઈ વસ્તુનું વર્ણન ન હોવું તે વસ્તુ વાસ્તવમાં પણ ન હોવાની દલીલ નથી)* વળી એવું પણ નહીં કે કેવળ સહાબીનો ફેઅલ છે તેની સમર્થક હદીષ પણ છે, **તેમ છતાં આપે તેને બિદઅત હોવાનો હુકમ લગાડી આપ્યો ! જ્યારે રસૂલનું કૃત્ય, સહાબાનું કૃત્ય, તાબઈનનું કૃત્ય પણ બિદઅત થઈ જાય તો સમજમાં નથી આવતું કે આપ લોકોની નજીક સુન્નત કોઈ ચીજનું નામ છે !**

બીજો વાંધો તમારો એ છે કે :–

"અને જાહેર છે કે આ અમ્રે મુગીબાત (ગુપ્ત વાતો)માંથી છે જેથી જ્યારે અન્ય લોકોને એનો ઈલ્મ જ નથી થઈ શકતો તો તેમને આ કાર્યની પયરવી પણ દુરુસ્ત ન થશે." *(અન્વારુલ બારી, ૬/૫૦)*

હવે જો તમારી આ બીજી તેહકીક઼ પણ જો હક્ક઼ છે તો કોઈ મુસલમાનના માટે મગફેરતની દુઆ ત્યાં સુધી બેકાર છે જ્યાં સુધી સાબિત ન થાય કે એ ગુનેહગાર છે, એટલા માટે કે ગુનેહગાર હોવું ન હોવું રહસ્મય કામમાંથી છે. જ્યારે આપણને ખબર જ નથી કે આ ગુનેહગાર છે કે નહીં ? તો દુઆએ મગફેરત બેકાર ! અમે સાબિત કરી ચૂક્યા કે અઝાબમાં કમીનો સબબ તેમની તસ્બીહ છે, જો એ નેક બંદો ક઼બ્રના અઝાબથી મેહફૂઝ છે તો એનાથી એને મહોબ્બત મળશે, રહમતનો નુઝૂલ થશે એ ફાયદો ઓછો છે ?

ત્રીજો વાંધો આપનો એ કે :–

"વળી આ તરીક઼ાની ગલતી પર એ જ દલીલ પૂરતી છે કે ફાસિક઼ો તથા ફાજિરોની ક઼બ્રોને જેમના માટે અઝાબમાં કમીની જરૂરત છે તેને બદલે નેક લોકો તથા અલ્લાહના મુક઼ર્રબ બંદાઓના મઝારો પર આ ચીજો ચઢાવે છે." *(ઉપર મુજબ–૫૧)*

એનો જવાબ એ છે કે તમારા લોકોનો અમલ પણ એવો જ ઉલ્ટો છે, આમ પબ્લિક ગરીબો, ફાસિક઼ો, ફાજિરોના જનાઝામાં જવાની તમે લોકો તકલીફ નથી લેતા અને પણ શૈખુલ હદીષ, હઝરતજી, મોહતમિમ સાહબ વગેરે પ્રકારના તમારા સાલેહ લોકો તથા મશાઈખના જનાઝામાં ધક્કા ખાવા છતાં શરીક થાવ છો. જ્યારે ફાસિક઼ો ફાજિરોને જનાઝાની નમાઝ તથા મગફેરતની દુઆની આપના અક઼ીદા પ્રમાણે આપના શૈખુલ હદીષ તથા હઝરતજી કરતાં વધારે જરૂરત છે. તમે બુખારી શરીફ લખી રહ્યા છો તો તેનો લેહાઝ જરૂરી હતો.

**કાશ્મીરી મહાયશનો ઈર્શાદ !** : ફર્માવ્યું, પુષ્કળ આલિમો, પૂર્વજ બુઝુર્ગોએ ક઼બ્રો પર ડાળખીઓ લગાડવા વગેરેને બિદઅત તથા શરીઅત વિરુધ્ધ કહ્યું છે. *(પેજ–૫૧)*

**જરા મહેરબાની કરીને દસ વીસનાં નામો તો ગણાવી આપો ! જેમણે એને બિદઅત કહ્યું હોય.** દલીલ વિનાનો દાવો ઉલમાના માથા પર આક્ષેપ છે. આ તમારા બુઝુર્ગોની પૂરાણી આદત છે. ખિતાબી અથવા અલ્લામા ઈબ્ને અબ્દુલબરે જે કહ્યું તે કેવળ એ કે આ હદીષથી એ પુરવાર કરવું દુરુસ્ત નથી. એમાંથી કોઈએ બિદઅત નથી કહ્યું. આ કેવળ વહાબિયતના બાનીઓનું હાંકેલુ છે.

આગળ શાહ સાહબ લખે છે :–

"આ રીતે મુતાખ્ખેરીને હનફિયા (હનફી પાછલા ફક઼ીહો)માંથી જે કોઈએ એને જાઈઝ કહ્યું તેમણે ગલતી કરી છે. દા.ત. શૈખ અબ્દુલહક઼્ક઼ મુહદ્દિષ દહેલ્વી અને અલ્લામા શામી. હૂં સમજુ છું કે તે હઝરાતને બિદઅતનો મસ્અલો સારી રીતે સ્પષ્ટ ન થઈ શક્યો હતો. *(ઉપર મુજબ)*

જરા તમે તમારી સ્પષ્ટતા પેશ કરી હોત તો દુનિયા જોઈ લેત કે એ સ્પષ્ટતા તમને પણ લઈ ડૂબી ! **યક઼ીનન ! એ હઝરાત પાસે બિદઅતની કોઈ એવી વ્યાખ્યા નથી (તમારા જેમ) કે જેના આધારે રસૂલનું કાર્ય, સહાબાનું કાર્ય, તાબઈનનું કાર્ય પણ બિદઅત થઈ જાય ! બિદઅતની એવી વ્યાખ્યા દેવબંદમાં જ ઉપસ્થિત થઈ અને ત્યાં જ બંધ છે !** ઈલ્મવાળા ન્યાય કરે કે આ મહાશયોની નજીક રસૂલનું કાર્ય, સહાબાનું કાર્ય તથા તાબઈનનું કાર્ય પણ બિદઅત છે તો હવે એનો શો ઈલાજ ?!

**لعل તેહક઼ીક઼ના માટે છે** : હદીષમાં لَعَلَّ આવેલ છે જે તરજ્જી એટલે ઉમ્મીદ કરવાના અર્થમાં આવે છે અને તરજ્જીમાં શક હોય છે. એ જરૂરી નથી કે માણસ જે ઉમ્મીદ કરે તે જરૂર પૂરી થાય. પણ અલ્લાહ ﷻ અને રસૂલ ﷺ એનાથી અપવાદ છે. એમની તરજ્જી પણ તેહક઼ીક઼ના માટે છે. જેમ કે અલ્લામા અબ્દુલ બાક઼ી

ઝુર્કાની એ શરહે મવાહિબમાં ફર્માવ્યું, الرجاء من الله ونبيه للتحقيق "અલ્લાહ અને રસૂલના કલામમાં શબ્દ ترجی તેહકીક્ના માટે છે."

**ઉપલબ્ધ મસાઈલ** : આ હદીષથી નીચે પ્રમાણેના મસાઈલ નીકળે છે :–

(૧) હુઝૂરે અક્દસ ﷺ ગયબ જાણે છે, કેમ કે એ પણ જાણી લીધું કે એમના પર અઝાબ થઈ રહ્યો છે અને એ પણ જાણી લીધું કે કયા કારણે થઈ રહ્યો છે. તેમજ એ જાણી લીધું કે આ ડાળીઓ રાખવાથી અઝાબમાં ઘટાડો થશે અને એ પણ જાણી લીધું કે ક્યાં સુધી થશે. આ હદીષમાં ભેગા ચાર ઈલ્મે ગયબની ખબર છે.

(૨) ચુગલી ગુનાહે કબીરા છે. (૩) કબ્રનો અઝાબ હક્ક છે. (૪) શરીર તથા કપડાં નાપાક હોવા છતાં નમાઝ પઢવી કબીરા ગુનોહ છે. (૫) ગુનેહગાર મો'મિન પણ કબ્રનો અઝાબ થશે. (૬) કબ્રની પાસે અલ્લાહ ﷻ તથા રસૂલ ﷺનો ઝિક્ર, તિલાવત કોઈ પણ અમલે ખૈર મુસ્તહબ છે. (૭) માનવીઓ સિવાય બીજી મખ્લૂકાતની પણ તસ્બીહ તથા તક્દીસ અસરકારક છે. (૮) કબ્ર પર લીલી ડાળી, ફૂલ વગેરે રાખવું મુસ્તહબ છે. (૯) એક માણસનો અમલ બીજાના માટે ફાયદાકારક છે. (૧૦) પેશાબ મુત્લકન (તદ્દન) નાપાક છે. (૧૧) નમાઝ સિવાય અન્ય સમયોમાં પણ શરીર તથા કપડાં પાક રાખવાં જરૂરી છે.

ત્યારબાદ ઈમામ બુખારીએ આ પ્રકરણ રચ્યું : "પેશાબ ધોવાના બયાનમાં." નબી ﷺએ કબ્રવાળાને ફર્માવ્યું, જે પેશાબથી નથી બચતો. અને હુઝૂરે માણસો સિવાય અન્ય કોઈના પેશાબનો ઉલ્લેખ નથી કર્યો. એનાથી જાહેરી રીતે એ માલૂમ પડે છે કે ઈમામ બુખારી એવું દર્શાવવા ચાહે છે કે પાછલી હદીષના અમુક તરીકામાં જે من بوله ના બદલે من البول આવ્યું એમાં પણ પેશાબથી એ જ શખ્સનો પેશાબ મુરાદ છે, જાણે એમાં અલિફ લામ ઈસ્તગરાકનો નહીં અહદે ખારજીનો છે અને આ હુકમોમાં કોઈ શખ્સનું ખાસપણુ નથી હોતું એટલા માટે આ હુકમ સર્વ પ્રકારના માટે સામાન્ય થશે. વધુમાં વધુ એવું કહી શકાય છે કે માનવી ગૈર માકુલુલ લહમ (એનો ગોશ્ત નથી ખાવામાં આવતો) છે જેથી આ હુકમ સર્વ ગૈર માકુલુલ લહમ પ્રાણીઓના પેશાબમાં સામાન્ય કરી શકાય છે. આ પ્રસ્તાવના બાદ ઈમામ બુખારીનો મક્સદ એ જાહેર થયો કે તે કેવળ ગૈર માકુલુલ લહમ પ્રાણીઓના મૂત્રને નાપાક માનતા હતા અને માકુલુલ લહમના પેશાબને પાક. જો ઈમામ બુખારીનો એ જ મક્સદ છે તો એના પર બે ગુઝારિશો છે.

**પ્રથમ** : એ કે અમે જે હદીષો પહેલાં વર્ણવી એમાં મુત્લક (કોઈ ભેદ નહીં) بول પેશાબ છે અને તેના અલિફ લામને અહદે ખારજી પર મહમૂલ નથી કરી શકતા તે નિઃશંક ! ઈસ્તેગરાક્ના માટે છે જેમાં તમામ પેશાબ દાખલ છે ચાહે તે માકુલુલ લહમનો હોય કે ગૈર માકુલુલ લહમનો હોય.

**બીજું** : એ કે આપે ઈન્સાનના ગૈર માકુલુલ લહુમ હોવાનું કારણ દર્શાવી કયાસ કર્યો.

માકુલ અને ગૈર માકુલને પાકી તથા નાપાકીમાં દખલ નથી. ઘણી ચીજો ગૈર માકુલ છે પણ પાક છે, જેમ કે ખૂદ માણસનો ગોશ્ત પાક છે પણ ખાઈ શકાતો નથી, એટલા માટે એને હુકમનો આધાર ઠરાવવું દુરુસ્ત નથી, બલ્કે બારીક દષ્ટિએ જોતાં પેશાબની નાપાકીમાં ગોશ્તને કોઈ દખલ જ નથી. પેશાબની નાપાકીનો આધાર તેનું બદબૂ તથા નાપાકી તરફ ઈસ્તેહાલા એટલે બદલાવું છે. આ સંક્ષિપ્તની વિગત આ પ્રમાણે છે કે :–

જો કોઈ ચીજ પોતાની અસલના એ'તેબારથી તૈયબ તથા તાહિર (પાક) હોય પછી તે બદલાઈ ગયા બાદ ગંદકી તથા દુર્ગંધમય થઈ જાય તો નાપાક છે. અને જો કોઈ નાપાક ચીજ હોય અને બદલાયને ઉમદા, સ્વાદિષ્ટ થઈ જાય તો પાક છે. દા.ત. આપણા ખોરાકને લો. આપણે પાક તથા સાફ, પવિત્ર, સ્વાદિષ્ટ, સુગંધી ખોરાક ખાઈએ છીએ પણ પેટમાં જઈને જ્યારે તે બદલાયને દુર્ગંધમય થઈ જાય છે તો નાપાક થઈ જાય છે. જે ખોરાકનો જ બદલાયેલો ભાગ છે જે પોતાની ગંદકી તથા બદબૂના કારણે નાપાક છે. બીજી બાજુ લો જુઓ ! શરાબ નાપાક તથા હરામ છે પણ જ્યારે બદલાયને સિરકો થઈ જાય તો હલાલ છે.

એ સૌ જાણે છે કે માણસોની જેમ જાનવરોના પેશાબ પણ એમના ખોરાકની બદલાયેલી હાલત છે જેમાં ગંદકી તથા બદબૂ હોય છે એટલા માટે તે નાપાક છે. અને પેશાબના બદબૂ તથા બદલાવ થવામાં સર્વ પ્રાણીઓ સમાન છે ચાહે તે માકુલુલ લહમ હોય કે ગૈર માકુલુલ લહમ હોય, એટલા માટે સૌના પેશાબ નાપાક છે.

અમારી આ દલીલનું સમર્થન એ હદીષથી પણ થાય છે કે જે આરિફ બિલ્લાહ મુલ્લા અહમદ જીવન رحمۃ اللہ علیہએ નૂરુલ અન્વારમાં વર્ણવી :–

એક નેક મર્દનો ઈન્તેકાલ થયો. દફન બાદ તે કબ્રના અઝાબમાં સપડાયો. હુઝૂરે અકદસ ﷺએ તેમના ઘર જઈને તેમની પત્નીને સબબ પૂછયો તો એમણે જણાવ્યું કે એ બકરીઓ ચરાવતો હતો તેમના પેશાબથી બચતો ન હતો. એના પર ઈર્શાદ ફર્માવ્યો : استنز هوامن البول فان عامة عذاب القبر منه "પેશાબથી બચો ! એટલા માટે કે સામાન્યતઃ કબ્રનો અઝાબ પેશાબના કારણે થાય છે." *(નૂરુલ અન્વાર–૬૮)*

અહીં ખાસ બકરીઓનું વર્ણન થયું છે જે માકુલુલ લહમ છે, એટલા માટે પેશાબના નાપાક હોવામાં ગૈર માકુલુલ લહમનું ખાસપણુ રદ થશે.

ઈમામ બુખારીનો મકસદ એ છે તો એ ફાયદો જાહેર છે એમાં من البول સામાન્ય નથી પણ ખાસ છે, પણ એના માટે શબ્દ "બાબ" (પ્રકરણ)ના વધારાની શું જરૂરત હતી ?

સાહિબે અન્વારુલબારીએ પોતાના હઝરત ગંગોહીની એ સ્પષ્ટતા વર્ણવી કે ઈમામ બુખારીનો મકસદ આ પ્રકરણ અલગ લાવવાથી સર્વ સામાન્ય પેશાબની નાપાકી દર્શાવવું છે કે એ પણ હદીષથી સાબિત છે.

**ગંગોહીની રદ** : પણ આ સ્પષ્ટતા પર કોઈ હલકામાં હલકી નિશાનીની દૂર દૂર સુધી ભાળ નથી મળતી, પછી એવું કહેવું કે ઈમામ બુખારીનો મકસદ આ છે, એ કોઈ રીતે દુરુસ્ત નથી.

તદ્ઉપરાંત આ મકસદ એ વખતે દુરુસ્ત થઈ શકતો હતો જ્યારે નિશ્ચિત રૂપે જાણ હોત કે ઈમામ બુખારીનો મઝહબ આ છે કે મુત્લકન (કોઈ અપવાદ વિના) પેશાબ નાપાક છે, પણ એવું નથી. બલ્કે બાબુ બૌલિસ્સિબ્યાન તથા બાબુ અબ્વાલિલ એબેલિ વદવાબથી એ માલૂમ થાય છે કે ઈમામ બુખારીનો મઝહબ એ છે કે જે છોકરા ખોરાક ન ખાતા હોય તથા માકુલુલ લહમ પ્રાણીઓનો પેશાબ પાક છે, અથવા કમસે કમ એ કે એનો આના બારામાં કોઈ ફેંસલો નથી કરી શક્યા. પછી વિષય વિના પ્રકરણ (બાબ) લખવાથી કઈ રીતે એ મકસદ જાહેર થાય છે કે એઓ આના પરથી એ બતાવવા ચાહે છે કે મુત્લકન (બિનશર્તી) સર્વ પેશાબ નાપાક છે.

અલ્લામા અયનીએ એ સ્પષ્ટતા કરી કે એનો મકસદ બંને સનદોને સહીહ ઠરાવવું છે. એની સ્પષ્ટતા એ છે કે આ હદીષની પ્રથમ સનદમાં મુજાહિદની તાઉસના વાસ્તા વિના હઝરત ઈબ્ને અબ્બાસથી રિવાયત છે. અને આ વિના તર્જુમાની સનદમાં મુજાહિદની, હઝરત ઈબ્ને અબ્બાસ બિલવાસ્તા તાઉસ રિવાયત છે. ઈમામ બુખારી એ ફાયદો કરવા ચાહે છે કે આ બંનેવ સનદો જોડાયેલી તથા સહીહ છે. મુજાહિદ, તાઉસના વાસ્તાથી પણ ઈબ્ને અબ્બાસથી રિવાયત કરે છે અને તાઉસના વાસ્તા વિના પણ.

ઈબ્ને હબ્બાને બંને સનદોને સહીહ કહી. ઈમામ તિર્મિઝીએ તાઉસના વાસ્તાવાળી રિવાયતને સહીહ કહી. એનાથી સાબિત કે તાઉસના વાસ્તા વિનાની પણ સહીહ છે.

તાઉસના વાસ્તા વિનાની સનદ પર ઈમામ દારકુત્નીએ જેરહ (ઓપરેશન) કરી તો એનો જવાબ સર્વ શારેહોએ એ જ આપ્યો કે એ પણ સહીહ છે. એ ખતરાને ઈમામ બુખારીએ અનુભવી લીધો હતો એના પર ચેતવણી કરવા માટે હેડીંગ વિનાના પ્રકરણ હેઠળ આ તાઉસના વાસ્તાવાળી સનદની સાથે આ હદીષ વર્ણવી.

અલ્લામા અયની પર મારી ગુઝારિશ એ છે કે من الكبائران لايستتر من البولના હેઠળ જ્યારે આ હદીષ

## حدیث (۱۶۰) ترك النبی صلی اللہ علیہ وسلم الاعرابی حتی فرغ من بولہ

**[હદીષ : ૧૬૦] "એઅરાબીને પેશાબથી ફારિગ થતાં સુધી છૂટા રાખવું તથા તે જગા પાક કરવાની રીત"**

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ، اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰهُ تَعَالٰی

*"હઝરત અનસ બિન માલિક رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી ﷺ એ*

عَلَیْهِ وَسَلَّمَ رَاٰی اَعْرَابِیًّا یَّبُوْلُ فِی الْمَسْجِدِ فَقَالَ دَعُوْهُ حَتّٰی اِذَا فَرَغَ

*એક અઅ્રાબીને જોયો કે તે મસ્જિદમાં પેશાબ કરી રહેલ છે. તો ફર્માવ્યું, એને છોડી દો.*

دَعَا بِمَاءٍ فَصَبَّهٗ عَلَیْهِ

*જ્યારે તે પેશાબ કરી રહ્યા તો પાણી મંગાવીને એના પર વહાવી દીધું."*

*(બુખારી, એક હદીષ બાદ, પેજ–૩૫, ૩/૮૯૦, મુસ્લિમ, ૧/૩૮–નિસાઈ, ૧/૨૦, ૬૩)*

બિલા વાસતા તાઉસ વર્ણન થયેલ છે તો ત્યાં એને વર્ણન કરી દેવાથી એ ફાયદો થયો કે આ સનદ પણ સહીહ છે. એટલા માટે કે જે પણ વાંધો થઈ શકતો હતો અને થયો તે એ સનદ પર થાય. આ સનદના સહીહ હોવાનું ફાયદો પામવા માટે અલગ વિના ટાઈટલ પ્રકરણ રચવાથી શું ફાયદો ?

અહીં સીધી સાદી વાત એ છે કે ઘણી જગાએ ઈમામ બુખારીએ તર્જુમા વિના પ્રકરણ લખ્યું છે. અમે પ્રસ્તાવનામાં દર્શાવી ચૂક્યા કે અસલમાં અહીં بیاض હતુ પણ નકલકારોએ મિલાવીને લખી આપ્યું. આ જગ્યાએ ઈમામ બુખારીએ પ્રકરણનું કોઈ ટાઈટલ લખવું જોઈતુ હતું, પણ કોઈ કારણે ન લખી શક્યા, એ જ પ્રમાણે એ હદીષને યોગ્ય કોઈ પ્રકરણ લખવા ચાહતા હશે પણ કોઈ કારણે ન લખી શક્યા અને નકલકારોના બંનેવને મિલાવીને بیاض છોડયા વિના લખવાના કારણે આ મુશ્કેલ ઉભી થઈ. અને આ કેવળ અહીં જ નહીં અન્ય જગાએ પર પણ છે.

આ સૌના પછી ચર્ચાના અંતમાં વિનંતિ છે કે આ સર્વ બહષો છતાં હદીષ لایستتر من البول માં જાહેર એ જ છે કે એનાથી પેશાબની બીમારીમાં સપડાયેલાનો પેશાબ મુરાદ છે. એટલા માટે અમે વારંવાર વર્ણન કરતા આવ્યા કે હદીષના વિવિધ તરીકા એકબીજાની તફસીર હોય છે. જ્યારે અમુક તરીકામાં من بولہ વર્ણન થયેલ છે તો એનાથી જાહેર છે કે મુરાદ પુરૂષનો પેશાબ છે, એટલે કે તે પોતાના પેશાબથી બચતો ન હતો. એની સામ્યતામાં ઈમામ બુખારીએ ફર્માવ્યું : قال ابن المثنی وحد ثنا وکیع قال حد ثنا الا عمش قال سمعت مجا ھدًا مثلہ એની જરૂરત એ ઉપસ્થિત થઈ કે આ હદીષમાં મુહમ્મદ બિન મુષન્નાના બે શયખ છે એક મુહમ્મદ બિન હાઝિમ, એમની રિવાયતમાં حد ثنا الا عمش عن مجا ھدًا છે. બીજા શયખ વકીઅ છે, તેમની રિવાયતમાં حد ثنا الا عمش قال سمعت مجا ھدًا છે. અઅ્મશ તદલીસમાં મશ્હૂર છે. પ્રથમ સનદમાં عن مجا ھدًا હતું એમાં તદલીસની ગુંજાઈશ છે. બીજી સનદમાં અઅમશે سمعت مجا ھدًا કહ્યું છે, હવે તદલીસની શંકા જતી રહી, બીજો ફાયદો એ છે કે એનાથી હદીષને શક્તિ મળી ગઈ.

**સમજૂતી : ૧૬૦–૧૬૧**

**પરિપૂર્ણતા** : એક અઅરાબી મસ્જિદમાં આવ્યા અને બે રકાત નમાઝ પઢી અને એ દુઆ માંગી, હે અલ્લાહ ! મારા પર અને મુહમ્મદ પર રહમ કર ! અને અમારી સાથે કોઈના પર રહેમ ન કર ! એના પર હુઝૂરે

## حدیث (۱۶۱)

**[હદીષ : ૧૬૧] "એઅરાબીનું મસ્જિદમાં પેશાબ કરવું હુઝૂર ﷺનું વર્તન"**

اَنَّ اَبَا هُرَيْرَةَ قَالَ، قَامَ اَعْرَابِيٌّ فَبَالَ فِي الْمَسْجِدِ

*"હઝરત અબૂ હુરૈરહ્ રضی اللہ عنہએ ફર્માવ્યું, એક અઅરાબીએ મસ્જિદમાં ઉભા રહીને પેશાબ કરવાનું*

فَتَنَاوَلَهُ النَّاسُ فَقَالَ لَهُمُ النَّبِيُّ صَلَّى اللهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*શરૂ કરી દીધું તો લોકોએ તેને બૂમ પાડવા ચાહ્યું તો એના પર નબી ﷺએ ફર્માવ્યું,*

دَعُوْهُ وَهَرِيْقُوْا عَلٰى بَوْلِهٖ سَجْلًا مِّنْ مَّاءٍ اَوْ ذَنُوْبًا مِّنْ مَّاءٍ

*એને છોડી દો, એના પેશાબ પર એક ડોલ પાણી વહાવી દો. તમે લોકો દુનિયામાં આસાની*

فَاِنَّمَا بُعِثْتُمْ مُيَسِّرِيْنَ وَلَمْ تُبْعَثُوْا مُعَسِّرِيْنَ ع ہ

*કરવા માટે મોકલવામાં આવ્યા છો, ન કે સખ્તી કરવાના માટે."*

અક્દસ ﷺએ ફર્માવ્યું, તેં એક વિશાળ મામલાને તંગ કરી આપ્યો. થોડીવાર પછી તે ઉઠયા અને મસ્જિદની એક તરફ જઈને પેશાબ કરવા લાગ્યા. લોકો બૂમો પાડી ઉઠયા مَہ مَہ હા ! હા ! અને એમના તરફ આગળ વધ્યા, હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું, એને છોડી દો ! અને પેશાબ કરતાં ન અટકાવો. અને સહાબાએ કિરામને ફર્માવ્યું, તમે લોકો આસાની કરવા માટે (દુનિયામાં) મોકલવામાં આવ્યા છો, સખ્તીના માટે નહીં. અને જ્યારે ફર્માવ્યું, તમે લોકો આસાની કરવા માટે (દુનિયામાં) મોકલવામાં આવ્યા છો, સખ્તીના માટે નહીં. અને જ્યારે અઅ્રાબી પેશાબથી ફારિગ થઈ ગયા તો તેમને બોલાવ્યા અને ફર્માવ્યું, મસ્જિદમાં પેશાબ ન કરવો જોઈએ, આ અલ્લાહના ઝિક્ર, નમાઝ તથા કુર્આન મજીદની તિલાવતના માટે છે. અને એક જણને ફર્માવ્યું, એના પર એક ડોલ પાણી વહાવી આપો. (મુસ્લિમ, અબૂ દાઊદ) અબૂ દાઊદની એક રિવાયતમાં એ છે કે ફર્માવ્યું, જ્યાં પેશાબ કર્યો છે ત્યાંની માટી ફેંકી દો અને ત્યાં એક ડોલ પાણી વહાવી દો.

**આ અઅ્રાબી કોણ હતા ?** : એક કથન એ છે કે એ અકરાએ ઈબ્ને હાબિસ હતા, જેમ કે અબૂબક્ર તારીખીએ રિવાયત કરી. અને એક કૌલ એ છે કે ઝુલ્ખવૈસરા યમાની હતા જેવું કે અબૂ મૂસા મદીનીએ અસ્સહાબામાં રિવાયત કર્યું. તેમજ હઝરત મુલ્લા અલી કારીએ શરહે શિફા (૧/૪૧૫)માં એને જ બયાન કર્યું છે. અલ્બત્ત મિર્કાત (૧/૩૫૦)માં લખ્યું છે કે ઝુલ્ખવૈસરા તમીમી હતો જે હકીકતમાં મુનાફિક હતો બાદમાં ખારજીઓનો સરદાર બન્યો અને હરવાનમાં કતલ થયો. ઝુલ્ખવૈસરા તમીમી જ તે ગુસ્તાખ છે જેણે ગઝવએ હુનૈનના ગનીમતની વહેંચણીના સમયે કહ્યું હતું, "હે મુહમ્મદ ! ઈન્સાફ કરો !" એના પર હઝરત ઉમરે અર્ઝ કરી, ઈજાઝત હોય તો આ મુનાફિકની ડોક ઉડાડી દઉં ! મુસ્લિમમાં છે : હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ رضی اللہ عنہماએ ફર્માવ્યું કે ગઝવએ હુનૈનથી પરત થતાં હુઝૂરે અક્દસ જિઈર્રાના સ્થળે રોકાયેલા હતા. બિલાલના કપડામાં ચાંદી હતી. હુઝૂર મુટ્ઠીમાં લઈને લોકોને આપી રહ્યા હતા. એટલામાં એક શખ્સ આવ્યો અને કહેવા લાગ્યો, હે મુહમ્મદ ! ઈન્સાફ કરો ! હુઝૂરે ફર્માવ્યું, જો હું ઈન્સાફ નહીં કરું તો કોણ કરશે ?! તું નિરાશ તથા નુકસાનમાં પડે જો મેં ઈન્સાફ ન કર્યો. એના પર ઉમર ઈબ્ને ખત્તાબે અર્ઝ કરી, મને ઈજાઝત આપો તો આ મુનાફિકની ગરદન

ઉડાડી દઉં ! *(૧/૩૪૦, કિતાબુઝ્ઝકાત)*

તદ્ઉપરાંત મુલ્લા અલી કારીએ મિર્કાત, ભાગ–પમાં ફર્માવ્યું :–

**ونزل فيه قوله تعالى ومنهم من يلمزك فى الصدقات فهو من المنافقين**''ઝુલ્ખવૈસરાના જ બારામાં આ આયત નાઝિલ થઈ છે, મુનાફિકોમાં તે છે જેઓ સદકાઓની વહેંચણીના બારામાં તમારા પર નુક્તાચીની કરે છે. એટલા માટે ઝુલ્ખવૈસરા મુનાફિકોમાંથી છે. *(બાબુલ મો'જિઝાત, ભાગ–૧, પેજ–૪૫૬)*

આ પરથી જાહેર થઈ ગયું કે ઝુલ્ખવૈસરા તમીમીને ખૂદ મુલ્લા અલી કારી મુનાફિક માને છે. અને કિતાબુત્તહારતમાં લગભગ નાસિખૈનની ગલતીથી યમાનીના બદલે તમીમી થઈ ગયું છે એટલા માટે કે ઝુલ્ખવૈસરા તમીમીના બારામાં કોઈ એવી રિવાયત નથી કે એણે મસ્જિદમાં પેશાબ કર્યો હોય.

**પ્રકરણોની સામ્યતા :** પ્રથમ પ્રકરણમાં પેશાબની નાપાકીનું બયાન હતું એ જ બયાનની એક કડી આ પણ છે કે જો જમીન પર પેશાબ કે કોઈ નાપાક ચીજ પડી જાય તો તેને પાક કરવાનો શું તરીકો છે ? જમીનને પાક કરવાનો એક તરીકો અહીં વર્ણન થયો છે કે એના પર પાણી નાખીને નાપાકી (નજાસત)ને એ રીતે વહાવી દો કે તેની કોઈ અસર બાકી ન રહે. બીજો તરીકો એ પણ છે કે જમીન સૂકાઈ જાય તો પાક થઈ જશે. ત્રીજો એ પણ છે કે નાપાક માટી ખોદીને ફેંકી દો.

**મસાઈલ :** (૧) આ હદીષથી સાબિત થયું કે માણસનો પેશાબ નાપાક છે. (૨) મસ્જિદને પાક તથા સાફ રાખવી જરૂરી છે, નહીં તો સહાબા એ એઅ્રાબીને ન રોકવાની કોશિશ કરતા ન બાદમાં એના પર પાણી નાખતા. (૩) જે લોકો જાહિલ ગંવાર હોય અને કોઈ અયોગ્ય બલ્કે નાજાઈઝ કામ કરી બેસે તો તેમની સાથે બિન જરૂરી સખ્તી ન કરવામાં આવે, અલ્બત્ત નરમીથી સમજાવવામાં આવે, શરીઅતના હુકમનું સૂચન કરવામાં આવે. (૪) મસ્જિદની હુર્મતનો તકાઝો એ હતો કે તે અઅ્રાબીને તુરત રોકી દેવામાં આવતો પણ એમાં કેટલાક ખતરાઓ હતા. શક્ય છે કે ડરના કારણે તે અઅ્રાબી પેશાબ કરતા કરતા ભાગતા તો મસ્જિદના અન્ય હિસ્સા અને એમનાં કપડાં નાપાક થાત. અથવા ડરના માર્યા પેશાબ બંધ થઈ જાત તો એમાં હલાકાત અથવા સખત બીમારીનો અંદેશો હતો. આવા સંજોગોમાં આ બે વિરોધીભાસી વાતોમાં જે આસાન હતી તેની અપનાવી. એને મસ્જિદમાં પેશાબ કરવા દેવામાં આવ્યો પછી મસ્જિદને પાક કરવામાં આવી. જાહેર છે કે નાપાક થયા બાદ મસ્જિદને પાક કરવું એના કરતાં સરળ છે. એ જ પ્રમાણે મસ્જિદની એક જગા પાક કરવી વિવિધ જગાઓ કરતાં આસાન છે. એને ફર્માવવામાં આવ્યું : **اذا ابتليتم ببليتين فليختروا اهونهما** ''જ્યારે બે બલાઓમાં સપડાઈ જાવ તો જે આસાન હોય તેને અપનાવો.''



## حدیث (١٦٢) بال صبی علی ثوب رسول اللہ صلی اللہ علیہ وسلم

**[હદીષ : ૧૬૨] "બાળકનો પેશાબ નાપાક છે"**

عَنْ عَائِشَةَ اُمِّ الْمُؤمِنِیْنَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهَا اَنَّهَا قَالَتْ اُتِیَ رَسُوْلُ

*"હઝરત આઈશા ઉમ્મુલ મો'મિનીન رضی اللہ عنہا એ ફર્માવ્યું કે રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં*

اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ بِصَبِیٍّ فَبَالَ عَلٰی ثَوْبِہٖ فَدَعَا بِمَاءٍ فَاَتْبَعَہٗ اِیَّاہُ

*એક બાળક લાવવામાં આવ્યું, તેણે હુઝૂરનાં કપડાં પર પેશાબ કરી આપ્યો. હુઝૂરે પાણી મંગાવ્યું*

*અને જ્યાં જ્યાં પેશાબ પડયો હતો ત્યાં ત્યાં પાણી રેડયું." (મુસ્લિમ, ૧/૧૩૯, નિસાઈ, ૧/૫૬, ઈબ્ને માજહ–૪૦)*

## حدیث ایضًا (١٦٣)

**[હદીષ : ૧૬૩] "બાળકનો પેશાબ નાપાક છે"**

عَنْ اُمِّ قَیْسٍ بِنْتِ مِحْصَنٍ اَنَّهَا

*"હઝરત ઉમ્મે ક઼ૈસ બિન્તે મિહસન رضی اللہ عنہا થી રિવાયત છે કે*

اَتَتْ بِابْنٍ لَّهَا صَغِیْرٍ لَّمْ یَاْکُلِ الطَّعَامَ اِلٰی رَسُوْلِ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی

*તે પોતાના એક એવા બાળકને રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં લાવી જે હમણા ખોરાક ન લેતુ હતુ.*

**સમજૂતી : ૧૬૨-૧૬૩**

**ઉમ્મે ક઼ૈસ** : આ હઝરત અકાશા رضی اللہ عنہ નાં બહેન છે. કદીમુલ ઈસ્લામ (શરૂમાં જ મુસલમાન થયેલ) છે. મક્કા મોઅઝ્ઝમામાં ઈમાન લાવ્યાં, નબી ﷺથી બયઅત કરી અને મદીનાપાક હિજરત કરી. તેમનાથી ૨૪ હદીષો રિવાયત પામી છે. સહીહૈનમાં બે હદીષો છે. અલ્લામા ઈબ્ને અબ્દુલબરે એમનું નામ જુઝામા બતાવ્યું અને સુહૈલે આમિના. *(અયની, ૩/૧૩૨)*

૨. આ બે હદીષોથી એ વાત સ્પષ્ટ થાય છે કે એવાં બાળકોનો પેશાબ જે હજી ખોરાક ન ખાતાં હોય નાપાક છે, જો નાપાક ન હોત તો તેના પર પાણી નાખવાની શું જરૂરત હતી.

અલ્બત્ત એના પાક કરવાના તરીક઼ામાં થોડોક ફરક છે. બાળકીના પેશાબને ખૂબ સારી રીતે ધોવામાં આવશે અને બાળકના પેશાબમાં એટલી અતિશયતા કરવાની જરૂરત નથી. એનો સબબ એ છે કે બાળકોની પ્રકૃતિમાં ગરમી હોય છે જેથી તેમનો પેશાબ હલકો હોય છે જે મામૂલી ધોવાથી દૂર થઈ જાય છે એથી ઉલ્ટુ બાળકીઓના કે તેમની પ્રકૃતિમાં ઠંડક છવાયેલી હોય છે એના કારણે એમાં ગાઢાપણુ, ચીકાશ અને ઘટ્ટપણુ અધિક હોય છે તે સારી રીતે ધોયા વિના પાક ન થશે. તદ્ ઉપરાંત બાળકનો પેશાબ પાતળી ધાર સાથે નીકળે છે તે વધારે જગાએ ફેલાતો નથી અને બાળકીઓનો પેશાબ પહોળી ધારની સાથે ફેલાય છે તે શરીર અને કપડાં પર અધિક ફેલાયને

عَلَيْهِ وَسَلَّمَ فَاَجْلَسَهُ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فِيْ حِجْرِهٖ

*બાળકને રસૂલુલ્લાહ ﷺએ ગોદમાં બેસાડયો. બાળકે આપના કપડાં પર પેશાબ કરી દીધો.*

فَبَالَ عَلٰى ثَوْبِهٖ فَدَعَا بِمَاءٍ فَنَضَحَهُ وَلَمْ يَغْسِلْهُ ع٥

*હુઝૂરે પાણી મંગાવ્યું અને એના પર નાખ્યું અને તેને ધોયું નહીં."*

*(મુસ્લિમ, ૧/૧૩૯, ૩/૨૨૭, અબૂ દાઊદ, ૧/૪, ૫૩, તિર્મિઝી, ૧/૧૧, ઈબ્ને માજહ, પેજ–૪૦)*

લાગે છે. બાળકોના પેશાબના બારામાં વિવિધ શબ્દો આવેલા છે, અહીં બુખારીમાં **فاتبعه اياه** આવેલ છે એટલે કે જ્યાં જ્યાં પેશાબ હતો ત્યાં ત્યાં પાણી નાખ્યું.

અમુક રિવાયતોમાં صَبَّ અથવા يَصُبُّ આવેલી છે એનો અર્થ પાણી નાખવાનો છે અમુક રિવાયતોમાં છે **لم يغسله غسلا** એને ભારપૂર્વક નથી ધોયું. અમુક رشَّ આવેલ છે જેનો અર્થ છાંટવાનો છે. અમુક **نضح** આવેલ છે એનો અર્થ પણ છાંટવું છે. એમાં ત્રણ શબ્દો **فاتبعه اياه۔ صب۔ لم يغسله غسل**નો સ્પષ્ટ ભાવાર્થએ છે કે દૂધ પીતા બાળકના પેશાબને ધોયો, જો કે એટલો વધારે નથી ધોયો જેટલો બાળકીનો ધોયો. કેવળ બે શબ્દો પોતાના જાહેરના એ'તબારથી એ બતાવી રહ્યા છે કે ધોયું નથી, કેવળ પાણી છાંટીને છોડી દીધું. પરંતુ આવું તે જ કહેશે જેના દિમાગમાં **نضح** તથા **رش**ના અન્ય મોકાઓની માલૂમ નથી. ખૂદ હદીષોમાં **نضح** અને **رش** ધોવાના અર્થમાં આવે છે.

બુખારી (કિતાબુલ હૈઝ, પેજ–૪૫) તથા મુસ્લિમ (તહારત–૧૪૦) બંનેવમાં હઝરત અસ્મા رضی اللہ عنہاની હદીષમાં હૈઝના લોહીના બારામાં આવેલ છે.

બુખારીના શબ્દો છે : **فلتقرصه ثم لتنضحه بماء ثم لتصل فيه** "એને ચુટકી વડે ખોતરી કાઢે પછી પાણી વડે ધૂએ પછી એ કપડામાં નમાઝ પઢે.

અલ્લામા નવવીએ શાફઈ હોવા છતાં શરહે મુસ્લિમમાં ફર્માવ્યું :–

**ومعنى تنضحه تغسله كذاقاله الجوهرى وغيره وفى هذا الحديث وجوب غسل النجاسة بالماء**

"**تنضحه**નો અર્થ એ છે કે તેને ધૂએ જેમ કે જૌહરી વગેરેએ કહ્યું છે. આ હદીષ એ વાતની દલીલ છે કે નાપાકીનું પાણી વડે ધોવું વાજિબ છે." *(૧/૧૪૦)*

અબૂ દાઊદ (૧/૨૭)માં મઝીના બારામાં છે : **فلينضح فرجه وليتوضّأ** "પોતાની શર્મગાહને ધૂએ પછી વુઝૂ કરે."

જયારે કે એનાથી આગલી હદીષોમાં એ જ બનાવવામાં આ શબ્દો છે : **فاغسل ذكرك تووضّأ** "પોતાના ગુપ્તાંગને ધો પછી વુઝૂ કર."

એક હદીષમાં ફર્માવ્યું : **انى لاعرف مدينة ينضح بجا نبيها بحر** "હું એ શહેરને જાણુ છું જેના કિનારે સમુદ્ર માથુ પટકે છે." *(ઈમામ અહમદ, અબૂ નુઐમ, મુસ્નદે અબૂ યઅલા)*

એ જ પ્રમાણે **رش** પણ હદીષોમાં ધોવાના અર્થમાં વપરાય છે.

હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماએ હુઝૂરે અક્દસ ﷺના વુઝૂની વિગત આ શબ્દોમાં વર્ણવી :–

**اخذ غرفة من ماء فرش على رجله اليمنى حتى غسلها** "એક ખોબામાં પાણી લઈને પોતાના જમણા પગો પર નાખ્યું ત્યાં સુધી કે તેને ધોયો." *(બુખારી, ૧/૨૬)*

## حديث (١٦٤) البول قائماً

**[હદીષ : ૧૬૪] "ઊભા ઊભા પેશાબ કરવું મના છે"**

عَنْ حُذَيْفَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُ قَالَ

*"હઝરત હુઝૈફા رضی اللہ عنہ એ ફર્માવ્યું કે નબી ﷺ*

اَتَى النَّبِىُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ سُبَاطَةَ قَوْمٍ فَبَالَ قَائِمًا ثُمَّ دَعَا بِمَاءٍ

*એક કૌમના પર તશરીફ લઈ ગયા અને ઉભા ઉભા પેશાબ કર્યો પછી પાણી માંગ્યું.*

તિર્મિઝીમાં હઝરત અસ્માવાળી હદીષના શબ્દો આ પ્રમાણે છે : **حتيه ثم اقرصيه ثم رشيه وصلى فيه** "તેને ખોતરીને પછી ચુટકી વડે દૂર કર પછી ધો પછી તેમાં નમાઝ પઢ." *(૧/૨૦, તહારત)*

જ્યારે **نضح** તથા **رش**નો અર્થ પણ ધોવું છે તો સર્વ હદીષોમાં મળતાપણુ કરવા માટે જરૂરી છે કે દૂધ પીતા બાળકના પેશાબના બારામાં જ્યાં જ્યાં **نضح** તથા **رش** આવ્યું છે ત્યાં દરેક જગાએ તેને ગુસ્લ (ધોવા)ના અર્થ લેવામાં આવે.

આ મસ્અલાને લઈને અમુક લોકોએ હનફીઓ પર આક્ષેપ કર્યો કે તેઓ હદીષના સામે કયાસ પર અમલ કરે છે. અમારી પાછલી તક્રીર (ચર્ચા)થી જાહેર થઈ ગયું કે તેમનો આ આક્ષેપ પાયાહિન છે. આ મસ્અલાને બીજા શબ્દોમાં આ રીતે રજૂ કરી શકાય છે : માણસનો પેશાબ નાપાક છે એમાં દૂધ પીતા બાળકનો પેશાબ પણ સામેલ છે. જેના પર લગભગ ઈજમાઅ છે કે પુષ્કળ હદીષોથી સાબિત છે. અને જ્યારે દૂધ પીતા બાળકોનો પેશાબ નાપાક તો એની પાકી પણ એ જ રીતે થશે જે તમામ પેશાબના માટે શરીઅતે ઠરાવેલ છે. દૂધ પીતા બાળકના પેશાબના માટે કોઈ અન્ય તરીકો ત્યારે સ્વીકાર પાત્ર થશે જ્યારે કે નસ (દલીલ)થી સાબિત હોય. એની સાબિતી એ હદીષ રજૂ કરી શકાય છે જેમાં **نضح** અને **رش**ના શબ્દો આવેલા છે. પરંતુ કેમ કે એનો અર્થ ખૂદ હદીષોમાં ધોવું આવે છે એટલા માટે તેની દલીલ રદ થશે અને મૂળ હુકમ બાકી રહેશે. હઝરત ઉમ્મુલ મો'મિનીન رضی اللہ عنہاની હદીષમાં જે સાહબઝાદાનું નામ છે તે કોણ બુઝુર્ગ હતા ? એમાં શારેહોના વિવિધ કથનો છે : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર, હઝરત ઈમામ હસન, હઝરત ઈમામ હુસૈન رِضْوَانُ اللّٰهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَ. આ ત્રણેવ બુઝુર્ગોનું હુઝૂર ﷺની ગોદમાં બેસવું અને બેસીને પેશાબ કરવું પણ સાબિત છે, પરંતુ ઉમ્મુલ મો'મિનીન જેનું વર્ણન કરી રહ્યાં છે તે કોણ સાહબ છે તે નિશ્ચિત રીતે સાબિત નથી.

**ઈઝાહુલબારીની ગલતી** : ઈઝાહુલબારી, પેજ–૨૮૨ પર છે : "અબૂ દાઊદમાં **لم يغسل غسل** આવ્યું છે." આ ખાદિમને અબૂ દાઊદમાં એ શબ્દ ન મળ્યો, અલ્બત્ત મુસ્લિમ શરીફમાં છે.

### સમજૂતી : ૧૬૪–૧૬૫–૧૬૬

**ઉભા રહીને પેશાબ કરવું મના છે** : અહનાફ (હનફીઓ) તેમજ જમહૂર (બહુમતિ) ઉલમા નજીક ઉભા રહીને પેશાબ કરવું મના છે. એ પુષ્કળ હદીષોથી સાબિત છે.

(૧) ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદ્દીકા رضی اللہ عنہاથી રિવાયત છે કે ફર્માવ્યું :–

**من حدثكم ان النبى صلى الله تعالٰى عليه سلم كان يبول قئما فلا تصدقوه ماكان يبول الاقاعداً**

"જો તમને કોઈ કહે કે નબી ﷺ ઉભા રહીને પેશાબ કરતા હતા તો એની વાત ન માનશો. હુઝૂર ﷺ

فَجِئْتُهٗ بِمَاءٍ فَتَوَضَّاءَ ع ــه

*હું પાણી લઈને હાજર થયો. હુઝૂરે વુઝૂ કર્યું."*

*(બુખારી, એના બાદ બે પ્રકારણમાં, ૧/૩૩૫, મુસ્લિમ, ૧/૩૩૩, તહારત, અબૂ દાઊદ, ૧/૪, તિર્મિઝી, ૧/૩, તહારત, નિસાઈ, ૧/૯, ઈબ્ને માજહ–તહારત, ૨૬, દારમી–વુઝૂ, મુસ્નદે ઈમામ અહમદ)*

## حدیث ایضاً (۱۶۵)

**[હદીષ : ૧૬૫] "ઊભા ઊભા પેશાબ કરવું મના છે"**

عَنْ حُذَيْفَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُ قَالَ رَأَيْتُنِىْ اَنَا وَالنَّبِىُّ

*"હઝરત હુઝૈફા رضی اللہ عنہ એ કહ્યું, હું અને નબી ﷺ*

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ نَتَمَاشٰى فَاَتٰى سُبَاطَةَ قَوْمٍ خَلْفَ حَائِطٍ

*સાથે સાથે ચાલી રહ્યા હતા કે હુઝૂર એક કૌમના ઉકરડા પાસે એક દીવાલની પાછળ તશરીફ લઈ ગયા*

બેસીને જ પેશાબ કરતા હતા." *(મુસ્નદે ઈમામ અહમદ, તિર્મિઝી, ૧૬૩, તહારત, નિસાઈ, ૧/૧૧, ઈબ્ને માજહ–તહારત–૨૬)*

ઈમામ તિર્મિઝીએ આ હદીષના બારામાં ફર્માવ્યું : **حديث عائشة احسن شى فى هذا لباب واصح** "આ મસ્અલામાં જેટલી હદીષો આવી છે તેમાં સૌથી અધિક હસન તથા સહીહ આ ઉમ્મુલ મો'મિનીનવાળી હદીષ છે.

સહીહ અબૂ અવાના અને હાકિમની મુસ્તદરકમાં આ હદીષ આ શબ્દો સાથે મરવી છે : **مابال قائما منذا انزل عليه القرآن** "જે દિવસે કુર્આન ઉતરવું શરૂ થયું કદી ઉભા રહીને પેશાબ નથી કર્યો."

(૨) બુખારીના બંનેવ શારેહો (વિવરણકર્તા) અલ્લામા અસ્કલાની તથા અલ્લામા અયનીએ હઝરત ઉમ્મુલ મો'મિનીનની હદીષના બારામાં ફર્માવ્યું કે એનાથી મુરાદ એ છે કે ઘરોમાં બેસીને જ પેશાબ કરતા હતા. એટલા માટે તે પોતાના ઈલ્મના આધારે ફર્માવી રહ્યાં છે. તેણી ઘરની અંદરની હાલતો જાણી શકે છે. એના પર આ'લા હઝરત ઈમામ અહમદ રઝા رحمۃ اللہ علیہ એ પકડ કરી છે કે સહીહ અબૂ અવામા અને મુસ્તદરકની રિવાયત એના માટે દલીલ પૂરી પાડે છે કે તે ન ઘરમાં ઉભા રહીને પેશાબ કર્યો ન બહાર. એટલા માટે આ હદીષને ઘરો સાથે ખાસ કરવી દુરુસ્ત નથી. એટલા માટે કે હઝરત ઉમ્મુલ મો'મિનીન કુર્આનના નુઝૂલના પ્રારંભના પાંચ વરસે પેદા થયાં તો તેણી પોતાના અનુભવના આધારે એવું કેવી રીતે ફર્માવી શકે છે કે જ્યારથી કુર્આનનું નુઝૂલ થયું ત્યારથી ઉભા રહીને પેશાબ નથી કર્યો ?! એટલા માટે માનવું પડશે કે જે કાંઈ ફર્માવ્યું સ્થિતિની તેહકીક પછી ફર્માવ્યું છે કેવળ અનુભવથી નથી ફર્માવ્યું. એટલા માટે આ ઈર્શાદ ઘર તથા બહાર દરેકને માટે આમ છે. મૂળ આદતે કરીમા એ જ હતી. અને હઝરત હુઝૈફાની હદીષમાં જે વર્ણન થયેલ છે તે ઉઝર (મજબૂરી)ના લીધે છે.

તદ્ઉપરાંત તદ્દન ઉઘાડી વાત છે કે જ્યારે એ સાબિત થઈ ગયું કે હુઝૂર ઘરના એકાંતમાં બેસીને પેશાબ કરતા હતાં તો દલાલતુન્નસના તરીકાથી એ પણ સાબિત કે બહાર એથી વિશેષ રીતે બેસીને પેશાબ કરતા હતા. એટલા માટે કે મેદાનમાં પર્દો કરવાની જરૂરત ઘરના કરતાં અધિક હતી. જાહેર છે કે બેસવામાં ઉભા રહેવા કરતાં અધિક પર્દો છે. *(ફતાવા રઝવિય્યહ, ૨/૧૭૨)*

فَقَامَ كَمَا يَقُوْمُ اَحَدُكُمْ فَبَالَ فَانْتَبَذْتُ مِنْهُ فَاَشَارَ اِلَيَّ فَجِئْتُهٗ فَقُمْتُ

અને એ રીતે ઉભા થઈ ગયા જેવી રીતે તમે લોકો ઉભા રહો છો અને પેશાબ કર્યો. હું હુઝૂરથી દૂર હટી આવ્યો

عِنْدَ عَقِبِهٖ حَتّٰى فَرَغَ

તો ઈશારાથી નજીક બોલાવ્યો અને હુઝૂરની એડી પાસે ઉભો થઈ ગયો ત્યાં સુધી કે હુઝૂર ફારિગ થઈ ગયા."

## حدیث ایضًا (۱۶۶)

**[હદીષ : ૧૬૬] "ઊભા ઊભા પેશાબ કરવું મના છે"**

عَنْ اَبِیْ وَائِلٍ قَالَ کَانَ اَبُوْ مُوْسَی الْاَشْعَرِیُّ

"અબૂ વાઈલે કહ્યું, અબૂ મૂસા અશ્અરી

یُشَدِّدُ فِی الْبَوْلِ وَیَقُوْلُ اِنَّ بَنِیْ اِسْرَائِیْلَ کَانَ اِذَا اَصَابَ ثَوْبَ اَحَدِهِمْ

પેશાબના મામલામાં સખ્તી કરતા હતા અને કહેતા હતા કે બની ઈસ્રાઈલમાં જ્યારે કોઈના કપડાં પર

**(૨)** બઝ્ઝારે પોતાની મુસ્નદમાં સહીહ સનદ સાથે હઝરત બરીદાથી રિવાયત કરી. રસૂલુલ્લાહ ﷺએ ઈર્શાદ ફર્માવ્યો : **ثلاث من الجفاء ان یبول الرجل قائما اویمسح جبهته قبل ان یفرغ من صلوته اوینفخ فی سجوده** "ત્રણ વાતો જંગલીપણાની છે : ઉભા ઉભા મૂતરવું, નમાઝથી ફારિગ થતા પહેલાં પોતાની પેશાની સાફ કરવી અને સિજદામાં ફૂંક મારવું.

**(૩)** તિર્મિઝી (૧/૪–તહારત), ઈબ્ને માજહ (તહારત–૨૬) અને બયહકીએ હઝરત અમીરુલ મો'મિનીન ફારૂકે આ'ઝમ رضی اللہ عنہથી રિવાયત કરી કે એમણે ફર્માવ્યું :–

**رأی النبی صلی اللہ تعالٰی علیه سلم واناابول قائما فقال یا عمر لاتبل قائما فما بلت قائما بعد**

"નબી ﷺએ ઉભા રહીને પેશાબ કરતાં મને જોયો તો ફર્માવ્યું કે ઉભા રહીને પેશાબ ન કરો ! ત્યારબાદ મેં કદી ઉભા રહીને પેશાબ નથી કર્યો. **(૪)** ઈમામ બયહકીએ જાબિર رضی اللہ عنہથી રિવાયત કરી : **نهی رسول اللہ صلی اللہ تعالٰی علیه وسلم ان یبول الرجل قائما** "રસૂલુલ્લાહ ﷺએ ઉભા રહીને પેશાબ કરવાથી મના ફર્માવ્યું.

(૩) **હુઝૈફાની હદીષના જવાબો :** પ્રથમ એ કે હુઝૈફાની હદીષ હઝરત ઉમ્મુલ મો'મિનીનની હદીષથી મન્સૂખ (રદ બાતલ) છે (તે અમલની મુદ્દત બતાવે છે કે આના પછી આ અમલ કર્યો) એને અબૂ અવાનાએ પોતાની સહીહમાં અને ઈબ્ને શાહીને કિતાબુસ્સુન્નહમાં અપનાવી. એના પર અલ્લામા અયની તથા અલ્લામા અસ્કલાનીએ પીછો (પકડ) કર્યો છે. પણ આ'લા હઝરત ઈમામ અહમદ રઝા رحمۃ اللہ علیہએ ફર્માવ્યું કે, નસ્ખ (મન્સૂખ થવાના) દાવા પર કોઈ આંચ નથી. એટલા માટે કે હઝરત હુઝૈફાએ જે વર્ણન કર્યું આ તેમની અંતિમ વયનો અનુભવ નથી અને ઉમ્મુલ મો'મિનીને વિસાલના દિવસ સુધીની વાત બતાવી. અને હુઝૂરે અક્દસ ﷺનાં કાર્યોમાં છેવટથી લેવામાં આવે છે. નજરે જોયેલ બનાવ વર્ણન કરનારાઓમાં વિરોધાભાસ હોય તો એ નસ્ખથી વિરુધ્ધ નથી, જો અમુક અનુભવ કરનારાએ પાછલા અનુભવ વર્ણન કરતા હોય. તેમજ નસ્ખનું સમર્થન આ

قَرَضَهُ فَقَالَ حُذَيْفَةُ لَيْتَهُ اَمْسَكَ اَتٰى رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

*પેશાબ લાગી જતો તો તેને કાતરવું પડતું. એના પર હઝરત હુઝૈફાએ કહ્યું, કાશ ! કે તેઓ એવું ન કરતા.*

وَسَلَّمَ سُبَاطَةَ قَوْمٍ فَبَالَ قَائِمًا

*નબી ﷺ એક કૌમના ઉકરડાની પાસે આવ્યા અને ઉભા ઉભા પેશાબ કર્યો."*

ઈર્શાદથી પણ થાય છે કે ફર્માવ્યું કે, "ઉભા રહીને પેશાબ કરવું ગમારપણ છે." હુઝૂરે આવાં કાર્યોથી સંપૂર્ણ સાવધાની વર્તતા હતા.

**બીજુ** : એ જગા બેસવાને પાત્ર ન હતી એ કારણે કે આગળ ઢાળ હતો.

**ત્રીજુ** : એ વખતે ગુથણ મુબારકમાં ઝખમ હતો જેના લીધે પગો વાળીને બેસી શકતા ન હતા. આ ખુલાસો હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી રિવાયત થયેલ છે. હાકિમ, દારકુત્ની અને બયહકીએ એમનાથી રિવાયત કરી : **ان النبی صلی اللہ تعالٰی علیه وسلم بال قائما من جرح کان بمابضه** "જો કે આ હદીષ ઝઈફ છે પરંતુ એની પાત્રતા ધરાવે છે કે કોઈ નક઼લ થયેલ કાર્યની હિકમત જાહેર કરી શકે.

**ચોથુ** : નબુવ્વતના સ્થાને બિરાજમાન થયા બાદ હમેશાં બેઠા બેઠા પેશાબ કર્યો, સિવાય આ બનાવના કદી મરવી નથી કે ઉભા રહીને પેશાબ કર્યો હોય. આ કેવળ જાઈઝ બયાન માટે છે. એની તફસીલ એ છે કે અહનાફ (હનફી) તથા જમહૂર (મોટા ભાગના) ફક઼ીહો ઉભા રહીને પેશાબ કરવાને "મકરૂહે તન્ઝીહી" કહે છે. "મકરૂહે તન્ઝીહી"માં પડવું હરામ તથા ગુનોહ નથી પણ ખિલાફે ઉલા (અફઝલિયતથી વિરુધ્ધ) હોય છે.

એ ઉપરાંત મુહદ્દિષોથી અન્ય પણ ખુલાસો મરવી છે પણ તે સૌ મુતકલ્લિમ ફિયહ્ છે. (એટલે એમાં ચર્ચા છે) ચર્ચાનો સાર એ છે કે હઝરત હુઝૈફાવાળી હદીષ મના કરતી હદીષોથી વિમુખ છે અને ટકરાવ દૂર કરવાનો ધારો કે કોઈ સબબ ન પણ મળી શકે તો પણ અગ્રતા મનાઈની હદીષને જ આપવામાં આવશે. પ્રથમ તો ઉભા રહીને પેશાબ કરવાનો પ્રસંગ એકવારનો બનાવની સ્થિતિ છે જેમાં કેટલીયે સંભાવનાઓ છે. બીજુ ક઼ૌલ તથા ફેઅલમાં જ્યારે વિરોધાભાસ હોય તો અગ્રતા ક઼ૌલને આપવામાં આવે છે ત્રીજુ જ્યારે મુબીહ તથા હાઝિર (જાઈઝ તથા નાજાઈઝ) વિરોધાભાસી હોય તો હાઝિર (નાજાઈઝ)ને અગ્રતા આપવામાં આવશે.

એટલા માટે શરીઅતના ક઼ાયદાઓની રૂએ અગ્રતા મનાઈની જ થઈ.

**આ હદીષ ઉભા રહીને પેશાબ કરનારાઓને લાભદાયી નથી !** : અંગ્રેજ જતો રહ્યો અને આપણા સમાજમાં હજારો ખરાબીઓ પેદા કરતો ગયો. એમાંથી ઉભા રહીને પેશાબ કરવું પણ છે. એ અંગ્રેજોના માનસિક ગુલામોને હઝરત હુઝૈફાવાળી હદીષ કોઈ રીતે તદ્દન લાભ કર્તા નથી. હુઝૂરે અક઼દસ ﷺએ કેવળ એકવાર ઉભા રહીને પેશાબ કર્યો તે પણ ઉઝર (મજબૂરી)ના કારણે તે પણ ઊંચી જગાએ ઉભા રહીને જેની સામે ઢાળ અને જમીન ઉકરડાના કારણે નરમ કે કોઈ રીતે છાંટા આવવાની સંભાવના ન હતી, સામે દીવાલ હતી, ઉકરડો વરંડામાં હતો ન કે માર્ગ ઉપર, પાછળ હઝરત હુઝૈફાને ઉભા કરી લીધા હતા જેનાથી એ બાજુ પણ પર્દો થઈ ગયો હતો. આ સાવધાનીઓ સાથે જીવનમાં એકવારનો બનાવ નક઼લ થયેલ છે, અને અંગ્રેજોના માનસિક ગુલામોની હાલત એ છે કે જ્યાં મનમાં આવે ઉભા ઉભા ધાર મારવા લાગે છે ! ન પર્દાનો ખયાલ અને એની સાવધાની કે છાંટા શરીર તથા કપડાં પર ન આવે, ન કોઈ મજબૂરી, એક ફેશન બનાવી લીધી છે ! આ રીતે પેશાબ કરવો નસારા (ઈસાઈ), મુશ્રિકો તથા ફાસિક઼ોની નિશાની છે એટલા માટે **જાઈઝ નથી.**

હદીષમાં છે : **من تشبه بقوم فهو منهم** "જે કોઈ કૌમની નિશાની અપનાવે તે તેઓમાંથી છે." અને ફર્માવ્યું :

ایاکم وزی الاعاجم "અજમીઓની ફેશનથી દૂર રહો."

અરબવાસીઓની સામાન્ય આદત એ જ હતી કે ઉભા ઉભા પેશાબ કર્યા કરતા. હુઝૂરે અક્દસ ﷺએ એમાં સુધારણા કરી અને એ બદ્તમીઝીને નાબૂદ કરી. જ્યારે હુઝૂરે અક્દસ ﷺને લોકોએ બેસીને પેશાબ કરતા જોયા તો આ પ્રમાણે ટીકા કરી કે : یبول کماتبول المرأة "એ સ્ત્રીઓની જેમ પેશાબ કરે છે !" *(ઈબ્ને માજહ, તહારત, પેજ–૨૭)* આ પણ એની દલીલ છે કે, અગ્રતા એને છે કે ઉભા રહીને પેશાબ કરવું મના છે.

(૩) **اسرائیل (ઈસ્રાઈલ)** : હઝરત યાકૂબ علیہ السلامનું નામ મુબારક છે "اِس" સુર્યાની ભાષામાં "બંદા"ના અર્થમાં આવે છે અને "اِیل" અલ્લાહના અર્થમાં છે. હઝરત યાકૂબ علیہ السلامના બાર પુત્રો હતા તેમનો વંશવેલો "બની ઈસ્રાઈલ" કહેવાય છે.

(૪) બની ઈસ્રાઈલના શરીર અથવા કપડા પર નજાસત લાગી જતી તો તેને કાપીને ફેંકી દેતા. મુસ્લિમ (૧/૧૩૩) તથા અબૂ દાઊદની એક રિવાયતમાં جلداحدھم છે અને અબૂ દાઊદની બીજી રિવાયતમાં جسداحدھم છે.

પણ એના પર આશ્ચર્ય છે કે આ ઘણો જ સખત હુકમ હતો. નજાસત (નાપાકી) લાગ્યા બાદ શરીરની ચામડી કાપીને ફેંકી દેવામાં આવે, એ સાંભળીને રુંવાટી ઉભી થઈ જાય છે. અમુકવાર ચામડી કાપ્યા બાદ માણસ જીવંત કેવી રીતે રહેશે, જીવતો રહેશે પણ તો મુડદાથી બદ્તર એટલા માટે શારેહોએ એની તાવીલ કરે છે.

અલ્લામા કુર્તબીએ ફર્માવ્યું કે એ લોકો ચામડાનો લિબાસ પહેરતા હતા. جلداحدھمથી એ જ મુરાદ છે પણ جسداحدھمનો શો ખુલાસો થશે, એ સવાલ એની જગાએ રહી જાય છે. વધુમાં વધુ એ કહી શકાય છે કે રિવાયત બિલ મઅનાના લીધે તબદીલી થઈ. અસલમાં શબ્દ ثوب હતો. કેમ કે તેઓ ચામડાંનો લિબાસ પહેરતા હતા, જેથી કોઈ રાવીએ એને جلدથી શરીરની ચામડી સમજી અને એને جسد (જસ્દ, શરીર)થી બદલી નાખ્યું. પરંતુ આ પ્રકારની સંભાવનાઓ ધ્યાનપાત્ર હોય તો અમાન ઉઠી જાય. આ ખાદિમની નાકિસ રાય એ છે કે અહીં મુરાદ એ હતી કે પેશાબ લાગ્યા બાદ શરીર પાક કરવા પર કબ્રમાં એની સજા એ હતી કે એ હિસ્સો કાપવામાં આવતો. ان اصبت فمن اللہ وان اخطئت فمنی ومن الشیطان

(૫) હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہ પેશાબના મામલામાં એટલી સાવધાની રાખતા હતા કે શીશીમાં પેશાબ કરતા હતા. (મુસ્લિમ, ૧/૧૩૩) એના પર હઝરત હુઝૈફાએ ફર્માવ્યું કે આટલી સખ્તીની જરૂરત નથી. હુઝૂરે અક્દસ ﷺએ એકવાર ઉભા રહીને પેશાબ કર્યો, જો કે ઉભા ઉભા પેશાબ કરવામાં છાંટા પડવાની અધિક સંભાવના રહે છે. હુઝૂરે કદી એ તકલ્લુફ પસંદ નથી કર્યો કે શીશીમાં પેશાબ કરતા.

(૬) એના પરથી આપણા ઉલમાએ એ તારણ કાઢ્યું કે પેશાબના ખૂબ બારીક સોયના નાકા જેટલા છાંટા માફ છે.

**એક હદીષનો હલ** : એના અનુસંધાનમાં અબૂ દાઊદ (૧/૪)માં આ હદીષ છે :–

અબ્દુર્રહમાન ઈબ્ને હસના કહે છે કે હું તથા અમ્ર ઈબ્ને આસ ખિદમતે અક્દસમાં હાજર થયા. હુઝૂર બહાર તશરીફ લાવ્યા. હુઝૂરની સાથે ઢાલ હતી. હુઝૂરે એની આડમાં પેશાબ કર્યો. અમે કહ્યું, હુઝૂરને જુઓ ! સ્ત્રીઓ જેમ પેશાબ કરે છે ! હુઝૂરે એને સાંભળી લીધું અને ફર્માવ્યું, તમને ખબર નથી ! સાહિબ બની ઈસ્રાઈલને શું મળ્યું ? બની ઈસ્રાઈલને જ્યારે ક્યાંક પેશાબ લાગતો તો તેને કાપી નાખતા. એણે મના કર્યું તો તેને કબ્રમાં અઝાબ આપવામાં આવ્યો.

**આ હદીષમાં ત્રણ શંકાઓ છે** : હઝરત અબ્દુર્રહમાન બિન હસના વગેરેએ હુઝૂર પર કટાક્ષ કર્યો ! સાહિબ બની ઈસ્રાઈલથી કોણ મુરાદ છે ? બની ઈસ્રાઈલને પાકી હાંસલ કરવાથી કેમ મના કરવામાં આવ્યું ? પ્રથમ શંકાનો જવાબ એ છે કે અબ્દુર્રહમાન ઈબ્ને હસના વગેરેએ કટાક્ષરૂપે અથવા વાંધાની નિય્યતે નથી કહ્યું

બલ્કે અરબવાસીઓના પુરૂષોની સામાન્ય આદત હતી કે ઉભા ઉભા ગમે ત્યાં પેશાબ કરી લેતા હતા, અલ્બત્ત સ્ત્રીઓ બેસીને પર્દાની સાથે પેશાબ કરતી હતી. એના પર આશ્ચર્ય વ્યક્ત કરતાં તેમણે આ પ્રમાણે કહ્યું હતું. એટલા માટે સાંભળ્યા બાદ હુઝૂર નારાજ ન થયા પણ તેમની તસલ્લી કરી દીધી.

અલ્લામા અયનીએ ફર્માવ્યું કે સાહિબ બની ઈસ્રાઈલથી મુરાદ હઝરત મૂસા علیہ السلام છે. અને **فنهاهم**થી મુરાદ એ છે કે હઝરત મૂસા علیہ السلامએ એને પેશાબની સાથે ખરડાવાથી મના ફર્માવ્યું, પણ તેઓ ન માન્યા એટલા માટે ન માનનારાઓને ક઼બ્રમાં અઝાબ થયો. **فنهاهم**નો તઅલ્લુક મહફૂઝથી **عن اصابة البول**થી, અને આ ઈબારત મહઝૂફ છે **فلم ينتهوافعذب**ની, **ف** સબબીયા છે.

**સાહિબે તોહફાનું હદીષ જ્ઞાન** : હઝરત બરીદાવાળી હદીષ બઝ્ઝારે રિવાયત કરી. ઈમામ તિર્મિઝીએ એ ટીકા કરી કે એ ગૈર મહફૂઝ છે. એના પર અલ્લામા અયનીએ એ લખ્યું કે એને બઝ્ઝારે સહીહ સનદ સાથે રિવાયત કરી છે.

એના પર સાહિબે તોહફતુલ અહૂઝીએ આ પકડ કરી, સહીહ સનદ સાથે રિવાયત તેના ગૈર મહફૂઝ હોવાને નકારશે નહીં, પછી આ ટીકાથી શો ફાયદો !

કદાચ મુબારકપુરી સાહબના દિમાગમાં ગૈર મેહફૂઝનો અર્થ મેહફૂઝ ન રહ્યો, નહીં તો આવી વાત કદાપી ન લખત. હદીષે ગૈર મેહફૂઝ મુહદ્દિષોની બોલીમાં એને કહે છે જેને કોઈ ષિક઼હ અન્ય ષિક઼હ રાવીઓની વિરુધ્ધ રિવાયત કરે. (૧/૪) એનો મતલબ એ થયો કે કોઈ હદીષના ગૈર મેહફૂઝ હોવા માટે જરૂરી છે કે એના સામે પણ કોઈ રિવાયત હોય. અને જો રિવાયત કેવળ એક જ હોય તો એને ગૈર મેહફૂઝ નથી કહી શકતા. અહીં અલ્લામા અયનીએ સ્પષ્ટતા કરી આપી કે, બઝ્ઝારે લખ્યું છે કે આ હદીષને બરીદાથી સઈદ સિવાય કોઈ અન્યએ રિવાયત નથી કરી. જ્યારે એની વિરુધ્ધ કોઈ રિવાયત જ નથી તો એને ગૈર મેહફૂઝ કહેવી દુરુસ્ત નથી.

**સાહિબે તોહફાના હાથની સફાઈ** : અહીં મુબારકપુરી સાહબે એક ગૈર મુક઼લ્લિદનો દાવ પણ ચલાવી દીધો છે. અલ્લામા અયનીની આખી ઈબારત (પૂરું લખાણ) નકલ ન કરી જેનાથી એવું દર્શાવવા ચાહે છે કે અલ્લામા અયની ઈમામ તિર્મિઝીના મુક઼ાબલામાં છે. એનાથી એવું પ્રદર્શિત કરવા ચાહે છે કે ઈમામ તિર્મિઝીના મુક઼ાબલામાં અલ્લામા અયનીનું શું ગજું !

જ્યારે કે હક઼ીક઼ત એ છે કે અસલ મુક઼ાબલો ઈમામ બઝ્ઝાર અને ઈમામ તિર્મિઝીનો છે. અલ્લામા અયની તો એક હકમની જેમ ફેંસલો આપનાર છે. તદ્ ઉપરાંત ગૈર મુક઼લ્લિદિયતના દાવા પછી આ શખ્સિયત પરસ્તી શોભતી નથી ! જો હઝરત ફારૂકે આ'ઝમ અને સર્વ સહાબાના ઈજમાઈ ફેંસલાની વિરુધ્ધ દરેક ગૈર મુક઼લ્લિદ પોતાની રાયને હક્ક઼ કહી શકે છે તો પછી ગૈર મુક઼લ્લિદિયતના ક઼ાયદાનુસાર અલ્લામા અયની જેવી હદીષ તથા ફિક઼હની કામિલ સમૃદ્ધ હસ્તીને એ હક્ક઼ કેમ કરીને નથી મળી શકતો કે તે ઈમામ તિર્મિઝીની રાય પર કાંઈ કહી શકે.



## حدیث (۱٦٧) غسل الدم

**[હદીષ : ૧૬૭] "લોહીને કઈ રીતે પાક કરે ?"**

عَنْ اَسْمَاءَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھَا قَالَتْ جَاءَتْ

"હઝરત અસ્મા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે એક સ્ત્રી રસૂલુલ્લાહ ﷺ ની

اِمْرَأَۃٌ اِلٰی رَسُوْلِ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ فَقَالَتْ اَرَأَیْتَ اِحْدٰنَا

ખિદમતમાં હાજર થઈ અને અર્ઝ કરી, બતાવો અમારામાંથી કોઈને

تَحِیْضُ فِی الثَّوْبِ، کَیْفَ تَصْنَعُ، قَالَ تَحُتُّہٗ ثُمَّ تَقْرُصُہٗ بِالْمَاءِ وَتَنْضَحُہٗ

કપડામાં હૈઝ આવી જાય (કપડાંને લાગી જાય) તો શું કરે ? ફર્માવ્યું, તેને ખોતરે પછી પાણી નાખીને

بِالْمَاءِ وَتُصَلِّیْ فِیْہِ ۔

ચુટકી વડે ઘસે અને પાણીથી ધૂએ અને એમાં નમાઝ પઢે."

(બુખારી, હૈઝ, બાબે ગુસ્લિદ્દમ–૪૫, મુસ્લિમ, ૧/૧૪૦, અબૂ દાઊદ, ૧/૫૨, તિર્મિઝી, દારમી, ૧–૫, મુસ્નદે ઈમામ અહમદ)

## حدیث (۱٦٨) حکم الاستحاضة

**[હદીષ : ૧૬૮] "ઈસ્તેહાઝાનું વર્ણન"**

عَنْ عَائِشَۃَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھَا

"હઝરત આઈશા رضی اللہ عنہا એ

**સમજૂતી : ૧૬૭–૧૬૮**

**૧.** લોહી સદંતર નાપાક છે ચાહે હૈઝનું હોય કે અન્ય કોઈ. અને એના પર ઈજમાઅ છે. અલ્બત્ત ગૈર મુકૃલ્લિદો હૈઝ સિવાય બાકીનું સર્વ લોહી પાક માને છે. તેમના ઈમામ નવાબ સિદ્દીકૃ હસન ભોપાલીએ ફતહુલ મુગીષ અને તરીકૃએ મુહમ્મદિયામાં લખ્યું છે. તદ્દઉપરાંત તેમના શૈખ રઈસ કૃાઝી શૌકાનીએ પણ અદર્રુલ બહિયામાં લખ્યું છે કે હૈઝના લોહી અને માનવના મળ મૂત્ર સિવાય દરેક ચીજ પાક છે. તેમજ એ પણ લખી આપ્યું કે સુવ્વરની ચરબી હરામ નથી.

ફાતિમા બિન્તે અબી જુબૈશવાળી હદીષ એના પર નસ (દલીલ) છે કે ઈસ્તેહાઝાનું લોહી પણ નાપાક છે અને એ લોહી હૈઝ સિવાયનું અલગ લોહી છે. તદ્દઉપરાંત વહેતા લોહીની નજાસત કુર્આનથી સાબિત છે. ઈર્શાદ છે : اَوْدَمًا مَّسْفُوْحًا اَوْلَحْمَ خِنْزِیْرٍ فَاِنَّہٗ رِجْسٌ "અથવા વહેતુ લોહી અથવા સુવ્વરનો ગોશ્ત કે એ સર્વ

قَالَتْ جَاءَتْ فَاطِمَةُ بِنْتُ اَبِیْ حُبَیْشٍ اِلَی النَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

*ફર્માવ્યું કે ફાતિમા બિન્તે અબી જુબૈશ નબી ﷺની ખિદમતમાં હાજર થઈ અને*

وَسَلَّمَ فَقَالَتْ یَارَسُوْلَ اللّٰہِ اِنِّیْ اِمْرَاَۃٌ اُسْتَحَاضُ فَلَا اَطْھُرُ اَفَادَعُ

*અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! હું એવી સ્ત્રી છું કે મને ઈસ્તેહાઝાની બીમારી છે, પાક નથી રહેતી તો*

الصَّلٰوۃَ؛ فَقَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ، لَا اِنَّمَا ذٰلِكِ

*શું નમાઝ છોડી દઉં ?! રસૂલુલ્લાહ ﷺએ ઈર્શાદ ફર્માવ્યો, નહીં ! (નમાઝ ન છોડો) આ*

નાપાક છે.'' *(અન્આમ–૧૪૫)*

**દરેક નાપાકી દિરહમ જેટલી માફ છે :** એક એકમતિ પછી કે લોહી નાપાક છે ઉલમામાં બે મહાન મતભેદો છે : એક એ કે નાપાકી થોડી હોય વધારે સૌને ધોવું ફર્ઝ છે અથવા કાંઈક માફ પણ છે ? શાફઈઓનો મસ્લક એ છે કે નાપાકી થોડી હોય કે વધારે એનું ધોવું ફર્ઝ છે, આપણા ત્યાં થોડી નાપાકી માફ છે. આપણી દલીલ આ હદીષ છે : હઝરત ઉમ્મુલ મો'મિનીન ફર્માવે છે :–

''અમારી પાસે કેવળ એક જ કપડુ રહેતુ હતું એમાં હૈઝ પણ આવતુ હતું. જો કપડાને લોહી લાગી જતું તો અમે થૂક લગાડીને નખો વડે ખોતરી આપતી.'' *(બુખારી–હૈઝ, ૪૫, અબૂ દાઊદ, ૧/૫૨)*

હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એક બે ટીપાં લોહીથી નમાઝમાં કાંઈ વાંધો નથી એમ જાણતા હતા. કેટલી હદે માફ છે એના અનુસંધાનમાં આપણા ઈમામોએ દિરહમની માત્રા (માપ) રાખેલ છે અને એ હઝરત અલી તથા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہماથી મરવી છે. હઝરત ઉમર رضی اللہ عنہએ પોતાના નખો જેટલી માત્રાને માફ બતાવ્યું. મુહીતમાં છે કે એમનો નખ લગભગ આપણી હથેળી હતો. *(અયની, ૩/૧૪૧)*

આમ તો આપણે ત્યાં પણ મુસ્તહબ એ જ છે કે થોડી સરખી પણ નાપાકી ક્યાંક લાગી જાય તો તેને ધોઈ લેવામાં આવે.

**પાણી સિવાય અન્ય ચીજો વડે પણ નાપાકી દૂર થઈ શકે છે :** શાફઈઓ એવું કહે છે કે નાપાકી ક્યાંક લાગી જાય તો કેવળ પાણી વડે જ પાક થશે. પાણી સિવાય અન્ય કોઈ ચીજ વડે જો દૂર કરીશું તો તે ચીજ પાક થશે નહીં. આપણે ત્યાં પાણીની જેમ દરેક એવી વહેનારી ચીજથી નાપાકી દૂર થઈ શકે છે જે એવી પતલી અને વહેતી હોય કે નાપાકીને દૂર કરી આપે.

શાફઈઓ કહે છે કે હદીષમાં કેવળ પાણી વડે જ નાપાકી દૂર કરવાનો હુકમ છે. કોઈ અન્ય વહેનારી હલકી ચીજથી નહીં. એટલા માટે કેવળ પાણી વડે જ નાપાકી દૂર થશે, બીજી ચીજોથી નહીં. અમે એવું કહીએ છીએ કે હદીષમાં પાણીનો ઉલ્લેખ એ કારણે છે કે પાણી જ સરળતાપૂર્વક મેળવી શકાય છે અને સામાન્યતઃ એનાથી નાપાકી દૂર કરવામાં આવે છે. પાણીનો ઉલ્લેખ શરતના સ્થાને નથી બલ્કે ગાલિબ તથા અધિક્તાના એતબારથી છે. જેમ કે કુર્આન મજીદમાં ફર્માવ્યું : وَرَبَائِبُکُمُ اللَّاتِیْ فِیْ حُجُوْرِکُمْ مِنْ نِّسَائِکُمُ اللَّاتِیْ دَخَلْتُمْ بِهِنَّ ''તમારી ગોદમાં ઉછેર પામનારી તે છોકરીઓ જે તમારી તે પત્નીઓની છે જેમની સાથે તમે હમબિસ્તરી કરી ચૂક્યા છો.'' *(નિસાઅ્–૨૩)*

તદ્ઉપરાંત આવા મોકાઓ પર ખાસ કરવું બીજાથી ઈન્કારની દલીલ નથી થતી. તેમજ એ કે લકબનો ભાવાર્થ આપણે ત્યાં દલીલ નથી. (લકબ = આ ઉસૂલે ફિકહની એક ઈસ્તેલાહ છે.)

عِرۡقٌ وَلَيۡسَ بِحَيۡضٍ فَاِذَا اَقۡبَلَتۡ حَيۡضَتُكِ فَدَعِيۡ الصَّلٰوةَ وَاِذَا

*રગનું લોહી છે, હૈઝ નથી. જ્યારે તારું હૈઝ શરૂ થાય તો નમાઝ છોડી આપ, અને જ્યારે હૈઝના દિવસો પૂરા*

اَدۡبَرَتۡ فَاغۡسِلِيۡ عَنۡكِ الدَّمَ ثُمَّ صَلِّيۡ قَالَ، وَقَالَ اَبِيۡ، ثُمَّ تَوَضَّئِيۡ

*થઈ જાય તો લોહી ધોઈને નમાઝ પઢયા કર. હેશામે કહ્યું, મારા વાલિદે (ઉરવહે) એ પણ કહ્યું હતું કે હુઝૂરે*

لِكُلِّ صَلٰوةٍ حَتّٰى يَجِيۡئَ ذٰلِكَ الۡوَقۡتُ ع ہ

*આ પણ ફર્માવ્યું હતું કે દરેક નમાઝના માટે વુઝૂ કર ત્યાં સુધી કે એ સમય એટલે હૈઝ ફરી આવી જાય."*

*(બુખારી, હૈઝ, બાબે ગુસ્લુદ્દમ–૪૫, મુસ્લિમ, ૧/૧૪૦–તહારત, અબૂ દાઊદ–તહારત૫ ૧/૫૨, તિર્મિઝી, ૧/૨૦, નિસાઈ, ૧/૫૬, મોઅત્તા તહારત, જામિ.િલ હૈઝિયા, પેજ–૨૨, દારમી–વુઝૂ–૫, મુસ્નદે ઈમામ અહમદ)*

સીધી સાદી વાત એ છે કે કપડુ દા.ત. નાપાકી લાગતા પહેલાં પાક હતું, નાપાકી લાગવાથી નાપાક થયું. જો નાપાકી કોઈ ચીજ વડે દૂર કરી દેવામાં આવી તો પોતાની મૂળ સ્થિતિમાં આવી ગયું.

**હૈઝની ઓળખ** : હદીષ–૧૬૮માં ફર્માવવામાં આવ્યું **اذا اقبلت حيضتك** એનાથી ઈમામ શાફઈ આ તારણ કાઢે છે : મુરાદ એ છે કે જ્યારે હૈઝનું લોહી આવે. હૈઝનું લોહી એકદમ લાલ કે કાળુ હોય છે. ઈમામ શાફઈના ખુલાસા પર મતલબ એ થયો કે જ્યારે લાલ અથવા કાળુ લોહી આવે તો હૈઝ શરૂ થઈ ગયું અને જ્યારે એ રંગ ખત્મ થઈને બીજા રંગનું આવે તે ઈસ્તેહાઝા (બીમારીનું લોહી) છે.

હનફીઓનો મસ્લક એ છે કે જો તેને પહેલાં હૈઝ આવી ચૂક્યું છે તો જે દિવસોમાં હૈઝ આવવાની આદત હતી તે દિવસ જ્યારે આવી જાય તો હૈઝવાળી થઈ ગઈ અને તે દિવસોના ખત્મ થતાં ઈસ્તેહાઝાવાળી. દા.ત. કોઈ સ્ત્રીને દર મહિને ૧૫ તારીખથી ૨૦ સુધી હૈઝ આવતુ હતું. હવે તેને ઈસ્તેહાઝા (બીમારીનું લોહી) આવવાનું શરૂ થઈ ગયું જે બંધ જ નથી થતું તો એવી સ્ત્રી માટે લાઝિમ છે કે દર મહિનાની ૧૫ તારીખથી ૨૦ સુધીના હૈઝ જાણે, બાકીના દિવસો ઈસ્તેહાઝા.

અને જો કોઈ સ્ત્રીને લોહી આવવાનુ શરૂ થયું અને પછી બંધ જ ન થયું જેનાથી આગલી આદતની જાણ થાય, તો આ જે તારીખથી લોહી આવવાનુ શરૂ થયું છે એ તારીખથી દસ દસ દિવસ સુધી હૈઝ ગણે અને બાકી વીસ દિવસ ઈસ્તેહાઝા સમજે. *(હિદાયા વગેરે આમ કિતાબો)*

અમારી દલીલ એ જ હદીષના બીજા શબ્દો છે જે વિવિધ રિવાયતોમાં આવેલ છે. બુખારી બાબ **اذا حاضت فی شهر ثلاث حيض** માં છે : **ولكن دعى الصلوة قدرا لايام اللتى كنت تحيضين فيها** "એટલા દિવસો નમાઝ છોડી આપ જેટલા દિવસો તને હૈઝ આવતુ હતું." એ જ હદીષની અબૂ દાઊદની એક રિવાયતમાં આ શબ્દો છે : **ان تقعد الايام التى كانت تقعدثم تغتسل** "તે દિવસોમાં બેસે જે દિવસોમાં બેસતી હતી, પછી ગુસ્લ કરે."

એમાં જ ઉમ્મુલ મો'મિનીનની એક હદીષના આ મુબારક શબ્દો છે :–

**فلتنظر قدرماكانت تحيض فى كل شهر وحيضها مستقيم فلتعد بقدرذلك من الا يام ثم لتدع الصلوة فيهن اوبقدر هن**

"જ્યારે તેનું હૈઝ દુરુસ્ત હતું એ સમયથી દર મહિને એટલા દિવસ રાહ જુએ, એટલા દિવસ ગણી લે અને એટલા દિવસોમાં નમાઝ ન પઢે."

એમાં જ ઉમ્મુલ મો'મિનીન હઝરત ઉમ્મે સલમા رضی اللہ عنہاની આ હદીષ છે :–

فقال لتنظر عدة الليالی والايام اللتی كانت تحيض من الشهر قبل ان يصيبها الذی اصابها

"આ બીમારી પહેલાં જેટલા રાત દિવસ દર મહિને એને હૈઝ આવતુ હતું એટલા દિવસો રાહ જુએ."

એક હદીષમાં قدر ذلك છે, એકમાં قدرماكانت تحبسك حيضتك છે. કોઈમાં ايام اقرائها છે, કોઈમાં مضت ايامها છે.

હદીષની એક રિવાયત બીજાની અને એક હદીષ બીજીની તફસીર હોય છે. એટલા માટે સાબિત થઈ ગયું કે اقبلت حيضتكથી મુરાદ આદતના દિવસો છે.

શાફઈઓ પોતાના સમર્થનમાં એક હદીષ લાવે છે કે ઈર્શાદ ફર્માવ્યો :–

اذاكان دم الحيض فانه دم اسوديعرف فامسكی عن الصلوة واذاكان الاخرفتوضی "જ્યારે હૈઝનું લોહી હોય અને એ કાળુ હોય છે જે ઓળખી શકાય છે તો નમાઝ છોડી આપે અને જ્યારે બીજા રંગનું લોહી આવે તો વુઝૂ કરે."

એના પર ઈમામ નિસાઈએ આ વિરોધ ફર્માવ્યો :–

قد روی هذا الحديث غير واحد ولم يذكراحد منهم ماذكر ابن عدی "આ હદીષને ઘણા લોકોએ રિવાયત કરી પણ કોઈએ પણ એ ઉલ્લેખ નથી કર્યો જે ઈબ્ને અદીએ ઉલ્લેખ કર્યો. *(ભાગ–૧, વહેતુ લોહી અને હૈઝ તથા ઈસ્તેહાઝા)*

ઈમામ નિસાઈના આ ઈર્શાદનો મતલબ એ થયો કે તેમની તેહક઼ીક઼ના પ્રમાણે આ હદીષ શાઝ (જે હદીષ ષિક઼ાહ રાવીઓની રિવાયત કર્તા હદીષની વિરુદ્ધ રિવાયત કરવામાં આવી હોય) છે. તદ્ ઉપરાંત ઈલલ ઈબ્ને અબી હાતિમમાં એને મુન્કર કહી.

ઈમામ તહાવીએ મુશ્કિલુલ આષારમાં ઈમામ અહમદનો ક઼ૌલ નક઼લ કર્યો કે એ મુદરજ છે, હદીષની સેહતની તક઼દીર પર, અથવા મોટાભાગના એતબારે પણ એ હુકમ માટે આધાર નથી. તદ્ઉપરાંત એને જો ફૈંસલાનો આધાર ઠરાવીએ તો ખરાબી એ લાઝિમ આવશે કે કદી કદી ફક્ત લાલ રંગનું લોહી મહિનાઓ સુધી આવે છે તો શું એ સૌ હૈઝના દિવસોમાં જ ગણાશે ?

**પેશાબ અને પાખાના સિવાય નીકળનારુ પણ વુઝૂ તોડનાર છે** : ફાતિમા બિન્તે અબી જુબૈશવાળી હદીષ એની દલીલ છે કે પેશાબ પાખનાની જગ્યા સિવાય જો ક્યાંકથી નજાસત બહાર પડે તો પણ વુઝૂ તૂટી જશે એટલા માટે કે આ હદીષમાં ઈસ્તેહાઝાના લોહીના બારામાં સ્પષ્ટ નસ (દલીલ) છે કે એ રગનું લોહી છે.

**પેશાબ અને પાખાનાના રસ્તા સિવાયની આદત (નિયમ) વિરુદ્ધની ચીજનું નીકળવું પણ વુઝૂ તોડનાર છે** : ઈસ્તેહાઝાનું લોહી પેશાબના માર્ગેથી નીકળે છે અને એ આદત વિરુદ્ધનું છે અને વુઝૂ તોડનાર છે. તો સાબિત થયું કે પેશાબ અને પાખાનાની જગ્યાથી આદત વિરુદ્ધ ચીજનું નીકળવું પણ વુઝૂ તોડનાર છે. હવે આ હદીષ બે મસ્અલાઓની દલીલ બની ગઈ, એક એની કે સબીલૈન (શરીરની આગળ કે પાછળ) સિવાય ક્યાંકથી પણ લોહી અથવા કોઈ નાપાક ચીજ નીકળે તો તે વુઝૂ તોડનાર છે. બીજુ એ કે બંને દ્વારે (મળ દ્વાર કે મૂત્ર દ્વાર)થી આદત વિરુદ્ધની પણ ચીજ નીકળે તો વુઝૂ તોડનાર છે.

**મઅઝૂર (મજબૂર)નો હુકમ** : આ હદીષથી ફક઼ીહોએ એ તારણ કર્યું કે ઈસ્તેહાઝાવાળી તથા જે એના હુકમમાં છે દા.ત. કોઈને (૧) વારંવાર પેશાબના ટીપાં પડવાં છે અથવા હવા નીકળવી છે તે પણ એટલી સખત કે વુઝૂ કરીને ફર્ઝ પઢવાનો પણ મોક઼ો ન મળે તો તે મઅઝૂર છે. એના માટે આ સબબ વુઝૂ તોડનાર નથી,

સમયનું નીકળવું વુઝૂ તોડનાર છે. નમાઝનો સમય શરૂ થયા પછી વુઝૂ કરે અને એ વુઝૂથી સમયની અંદર જેટલી ચાહે નમાઝો પઢે ચાહે ફર્ઝ ચાહે નફ્લ, ચાહે તે સમયની ચાહે કઝા.

ઈમામ શાફઈ ફર્માવે છે કે દરેક ફર્ઝના માટે વુઝૂ કરે એ વુઝૂ વડે એ ફર્ઝ સિવાય એના તાબે પણ પઢી શકે છે, અલ્બત્ત એક વુઝૂ વડે બે ફર્ઝ નથી પઢી શક્તા, દા.ત. ઝોહરને માટે વુઝૂ કર્યું તે વુઝૂથી ઝોહરના ફર્ઝ અને સુન્નત તથા નવાફિલ પઢી શકે છે. પરંતુ જો અન્ય ફર્ઝની કઝા પઢવા ચાહે તો નથી પઢી શકતા. ઈમામ શાફઈની દલીલ આ હદીષની સર્વ રિવાયતોના જાહેર શબ્દ છે કે ફર્માવ્યું : **توضی لکل صلوۃ** "દરેક નમાઝ બાદ વુઝૂ કર. તેમજ આ બીમારીના હોવા છતાં વુઝૂ બાકી રહેવાનો હુકમ એ જ જરૂરતથી છે કે ફર્ઝો કઝા ન થઈ જાય અને ફર્ઝ અદા કર્યા પછી જરૂરત બાકી ન રહી.

આપણી દલીલ એ જ હદીષની એ રિવાયત છે જે સૈયેદના ઈમામ અબૂ હનીફા رضی اللہ عنہના તરીકાથી છે, જેના શબ્દો આ છે : **توضی لوقت کل صلوۃ** "દરેક નમાઝના સમયના માટે વુઝૂ કર." એને ઈમામ મુહમ્મદે 'અસ્લ'માં રિવાયત કર્યા. અને ઈબ્ને કુદામાએ મુગ્નીમાં પણ વર્ણન કર્યા છે. આ રિવાયતના પ્રમાણે **لوقت کل صلوۃ** પર આધારિત છે. એટલા માટે કે **لوقت کل صلوۃ** મોહકમ છે તદ્ ઉપરાંત શરઅ તથા ઉર્ફ બંનેમાં કાંઈ અન્ય અર્થની સંભાવના નથી. ધરાવતો એથી ઉલ્ટુ **لکل صلوۃ**થી નફ્સે સલાત (ખૂદ નમાઝ) મુરાદ છે અથવા નમાઝનો સમય એટલા માટે કે સલાત બોલીને નમાઝનો સમય મુરાદ લેવો શરઅ તથા ઉર્ફ બંનેમાં પ્રસિદ્ધ છે. હદીષમાં છે : **ان للصلوۃ اولاوآخرًا** અને ફર્માવ્યું **ایمارجل ادرکته الصلوۃ فلیصل** સામાન્ય મુહાવરામાં બોલે છે **اتیك لصلوۃ الظہر** એટલા માટે જરૂરી થયું કે **لکل صلوۃ لوقت کل صلوۃ** પર આધારિત કરીને એવું કહેવામાં આવે કે એમાં **لکل صلوۃ**થી **لوقت کل صلوۃ** મુરાદ છે એની શક્યતા આમ પણ ખૂબ વધારે છે કે **لکل صلوۃ**થી ઈજમાઅ સાથે એનો જાહેર અર્થ મુરાદ નથી એટલા માટે કે **لکل صلوۃ**થી જાહેરી રીતે એ પ્રદર્શિત થાય છે કે દરેક દરેક નમાઝ માટે અલગ અલગ વુઝૂ કરે, જેથી સુન્નતના માટે અલગ વુઝૂ ફર્ઝ થાય, અને ફર્ઝના માટે અલગ, નફ્લના માટે અલગ. પણ ઈમામ શાફઈ પણ ફર્માવે છે કે એ જરૂરી નથી બલ્કે એક વુઝૂથી એક ફર્ઝ અને એના હેઠળની સુન્નતો, નફ્લો મઅઝૂર પઢી શકે છે તો આ જાહેરી (અર્થ)થી પછી છે. જાહેર કયાસથી એકમતિએ આ હદીષ અર્થથી ફરેલો છે તો હદીષનો એથી વિશેષ કક્ષાએ થશે. જ્યારે કે એનાથી બંનેવનો ટકરાવ ખત્મ થઈ જાય છે. રહી ગઈ ઈમામે આ'ઝમ અલ્લાહથી ડરવાવાળા હોવું એ પાયાહિન જરહ (અલ્લાહ ﷻનો ખોફ ન રાખનારાની પાયા વિનાની આલોચના) અને આજકાલના બદ્ઝબાન ગૈર મુકલ્લિદોની ગાળો તો એના જવાબો પ્રસ્તાવનામાં આપવામાં આવી ગયા તેને દોહરાવવાની જરૂરત નથી.





لوقت کل صلوۃ

## حديث حكم المنى (١٦٩)

**[હદીષ : ૧૬૯] ''મની (વિર્ય)નું વર્ણન''**

## عَنْ سُلَيْمَانَ بْنِ يَسَارٍ قَالَ سَئَلْتُ

*''સુલૈમાન ઈબ્ને યસારે કહ્યું, મેં હઝરત*

## عَائِشَةَ عَنِ الْمَنِيِّ يُصِيبُ الثَّوْبَ، فَقَالَتْ، كُنْتُ أَغْسِلُ مِنْ ثَوْبِ

*આઈશા رضی اللہ عنہا થી સવાલ કર્યો એ વિર્યના બારામાં જે કપડાંથી લાગી જાય છે તો તેમણે ફર્માવ્યું, હું*

**સમજૂતી : ૧૬૯**

**પ્રકરણની સામ્યતા :** આ હદીષ પર ઈમામ બુખારીએ આ પ્રકરણ રચ્યું છે : ''વિર્યને ધોવું અને તેને ઘસવું અને સ્ત્રીની જે રતૂબત લાગી જાય તેનું ધોવું.'' એના હેઠળ જે હદીષ લાવ્યા છે એમાં કેવળ વિર્યને ધોવાનું વર્ણન છે. પ્રકરણના ત્રણ અંશો હતા એમાંથી કેવળ એકના મુતાબિક હદીષ લાવી શક્યા.

**અકુલ (હું કહું છું) :** ત્રીજા અંશના બરાબર પણ આ હદીષને કરી શકાય છે તે એ રીતે કે પ્રથમ રિવાયતમાં الجنابة અને બીજામાં કેવળ મની (વિર્ય)ના શબ્દો છે. જનાબતથી મુરાદ વિર્ય જ છે. સબબ બોલીને મુસબ્બબ મુરાદ છે. અથવા એ કે જેમ કે કામૂસમાં છે, જનાબતનો અર્થ 'મની' પણ આવે છે. હદીષમાં છે કે હું મની (વિર્ય) ધોતી હતી, એ નહીં કે રસૂલુલ્લાહ ﷺની મનીને ધોતી હતી. આ તેના ઈત્લાકથી હઝરત ઉમ્મુલ મો'મિનીનની મનીને પણ સામેલ કરે છે અને સંભોગથી સ્ત્રીની મનીનું પરૂષનાં કપડાંને લાગી જવું વધારે પડતુ છે. એટલા માટે આ હદીષનો મતલબ એ થયો કે હું રસૂલુલ્લાહ ﷺનાં કપડાથી મનીને ધોતી હતી, ચાહે તે હુઝૂરની મની હોય કે મારી, ચાહે બંનેવની ભેગી. અલ્બત્ત ખોતરવુ કોઈ તરીકાથી નથી થઈ શકતુ એટલા માટે લોકોએ જે કોશિશ કરી તે નિરર્થક છે.

**મની (વિર્ય) નાપાક છે :** ઈમામ શાફઈ અને ઈમામ અહમદ એક રિવાયત પ્રમાણે મનીને પાક કહે છે. એ લોકોની દલીલો આ છે : (૧) અસ્લ ચીજોમાં પાકી છે જ્યાં સુધી શરઈ દલીલથી કોઈ ચીજનું નાપાક હોવું સાબિત ન થાય ત્યાં સુધી તે ચીજ પાક જ રહેશે. અને મનીની નાપાકી પર કોઈ દલીલ નથી એટલા માટે એ પાક છે. રહી ગયો હદીષોમાં ધોવાનો ઉલ્લેખ તો એ નાપાકીને જરૂરી હોવાના કારણે પણ ધોવામાં આવી શકે છે, જેમ કે લીંટ કિબ્લાની દીવાલ પર હતી તો તેને ખૂદ હુઝૂરે અકદસ ﷺએ દૂર કરી.

**(૨)** વિવિધ હદીષોમાં આવ્યું છે કે ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદ્દીકા ફર્માવે છે કે રસૂલુલ્લાહ ﷺના કપડામાં મનીને હું ખોતરી કાઢતી પછી હુઝૂરે અકદસ ﷺએમાં નમાઝ પઢતા. *(મુસ્લિમ, તહારત–૧૪૦)* જાહેર છે કે કોઈ નાપાકી જો ક્યાંક લાગી જાય તો તે કેવળ ખોતરી નાખવાથી પાક થશે નહીં.

**(3)** ઈર્શાદ છે : **هوالذى خلق من الماء بشرًا** ''તે જ છે જેણે પાણી વડે માણસ બનાવ્યો.'' *(ફુર્કાન–૫૪)* જાહેર છે કે મની પાણી નથી. હવે પાણી કહેવાનો મતલબ એના સિવાય અન્ય કોઈ નથી કે પાણી જેમ પાક છે.

**(૪)** અંબિયાએ કિરામ મની વડે પેદા થયા છે, શું એમનો નુત્ફો નાપાક હોઈ શકે છે ?

**હનફીઓની દલીલ :** (૧) હદીષોના અભ્યાસ પરથી જાણવા મળે છે કે હુઝૂરે અકદસ ﷺનાં કપડાંમાં

رَسُوْلِ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ فَیَخْرُجُ اِلَی الصَّلٰوۃِ

રસૂલુલ્લાહ ﷺના કપડાંથી વિર્ય ધોઈ આપતી. હુઝૂર નમાઝના માટે નીકળતા અને

وَاَثَرُ الْغَسْلِ فِیْ ثَوْبِہٖ بُقَعُ الْمَاءِ

ધોવાનાં નિશાન પાણીના ધબ્બાના રૂપમાં કપડાં પર હોતા."

*(ચાર તરીકાથી એક સાથે અહીં વર્ણન થયેલ છે, મુસ્લિમ–તહારત, ૧/૧૪૦, અબૂ દાઊદ, ૧/૫૩, તિર્મિઝી, ૧/૧૭, નિસાઈ, ૧/૫૬, ઈબ્ને માજહ–તહારત, ૪૧, મુસ્નદે ઈમામ અહમદ)*

જ્યારે પણ મની લાગી, જો તે ભીની હતી તો ધોવામાં આવી અને જો સૂકાઈ ગઈ હતી તો ખોતરીને દૂર કરવામાં આવી. એના પર પાબંદી રહી, એકવાર પણ સાબિત નથી કે ધોયા અથવા ખોતરીને છોડાવ્યા વિના હુઝૂરે નમાઝ પઢી હોય. અને કોઈ કાર્ય પર એવી પાબંદી એટલે હમેશાંની પાબંદી કે કદી એના વિરુધ્ધ ન થાય તે વાજિબ હોવાની દલીલ છે. જેથી સાબિત થયું કે કપડામાં મની લાગી જાય તો તેને દૂર કરવું વાજિબ છે, એ દલીલ છે કે મની નાપાક છે, નહીં તો તેને દૂર કરવું વાજિબ ન થાત. એટલા માટે એવું કહેવું રદબાતલ થશે કે મનીની નજાસત માટે કોઈ દલીલ નથી.

મનીને ધોવાને લીંટ પર કયાસ કરવું દુરુસ્ત નથી, લીંટના બારામાં સાબિત છે કે તેને નમાઝની હાલતમાં રૂમાલમાં લેવાનો હુકમ આપ્યો. (બુખારી, ૧/૫૯) જેના પાક હોવાની દલીલ છે પણ મનીના બારામાં એવું કોઈ રિવાયતમાં નથી. તદ્ઉપરાંત લીંટથી વુઝૂ સુદ્ધાં નથી તૂટતુ અને મની નીકળવાથી વુઝૂ તો વુઝૂ ગુસ્લ વાજિબ થાય છે.

(૨) સૂકી મનીને રગળવાથી કપડાનું પાક થવું હદીષથી સાબિત છે જો કે ક્યાસની વિરુદ્ધ છે પણ હદીષથી સાબિત હોવાને લીધે સ્વીકારવું વાજિબ છે. મુસ્લિમમાં છે કે ઉમ્મુલ મો'મિનીન رضی اللہ عنہا ફર્માવે છે : **وانی لاحکه من ثوب رسول الله صلی الله تعالٰی علیه وسلم یابسا بظفری** "રસૂલુલ્લાહ ﷺના કપડામાં મની જો સૂકી હોય તો હું મારા નખો વડે ખોતરી કાઢતી." *(મુસ્લિમ–તહારત, ૧૪૦)*

બઝ્ઝાર તથા અબૂ અવાનામાં તેમનાથી જ છે, ફર્માવ્યું :–

**کنت افرك المنی من ثوب رسول الله صلی الله تعالٰی علیه وسلم اذاکان یابساواغسله اذاکان رطبا**

"રસૂલુલ્લાહ ﷺનાં કપડામાંથી મની ખોતરી નાખતી જો સૂકી હોય અને જો ભીની હોતી તો ધોતી."

પાકી કેવળ પાણી વડે ધોવા પર સીમિત નથી ક્યારેક પાકી રગડવાથી પણ થઈ જાય છે જેમ કે જોડા તથા મોજાઓમાં લાગેલી નજાસત. અબૂ દાઊદમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું : **اذاوطی الاذی بخفیه فطهورهما التراب** "જ્યારે મોજાઓની નીચે નાપાકી આવી જાય તો તેને પાક કરનારી ધૂળ છે." *(ભાગ–૧, બાબુ અઝીયુસીબુન્નઅલ)*

તદ્ઉપરાંત પણ પાકીના વિવિધ અન્ય તરીકા છે. દા.ત. લૂછવું જેમ કે કાચ, લોખંડની ચીજોમાં નાપાકી લાગી જાય તો કેવળ લુછવાથી પાક થઈ જશે. સળગાવવું કે સળગી જવું જેમ કે જાનવરના માથા પર લોહી લાગેલું છે તેને આગ પર શેકવામાં આવ્યું તો લોહી બળી ગયું અને માથુ પાક થઈ ગયું. સૂકાઈ જવું જેમ કે જમીન અથવા જમીન સાથે જોડાયેલ ઝાડ, ઘાસ પર નાપાકી પડી અને સૂકાઈ ગઈ તો પાક થઈ ગઈ. તળીયે બેસી જવું કે કૂવો કે તળાવ નાપાક હતું કોઈ કારણે પાણી સૂકાઈ ગયું તો કૂવો તથા તળાવ પાક છે. ગાળવાથી જેમ કે નાપાક રૂ પીંજવાથી પાક છે. પાયાની ગલતી એ છે કે આપણા ભાઈ શાફઈઓ એ જ સમજે છે કે ધોવા સિવાય નાપાક

ચીજને પાક કરવાનો અન્ય કોઈ તરીક઼ો નથી. મનીને ઘસવું એ નાપાકી દૂર કરવા માટે નથી તો કયા હેતુસર છે ? એ ઘસવું બેકાર થઈ જશે.

**(૩)** જયાં આ ઈર્શાદ છે, وهوالذی خلق من الماء بشرًا ''તેવી જ રીતે આ પણ ફર્માવ્યું : وَاللّٰهُ خَلَقَ كُلَّ دَآبَّةٍ مِّنْ مَّآءٍ ''અને અલ્લાહે દરેક ચોપગાંને પાણીથી પેદા કર્યાં.'' *(નૂર-૪૫)*

અને ચોપગાંની મની (વિર્ય) ખાસ કરીને હરામ જાનવરની સર્વ સંમંતિએ નાપાક છે.

**(૪)** અંબિયાએ કિરામનો ઉલ્લેખ આ પ્રસંગે યોગ્ય નથી, જેના સંબંધે ચર્ચા થઈ ચૂકી. જયારે તેહકીક઼ના આધારે અંબિયાએ કિરામના ફુઝલાત મુબારક સામાન્ય માનવોની જેમ નાપાક નથી બલ્કે પાક પવિત્ર છે, તો જે મુબારક નુત્ફાઓથી તેમનું સર્જન થયું છે તે સામાન્ય લોકોના નુત્ફાની જેમ નથી. તૈયબ તથા તાહિર (પાક) છે.

એ જ પ્રમાણે આક્ષેપરૂપે દેવબંદી શરહ કરનારાઓએ એ જવાબ આપ્યો કે તમો અંબિયાએ કિરામના શરીરોની અસલ હોવાના સબબે મનીને પાક માનો છો તો લોહીને કેમ નાપાક માનો છો જેનાથી મની બને છે. વળી હૈઝના લોહીને શા માટે નાપાક કહો છો જે માંના પેટમાં જન્મ પામનારનો ખોરાક છે.

અહીં એક ખાસ મુદ્દો છે જે આ દેવબંદીઓથી ઓઝલ રહી ગયો અને શાઈફઓના વહેણમાં વહી ગયા. કોઈપણ ચીજના નાપાક હોવાનો હુકમ ત્યારે છે જયારે તે શરીરથી બહાર નીકળી આવે. પોતાની જગામાં કોઈ ચીજ નજીસ (નાપાક) નથી, નહીં તો લાઝિમ થશે કે માણસ કદી પણ પાક ન થાય ! કેમ કે આપણા શરીરમાં લોહી, પેશાબ, મળ કેટલું ભરેલું છે !

એ લોહી જેનાથી વિર્ય બન્યું અથવા તે હૈઝનું લોહી જે ગર્ભમાંના બાળકનો ખોરાક બન્યું પોતાની જગામાં રહેવાના સબબે પાક હતાં. અહીં ચર્ચા એ મનીમાં નથી જે આપણા શરીરની અંદર છે, બલ્કે એમાં છે જે બહાર નીકળી ચૂકી છે એટલા માટે સારો તરીક઼ો એ જ છે જે અમે અપનાવ્યો છે કે નુત્ફાઓ વડે અંબિયાએ કિરામના શરીર મુબારકોનું સર્જન થયું તે પાક છે.

એક જવાબ એ પણ આપી શકાય છે કે મની ભલે નાપાક છે પણ કેટલાય મંઝિલોમાં પસાર થઈને તબદીલી તથા ફેરફાર પામે છે પછી તે માનવસ્વરૂપ ધારણ કરે છે, નુત્ફા પછી લોહી જામવું પછી ગોશતનો લોથડો પછી માનવ સ્વરૂપ બને છે પછી રૂહ ફૂંકવામાં આવે છે અને હક઼ીક઼તની તબદીલી પછી દરેક નાપાક ચીજ પાક બની જાય છે. જેમ કે શરાબ જયારે સિરકો બની જાય. પણ અંબિયાએ કિરામની મહાન શાનનો તક઼ાઝો છે કે એ કહેવામાં આવે કે જે નુત્ફાઓ વડે તેમનું સર્જન થયું તે પાક તથા પવિત્ર છે.

**મોલ્વી મહમૂદુલહસન પર પકડ :** ઈઝાહુલ બુખારીમાં છે કે હઝરત શૈખુલ હિંદે ઈર્શાદ ફર્માવ્યો કે શાફઈઓએ મનીનું પાક હોવું કયાંથી સમજયું છે ? કે શાફઈઓ પાસે પાકીની દલીલ સંબંધે બસ એક ખોતરવુ છે. *(૧૦/૫૦૬)*

વર્ણન થઈ ચૂક્યું કે શાફઈઓની પાયાની દલીલ એ છે કે મૂળ ચીજમાં પાકી છે અને મનીના નાપાક હોવા પર કોઈ દલીલ નથી એટલા માટે તે પાક છે કેવળ ખોતરવુ જ દલીલ નથી ! આપણા હરીફની પૂરી વાત દિમાગમાં સમાવીને ચર્ચા કરવી જોઈએ.

મનીના પાક હોવા પર સૌથી મજબૂત દલીલ આ હદીષ છે કે હઝરત ઉમ્મુલ મો'મિનીનથી રિવાયત છે : انها تحت المنى من ثوب رسول الله صلى الله تعالىٰ عليه وسلم وهو يصلى ''તેણી હુઝૂર ﷺનાં કપડાંથી મની ખોતરી કાઢતાં અને હુઝૂર નમાઝ પઢી રહ્યા હોતા.'' *(બયહકી તથા દારકુત્ની)*

જો મની નાપાક હોતી તો એનાથી ખરડાયેલ કપડાં વડે નમાઝની શરૂઆત જ દુરુસ્ત ન થઈ. એનાથી સાબિત થયું કે મની પાક છે. પરંતુ અહીં સવાલ એ પેદા થાય છે કે જયારે મનીથી ખરડાયેલ કપડાંની સાથે

નમાઝ દુરુસ્ત હતી તો હઝરત ઉમ્મુલ મો'મિનીને નમાઝ દરમ્યાનમાં તેને ખોતરી શા માટે ? નમાઝ દરમ્યાન ખોતરવાથી નમાઝમાં ખલેલ પડવાનો અંદેશો યક્ીનન ! છે. બલ્કે એવું પણ થઈ શકતુ હતું કે નમાઝી નમાઝ તોડી બેસે. જો કે હુઝૂરના માટે એ સંભાવના નથી પણ સંપૂર્ણતઃ ખુશૂઅ તથા ખુઝૂઅમાં તો જરૂર ખતરો છે. કોઈ ફાયદા વિના હઝરત ઉમ્મુલ મો'મિનીને આ બેકાર કામ શા માટે કર્યુ ?

એના પરથી જાહેર થઈ ગયું કે આ હદીષનો તે અર્થ નથી જે જાહેરી શબ્દો જણાય છે અને જે શાફઈઓએ લીધો છે બલ્કે આ હદીષનો અર્થ એ છે કે ઉમ્મુલ મો'મિનીન હુઝૂરે અક્દસ ﷺનાં કપડાએથી મની ખોતરી કાઢયાં કરતાં હતાં અને ત્યાર બાદ હુઝૂર એ જ કપડામાં નમાઝ પઢતા હતા જેવું કે મુસ્લિમની રિવાયતમાં છે : **فیصلی فیه** અને ઈબ્ને ખુઝૈમાની એક રિવાયતમાં **ثم یصلی فیه** આવેલી છે. ખુલાસો એ નીકળ્યો કે જો મની (વિર્ય) પાક હોત તો કમસે કમ જાઈઝ હોવાના બયાનના માટે એકવાર પણ એવું જરૂર હુઝૂર ﷺએ કર્યું હોત કે મની લાગ્યા બાદ કપડાને ધોયા વિના અથવા મનીને ખોતર્યા વિના નમાઝ પઢતા, પણ ક્યાંય કોઈ ઝઈફથી ઝઈફ રિવાયતમાં પણ એવું નથી આવ્યું કે કપડામાં મની લાગેલી હોય અને હુઝૂરે નમાઝ પઢી હોય એનાથી સાબિત થાય છે કે મની જરૂર નાપાક છે, અલ્બત્ત જો સૂકાઈ ગઈ છે તો એને પાક કરવાનો એક તરીક઼ો એ પણ છે કે તેને ખોતરી કાઢવામાં આવે.

**અલ્લામા નવવીની લગ્ઝિશ :** અલ્લામા નવવીએ એવું લખ્યું કે હઝરત અલી, હઝરત ઉમ્મુલ મો'મિનીન આઈશા, હઝરત સઅદ ઈબ્ને વક્ક઼ાસ, હઝરત ઈબ્ને ઉમર رضوان الله تعالیٰ علیہم اجمعین પણ મનીના પાક હોવાના કાઈલ (માનનાર) છે. (શર્હે મુસ્લિમ, ૧/૧૪૦) પરંતુ હદીષના ખજાનાઓમાં ક્યાંય એ હઝરાતનો એ ક઼ૌલ ન મળ્યો કે એ લોકો મનીને પાક માનતા હોય. બલ્કે અલ્લામા નવવી સિવાય અન્ય કોઈ બુઝુર્ગો એ હઝરાતની તરફ એની નિસ્બત કરી નથી. યક઼ીનન ! આ અલ્લામા નવવીની લગ્ઝિશ છે. એમાં હઝરત ઉમ્મુલ મો'મિનીન رضی اللہ عنہاની રિવાયતથી સ્પષ્ટ થાય છે કે તેઓ મનીને નાપાક જાણતા હતાં.

આ હદીષથી બીજી રિવાયતો પર જે થોડાક તફાવત સાથે છે ઈમામ બુખારીએ આ પ્રકરણ રચ્યું : **اذا غسل الجنابة او غیرھا ولم یذھب اثرہ** "જ્યારે મની તથા અન્ય કાંઈ ધૂએ અને તેની અસર ન જાય." એના હેઠળ જે હદીષ લાવ્યા છે તે કેવળ મની ધોવાના બારામાં છે. મની સિવાય કોઈ અન્ય ચીજના બારામાં કોઈ હદીષ નથી લાવ્યા.

એના પર અલ્લામા અયનીએ એ ફર્માવ્યું કે વગર હદીષે તર્જુમો ફાયદાહિન છે અને એ બિલકુલ સહીહ છે. એના ખુલાસામાં વધુમાં વધુ એ કહી શકાય છે કે ઈમામ બુખારીનો આ તરીક઼ો પણ છે કે જો કોઈ હદીષથી કોઈ ખાસ જુઝઈ (શાખાકીય) વાત સાબિત થતી હોય પણ તેમની નજીક એ હુકમ કેવળ તે જુઝઈના માટે ખાસ ન હોય, આમ હોય તો એવી જગાએ **وغیرہ** કે **وغیرھا** (વગેરે વગેરે)નો વધારો કરી આપે છે જેથી આમ થવાનો વધારો થઈ જાય. પછી એ પ્રકરણમાં તે હદીષ લાવે છે જેનાથી ખાસ તે જુઝઈ હુકમ સાબિત થાય છે, જેમ કે કિતાબુલ ઈલ્મ, પેજ–૧૮ પર આ પ્રકરણ રચ્યું : **باب الفتیا وھو واقف علی ظھر الدابة اوغیرھا** "આલિમથી એવી હાલતમાં સવાલ ન કરવો કે તે ચોપગા વગેરે પર હોય."

અહીં તો એ પણ છે કે જે હદીષ લાવ્યા એમાં ચોપગાંનો ઉલ્લેખ જ નથી પણ એ જ હદીષના બીજા તરીક઼ામાં ઊંટ વર્ણન કરેલ છે. ઈમામ બુખારીનો હેતુ એ છે કે ઈમામ ચોપગા પર સવાર હોય કે અન્ય કોઈ ચીજ પર એને સવાલ કરી શકાય છે.

એ જ પ્રમાણે અહીં હદીષથી જે હુકમ સાબિત થાય છે એ મનીના માટે છે પણ એ મની સાથે ખાસ નથી, દરેક નજાસત માટે આમ છે એના પ્રતિ નિર્દેશ કરવા માટે ઈમામ બુખારીએ "વગેરે વગેરે"નો ઉમેરો કર્યો.

આ પ્રકરણમાં શબ્દ **ولم یذھب اثرہ** પર શારેહોમાં બહષ છેડાઈ ગઈ કે **اثرہ**ની ઝમીરનો મરજઅ ગુસ્લ છે

## ت (٤٤) وَصَلّٰى اَبُوْمُوْسٰى فِىْ دَارِ الْبَرِيْدِ وَالسِّرْقِيْنِ وَالْبَرِّيَّةُ

**[તઅલીક઼ : ૪૪]** *''હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہ એ દારુલ બરીદમાં નમાઝ પઢી જ્યાં છાણ હતું*

## اِلٰى جَنْبِهٖ فَقَالَ هٰهُنَا وَثَمَّ سَوَاءٌ ؏

*અને મેદાન તેના બાજુમાં હતું. અને કહ્યું અહીં ત્યાં સમાન છે.''*

*(અબૂ નુઐમ ઉસ્તાઝે બુખારી, કિતાબુસ્સલાત, મુસ્નફે ઈબ્ને અબી શયબા)*

અથવા જનાબત. જો જનાબતને મરજઅ માનવામાં આવે જેમ કે અલ્લામા કિરમાની તથા અલ્લામા અસ્કલાનીએ મુરાદ લીધું છે તો એનો મતલબ એ થશે કે નજાસત ધોયા પછી જો નજાસતનો પડ દૂર થઈ જાય અને કાંઈ એની અસર દા.ત. રંગ બાક઼ી રહી જાય જેને દૂર કરવું મુશ્કેલ હોય તો વાંધો નથી, પણ તેની સાબિતી હદીષના કોઈ શબ્દ વડે નથી થતી. અને જો તેનો મરજઅ غَسْلٌને ઠરાવવામાં આવે જેના માટે غَسَلَ દલીલ પૂરી પાડે છે તો મતલબ એ થયો કે નજાસત ધોયા બાદ ધોવાની અસર બાકી રહે, એના પર હદીષનો શબ્દ છે (واثر الغسل فيه بقع الماء) ''હાલ એ થતો કે કપડામાં ધોવાનાં નિશાન પાણીના ધબ્બા હોતા. અને આ જ બીજા તરીક઼ામાં મરવી છે : ثم اراه فيه بقعة او بقعا થી પણ હાંસલ થયેલ છે. ફર્માવે છે, 'હું પાણીનો ધબ્બો અથવા અમુક ધબ્બા જોતી.'' અહીં મનીના ધબ્બાનો કોઈ અર્થ નથી. મનીનો રંગ એવો નથી કે ધોયા બાદ બાકી રહે.

### તઅલીક઼ : ૪૪ની સમજૂતી

દારુલબરીદ કૂફામાં એક કિનારે એક જગાનું નામ હતું જ્યાં પૈગામ પહોંચાડનાર ક઼ાસિદ રોકાયા કરતા હતા. ઈમામ બુખારીએ અહીં એ પ્રકરણ રચ્યું : باب ابوال الابل والدواب والغنم ومرابضها ''ઊંટો, ચોપગાંઓ તથા બકરીઓના પેશાબ તથા તેમનાં રહેઠાણોનું બયાન.''

એ તો ઈમામ બુખારીએ સ્પષ્ટતા નથી કરી કે તેઓ ચોપગાંના પેશાબ તથા પાખાના (મળ)ને પાક માને છે કે નાપાક, પરંતુ જે હદીષો પ્રકરણની સાબિતીમાં લાવ્યા છે એનાથી એ જ માલૂમ થાય છે કે તેઓ પાક માને છે અને એ જ હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہની હદીષથી પણ સાબિત કરવા ચાહે છે. પરંતુ હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہની હદીષથી એની સાબિતી મુશ્કેલ છે. દારુલ બરમાં નમાઝ પઢવાથી એ કયાં લાઝિમ થાય છે કે તેમણે ખાસ એવી જગાએ નમાઝ પઢી જ્યાં છાણ હતું. શક્ય છે કે એવી જગાએ નમાઝ પઢી જ્યાં છાણ ન હોય, નજીકમાં રહ્યું હોય. એની પણ શક્યતા છે કે ચટાઈ અથવા કપડુ બિછાવીને નમાઝ પઢી હોય એ સફાઈની પણ વિરુદ્ધ છે કે એવી જગાએ કાંઈ પાથર્યા વિના નમાઝ પઢવામાં આવે.

હઝરત અબૂ મૂસા, હઝરત ઉમર ફ઼ારૂકે આ'ઝમ તથા હઝરત ઉષ્માનગની رضی اللہ عنہماના ખિલાફતકાળમાં કૂફાના ગવર્નર હતા એ સમયનો આ કિસ્સો છે.



## (١٨٠) حَدِيثِ عُكْلٍ وَعُرَيْنَه

## [હદીષ : ૧૭૦] "જાનવરોનો પેશાબ નાપાક છે"

عَنْ اَنَسٍ رَّضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُ

*"હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું*

قَالَ قَدِمَ اُنَاسٌ مِّنْ عُكْلٍ اَوْ عُرَيْنَةَ فَاجْتَوَوُا الْمَدِيْنَةَ

*કે ઉકલ કે ઉરૈનાના કેટલાક લોકો મદીના આવ્યા. તેમને મદીના માફક ન આવ્યું તો*

### સમજૂતી : ૧૭૦

**ઉકલ** : અયન પર પેશ, કાફ, સાકિન. આ પાંચ કબીલાઓનું નામ છે. તે સૌનો વંશવેલો ઔફ બિન વાઈલથી હતો. તેના પાંચ પુત્રો હતા. હારિષ, જશમ, સઅદ, અલ, કૈસ. જયારે તેમની માં બિન્તે ઝીલ્, લહિયા મૃત્યુ પામી તો તેમની પરવરિશ ઉકલ નામની એક હબ્શી લોંડીએ કરી. એના નામ પરથી એમના કબીલાનું નામ 'ઉકલ' પડી ગયું.

**ઉરૈના** : તુકારવાચક છે. બની તયની એક શાખ હતી જે ઉરૈના બિન નઝીર અથવા ઉરૈના બિન અઝીઝ બિન નઝીરની ઔલાદ છે.

**તેમની સંખ્યા** : એ કુલ આઠ હતા. જેમ કે જુહહાદ તથા દિયાતની રિવાયત છે અહીં શકની સાથે રિવાયત છે પણ એ શક કોઈ રાવી સાથે નથી. સહીહ એ છે કે ઉકલ અને ઉરૈના બંને કબીલાના માણસો હતા. જેમ કે મગાઝીમાં હર્ફે તરદીદના વિના બંનેનાં નામ છે. રહી ગયા તે તરીકા જેમાં કેવળ ઉકલ અથવા કેવળ ઉરૈનાનાં નામ છે, એ રાવીનું ટૂંકાવેલ છે. અબૂ અવાના અને તિબ્રાનીની રિવાયતમાં આ છે કે સાત હતા, ચાર ઉરૈનાના અને ત્રણ ઉકલના. એ બુખારીની રિવાયતથી ઉલ્ટુ છે. અલ્લામા અયનીએ એ વર્ગીકરણ કર્યુ કે શક્ય છે કે એક અન્ય કોઈ કબીલાનો રહ્યો હોય જે એમના હેઠળ હોય.

**પરિપૂર્ણતા** : આ હદીષ બુખારીમાં ૧૨ જગાએ વિવિધ શબ્દો અને વધારા ઘટાડાની સાથે વર્ણન થયેલી છે. એ ઉપરાંત હદીષની મોટાભાગની કિતાબોમાં વર્ણન થયેલી છે. ખિદમતે અક્દસમાં હાજર થઈને એ લોકોએ ઈસ્લામ કૂબૂલ કર્યો. કેટલાક દિવસ મદીના મુનવ્વરામાં રહ્યા પણ બુરી આદતવાળાઓને મદીના પાકની હવા રાસ ન આવી તેમને ઈસ્તિસ્કા (તરસ)ની બીમારી થઈ. પછી તેમની દરખાસ્ત પર અથવા જાતે હુઝૂરે અક્દસ ﷺએ તેમને મદીનાની બહાર ત્યાં મોકલી આપ્યા જ્યાં સરકારી તથા ઝકાતના ઊંટો રહેતાં હતાં. હુઝૂરે તેમને ફર્માવ્યું કે ઊંટોનાં દૂધ અને મૂત્ર પીઓ. કેટલાક દિવસોમાં સાજા થઈ ગયા તો તેમણે હુઝૂરે અક્દસ ﷺના ચરવાહા હઝરત યસારને ખૂબ જ ક્રુરતાપૂર્વક શહીદ કરી આપ્યા, તેમના હાથ પગો કાપ્યા, જીભમાં કાંટા ખોસ્યા. તિર્મિઝીમાં છે : આંખો ફોડી નાખવામાં આવી અને એક ઊંટ ઝબહ કરી નાખ્યું અને બાકીના ઊંટોને ડાકૂગીરી કરી હાંકીને લઈ ગયા. એ રાતે નિયમાનુસાર ખિદમતે અક્દસમાં દૂધ ન પહોંચ્યું તો હુઝૂરે બદ્દુઆ કરી : **اللّٰهم عطش من عطش اٰل محمد الليلة** "હે અલ્લાહ ! એને તરસ્યો રાખ ! જેણે આલે મુહમ્મદને તરસી રાખી." *(અયની બહવાલા નિસાઈ, ૩/૧૫૦, નિસાઈ, ૩/૧૬૭)* બીજા ચરવાહાએ આવીને બનાવ વર્ણવ્યો. તો

فَاَمَرَهُمُ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ بِلِقَاحٍ وَّاَنْ يَّشْرَبُوْا مِنْ

નબી ﷺએ તેમને દૂધવાળી ઊંટણીઓમાં જવાનો હુકમ આપ્યો અને એ કે એમના દૂધ અને પેશાબને

اَبْوَالِهَا وَاَلْبَانِهَا فَانْطَلَقُوْا فَلَمَّا صَحُّوْا قَتَلُوْا رَاعِيَ النَّبِيِّ صَلَّى اللّٰهُ

પીએ. એ લોકો ત્યાં ગયા અને જ્યારે સાજા થઈ ગયા તો નબી ﷺના

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَاسْتَاقُوا النَّعَمَ فَجَاءَ الْخَبَرُ فِيْ اَوَّلِ النَّهَارِ

ચરવાહાને કત્લ કરી આપ્યો અને ઊંટ હાંકીને લઈ ગયા. એની ખબર દિવસના શરૂમાં આવી.

હુઝૂરે હઝરત કરઝ બિન જાબિર ફહરી رضی اللہના હેઠળમાં વીસ સવારોનું દળ જેમાં મોટા ભાગના અન્સારે કિરામ હતા તેમને તે ડાકૂઓની ગિરફતારી માટે મોકલ્યા. સાથમાં એક રસ્તો બતાવનાર લઈ લીધો જે કદમોનાં નિશાનો જોઈને બતાવતો કે એ જાલિમો કઈ બાજુ ભાગ્યા છે.

એ સૌ પોતાની મંઝિલે પહોંચી ચૂક્યા હતા એવામાં પકડી લેવામાં આવ્યા અને મદીના લાવવામાં આવ્યા. હુઝૂર રહમતે આલમ ﷺએ હુકમ આપ્યો જેથી તેમના પણ હાથ પગો કાપવામાં આવ્યા, આંખોમાં સળી ફેરવી દેવામાં આવી. મદીના બહાર હેરામાં તડકાથી ચમચમતી પથરીલી જમીન પર નાખી દેવામાં આવ્યા. તડપી તડપીને જહન્નમમાં ગયા. પાણી માંગતા હતા પણ તેમને પાણી ન આપ્યું. તકલીફની સખ્તી તથા તરસથી જમીનને દાંતો વડે કરડતા, પથ્થર ચાવતા. બુખારી, કિતાબુલ મગાઝીમાં છે કે ઈસ્લામ છોડીને મુર્તદ થઈ ગયા હતા. તિર્મિઝીમાં છે કે આ બનાવ સ.હિ. ૬માં બન્યો.

**મસાઈલનું તારણ** : ઈમામ માલિકને ત્યાં હલાલ જાનવરોનો પેશાબ પાક છે અને ઈમામ મુહમ્મદે ફર્માવ્યું કે ઈલાજરૂપે હલાલ જાનવરોનો પેશાબ પીવો જાઈઝ છે, પણ અહનાફ (હનફીઓ) તથા જમહૂર (બહુમતિ) ઉલમાનો મસ્લક એ છે કે હરામ જાનવરોની જેમ હલાલ જાનવરોનો પેશાબ પણ નાપાક છે અને દવા રૂપે પણ વપરાશ જાઈઝ નથી. રહી ગયું તે ખબીષોને ઊંટનો પેશાબ પીવાની ઈજાઝત આપવું એ એટલા કારણે હતું કે હુઝૂર દાનાએ ગુયૂબ ﷺને ખબર થઈ ચૂકી હતી કે આ લોકો હકીકતમાં મો'મિન નથી અને એ ખબીષોનો ઈલાજ એ જ છે કે તેમને ઊંટનાં દૂધ અને પેશાબ પીવડાવવામાં આવે. આજે પણ જો કોઈને એ જ યકીન જે હુઝૂરે અક્દસ ﷺને હાંસલ હતું કોઈ હરામ ચીજના બારામાં હાંસલ થઈ જાય કે એનાથી ફલાણી બીમારીથી શિફા મળશે તો તેને ઈજાઝત છે જેમ કે મજબૂરીની હાલતમાં શરાબ તથા મુરદારની હુર્મત (હરામ હોવું) બાકી નથી રહેતી, પરંતુ એવું યકીન હાંસલ કરવાનો ઝરીયો હવે ક્યાં રહ્યો ?

જમહૂર ઉલમા તથા અહનાફની દલીલ રજૂ થઈ ચૂકી કે ફર્માવ્યું, استنز هوامن البول فان عامة عذاب القبرمنه "પેશાબથી બચો કે આમ (સામાન્યતઃ) કબરનો અઝાબ પેશાબથી થાય છે. استنزهوا અમ્રનો સેગો છે જેમાં મૂળ વાજિબ હોવું છે જ્યારે અન્ય નિશાનીઓથી ખાલી હોય તો વાજિબ હોવા માટે જ હોય છે. અહીં કોઈ અન્ય અર્થનો કોઈ કયાસ જ નથી. બલ્કે عامة عذاب القبرمنه વાજિબના માટે નિશાની છે. પેશાબથી બચવું વાજિબ એટલા માટે છે કે પેશાબ નાપાક છે.

**દવારૂપે પણ પેશાબનો ઉપયોગ જાઈઝ નથી** : પેશાબ અથવા કોઈ નાપાક કે હરામ ચીજ દવારૂપે જાઈઝ નથી, એટલા માટે હુર્મત (હરામ હોવું) યકીની છે અને શિફા ઝન્ની (ધારણારૂપે) છે. કોઈ પણ દવાથી શિફા યકીની નથી કેવળ એ ધારણા હાંસલ હોય છે કે એનાથી શિફા હાંસલ થશે. બલ્કે હદીષમાં ફર્માવ્યું :

فَبَعَثَ فِیْ اٰثَارِهِمْ فَلَمَّا ارْتَفَعَ النَّهَارُ جِیْئَ بِهِمْ فَاَمَرَ فَقَطَعَ اَیْدِیَهُمْ

હુઝૂરે તેમનો પીછો કરવા મોકલ્યા. જ્યારે દિવસ ચઢી ગયો તો તેમને લાવવામાં આવ્યા. હુઝૂરે તેમના

وَاَرْجُلَهُمْ وَسُمِرَتْ اَعْیُنُهُمْ وَاُلْقُوْا فِی الْحَرَّةِ یَسْتَسْقُوْنَ فَلَا

બારામાં હુકમ આપ્યો તો તેમના હાથ તથા પગો કાપી નાખવામાં આવ્યા અને આંખોમાં સલાઈ ફેરવી

یُسْقَوْنَ قَالَ اَبُوْ قِلَابَةَ فَهٰؤُلَاءِ سَرَقُوْا وَقَتَلُوْا وَكَفَرُوْا بَعْدَ اِیْمَانِهِمْ

દેવામાં આવી અને તડકામાં છોડી દેવામાં આવ્યા. પાણી માંગતા હતા પણ તેમને પાણી આપવામાં ન

**ان اللہ لم یجعل شفاء کم فی حرام "અલ્લાહે હરામ ચીજોમાં તમારી શિફા નથી રાખી."** બીજી હદીષમાં છે કે એક જણે અર્ઝ કરી કે શરાબ દવા છે, તો ફર્માવ્યું : **لا ولکنها داءٌ "શરાબ દવા નહીં, બલ્કે એ બીમારી છે."** *(અબૂ દાઊદ, ૨/૧૮૫)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہએ ફર્માવ્યું, **ان اللہ لم یجعل شفاء کم فیما حرم علیکم** "હરામ ચીજોમાં અલ્લાહે તમારી શિફા નથી રાખી." *(બુખારી, ૧/૮૪૦)* અને ફર્માવ્યું, **لا تتداووا بالحرام** "હરામ વડે ઈલાજ ન કરો." *(અબૂ દાઊદ, ૨/૧૮૫)*

અને આવ્યું છે : **نهی رسول اللہ صلی اللہ تعالی علیہ وسلم عن الدواء الخبیث** "નબી ﷺએ ગંદી (નાપાક) દવાથી મના ફર્માવ્યું."

**એક શંકાનું નિવારણ :** એ જે ફર્માવ્યું કે હરામમાં શિફા નથી એના પર એ શંકા થાય છે કે વારંવારનો અનુભવ છે કે ઘણી બધી ચીજો હરામ છે પણ એનાથી ઘણી બધી બીમારીઓમાં શિફા મળી જાય છે. એ સહીહ છે કે અમુક હરામ ચીજોથી અમુક બીમારીઓમાં શિફા હાંસલ થાય છે. પણ એ યાદ રાખશો કે શરીઅતે જે જે ચીજો હરામ ફર્માવી છે એમાં કોઈ ન કોઈ સખત નુકસાન છે જે લાઈલાજ છે. હવે જો કોઈ હરામ ચીજ વડે એક બીમારીમાં શિફા મળી તો બીજી એનાથી ગંભીર બીમારીનો ખતરો ખડો થઈ જાય છે. એ જાહેરી દષ્ટિએ તો શિફા છે પણ હક઼ીક઼તમાં શિફા નથી નુકસાન છે. જેમ કે શરાબને લઈ લો, એનાથી કાંઈક અંશે અમુક બીમારીઓથી શિફા મળી જાય છે પણ એ ખૂદ કેટલી નુકસાનકારક છે એનો અંદાઝો એના પરથી લગાડો કે માણસને બેઅક઼્લ બનાવી દે છે. જે ચીજ માણસથી બુદ્ધિને દૂર કરી આપે, ભલે થોડીક વાર માટે જ તો પણ એનાથી અધિક નુકસાનકર્તા કઈ ચીજ હોઈ શકે છે. એ જ પ્રમાણે હરામ ચીજની અંદર જો થોડોક સરખો ફાયદો છે તો નુકસાન એનાથી કેટલાએ ગણુ છે. એટલા માટે હદીષનો આ ઈર્શાદ કે હરામમાં શિફા નથી એ તેની જગાએ દુરુસ્ત છે.

**(૨)** તેમજ આ હદીષથી સાબિત થયું કે માણસને જો ક્યાંકની આબોહવા માફક ન હોય તો જગા બદલી કાઢે. **(૩)** ઝકાતનાં ઊંટોથી મુસાફરોને ફાયદો આપવો જાઈઝ છે. **(૪)** આ હદીષથી 'મુષ્લહ' કરવાનું જાઈઝ સાબિત થાય છે પણ આ હુકમ મન્સૂખ છે. કોઈનો પણ 'મુષ્લહ' કરવું (અંગો કાપવાં, બેડોળ કરવું) ચહેરો બેડોળ કરવો જાઈઝ નથી. બુખારીમાં જ છે : **نهی النبی صلی اللہ تعالٰی علیہ وسلم عن النهبی والمثلة** "નબી ﷺએ લૂંટમાર તથા મુષ્લહ કરવાને મના ફર્માવ્યું છે." *(૧/૩૩૬)*

**(૫)** તેમજ એ પણ નિર્દેશ મળે છે કે જો કોઈ કાફિર કોઈ મુસલમાનને સળગાવી આપે તો ક઼ેસાસ (ખૂનના બદલા)માં એ મુશ્રિકને સળગાવી દેવો જાઈઝ છે, એટલા માટે હુઝૂરે અક઼દસ ﷺએ એ જાલિમોની આંખોમાં ગરમ સળીયો ફેરવાવી દીધો, જો કે એ દરિંદાઓએ સરકારી ચરવાહાની આંખમાં ગરમ સળી ફેરવી ન હતી,

وَحَارَبُوا اللّٰهَ وَرَسُوْلَهٗ ع

*આવ્યું. અબૂ કલાબાએ કહ્યું, તેમણે ચોરી કરી તથા ખૂન કર્યું અને મો'મિન હોવા છતાં કુફ્ર કર્યું અને અલ્લાહ તથા તેના રસૂલથી લડાઈ કરી."*

*(બુખારી, ઝકાત, પેજ-૨૦૩, જેહાદ-૪૨૩, ભાગ : ૩/૬૦૨, ૩/૬૬૩, ૩/૮૪૮, ૩/૮૫૨, ૩/૧૦૦૫, ૩/૧૦૧૯, મુસ્લિમ, ૨/૫૭, અબૂ દાઊદ, ૨/૨૬૪, તિર્મિઝી, ૧/૧૧, નિસાઈ, ૧/૫૭, ૧/૧૬૫, મુસ્નદે ઈબ્ને માજહ-૧૮૮, ઈમામ અહમદ)*

કાંટાઓ વડે આંખ બર્બાદ કરી હતી, તો જ્યારે કે એ જાલિમોએ આગનો અઝાબ ન આપ્યો હતો તો પણ હુઝૂરે અક્દસ ﷺએ તેમને આગનો અઝાબ આપ્યો. તો જ્યારે કોઈ જાલિમ કોઈ મુસલમાનને આગથી સળગાવે તો એથીય વિશેષ રીતે તેને આગમાં સળગાવી શકાય છે. પરંતુ બાદમાં એ મન્સૂખ (રદ) થઈ ગયું. હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું, **ان النار لايعذب بها الا الله** "આગનો અઝાબ કેવળ અલ્લાહ જ આપશે." *(બુખારી, ૧/૪૨૩, તિર્મિઝી, ૧/૧૯૦)*

બીજી રિવાયતમાં છે : **لايعذب بالنارا لارب النار** "આગનો અઝાબ રબ જ આપશે." *(અબૂ દાઊદ, ૨/૭)*

**(૬)** આ હદીષથી સાબિત થયું કે મુર્તદની સજા કત્લ છે. **(૭)** એનાથી સાબિત થયું કે ડાકૂઓએ જો માલ પણ લીધો હોય અને કત્લ પણ કરી હોય તો તેમના હાથ અને પગ કાપવામાં આવશે અને કત્લ પણ કરવામાં આવશે. તફસીલ કિતાબુલ હુદૂદમાં આવશે.

**قال ابوقلابة فهؤلاء માં બે સંભાવનાઓ છે** : એક એ કે હદીષના રાવી "ઐયૂબ"નું કથન હોય તો એ પણ અસ્નાદ હેઠળ છે. એટલે કે અબૂ કલાબાથી ઈમામ બુખારી સુધી સનદ જોડાયેલી છે. અને એનો પણ સંભવ છે કે એ ઈમામ બુખારીનું કથન હોય તો એ તઅલીક થઈ જશે.

હર હાલતમાં એ હઝરત અબૂ કલાબાનો કૌલ છે. એ જાલિમોને આટલી સખત સજા કેમ આપવામાં આવી એનું કારણ વર્ણન કર્યું કે તેમનો ગુનો અતિ ગંભીર હતો. એઓ એક સાથે ચાર ચાર ગુનાહોમાં સપડાયેલા હતા. ડાકૂગીરી, કત્લ, મુર્તદ થવું, અલ્લાહ વ રસૂલથી લડાઈ. આ ચારેવમાં દરેક અતિ ગંભીર જુર્મ છે અને તેમનામાંથી દરેક જુર્મની સજા કત્લ છે. અને જ્યારે એમણે ચાર ચાર આવા ગંભીર ગુનાહો કર્યા તો જુર્મના હિસાબે તો તેમની સજા ઓછી છે.

ઈઝાહુલ્ બુખારીમાં એવું લખ્યું છે કે, આ તદ્દન વહેલી સવારનો બનાવ હતો. જ્યારે સમય પર સરકાર ﷺના ઘરે દૂધ ન પહોંચ્યું તો આપે બદ્દુઆ આપી. *(૧૦/૫૧૩)*

એ ખબીષોએ ડકૈતી સવારે નહીં રાતમાં કરી હતી. એની દલીલ એ છે કે દૂધ જ્યારે રાતમાં સમયસર ન પહોંચ્યું તો હુઝૂરે અક્દસ ﷺએ આ બદ્દુઆ કરી : **اللهم عطش من عطش اٰل محمد الليلة** "હે અલ્લાહ ! જેણે આજે રાત્રે આલે મુહમ્મદને તરસ્યાં રાખ્યાં તેને તરસ્યા રાખ." *(અયની, ૩/૧૫૬)*

તેમજ ઈઝાહુલ બુખારીમાં ઘણી અદબ સાથે આ ખબીષોને 'હઝરાત' લખ્યું છે એકવાર નહીં પાંચવાર ! એ દેવબંદી મઝહબની રૂહ છે. અલ્લાહ વ રસૂલથી ઝઘડો કરનાર ડાકૂઓ મુર્તદો એમના મઝહબમાં એટલા સન્માનને પાત્ર છે કે તેમને 'હઝરાત'થી તાબીર કરે છે.



## حدیث (۱۷۱) الصلوۃ فی مرابض الغنم

**[હદીષ : ૧૭૧] "બકરીઓના વાડામાં નમાઝ"**

عَنْ اَنَسٍ رَّضِیَ اللّٰہُ

"હઝરત અનસ رضی اللہ عنہ એ

تَعَالٰی عَنْہُ قَالَ کَانَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یُصَلِّیْ

કહ્યું કે નબી ﷺ મસ્જિદ બનાવવાથી પહેલાં

**સમજૂતી : ૧૭૧**

આ હદીષ પણ લાવવાથી ઈમામ બુખારી رحمۃ اللہ علیہનો મક઼સદ એ છે કે ચોપગાંઓનો પેશાબ અને પાખાનું પાક છે, નહીં તો બકરીઓના વાડામાં નમાઝ પઢવું ક્યાંથી સહીહ થાત. અમારો જવાબ જાહેર છે કે નમાઝ પઢવાથી એ લાઝિમ નથી થતું કે ચટાઈ વગેરે પાથર્યા વિના સીધા જમીન પર નમાઝ પઢી હોય. એ લાઝિમ નથી કે જ્યાં નમાઝ પઢી હોય એ જગા નાપાક જ હોય, ત્યાં બકરીનો પેશાબ કે લીંડી પડી હોય કે પડી હતી પણ સૂકાઈને જમીન પાક ન થઈ ગઈ હોય, એટલા માટે કેવળ નમાઝ પઢવાથી જમીનની પાકી પર દલીલ કરવી દુરુસ્ત નથી.

જો નમાઝ પઢવાથી જમીનની પાકી પર દલીલ કરવું દુરુસ્ત માની લેવામાં આવે તો ઊંટોને રહેવાની જગાએ નમાઝથી મના છે. એનાથી ઊંટનો પેશાબ તથા લીંડીના નાપાક હોવાની કોઈ દલીલ કરે તો શું કહેશો ?

**ઈમામ બુખારીનો મસ્લક** : ઈમામ બુખારીનો મસ્લક શું છે તે સ્પષ્ટપણે ઉઘાડુ નથી, જેમ કે અમે પહેલાં બતાવી ચૂક્યા. બંને હદીષો તથા અબૂ મૂસા અશ્અરીના હદીષના વર્ણનથી અંદાઝો થાય કે તેમની નજીક ઊંટ તથા બકરી અને અન્ય ચોપગાંઓનો પેશાબ તથા પાખાનુ પાક છે. હવે ફરી વહેમ એ ઊભો થાય છે કે "દવાબ"નો ઈત્લાક઼ (બોલવું) ઉર્ફે આમમાં દરેક ચોપગાં પર થાય છે. ચાહે તે માકુલુલ લહમ (જેનો ગોશ્ત ખાવામાં આવે) હોય કે ન હોય, અષરે અબૂ મૂસા અશ્અરીથી પણ એનું સમર્થન થાય છે. એટલા માટે એ જમાનામાં ઘોડાઓ સાથે ગધેડાઓ પણ વપરાતા હતા, બલ્કે એ દેશોમાં હજી પણ ગધેડાને સવારીના કામમાં લાવે છે એટલા માટે દારુલ બરીદમાં ગધેડાં પણ જરૂર રહેતાં હશે, તેમની લીંડ પણ જરૂર પડતી રહી હશે, તેમનો પેશાબ પણ જરૂર રહેતો હશે, છતાં પણ હઝરત અબૂ મૂસા અશ્અરીએ નમાઝ પઢી, જેનાથી ઈમામ બુખારી એ સાબિત કરવા ચાહે છે કે ગધેડાનો પેશાબ અને લીંડ પણ પાક છે. તો જેવી રીતે ઊંટ તથા બકરી પર ક઼યાસ કરીને સર્વ જાનવરોના પેશાબ પાખાનાને પાક કહી શકીએ છીએ એવી જ રીતે ગધેડા પર ક઼યાસ કરીને માકુલુલ લહમ જાનવરોના પેશાબ પાખાનાને પાક કહી શકીએ છીએ.

હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہની હદીષ **کانت الکلاب تقبل وتدبر**નો ઉલ્લેખ પણ એ જ હેતુ જણાય છે કે ઈમામ બુખારી કૂતરાના પેશાબ તથા પાખાનાને પાક માને છે. પરંતુ ઈમામ બુખારીનો મઝહબ શું છે તે ક઼તઈ (એકદમ સ્પષ્ટ) રૂપે સ્પષ્ટ નથી થઈ શક્યો. તેમના આ પ્રકરણોને જોયા બાદ બે વાતોમાંથી એક વાતને માનવી જ પડશે, ક્યાં તો ઈમામ બુખારી હરામ હલાલ સર્વ જાનવરોના પેશાબ તથા પાખાનાને પાક માને છે અથવા કમસે કમ એમની નાપાકીના બારામાં શંકાકુશંકામાં જરૂર છે.

قَبْلَ اَنْ یُّبْنٰی الْمَسْجِدُ فِیْ مَرَابِضِ الْغَنَمِ ؏

બકરીઓના વાડામાં નમાઝ પઢતા હતા."

[(બુખારી, સલાત, પેજ–૬૧) બયાનુલ સલાતુલ મુકદ્દમ, પેજ–૫૬૦, મુસ્લિમ, ૧/૨૦૦, અબૂ દાઊદ, ૧/૬૫, તિર્મિઝી, ૧/૪૬, બાબુન્નિસાઉલ મસાજિદ, પેજ–૬૫, તિર્મિઝી, ૧/૪૬, નિસાઈ, ૧/૧૧૪, મુસ્નદે ઈમામ અહમદ)]

**હનફીઓનો મસ્લક અને દલીલો** : અહનાફ (હનફીઓ) તથા જમહૂર ઉલમાનો મઝહબ એ જ છે કે તમામ ચોપગાંઓનો પેશાબ તથા પાખાનુ નાપાક છે. પેશાબની દલીલો તો આગળ રજૂ થઈ ચૂકી. પાખાનુ નાપાક હોવાની દલીલ આ પ્રમાણે છે :–

**(૧)** તિર્મિઝીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہماથી મરવી છે :–

**نهى رسول الله صلى الله تعالٰى عليه وسلم عن اكل الجلالة والبانها**"નબી ﷺએ 'જલ્લાલા'ના ખાવાથી અને તેના દૂધથી મના ફર્માવ્યું છે." (૩/૪) (જલ્લાલા એટલે ગંદુ ખાનાર જાનવર)

મજમઉલ બિહારમાં છે કે **جلة**નો અર્થ લીંડી છે. એટલા માટે જલ્લાલાનો મૂળ અર્થ થયો લીંડી ખાનારાં. એનાથી જાહેર થયું કે લીંડી નાપાક છે.

**(૨)** અબૂ દાઊદમાં હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہએ રિવાયત કરી કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું :–

**اذا جاء احدكم المسجد فلينظر فان رأى فى نعليه قذرا او اذى فليمسحه**"જયારે મસ્જિદમાં આવો તો તમારા ચપ્પલોને જોઈ લો, જો તેમાં ગંદકી કે નાપાકી લાગી હોય તો તેને દૂર કરી લો." *(૧/૯૯)*

જોડા તથા ચપ્પલમાં માણસના પેશાબ તથા પાખાનાનું લાગવું ખૂબ જ નહિવત છે. રસ્તામાં ચોપગાંઓના છાણ સામાન્યતઃ હોય છે. એનાથી જોડા તથા ચપ્પલ ખરડાતા હોય છે. એટલા માટે ચોપગાંનાં છાણ લીંડ નાપાક છે.

**(3)** **باب لايستنجى بروث**ના હેઠળ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہની એ હદીષ આવી ગઈ કે હુઝૂરે અક્દસ ﷺએ છાણના બારામાં ફર્માવ્યું : **هذا ركس** "આ નાપાકી છે."

આપણા ઈમામોએ આ એકમતિ પછી કે ચોપગાંનો પેશાબ તથા પાખાનું નાપાક છે, એમાં મતભેદ કર્યો કે ભારે નાપાકી કે હલકી નાપાકી ? ઈમામે આ'ઝમે એ ફર્માવ્યું કે હરામ ચોપગાંનો પેશાબ તથા પાખાના બંને અને ઘોડાની લીંડ એ જ રીતે હલાલ જાનવરોનાં પાખાના નજાસતે ગલીઝા (ભારે નાપાકી) છે. ઘોડા તથા હલાલ જાનવરોનો પેશાબ નજાસતે ખફીફા (હલકી નાપાકી) છે.

હઝરત ઈમામ અબૂ યૂસુફ અને ઈમામ મુહમ્મદ رضی اللہ عنہما હલાલ જાનવરોના પાખાનાને પણ હલકી નાપાકી માનતા હતા.

**દલીલો** : ઈમામ સાહબની દલીલ એ છે કે ચોપગાંના પાખાનાની નજાસત નસ એટલે હદીષથી સાબિત છે અને એના વિરુદ્ધમાં કોઈ નસ નથી, એટલા માટે એ ભારે નાપાકી થઈ. પેશાબથી ઉલ્ટુ કે **استنزهوامن البول**ના વિરુદ્ધમાં ઉરૈનાવાળાઓની હદીષ છે એટલા માટે એમના પેશાબ નજાસતે ખફીફા (હલકી નાપાકી) થયા.

સાહિબૈન ફર્માવે છે કે હલાલ જાનવરોના પાખાનાની પાકી તથા નાપાકીમાં મુજતહિદોનો મતભેદ છે એટલા માટે એમાં તખફીફ (હલકાપણુ) છે. તદ્દઉપરાંત એમાં હરામ જાનવરોના કરતાં રિવાજ સામાન્ય છે એટલા માટે એમાં તખફીફ (હલકાપણુ) હોવુ લાઝિમ છે.

**બકરીનો વાડો અને ઊંટોના રહેવાની જગાના હુકમોના વિવિધ હોવાનું કારણ :** હુઝૂરે અક્દસ ﷺ ખૂદ પણ બકરીઓના વાડામાં નમાઝ પઢતા હતા અને સહાબાને પણ ઈજાઝત આપી છે પણ ઊંટોના સ્થાનોમાં નમાઝ પઢવાથી મના ફર્માવ્યું. એનો સબબ એ નથી કે બકરીનો પેશાબ તથા તેની લીંડી પાક છે અને ઊંટનો પેશાબ તથા તેની લીંડી નાપાક છે ! બલ્કે મૂળ સબબ એ છે કે બકરી સીધી સાદી નુકસાન ન કરે તેવી છે અને ઊંટ ક્યારેક જંગલી જાનવરો જેમ ખતરનાક થઈ જાય છે. કોઈએ નમાઝ શરૂ કરી અને ઊંટને મસ્તી સૂઝી તો નાસવું મુશ્કેલ થઈ જાય. અલ્લામા અયનીએ બકરીઓના વાડામાં નમાઝ પઢવા અને ઊંટોના રહેવાની જગામાં ન પઢવાના બારામાં અમુક હદીષો વર્ણન કરી છે તે નીચે પ્રમાણે છે :–

**الغنم من دواب الجنة فامسحوا رغامها و صلوا فی مرابضها** "બકરી જન્નતના ચોપગાંઓમાંથી છે તેની લીંટ સાફ કરો અને એમના વાડાઓમાં નમાઝ પઢો."

**(૨) احسنوا الیها وامیطوا عنها الاذی** "બકરીઓની સાથે સારો વર્તાવ કરો અને એમની આસપાસથી ગંદકી દૂર કરો."

**(3) صلوافی مرابض الغنم فلا تصلوفی اعطان الابل فانها خلقت من الشیاطین** "બકરીઓના વાડામાં નમાઝ પઢો અને ઊંટના થાન (રહેવાની જગા)માં ન પઢો કે ઊંટ શૈતાનથી પેદા કરવામાં આવ્યાં છે.

**اذا ادرکتکم الصلوۃ وانتم فی مراح الغنم فصلوا فیها فانها سکینۃ وبرکۃ واذا ادرکتکم الصلوۃ وانتم فی اعطان الابل فاخرجوا امنها فانهاجن خلقت من الجن الاتری اذانفرت کیف تشمخ بانفها**

**(૪)**"જ્યારે નમાઝનો સમય આવી જાય અને તમે બકરીઓના વાડામાં હોઉ તો ત્યાં જ નમાઝ પઢી લો, એટલા માટે કે બકરીમાં સકીનત તથા બરકત છે. અને જ્યારે નમાઝનો સમય એવા મોકા પર આવે કે તમે ઊંટના થાન (રહેવાની જગા)માં હોઉ તો બહાર નીકળી જાવ એટલા માટે કે એ જિન છે અને જિનથી પેદા કરવામાં આવ્યાં છે. શું નથી જોતા કે જ્યારે વિફરે છે તો કેવાં નાકો ચઢાવે છે !"

મોઅત્તા ઈમામ મુહમ્મદમાં એક અધિક હદીષ છે એને પણ જોતા ચાલો : ફર્માવ્યું :–

**احسن الی غنمك واطب مراحها وصل فی ناحیتها فانها من دواب الجنة۔** "બકરીઓની સાથે સારો વર્તાવ કરો, તેમના રહેવાની જગા ઉમદા અને સાફ રાખો અને તેના ખૂણામાં નમાઝ પઢો એટલા માટે કે તે જન્નતી ચોપગાંઓમાંથી છે." *(પેજ–૧૨૪)*

આ હદીષે સંપૂર્ણ ચર્ચા કલીન કરી આપી કે ઊંટને રહેવાની જગામાં નમાઝ પઢવાનો મતલબ એ નથી કે જ્યાં બકરીઓની લીંડીઓ તથા પેશાબ હોય ત્યાં પઢો, બલ્કે મુરાદ એ છે કે તેના કોઈ ખૂણામાં જે સાફ તથા પાક હોય ત્યાં પઢો.

## ت (۴۵) قَالَ الزُّهْرِيُّ لَا بَأْسَ بِالْمَاءِ مَا لَمْ يُغَيِّرْهُ

**[તઅલીક઼ : ૪૫]** ''ઈમામ ઝુહરીએ ફર્માવ્યું, પાણીના વપરાશમાં કાંઈ વાંધો નથી, જો નાપાકી

### તઅલીક઼ : ૪૫ની સમજૂતી

ઈમામ ઝુહરીનો મતલબ એ છે કે પાણીમાં જો નાપાકી પડી જાય તો પાણી ત્યાં સુધી નાપાક ન થશે જ્યાં સુધી કે પાણીમાં નાપાકીનો રંગ અથવા ગંધ અથવા સ્વાદ ન આવી જાય ચાહે પાણી થોડુ હોય કે વધારે. દા.ત. એક ખોબો હોય કે પૂરું તળાવ સ્થિર હોય કે વહેતુ.

**ઈમામ બુખારીનો મસ્લક તથા અન્ય ઈમામોનો મસ્લક :** એના અનુસંધાનમાં જાહેર એ જ છે કે ઈમામ બુખારીનો પણ એ જ મસ્લક છે અને એ જ ઈમામ માલિકનો પણ. ઈમામ શાફઈનો મસ્લક એ છે કે ઘણુ જ થોડુ પાણી નાપાક થઈ જશે ભલે એમાં નજાસતની અસર પાણીમાં જાહેર હોય. પરંતુ જો કુલ્લાં એટલે બે માટલાં છે તો જ્યાં સુધી નજાસતની અસર પાણીમાં જાહેર ન થાય પાક છે. અમારો મસ્લક એ છે કે જો પાણી થોડુ છે તો નાપાક થઈ જશે ભલે નાપાકીની એમાં કોઈ અસર ન જાહેર થાય અને જો વધારે હશે તો નાપાક નહીં થાય, જ્યાં સુધી નજાસતની કોઈ અસર જાહેર ન થાય. આ હુકમ સ્થિર પાણીનો છે અને વહેતુ પાણી થોડુ હોય કે વધારે જ્યાં સુધી એમાં નજાસતની અસર જાહેર ન થાય પાક જ રહેશે. હા ! જો નાપાકીની અસર જાહેર થાય તો વહેતુ પાણી પણ નાપાક થશે. અસ્હાબે જવાહિરને છોડીને પૂરી ઉમ્મતની એના પર એકમતિ છે કે પાણી થોડુ હોય કે વધારે, વહેતુ હોય કે સ્થાયી, જ્યારે એમાં નાપાકી પડે અને નાપાકીની કોઈ અસર પાણીમાં જાહેર થઈ જાય તો તે નાપાક છે.

અસ્હાબે જવાહિર લગભગ એના માનનારા છે કે પાણી કોઈ સંજોગોમાં પણ નાપાક નથી, થોડુ હોય કે વધારે, એમાં નાપાકીની અસર જાહેર થાય કે ન થાય. અસ્હાબે જવાહિરનો મઝહબ એટલો કમજોર છે કે હવે કોઈ પણ એને માનવાવાળુ ન રહ્યું, ત્યાં સુધી કે ગૈર મુક઼લ્લિદો પણ આ બારામાં જવાહિરના સમ મઝહબી નથી જેઓ આ દુનિયામાં જવાહિરનાં સડેલાં હાડકાં ઉખેડી ઉખેડીને દુનિયામાં ફેલાવી રહ્યા છે ! રહી ગયા નોંધપાત્ર તો આ ત્રણ મઝહબ છે :–

મૌલાના અબ્દુલહય લખનવીએ તઅલીકુલ મુમજ્જદમાં પ્રકરણ الوضوء مما تشرب منه السباع وتلسع ના હેઠળ લખ્યું છે કે સૌથી રાજેહ (પસંદીદા) માલિકીઓનો મઝહબ છે. મૌલાના સાહબની એ આદત છે કે એમણે એક બે જગાએ નહીં કેટલીયે જગાઓ પર વિરોધીઓના પ્રોપેગન્ડાઓથી પ્રભાવિત થઈને હથિયાર રાખી દીધાં છે બલ્કે ક્યાંક ક્યાંક તો ગૈર મુક઼લ્લિદોની બોલી બોલવા લાગે છે ! એવું જ અહીં પણ કર્યું. આપે લખ્યું તો એ છે કે સર્વ મઝહબોના દરિયાઓમાં ઘુસ્યો અને સર્વ મઝહબોની કિતાબોમાં જોયું તો આ સમજ્યું છે. આવો ! અમે વાંચકોને અયની શરહે બુખારીનું આ જગાએ લખાણ દેખાડીએ, તો જણાશે કે શક્ય છે કે મૌલાના સાહબ લખનવીએ અન્ય મઝહબોના દરિયાઓમાં ડૂબકીઓ મારી હોય પણ હનફી મઝહબના દરિયાના કિનારા સુધી પણ આ મસ્અલામાં નથી પહોંચ્યા ! ફત્હુલ બારીમાં છે :–

ઈમામ માલિકે પોતાના મઝહબમાં થોડા કે વધારેનો કોઈ ભેદ રાખ્યો નથી એટલા માટે અબૂ ઓબૈદે ' કિતાબુત્તહારત'માં એ વાંધો ઉઠાવ્યો કે, ''એના પર લાઝિમ આવે છે કે જો પાણીના લોટામાં કોઈ પેશાબ કરી દે અને પાણીની સ્થિતિ ન બદલાય તો તે પાણી વડે વુઝૂ વગેરે (દા.ત. પીવુ) સૌ જાઈઝ થાય, જ્યારે કે આ વાત કેટલી બુરી છે.

એટલા માટે હદીષ કુલ્લતૈનની રોશનીમાં થોડા કે અધિક પાણીની હદ નક્કી કરી દેવામાં આવે. રહી ગઈ એ

طَعۡمُہٗ اَوۡرِیۡحُہٗ اَوۡلَوۡنُہٗ

*તેનો રંગ અથવા ગંધ અથવા સ્વાદ ન બદલે." (મુસ્નદે અબ્દુલ્લાહ ઈબ્ને વહબ)*

વાત કે ઈમામ બુખારીએ 'હદીષે કલ્તૈન' પોતાની કિતાબમાં વર્ણન નથી કરી. એનું કારણ એ છે કે એની અસ્નાદમાં મતભેદ છે, પણ તેના રાવી ષિક્હ છે અને ઈમામોની એક જમાઅતે એને સહીહ કહેલ છે. અલ્બત્ત કિલ્તૈનની માત્રા પર એકમતિ નથી. ઈમામ શાફઈએ સાવધાની માટે પાંચ કુર્બ હિજાઝી નિશ્ચિત કરેલ છે. એનાથી ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماની હદીષ الماء لا ینجسه شیءને ખાસ કરી.

**અલ્લામા અયનીનો પીછો ! :** એના પર અલ્લામા અયની લખે છે قلتین 'કુલ્લતૈન'ની હદીષથી કોઈ મદદ કેમ કરીને લઈ શકાય છે, જ્યારે કે ઈબ્ને અરબીએ કહ્યું, ક્યાં તો એનો આધાર ઈલ્લત (સબબ) પર છે અથવા એની રિવાયતમાં કાંઈક કમી છે અથવા એ મૌકૂફ છે. એ શું ઓછું છે કે ઈમામ શાફઈએ તેની રિવાયત વલીદ બિન કષીરથી કરી છે એ અબાઝી છે અને એની રિવાયતમાં મતભેદો છે. કુલ્લતૈન પણ છે, قلتین او ثلاثا પણ છે, اربعون قلة પણ છે અને اربعون فرقا પણ છે એ હઝરત અબૂ હુરૈરહ્ અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર પર મૌકૂફ છે.

યઅમરીએ કહ્યું, ઈબ્ને મુંદાએ રાવીઓના એતબારે અને મુસ્લિમની શરતે સહીહ કહી. પણ રિવાયતના એ'તબારથી એનાથી ફરી ગયા એટલા માટે કે એમાં પુષ્કળ મતભેદ તથા કમી છે. ઈમામ મુસ્લિમે લગભગ એના કારણે એને ત્યજી દીધી.

હું કહું છું કે આ અસ્નાદના મતભેદને કારણે ઈમામ બુખારીએ પણ એની તખરીજ નથી કરી. અબૂ ઉમરે તમહીદમાં કહ્યું, હદીષે કિલ્તૈનના કારણે ઈમામ શાફઈએ જે મસ્લક અપનાવ્યો છે તે બએતબારે નઝર ઝઈફ છે અને બએતબારે અષર ગૈર સાબિત છે. એટલા માટે કે આ હદીષમાં ઉલમાના એક ગિરોહે નકલથી કામ કર્યું છે. દબૂસીએ કિતાબુલ અસ્રારમાં કહ્યું કે આ હદીષ ઝઈફ છે અને ઘણા લોકોએ એને કબૂલ નથી કરી એટલા માટે કે સહાબા અને તાબઈને એના પર અમલ નથી કર્યો.

શું લખનવી સાહબે અલ્લામા અયનીની આ તેહકીક જોયી ન હતી. લખાણ લાંબુ થવાનો ડર ન હોત તો અન્ય જે કાંઈ હનફી ઉલમાએ આ હદીષ પર કલામ કર્યું છે તે સૌ લખત.

**ઈમામ માલિકના મઝહબ પર ચર્ચા :** હઝરત ઈમામ માલિકના મઝહબના સમર્થનમાં આ હદીષ રજૂ કરવામાં આવે છે જે હઝરત અબૂ અમામા બાહિલી رضی اللہ عنہથી મરવી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું : ان الماء لا ینجسه شی الا ماغلب علی ریحه وطعمه ولونه "પાણીને કોઈ ચીજ નાપાક નથી કરતી જ્યાં સુધી કે તે પાણીની ગંધ અને તેના સ્વાદ અને તેના રંગ પર ગાલિબ ન આવી જાય." *(ઈબ્ને માજહ–તહારત, ૪૧)*

પણ આ હદીષ પણ અસ્નાદના પાત્ર નથી. અલ્લામા અયની ફર્માવે છે કે બયહકીએ કહ્યું, આ હદીષ કવી નથી.

તદ્ઉપરાંત એ જ ઈબ્ને માજહમાં એના પહેલાં હઝરત જાબિર رضی اللہ عنہની હદીષ છે જેમાં આ પ્રમાણે તફસીલ છે : "અમે એક તળાવ પર પહોંચ્યા જેમાં એક મરેલો ગધેડો પડયો હતો. અમે ઉપયોગમાં ન લીધું, પણ જ્યારે એ તળાવ પર રસૂલુલ્લાહ ﷺ પહોંચ્યા તો ફર્માવ્યું, ان الماء لا ینجسه شیء "આ પાણીને કોઈ ચીજ નાપાક નહીં કરે." *(તહારત, ૪૦)*

એની શક્યતા છે કે આ ઈર્શાદ પણ એ જ તળાવના બારામાં હોય અથવા એ જ પ્રકારના કોઈ અન્ય તળાવ અથવા ખાડાના બારામાં હોય, જેમ કે અબૂ દાઊદ, તિર્મિઝી વગેરેમાં એ જ વિષયની આ હદીષ છે :

ت (۴۶) ت :- قَالَ حَمَّادٌ لَا بَاسَ بِرِيْشِ الْمَيْتَةِ ع

**[તઅલીક઼ : ૪૬]** *"હઝરત હમ્માદે કહ્યું કે મુરદારની પાંખ પાણીમાં પડી જાય તો કાંઈ વાંધો નથી."*

*(મુસ્નફે અબ્દુર્રઝાક)*

ت (۴۷) قَالَ الزُّهْرِيُّ فِي عِظَامِ الْمَوْتَى نَحْوَ الْفِيْلِ وَغَيْرِهِ

**[તઅલીક઼ : ૪૭]** *"ઈમામ ઝુહરીએ કહ્યું, મુડદાં દા.ત. હાથીનાં હાડકાંના બારામાં*

**ان الماء طهور لاينجسه شی** "આ પાણી પાક છે એને કોઈ ચીજ નાપાક નથી કરી શકતી." આ બીરે બિદા એના બારામાં છે જેનું પાણી વહેતુ હતુ. આ તફસીલથી નજર હટાવીને કેવળ શબ્દ જોઈએ તો ધોકો થાય છે કે મુત્લક (કાંઈ શર્ત વિના) પાણીના બારામાં છે.

તદ્ઉપરાંત જો આ હદીષને એના સામાન્યપણા પર રાખીશું તો ઘણી બધી હદીષોથી વિરોધાભાસ લાઝિમ આવશે, જેમ કે **لایبولن احد کم فی الماء** વગેરે.

**ઈમામ શાફઈના મઝહબ પર કલામ** : પ્રથમ તો આ હદીષે કુલ્લતૈન અસ્નાદ પાત્ર નથી. જેમ કે વર્ણન થઈ ચૂક્યું.

બીજુ જ્યારે કોઈ રિવાયત કુલ્લતૈન (બે માટલાં) છે, કોઈમાં ષલાષુ કુલ્લતૈન (ત્રણ માટલાં), કોઈમાં ચાલીસ છે કોઈમાં ચાલીસ ફુરકા છે તો અમલ કોના પર થશે. ત્રીજુ એ માંટલાં કેટલા મોટાં હશે ? ક્યાંના બનેલાં હશે ? મોઅતબર હશે ? ચોથુ **قلہ** શબ્દ વિવિધ અર્થી છે એનો એ અર્થ છે કે માટલુ, મશક, પહાડની ટોચ, માણસનું કદ, ઊંટ. તો કોઈ એક અર્થ નિશ્ચિત કઈ રીતે થશે ? અને જો તમે હિજરના માટલાંને નિશ્ચિત પણ કરી લો તો તે પણ નાનાં મોટાં દરેક પ્રકારનાં હોય છે. કયા માપને તમે મુરાદ લેશો ?

**પાંચમું** : બીજી હદીષોથી વિરોધાભાસનો શો જવાબ થશે ?

**હનફીઓનો મઝહબ** : ની દલીલો એના પછીના પ્રકરણવાળી હદીષમાં વિગતવાર આવે છે.

## તઅલીક઼ : ૪૬ની સમજૂતી

મતલબ એ છે કે મુર્દા પક્ષીની પાંખ પાક છે જો પાણી અથવા કોઈ અન્ય ચીજમાં પડી જાય તો પાણી વગેરે નાપાક ન થશે. એ જ હનફીઓનો પણ મસ્લક છે. એ હઝરત હમ્માદ, હઝરત ઈમામના ઉસ્તાદ ફક઼ીહે ઈરાક઼ છે એમને પણ ઈમામ બુખારીએ પોતાની ઈનાયતોનો નિશાનો ન બનાવ્યા, તેમને પણ મુરજી (એક ફિર્કો) લખી દીધા. **رحمہ اللہ واعف عنہ**

## તઅલીક઼ : ૪૭ની સમજૂતી

મુરદાઓનાં હાડકાં પાક છે ત્યાં સુધી કે હાથીનાં પણ. એ જ હનફીઓનો પણ મસ્લક છે. એની ઈલ્લત (સબબ) એ છે કે મુરદાર એટલા માટે નાપાક હોય છે કે મૃત્યુ બાદ વહેતુ લોહી જે જાનવરોના શરીરમાં દોડતુ રહે છે તે અટકી થઈ જાય છે. વહેતુ લોહીનાપાક છે એટલા માટે જ્યાં જ્યાં એ શરીરમાં રોકાયું એ સૌ જગા નાપાક થશે. હાડકાં અને પાંખ વગેરેમાં વહેતુ લોહી જતુ જ નથી એટલા માટે મૃત્યુથી એમના નાપાક થવાનું કોઈ કારણ નથી.

اَدْرَكْتُ نَاسًا مِّنْ سَلَفِ الْعُلَمَاءِ يَمْتَشِطُوْنَ بِهَا وَيَدَّهِنُوْنَ

*મેં મારાથી પહેલાના ઉલમાને એના પર પામ્યા કે એ હાડકીઓનો કાંસકો વાપરતા હતા અને*

فِيْهَا لَا يَرَوْنَ بِهٖ بَاسًا

*એમાં તેલ વાપરતા હતા અને એમાં કોઈ વાંધો જાણતા ન હતા."*

ت (٤٨) قَالَ اِبْرَاهِيْمُ وَ اِبْنُ سِيْرِيْنَ لَا بَاسَ بِتِجَارَةِ

**[તઅલીક઼ : ૪૮]** *"હઝરત ઈબ્રાહીમ (નખઈ) અને ઈબ્ને સીરીને ફર્માવ્યું, "હાથી દાંતના*

الْعَاجِ ؏

*વેપારમાં કોઈ વાંધો નથી." (મુસ્નફે અબ્દુર્રઝાક)*

ઈમામ ઝહુરી તાબઈ છે એટલા માટે સલફથી મુરાદ એમનાથી પહેલાંના ઉલમા છે જેઓ સહાબા અને પ્રથમ હરોળના તાબઈન છે. **كفىٰ بِنَا قُدْوَةً**

હાથીના વર્ણનની વિશિષ્ટતા એ છે કે ઈમામ મુહમ્મદ رضی اللہ عنہની નજીક એ નજિસુલ ઐન છે એટલા માટે એમની નજીક એનાં હાડકાં નાપાક તથા નજિસ થશે. પણ શૈખેન એટલે ઈમામે આ'ઝમ તથા ઈમામ અબૂ યૂસુફનો મઝહબ એ જ છે કે હાથી નજિસુલ ઐન નથી એટલા માટે અન્ય મુરદારની જેમ એનાં હાડકાં પણ પાક છે.

મોલ્વી અન્વર શાહ કશ્મિરીએ ફયઝુલબારીમાં ઈમામ અબૂ યૂસુફનો મઝહબ એ બતાવ્યો છે કે તેઓ હાથીને નજિસુલ ઐન કહે છે. **سُبْحٰنَكَ هٰذَا بُهتَانٌ عظيم**

ઈમામ શાફઈને ત્યાં હાથી વગેરે જંગલી પ્રાણીઓનાં હાડકાં નાપાક છે. ઈમામ, માલિક ફર્માવે છે કે જો હાથીને શરઈ તરીક઼ા પ્રમાણે ઝબહ કરી દેવામાં આવે તો તેનાં હાડકાં પાક, નહીં તો નાપાક.

અહનાફની દલીલ હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماની આ હદીષ છે કે :–

**انما حرم من الميتة مايوكل منهاوهوا للحم** "મુરદારનો તે જ હિસ્સો હરામ છે જે ખાવામાં આવે છે એટલે ગોશ્ત."

તેમજ હઝરત ઉમ્મે સલ્મા رضی اللہ عنہاની હદીષ કે ફર્માવ્યું : **لاباس بمسك الميتة اذادبغ ولا بشعرها اذا غسل** "મુરદારનાં ચામડાથી ફાયદો હાંસલ કરવામાં વાંધો નથી જ્યારે તેને પકવી લેવામાં આવે અને એ જ પ્રમાણે વાળથી, જ્યારે ધોઈ લેવામાં આવે."

## તઅલીક઼ : ૪૮ની સમજૂતી

હઝરત ઈબ્રાહીમ (નખઈ) પણ હઝરત ઈમામે આ'ઝમના ઉસ્તાઝમાંથી છે અને હઝરત બુખારીના મઅતૂબે ઈમામ બુખારીએ એમને પણ મુરજી (એક ફ઼િર્કો) કહ્યા છે પણ દિલની વિશાળતા એ કે એમના ક઼ૌલને હુજ્જત (દલીલ) માને છે અને સનદરૂપે પેશ કરે છે.

એનાથી ઈમામ બુખારી એવું દર્શાવવા ચાહે છે કે આ બે બુઝુર્ગોની નજીક પણ હાથીનો દાંત પાક છે, જો

## (١٧٢) حديث الفارة اذا سقطت فى السمن

**[હદીષ : ૧૭૨] "ઉંદર ઘીમાં પડી જાય તો ?"**

عَنْ مَيْمُوْنَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهَا اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى

*"ઉમ્મુલ મો'મિનીન હઝરત મૈમૂના رضی اللہ عنہا થી રિવાયત છે કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم ને*

عَلَيْهِ وَسَلَّمَ سُئِلَ عَنْ فَارَّةٍ سَقَطَتْ فِىْ سَمْنٍ فَقَالَ اَلْقُوْهَا

*સવાલ કરવામાં આવ્યો કે ઉંદર ઘીમાં પડી જાય તો ? ફર્માવ્યું કે*

નાપાક હોત તો વેપારની ઈજાઝત ન હોત. જેમ કે મુરદારના ચામડાનો વેપાર એટલા માટે જાઈઝ નથી કે તે નાપાક છે.

**પ્રકરણથી સામ્યતા :** પ્રકરણ એ હતું કે ઘી તથા પાણીમાં જે નાપાકીઓ પડી જાય છે એનું બયાન. એના હેઠળ એ વર્ણન કર્યું કે હાથીના દાંતનો કાંસકો વાપરવો અને તેની ડબ્બીમાં તેલ રાખીને તે તેલને વાપરવાને અસ્લાફ જાઈઝ સમજતા હતા. ઈમામ ઝુહરીની તઅલીક઼થી એ સાબિત થાય છે કે તેલમાં હાથીનો દાંત પડી જાય તો તેલ પાક છે. હવે એક અજીબ ઉલઝન છે, જો એવું કહેવામાં આવે કે ઈમામ બુખારી હાથીના દાંત અને મુરદારનાં હાડકાંને પાક માને છે તો એની તઅલીક઼ને પ્રકરણ સાથે કોઈ મળતાપણુ નથી રહેતું. અનાયાસે કહેવું પડશે કે ઈમામ બુખારી હાથી દાંત અને મુરદારનાં હાડકાંને નાપાક માને, પણ તેના તેલમાં પડવાથી તેલમાં કોઈ અસર જાહેર નથી થતી એટલે તે તેલ પાક છે, અને એમનો મસ્લક એ છે કે નાપાક ચીજનો વેપાર જાઈઝ છે.

### સમજૂતી : ૧૭૨

બુખારી કિતાબુઝ્ ઝબાએહમાં એટલું વધારે છે **فماتت** નિસાઈમાં અબ્દુર્રહ્માન ઈબ્ને મહદીના તરીક઼ાથી આ પ્રમાણે છે : **فى سمن جامد** હવે આ હદીષનો મતલબ એ થયો કે જો ઉંદર જામી ગયેલા ઘીમાં પડી જાય અને મરી જાય તો ઉંદરને તથા ઉંદરની આસપાસ જે ઘી છે તેને ફેંકી દેવામાં આવે અને બાકીનું ઘી ખાવામાં આવે. અબૂ દાઊદ અને નિસાઈમાં છે : **وانكان مائعافلا تقربوها** "અને ઓગળી ગયેલુ પાતળુ હોય તો તે ઘીની નજીક ન જશો."

આ પરિપૂર્ણતાથી ઘણી બધી શંકાઓ દૂર થઈ ગઈ કે અહીં બુખારીમાં જે હુકમ છે તે જામી ગયેલા ઘીના બારામાં છે. અને પીગળી ગયેલા પાતળા ઘીમાં ઉંદર પડી જાય તો બધું જ ઘી નાપાક છે ભલે ઘીમાં ઉંદરની કોઈ અસર જાહેર ન થાય. એનાથી જાહેર થયું કે થોડી ચીજમાં કોઈ નાપાકી પડી જાય તો તે નાપાક થઈ જશે, ચાહે નાપાકીની કોઈ અસર એમાં જાહેર થાય કે ન થાય. ચાહે તે ચીજ જામેલી હોય ચાહે પાતળી હોય. કેમ કે જો જામેલુ ઘી નાપાક ન થાત તો ઉંદરની આસપાસના ઘીને ફેંકવાનો હુકમ ન થાત. ફરક એ છે કે જામેલી ચીજ કેવળ નજાસતની આસપાસની નાપાક થશે અને પાતળી ચીજ પૂરી નાપાક થશે.

**એક ખતા :** ઈમામ બુખારીએ, ભાગ–૨, કિતાબુઝ્ ઝબાએહમાં આ હદીષ પણ જે પ્રકરણ રચ્યું છે એમાં આ વધારો કરી આપ્યો **فى السمن الجامداوالذائب** પણ એ વિચાર્યું નહીં કે જો આ હદીષ **سمن** (સમન)થી **ذائب** પીગળેલું મુરાદ લઈશું તો **القوها وماحولها** પર અમલ કઈ રીતે થશે ? જ્યારે ઘી પીગળેલુ હશે તો ઉંદરનો કોઈ માહોલ (ઉંદર જ્યાં પડયો તેની આજુબાજુની જગા) હશે નહીં ? જ્યારે ઘી પાતળુ છે અને ઉંદર

وَمَاحَوْلَهَا وَكُلُوْا سَمْنَكُمْ

ઉંદરને તથા તેની આસપાસના ઘીને ફેંકી દો અને તમારું ઘી ખાવ."

*(બુખારી, બેતરીક઼ાથી, ૨/૮૩૧, અબૂ દાઊદ, ૨/૧૮૧, તિર્મિઝી, ૨/૨, નિસાઈ–૨, દારમી–વુઝૂ–૧૬૦, અત્અમહૂ–૪૧, મુઅત્તા ઈમામ માલિક ઈસ્તીઝાન–૨૦, મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હંબલ)*

પડયો તો મરતાં મરતાં તડપી તડપીને કયાં કયાં ગયો એની શું ખબર ? હવે તો પૂરે પૂરો ઉંદરનો માહોલ થઈ ગયો. **القوها وما حولها**નો શબ્દ બતાવી રહ્યો છે કે આ હુકમ કેવળ જામેલા ઘીની સાથે છે.

જે તેલ અથવા ઘીમાં નાપાકી પડી જાય તો એને સળગાવવું તથા વેચવું જાઈઝ છે કે નહીં ? એના બારામાં ઉલમામાં મતભેદ છે. હનફીઓને ત્યાં જાઈઝ છે. અમારી દલીલ આ જ હદીષની બીજી રિવાયત છે જેમાં છે : **وان كان ما ئعا فا ستصبحوا به وانتفعوا** "જો એ ઘી પાતળુ હોય તો તેને સળગાવો અને તેનાથી ફાયદો હાંસલ કરો." *(અયની, ૩/૩–૧૬૨)*

બયહકીમાં છે : **ان كان السمن مائعا انتفعوا به ولاتاكلوا** "જો ઘી પાતળુ છે તો એનાથી ફાયદો હાંસલ કરો, એને ખાવ નહીં." *(ફત્હુલબારી કિતાબુલ અત્ઈમ્મા)*

એને વેચીને એની કિંમત આપણા ઉપયોગમાં લાવવું પણ એક પ્રકારનો ફાયદો ઉઠાવવું છે. અબ્દુર્રઝઝાકની એક રિવાયતમાં જે આવ્યું છે કે "એની નજીક ન જશો" એનાથી મુરાદ એ જ ખાવું છે. જેમ કે કુર્આન મજીદમાં છે : **فلا تقر باهذه الشجرة**માં મુરાદ ન ખાવું છે.

તેહક઼ીક઼ના આધારે ઘીના હુકમમાં સર્વ તેલો, મધ, રાબ (ગોળ) વગેરે છે કે તેમાં કાંઈ સૂકી નાપાકી પડી જાય અને એ જામેલાં હોય તો એ નાપાક ચીજની સાથે તેના આસપાસનાને ફેંકી દેવામાં આવે અને પાતળુ પીગળેલુ હોય તો સર્વ નાપાક છે.

આ હદીષની અસ્નાદમાં સખત મતેભદ છે જેમ કે દારકુત્નીએ વર્ણન કર્યું છે. અવઝાઈની ઝુહરીથી અને ઈમામ શાફઈ તથા શઅબીની ઈમામ માલિક સાથે જે રિવાયત છે એમાં હઝરત મૈમૂના નથી. ઈબ્ને અબ્બાસ ડાયરેક્ટ હુઝૂરે અક઼દસ ﷺથી રિવાયત કરે છે.

ઈબ્ને વહબની રિવાયતમાં ઈબ્ને અબ્બાસ સાકિત છે અને યહ્યા ઈબ્ને બુકૈર તથા અબૂ મુસ્અબની રિવાયતમાં ન ઈબ્ને અબ્બાસ છે ન હઝરત મૈમૂના છે.

અબ્દુલ મલિક ઈબ્ને માહશૂને આ સનદ વર્ણન કરી **عن مالك عن الزهرى عن عبد الله عن ابن مسعود** અને અબ્દુલ જબ્બારે કહ્યું **عن الزهرى عن سالم عن ابيه** પણ અબ્દુલ મલિકથી વહેમ થઈ ગયો છે. અબૂ દાઊદમાં અબ્દુર્રઝઝાક઼ના તરીક઼ાથી આ પ્રમાણે છે :–

**عن الزهرى عن سعيد بن المسيب عن ابى هريرة سئل رسول الله صلى الله تعالٰى عليه وسلم عن الفارة تقع فى السمن قال اذا كان جامدا فالقوها وان كان مائعا فلا تقربوه**

અબૂ ઉમરે કહ્યું, ઈમામ માલિકથી આ હદીષની સનદમાં સખત વિવાદ છે. ઈસ્માઈલીએ કહ્યું, આ હદીષ મઅલૂલ (જેમાં કાંઈક છુપી કમી હોય તે) છે એના કારણે ઈમામ બુખારીએ એ જરૂરી જાણ્યું કે એને સાફ કરી આપે, એટલા માટે ફર્માવ્યું.

મઅનએ કહ્યું કે માલિકે અગણિતવાર મારાથી હદીષ વર્ણવી જેમાં તેમણે આ પ્રમાણે કહ્યું **عن ابن عباس عن ميمونة رضى الله تعالٰى عنها** એનાથી આ ફાયદો મેળવ્યો. સહીહ એ જ છે કે આ હદીષ હઝરત ઈબ્ને અબ્બાસથી સંબંધિત હઝરત મૈમૂના رضی اللہ عنہاથી મરવી છે.

(۱۷۳) حدیث دم الشهید

**[હદીષ : ૧૭૩] ''શહીદનું લોહી પાક છે''**

عَنْ اَبِی هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ

''હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી ﷺ એ ફર્માવ્યું

عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ قَالَ کُلُّ کَلْمٍ یُکْلَمُهُ الْمُسْلِمُ

**કે રાહે ખુદામાં મુસલમાનને જે પણ ઝખ્મ લાગશે ક઼િયામતના દિવસે**

فِیْ سَبِیْلِ اللّٰهِ یَکُوْنُ یَوْمَ الْقِیٰمَةِ کَهَیْئَتِهَا اِذْ طُعِنَتْ تَفَجَّرُ وَمَا اللَّوْنُ

**એવો જ હશે જેવા લાગવાના સમયે હતો જેમાંથી લોહી વહેશે, રંગ તો**

لَوْنُ الدَّمِ وَالْعَرْفُ عَرْفُ الْمِسْكِ

**લોહીનો હશે પણ ખુશ્બૂ મુશ્ક઼ની હશે.''**

(બુખારી, જેહાદ, પેજ–૩૯૩, ૨/૮૪૦, મુસ્લિમ, ૨/૧૩૩, તિર્મિઝી, ૧/૧૯૯, નિસાઈ, ૨/૫૯, નિસાઈ, ૧/૨૮૨, મોઅત્તા ઈમામ માલિક, જેહાદ–૨૯, મુસ્નદે ઈમામ અહમદ)

**સમજૂતી : ૧૭૩**

આ હદીષને પ્રકરણ સાથે જાહેરી દષ્ટિએ કોઈ સામ્યતા નથી. અલ્લામા અયનીએ લખ્યું આ હદીષ શહીદના ફઝાઈલની છે એને ઈમામ બુખારી તહારતમાં શાથી લાવ્યા ? વળી શહીદની જે ફઝીલત બયાન થાય છે એનો સંબંધ આખેરતની દુનિયા સાથે છે અને પાણીની પાકી તથા નાપાકીનો સંબંધ દુનિયાના હુકમો સાથે છે. આવા પ્રસંગે મામૂલી કક્ષાની પણ કોઈ યોગ્ય મુનાસિબત નીકળી આવે તો પૂરતી છે. અલ્લામા અયનીએ આ કારણે મુનાસિબત વર્ણન કરી છે.

પાણી અસલમાં પાક છે પણ નાપાકીની અસર પામ્યા બાદ જ્યારે એ ગુણધર્મ (સિફત) પર નથી રહેતું જેના પર અલ્લાહ તઆલાએ પેદા ફર્માવ્યું હતું તો નાપાક થઈ જાય છે. આ પરથી માલૂમ પડયું કે ગુણમાં તબદીલી હુકમમાં ફેરફારનો સબબ છે, એનું એક દષ્ટાંત વર્ણવી આપ્યું. જેમ કે **શહીદનું લોહી કે જે અસલમાં નાપાક હતું પણ શહાદતના કારણે તે પાક થઈ ગયું, તેની ગંધ બદલાઈ ગઈ તો હવે તે પાક થઈ ગયું. એ કારણે શહીદને ન ગુસ્લ આપવામાં આવશે અને ન તેનું લોહી ધોવામાં આવશે જેથી ક઼િયામતના દિવસે તેનો મર્તબો સૌના પર જાહેર થઈ જાય.**

અલ્લામા અયનીનો મક઼સદ એ છે કે પ્રકરણ તથા આ હદીષે જોવા મળતુ મળતાપણુ એ છે કે સિફત (ગુણ)ની તબદીલી પર હુકમોનો આધાર છે. આટલી મુનાસિબત (મળતાપણુ) પૂરતી છે.

બુખારીના આ પ્રકારના પ્રકરણોમાં શરહ કરનારાઓએ ક્યાંક ક્યાંક જરૂરતથી વિશેષ પોતાની બુદ્ધિનું કૌશલ્ય તથા દિમાગ શક્તિ દેખાડેલ છે. અહીં પણ ખાસ્સી મહેનત થઈ છે. તફસીલના માટે ફત્હુલબારી તથા

## حدیث(۱۷۴) لایبولن احدکم فی الماء الدائم

**[હદીષ : ૧૭૪] "પાણીમાં પેશાબ ન કરો"**

## اَنَّهٗ سَمِعَ اَبَاهُرَيْرَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ اَنَّهٗ سَمِعَ رَسُوْلَ اللّٰهِ

*"હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم ને*

અયનીનો અભ્યાસ કરો. ઉર્દૂ શરહ કરનારાઓએ પણ જોર લગાડયું છે પણ અલ્લામા અયનીથી અધિક મેળ બેસતી વાત કોઈ કહી ન શક્યું અને અમુક તદ્દન નિરર્થક છે.

**મસાઈલ** : આ હદીષથી શહીદની મહાન ફઝીલત સાબિત થાય છે કે લાંબી મુદ્દતો બલ્કે બબ્બે આલમના બદલાવ પછી ત્રીજા આલમ **ક઼યામતમાં પણ શહીદનો ઝખ્મ ભર્યો રહેશે જેમાંથી લોહી નીકળતુ હશે જેથી શહીદને જે અલ્લાહ વ રસૂલની સાથે દીવાનગીભર્યો ઈશ્ક઼ હતો એનો નઝારો પૂરી દુનિયા કરી લે અને તેની જાંનિષારીને માથાની આંખો વડે જોઈ લે.** (શેઅર) :–

***"ખુશા રસ્મે બિના કરદન્દ બ ખાકો ખૂન ગલ્તીદન"***

(શું સરસ રસમ નાખી દીધી છે ધૂળ તથા લોહીમાં ડૂબી જવું)

અને તેની મઝલૂમિયત સૌના પર જાહેર થઈ જાય પછી અલ્તાફે ખુદાવંદીની શહીદો પર જે વર્ષા થાય એને પણ મેહસૂસ કરી લે કે આટલી મુદ્દત પછી ઝખ્મનો શો હાલ હોવો જોઈએ, પણ હાલ એ છે કે એમાંથી મુશ્ક઼ની ખુશ્બૂ ઉઠી રહી છે !

શહીદનું લોહી પાક છે એટલા માટે એ જાઈઝ નથી કે શહીદને ગુસ્લ આપવામાં આવે, તેને લોહી ધોવામાં આવે અથવા લોહીથી ખરડાયેલાં કપડાં તેના શરીરેથી ઉતારવામાં આવે. પણ લોહીથી લથપથ દફન કરીશું જેથી કરીને ક઼યામતના દિવસે શહીદ કહી શકે :– (શેઅર)

***"તૂ નીઝ બર સરે બામ આ કે ખુશ તમાશાઈસ્ત"***

(તું પણ દરિયાના કિનારે આવ કે કેટલો સરસ દશ્ય છે)

### સમજૂતી : ૧૭૪

**પ્રકરણથી મળતાપણુ** : ઈમામ બુખારીએ પ્રકરણ રચ્યું છે : **البول فی الماء الدائم** હદીષનો પ્રથમ ભાગ છે : **نحن الاخرون السابقون** એનો પ્રકરણ સાથે કોઈ સંબંધ નથી અને સંબંધ પેદા કરવાની કોશિશ નિરર્થક છે. એને વર્ણન કરવાની હિકમતમાં જે વાત સૌથી અધિક ફીટ થાય છે તે આ છે. અબ્દુર્રહ્‌માન ઈબ્ને હુર્મઝા અરજની પાસે હદીષોનો સહીફો હતો. એ જ પ્રમાણે હુમામ ઈબ્ને મુનબ્બિહની પાસે પણ હતો. બંનેની શરૂઆતમાં આ હદીષ **نحن السابقون الاولون** લખેલ છે. ઈમામ બુખારીની આદત છે કે જ્યારે એ બંનેવ સહીફાઓમાંથી કોઈ સહીફાની કોઈ હદીષ વર્ણન કરે છે તો નિશાન રૂપે એટલો હિસ્સો પણ વર્ણન કરી આપે છે. જેમ કે ઈમામ મુસ્લિમની આદત છે કે એવા મોક઼ા પર **فذکر الاحادیث، ومنها هذا الحدیث**નો વધારો કરે છે.

આ પ્રકરણ સિવાય નીચે પ્રમાણેના પ્રકરણોમાં ઈમામ બુખારીએ એવું જ કર્યું........

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ نَحْنُ الْاٰخِرُوْنَ السَّابِقُوْنَ

*એવું ફર્માવતાં સાંભળ્યા, અમે સૌથી પાછલા સૌથી અગ્રતા લઈ જનારા છીએ.*

وَبِاِسْنَادِهٖ قَالَ لَا يَبُوْلَنَّ اَحَدُكُمْ فِى الْمَاءِ الدَّائِمِ الَّذِىْ

*અને એ જ સનદથી એવું ફર્માવ્યું, તમારામાંથી કોઈ શખ્સ સ્થિર પાણીમાં જે વહેતુ ન હોય*

| | |
|---|---|
| કિતાબુલ્ જિહાદ | : باب يقاتل من وراء الامام ويتقى به પેજ–૨૧૫, બતરીકે અઅરજ |
| કિતાબુદિયાત | : باب القصاص بين الرجال والنساء પેજ–૧૦૧૭ ,બતરીકે અઅરજ |
| કિતાબુત્તૌહીદ | : باب قول الله يريدون ان يبدلوا كلام الله પેજ–૧૧૧૬, બતરીકે અઅરજ |
| કિતાબુલ્ ઈમાન વન્નુઝૂર | : باب اول "બાબ અવ્વલ", પેજ–૯૮૦, બતરીકે હુમામ |
| કિતાબુત્તઅબીર | : باب النفخ فى النوم પેજ–૧૦૪૨ બતરીકે હુમામ |

પણ એના પર સંપૂર્ણપણે પાબંદી નથી. પેજ ૧૧૧૭ પર બતરીકે **زناد عن الاعرج** આજ રિવાયતો વર્ણન કરી છે પણ કોઈમાં એ હિસ્સો નથી. અલ્બત્ત બતરીકે હુમામ બે જગાએ છે, બંને જગાએ **نحن الاخرون السابقون** પણ છે.

**આ એક લાંબી હદીષનો ટુકડો છે :** આ એક હદીષનો ટુકડો છે જે કિતાબુલ જુમ્આની પ્રથમ હદીષ છે. એનો મતલબ એ છે કે આપણે ઝહૂરમાં સૌથી આખિર છીએ પણ બાકીની સર્વ વાતોમાં સર્વ ઉમ્મતોથી આગળ છીએ. આપણો ફઝ્લ તથા શરફ વધારે છે, થોડા અમલો પર સવાબ સૌથી અધિક છે. કયામતના દિવસે સૌ પ્રથમ આપણો મામલો નિર્ણય પામશે અને સૌથી પ્રથમ જન્નતમાં જાશું.

**થોડા પાણીનો હુકમ :** થોડા પાણીમાં નજાસત પડવાથી નાપાક થશે કે નહીં ? અથવા નાપાક થશે તો ક્યારે થશે. આ મસ્અલો ફિક્હની અતિ મહત્વના મસાઈલમાંથી છે. હમેશાં વિવાદાસ્પદ રહ્યો છે અને હવે ગૈર મુકલ્લિદોના કારણે લડાઈ ઝઘડાનો સબબ બની ગયો છે. **ગૈર મુકલ્લિદોનો મઝહબ એ છે કે** થોડા પાણીમાં જો કોઈ નજાસત (નાપાક) પડી જાય અને નાપાકીની કોઈ અસર પાણીમાં જાહેર ન થાય તો એ પાણી પાક છે. દા.ત. પાણીમાં માશા બે માશા પેશાબ પડી જાય તો તે પાક છે. એને પીઓ, એનાથી ખાવા પકાવો, કાંઈ વાંધો નથી. જેમ કે તેમના નવાબ સિદીક હસન ભોપાલી તરીકાએ મુહમ્મદિયા, પેજ નં. ૬–૭ પર લખે છે તેમની બુરાઈઓનો હાલ એ છે કે જ્યાં તેમનો વશ ચાલે છે ત્યાં કૂવાઓમાં છાણ લાવીને નાખી દે છે જેથી કે હનફીઓ પરેશાન થાય અથવા એ જ નાપાક પાણી પીએ અથવા ફરી એને પાક કરવાની મુસીબતમાં પડે અથવા ક્યાંક બીજેથી પાણી લાવે.

આ મસ્અલાની તફસીલ એ છે કે, પાણીના ત્રણ પ્રકરણો છે : **પ્રથમ** માએ જારી : વહેતુ પાણી જેમ કે નદી, નહેરનું પાણી. એ થોડુ હોય કે વધારે એમાં નજાસત જો પડશે તો કેવળ એટલો જ હિસ્સો નાપાક થશે જેટલામાં નાપાકીની અસર જાહેર થાય, તે પણ તે સમય સુધી કે નજાસતની અસર બાકી રહે, પછી સૌ પાક છે. આ જ હુકમ સમુદ્રનો પણ છે.

**બીજુ :** કૂવાનું પાણી, એમાં પાણી ભેગુ રહે છે, જેમ જેમ વપરાતુ રહે છે તેમ તેમ નીચેથી ઝરણામાંથી આવતુ રહે છે. એનો હુકમ એ છે કે નાપાકી પડવાથી કૂવાનુ સમગ્ર પાણી નાપાક થઈ જશે, પણ કૂવામાં મૌજૂદા પાણી કાઢી નાખવાથી કૂવો પાક થઈ જશે, એટલા માટે કે નાપાક પાણીની જગાએ પાક પાણી આવી ગયું.

لَا يَجْرِي ثُمَّ يَغْتَسِلُ فِيهِ

*કદાપિ પેશાબ ન કરે, પછી એમાં ગુસ્લ કરે.''*

*(મુસ્લિમ, ૧/૧૩૮, અબૂ દાઊદ, ૧/૧૦, નિસાઈ, ૧/૨૧, ઈબ્ને માજહ–તહારત–૨૦, દારમી–વુઝૂ–૫૪, મુસ્નદે ઈમામ અહમદ)*

**ત્રીજુ** : તળાવ, હોઝ વગેરે. જે પોતાની હદમાં સીમિત રહે છે એમાંથી નીકળ્યા બાદ એની જગાએ બીજુ નથી આવતુ. આ જ બે પ્રકાર વિવાદાસ્પદ છે. **ગૈર મુક઼લ્લિદોને ત્યાં કૂવા, નાના ખાડા બલ્કે ઘડા, લોટ બલ્કે ગ્લાસ બલ્કે ખોબામાં ગમે તેટલી નાપાકી પડી જાય તો પાક જ છે જ્યાં સુધી કે નાપાકીની કોઈ અસર જાહેર ન થાય !**

ઈમામ શાફઈ ફર્માવે છે કે જો પાણી બે કુલ્લા એટલે પાંચ મશકથી ઓછુ હોય તો નાપાક થઈ જશે, ભલે નાપાકીની કોઈ અસર જાહેર ન થાય. બે કુલ્લા અથવા એથી અધિક હોય તો નાપાક થશે નહીં જ્યાં સુધી કે એમાં નાપાકીની કોઈ અસર જાહેર ન થાય.

આપણો મસ્લક એ છે કે જો એ પાણી થોડુ છે તો નાપાકી પડતાં જ સર્વ પાણી નાપાક છે. એટલા માટે કે એમાં નાપાકી પડતાં જ ફેલાયને સર્વ પાણીમાં મળી જશે. એટલા માટે કે પાણીની એ ખાસિયત છે કે એમાં કાંઈ નાખો તો તે ચીજ ખૂબ જ ઝડપભેર પાણીમાં ભેળસેળ થઈને ફેલાવા લાગે છે. અને જો અધિક પાણી છે તો જ્યાં સુધી નાપાકીની કોઈ અસર એમાં જાહેર ન થાય તે પાણી પાક છે. જેટલીયવાર સુધી અથવા જેટલીવાર નાપાકીની અસર પાણીમાં જાહેર થશે પાણી નાપાક રહેશે. **થોડા તથા અધિકમાં તફાવતની હદ એ છે કે પાણી જો કોઈ એવા તળાવ કે હોઝમાં હોય કે જો તેને એક તરફ હલાવવામાં આવે તો બીજો કિનારો ન હાલે તો અધિક ગણાશે નહીં તો થોડું. પબ્લિકની આસાની માટે ઉલમાએ એનું માપ દસ બાય દસ હાથ (દેહ દર દેહ) રાખેલ છે.**

ઓછા તથા વધારેમાં તફાવત ખૂદ હદીષોથી સાબિત છે. આના આગળવાળા નંબરમાં હદીષ આવી ગઈ કે એવા તળાવના બારામાં જેમાં ગધેડો મરેલો પડયો હતો હુઝૂર ﷺએ ફર્માવ્યું, એના પાણીને કોઈ ચીજ નાપાક નથી કરી શકતી. એના સામે આ હદીષનું પ્રકરણ છે કે ફર્માવ્યું, રોકાયેલા પાણીમાં હરગિઝ પેશાબ ન કરો પછી તેમાં નહાવ. તિર્મિઝી તથા નિસાઈમાં છે, પછી વુઝૂ કરો. બુખારીની એક રિવાયતમાં છે, પછી પીઓ.

હદીષની આગળ પાછળની સ્થિતિ સાફ સાફ બતાવી રહી છે. પેશાબ કરવાથી મનાઈ કેવળ એ કારણે છે કે પેશાબ પડવાથી તે પાણી નાપાક થઈ જાય છે અને ગુસ્લને લાયક ન રહેશે.

એના પર ગૈર મુક઼લ્લિદોના ઈમામ ઈબ્ને તૈમિયહએ એવું કહ્યું, આ મનાઈ એટલા માટે નથી કે પાણી નાપાક થઈ જશે બલ્કે એ કારણે છે કે જો સ્થિર પાણીમાં લોકો પેશાબ કરતા રહેશે તો પછી એમાં પેશાબની અસર જાહેર થઈ જશે અને તે પાણી નાપાક થઈ જશે.

**આ ઈબ્ને તૈમિયહ છે જેની પ્રશંસા કરવાથી ગૈર મુક઼લ્લિદો તો ગૈર મુક઼લ્લિદો પણ દેવબંદી પણ થાકતા નથી. આ હદીષની હજામત બનાવવું છે !** ખૂદ હદીષના રાવી હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہએ જે હદીષનો મતલબ સમજ્યો તે ઈબ્ને તૈમિયહની રદ છે.

તહાવીમાં છે કે જ્યારે એમને પૂછવામાં આવ્યું કે જો કોઈ તળાવથી પસાર થાય તો શું એમાં પેશાબ કરી શકે છે ? ફર્માવ્યું, નહીં ! શક્ય છે કે એના પછી કોઈ એનાથી ગુસલ કરે અને પીએ.

બીજી હદીષ આ પ્રમાણે છે જે રજૂ થઈ ચૂકી. اذا ولغ الكلب فى اناء احد كم فليرقه ويغسله سبع مرار ''જ્યારે કૂતરુ તમારા વાસણમાં મોઢું નાખી દે તો વાસણમાં જે કાંઈ હોય ફેંકી દો અને વાસણને સાત વાર ધૂઓ.''

આ હુકમ મુત્લક (બિન શરતી) છે. કૂતરાની લાળ જાહેર થવાનું ન થવાનું કાંઈ ખાસ નથી. એટલા માટે સાબિત થઈ ગયું કે કૂતરાના મોઢામાં નાખતાં જ વાસણ અને વાસણમાં જે કાંઈ છે તે સર્વ નાપાક થઈ ગયું.

ત્રીજી હદીષ એ જ છે જે એનાથી અગાઉવાળા નંબરમાં આવી ગઈ કે અબ્દુર્રઝ્ઝાકના તરીક઼ાથી એટલુ અધિક છે : وان كان مائعًافلاتقربوه "જો ઘી પાતળુ હોય અને એમાં ઉંદર મરી જાય તો તેની નજીક ન જશો."

ચોથી હદીષ એ છે જેને હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہએ રિવાયત કરી કે ફર્માવ્યું :–

لا يغتسل احدكم فى الماء الد ائم وهوجنب فقال كيف يعمل يااباهر يرة قال يتنا وله تناولًا۔ "સ્થિર થયેલા પાણીમાં કોઈ એ હાલતમાં ગુસ્લ ન કરે જ્યારે કે તે જુનુબી હોય. સાંભળનારે પૂછયું, હે અબૂ હુરૈરહ્ ! પછી એ શું કરે ? ફર્માવ્યું, પાણી લઈને બહાર નહાય લે.

જનાબતની હાલતમાં નાહવાથી મનાઈ એ કારણે છે કે જનાબત સામાન્યતઃ કપડાં તથા શરીર પર મની લાગેલી રહે છે. જ્યારે સ્થિર પાણીમાં નહાશે તો સૌ પાણી નાપાક થઈ જશે.

પાંચમી હદીષ એ જ હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી મરવી છે. એ પ્રથમ ભાગમાં આવી ગઈ છે કે,

اذا استيقظ احد كم من نومه فليغسل يده قبل ان يد خلها فى وضو ئه فان احدكم لا يدرى اين باتت يده۔ "જ્યારે સૂઈને ઉઠે તો વુઝૂના પાણીમાં હાથ નાખતાં પહેલાં હાથને ધોઈ લો તમે નથી જાણતા કે રાત્રે હાથ ક્યાં રહ્યો.

આ સર્વ હદીષો સ્પષ્ટતાપૂર્વક એના માટે દલીલ પૂરી પાડે છે કે પાણીમાં જો નાપાક ચીજ પડી જાય તો પાણી નાપાક થઈ જશે, એમાં નાપાકીની અસરનું જાહેર થવું ન થવું કાંઈ ખાસ નથી. હવે આ હદીષો પ્રથમ હદીષથી વિરોધાભાસી થઈ. એમાં વર્ગીકરણ એ જ છે કે પ્રથમ પ્રકારની સર્વ હદીષો અધિક પાણીના બારામાં છે અને બીજા પ્રકારની હદીષો ઓછા પાણીના વિશે છે.

આજકાલ ગૈર મુક઼લ્લિદો પોતાના દાવા પર બીરે બિદાઆવાળી હદીષ પેશ કરે છે જે તિર્મિઝી તથા અબૂ દાઊદ વગેરેમાં હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہથી મરવી છે.

"રસૂલુલ્લાહ ﷺને પૂછવામાં આવ્યું કે શું અમે બીરે બિદ઼ાઆથી વુઝૂ કરી શકીએ છીએ ? એ એવો કૂવો હતો જેમાં હૈઝનાં ગંદાં કપડાં, મુરદાર કૂતરાં અને ગંદકીઓ ફેંકવામાં આવતી હતી. રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, એ પાણી પાક છે એને કોઈ ચીજ નાપાક નહીં કરે.

પછી ઈમામ અબૂ દાઊદ ફર્માવે છે કે બીરે બિદ઼ાઆ પર ચાદર ફેંકીને માપ્યો તો તેની પહોળાઈ છ હાથની હતી. મેં મુહાફિઝને પૂછયું કે આની ઈમારતમાં કાંઈ ફેરફાર થયો છે ? તો તેણે બતાવ્યું કે નહીં ! આ સર્વ તફસીલથી જાહેર છે કે બીરે બિદ઼ાઆ કેવળ છ હાથ પહોળો હતો તો એનું પાણી અધિક નથી હોઈ શકતું. એનો જવાબ ઈમામ તહાવીએ પૂરા વિસ્તાર સાથે આપ્યો છે.

**પ્રથમ જવાબ** : كانت طريقا للماء الى البساتين فكان الماء لا يستقر فيها۔ قد حكى هذا عن الواقدى "બીરે બિદ઼ાઆ બાગોમાં પાણી લઈ જવાની નહેર હતી તેમાં પાણી રોકાતુ ન હતું. આ સર્વ ઈમામ વાકેદીથી મરવી છે."

અહીં વિચારવા પાત્ર વાત એ છે કે છ હાથ પહોળા કૂવામાં તે સર્વ ગંદકીઓ જે વર્ણન થઈ તે ખૂબ જ કહેવાય ! જો કુવળ મુરદાર કૂતરુ એક જ ફેંકી દેવામાં આવે તો શું એ મુરદારની બદબૂ પાણીમાં નહીં આવે ? છતાં પણ હદીષોમાં છે કે હુઝૂરે અક઼દસ ﷺએ બીરે બિદ઼ાઆનું પાણી પીધું, એનાથી વુઝૂ કર્યું અને સહાબાને વુઝૂ કરવાની ઈજાઝત આપી. અનાયાસે માનવું જ પડશે કે બીરે બિદ઼ાઆની હૈસિયત એ જ હતી જે અત્યારે મદીના તયબાહની નહેરે ઝુરકા અને મક્કા મોઅઝ્ઝમાની નહેરે ઝુબૈદાની છે કે અંદર અંદર લાંબી નહેર છે

ت (٤٩) وَكَانَ اِبْنُ عُمَرَ اِذَا رَاٰی فِیْ ثَوْبِهٖ دَمًا وَهُوَ یُصَلِّیْ وَضَعَهٗ

**[તઅલીક઼ : ૪૯]** *"હઝરત ઈબ્ને ઉમર જો નમાઝની હાલતમાં કપડાં પર લોહી જોઈ લેતા તો કપડુ*

وَمَضٰی فِیْ صَلٰوتِهٖ

*રાખી દેતા અને નમાઝ પૂર્ણ કરી લેતા."*

ت (٥٠) وَقَالَ اِبْنُ الْمُسَیَّبِ وَالشَّعْبِیُّ اِذَا صَلّٰی وَفِیْ ثَوْبِهٖ دَمٌ

**[તઅલીક઼ : ૫૦]** *"ઈબ્ને મુસૈયબ તથા શઅબીએ કહ્યું, જ્યારે નમાઝ પઢી લીધી અને એના કપડાં પર*

અને પાણી લેવાના માટે ઠેર ઠેર કૂવા બનાવી દેવામાં આવ્યા છે. નહીં તો તે સર્વ ગંદકીઓને ફેંકવામાં આવ્યા બાદ કૂવાની પાસે ઉભા રહેવું મુશ્કેલ હોત. વાત એ જ હતી કે બીરે બિદ઼ાઆ જમીન હેઠળ એક નહેર હતી જેના પર કૂવો બનાવી દેવામાં આવ્યો હતો તો એમાં કાંઈ પણ નાખવામાં આવતું તે વહી જતુ એટલા માટે એનું પાણી પાક હતું.

ઈમામ વાક઼ેદી પર જે જરહો (ટીકાઓ) શાફઈ હઝરાતે તથા અન્ય સાહબો કરી છે તે સાબિત નથી. હનફીઓની નજીક ઈમામ વાક઼ેદી ષિક઼હ છે. ઈમામ ઈબ્ને હુમામ ફત્હુલ કદીરમાં ફર્માવે છે :–

**قال فی الامام جمع شیخنا ابو الفتح الحا فظ فی اول کتابه المغازی والسیر من ضعفه و من وثقه ورجع توثیقه وذکرا الاجوبة عما قیل فیه۔**

"અમારા શયખ અબુલ ફતહ હાફિઝે પોતાની કિતાબ *'અલ્ મગાઝી વસ્સિયર'*ના પ્રારંભમાં સૌને એકત્ર કરી દીધા છે જેમણે એમને ઝઈફ કહ્યા અને જેમણે એમને ષિકહ કહ્યા. ષિકહ થવાને રાજેહ (પસંદીદા) બતાવ્યું અને ઈમામ વાક઼ેદીના બારામાં જે કાંઈ કહેવામાં આવ્યું સૌના જવાબો આપ્યા." *(ફસ્લે આષાર, નવલકિશોર, પેજ–૪૫)*

## તઅલીક઼ : ૪૯–૫૦ની સમજૂતી

ઈમામ બુખારીએ આ તઅલીક઼ો પર આ પ્રકરણ રચ્યું છે :–

**اذا القی علی ظهرا المصلی قذرا وجیفة و لم تفسد علیه صلوته** "નમાઝીની પીઠ પર ગંદકી અથવા મુરદાર નાખવામાં આવે તો તેની નમાઝ ફાસિદ નહીં થાય."

અહીં એક શંકા એ છે કે તહારતના પ્રકરણોમાં વુઝૂનો ક્રમ ચાલી રહ્યો હતો તો વચમાં કિતાબુસ્સલાતનો મસ્અલો શાથી વર્ણવી આપ્યો. આ પ્રકરણને વુઝૂના પ્રકરણો સાથે કોઈ સંબંધ નથી. મુનાસિબત (મળતાપણુ) પેદા કરવાની લોકોએ ખૂબ જ કોશિશ કરી પણ સૌ બેકાર છે.

મૂળ વાત એ છે કે ઈમામ બુખારી ક્રમસર મસાઈલ બયાન કરવાના બહુ પાબંદ નથી જે એમની આ કિતાબમાં નજર કરશે એના પર એ વાત સ્પષ્ટ થઈ જશે. કિતાબુલ વુઝૂના પ્રકરણો પર નજર કરો, કેટલાય પ્રકરણો વુઝૂ સિવાયનાં અન્યોનાં આવી ગયાં છે, દા.ત. ઈસ્તિન્જા વગેરેના મસાઈલ, એ જ પ્રમાણે આ પણ એક પ્રકરણ છે.

વાત એ ચાલી રહી હતી કે પાણીમાં નજાસત (નાપાક) પડવાથી ક્યારેક પાણી પર નાપાક હોવાનો હુકમ લગાડવામાં આવે છે ક્યારેક નહીં. આ પ્રકરણ પણ કાંઈક એવા જ પ્રકારનું છે કે શરીર તથા કપડાં પર નાપાકી

اَوْجَنَابَةٌ اَوْلِغَيْرِ الْقِبْلَةِ اَوْتَيَمَّمَ فَصَلّٰى ثُمَّ اَدْرَكَ الْمَاءَ فِىْ وَقْتِهٖ

*લોહી અથવા મની લાગેલી હતી અથવા કિબ્લા વિરુધ્ધ મોં હતું અથવા તયમ્મુમ કરીને નમાઝ પઢી અને*

لَا يُعِيْدُ

*સમયની અંદર અંદર પાણી મળી ગયું તો નમાઝ દોહરાવે નહીં."*

લાગી પણ શરીર તથા કપડાંને નાપાક થવાનો હુકમ નથી આપવામાં આવ્યો.

એના પર સૌની એકમતિ છે કે નમાઝ શરૂ કરતી વખતે જો કપડાં તથા શરીર પર નજાસત લાગી હોય અને એની જાણ હોય તો નમાઝ સહીહ ન થશે પણ જો દરમ્યાન નાપાકી લાગી અથવા નમાઝ પઢનારની જાણમાં આવી તો પછી બે સ્થિતિઓ છે : જો નાપાકી નમાઝ દરમ્યાન લાગી તો એને લાગતા પહેલાં જે નમાઝ પઢી તે થઈ ગઈ. જ્યારે નાપાકી લાગી તો મુસલ્લી પર તરત જ ફર્ઝ છે કે તેને દૂર કરે અને આગલી નમાઝ પર બિના કરે જો બિનાથી રોકનાર કોઈ કામ ન થયું હોય તો. અને જો નમાઝ શરૂ કરતાં પહેલાં નજાસત લાગી છે અને નમાઝ દરમ્યાન ખબર પડી કે કપડાંમાં નજાસત લાગી છે તો ફર્ઝ છે કે નમાઝને નવેસરથી પઢે. અને ઈબ્ને ઉમરનું કથન એના પર આધારિત છે કે એ નાપાકી નમાઝ દરમ્યાન લાગી હતી, એટલા માટે કે આવા જલીલુલ કદર સહાબીથી એ અસંભવ છે કે એટલા બેપરવા હોય કે કપડાં પર નાપાકી લાગી જાય અને તેમને ખબર ન થાય ત્યાં સુધી કે નમાઝ શરૂ કરી આપે. (બિના = જ્યાંથી નમાઝ બાકી હતી ત્યાંથી શરૂ કરવું)

**પ્રકરણનો હેતુ** : આ પ્રકરણથી ઈમામ બુખારી એ દર્શાવવા ચાહે છે કે જો નમાઝ દરમ્યાન નમાઝીના શરીર પર અથવા કપડાં પર નાપાકી પડી જાય તો નમાઝ ન તોડે એ જ પ્રમાણે પઢતો રહે નમાઝ સહીહ થશે, દોહરાવવાની જરૂરત નથી. એના પર ઈમામ બુખારીએ પ્રથમ દલીલ ઈબ્ને ઉમરનું કથન પેશ કરેલ છે કે તે નમાઝની હાલતમાં કપડાં પર નજાસત જોતા તો તેને ઉતારીને મૂકી દેતા અને નમાઝ પૂરી કરી લેતા.

આ અષરથી પ્રકરણ પુરવાર નથી થતું. એટલા માટે કે ઈમામ બુખારી નાપાકીથી ખરડાયેલા હોવા છતાં નમાઝ ચાલુ રાખવાનું કહે છે અને હઝરત ઈબ્ને ઉમરનો એ અમલ હતો કે તેઓ નાપાકી લાગતાં જ કપડાંને ઉતારી આપતા અથવા તુરત જ ધોઈને નમાઝ પઢતા. જેમ કે મુસન્ફે ઈબ્ને અબી શયબામાં વિગતવાર છે :–

**انه كان اذا كان فى الصلوة فراى فى ثوبه دما فاستطاع ان يضعه وضعه وان لم يستطيع خرج فغسله ثم جاء يبنى على ماكان صلى**

"હઝરત ઈબ્ને ઉમર જો નમાઝની હાલતમાં કપડાં પર લોહી જોતા અને તેને ઉતારી શકતા તો તુરત જ ઉતારી આપતા અને જો તેને ઉતારવાથી શક્તિમાન ન હોતા તો ધોતા પછી આવીને પ્રથમ પઢેલી નમાઝ પર બિના કરતા. *(અયની, ૩/૧૭૦)*

પ્રકરણનો હેતુ તો એ હતો કે જેવી રીતે નમાઝની શરૂઆત પહેલાં કપડાં તથા શરીરનું નાપાકીથી પાક હોવું જરૂરી છે એવી રીતે નમાઝ દરમ્યાન જરૂરી નથી. નમાઝ દરમ્યાન જો નમાઝીના શરીર પર કે કપડાં પર નાપાકી લાગી જાય તો કાંઈ વાંધો નથી. શરીર પર કપડાંને હમણા પાક કરવાની જરૂરત નથી.

અને ઈબ્ને ઉમરના કથન (અષર)થી એ સાબિત થાય છે કે જો નમાઝ દરમ્યાન કપડાંને નાપાકી લાગી જાય તો તુરત જ પાક કરે અથવા કપડાં ઉતારી કાઢે, નાપાક કપડાં સાથે નમાઝ ન પઢે. ઈમામ બુખારીએ પ્રકરણ પર બીજી દલીલમાં હઝરત સઈદ ઈબ્ને મુસૈયબ તથા હઝરત શઅબીનો આ ફત્વો નકલ કર્યો :–

"જ્યારે કોઈ એવી હાલતમાં નમાઝ પઢે કે તેનાં કપડાં પર લોહી અથવા વિર્ય હોય અથવા એનું મોઢું

حدیث طرح الاشقیاء الجیفة علی ظهر رسول اللہ صلی اللہ تعالیٰ علیہ (۱۷۵)

**[હદીષ : ૧૭૫] "નમાઝની હાલતમાં શરીર અથવા કપડા પર નપાકી લાગવી"**

ان عبد اللہ حدثہ قال ان النبی صلی اللہ تعالیٰ علیہ وسلم

*"હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદનું બયાન છે કે (એક દિવસ) રસૂલુલ્લાહ ﷺ*

કા'બાથી વિમુખ અન્ય કોઈ બાજુ હોય અથવા તયમ્મુમથી નમાઝ પઢી પછી સમયની અંદર અંદર પાણી મળી જાય તો નમાઝ ન દોહરાવે."

ઈમામ બુખારી એ દર્શાવવા ચાહે છે કે નમાઝીને નમાઝના શરૂમાં જો કોઈ નાપાકી લાગી અથવા કિબ્લાથી અલગ દિશાએ મોઢું હોય તો નમાઝ થશે નહીં, જો મુસલ્લીની જાણમાં એ વાત છે. જ્યારે એના પર એકમતિ છે, એટલા માટે એ બંનેવ હઝરાતના ફર્માવવાનો મતલબ એ તો નથી થઈ શકતો કે શરૂમાં જે એ સ્થિતિ હતી અને મુસલ્લી જાણતો હતો. જેથી એ હઝરાતના ફત્વાનો મતલબ એ જ થશે કે નમાઝ દરમ્યાન કોઈ નાપાકી લાગી અને નમાઝીને જાણ થઈ અથવા શરૂમાં લાગી હતી, નમાઝી તેનાથી અજાણ હતો અને નમાઝ દરમ્યાન તેને જાણ થઈ તો નમાઝ થઈ ગઈ. પરંતુ અહીં બે દરખાસ્તો છે : એક એ કે શક્ય છે કે એ લોકો લોહી તથા મનીને પાક માનતા હોય. બીજુ એ કે શક્ય છે કે લોહી તથા મની દિરહમની માત્રાથી ઓછી એટલી હોય કે જે માફ છે તો પ્રારંભથી જ જો કપડાંમાં લોહી તથા મની લાગી હોય તો શું વાંધો છે ! રહી ગયું કિબ્લા સિવાયની દિશા પ્રતિ ચહેરો કરી નમાઝ પઢવાનો મસ્અલો તો એનાથી કોને ઈન્કાર છે. વિચારણા પછી જે બાજુ ચહેરો કરી નમાઝ પઢશે થઈ જશે, ભલે તે ખરેખર કિબ્લાની તરફ ન હોય. એટલા માટે કે વિચારણા પછી તહરી દિશા જ કિબ્લો છે. એ મસ્અલાને આ પ્રકરણ સાથે શો સંબંધ ! એ જ પ્રમાણે તયમ્મુમ કરીને નમાઝ પઢી લીધી પછી પાણી મળ્યું તો નમાઝને દોહરાવવાની જરૂરત નથી. એને પણ પ્રકરણ સાથે કોઈ સંબંધ નથી. પણ કેમ કે એ સૌ એક ઈર્શાદ હતા એટલા માટે એ સૌને વર્ણન કરી આપ્યા.

## સમજૂતી : ૧૭૫

**હઝરત સૈયદા ફાતિમા** رضی اللہ عنہا : હુઝૂરે અક્દસ ﷺનાં સૌથી ચહીતાં તથા પ્યારાં સાહબઝાદી છે જેમને હુઝૂરે અક્દસ ﷺએ **بضعة منی** ફર્માવ્યાં છે અને ઈર્શાદ ફર્માવ્યો, **فاطمة سیدة نساء اهل الجنة** "ફાતિમા જન્નતની ઔરતોની સરદાર છે." *(બુખારી, ૧/૫૩૧, મુસ્નદે ઈમામ અહમદ)*

ઉલમાએ એહલે સુન્નતમાંથી એક ગિરોહ એનો કાઈલ (માનનાર) છે કે આપ મુત્લકન (બિન શરતી રીતે) દુનિયાની સર્વ સ્ત્રીઓથી અફઝલ છે. એમની દલીલ આ જ હદીષ છે એના પર જરૂરત પૂરતી ચર્ચા પ્રથમ ભાગમાં વર્ણન થઈ ચૂકી છે.

હુઝૂરે અક્દસ ﷺની સાહબઝાદીઓમાં આપ સૌથી નાનાં હતાં. બઅષત (એલાને નબુવ્વત)નાં પાંચ વરસો અગાઉ પેદા થયાં. એક કથન એ છે કે નબવી સનમાં નબુવ્વતના એલાન બાદ પેદા થયાં, પણ એ સહીહ નથી. સહીહ એ જ પ્રથમ કૌલ છે.

હિ.સ. ૨માં ગઝવએ બદર પછી હુઝૂર ﷺએ તેમનો નિકાહ હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریમની સાથે કર્યો. રમઝાન શરીફમાં નિકાહ થયા અને ઝિલ હજ્જમાં વિદાયગીરી થઈ. ૪૦૦ મિષ્કાલ ચાંદી મહેર નક્કી થઈ. *(ફતાવા રઝવિય્યહ, ૫/૮-૩૧૩)* એ દિવસોના રિવાજ મુજબ મેહરે મોઅજલ એટલે એડવાન્સ મહેરની અદાયગીમાં

كَانَ يُصَلِّي عِنْدَ الْبَيْتِ وَاَبُوْجَهْلٍ وَّاَصْحَابٌ لَّهٗ جُلُوْسٌ اِذْ قَالَ

બૈતુલ્લાહની પાસે નમાઝ પઢી રહ્યા હતા. અબૂ જહલ અને તેના કેટલાક સાથીઓ પણ બેઠેલા હતા.

بَعْضُهُمْ لِبَعْضٍ اَيُّكُمْ يَجِيْئُ بِسَلَاجَزُوْرِ بَنِيْ فُلَانٍ فَيَضَعُهٗ

એવામાં તેમણે આપસમાં એવું કહ્યું કે તમારામાં કોણ છે કે જે ફલાણા કબીલામાં ઊંટણી ઝબહ થઈ છે તેની

હઝરત અલીએ તે બખ્તર પેશ કર્યું જે ગઝવએ બદરમાં તેમને મળ્યું હતું. *(મદારિજુન્નબુવ્વત, નવલકિશોર, ૨/૧૦૫)* ચારસો મિષ્કાલ ચાંદી અંગ્રેજોના જમાનમાં જે ચાંદીનો રૂપિયો ચાલતો હતો એનાથી એકસો સાઈઠ રૂપિયાભર થાય છે.

હઝરત સૈયદાના થકી ત્રણ સાહબઝાદાઓ ઈમામ હસન, ઈમામ હુસૈન તથા મોહસિન થયા. મોહસિન નાનપણમાં ઈન્તેકાલ કરી ગયા હતા. સાહબઝાદીઓ હઝરત ઝયનબ, ઉમ્મે કુલ્ષૂમ, રુકૈયા છે. *(ફતાવા રઝવિય્યહ્, ૮/૩૧૩)*

હુઝૂરે અક્રમ ﷺના વિસાલના છ મહીના પછી ૩ રમઝાન શરીફ મંગળવારની રાત્રે વિસાલ ફર્માવ્યો અને જન્નતુલ બક્રીઅમાં રાતમાં જ વસીયત મુજબ દફન થયાં. હઝરત અલીએ ગુસ્લ પણ આપ્યું અને જનાઝાની નમાઝ પઢાવી. સહીહ એ જ છે કે મઝાર શરીફ કુબ્બાએ અબ્બાસમાં છે જ્યાં અન્ય અહલે બયતે કિરામનાં મઝારો છે.

એમના થકી ૧૮ હદીષો રિવાયત પામી છે. સહીહૈનમાં એક છે. એમનાથી ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદીક્ા رضی اللہ عنہاએ પણ એક હદીષ રિવાયત કરી છે. *(મદારિજ, ૨/૫૯૧)* વિસાલના સમયે ઉમર મુબારક શું હતી એમાં વિવિધ કથનો છે. સાહિબુલ કમાલે અઠ્ઠાવીસ લખેલ છે. અલ્લામા અયનીએ લખ્યું છે કે ઓહદના પ્રસંગ બાદ શાદી થઈ અને શાદીના સમયે ઉમર ૧૫ વરસ પાંચ મહિનાની હતી. ગઝવએ ઓહદ સન ૩ હિજરી શવ્વાલમાં થયો, એ હિસાબે વિસાલના સમયે ઉમર મુબારક વધુમાં વધુ ત્રેવીસ વરસની હતી.

જન્મ મુબારકના વિશે મશહૂર રિવાયત તે છે જે ઈબ્ને જવઝીએ લખી છે એટલે બઅષત (એલાને નુબુવ્વત)થી પાંચ વરસ પહેલાં આ રીતે નિકાહના સમયે ઉમર મુબારક ૧૮ વરસની હતી. એ જ અસાબા વગેરેમાં છે. આ તક્રીદર પર અકમાલની એ વાત દુરુસ્ત છે કે વિસાલના સમયે ઉમર મુબારક ૨૮ વરસની હતી.

**પરિપૂર્ણતા** : કિતાબુલ જેહાદમાં એટલું વિશેષ છે કે હુઝૂર કા'બાના સાયામાં નમાઝ પઢી રહ્યા હતા. સલાતમાં એટલું વિશેષ છે કે એમનામાંથી જેણે આ ગંદકી લાવવાની વાત કહી હતી તેણે એવું કહ્યું હતું કે "એ રિયાકાર (ઢોંગી)ને જુઓ" મુસ્લિમમાં છે કે આવું કહેનાર અબૂ જહલ છે. તેણે એવું પણ કહ્યું હતું કે કાલે ફલાણા કબીલામાં ઊંટ ઝબહ થયું છે. સલાતમાં છે, કોઈ જાય અને તેની લીંડ, લોહી તથા બચ્ચાદાની લાવે.

અશ્કા (**اشقی**) ક્રૌમથી મુરાદ ઉક્બા બિન અબી મુઈત છે. અહીં **يحيل بعضهم على بعض** છે જેનો શાબ્દિક તર્જુમો આ પ્રમાણે થઈ શકે છે કે એ લોકો એકબીજા પર હવાલો કરવા લાગ્યા, પણ એ અર્થ અયોગ્ય છે, યોગ્ય અર્થ એ છે કે આ બદ્તમીઝીથી હસી રહ્યા હતા કે એકબીજા પર પડતા અથડાતા હતા, જેમ કે કિતાબુસ્સલાતમાં છે : **حتى مال بعضهم على بعض** એમાં જ છે કે કોઈકે જઈને હઝરત સૈયદાને ખબર આપી, એ ખૂબ જ નાનાં બાળકી હતાં, દોડીને આવ્યાં અને તે બદ્માશોને વઢવા લાગ્યાં. આમ રિવાયતોમાં છે **اللهم عليك بابي جهل يا بابي جهل بن هشام**. પણ સલાતમાં એના નામની સાથે عمرو بن ہشام છે. ખાદિમની નજીક એ જ રિવાયત રાજેહ (પસંદીદા) છે, એટલા માટે કે એ વખતે અબૂ જહલના નામની ખ્યાતિ એટલી ન હતી, બલ્કે શક્ય છે કે એની આ કુન્નિયત (ઉપનામ) ન રાખેલ હોય.

એ સાતમો જેનું નામ રાવી યાદ ન રાખી શક્યા તે અમ્મારા બિન વલીદ બિન મુગીરા છે. એ બદરમાં ન

عَلٰی ظَھْرِ مُحَمَّدٍ اِذَا سَجَدَ، فَانْبَعَثَ اَشْقَی الْقَوْمِ فَجَاءَ بِهٖ فَنَظَرَ حَتّٰی اِذَا سَجَدَ

*બચ્ચાદાની ઉઠાવી લાવે અને મુહમ્મદ જ્યારે સિજદો કરે તો તેમની પીઠ પર મૂકી દે. આ સાંભળીને તેમનામાં*

النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ وَضَعَهٗ عَلٰی ظَهْرِهٖ بَیْنَ كَتِفَیْهِ وَاَنَا

*જે સૌથી વિશેષ બદ્બખ્ત હતો તે ઉઠયો અને તેને લાવ્યો. લાવીને રાહ જોતો રહ્યો. જ્યારે હુઝૂરે સિજદો કર્યો તો*

માર્યો ગયો બલ્કે એ હબ્શા ગયો ત્યાં એક સ્ત્રી સાથે છેડખાની કરી તેની સજામાં નજાશીએ એક જાદૂગરને હુકમ આપ્યો કે તેના પેશાબની નળીમાં મંત્ર ફૂંકી આપ. તેણે એવુ જ કર્યું જેની અસરથી પાગલ થઈ ગયો અને ચોપગાંઓ સાથે રહેવા લાગ્યો હતો. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہની ખિલાફતના સમયે મૃત્યુ પામ્યો. એ જ ઉકબા ઈબ્ને ઉબય મુઈત પણ મેદાને જંગમાં નથી માર્યો ગયો અને ન બદરના કૂવામાં નાખવામાં આવ્યો. એ બદરમાં ગિરફતાર થયો અને મદીના પાક પરત થતાં રુઅ્યાની નજીક ખૂદ હુઝૂરે અક્દસ ﷺએ આ દુનિયાથી સૌથી મહાન બદ્બખ્ત માણસનું માથુ ઉડાવી દીધું. મદીનાથી ત્રણ માઈલ પહેલાં અરકુત્તયબામાં કત્લ કરવામાં આવ્યો. બાકીના પાંચ બદરના મેદાનમાં માર્યા ગયા તેમાંથી ચારની લાશો બદરના કૂવામાં નાખવામાં આવી. ઉમૈયા ઈબ્ને ખલફ મર્યો તો અહીં જ ગયો પણ જ્યારે તેને ઘસેડવા લાગ્યા તો કે બદરના કૂવામાં નાંખે તો તેનાં અંગો સાંધાઓએથી ઉખડી ગયાં એટલા માટે તેને ત્યાં જ માટીમાં દબાવી દેવામાં આવ્યો. હઝરત ઈબ્ને મસઊદનો ઈર્શાદ, "મેં તેમને બદરના કૂવામાં પડેલા જોયા." એ મોટાભાગનાને અનુસંધાનમાં છે.

**فلم یحفظه**ના માનવાવાળા અબૂ ઈસ્હાક છે જેમ કે બુખારી કિતાબુલ જેહાદમાં અને મુસ્લિમમાં સુફયાન ષૌરીના તરીકાથી સ્પષ્ટતા છે.

**પ્રકરણથી મળતાપણુ** : ઈમામ બુખારીની દલીલ એ છે કે નમાઝની હાલતમાં હુઝૂરે અક્દસ ﷺના શરીર મુબારક પર નજાસત નાખવામાં આવી એનાથી શરીર નહીં તો કપડાં જરૂર ખરડાયાં હશે અથવા એ નહીં તો કમસે કમ નમાઝની હાલતમાં શરીર પર નાપાકી પડેલી રહી પણ હુઝૂર ﷺ નમાઝ પઢતા રહ્યા. નમાઝની હાલતમાં તો એવું કહી શકાય છે કે એ માલૂમ ન થઈ શક્યું કે પીઠ પર શું રાખેલું છે પણ ફારિગ થયા બાદ તો માલૂમ થયું છતાં દોહરાવી કેમ નહીં ? એનાથી જાણવા મળ્યું કે નમાઝની હાલતમાં જો શરીર અથવા કપડાં પર નાપાકી લાગી જાય તો નમાઝમાં કોઈ ખલેલ નથી પડતી.

હનફીઓ તથા શાફઈઓ તરફથી એના વિવિધ જવાબો આપવામાં આવ્યા છે જેમાંથી નોંધપાત્ર ત્રણ છે :–

**(૧)** અલ્લામા ઈબ્ને હજરે ફત્હુલ બારી (ષામિન ફત્હુલબારી, ૮/૪૮૦) તફસીરે સૂરએ મુદષ્ષિરમાં ઈબ્નુલ મુન્ઝરથી નકલ કર્યું છે કે આ બનાવ આયતે કરીમા **وثیابك فطهر** "અને તમારા કપડાંને પાક કરો કે નુઝૂલથી પહેલાંનાં છે" આ બનાવ સમયે નમાઝના માટે કપડાંને પાક રાખવાની જરૂરત ન હતી. હવે ઈમામ બુખારીની દલીલની આખી ઈમારત બેસી ગઈ. એના પછી કોઈ જવાબની જરૂરત નથી પણ અમે વાંચકોની દિલચસ્પીના માટે બે નક્લ કરી દઈએ છીએ.

**(૨)** શક્ય છે કે હુઝૂર ﷺએ નમાઝને દોહરાવી હોય ભલે તરત ન દોહરાવી. *(રિવાયતોમાં બયાન ન હોવું તેનું અસ્તિત્વમાં ન હોવાની દલીલ નથી.)* અદમે નક્લ નક્લે અદમ નથી, એટલા માટે એ જરૂરી નથી બનતુ કે હુઝૂરે દોહરાવી ન હોય. *(અર્થાત : નમાઝ દોહરાવવાનું વર્ણન ન કરવાનો અર્થ એ નથી કે આપે નમાઝ દોહરાવી ન હોય.)*

**(૩)** એક જવાબ એ પણ આપવામાં આવ્યો છે કે એ સમય સુધી મુશ્રિકોના ઝબીહાના હુકમો નાઝિલ થયા ન હતા એટલા માટે એ બચ્ચાદાની પણ નાપાકીનો હુકમ દુરુસ્ત નથી. પણ આ જવાબમાં એ કમી છે કે, હમણા

اَنْظُرُ لَا اُغْنِیْ شَیْئًا لَوْ کَانَتْ لِیْ مَنْعَةٌ قَالَ فَجَعَلُوْا یَضْحَکُوْنَ وَیُحِیْلُ

*તેને હુઝૂરની પીઠ પર બંનેવ ખભાઓ વચ્ચે મૂકી દીધી. અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ કહે છે કે હું જોઈ રહ્યો હતો*

بَعْضُهُمْ عَلٰی بَعْضٍ وَّرَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

*પણ કાંઈ કરી શકતો ન હતો. કાશ ! કે મારામાં શક્તિ હોત. એના પર એ ખબીષો હસવા લાગ્યા, એ રીતે કે*

سَاجِدٌ لَّا یَرْفَعُ رَاسَهٗ حَتّٰی جَاءَتْهُ فَاطِمَةُ فَطَرَحَتْ عَنْ

*હાસ્યના કારણે એકબીજા પર પડતા હતા અને રસૂલુલ્લાહ ﷺ સિજદાની*

ظَهْرِهٖ فَرَفَعَ رَاسَهٗ ثُمَّ قَالَ اَللّٰهُمَّ عَلَیْكَ بِقُرَیْشٍ ثَلَاثً

*જ હાલતમાં રહ્યા, પોતાનું માથુ ન ઉઠાવ્યું ત્યાં સુધી કે હઝરત સૈયદા ફ઼ાતિમા આવ્યાં અને એ*

આવી ગયું કે કિતાબુસ્સલાતમાં આ પ્રમાણે છે : **فلیعمد الی فرثها ودمها وسلاها** "તેની લીંડ અને તેના લોહી અને તેની બચ્ચાદાની ઉઠાવી લાવો." લોહી અને લીંડ તો જો કે નાપાક છે જ એટલા માટે આ જવાબ ધ્યાનપાત્ર નથી.

**سلا** (સલા)નો તર્જુમો કેટલાકે હોજરી કર્યો છે, એ ગલત છે. અલ્લામા અયનીએ લખ્યું છે **سلا** તે ચામડા કે ચામડી (પતલી)ને કહે છે જેમાં બાળક રહે છે. અસ્મઈએ કહ્યું, આ જાનવરોની બચ્ચાદાની (ગર્ભાશય) સાથે ખાસ છે. હા ! શક્ય છે કે કિતાબુસ્સલાતવાળી રિવાયતના આધારે કોઈએ લાઝિમ અર્થનો લેહાઝ કરીને હોજરી કરી આપ્યું હોય જેમાં લીંડ તથા ગર્ભાશય પણ હોય છે.

ઈઝાહુલ બુખારીમાં **علی ظهره**નો તર્જુમો "તેમની કમર" કર્યો છે એ ગલત છે. **ظهر**નો અર્થ પીઠ થાય છે એ મહાશયને આગળ **بین کتفیه** પણ ન દેખાયું ! શું બંનેવ ખભાઓ વચ્ચે કમર હોય છે ?

**મસાઈલ** : આ હદીષથી માલૂમ પડયું કે મક્કા મોઅઝ્ઝમાની મહાનતા (અઝમત) મુશિરકોના દિલોમાં પણ એટલી જ હતી. એમની માન્યતા હતી કે અહીં દુઆ જરૂર ક઼બૂલ થાય છે. (૨) ત્રણવાર દુઆને દોહરાવવું દુઆની ક઼બૂલિયત માટે અસરકારક છે અને એ 'મુસ્તહબ' પણ છે. (૩) જાલિમના માટે બદ્દુઆ કરવી જાઈઝ છે. અમુક ઉલમાએ લખ્યું કે જો મુસલમાન હોય તો તેની હિદાયત તથા તૌબાની તૌફીક઼ની દુઆ કરવી જોઈએ અને તેના માટે ઈસ્તિગફ઼ાર કરવો જોઈએ. (૪) **કોઈ બુરાઈમાં પડનાર બુરાઈ માટે આકર્ષનાર કરતાં બદ્તર છે.** એ સૌમાં કુફ્ર, સરકશી તથા બદમાશીમાં અબૂ જહલ સૌથી અધિક આગળ હતો અને એણે એના માટે ઉશ્કેર્યા હતા, પણ છતાં અશ્ક઼ા, ઉકબા બિન ઉબય મુઈતને કહેવામાં આવ્યો. (૫) આ હદીષમાં **ورسول الله ساجد لا یرفع راسه** "રસૂલુલ્લાહ સિજદામાં રહ્યા, માથુ ન ઉઠાવ્યું." એના પર એક સામાન્યતઃ એ કહેવામાં આવે છે કે બોજ એટલો અધિક હતો કે હુઝૂરે અક઼દસ ﷺ ઉઠાવી શકતા ન હતા. શક્ય છે એ બનાવ એવો જ હોય પણ મારો ઝ઼ૌક એવું કહે છે કે એ બોજો જ્યારે એટલો હતો કે હઝરત સૈયદા رضی اللہ عنہاએ નાની વયે બાળકી હોવા છતાં તેને પાડી નાખ્યો, જ્યારે કે હઝરત સૈયદાની ઉમર મુબારક એ સમયે બહુ બહુ તો આઠ વરસની હશે. જેથી જણાય છે કે એ બોજ એટલો ન હતો કે હુઝૂરે અક઼દસ ﷺ જો ઉઠાવવા ચાહત તો ઉઠાવી ન શકતા. માથુ મુબારક સિજદામાંથી ન ઉઠાવવાનું એટલા માટે ન હતું કે બોજ ભારે હતો બલ્કે હુઝૂરે અક઼દસ ﷺએ એ ચાહ્યું કે આ ખાસ બંદાપણાની હાલતમાં જે જુલ્મ થયો છે તેને મોડે સુધી બેનિયાઝની હુઝૂર રજૂ કરી રાખું જેથી તેની રહમની તવજ્જોહ અધિકથી અધિક થાય. જેમ કે સૈયદુશ્શોહદા હઝરત હમ્ઝા رضی اللہ عنہની લાશ

مَرَّاتٍ فَشَقَّ ذٰلِكَ عَلَيْهِمْ اِذْ دَعَا عَلَيْهِمْ قَالَ وَكَانُوْا يَرَوْنَ

ગંદકીને હુઝૂરની પીઠ મુબારકથી હટાવી ત્યારે હુઝૂરે પોતાનું માથું ઉઠાવ્યું પછી બદ્દુઆ કરી.

اِنَّ الدَّعْوَةَ فِيْ ذٰلِكَ الْبَلَدِ مُسْتَجَابَةٌ ثُمَّ سَمّٰى اَللّٰهُمَّ عَلَيْكَ بِاَبِيْ

હે અલ્લાહ ! કુરૈશને તારી પકડમાં લે ! ત્રણવાર. જ્યારે હુઝૂરે તેમના પર બદ્દુઆ કરી તો તેને ભારે પડ્યું,

جَهْلٍ وَعَلَيْكَ بِعُتْبَةَ بْنِ رَبِيْعَةَ وَشَيْبَةَ بْنِ رَبِيْعَةَ وَالْوَلِيْدِ بْنِ

તેમને યકીન હતું કે આ શહેરમાં દુઆ જરૂર કબૂલ થાય છે. પછી નામ લઈ લઈને તબાહીની દુઆ કરી, હે

عُتْبَةَ وَاُمَيَّةَ بْنِ خَلَفٍ وَعُقْبَةَ بْنِ اَبِيْ مُعَيْطٍ وَعَدَّ السَّابِعَ فَلَمْ

અલ્લાહ ! અબૂ જહલને અને ઉત્બા ઈબ્ને રબીઆને તથા શયબા ઈબ્ને રબીઆને તથા વલીદ ઈબ્ને ઉત્બાને

يَحْفَظْهُ قَالَ فَوَالَّذِيْ نَفْسِيْ بِيَدِهٖ لَقَدْ رَاَيْتُ الَّذِيْنَ عَدَّ رَسُوْلُ اللّٰهِ

અને ઉમૈયા ઈબ્ને ખલફને તથા ઉકબા બિન અબી મુઈતને હલાક કર ! અને સાતમાને પણ ગણ્યો પણ મને

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ صَرْعٰى فِي الْقَلِيْبِ قَلِيْبِ بَدْرٍ عہ

યાદ ન રહ્યું. અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદે કહ્યું, કસમ છે એ જાતની જેના કબ્જામાં મારી જાન છે !

જેમને રસૂલુલ્લાહ ﷺ એ ગણ્યા હતા. સૌને બદરના કૂવામાં પડેલા જોયા."

(બુખારી, ૧/૭૪, સલાત, ૧/૪૫૨, જેહાદ, ૧/૪૧૧, ૧/૫૪૩, મનાકિબ, ૩/૫૬૪, મગાઝી, મુસ્લિમ, ૨/૧૦૮, નિસાઈ, ૧/૫૮, તહારત, મુસ્નદે ઈમામ અહમદ)

મુબારકના બારામાં ફર્માવ્યું, સફિય્યાના દુઃખનો ખયાલ ન હોત તો હમ્ઝાની લાશને દફન કર્યા વિના છોડી આપત કે જંગલી પ્રાણીઓ ખાત અને કિયામતના દિવસે તેમનો હશ્ર પ્રાણીઓનાં પેટોથી થાત. અથવા જેમ કે બીરે મઊનાના બનાવમાં હરામ બિન મલ્હાન વહેતા લોહીને પોતાના ચહેરાથી ચોપડતા જતા અને કહેતા જતા فُزْتُ وَرَبِّ الكعبة "કામયાબ થઈ ગયો ! રબ્બે કા'બાની કસમ !" વાત એ છે : (શેઅર)

***"તૂ નિઝ બર સરે બામ આ કે ખુશ તમા શાઈસ્ત"***

(તું પણ કિનારે આવ કે કેટલું સારું દશ્ય છે.)

હદીષમાં ફર્માવવામાં આવ્યું, બંદા સૌથી અધિક પોતાના રબની પાસે ત્યારે થાય છે જ્યારે તે સિજદામાં હોય છે. જાણે કે ઝબાને હાલથી એ કહી રહ્યા છે, હુઝૂરે કુદ્સમાં ખાસ કુર્બના સમયે દુશ્મનોની આ હરકત કેવળ મારું જ નહીં, તારી બારગાહે કુદ્સનું પણ અપમાન છે, તને ઈખ્તિયાર છે કે તારી બારગાહની તૌહીન કરવાવાળાઓને ઢીલ આપે અથવા સજા આપે. શું એ જબ્બાર તથા કહ્હાર ગુય્યૂરના જલાલને જોશમાં લાવવાનો આનાથી પણ ઉમદા તરીકો હોય શકે છે !



## (٥١) ت كَرِهَهُ الْحَسَنُ وَاَبُو الْعَالِيَةِ

**[તઅલીક઼ : ૫૧]** *"નબીઝ વડે વુઝૂ કરવાને હઝરત હસન★ બસરી તથા અબુલ આલિયાએ મકરૂહ જાણ્યું."*

*(મુસ્નફે અબ્દુર્રઝ્ઝાક઼ વ અબૂ ઓબૈદ, દારકુત્ની, ઈબ્ને અબી શયબા વ અબૂ ઓબૈદ)*

### તઅલીક઼ : ૫૧ની સમજૂતી

★ **ઈમામ હસન બસરી** : તાબઈને કિરામની પ્રથમ હરોળના છે. નામ ઉમ્મી હસન છે અને કુન્નિયત અબૂ સઈદ. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہના ખિલાફતકાળના અંત ભાગમાં પેદા થયા જ્યારે કે બે વરસ રહી ગયાં હતાં. પેદાઈશ બાદ તેમને ફારૂકે આ'ઝમ رضی اللہ عنہની ખિદમતમાં લાવવામાં આવ્યા. હઝરત ફારૂકે આ'ઝમે તેમની તેહનીક કરી એટલે કે ખજૂર ચાવીને પોતાનું તબુર્રક તેમના તાળવામાં લગાડયું. તેમના માટે દુઆ પણ કરી : اللھم فقھه فی الدین ووجهه فی الناس "હે અલ્લાહ ! એમને ફક઼ીહ બનાવ અને લોકોમાં એમને પ્રભાવ અતા ફર્માવ." હઝરત ફારૂકે આ'ઝમના સિવાય અન્ય પણ સહાબાએ કિરામની ખિદમતમાં તેમનાં વાલિદા લઈ જતાં અને સૌ દુઆથી નવાજતા. તેમણે ૧૩૦ સહાબીઓની ઝિયારત કરી. ખૂદ ફર્માવે છે કે મેં ખુરાસાનનો જેહાદ કર્યો તો અમારી સાથે ૧૩૦ સહાબીઓ હતા.

તેમના વાલિદનું નામ યસાર અને કુન્નિયત અબુલ હસન હતી. એ હઝરત ઝૈદ ઈબ્ને ષાબિતના ગુલામ હતા. હઝરત હસનનાં વાલિદા માજિદા હઝરત ઉમ્મે સલમાનાં બાંદી હતાં. તેમનાં વાલિદા તેમને છોડીને ક્યાંક કોઈ કામના માટે ચાલ્યાં જતાં અને એ રડવા લાગતા તો હઝરત ઉમ્મે સલ્મા رضی اللہ عنہا પોતાની છાતી એમના મોઢામાં આપી દેતાં, હઝરત ઉમ્મુલ મો'મિનની કરામત કે દૂધ ઉતરી આવતું અને એ ખૂબ પીતા. ઈલ્મો તથા મઅરેફતો મળી તે આ જ મોતબર્રક દૂધની અસર છે.

હઝરત હસનના જલાલની શાન (શાનની મહાનતા)નો આલમ એ છે કે એકવાર કોઈકે હઝરત અનસને કાંઈક પૂછયું તો ફર્માવ્યું, મૌલાના હસનને પૂછો, એમણે પણ સાંભળ્યું અને અમે પણ આ સાંભળ્યું. એમણે યાદ રાખ્યું અને અમે ભૂલી ગયા ! એકવાર ફર્માવ્યું, મને બસરાવાળાઓમાં આ બે શખ્સિયતો પર રશ્ક (ઈર્ષા જેવું) આવે છે : હસન તથા ઈબ્ને સીરીન પર. કતાદાએ કહ્યું, હું જે ફક઼ીહને મળ્યો હસને એનાથી અફઝલ છે.

પ્રભાવશાળી, ખૂબસૂરત, ભપકાદાર બુઝુર્ગ હતા, ઈલ્મ તથા અમલના સંગમ, જબરદસ્ત આબિદ તથા ઝાહિદ, ખાસ તથા આમ લોકોમાં મક઼બૂલ, ઔલિયાએ કિરામના સિલસિલાઓના ઈમામ, હઝરત ઉષ્માનગની رضی اللہ عنہની શહાદત પછી બસરામાં જઈને વસી ગયા. વરસો સુધી ત્યાં જ રહ્યા, ત્યાં જ અલ્લાહને પ્યારા થઈ ગયા. મદીના પાકમાં રહેઠાણના દિવસોમાં સહાબાએ કિરામ ખાસ કરીને હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریمથી જાહેરી તથા બાતિની ઈલ્મો હાંસલ કર્યા. મદીનાથી ગયા પછી ફરી હઝરત અલીની મુલાકાત ન કરી શકયા. રજબ હિ.સ. ૧૧૦માં વિસાલ ફર્માવ્યો. *(અકમાલ, બિદાયા, નિહાયા, ભાગ–૯)*

**અબુલ આલિયા** : રબીઅ ઈબ્ને મેહરાન રબાહી મહાન તાબઈનમાંથી છે. હઝરત સિદ્દીકે઼ અકબર رضی اللہ عنہની પણ ઝિયારત કરી છે. ત્રણવાર કુર્આન હઝરત ઉમર رضی اللہ عنہને સંભળાવ્યું હતું. જાહિલિયતનો પણ અમુક સમય મેળવ્યો હતો. હુઝૂર ﷺના વિસાલના બે વરસ પછી ઈમાનથી મુર્શફ થયા. હિ.સ. ૯૦માં વિસાલ થયો.

ઈમામ બુખારીએ અહીં પ્રકરણ એ રચ્યું છે : لایجوز الوضوء بالنبیذ وبالمسکر "નબીઝ અને મસ્કર (નશાકારક) ચીજ વડે વુઝૂ જાઈઝ નથી."

અરબસ્તાનનું પાણી સામાન્યતઃ ક્ષારવાળુ હોતુ તેની ખારાશ દૂર કરવા માટે પાણીમાં ખજૂર નાખી દેતા હતા

ت(٥٢) قَالَ عَطَاءٌ اَلتَّيَمُّمُ اَحَبُّ اِلَيَّ مِنَ الْوُضُوْءِ بِالنَّبِيْذِ

**[તઅલીક઼ : પર]** *''હઝરત અતાઅ્એ કહ્યું કે નબીઝ તથા દૂધથી વુઝૂ કરવા*

وَاللَّبَنِ

*કરતાં તયમ્મુમ મને અધિક પસંદ છે.''*

જેથી પાણીમાં કાંઈક મીઠાશ આવી જાય. કદી કદી ખજૂરો કેટલાય દિવસો સુધી રહી જતી તો પાણીમાં જોશ પેદા થઈ જતો અને નશો આવી જતો. કદીક વધારે ખજૂરો નાખી દેતા તો પાણી ડહોળુ પણ થઈ જતું. વિવિધ નબીઝનો પ્રથમ પ્રકાર છે. ખજૂરોના કારણે જેનું ન પાતળાપણુ ખત્મ થાય ન તેનામાં જોશ આવે ન નશો પેદા થાય. રહી ગઈ નશાકરક ચીજ ચાહે તે નબીઝ હોય કે કાંઈક અન્ય એના વડે વુઝૂ કરવું અન્ય ઉલમાની જેમ અમારે ત્યાં પણ દુરુસ્ત નથી. ઈમામ બુખારીનો લગભગ મસ્લક એ છે કે એ નબીઝથી પણ વુઝૂ જાઈઝ નથી જેનું ન પાતળાપણુ ગયું હોય ન નશો આવ્યો હોય. ઈમામ બુખારીએ પોતાના દાવામાં પ્રથમ ઈમામ હસન બસરી તથા અબુલ આલિયાનો આ ફત્વો પેશ કર્યો કે આ બંનેવ બુઝુર્ગોએ નબીઝ વડે વુઝૂને મકરૂહ જાણ્યું. એના પર ત્રણ વાંધાઓ છે :–

**(૧)** આ કરાહતથી કરાહતે તેહરીમી મુરાદ છે કે કરાહતે તન્ઝીહી ? એ તન્ઝીહી છે તો જાઈઝ હોવાના વિરોધમાં નથી. અને **لا يجوز**ની દલીલ બનાવવું ઠીક નથી. અને જો કરાહતે તેહરીમી મુરાદ છે તો આ હઝરત ઈમામ હસન બસરીનો એ ઈર્શાદ બાતિલ છે જે અબૂ ઓબૈદે નક઼લ કર્યો છે કે હઝરત હસન બસરીએ ફર્માવ્યું, નબીઝ વડે વુઝૂ કરવામાં કોઈ વાંધો નથી.

રહી ગયા હઝરત અબુલ આલિયા, તો એમનાથી વુઝૂના બારામાં કોઈ રિવાયત અમને નથી મળી. એવી નબીઝ વડે ગુસ્લ જાઈઝ છે કે નહીં ખૂદ હનફીઓને ત્યાં વિવાદાસ્પદ છે, પસંદીદા એ જ છે કે ગુસ્લ દુરુસ્ત નથી એટલા માટે કે વુઝૂનું જાઈઝ હોવાનું ક઼યાસની વિરુદ્ધ હદીષને લીધે છે, જ્યારે એ વુઝૂના બારામાં નથી તો તેને વુઝૂના જાઈઝ ન હોવાની દલીલમાં પેશ કરવું નિરર્થક છે.

**(૨)** અને વળી અહીં પણ એ સંભાવના બાકી કે કરાહતથી મુરાદ કરાહતે તન્ઝીહી હોય.

**(૩)** હદીષના મુક઼ાબલામાં તાબઈનનો ક઼ૌલ અગ્રતા પામવાને પાત્ર નથી. ઈમામ બુખારી ખૂદ હદીષોની વિરુદ્ધ અક઼વાલે રિજાલ પર ફત્વો આપે છે અને તેમના મુક઼લ્લિદો એ ઈલ્ઝામ અમને આપે છે. તાબઈનના બારામાં હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہનો ઈર્શાદ મશ્હૂર છે અને પ્રસ્તાવનામાં આવી ગયું. **هم رجال ونحن رجال**

## તઅલીક઼ : પરની સમજૂતી

**અતાઅ્ બિન અબી રિબાહ :** મહાન તાબઈનમાંથી એક છે, એમની શાનની મહાનતા બધાની નજરમાં માન્ય છે. બસો સહાબાનો જમાનો પામ્યા. એટલા જલીલુલ ક઼દર ઈમામ કે સૈયદના ઈમામ બાક઼િર رضی اللہ عنہએ ફર્માવ્યું, હવે હજ્જના મસાઈલને જાણનાર એમનાથી વિશેષ કોઈ ન રહ્યો. તેમજ ફર્માવ્યું, તેમનાથી વધીને ફક઼ીહ કોઈ નથી. હજ્જના દિવસોમાં ઉમવી બાદશાહો તરફથી એ આમ એલાન થઈ જતું કે અતાઅ્ સિવાય કોઈ હજ્જના મસાઈલ ન બતાવે. એ બધા ઉપરાંત એટલા મહાન આબિદ હતા કે ૨૦ વરસ સુધી મસ્જિદમાં મોઅ્તકિ઼ફ (એ'તેકાફમાં) રહ્યા, ૭૦ હજ્જ તથા ૧૦૦ ઉમરા કર્યા. શાનની મહાનતા તો આ હતી અને ખુદાની શાને બેનિયાઝી કે પોતે હબ્શી હતા એટલા માટે રંગ કાળો અને વાળ વિખેરાયેલા હતા, નાક ચપટી હતી, એક આંખથી દેખાતુ ન હતું, આખર ઉમરમાં બીજી આંખ પણ જતી રહી. હાથ સુન મારેલો હતો, લંગડા

પણ હતા, પણ ઈલ્મ તથા ફઝ્લનો આલમ એ હતો કે મોટા મોટા ઈમામો અદબથી બેસવાને ફખ્ર સમજતા. હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما જ્યાં મસ્જિદે હરામમાં દર્સ આપતા હતા, તેમના બાદ તેમની જગાએ આ બેસતા.

**મળતાપણુ :** **احب الی** ''અધિક પસંદ છે''નો શબ્દ બતાવી રહ્યો છે કે હઝરત અતાઅ્ નબીઝ તથા દૂધ વડે વુઝૂ કરવાને પસંદ કરતા પણ ઓછું. અને અબૂ દાઊદમાં છે કે ઈમામ અતાઅ્એ ફર્માવ્યું, નબીઝ તથા વૂધ વડે વુઝૂ નાપસંદ કરું છું એના કરતાં તયમ્મુમ મને અધિક પસંદ છે. બંનેનો ફાયદો એ મળ્યો કે હઝરત અતાઅ્ નબીઝ તથા દૂધ વડે વુઝૂને જાઈઝ જાણતા હતા, અલ્બત્ત ઓછુ પસંદ કરતા હતા, અથવા વધુમાં વધુ નાપસંદ કરતા હતા. ઈમામ બુખારીએ અહીં પ્રકરણનું જે હેડીંગ રાખ્યું છે તે આ છે : **لا يجوز الوضوء بالنبيذ ولا بالمسكر** ''નબીઝ તથા નશાકારક ચીજ વડે વુઝૂ જાઈઝ નથી.''

જાહેર છે કે આ તઅલીક઼ ઈમામ બુખારીના આ પ્રકરણની રદ છે. એના અનુસંધાનમાં હનફીઓનો મસ્લક આ પ્રમાણે છે : દૂધથી વુઝૂ તદ્દન જાઈઝ નથી, એના પર ઈજમાઅ છે. અહનાફ (હનફીઓ) જ નહીં પૂરી ઉમ્મતનો એ જ મસ્લક છે. રહી ગઈ નબીઝ તો અહનાફને ત્યાં તફસીલ છે :–

અરબસ્તાનનું પાણી સામાન્યતઃ ખારુ હોય છે જેથી પાણીમાં થોડીક ખજૂરો નાખી દેતા કે પાણીમાં કાંઈક મીઠાશ આવી જાય એ જ નબીઝ છે. નબીઝ જ્યાં સુધી મીઠી અને એટલી પાતળી હોય કે અંગો પરથી પાણી જેમ વહે તો એનાથી વુઝૂ જાઈઝ છે અને જો ગાઢ થઈ ગઈ હોય અથવા જોશ આવી ગયો હોય અને તેમાં નશો આવી ગયો હોય તો એવી નબીઝથી હરગિઝ વુઝૂ જાઈઝ નથી. એનો મતલબ એ છે કે જો પાણી ન હોય તો એવી નબીઝ હોવા છતાં તયમ્મુમ જાઈઝ નથી. અમારી દલીલ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہની આ હદીષ છે; તેમણે ફર્માવ્યું :–

**قال له البنى صلى الله تعالى عليه و سلم ليلة الجن مافى اداوتك قال نبيذ قال تمرة طيبة وماء طهور قال فتوضامنه**

''તેમનાથી નબી ﷺએ લયલતુલ જિનમાં ફર્માવ્યું, તારા વાસણમાં શું છે ? તેમણે અર્ઝ કરી, નબીઝ છે. ફર્માવ્યું, ખજૂર પણ પાક છે અને પાણી પણ પાક છે. ઈબ્ને મસ્ઊદે કહ્યું કે પછી હુઝૂરે એનાથી વુઝૂ કર્યું.'' *(અબૂ દાઊદ, ૧/૧૨, તહારત, તિર્મિઝી, ૧/૧૩, ઈબ્ને માજહ, અલ્ વુઝૂ બિન્નબીઝ)*

તિર્મિઝીમાં **فتوضامنه** અને મુસન્નફ ઈબ્ને અબી શયબામાં **واقام الصلوٰة** અધિક છે. *(ફત્હુલ ક઼દીર, ૧/૪૭)*

આ હદીષની એક તરફથી અહનાફના મહેરબાનોએ તઝઈફ (ઝઈફ) કરી, એથી ઉલ્ટુ હનફી ઉલમાએ એ હદીષના સહીહ હોવાને દલીલોથી પુરવાર કરી આપ્યું છે. તફસીલના માટે અયનીનો મક઼ામ અને તહાવીની શરહે મઆનિયુલ આષારનો અભ્યાસ કરો. દા.ત. તિર્મિઝીએ કહ્યું કે આ હદીષનો એક રાવી અબૂ ઝૈદ છે જે મજહૂલ છે. આ હદીષ સિવાય બીજી તેની કોઈ રિવાયત નથી.

અલ્લામા અયનીએ એનો જવાબ આપ્યો. ઈબ્નુલ અરબીએ શરહે તિર્મિઝીમાં કહ્યું કે અબૂ ઝૈદ અમ્ર ઈબ્ને હરીષથી રાશિદ ઈબ્ને કેસાન તથા અબૂ રવાક઼ે રિવાયત કરી છે. આટલાથી જ એનું મજહૂલ હોવું ખત્મ થઈ જાય છે, હા ! એનું નામ માલૂમ નથી. શક્ય છે ઈમામ તિર્મિઝીની મજહૂલ કહેવાથી એ જ મુરાદ હોય અને એ નુકસાનકર્તા નથી. તદ્દઉપરાંત હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہથી આ હદીષને અબૂ ઝૈદ જેવા ચૌદ હઝરાતે રિવાયત કરી છે. આ હદીષ પર એક વાંધો એ છે કે અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ લૈલતુલ જિનમાં હુઝૂરની સાથે ન હતા. તેમને કોઈએ પૂછયું તો કહ્યું, **ما شهدها منا احد** ''અમારામાંથી કોઈ લૈલતુલ જિનમાં હાજર ન હતું.'' *(ફત્હુલ ક઼દીર, ૧/૪૭)*

એના બે જવાબ અલ્લામા અયનીએ આપ્યા છે : ''એક એ કે આ ક઼ૌલથી તેમની મુરાદ એ છે કે પૂરી રાત હુઝૂરની સાથે નથી રહ્યો. સાથે ગયો પછી અલગ થઈ ગયો, પછી સવારે સાથે થઈ ગયો. એક જવાબ એ પણ

હોય શકે છે કે જ્યારે હુઝૂર જિન્નોને તલકીન કરી રહ્યા હતા ખાસ તે સમયે હુઝૂરની સાથે કોઈ ન હતું. અને લગભગ અલ્લામા અયનીની પણ એ જ મુરાદ છે. બીજો જવાબ એ આપ્યો કે લૈલતુલ્ જિન્ન બે છે, એકવાર નૈનવાના જિન્નોએ મુલાકાત કરી હતી, એકવાર બાર નસીબૈનના જિન્નોએ કરી હતી. નખ્લાવાળા બનાવમાં હુઝૂર ﷺ સાથે કોઈ ન હતું અને મક્કાવાળા બનાવમાં હઝરત ઈબ્ને મસ્ઊદ સાથે હતા.

અલ્લામા ઈબ્ને હજર અસ્કલાનીએ અમુક લોકોથી એ નકલ ફર્માવ્યું કે પ્રારંભમાં નબીઝથી વુઝૂની ઈજાઝત હતી. પછી આયતે કરીમા فلم تجد واماءً થી મન્સૂખ થઈ ગઈ. એટલા માટે કે લૈલતુલ જિન મક્કાનો બનાવ છે અને આ આયત મદની છે.

અલ્લામા અયનીએ એનો જવાબ એ આપ્યો કે (ઈક્રાના નુઝૂલ પછી ગારે હિરાથી ઉતરીને) હઝરત જિબ્રઈલે પોતાની એડી જમીન પર મારી જેનાથી પાણીનો ચશ્મો (ઝરણુ) ઉભરાઈ ઉઠયો એનાથી હુઝૂર ﷺને વુઝૂ કરવાની તા'લીમ આપી. મતલબ એ છે કે નબુવ્વતના એલાનના પ્રારંભથી જ પાણી વડે વુઝૂ કરવાનો હુકમ હતો. તેમ છતાં હુઝૂરે લૈલતુલ જિન્નમાં નબીઝથી વુઝૂ કર્યું. આ દલીલ છે કે પાણીથી વુઝૂના હુકમ તથા નબીઝથી વુઝૂ કરવામાં કોઈ વાંધો નથી.

પરંતુ આ ખાદિમની એના પર ગુઝારિશ છે કે નબીઝ મુત્લક્ પાણી છે કે નથી ? જો મુત્લક પાણી છે તો અલ્લામા અયનીનો જવાબ દુરુસ્ત અને અલ્લામા ઈબ્ને હજરનો વાંધો મુદ્લે રદ થશે. આ સંબંધે બહુ લાંબી ચર્ચાની જરૂર નથી ખૂદ એને હદીષમાં માઅ્ (પાણી) ફર્માવ્યું. ઈર્શાદ થયો تمرة طيبة وماء طهور પછી તેના મુત્લક્ પાણી હોવામાં ચર્ચાને સ્થાન નથી. અને જો એ માએ મુત્લક (પાણી) નથી અને આયતે કરીમા فلم تجد واماءًમાં માઅ્ (પાણી)થી મુરાદ મુત્લક્ પાણી છે, તો નબીઝની મૌજૂદગીમાં એ સાચુ થશે કે પાણી મળ્યું. હવે અલ્લામા ઈબ્ને હજરનો વાંધો એની જગ્યાએ રહી જશે. એના પર અમારી ગુઝારિશ છે કે એના નિવારણની તરફ હિદાયાના લેખકે નિર્દેશ કર્યો છે કે આ હદીષ મશ્હૂર છે અને હદીષે મશ્હૂરથી કિતાબુલ્લાહની તખ્સીસ (તખ્સિસ એટલે ખાસ કરવું) જાઈઝ તથા દુરુસ્ત છે. રહી ગઈ એ વાત કે આ હદીષ મશ્હૂર છે તો એ આવી ગયું કે અલ્લામા અયનીએ તેહકીક્ ફર્માવી કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضي الله عنهથી અબૂ ઝૈદના ઉપરાંત ચૌદ જણાએ રિવાયત કરી છે. એટલે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદથી પંદર હઝરાતે રિવાયત કરી છે. એ જ પ્રમાણે લૈલતુલ જિન્નમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضي الله عنهના ન હોવાના જે ખુલાસા આપણા ઉલમાએ કર્યા છે તે તિર્મિઝીની આ હદીષમાં લાગુ નથી થઈ શકતા. પેજ નં. ૧૮ પર છે :–

"અલ્કમા કહે છે કે મેં ઈબ્ને મસ્ઊદથી પૂછયું, લૈલતુલ જિન્નમાં નબી ﷺના સાથે આપ લોકોમાંથી કોઈ હતું કે નહીં ? ફર્માવ્યું, અમારામાંથી કોઈ હુઝૂરની સાથે ન હતું. એવું થયું કે મક્કાના રોકાણના દિવસોમાં એક રાત્રે હુઝૂર ﷺ ગાયબ થઈ ગયા. અમે કહ્યું કે હુઝૂરને હાઈજેક કરી લેવામાં આવ્યા. અમે અત્યંત તકલીફમાં એ રાત પસાર કરી. જ્યારે સવાર થઈ તો અમે જોયું કે હુઝૂર હિરા તરફથી આવી રહ્યા છે. લોકોએ પોતાની હાલ વર્ણવી એના પર હુઝૂરે આખો બનાવ વર્ણન કર્યો, એમાં એ પણ સ્પષ્ટતા છે કે એ નસીબૈન ટાપુના જિન્ન હતા.

ઈમામ તિર્મિઝીએ ફર્માવ્યું કે આ હદીષ હસન સહીહ છે. પરંતુ આશ્ચર્ય એના પર છે કે ખૂદ તિર્મિઝીમાં બે જગાએ એની સ્પષ્ટતા કરી છે કે હઝરત ઈબ્ને મસ્ઊદ લૈલતુલ જિન્નમાં હુઝૂરે અક્દસ ﷺની સાથે હતા. એક باب كراهة مايستنجى بهમાં હઝરત ઈબ્ને મસ્ઊદનું આ કથન આવેલું છે કે, "લૈલતુલ જિન્નમાં નબી કરીમ ﷺની સાથે હતા." બીજા પ્રકરણો الامثال તેમણે આ પ્રમાણે રિવાયત કરી છે કે :–

"એક રાત્રે હુઝૂર ﷺ ઈશાથી ફારિગ થયા તો તશરીફ લાવ્યા અને મારો હાથ પકડયો અને બતહા મક્કામાં લઈ ગયા અને બેસાડી દીધો. પછી મારા આસપાસ રેખા તાણી દીધી અને ફર્માવ્યું કે આનાથી બહાર નીકળશો નહીં, કેટલાક લોકો તમારી પાસે આવશે. તેમની સાથે વાત કરશો નહીં, તેઓ પણ તમારી સાથે વાત

કરશે નહીં. પછી હુઝૂરને જ્યાં જવાનુ હતું જતા રહ્યા. હું રેખાઓની અંદર જ બેઠો હતો એવામાં મારી પાસે કેટલાક કાળા કાળા સુડાની ટાઈપના લોકો આવ્યા જેમના વાળ તથા શરીર સુડાની જેવાં હતાં. તેમના શરીરો પર પોશાક ન હતો છતાં તેમનાં ગુપ્તાંગો જોવામાં આવતાં ન હતાં. મારી તરફ આવતા પણ રેખા પાર કરી શકતા ન હતા. ત્યારબાદ રસૂલલ્લાહ ﷺની તરફ ચાલ્યા જતા. રાતના અંતમાં હુઝૂર ﷺ તશરીફ લાવ્યા અને રેખાની અંદર પ્રવેશ્યા. ફર્માવ્યું, આજે રાત્રે સૂઈ નથી શક્યો. પછી મારી જાંગ પર માથુ રાખીને સૂઈ ગયા. *(અલ્ હદીષ બતૂલા, ૨/૧૦૯)*

ઈમામ તિર્મિઝીએ આ બંનેવ હદીષોને સહીહ દર્શાવી છે. એ ઉપરાંત કિફાયામાં છે. ઈમામ બુખારીએ બાર તરીક઼ાઓ વડે એ સાબિત કર્યું છે કે હઝરત ઈબ્ને મસ્ઊદ લૈલતુલ જિન્નમાં હુઝૂર ﷺની સાથે હતા. ત્રણ તરીક઼ાથી તારીખે સગીરમાં વર્ણન થયેલ છે બાકીના નવ તરીક઼ા કોઈ અન્ય કિતાબમાં વર્ણન થયેલ હશે.

જ્યારે વિવિધ સહીહ હદીષોથી એ સાબિત થયું કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ લૈલતુલ જિન્નમાં હુઝૂર ﷺની સાથે હતા તો પછી આપોઆપ જ એ રિવાયત જેમાં એ છે કે હુઝૂરની સાથે કોઈ ન હતું એ મરજૂહ થઈ ગઈ.

**આ નબીઝની હક઼ીક઼ત** : જે નબીઝ વડે હુઝૂરે અક઼દસ ﷺએ વુઝૂ કર્યું હતું તેની હક઼ીક઼ત કેવળ એ હતી કે પાણીમાં થોડીક ખજૂરો નાખી લીધી હતી જેથી પાણીની ખારાશ દૂર થઈ જાય. પાણી તેનું સ્વભાવિક પાતળાપણુ તથા વહેવા પર બાકી હતું, ન ગાઢ હતું ન જોશ ખાધો હતો, નશો આવવો તો દૂરની વાત છે. બદાએઅ્ પેજ–૧૭ પર છે કે ખૂદ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہને એ નબીઝના બારામાં પૂછવામાં આવ્યું તો ફર્માવ્યું, થોડીક ખજૂરો પાણીમાં નાખી દેવામાં આવતી હતી, બસ નબીઝ થઈ ગઈ. આવી જ નબીઝ વડે વુઝૂને હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ એ જાઈઝ બતાવ્યું છે. રહી ગઈ તે નબીઝ જેમાં જોશ પેદા થઈ જાય અથવા નશો આવી જાય તો એનાથી એકમતિએ વુઝૂ જાઈઝ નથી. હિદાયહમાં છે :–

**والنبيذ المختلف فيه ان يكون حلوا رقيقا يسيل على الاعضاء كالماء وما اشتدمنها صار حراما لا يجوز التوضى به**

"જે નબીઝથી વુઝૂના બારામાં મતભેદ છે તે એ છે કે મીઠી પાતળી હોય એ અંગો પર પાણીની જેમ વહે. અને જો જોશ ખાઈ ગઈ તો હરામ થઈ ગઈ જેથી એનાથી વુઝૂ જાઈઝ નથી." *(હિદાયા અવ્વલીન, ૩૨)*

લોકોને આશ્ચર્ય એટલા માટે થઈ રહ્યું છે કે લોકો પોતાના જમાનાની નબીઝ પર ક઼યાસ કરવા લાગ્યા, જ્યારે કે આ નબીઝ વડે વુઝૂ જાઈઝ હોવાનો ક઼ૌલ નથી કરવામાં આવ્યો.

**એક ખાસ મુદ્દો** : હઝરત ઈમામનો એ પાયાનો ઉસૂલ હતો કે જ્યાં સુધી હદીષ સહીહ ન હોતી તેના પ્રમાણે ફત્વો ન આપતા. **اذا صح الحديث فهو مذهبى** મશ્હૂર ઈર્શાદ છે. અને હઝરત ઈમામનું ષિક઼્હ દીનદાર હોવું બલ્કે ઈમામ હોવું સર્વ માન્ય છે. તો જ્યારે ઈમામ કોઈ હદીષથી દલીલ કરે તો એ હદીષના સહીહ હોવાની દલીલ છે. ભલે મોહદ્દિષો તેને પોતાની સનદોના લેહાઝથી ઝઈફ કહે પણ તેના સહીહ હોવા પર કોઈ અસર પડશે નહીં. ન્યાયપ્રિય લોકોએ આના પર વિચારણા કરવી જોઈએ. આ એક મુદ્દાથી હનફીઓના વિરોધીઓ ખાસ કરીને ગૈર મુક઼લ્લિદ દુશ્મનોના સર્વ એતરાઝોનો કિલ્લો ધરાશયી થઈ જાય છે જેઓ હનફીઓની વિરુદ્ધ કરતા રહે છે. દા.ત. આ હદીષમાં જોઈ લો કે ઈમામ તિર્મિઝીએ પોતાની સનદના લેહાઝથી અબૂ ઝૈદ પર ચર્ચા કરી. એ શું જરૂરી છે કે હઝરત ઈમામને આ હદીષ અબૂ ઝૈદના વાસ્તાથી મળી હોય ? શક્ય છે કે કોઈ અન્ય સનદ સાથે પહોંચી હોય જેમાં ઈમામ તિર્મિઝીવાળી જેરહ (પક઼ડ)ની પણ ગુંજાઈશ ન હોય. અબૂ ઝૈદ સિવાય ચૌદ અન્ય હઝરાતથી આ હદીષ વર્ણન થઈ છે. એની પણ શક્યતા છે કે એ ચૌદ તરીક઼ાઓમાંથી કોઈ એક તરીક઼ાથી હઝરત ઈમામ સુધી પહોંચી હોય. એટલા માટે અમારી સાથે જે સનદ છે તેને સામે રાખીને કોઈ હદીષને મુત્લક઼ન્ ઝઈફ કરી આપવી દિયાનત તથા ઈન્સાફની વિરુદ્ધ છે.

## حدیث (۱۷۶) حدیث کل شراب اسکر فھو حرام

**[હદીષ : ૧૭૬] "દરેક નશાકારક ચીજ નાપાક છે"**

عَنْ عَائِشَةَ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ قَالَ

*"હઝરત ઉમ્મુલ મો'મિનીન સિદ્દીક઼ા رضی اللہ عنہا નું બયાન છે કે નબી ﷺ એ ફ઼ર્માવ્યું,*

એનો ખુલાસો એ થયો કે હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ ની કોઈ હદીષ વડે દલીલ કરવાની તદ્દન એ જ હેસિયત છે કે જે ઈમામ બુખારી તથા ઈમામ મુસ્લિમને કોઈ હદીષને સહીહ કહેવાની છે. હઝરત ઈમામનું કોઈ હદીષથી દલીલ કરવું હકી઼કતમાં એ એલાન છે કે એ હદીષ સહીહ છે.

**સહાબાનું સમર્થન :** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદના ઉપરાંત હઝરત અલી, હઝરત ઈબ્ને ઉમર અને હઝરત ઈબ્ને અબ્બાસ પણ નબીઝ નબીઝે તમર એટલે ખજૂરવાળા પાણી વડે વુઝૂને જાઈઝ જાણતા હતા. એ રીતે આ હદીષને અને અહનાફ (હનફીઓ)ના મઝહબને સહાબીઓના અમલથી પણ મજબૂતી મળી ગઈ.

**ઈમામોનું સમર્થન :** સહાબા સિવાય હઝરત હસન બસરી, હઝરત ઈકરમા, હઝરત અબુલ આલિયા, ઈમામ અવઝાઈ, સુફયાન ષૌરી, ઈસ્હાક઼નો પણ એ જ મઝહબ છે. પરંતુ અમારા ખાસ કૃપાળુ તોહફતુલ અહવઝી તથા મિરઆતના લેખક પોતાનો ગુસ્સા તથા ગઝબનું નિશાન હનફીઓને બનાવે છે.

ચર્ચાનો સાર એ છે કે એવી નબીઝ તમર જે પોતાના પાતળાપણા તથા પ્રવાહ પર સલામતિ છે જેમાં ન જોશ પેદા થયો ન દહોળુ (ગાઢ) થયું હોય અને ન એમાં નશો આવ્યો હોય તેનાથી વુઝૂ જાઈઝ છે અને એ સહીહ હદીષ બલ્કે હદીષે મશહૂરથી સાબિત છે. વિરોધીઓએ આ હદીષ પર જેટલી જરહો (પકડો) કરી છે તેના હનફી ઉલમાએ વીણી વીણીને વિસ્તારપૂર્વક જવાબો આપ્યા છે, ખાસ કરીને ઈમામ ઈબ્ને હુમામે ફ઼ત્હુલ ક઼દીરમાં, અલ્લામા અયનીએ ઉમ્દતુલ ક઼ારીમાં, અલ્લામા ઝીલઈએ નસ્બુર્રાયામાં વગેરે વગેરે.

### સમજૂતી : ૧૭૬

**પ્રકરણથી મળતાપણુ :** આ હદીષને પ્રકરણના બીજા ભાગ સાથે મળતાપણુ છે. દલીલનું કારણ એ છે કે દરેક મુસ્કિર (નશાકારક ચીજ) નાપાક છે અને નાપાકથી વુઝૂ જાઈઝ નથી અથવા એ કે કોઈ નશાકારક ચીજ પાણી નથી અને પાણી સિવાય અન્ય ચીજ વડે વુઝૂ જાઈઝ નથી, એટલા માટે નશાકારક ચીજથી વુઝૂ જાઈઝ નથી.

**દરેક નશાકારક ચીજ નાપાક છે :** રહી ગઈ એ વાત કે મળતાપણાને લીધે અવ્વલકા સુગરા દુરુસ્ત પણ છે કે નહીં એ ધ્યાન આપવા જેવું છે હઝરત ઈમામે આ'ઝમ رحمۃ اللہ علیہ અને હઝરત ઈમામ યૂસુફ رحمۃ اللہ علیہ ની નજીક દારૂ સિવાય બાકીની નશાકારક ચીજોને નશો લાવે તેટલું ખાવું હરામ છે પણ તે નાપાક નથી.

**દારૂ (ખમર) શું છે ? :** દ્રાક્ષના કાચા પાણીને જ્યારે ખૂબ જોશ મારવા લાગે અને તેમાં ફીણ પેદા થઈ જાય ત્યારે તેને દારૂ (ખમર) કહે છે એમાંથી ગાળેલો રસ (અર્ક) પણ દારૂ છે. દારૂનું ટીપુ ટીપુ હરામ તથા નાપાક છે તે પણ નજાસતે ગલીઝા (ભારે નાપાકી) છે એ ઉપરાંત અન્ય ચીજોથી બનાવેલી શરાબ ખમર નથી અને ન શેખૈનની નજીક તેમનો એ હુકમ છે.

અલ્બત્ત ઈમામ મુહમ્મદ ફ઼ર્માવે છે કે ખમરની જેમ દરેક નશાકારકનું ટીપે ટીપુ હરામ તથા નાપાક છે.

كُلُّ شَرَابٍ اَسْكَرَ فَهُوَ حَرَامٌ ع ه

*પીવાની દરેક ચીજ જે નશો લાવે હરામ છે.*

*(બુખારી, ૨/૮૩૭, મુસ્લિમ, ૨/૧૬૭, અબૂ દાઊદ, ૨/૧૬૨, તિર્મિઝી, ૨/૮, ઈબ્ને માજહ–૨૫૧,*

*મોઅત્તા ઈમામ માલિક–૧, દારમી–૮, મુસ્નદે ઈમામ અહમદ)*

હનફીઓને ત્યાં જ એ જ મુખ્તાર (પસંદીદા) છે, અને એના પર ફત્વો છે. પણ પ્રથમ કથન પણ રદ બાતલ નથી ખૂબ જ કવી છે. એ જ જમહૂર સહાબાએ કિરામ ત્યાં સુધી કે અસ્હાબે બદર رِضْوَانُ اللّٰہِ تَعَالٰی عَلَیْہِمْ اَجْمَعِیْن થી રિવાયત પામેલ છે. એ જ કૌલ ઈમામે આ'ઝમનો છે. એ જ અસલ મઝહબ છે. સામાન્ય મઝહબના મતનો (કિતાબો) જેમ કે મુખ્તસર કદૂરી, હિદાયા, વકાયા, નકાયા, કન્ઝ, ગુરર, ઈસ્લાહ વગેરેમાં એના પર યકીન કર્યુ તથા એના પર બસ કર્યું. તરજીહ તથા તસ્હીહ કરનાર અગ્રગણ્ય ઉલમા જેમ કે અબૂ જાફર તહાવી, ઈમામ અબુલ હસન કર્ખી, ઈમામ અબૂબક્ર ખ્વાહર ઝાદા ઈમામ કાઝી ખાન, ઈમામ સાહિબે હિદાયા رِضْوَانُ اللّٰہِ تَعَالٰی عَلَیْہِمْ اَجْمَعِیْن એ એને જે રાજેહ તથા મુખ્તાર (પસંદીદા) રાખેલ છે બલ્કે ખૂદ ઈમામ મુહમ્મદ رضی اللہ عنہ એ કિતાબુલ આષારમાં એના પર ફત્વો આપ્યો, એને વિશ્વસનીય અને માન્ય રાખ્યું છે. ફર્માવ્યું. ઉલમાએ મઝહબે વિવિધ વિશ્વસનીય કિતાબોમાં એને જ સહીહ દર્શાવ્યું ત્યાં સુધી કે અલયહીલ ફત્વા *(તેના પર ફતવો આપવામાં આવ્યો છે)* જેવા તાકીદી શબ્દ બયાન કરેલા છે. પણ ફર્માવ્યું. આ તકદીર પર નબીઝના નાપાક હોવાનો સવાલ જ નથી એટલા માટે એના વડે નાપાક હોવાના લીધે વુઝૂ નાજાઈઝ હોવાનો ફત્વો આપવો રદ બાતલ છે. રહી ગયું એ કારણ કે એ માએ મુત્લક (મુત્લક પાણી) નથી, તો એના પર અલ્લામા અયનીએ એ પકડ કરી કે હનફીઓ જે નબીઝથી વુઝૂને જાઈઝ કહે છે એટલે પાણીમાં થોડીક ખજૂરો એટલા માટે નાખવામાં આવે છે જેથી તેની મીઠાશ પાણીમાં આવી જાય અને બસ, ન એમાં જોશ આપે ન નશો ન તે ગાઢ થાય, એના ઉપર પાણીનો ઈત્લાક દુરુસ્ત નથી, એ સહીહ નથી. ખૂદ હદીષમાં એને પાણી કહેવામાં આવ્યું, ઈર્શાદ છે, **تمرة طيبة وماء طهور** એટલા માટે આ હદીષ મુત્લકન (કોઈ શર્ત વિના) નબીઝથી વુઝૂના જાઈઝ હોવાની દલીલ બનાવવી દુરુસ્ત નથી. રહી ગઈ એ વાત કે ખમર સિવાયના અન્ય નશાકારક પ્રવાહી (પાતળી) ચીજો હઝરાત શૈખૈનને ત્યાં કેમ નાપાક નથી, નશો લાવવાથી ઓછુ એનું પીવું કેમ હરામ નથી, એના પર વિસ્તારપૂર્વક ચર્ચા આગામી કિતાબુલ અશ્રબામાં આવશે અને જો કોઈ ભાઈને ઉતાવળ હોય તો ફતાવા રઝવિય્યહ, ભાગ–૧૧નો મુબારક રિસાલો અલ્ ફિકહુત્ત જીલ ફી અજીનુન્નારિજીલીનો અભ્યાસ કરે.

E

ت(٥٣) وَقَالَ اَبُوالعَالِيَةِ اِمْسَحُوا عَلٰى رِجْلِىْ فَاِنَّهَا مَرِيضَةٌ ؏

**[તઅલીક઼ : ૫૩]** ''અને અબૂ આલિયાએ કહ્યું, મારા પગ પર મસહ કરી આપો એટલા માટે કે તે બીમાર છે[૧].

*(મુસ્નફે અબ્દુર્રઝ્ઝાક઼ વ મુસ્નફે ઈબ્ને અબી શયબા)*

حدیث (١٧٧) بای شی دوی جرح النبی صلی اللہ تعالیٰ علیہ وسلم

**[હદીષ : ૧૭૭] ''આપના ઝખ્મનો શાનાથી ઈલાજ કરવામાં આવ્યો''**

عَنْ اَبِىْ حَازِمٍ سَمِعَ سَهْلَ بْنَ سَعْدِ بْنِ السَّاعِدِىْ رَضِىَ اللّٰهُ تَعَالٰى

''અબૂ હાઝિમે કહ્યું કે તેમણે હઝરત સહલ બિન સઅદ સાઅદી رضی اللہ عنہ થી સાંભળ્યું આ પ્રમાણે કે

**સમજૂતી : તઅલીક઼ : ૫૨ તથા હદીષ : ૧૭૭**

**હઝરત સહલ બિન સઅદ સાઅદી :** رضی اللہ عنہ મદીના તયબાહમાં વિસાલ કરનાર સહાબાઓમાં સૌથી છેલ્લા આપ છે. (બુખારી, કિતાબુન્નિકાહ, ૭૮૯) તેમની કુન્નિયત અબુલ અબ્બાસ છે તેમનું નામ હ઼જનુન્ હતું. હુઝૂરે અક઼દસ ﷺએ બદલીને સહલ રાખ્યું. હ઼જનૂન્નો અર્થ કઠણ જમીન થાય છે અને સહલનો અર્થ નરમ જમીન છે. સો વરસની ઉમરે હિ.સ. ૯૧માં વિસાલ ફર્માવ્યો. એ હિસાબે હિજરતના સમયે નવ વરસના હતા. આપ પણ તે સહાબાએ કિરામમાંથી છે જેમની ઝિયારતથી હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ મુશર્રફ થયા.

૧. આ તઅલીક઼ પૂરી આ પ્રમાણે છે. આસિમ ઈબ્ને અલ્જાને કહ્યું કે અમે અબુલ આલિયાની પાસે ગયા તો બીમાર હતા. લોકોએ તેમને વુઝૂ કરાવ્યું. જ્યારે એક પગ રહી ગયો તો તેમણે ફર્માવ્યું કે એના પર મસહ કરી આપો એમાં તકલીફ છે.

પ્રકરણથી મળતાપણુ : અહીં ઈમામ બુખારીએ આ પ્રકરણ રચ્યું છે : **غسل المرأة اباها الدم عن وجهه** **''પુત્રીનું પિતાના ચહેરાથી લોહીનું ધોવું.''** હદીષ તો પ્રકરણના તદ્દન મુતાબિક છે પણ તઅલીક઼નો પ્રકરણ સાથે શું સંબંધ છે એ હજી સુધી ન સમજાયું. કિતાબુલ વુઝૂમાં આ પ્રકરણનો મક઼સદ શું છે ? એ પણ ભેદમાં છે. તઅલીક઼ને તો વુઝૂ સાથે સંબંધ છે. એનાથી એ જાણવા મળ્યું કે જો કોઈ અંગ પર પાણી વહાવવું નુકસાનકર્તા હોય તો ત્યાં મસહ પૂરતો છે. પણ હદીષને વુઝૂ સાથે શું સંબંધ છે એ સમજમાં ન આવ્યું. કેમ કે એ સમયે હુઝૂર ﷺનું બાવુઝૂ હોવાની કોઈ સાબિતી નથી, વધુમાં વધુ એ કહી શકાય છે કે ઈમામ બુખારીનો મક઼સદ એ છે કે ઝખ્મની પણ હાલતમાં જો પાણી નુકસાનકર્તા ન હોય તો ધોવું જ ફર્ઝ છે, મસહ પૂરતો નથી.

રહી ગયું અમુક લોકોનું એનાથી એ સમજવું કે ઈમામ બુખારી એ દર્શાવવા ચાહે છે કે, સ્ત્રીના સ્પર્શથી વુઝૂ નથી તૂટતું. એ ખૂબ જ તાલમેલ વિનાની વાત છે.

**આ પ્રસંગ ક્યારનો છે ? :** આ ગઝવએ ઓહદનો બનાવ છે. ઈબ્ને કમિયાની તલ્વાર વડે લોઢાની ટોપી સરે અક઼દસમાં ભોંકાઈ ગઈ હતી એનાથી સરે અક઼દસ લોહી લુહાણ થઈ ગયું હતું. *(બુખારી–તિબ્બ, ૮૫૨)* હઝરત અલી کرم اللہ وجہہ الکریم ઢાલમાં પાણી ભરી ભરીને લાવતા હતા અને હઝરત સૈયદા તેને ધોતાં હતાં, પણ જ્યારે એનાથી પણ લોહી ન રોકાયું તો સૈયદાએ ચટાઈ સળગાવીને તેની રાખ ઝખ્મમાં ભરી જેનાથી લોહી બંધ થઈ ગયું.

عَنْهُ وَسَأَلَهُ النَّاسُ وَمَا بَيْنِي وَبَيْنَهُ أَحَدٌ بِأَيِّ شَيْءٍ دُوِيَ جُرْحُ

મારા તથા તેમની વચ્ચે કોઈ ન હતું. લોકોએ તેમને પૂછયું કે નબી ﷺના

النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ مَا بَقِيَ أَحَدٌ أَعْلَمُ بِهِ مِنِّي

ઝખ્મનો ઈલાજ કઈ ચીજ વડે કરવામાં આવ્યો હતો ? તો તેમણે કહ્યું, એના વિશે

كَانَ عَلِيٌّ يَجِيءُ بِتُرْسِهِ فِيهِ مَاءٌ وَفَاطِمَةُ تَغْسِلُ عَنْ وَجْهِهِ

મારાથી વધારે જાણનાર હવે કોઈ પણ નથી રહ્યું. અલી ઢાલમાં પાણી લાવતા હતા અને ફાતિમા હુઝૂર ﷺના

الدَّمَ فَأُخِذَ حَصِيرٌ فَأُحْرِقَ فَحُشِيَ بِهِ جُرْحُهُ ع

ચહેરાથી લોહી ધોતાં હતાં. ચટાઈ સળગાવીને ઝખ્મમાં ભરવામાં આવી.

(બુખારી, ૧/૪૨૬–જેહાદ, ૨/૭૮૯–નિકાહ, ૩/૮૫–તિબ્બ, મુસ્લિમ, ૨/૧૦૭–જેહાદ, તિર્મિઝી, ૨/૩૦–તિબ્બ, મુસ્નદે ઈમામ અહમદ)

## حديث (١٧٨) اتيت النبى صلى الله عليه وسلم فوجدته يستن

**[હદીષ : ૧૭૮] "મિસ્વાકનું વર્ણન"**

عَنْ أَبِي بُرْدَةَ عَنْ أَبِيهِ قَالَ أَتَيْتُ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

"હઝરત અબૂ મૂસા અશ્અરીએ બયાન કર્યું કે હુઝૂર ﷺની ખિદમતમાં હાજર

**મસાઈલ** : આ હદીષથી નીચે પ્રમાણે મસ્અલા નીકળ્યા : (૧) સ્ત્રી પોતાના મેહરમ પુરૂષોની સેવા ચાકરી અને સેવા કરવામાં તેમને હાથ લગાડી શકે છે. (૨) ઈલાજ કરવો સુન્નત છે એ તવક્કુલની વિરૂદ્ધ નથી. (૩) અંબિયાએ કિરામ પર દરેક પ્રકારની મુસીબત તથા આજમાઈશ, દુઃખ દર્દ, બીમારી આવી શકે છે જેથી તેમની બંદાપણાની શાન તથા બશરીયત (માનવપણુ) જાહેર થાય અને કોઈ તેમના મો'જિઝા જોઈને ફિત્નામાં ન પડી જાય કે મઆઝલ્લાહ ! આ ખુદા તો નથી ?! અને ઉમ્મત પર જ્યારે કોઈ આફત આવી પડે તો તેને સબ્ર તથા સુકૂન મળે કે આ તો અંબિયાએ કિરામની સુન્નત છે. (૪) જે વાતની ખબર ન હોય તે જાણકારોથી પૂછવી જોઈએ. (૫) જરૂરતના સમયે આલિમ એવું કહી શકે છે કે આ મામલામાં હું સૌથી અધિક જાણુ છું.

**સમજૂતી : ૧૭૮–૧૭૯**

**હઝરત હુઝૈફા** رضی اللہ عنہ : તેમના વાલિદાનું મૂળ નામ અસ્લ કે ઉસ્લ હતું પણ યમાનની સાથે મશ્હૂર છે. જંગે ઓહદમાં જ્યારે લડાઈની સ્થિતિ મુસલમાનો વિરૂદ્ધ થઈ ગઈ અને આગલી સફો પાછલીથી ભરાઈ ગઈ એ ભાગમ દોડમાં હઝરત યમાન ખૂદ મુસલમાનની તલ્વારથી શહીદ થઈ ગયા. હઝરત હુઝૈફા લાખ બૂમો પાડતા રહ્યા કે મુસલમાનો ! શું કરી રહ્યા છો ! પણ કોઈએ કાંઈ ન સાંભળ્યું. હઝરત હુઝૈફાની એ ત્યાગભાવના હતી કે તેમણે પોતાના બાપના ખૂનને માફ કરી આપ્યું. હઝરત હુઝૈફાનો લક્બ સાહિબુસ્સિર હતો, આપ

فَوَجَدْتُهٗ يَسْتَنُّ بِالسِّوَاكِ بِيَدِهٖ يَقُوْلُ اُعْ اُعْ وَالسِّوَاكُ فِيْ

થયો તો હુઝૂરને પોતાના હાથ વડે મિસ્વાક કરતા જોયા. અ...અ...અ...નો અવાજ કાઢી રહ્યા હતા અને

فِيْهِ كَاَنَّهٗ يَتَهَوَّعُ ؏

મિસ્વાક હુઝૂરના મોઢામાં હતું, એવું લાગતુ હતું જાણે ઉલ્ટી કરી રહ્યા છે."

(મુસ્લિમ, ૧/૧૨૮–તહારત, અબૂ દાઊદ, ૧/૭–તહારત, નિસાઈ, ૧/૫–તહારત)

## (١٧٩) حديث يشوص فاه بالسواك

**[હદીષ : ૧૭૯] "હુઝૂર ﷺ રાતમાં મિસ્વાક વડે મોઢુ સાફ કરતા"**

عَنْ حُذَيْفَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ ـ قَالَ كَانَ النَّبِيُّ صَلَّى اللّٰهُ

"હઝરત હુઝૈફા رضی اللہ عنہ એ કહ્યું કે નબી ﷺ જયારે

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ اِذَا قَامَ مِنَ اللَّيْلِ يَشُوْصُ فَاهُ بِالسِّوَاكِ ؏

રાતમાં ઉઠતા તો પોતાનું મોઢું મિસ્વાક વડે સાફ કરતા."

રસૂલુલ્લાહ ﷺના ખાસ રાઝદાર હતા. મુનાફિકોના સર્વ ભેદો જાણતા હતા અને સૌનાથી વાકેફ હતા. એ વાત એટલી મશ્હૂર હતી કે જયારે કોઈ મરતુ અને તેની નમાઝે જનાઝા હઝરત હુઝૈફા પઢતા તો હઝરત ફારૂકે આ'ઝમ પણ પઢતા, જો તે ન પઢતા તો એ પણ ન પઢતા. એકવાર પૂછયું કે એ બતાવો કે મારા ગવર્નરોમાં કોઈ મુનાફિક છે ? હઝરત હુઝૈફાએ કહ્યું કે, હા ! એક છે. ફર્માવ્યું, નામ બતાવો ? ખૂબ જ પૂછયું પણ હુઝૈફાએ નામ ન બતાવ્યું.

આપ હુઝૂર ﷺથી સામાન્યતઃ ફિત્નાઓ વિશે પૂછતા રહેતા જેથી તેનાથી બચેલા રહે. તેમના ફઝાઈલ ઘણા છે. જંગે ખંદક એક રાત્રે સખત ઠંડી હતી. હુઝૂર ﷺએ ત્રણવાર ફર્માવ્યું, કોઈ છે જે દુશ્મનના કેમ્પમાં જઈને તેમનો હાલ માલૂમ કરીને આવે. ઋતુ એટલી સખત ઠંડી હતી કે કોઈ ન બોલ્યું. હુઝૂરે તેમનું નામ લઈને પુકાર્યું તો આપ હાજર થયા. હુકમ થયો કે દુશ્મનના કેમ્પમાં જઈને તેમનો હાલ માલૂમ કરીને આવો ! પરંતુ એમને ભડકાવશો નહીં, એ ગયા. ફર્માવતા હતા કે લાગતુ હતું કે જાણે ગરમ હમ્મામ હોય. અબૂ સુફયાનને જોયા કે આગ તાપી રહ્યા છે. તીર કમાનમાં રાખ્યું, ચાહ્યું કે ચલાવું, પણ હુઝૂરે અકદસ ﷺનો હુકમ યાદ આવી ગયો તો તીર ભાથામાં મૂકી દીધું. ત્યાં હાલ એ હતો કે સખત આંધીના કારણે તંબૂઓના ખીલાઓ ઉખડી ગયા હતા, ચૂલા પરથી દેગો ઉલટાઈ ગઈ હતી, ઘોડા મેદાનમાં આવારા દોડી રહ્યા હતા. પછી સુફયાને એલાન કરી આપ્યું, કુરૈઝા અને ગત્ફાને સાથ છોડી આપ્યો, ઋતુનો આ હાલ છે, અનાજ ખત્મ છે, હવે પાછા ચાલવાનું છે. હઝરત હુઝૈફાએ આવીને ખુશખબર સંભળાવી. સરકારે તેમને એક જબ્બો ઓઢાડીને સૂવડાવી દીધા તો સવાર સુધી મજાથી સૂતા રહ્યા. હમ્દાન, રય, દીનૂરને તેમણે ફતહ કર્યા. હઝરત ફારૂકે આ'ઝમે અમુક દિવસ તેમને મદાઈનના હાકિમ પણ બનાવ્યા હતા. હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہની શહાદતના ૨૦ દિવસ પછી મદાઈનમાં વિસાલ સ.હિ. ૩૬માં થયો. શૈખ કુત્બુદ્દીનની સ્પષ્ટતા પ્રમાણે તેમનાથી ૩૭ હદીષો રિવાયત થયેલી છે, ૧૨ મુત્તફકઅલૈય છે આઠ બુખારીના રાવીઓથી, ૧૭ મુસ્લિમના રાવીઓથી છે.

ت (۵۴) عَنِ ابْنِ عُمَرَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھُمَا اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰہُ

**[તઅલીક઼ : ૫૪]** *"હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે કે નબી ﷺ એ*

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ قَالَ اَرَانِیْ اَتَسَوَّكُ بِسِوَاكٍ فَجَاءَنِیْ رَجُلَانِ

*ફર્માવ્યું, મેં (ખ્વાબ) જોયો કે મિસ્વાક કરી રહ્યો છું, મારી પાસે બે શખ્સો આવ્યા.*

اَحَدُھُمَا اَکْبَرُ مِنَ الْاٰخَرِ فَنَاوَلْتُ السِّوَاكَ الْاَصْغَرَ مِنْھُمَا

*એકબીજાથી મોટો હતો. મેં નાનાને મિસ્વાક આપી તો મને કહેવામાં આવ્યું કે*

**મિસ્વાકનો હુકમ** : દરેક વુઝૂમાં મિસ્વાક સુન્નત છે. વુઝૂ સિવાય આ સમયોમાં મુસ્તહબ છે : (૧) દરેક નમાઝના સમયે (૨) કુર્આન મજીદની તિલાવતના માટે (૩) સૂઈને ઉઠયા પછી (૪) મોઢામાં જ્યારે પણ કોઈ કારણે બદબૂ પેદા થઈ જાય ત્યારે (૫) જુમ્આના દિવસે (૬) સૂતા પહેલાં (૭) ખાધા પછી (૮) સુબ્હ સાદિકના સમયે.

**મિસ્વાકનો તરીક઼ો** : મિસ્વાક વધુમાં વધુ એક વેંત લાંબુ અને ટચલી આંગળી બરાબર જાડી હોય. એક વેંતથી અધિક લાંબી કદી પણ ન રાખો, હદીષમાં છે કે એના પર શૈતાન બેસે છે. પીલુડી, ઝૈતૂન વગેરેની હોય, કોઈ ખુશ્બુદાર અથવા ફળદાર ઝાડની ન હોય. વાપરતાં પહેલાં મિસ્વાક ધોઈ લે. જમણા હાથમાં લે એ રીતે કે ટચલી આંગળી મિસ્વાકની નીચે હોય અને વચ્ચેની ત્રણ આંગળીઓ મિસ્વાકની ઉપર અને મિસ્વાકના છેડા પર રાખે. દાંતોની પહોળાઈમાં મિસ્વાક કરે, લંબાઈમાં ન કરે. પ્રથમ જમણી તરફના ઉપરના દાંતોમાં કરે પછી ડાબી તરફના ઉપરના દાંતોમાં પછી જમણી તરફના નીચેના દાંતોમાં પછી ડાબી બાજુના નીચેના દાંતોમાં. ફારિગ થયા પછી પણ ધોઈ લે અને કોઈ સલામત જગાએ ઉભી કરી રાખે, રેસા ઉપરની તરફ રાખે. *(બહારે શરીઅત, ભાગ–૨)*

## તઅલીક઼ : ૫૪ની સમજૂતી

આ પ્રસંગ ખ્વાબનો પણ છે અને જાગૃતાવસ્થાનો પણ, જેમ કે બયહકી અને મુસ્નદે ઈમામ અહમદમાં છે. અલ્લામા નવવીએ આ પ્રમાણે વર્ગીકરણ કર્યું છે કે જ્યારે જાગૃતાવસ્થાનો પ્રસંગ ઉપસ્થિત થયો તો હુઝૂરે અક઼દસ ﷺ એ પોતાના ખ્વાબનો પ્રસંગ પણ વર્ણન કર્યો. એ ફાયદો કરવા માટે કે મેં જે જાગૃતાવસ્થામાં કર્યું છે તે એટલા માટે કે મને ખ્વાબમાં મને એનો હુકમ થઈ ચૂક્યો છે. મારો ખ્વાબ પણ વહી છે. રાવીઓમાં જેટલું જેને યાદ રહ્યું એટલું તેણે વર્ણન કર્યું. તેનું સમર્થન અબૂ દાઊદની આ રિવાયતથી થાય છે જે ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદ્દીક઼ા رضی اللہ عنہا થી મરવી છે. આપ ફર્માવે છે :–

"રસૂલુલ્લાહ ﷺ મિસ્વાક કરી રહ્યા હતા. ખિદમતે અક઼દસમાં બે શખ્સ આવ્યા, એક મોટો બીજો નાનો. હુઝૂરના તરફ વહી થઈ કે મિસ્વાક મોટાને આપે." *(અબૂ દાઊદ, ૧/૭,–તહારત)*

**મસાઈલ : (૧)** આ હદીષથી જાણવા મળ્યું કે જે લોકો ઉમરમાં મોટા હોય તેમનો લેહાઝ તથા ખયાલ રાખવો, તા'ઝીમ તથા ઈજ્જત કરવી જરૂરી છે, ખાસ કરીને વૃદ્ધોની. હદીષમાં છે : **من اجلال اللہ اکرام ذی الشیبۃ المسلم** "અલ્લાહના ઈજલાલમાં વૃદ્ધ મુસલમાનની તા'ઝીમ છે." *(અબૂ દાઊદ, ૧/૪૧૪)*

**(૨)** એઠી મિસ્વાક બીજાઓને આપવી અને બીજાએ વાપરવી જાઈઝ છે. અલ્બત્ત બેહતર એ છે કે બીજો એને ધોઈ લે.

فَقِيلَ لِي كَبِّرْ فَدَفَعْتُهُ إِلَى الأَكْبَرِ مِنْهُمَا - ع ه

મોટાને આપે, પછી મેં મોટાને આપી." (મુસ્લિમ, ૧/૪૧૪)

## (١٨٠) حديث فضل من نام على الوضوء

## [હદીષ : ૧૮૦] "વુઝૂ કરી સૂવાની ફઝીલત"

عَنِ الْبَرَاءِ بْنِ عَازِبٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ، قَالَ، قَالَ النَّبِيُّ

"હઝરત બરાઅ ઈબ્ને આઝિમ رضی اللہ عنہ એ કહ્યું કે નબી صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું,

**(૩)** મોટાને અગ્રતાનો હક્ક ત્યારે છે જ્યારે બેઠેલા ન હોય અને જો લોકો બેઠેલા હોય તો અગ્રતાનો હક્ક જમણી બાજુવાળાઓને છે.

**قال ابوعبدا الله اختصره نعيم** અબૂ અબ્દુલ્લાહથી ઈમામ બુખારી મુરાદ છે. નુએમ તે જ મશહૂર બનાવટી છે જેણે અંગત અદાવતના કારણે હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ ની પ્રતિ જૂઠી વાતો ઘડીઘડીને ફેલાવી. જેનું વર્ણન પ્રસ્તાવનામાં થઈ ચૂક્યું છે. મીઝાનમાં છે :–

**ان نعيما هذا كان يزورحكايات فى ابى حنيفة رحمه الله تعالىٰ** "આ નુએમ તે જ છે જે હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ ના બારામાં જૂઠી વાતો ઘડતો હતો." તેનો સબબ એ બન્યો કે આ કાઝી અબૂ મુતીઅ બલ્ખી જે હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ ના શાર્ગિદ છે, તેમનો હેડ મુન્શી હતો. કોઈ ગુના હેઠળ તેને કેદ કરી દેવામાં આવ્યો. આ રંજના કારણે તે ઈમામે આ'ઝમની પાછળ પડી ગયો. આ પ્રકારના લોકોની એ જ આદત હોય છે કે અન્યોને તકલીફ આપવામાં અધિક લિજ્જત અનુભવે છે. પછી વિચારે કે એનાથી બદલો લીધો તો શું લાભ મળે ! એના મોટેરાની ખબર લઉં ! આ કઝ્ઝાબ હઝરત ઈમામને જહમી કહેતો હતો, જ્યારે કે મુસાએરહમાં છે હઝરત ઈમામે "જહમી"થી મુનાઝરો કર્યો અને છેવટે એવું કહીને ધુત્કારી કાઢયો કે, હે કાફિર ! મારા ત્યાંથી ચાલ્યો જા !" એનાથી સાંભળી સાંભળીને ઈમામ બુખારીએ પણ આવી જ વાતો કરી છે. આશ્ચર્યની વાત છે કે ઈમામ બુખારી જેવા ખૂબ જ સાવચેતીવાળા તીવ્ર દષ્ટિવાળા કઈ રીતે તેની રિવાયત પોતાની આ કિતાબમાં લાવ્યા ? જુઓ **فضل استقبال القبلة** (ફસ્લ ઈસ્તકબાલે કિબ્લા) પેજ–૫૨ **قال عفان لكل جواد كبوة** હક્ક છે. અને તઅલીકોમાં સામેલ કરવામાં આવેલ છે. જ્યારે અફફાન ઈમામ બુખારીનો શૈખ છે. એનો સબબ એ છે કે શક્ય છે કે આ હદીષ ઈમામ બુખારીએ અફફાનથી મુનાવિલતન સાંભળી હોય મુઝાકેરતન્ ન સાંભળી હોય. શૈખ જ્યારે હદીષ બયાન કરવાના માટે ન બેઠા હોય અને વાતચીત દરમ્યાન કોઈ હદીષ બયાન કરે તે મુનાવિલત છે. અને જ્યારે હદીષ બયાન કરવાના માટે બેસે અને હદીષ બયાન કરે તે મુઝાકેરાહ કહેવાય છે. આ તકદીર પર આ હદીષ મુત્તસિલ થશે. એની પણ શક્યતા છે કે ઈમામ બુખારીએ એને કોઈ અન્ય વાસ્તાથી સાંભળી હોય અને કોઈ કારણે ઈમામ બુખારી એનો ઉલ્લેખ કરવા ન ચાહતા હોય એટલા માટે અફ્ફાન કહી દીધું. આ તકદીર પર એ તઅલીક થશે.

### સમજૂતી : ૧૮૦

**હઝરત બરાઅ ઈબ્ને આઝિમ** رضی اللہ عنہ : અવસી અન્સારી સહાબી છે. ગઝવએ ઓહદમાં શરીક થવા ચાહ્યું પણ ઉમર ઓછી હોવાને લીધે ઈબ્ને ઉમર رضی اللہ عنہ ની સાથે પાછા મોકલી દેવામાં આવ્યા. સૌ પ્રથમ

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ اِذَا اَتَيْتَ مَضْجَعَكَ فَتَوَضَّأْ

જ્યારે તમે તમારા બિસ્તર...પર આવવા ચાહો તો પ્રથમ નમાઝ જેવું વુઝૂ કરી લો

وُضُوْءَكَ لِلصَّلٰوةِ ثُمَّ اضْطَجِعْ عَلٰى شِقِّكَ الْاَيْمَنِ ـ ثُمَّ قُلْ

પછી જમણી પડખે સૂઈ જાવ અને આ પ્રમાણે પઢો, હે અલ્લાહ ! મેં

اَللّٰهُمَّ اَسْلَمْتُ وَجْهِيْ اِلَيْكَ وَفَوَّضْتُ اَمْرِيْ اِلَيْكَ وَاَلْجَأْتُ

મને પોતાને તારા હવાલે કર્યો અને મારો મામલો તને સોંપી આપ્યો, તને સાર સંભાળ

ظَهْرِيْ اِلَيْكَ رَغْبَةً وَّرَهْبَةً اِلَيْكَ لَا مَلْجَا وَلَا مَنْجَا مِنْكَ اِلَّا

રાખનાર બનાવ્યો, તારા સવાબના શોખ અને તારા અઝાબના ડરથી. તારા સિવાય

اِلَيْكَ اَللّٰهُمَّ اٰمَنْتُ بِكِتَابِكَ الَّذِيْ اَنْزَلْتَ وَبِنَبِيِّكَ الَّذِيْ

કોઈ પનાહ નથી, ક્યાંય ઠેકાણુ નથી. હે અલ્લાહ ! હું તારી આ કિતાબ પર ઈમાન લાવ્યો જે તેં ઉતારી છે

ગઝવએ ખંદકમાં શરીક થયા પછી ત્યાર બાદ તમામ જંગોમાં હુઝૂરે અક્દસ ﷺના સાથે રહ્યા. તેમણે હિ.સ. ૨૪માં ૨ય ફતહ કર્યું. હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہની સાથે તસ્તરના જેહાદમાં શરીક થયા. હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریمના સમર્થકોમાં હતા. તમામ લડાઈઓમાં તેમની સાથે રહ્યા. હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર رضی اللہ عنہના ખિલાફતના દિવસોમાં વિસાલ ફર્માવ્યો. કૂફામાં તેમના વાલિદ માજિદ બરાઅ્ પણ સહાબી છે. તેમનાથી પાંચસો હદીષો મરવી છે એમાંથી ૨૨ મુત્તફક અલૈહ (બુખારી તથા મુસ્લિમની શરતો અનુસાર) છે અને પંદર કેવળ ઈમામ બુખારીએ છ એકલા ઈમામ મુસ્લિમે રિવાયત કરી.

**પરિપૂર્ણતા** : શૈખેને આ હદીષ વિવિધ તરીકાથી રિવાયત કરી છે પણ વુઝૂનો ઉલ્લેખ આ હદીષ સિવાય અન્ય કોઈમાં નથી. **كتاب الدعوات باب مايقول اذانام**માં છે, "એક શખ્સને વસીયત ફર્માવી, જ્યારે તું તારા બિછોનાનો ઈરાદો કરે, ત્યાં **اذا اردت مضجعك** છે."

અને નવમા પ્રકરણ **على الشق الا يمن**માં છે કે, નબી ﷺ જ્યારે પોતાના બિછોના પર જતા તો જમણા પડખે સૂતા.

**وجه**નો અર્થ જાત પણ છે. એટલા માટે મેં **اسلمت وجهى**નો અર્થ આ કર્યો. "મેં મને પોતાને તને સુપરત કર્યો." એ જ પ્રમાણે **وجه**નો અર્થ ચહેરો પણ થાય છે તો હવે અર્થમાં એ થશે કે, "મેં મારો ચહેરો તારા તરફ ઝુકાવી આપ્યો." હેતુ એ જ છે. અંતમાં જે તલ્કીન છે તેનાથી જણાય છે કે કુર્આન હદીષમાં જે દુઆઓ આવેલી છે તેને ઠીક એવી જ શબ્દસઃ પઢવામાં આવે જેવી જેવી ઉતરી છે, દુઆઓમાં કોઈ શબ્દને બદલવું કે ક્રમ બદલવો ન જોઈએ, નહીં તો એ દુઆઓનો જે ફાયદો છે તે હાંસલ થશે નહીં. એ જ પ્રમાણે સંખ્યાની પણ પાબંદી જરૂરી છે. એનું દષ્ટાંત તાળાની ચાવી સમાન છે. દરેક તાળાની ખાસ ચાવી હોય છે જેમાં ખાસ પ્રકારના દાંતા હોય છે જેના વડે તે તાળુ ખુલશે, જો ચાવીના દાંતાના નાના મોટા થઈ ગયા અથવા વધઘટ થઈ ગયા તો તે તાળુ ખુલશે નહીં.

**ફિત્રતથી મુરાદ શું ?** : ફિત્રતથી અહીં મુરાદ દીને ઈસ્લામ છે.

اَرْسَلْتَ فَاِنْ مُتَّ مِنْ لَيْلَتِكَ فَاَنْتَ عَلَى الْفِطْرَةِ وَاجْعَلْهُنَّ

અને તારા નબી પર ઈમાન લાવ્યો જેને તેં મોકલ્યો છે. ત્યારબાદ જો તું આ રાતમાં મૃત્યુ પામશે તો ફિત્રત

اٰخِرَ مَا تَتَكَلَّمُ بِهٖ ،، قَالَ ،، فَرَدَّدْتُّهَا عَلَى النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى

પર મરીશ અને આ શબ્દોને અંતિમ શબ્દો કરો. બરાએ કહ્યું, મેં આ દુઆને નબી ﷺ પર ઉલ્ટાવી.

عَلَيْهِ وَسَلَّمَ فَلَمَّا بَلَغْتُ، اَللّٰهُمَّ اٰمَنْتُ بِكِتَابِكَ الَّذِىْ

જ્યારે મેં 'અલ્લાહુમ્મ આમન્તુ બિકિતાબિકલ્લઝી અન્ઝલત' પછી એવું કહ્યું,

اَنْزَلْتَ، قُلْتُ وَرَسُوْلِكَ قَالَ لَا وَبِنَبِيِّكَ الَّذِىْ اَرْسَلْتَ ع ہ

'વ રસૂલિક' તો હુઝૂરે ફર્માવ્યું, નહીં ! વ બિનબિય્યિકલ્લઝી અર્સલ્ત'."

(૨/૯૩૩, ૨/૯૩૩, ૯૩૪, મુસ્લિમ, ૨/૩૪૮, અબૂ દાઊદ, ૨/૩૩૨, તિર્મિઝી, ૨/૧૭૫)

કુર્આન મજીદમાં છે : فَاَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ حَنِيْفًا ط فِطْرَتَ اللّٰهِ الَّتِىْ فَطَرَ النَّاسَ عَلَيْهَا "તો તમારું મોં સીધુ કરો અલ્લાહની ઈતાઅત (ફર્માંબરદારી)ના માટે એક એકલો એના બનીને. અલ્લાહની રાખેલ બિના (તરીકો) જેના પર લોકોને પેદા કર્યા."

ફિત્રતના અર્થ ખલ્કત (લોકો) પણ છે જેમ કે એ જ આયતમાં فطر الناس આવ્યું, અને સુન્નત પણ છે, હદીષમાં છે : خمس من الفطرة પાંચ વાતો સુન્નત છે.

**મસાઈલ** : આ હદીષથી આ મસ્અલા નીકળ્યા : (૧) સૂતી વખતે વુઝૂ કરવું મુસ્તહબ છે. આપણે ત્યાં (હનફીઓમાં) એ પણ શર્ત છે કે બાવુઝૂ ન હોય તો (૨) સૂતી વખતે અલ્લાહ તઆલાની યાદ મુસ્તહબ છે. (૩) આ અથવા આ સિવાય જે પણ ખાસ દુઆઓ હદીષોમાં આવી છે તેને ખાસ પઢવું મુસ્તહબ છે. (૪) જમણા પડખે સૂવું સુન્નત છે. આ રીતે સૂવામાં અધિક ગફલતવાળી ઊંઘ નથી આવતી જેથી જાગવું આસાન રહે છે. ડોકટરોએ લખ્યું છે કે ડાબા પડખે સૂવુ તંદુરસ્તી માટે લાભદાયી છે એમાં ખાવા સારી રીતે પચી જાય છે, ગાઢ ઊંઘ આવે છે. પણ મુસલમાનોએ સુન્નત પર અમલ કરવો, ઈન્શાઅલ્લાહ ! એમાં જ દીન તથા દુનિયાની ભલાઈ છે. હદીષમાં આવેલ છે કે કેટલીકવાર હુઝૂર અક્દસ ﷺ ચટ્ટા સૂતા હતા એટલા માટે બેહતર છે કે બંને એકત્ર કરી લઈ પ્રથમ થોડીવાર ચટ્ટા સૂઈ લે પછી જમણા પડખે સૂઈ જાય.

**ખાત્માનો નિર્દેશ** : ઈમામ બુખારી દરેક કિતાબના અંતમાં એવી હદીષ લાવે છે જેનાથી જીવનના અંતની પ્રતિ નિર્દેશ થાય છે. અહીં દર્શાવેલ હદીષમાં છે : فان مت مت على الفطرت اللهم ارزقنا حسنه આ હદીષ પર કિતાબુલ વુઝૂ ખત્મ થઈ અને પ્રથમ પારો પણ પૂર્ણ થયો.

E



**બિસ્મિલ્લાહિર્રહ્માનિર્રહીમ**



# كتاب الغسل



**"કિતાબુલ ગુસ્લ્" ગુસ્લ વિશે બયાન**

## (١٨١) حديث الوضوء قبل الغسل

**[હદીષ : ૧૮૧] ''ગુસ્લ પહેલાં વુઝૂ''**

عَنْ عَائِشَةَ زَوْجِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ، اَنَّ النَّبِيَّ

''ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદ્દીક઼ા رضی اللہ عنہا થી રિવાયત છે કે નબી صلی اللہ علیہ وسلم

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ كَانَ اِذَا اغْتَسَلَ مِنَ الْجَنَابَةِ بَدَأَ فَغَسَلَ

જ્યારે જનાબતથી ગુસ્લ કરતા તો સૌ પ્રથમ પોતાના હાથોને ધોતા

يَدَيْهِ ثُمَّ يَتَوَضَّأُ لِلصَّلٰوةِ ثُمَّ يُدْخِلُ اَصَابِعَهُ فِى الْمَاءِ فَيُخَلِّلُ

પછી નમાઝ જેવું વુઝૂ કરતા પછી પોતાની આંગળીઓ પાણીમાં નાખતા અને તેના થકી વાળોની

**સમજૂતી : ૧૮૧**

**પહેલાથી મળતાપણુ** : તહારત જિન્સના દરજામાં છે તેના બે પ્રકાર છે : તહારતે હક઼ીક઼િયા, તહારતે હુકમિયા. વળી તહારતે હુકમિયાના બે પ્રકાર છે : તહારતે સુગરા અને તહારતે કુબરા. વુઝૂ તહારતે સુગરા છે. વુઝૂ તહારતે સુગરા છે એનું બયાન પૂર્ણ થયું, હવે તહારતે કુબરા એટલે ગુસ્લનું બયાન કરીએ છીએ.

بِهَا اُصُوْلَ الشَّعْرِ، ثُمَّ يَصُبُّ عَلٰى رَاسِهٖ ثَلٰثَ غُرُفٍ بِيَدِهٖ ثُمَّ

*જડોમાં પાણી પહોંચાડતા. પછી ત્રણ ખોબા પાણી પોતાના માથા પર પહોંચાડતા*

يُفِيْضُ الْمَاءَ عَلٰى جِلْدِهٖ كُلِّهٖ

*પછી આખા શરીર પર પાણી વહાવતા."*

*(બુખારી, પેજ–૪૦, ૪૧, મુસ્લિમ, ૧/૧૪૭–તહારત, અબૂ દાઊદ, ૧/૩૨–તહારત, નિસાઈ, ૧/૪૯–તહારત, તિર્મિઝી, ૧/૧૫–તહારત, ઈબ્ને માજહ, ૧/૪૩–તહારત)*

(١٨٢) حديث، كيفية غسل النبى صلى الله تعالى عليه وسلم من الجنابة

**[હદીષ : ૧૮૨] "નબીના જનાબતના ગુસ્લની સ્થિતિ"**

عَنْ مَيْمُوْنَةَ زَوْجِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ قَالَتْ تَوَضَّأَ

*"ઉમ્મુલ મો'મિનીન હઝરત મૈમૂના رضی اللہ عنہا એ કહ્યું કે રસૂલુલ્લાહ ﷺ એ*

رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وُضُوْءَهٗ لِلصَّلٰوةِ غَيْرَ

*નમાઝ જેવું વુઝૂ કર્યું સિવાય એના કે*

رِجْلَيْهِ وَغَسَلَ فَرْجَهٗ وَمَا اَصَابَهٗ مِنَ الْاَذٰى ثُمَّ اَفَاضَ

*પગો ન ધોયા. અને પોતાની શર્મગાહ તથા જ્યાં નજાસત લાગી હતી ધોયી. પછી પૂરા*

**મસાઈલ** : (૧) આ હદીષથી સાબિત થયું કે ગુસ્લથી પહેલાં બંને હાથોને ધોવા સુન્નત છે. (૨) વુઝૂ કરવું મુસ્તહબ છે. (૩) ગુસ્લની હકીકત એ છે કે આખા શરીર પર પાણી વહાવી દેવામાં આવે, ત્યાં સુધી કે વાળોની જડોનો વિશેષ રીતે ખયાલ કરવો જરૂરી છે. આ હદીષમાં આ પ્રમાણે છે : "પછી આખા શરીર પર પાણી વહાવે" એનાથી જણાયું કે ગુસ્લ સહીહ થવા માટે આખા શરીર પર પાણી વહી જવું પૂરતુ છે. શરીરને ઘસવું ફર્ઝ નથી, જેમ કે માલિકીઓ ફર્માવે છે.

**સમજૂતી : ૧૮૩**

**પરિપૂર્ણતા** : આ હદીષ વિવિધ તરીક઼ાઓથી રિવાયત પામી છે, તે સૌને એકત્ર કર્યા બાદ પૂરી હદીષ આ પ્રમાણે થશે કે હુઝૂરે અકરમ ના માટે હઝરત મૈમૂના رضی اللہ عنہا એ પાણી રાખ્યું અને પર્દો કરીને ઉભાં થઈ ગયાં. સૌ પ્રથમ હુઝૂરે બંનેવ હાથ ધોયા પછી પોતાનું ગુપ્તાંગ અને જ્યાં નજાસત લાગી હતી તેને ધોયું. પછી હાથને દીવાલ પર ઘસ્યો અને ધોયો પછી વુઝૂ કર્યું પણ પગો ન ધોયા. પછી ખોબો ભરીને ત્રણ ખોબા માથા પર નાખીને આખા શરીર પર પાણી વહાવ્યું. પછી ત્યાંથી હટીને પગોને ધોયા. મેં રૂમાલ પેશ કર્યો તો ન લીધો, હાથ છંછેડવા લાગ્યા.

عَلَيۡهِ الۡمَاءَ ثُمَّ نَحّٰى رِجۡلَيۡهِ فَغَسَلَهُمَا هٰذَا غُسۡلُهٗ مِنَ

*શરીર પર પાણી વહાવ્યું. ત્યાર બાદ બંને પગોને હટાવ્યા અને બંનેને ધોયા,*

الۡجَنَابَةِ ع

*આ રસૂલુલ્લાહ ﷺનું જનાબતથી ગુસ્લ છે.*

*(બુખારી, ૧/૩૯, ગુસ્લ, ૧/૪૦, ૧/૪૧, ૧/૪૨, મુસ્લિમ, ૧/૧૪૭–ગુસ્લ, અબૂ દાઊદ, ૧/૩૨, ગુસ્લ,*

*નિસાઈ, ૧/૪૯–તહારત, તિર્મિઝી, ૧/૧૫–તહારત, ઈબ્ને માજહ, ૧/૪૩–તહારત)*

## (۱۸۳) حديث الغسل من فرق

**[હદીષ : ૧૮૩] ''ફક઼ (એક પ્રકારના વાસણ)થી ગુસ્લ''**

عَنۡ عَائِشَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنۡهَا قَالَتۡ كُنۡتُ اَغۡتَسِلُ اَنَا

*''ઉમ્મુલ મો'મિનીન આઈશા رضی اللہ عنہاએ ફર્માવ્યું કે હું તથા*

જો ગુસ્લ એવી જગાએ કરતો હોય જ્યાં પાણી ભેગુ રહે છે તો શરૂમાં જ્યારે વુઝૂ કરે તો પગોને ન ધૂએ. ગુસ્લથી ફારિગ થયા બાદ ધૂએ અને જો ત્યાં પાણી ભેગુ ન રહેતુ હોય તો વુઝૂની સાથે પગોને પણ ધૂએ. પ્રથમ સ્થિતિમાં પગો એટલા માટે ન ધોવામાં આવે કે ધોવું બેકાર જશે કે જ્યારે પાણી ભેગુ રહે છે તો પગ ખરાબ થઈ જશે.

**મસાઈલ** : આ હદીષથી આ પ્રમાણે મસ્અલા સાબિત થયા : (૧) ગુસ્લ કરવામાં સૌ પ્રથમ બંને હાથોને ધૂએ (૨) ગુપ્તાંગ તથા જ્યાં જ્યાં નાપાકી લાગી હોય તેને ધૂએ (૩) હાથોમાં જ્યારે પણ નજાસત લાગે તો તેને માટી વડે ઘસીને ધૂએ. અહીં ત્રણ રિવાયતો છે : એક એ કે દીવાલ પર હાથ ઘસ્યો, એક એ છે કે જમીન પર ઘસ્યો અને એક એ છે કે માટી વડે ઘસ્યો. સૌનો સાર એક જ છે. (૪) ગુસ્લમાં વુઝૂ સુન્નત છે. પર્દાની અંદર નગ્ન નહાવામાં કોઈ વાંધો નથી. (૫) હુઝૂરે રૂમાલ ન સ્વીકાર્યો જેનાથી જણાય છે કે નહાયા પછી રૂમાલ કે ટુવાલ વડે શરીર લુછવું મના છે, પણ હકીકતમાં મના નથી, ક્યારેક ગરમીના કારણે જીવ ચાહે છે કે માથુ ભીનુ રહે, શરીરનું પાણી શરીર પર જ શોષાય જાય. હુઝૂર ﷺનું રૂમાલ ન લેવું એ જ ખયાલથી છે. એટલા માટે કે એક અન્ય રિવાયતમાં આ પ્રમાણે છે કે ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદ્દીકા ફર્માવે છે, રસૂલુલ્લાહ ﷺના માટે એક કપડાનો ટુકડો હતો જેના વડે શરીર લૂછયા કરતા હતા. (૬) માથુ તથા દાઢીના વાળોનો ખિલાલ કરવું જેમ કે સ્પષ્ટતા છે : **كان يخلل اصول شعره** (૭) આખા શરીર પર ત્રણવાર પાણી વહાવવું.

**સમજૂતી : ૧૮૩–૧૮૪–૧૮૫**

***હઝરત ઈમામ ઝયનુલ આબિદીન*** : અગ્રગણ્ય સાદાતે અહલે બયત અને મહાન તાબઈનમાંથી છે. ઈમામ ઝુહરીએ ફર્માવ્યું કે કોઈ કુરશીને એમનાથી અફઝલ નથી જોયો. હઝરત અલી کرم اللہ وجہہ الکریمના ખિલાફતકાળ માં હિ.સ. ૩૬માં પેદા થયા અને હિ.સ. ૯૪માં ૫૮ વરસની વયે મદીનાપાકમાં વફાત પામ્યા. જન્નતુલ બકીઅમાં પોતાના પ્યારા કાકા હઝરત ઈમામ હસન رضی اللہ عنہના બાજુમાં દફન થયા, **ઉષ્માનિયા (તુર્કી**

وَالنَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ مِنْ اِنَاءٍ وَّاحِدٍ مِّنْ قَدَحٍ

નબી ﷺ એક વાસણથી જેને ફરક઼

یُقَالُ لَہٗ الْفَرَقُ ع

કહે છે તેનાથી નહાયા કરતાં હતાં."

*(મુસ્લિમ, ૧/૧૮૪, હેઝ, અબૂ દાઊદ, ૧/૩૧–તહારત, નિસાઈ, ૧/૪૬, ગુસ્લ, દારમી–વૂઝુ, ૬૮,*

*મોઅત્ત ઈમામ માલિક–તહારત, ૬૮, મુસ્નદે ઈમામ અહમદ)*

## (۱۸۴) حدیث الغسل من صاع

## [હદીષ : ૧૮૪] "એક સાઅ જેટલા પાણીથી ગુસ્લ"

سَمِعْتُ اَبَا سَلَمَۃَ یَقُوْلُ دَخَلْتُ اَنَا وَاَخُوْ عَائِشَۃَ عَلٰی عَائِشَۃَ

"અબૂ સલ્મા رضی اللہ عنہا કહે છે કે હું અને હઝરત ઉમ્મુલ મો'મિનીન رضی اللہ عنہا ના એક ભાઈ (દૂધભાઈ) તેમની

فَسَأَلَهَا اَخُوْهَا عَنْ غُسْلِ رَسُوْلِ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

ખિદમતમાં હાજર થયા. તેણે તેમને પૂછયું કે રસૂલુલ્લાહ ﷺ ગુસ્લ કેવી રીતે કરતા હતા ?

وَسَلَّمَ فَدَعَتْ بِاِنَاءٍ نَّحْوٍ مِّنْ صَاعٍ فَاغْتَسَلَتْ وَاَفَاضَتْ

તો ઉમ્મુલ મો'મિનીને એક સાઅ જેટલુ એક વાસણ મંગાવ્યું અને ગુસ્લ કર્યું અને પોતાના માથા પર પાણી

عَلٰی رَاْسِهَا وَبَیْنَنَا وَبَیْنَهَا حِجَابٌ قَالَ اَبُوْ عَبْدِ اللّٰہِ قَالَ یَزِیْدُ بْنُ

વહાવ્યું. અમારા તથા તેમના વચ્ચે પર્દો હતો. ઈમામ બુખારીએ કહ્યું કે યઝીદ બિન હારૂન અને બહઝ અને

هَارُوْنَ وَبَهْزٌ وَالْجُدِّیُّ عَنْ شُعْبَۃَ قَدْرَ صَاعٍ ع

જુદ્દીએ શઅબાથી نَحْوٍ مِّنْ صَاعٍ ને બદલે قَدْرَ صَاعٍ રિવાયત કર્યું."

**સત્તાકાળમાં) સુલ્તાનોએ અહલે બયતના સર્વ મઝારો પર એક આલીશાન ગુંબદ બનાવી આપ્યો હતો જે કુબ્બાએ અબ્બાસના નામથી મશ્હૂર હતો. ઈબ્ને સઊદ નજ્દીએ પોતાના વર્ચસ્વ પછી ગુંબદને તોડી પાડયો અને સર્વ મઝારોને તોડીને ખંડેર કરી નાખ્યા.**

કર્બલાના પ્રસંગ વખતે લગભગ ૨૪ વરસના હતા. બીમારીના લીધે બચી ગયા. અમુક જાલિમોએ શહીદ કરવા ચાહ્યું તો ઈબ્ને સઅદે સખ્તીપૂર્વક રોકી દીધા. તેમના મોટા ભાઈ હઝરત અલી અકબર શહીદ ત્યાં જ શહીદ થયા. *(અલ્ બિદાયા વન્નિહાયા, અકમાલ)*

(١٨٥) حديث ايضًا - حَدَّثَنَا اَبُوْجَعْفَرٍ اَنَّهٗ كَانَ عِنْدَ جَابِرِ

**[હદીષ : ૧૮૫] "એક સાઅ જેટલા પાણીથી ગુસ્લ"**

بْنِ عَبْدِ اللّٰهِ هُوَ وَاَبُوْهُ وَعِنْدَهٗ قَوْمٌ فَسَأَلُوْهُ عَنِ الْغُسْلِ

*"અમારાથી અબૂ જાફર હઝરત ઈમામ બાક઼રે હદીષ વર્ણન કરી. એ તથા તેમના વાલિદ (ઈમામ ઝૈનુલ આબિદીન)*

فَقَالَ يَكْفِيْكَ صَاعٌ فَقَالَ رَجُلٌ مَا يَكْفِيْنِيْ، فَقَالَ جَابِرٌ كَانَ

*હઝરત જાબિરના ઘરે હતા અને ત્યાં અન્ય લોકો પણ હતા. લોકોએ તેમને ગુસ્લના બારામાં પૂછયું તો તેમણે*

يَكْفِيْ مَنْ هُوَ اَوْفٰى مِنْكَ شَعْرًا وَخَيْرًا مِنْكَ ثُمَّ اَمَّنَا فِيْ ثَوْبٍ عه

*ફર્માવ્યું, ગુસ્લના માટે એક સાઅ પાણી પૂરતુ છે. એના પર કોઈએ કહ્યું, મને પૂરતુ ન થશે. તો હઝરત જાબિરે*

*ફર્માવ્યું, એટલુ પાણી તે જાતના માટે પૂરતુ થતુ હતું જેમના વાળ તમારાથી અધિક હતા અને*

*જે તમારાથી બેહતર હતા. અને હઝરત જાબિરે કેવળ એક કપડુ પહેરેલ હાલતમાં અમારી ઈમામત કરી."*

*(બુખારી, ભાગ–૧, ગુસ્લ, એમાં બે તરીક઼ા છે, નિસાઈ, ૧/૪૬–ગુસ્લ)*

મશ્હૂર એ છે કે ઈરાનના અંતિમ રાજા યઝ્દજુરની પુત્રી શહરબાનુના પેટથી અવતર્યા છે. અમુક ઈતિહાસકારોએ એનો સખ્તીપૂર્વક ઈન્કાર કર્યો છે. والعلم عند الله تعالىٰ

**હદીષ** : ૧૮૫માં પ્રશ્નકર્તા મુહમ્મદ ઈબ્ને હનફિયાના સાહબઝાદા હઝરત હસન છે, જેમ કે બુખારીમાં એના પછીની રિવાયતમાં સ્પષ્ટતા છે. હઝરત જાબિરે ઈમામત એટલા માટે કરી કે એઓ જ એ સૌમાં અધિક ઈલ્મવાળા અને સૌથી અફઝલ પણ હતા કે એ સહાબી હતા. અથવા એ કારણે કે એ એમનું ઘર હતું. એક કપડામાં નમાઝ પઢીને એ જણાવી આપ્યું કે નમાઝના માટે બે અથવા એનાથી વિશેષ કપડાંની શર્ત નથી કેવળ શરીરના તે હિસ્સાઓને છુપાવવું જરૂરી છે જેમને નમાઝમાં છુપાવવાનો હુકમ છે.

'સાઅ' તથા 'ફરક઼'ની પૂરી તફસીલ તથા તેહક઼ીક઼ હદીષ ૧૪૬માં આવી ગઈ. ત્યાં એ પણ વર્ણન કરવામાં આવ્યું કે હદીષ–૧૮૩માં હઝરત ઉમ્મુલ મો'મિનીનની મુરાદ એ છે કે વારાફરતી એક પછી એક હું પણ એ જ વાસણથી નહાય લેતી અને હુઝૂર પણ આ હદીષમાં اخوهاથી મુરાદ દૂધભાઈ છે જેમ કે મુસ્લિમ શરીફ અને નિસાઈ શરીફની હદીષમાં ખુલાસો છે, તેમનું નામ લગભગ અબ્દુલ્લાહ ઈબ્ને યઝીદ છે. *(તયસીરુલ ક઼ારી અલ્ જુઝ ઉષ્ષાની, પેજ–૧૦૬)*

હઝરત ઉમ્મુલ મો'મિનીન અબૂ સલ્મા رضی اللہ عنہاના દૂધ માસી હતાં. અબૂ સલ્માએ ઉમ્મુલ મો'મિનીનનાં બહેન ઉમ્મે કુલ્ષૂમ બિન્તે અબૂબક્ર સિદ્દીક઼નું દૂધ પીધું હતું. એ બંનેવ મેહરમ હતા એટલા માટે હઝરત ઉમ્મુલ મો'મિનીને એટલો પર્દો કરીને કે કેવળ માથુ દેખાતું હતું અને બાકી શરીર ઢંકાયેલું હતું એ રીતે ગુસ્લ કરી બતાવ્યું. પ્રેક્ટિકલી તા'લીમ મૌખિક સંબોધવા કરતાં અધિક અસરકારક રહે છે. સહાબાએ કિરામનો મોટા ભાગે એ દસ્તૂર હતો કે જ્યારે કોઈ પૂછતુ તો પ્રેક્ટિકલી બતાવી આપતા.



(۱۸۶) حدیث غسل النبی صلی اللہ تعالی علیہ وسلم ومیمونۃ من اناء واحد

**[હદીષ : ૧૮૬] "સ્ત્રી પુરૂષનું એક વાસણથી ગુસ્લ કરવું"**

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُمَا اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی

"હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત છે કે

عَلَیْہِ وَسَلَّمَ وَمَیْمُوْنَۃَ کَانَا یَغْتَسِلَانِ مِنْ اِنَاءٍ وَّاحِدٍ قَالَ اَبُوْعَبْدِاللّٰہِ

નબી ﷺ અને મૈમૂના رضی اللہ عنہا એક જ વાસણ વડે ગુસ્લ કરતાં હતાં. ઈમામ બુખારીએ કહ્યું કે

کَانَ ابْنُ عُیَیْنَۃَ یَقُوْلُ اَخِیْرًا عَنِ ابْنِ عَبَّاسٍ عَنْ مَیْمُوْنَۃَ وَالصَّحِیْحُ

સુફયાન ઈબ્ને ઓયૈના અંતિમ વયે 'અન્ ઈબ્ને અબ્બાસ અન્ મૈમૂના' કહેવા લાગ્યા હતા.

مَارَوٰی اَبُوْنُعَیْمٍ ؎

સહીહ એ જ છે જે અબૂ નુઐમે રિવાયત કર્યું."

(મુસ્લિમ, ૧/૧૪૮–હૈઝ, નિસાઈ, ૧/૪૭–ગુસ્લ, ઈબ્ને માજહ, તહારત–૩૧)

(۱۸۷) حدیث افاضۃ الماء علی الراس ثلثا

**[હદીષ : ૧૮૭] "માથા પર ત્રણવાર પાણી વહાવવું"**

حَدَّثَنِیْ جُبَیْرُ بْنُ مُطْعِمٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ

"હઝરત જુબૈર ઈબ્ને મુત્ઈમ رضی اللہ عنہ એ કહ્યું કે રસૂલુલ્લાહ ﷺ એ

**સમજૂતી : ૧૮૬**

ઈમામ બુખારીએ અહીં પ્રકરણ રચ્યું હતું કે **الغسل من صاع ونحوه** 'એક સાઅ અથવા એના જેટલા કોઈ વાસણ વડે ગુસ્લ કરવું' આ હદીષને પ્રકરણ સાથે શો સંબંધ છે એ સૌના સમક્ષ જાહેર છે.

અલ્લામા કિર્માની અને અલ્લામા અસ્કલાનીએ મળતાપણુ પેદા કરવાની ખૂબ જ કોશિશ કરી છે. અને હક્ક઼ અલ્લામા અયનીની સાથે છે કે આ હદીષને પ્રકરણ સાથે કોઈ મેળ નથી. આ હદીષ સુફયાન ઈબ્ને ઓયૈનાથી બે રીતે રિવાયત પામી છે. 'અન્ ઈબ્ને અબ્બાસ અન્ મૈમૂના' પ્રથમ સ્થિતિમાં આ હદીષ મસાનીદે મૈમૂનામાં થશે અને બીજીમાં મસાનીદે ઈબ્ને અબ્બાસમાંથી થશે. એટલા માટે જરૂર પડી કે ઈમામ બુખારી એ ફૈસલો આપે કે બંનેમાં સહીહ કોણ છે ? ફર્માવ્યું, સહીહ તે જ છે જે અબૂ નુઐમે રિવાયત કરી જેને અમે મતનમાં દર્શાવી છે એટલે બીજી સ્થિતિ મસાનીદે ઈબ્ને અબ્બાસથી છે.

**સમજૂતી : ૧૮૭**

સુલૈમાન બિન સરદ رضی اللہ عنہ એ બની ખુઝાઆના વ્યક્તિ છે. તેમનું નામ જાહિલિયતમાં યસાર હતું જે હુઝૂરે

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ اَمَّا اَنَا فَاَفِیْضُ عَلٰی رَاسِیْ ثَلٰثًا وَاَشَارَ بِیَدَیْہِ

*ફર્માવ્યું, હું મારા માથા પર ત્રણવાર પાણી વહાવું છું. અને પોતાના*

کِلْتَیْھِمَا ء۔

*બંને હાથો વડે ઈશારો કર્યો."*

*(મુસ્લિમ, ૧/૧૪૯, તહારત, અબૂ દાઊદ, ૧/૩૨–તહારત, નિસાઈ, ૧/૪૯, ગુસ્લ, ઈબ્ને માજહ, તહારત–૪૪)*

અક્દસ ﷺએ બદલીને સુલૈમાન રાખી દીધું. જ્યારે હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہના હુકમથી કૂફા વસાવવામાં આવ્યું ત્યારે શરૂ શરૂમાં જે લોકો કૂફામાં જઈને વસ્યા એમાં આપ પણ હતા. બની ખુઝાઆના મહોલ્લામાં ઘર બનાવ્યું. પોતાની કૌમમાં ખૂબ જ લોકપ્રિય હતા. હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ના ખાસ ચાહકોમાંથી હતા. સિફ્ફીનના લોહીયાળ જંગમાં હઝરત અલીની સાથે હતા. જૌશનને એમણે માર્યો હતો.

હઝરત ઈમામ હુસૈન رضی اللہ عنہને પત્ર લખીને કૂફા બોલાવનારાઓમાં આ પણ હતા પણ ખાસ મોકા પર ઘરે બેસી રહ્યા. શહાદત પછી એહસાસ થયો પછી પસ્તાયા પણ હવે શું થાય ! પછી એમણે તથા મુસૈયબ ઈબ્ને તજીબાએ હુસૈનના બદલાની ચળવળ ચલાવી અને પોતાનું નામ તવાબીન રાખ્યું અને હઝરત સુલૈમાન બિન સરદને અમીર બનાવીને ચાર હજાર લશ્કર એકત્ર કરીને ઈબ્ને ઝિયાદના મુકાબલા માટે નીકળ્યા. આ બનાવ પ્રથમ રબીઉલ આખર હિ.સ. ૬૫નો છે. આ બાજુથી ઈબ્ને ઝિયાદે પોતાનું લશ્કર મોકલ્યું. અયનુલ તમર સ્થળ બંને ફોજોનો મુકાબલો થયો. સુલૈમાન બિન સરદ અને મુસૈયબ બંનેવ માર્યા ગયા. તેમનાં માથાં મરવાન પાસે મોકલવામાં આવ્યાં. શહાદતના સમયે તેમની ઉમર ૯૩ વરસની હતી. તેમને યઝીદ બિન હસીન બિન નમીરે તીર વડે શહીદ કર્યા હતા.

હઝરત ઝુબૈર બિન મુત્ઈમ رضی اللہ عنہ બની નોફેલના ફરઝંદ હતા. એમની કુન્નિયત અબૂ મુહમ્મદ છે તેમના વાલિદ મુત્ઈમ બિન અદી હુઝૂરે અક્દસ ﷺ પર ઘણા મહેરબાન હતા. હઝરત જુબૈર બિન મુત્ઈમ સુલહે હુદૈબિયા તથા ફતહે મક્કાના દરમ્યાન ઈમાન લાવ્યા. હુઝૂર ﷺની ખિદમતમાં બદર પછી કૈદીઓની મુક્તિના બારામાં આવ્યા હતા. મગરિબ અથવા ઈશામાં હુઝૂરે અક્દસ ﷺના મુખ મુબારકેથી સૂરએ તૂર સાંભળી તો દિલ કાંપી ઉઠયું અને ઈમાનની પ્રથમ કિરણ ફૂટી. કૈદીઓની સિફારિશ પર ફર્માવ્યું કે જો તમારા પિતા જીવતા હોત અને તેમના બારામાં સિફારિશ કરત તો જરૂર તેમને છોડી આપત.

કુરૈશના ખૂબ માહિર માણસ હતા. મુઆવિયાના જમાનામાં મદીના પાકમાં જ હિ.સ. ૯૭ અથવા ૯૯માં વિસાલ થયો.

**પરિપૂર્ણતા** : મુસ્લિમ અને નિસાઈ અને ઈબ્ને માજહમાં છે કે, રસૂલુલ્લાહ ﷺના સામે ગુસ્લના બારામાં કેટલાક લોકો લડી પડયા. એવું કહેવા લાગ્યા કે હું તો મારા માથાની સાથે આવું આવું કરું છું. એના પર રસૂલુલ્લાહ ﷺએ આ ફર્માવ્યું.



## (۱۸۸) حدیث۔ افاضۃ الماء علی سائر الجسد ثلثا

**[હદીષ : ૧૮૮] "આખા શરીર પર ત્રણવાર પાણી વહાવવું"**

حَدَّثَنِیْ اَبُوْجَعْفَرٍ قَالَ لِیْ جَابِرٌ اَتَانِیْ اِبْنُ عَمِّكَ یُعَرِّضُ بِالْحَسَنِ

"હઝરત અબૂ જાફર એટલે ઈમામ બાકૃરે ફર્માવ્યું કે મને જાબિરે વર્ણવ્યું કે મારી પાસે તમારા કાકાના પુત્ર

بْنِ مُحَمَّدِ بْنِ الْحَنَفِیَّةِ قَالَ كَیْفَ الْغُسْلُ مِنَ الْجَنَابَةِ فَقُلْتُ كَانَ

આવ્યા. તેમની મુરાદ હસન બિન મુહમ્મદ બિન હનફિય્યાથી હતી. અને પૂછયું જનાબતથી ગુસ્લ કેવી રીતે

النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ یَاْخُذُ ثَلٰثَ اَكُفٍّ فَیُفِیْضُهَا

કરવામાં આવે ? તો મેં કહ્યું કે નબી ﷺ ત્રણ ખોબા પાણી લેતા અને તેને પોતાના માથા પર નાખતા.

عَلٰی رَاْسِهٖ ثُمَّ یُفِیْضُ عَلٰی سَائِرِ جَسَدِهٖ فَقَالَ لِی الْحَسَنُ اِنِّیْ رَجُلٌ

પછી પોતાના પૂરા શરીર પર. એના પર હસને મને કહ્યું, હું ઘણા જ

كَثِیْرُ الشَّعْرِ فَقُلْتُ كَانَ النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ اَكْثَرَ مِنْكَ شَعْرًا

અધિક વાળવાળો માણસ છું. મેં કહ્યું કે, નબી ﷺ તમારા કરતાં વધુ વાળવાળા હતા."

## (۱۸۹) حدیث افاضۃ الماء علی الراس

**[હદીષ : ૧૮૯] "માથા પર પાણી વહાવવું"**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهَا قَالَتْ كَانَ النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی

"હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે નબી ﷺ

### સમજૂતી : ૧૮૮

આ હદીષ ૧૮૫ જ છે જે થોડાક ફેરફાર તથા શબ્દોની ફેરબદલી સાથે છે. આ હદીષ હનફીઓના મસ્લક પર નસ (દલીલ) છે કે માથાની જેમ પૂરા શરીર પર ત્રણવાર પાણી વહાવવું મસ્નૂન છે.

### સમજૂતી : ૧૮૯

હિલાબ તે વાસણને કહે છે જેમાં ઊટણીનું એક સમયનું દૂધ આવી જાય અને મુત્લકૃન દરેક દૂધના વાસણને પણ કહે છે. અમુકે કહ્યું કે વાસણ એક વેંતથી કાંઈ ઓછુ લાંબુ પહોળુ હોય છે. ઈમામ બુખારીએ આ પ્રકરણ રચ્યું છે : من بدء بالحلاب اوالطیب عند الغسل 'જેણે હિલાબ અથવા ખુશ્બૂથી ગુસ્લ કર્યું' ખુશ્બૂ (તયબ)નો ઉપયોગ પ્રકરણમાં રજૂ કરેલ કોઈ હદીષથી સાબિત નથી. એના પર શરહ કરનારાઓએ ખૂબ જ તરફદારીમાં તથા વિરોધમાં ઘણી ટીકા ટીપ્પણો કરી છે જે એનો અભ્યાસ કરવા ચાહે તે બુખારી શરીફની શરહોનો અભ્યાસ કરે.

عَلَیْہِ وَسَلَّمَ اِذَا اغْتَسَلَ مِنَ الْجَنَابَۃِ دَعَا بِشَیْءٍ نَحْوَ الْحِلَابِ فَاَخَذَ

જ્યારે જનાબતથી ગુસ્લ કરતા તો હિલાબ જેટલું કોઈ વાસણ મંગાવતાં પછી તેને પોતાના હાથમાં લેતાં અને

بِکَفِّہٖ فَبَدَاَ بِشِقِّ رَاسِہِ الْاَیْمَنِ ثُمَّ الْاَیْسَرِ فَقَالَ بِھِمَا عَلٰی وَسْطِ رَاسِہٖ

માથાની જમણી બાજુથી શરૂ કરતા પછી ડાબી બાજુ નાખતાં પછી બંને હાથ વડે માથાના વચલા ભાગને ઘસતાં.

(મુસ્લિમ, ૧/૧૪૭–હૈઝ, અબૂ દાઊદ–તહારત, ૩૨)

ت (۵۵) وَاَدْخَلَ ابْنُ عُمَرَ وَبَرَاءُ بْنُ عَازِبٍ یَدَہٗ فِی الطَّھُوْرِ

**[તઅલીક઼ : ૫૫]** "હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ ધોયા વિનાનો હાથ પાણીમાં નાખ્યો,

وَلَمْ یَغْسِلْھَا ثُمَّ تَوَضَّاءَ

પછી તેનાથી વુઝૂ કર્યું." (અબ્દુર્રઝઝાક બઅૂનાહુ)

ت (۵۶) وَلَمْ یَرَ ابْنُ عُمَرَ وَابْنُ عَبَّاسٍ بَاْسًا بِمَا یَنْتَضِحُ مِنْ

**[તઅલીક઼ : ૫૬]** "હઝરત ઈબ્ને ઉમર અને ઈબ્ને અબ્બાસ رِضْوَانُ اللّٰہِ تَعَالٰی عَلَیْھِمْ اَجْمَعِیْن જનાબતની

પરંતુ શારેહોની આ સર્વ ચર્ચાઓનો પાયો એના પર છે કે હુઝૂર ﷺ 'હિલાબ' حلاب મંગાવતા અને એના વડે નહાતા. એ તે સમયે દુરુસ્ત હોતું જ્યારે હદીષમાં دعا بالحلاب હોતું પણ જ્યારે કે હદીષમાં આ મુજબ છે دعا بشی نحوا الحلاب એટલે હિલાબ જેવું કોઈ પાત્ર મંગાવતા, તો હવે એ ચર્ચાઓનો અવકાશ ન રહ્યો. એટલા માટે કે ટીકા ટીપ્પણનો પાયો એના પર હતો કે 'હિલાબ' દૂધના વાસણમાં બૂ હોય છે અને જ્યારે એમાં પાણી રાખવામાં આવશે તો ગંધ પાણીમાં આવી જશે. પણ જ્યારે હદીષમાં આ પ્રમાણે છે કે હિલાબ જેવું વાસણ મંગાવતા તો એને અવકાશ ન રહ્યો. હવે બે મતલબો જાહેર છે એક એ કે اخذનો મફઊલ મહઝૂફ ચીજને માનવામાં આવે તો અર્થ થશે કે એ ચીજને પોતાના હાથમાં લેતાં, જેમ કે આજકાલ બાલ્ટીમાં પાણી ભરી લેવામાં આવે છે અને બેકલ વગેરેથી કાઢી કાઢીને નહાવામાં આવે છે. બીજી સંભાવના એ પણ છે કે اخذનો મફઊલ ماء (પાણી)ને મહઝૂફ માનવામાં આવે જેના પર હાલતની સ્થિતિ દલીલ પૂરી પાડે છે. તો અર્થ એ થશે કે પોતાના હાથ વડે પાણી એ ચીજમાંથી લઈને નહાતા. પ્રથમ સંભાવના જાહેર છે. અમુક શારેહોએ એ લખ્યું છે કે 'હિલાબ' ગુલાબનું અરબી જુલાબ હતું જે બદલાયને 'હિલાબ' થઈ ગયું. આ સંભાવના એ લાયક પણ નથી કે એને લખવામાં આવતી પણ વાંચકોની જાણકારી માટે અમે લખી આપ્યું.

ક઼ાલનો અર્થ અહીં ઘસવું છે ક઼ાલ લગભગ સામાન્ય કર્મ છે પોતાના મફઊલના એ'તબારથી એના અર્થ બદલાતા રહે છે. દા.ત. قال بیدہ હાથ વડે પકડયું قال برجلہ પગપાળા ચાલ્યો, ..........વગેરે.

## તઅલીક઼ : ૫૫–૫૬ની સમજૂતી

અહીં ઈમામ બુખારી یدہ (યદહુ)માં વાહિદની ઝમીર લાવ્યા છે. અને બાદમાં توضأ (તવદ્દા) વાહિદનો

*હાલતમાં નહાવાથી જે છાંટા પડતા તેનાથી કાંઈ વાંધો ન જાણતા." (ઈબ્ને અબી શયબા બમઅનાહુ મુન્કતઅન્)*

સેગો લાવ્યા છે જો કે મુરાદ એમની એ છે કે હઝરત ઈબ્ને ઉમર અને બરાઅ્ ઈબ્ને આઝિબ બંને પોતપોતાનો હાથ ધોયા વિના પાણીમાં નાખતા અને બંનેવ વુઝૂ કરતા. ઈમામ બુખારીએ **يدهما** (યદ્હુમા) તષ્નિયાની (દ્વિવાચક) ઝમીર લાવવી જોઈતી હતી અને **توضأ** (તવદ્દાઅ્) તષ્નિયાનો સેગો લાવવો જરૂરી હતો. એનો જવાબ એ છે કે કુલ એટલે બંનેવતાવીલ કરીને વાહિદની ઝમીર અને વાહિદનો સેગો લાવ્યા છે. *(અહીંયાં કુલ્લુ વાહિદીનની તાવીલ કરીને એટલે કે બંનેમાંથી દરેક.)*

**પ્રકરણનો ફાયદો :** ઈમામ બુખારીનો મક્સદ એ છે કે મુહદિષ એટલે જુનુબી જો ધોયા વિનાના વાસણમાં હાથ નાખી આપે તો પાણી પાક પણ રહે છે અને પાક કરનારુ પણ. આ હનફીઓના મસ્લકની વિરુધ્ધ છે. એટલા માટે એ હનફીઓનો મસ્લક જેના પર ફત્વો આપવામાં આવે એ છે કે મુહદિષ અથવા જુનુબી જો ધોયા વિના પાણીમાં હાથ નાખે તો પાણી વપરાયેલું થઈ જશે જે પાક છે પણ પાક કરનાર નથી. હનફીઓનો જવાબ એ છે કે ખૂદ હઝરત ઈબ્ને ઉમર رضي الله عنهمાનો કૌલ ઈબ્ને અબી શયબામાં એ છે કે જો કોઈ જનાબતની હાલતમાં ખોબા વડે પાણી લેશે તો પાણી નાપાક થઈ જશે." *(શરહે શૈખુલ ઈસ્લામ, ૨/૨૯૦)*

હઝરત ઈબ્ને ઉમર رضي الله عنهمાના કૌલ તથા ફેઅલને ટકરાવથી બચાવવા માટે જરૂરી છે કે બુખારીના આ "અષર" (કથન)માં જનાબતની હાલત અપવાદ હોય. રહી ગયું હદષની હાલતમાં હાથ નાખવાનો મામલો તો આ અષરમાં એના પર કોઈ દલીલ નથી કે હદષની હાલતમાં એવું કરતા હોય. શક્ય છે કે એ બનાવ એવી હાલતનો હોય જ્યારે એ હઝરાત વુઝૂ (હોવા છતાં) પર વુઝૂ કરતા હોય. એની પણ શક્યતા છે કે એ એવા સમયનો બનાવ છે જ્યારે પાણી મોટા વાસણમાં હોય જેને ઊંધુ કરવું શક્ય ન હોય અને કોઈ નાનુ વાસણ ન હોય જેના વડે પાણી લે. એવા સંજોગોમાં અમે પણ કહીએ છીએ કે પ્રથમ ડાબા હાથની આંગળીઓ વડે પાણી લઈને જમણા હાથને ધૂએ પછી જમણા હાથ વડે પાણી લઈને ડાબા હાથને ધૂએ. આ અષરમાં **يده** (યદ્હૂ) વાહિદનો સેગો એના જ પ્રતિ નિર્દેશ કરે છે. વળી એ સહાબીનો ફેઅલ (કાર્ય) છે અને હદીષ ૧૧૯માં છે કે ફર્માવ્યું, "જ્યારે તમે સૂઈને ઉઠો તો વાસણ પાણી નાખવાથી પહેલાં તેમારા હાથને ધોઈ લો.

**فليغسل يده**માં હુકમ (અમ્ર) છે અને હુકમમાં અસલ વાજિબ હોવું છે. વાજિબ હોવું એની દલીલ છે કે સૂઈને ઉઠયા બાદ વાસણમાં હાથ નાખવો મના છે, અને જાહેર છે કે આ મનાઈ એ કારણે નથી કે એ વખતે વાસણમાં હાથ નાખવો ગુનોહ છે, યકીનન એનો સાર એ જ છે કે વુઝૂ તથા ગુસલને લાયક નથી. નાપાક કહી નથી શકતા એટલા માટે કે પાણી પાક હતું અને હાથનું નાપાક હોવું યકીની નથી, શકથી નાપાકી સાબિત થશે નહીં, તો યકીનન એ કહેવું પડશે કે પાણી તો પાક છે પણ વુઝૂ તથા ગુસ્લના લાયક નથી, એ જ અર્થ છે, "તાહિર ગૈર મુતહ્હિર"નો. (પાક પણ પાક ન કરી શકે). સહીહ હદીષની વિરુદ્ધ સહાબીનો અમલ નથી હોઈ શકતો એટલા માટે એ અષરને ઉપરોક્ત બંનેવ સ્થાનોમાંથી એકને મુરાદ લેવું લાઝિમ થશે. રહી ગઈ બીજી તઅલીક્ તો આપણા (હનફી) મઝહબની તદન વિરુદ્ધ છે. જનાબતના ગુસ્લમાં વખતે જે છાંટા ઉડે છે તે વધુમાં વધુ માએ મુસ્તઅમલ (વપરાયેલ પાણી) હશે અને આપણે માએ મુસ્તઅમલ (વપરાયેલ પાણી)ને પાક માનીએ છીએ નાપાક નથી માનતા કે તે પાણીમાં પડી જાય તો પાણી નાપાક થઈ જાય.

## حدیث (۱۹۰) اغتسل انا والنبی صلی اللہ تعالیٰ علیہ وسلم من اناء واحد

**[હદીષ : ૧૯૦] "સ્ત્રી પુરૂષનું એક વાસણ વડે ગુસ્લ કરવું"**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهَا قَالَتْ اَغْتَسِلُ اَنَا وَالنَّبِیُّ صَلَّی اللّٰہُ

*"હઝરત આઈશા رضی اللہ عنہا એ કહ્યું, હું અને નબી صلی اللہ علیہ وسلم*

تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ مِنْ اِنَاءٍ وَّاحِدٍ تَخْتَلِفُ اَیْدِیْنَا فِیْهِ ع ه

*એક જ વાસણ વડે ગુસ્લ કરતાં. અમે અમારા હાથ એક પછી એક (વારાફરતી) વાસણમાં નાંખતા."*

*(મુસ્લિમ, ૧/૧૪૮–હૈઝ, અબૂ દાઊદ, ૧/૧૧–તહારત, ઈબ્ને માજહ–તહારત, ૩૧, મુસ્નદે ઈમામ અહમદ)*

## حدیث (۱۹۱) غسل الیدین فی الغسل

**[હદીષ : ૧૯૧] "ગુસ્લ પહેલાં હાથ ધોવા"**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهَا

*"હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું*

قَالَتْ كَانَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ اِذَا اغْتَسَلَ مِنَ

*કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم જ્યારે જનાબતથી*

### સમજૂતી : ૧૯૦

બુખારી પ્રકરણ **باب تخلیل الشعر حتی اذا ظن انه قداروی بشرته افاض علیه**માં પેજ–૪૧ પર પણ આ હદીષ થોડાક ફેરફાર તથા થોડાક વધારા સાથે વર્ણન થયેલી છે. તદ્ ઉપરાંત અબૂ દાઊદમાં પણ થોડાક ફેરફાર સાથે છે. બુખારીમાં બંને જગાએ છે કે જ્યારે હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلم જનાબતનું ગુસ્લ કરતા તો પોતાના બંનેવ હાથોને ધોતા. અહીં ખુલાસો નથી કે શરૂમાં કે વચ્ચે કે છેલ્લે. પણ અબૂ દાઊદમાં સ્પષ્ટ ખુલાસો છે કે ગુસ્લની શરૂઆત હાથ ધોવાથી કરતા બલ્કે ખૂદ બુખારી પ્રકરણ *"ગુસ્લ પહેલાં વુઝૂ'*માં પેજ–૨૭ પર સ્પષ્ટ છે કે ગુસ્લથી પહેલાં બંનેવ હાથ ધોતા પછી વુઝૂ કરતા.

### સમજૂતી : ૧૯૧–૧૯૨–૧૯૩

ઈમામ બુખારીએ આ હદીષ પર એ પ્રકરણ રચ્યું છે, "જુનુબીના હાથ પર જો કોઈ નાપાકી જનાબત સિવાય ન હોય તો શું તે ધોયા વિના વાસણમાં પોતાનો હાથ નાખી શકે છે ?"

પ્રકરણ તો ઈમામ બુખારીએ સવાલના અંદાઝમાં રચ્યું છે પણ જે કથનો તથા હદીષો લાવ્યા છે એનાથી એ

الجنابة غسل يده عه

ગુસ્લ કરવા ચાહતા તો પોતાના હાથને ધોઈ લેતા."

(મુસ્લિમ–ગુસ્લ, પેજ–૪૧, ૩૯, અબૂ દાઊદ, ૧/૩૨–તહારત)

## حديث (١٩٢) اغتسال المرأة مع زوجها

**[હદીષ : ૧૯૨] "પતિ પત્નીનું એક વાસણથી ગુસ્લે જનાબત કરવું"**

عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى

"હઝરત આઈશા رضی اللہ عنہا એ

عَنْهَا قَالَتْ كُنْتُ اَغْتَسِلُ اَنَا وَالنَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

ફર્માવ્યું, હું અને નબી صلی اللہ علیہ وسلم એક જ વાસણથી

مِنْ اِنَاءٍ وَّاحِدٍ مِّنْ جَنَابَةٍ وَعَنْ عَبْدِالرَّحْمٰنِ بْنِ الْقَاسِمِ عَنْ

જનાબતનું ગુસ્લ કરતાં હતાં."

اَبِيْهِ عَنْ عَائِشَةَ مِثْلَهٗ

અબ્દુર્રહમાને પોતાના બાપ ક઼ાસિમથી અને તેમણે ઉમ્મુલ મો'મિનીનથી આ જ પ્રમાણે રિવાયત કરી.

બતાવવા ચાહે છે કે એમાં કોઈ વાંધો નથી કે જુનુબી હાથ ધોયા વિના વાસણમાં હાથ નાખી આપે. એનાથી ન પાણી નાપાક થશે ન એમાં કોઈ એવી ખરાબી પેદા થશે કે એનાથી વુઝૂ તથા ગુસ્લ ન થઈ શકે એટલા માટે કે જનાબત નજાસતે હિસ્સી (જાહેરી–ભૌતિક નાપાકી) તથા હક઼ીક઼ી નાપાકી નથી બલ્કે તથા હુકમી છે. હમણા આવી ગયું કે આ હનફીઓના મઝહબની વિરુદ્ધ છે, એટલા માટે કે મઝહબ એ છે કે જો મુહ્દિષ અથવા જુનુબી ધોયા વિના પોતાનો હાથ પાણીમાં નાખશે તો "પાણી" મુસ્તઅમલ (વપરાયેલુ) થઈ જશે જે પાક તો છે પણ પાક કરનાર નથી.

અહીં પણ અફસોસ સાથે કહેવું પડે છે કે આ હદીષોથી ઈમામ બુખારીનો હેતુ સિદ્ધ નથી થતો.

પ્રકરણની સાબિતીની સ્થિતિ કેવળ એ છે કે ઉમ્મુલ મો'મિનીન ફર્માવે છે કે અમારા હાથો વાસણમાં એક પછી એક વારાફરતી પડતા અને કેમ કે જ્યાં સુધી ગુસ્લ પૂર્ણ ન થાય જનાબત દૂર થશે નહીં. તો જાણવા મળ્યું કે જનાબતની હાલતમાં પાણીમાં હાથ નાખવાથી પાણીમાં કોઈ અસર પડતી નથી. અમારું કહેવું એ છે કે જો સાબિત ન થાત કે નહાવાથી પહેલાં હાથ ધોઈ લેતા હતા તો જરૂર વાત સાબિત થઈ જાત પણ હમણા હદીષ ૧૯૦માં આવી ગયું : اذا اغتسل من الجنابة غسل يده "જ્યારે ગુસ્લે જનાબત કરવા ચાહતા તો પોતાના હાથ ધોઈ લેતા."

## حدیث ایضًا (۱۹۳)

**[હદીષ : ૧૯૩] "પતિ પત્નીનું એક વાસણથી ગુસ્લે જનાબત કરવું"**

سَمِعْتُ اَنَسَ ابْنَ مَالِكٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ

*"હઝરત અનસ બિન માલિક رضی اللہ عنہ કહે છે કે*

يَقُوْلُ كَانَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَالْمَرْاَةُ مِنْ

*નબી ﷺની સાથે તેમની ઔરતોમાંથી એક ઔરત એક*

نِسَائِهٖ يَغْتَسِلَانِ مِنْ اِنَاءٍ وَّاحِدٍ زَادَ مُسْلِمٌ وَوَهْبُ بْنُ جَرِيْرٍ

*જ વાસણથી ગુસ્લ કરતાં. મુસ્લિમ અને વહબ ઈબને જરીરે*

عَنْ شُعْبَةَ مِنَ الْجَنَابَةِ"

*શુઅબાની રિવાયતથી એટલું વધાર્યું કે જનાબતથી."*

આ સંક્ષિપ્ત હદીષમાં જે વિગતવાર વર્ણન ખૂદ બુખારી તથા અબૂ દાઊદના હવાલાથી અમે લખ્યું એમાં સ્પષ્ટતા છે કે શરૂમાં હાથ ધોતા. જ્યારે એ સાબિત છે કે ગુસ્લ કરતાં પહેલાં હાથ ધોઈ લેતા તો હાથ પર જનાબત હોતી તે દૂર થઈ જતી. ત્યારબાદ વાસણમાં હાથ નાખવાથી પાણી પર શું અસર થઈ શકે છે ? એના પર ઈઝાહુલબુખારીના લેખકનું એ કહેવું કે ગુસ્લ પહેલાં હાથ ધોવાથી પણ હાથની જનાબત દૂર વિભાજત નથી, થતી એટલા માટે કે નજાસત અવિભાજિત છે, એ વાત બાળકને પતાવવા સમાન છે. એ સહીહ છે કે જનાબતમાં વિભાજન નથી, આ અર્થમાં જ્યારે લાગુ થશે પૂરા શરીર પર લાગુ થશે, એવું નથી કે અમુક અંગો પર લાગુ થાય અને અમુક પર નહીં, પણ દૂર કરવામાં જરૂર વિભાજિત છે. જનાબત પછી જે જે અંગો પર પાણી વહી જશે તે સૌની જનાબત દૂર થતી જશે. જો એ વિભાજિત ન માનીએ તો લાઝિમ થશે કે જનાબત દૂર થવાથી એના સિવાય અન્ય કોઈ સ્થિતિ નથી કે જુનુબી પાણીમાં ડૂબકી મારે ! એટલા માટે ડૂબકી મારવી જ એક એવી સ્થિતિ છે જેનાથી એક જ સાથે આખા શરીર પર પાણી પહોંચે અને કોઈ વાસણમાં રાખેલા પાણી વડે જ્યારે ગુસ્લ કરીશું તો પછી કોઈ સ્થિતિ નથી કે એક જ સાથે પૂરા શરી પર પાણી પહોંચી શકે, યક઼ીનન ! અમુક અંગો પર પહેલાં તથા અમુક અંગો પર બાદમાં પાણી પહોંચશે. દા.ત. તમે માથા પર પાણી રેડયું તો તમે ગમે તેટલુ પાણી રેડો પણ કોઈ રીતે એક જ સાથે આખા શરીર પાણી એક જ સમયે પહોંચશે નહીં. તો જો એ કહેવામાં આવે કે દૂર કરવાના એતબારથી પણ જનાબતમાં અવિભાજિત નથી, તો પછી આ સ્થિતિમાં ગુસ્લ જ થશે નહીં ! જેથી માનવું જ પડશે કે દૂર થવાના એ'તેબારથી જનાબતમાં વિભાજિત છે. એટલે એવું થઈ શકે છે કે કેટલાક અંગોની જનાબત પ્રથમ દૂર થાય અને કેટલાકની બાદમાં એના આધારે જ્યારે હાથ ધોઈ લીધા તો હાથની જનાબત દૂર થઈ ગઈ. હવે તેને વાસણમાં નાખવાથી પાણી પર કોઈ અસર નથી પડતી.

હદીષ–૧૯૨ની પયરવીમાં ઈમામ બુખારીએ ફર્માવ્યું, **وعن عبد الرحمٰن بن القاسم عن ابيه عن عائشة مثله** આ વર્ણવેલ હદીષની સનદ **عن ابی بکر بن حفص عن عروة** પર મઅતૂફ છે. મુરાદ એ છે કે શઅબાએ આ હદીષને હઝરત ઉમ્મુલ મો'મિનીનથી બે સનદો સાથે વર્ણન કરેલ છે : એક **عن ابی بکر بن حفص عن عروة**

ت (٥٧) وَيُذْكَرُ عَنِ ابْنِ عُمَرَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا، اَنَّهٗ غَسَلَ

**[તઅલીક઼ : ૫૭]** *"હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما નો એ અમલ વર્ણન થયેલ છે કે તેમણે*

قَدَمَيْهِ بَعْدَ مَا جَفَّ وَضُوْءُهٗ

*અન્ય વુઝૂનાં અંગો સૂકાઈ ગયા બાદ પગો ધોયા."*

તથા બીજી **عن عبد الرحمٰن بن القاسم عن ابيه**ની સાથે.

હદીષ–૧૯૩ના પછી છે : **زادمسلم ووهب عن شعبة من الجنابة** આ મુસ્લિમ ઈબ્ને ઈબ્રાહીમ અલ્ અઝદી છે, ઈમામ મુસ્લિમ સહીહ મુસ્લિમના સંપાદક નથી, અને આ વહબ, વહબ ઈબ્ને જરીર છે, વહબ ઈબ્ને મુનબ્બિહ નથી. મતલબ એ છે કે શઅબાથી જે રિવાયત અબુલ વલીદના તરીક઼ાથી છે એમાં **من الجنابة** નથી, પણ શઅબાથી જ આ હદીષ મુસ્લિમના તરીક઼ાથી અને વહબ મરવી છે એમાં **من الجنابة** વર્ણન થયેલ છે.

પ્રથમ હદીષમાં કેવળ ગુસ્લનું વર્ણન છે, એ વર્ણન નથી કે એ જનાબતનું ગુસ્લ હતું. એની પણ સંભાવના છે કે એ ગુસ્લ ઠંડક પામવા કે પાકી હાંસલ કરવાના માટે લઈ રહ્યાં હોય, એટલા માટે એનાથી પ્રકરણની સાબિતી નથી થતી. તો ઈમામ બુખારીએ ત્રીજી હદીષ વર્ણવી જેમાં **من الجنابة**ની સ્પષ્ટતા છે જેનાથી સાબિત થયું કે હુઝૂરે અક઼દસ ﷺ અને ઉમ્મુલ મો'મિનીન رضی اللہ عنہا જનાબતનું ગુસ્લ પણ એક જ વાસણથી કરતા હતા.

અલ્લામા અયનીએ અહીં ફર્માવ્યું કે આ તઅલીક઼ને તમરીઝના સેગા **يُذْكَرُ**એટલે મજહૂલની સાથે ઝિક્ર કરી જે ઝોઅફની તરફ નિર્દેશ છે. જ્યારે કે આ તઅલીક઼ મુત્તસિલ તથા સહીહ સનદ સાથે બયહક઼ીએ વર્ણવી છે.

## તઅલીક઼ : ૫૭ની સમજૂતી

એ સહીહ છે કે મોટા ભાગની જગ્યાએ સેગાએ તમરીઝ વડે ઝોઅફની તરફ ઈશારો છે પણ એના પર હમેશાં જરૂરી નથી, ક્યાંક ક્યાંક સહીહ તથા મુત્તસિલ હદીષોને "તઅલીક઼ન્" મુત્તસિલ સનદ સાથે જે વર્ણન કરેલ છે એમાં પગોને ધોવાનો ઉલ્લેખ નથી બલ્કે મોજાઓ પર મસહનો ઉલ્લેખ છે.

આ તઅલીક઼ના વર્ણનથી ઈમામ બુખારી رضی اللہ عنہ નો હેતુ એ છે કે વુઝૂમાં અને એના જેમ ગુસ્લમાં સતત ધોવું ફર્ઝ નથી કે એક પછી બીજુ વિના વિલંબે અને અંતર પાડયા વિના અંગોને ધોવામાં આવે. અંગોને ધોવામાં જો મોડુ થઈ જાય તો ભલે ગમે તેટલુ મોડુ થઈ જાય વુઝૂ તથા ગુસ્લમાં કોઈ ખલેલ પડશે નહીં, અલ્બત્ત ઈમામ માલિક સતત ધોવું ફર્ઝ માને છે.

બયહક઼ીએ મઅરેફતમાં હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما નો એ અમલ નક઼લ કર્યો છે કે હઝરત ઈબ્ને ઉમરે બજારમાં વુઝૂ કર્યું, પોતાના હાથો તથા ચહેરાને ધોયો અને પોતાના માથા પર મસહ કર્યો ત્યારબાદ નમાઝે જનાઝા માટે બોલાવવામાં આવ્યા તો મસ્જિદમાં ગયા તે સમયે પોતાના મોજાઓ પર મસહ કર્યો ત્યારબાદ નમાઝ પઢી. *(અયની, ભાગ–૩, પેજ–૨૧૧)*

પણ મૂળ મક઼સદ પર કોઈ અસર ન પડી. ઈમામ બુખારીએ અહીં પ્રકરણ એ રચ્યું છે : **تفريق الوضوء والغسل** "વુઝૂ તથા ગુસ્લ કરવામાં અંગો ધોવામાં અંતર કરવું" એટલે એ જરૂરી નથી કે વુઝૂ કરવામાં અથવા ગુસ્લ કરવામાં અંગોને એક પછી એક વિના વિલંબે ધોવામાં આવે. જો કેટલીકવાર પછી ધોવામાં આવે તો પણ વાંધો નથી, આ વિલંબ ગમે તેટલો વધારે હોય, શર્ત એ કે હદ્ષ ન થાય. એ અત્યારે પણ સાબિત થશે કેમ કે હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ બજારમાં મોં હાથ ધોયા અને માથાનો મસહ કર્યો અને મોજાઓ પર મસહ મસ્જિદમાં

## حدیث (۱۹۴)

**[હદીષ : ૧૯૪] "એહરામ બાંધતી વખતે ખુશ્બુ લગાડવી"**

عَنْ اِبْرَاهِيْمَ بْنِ مُحَمَّدِ بْنِ الْمُنْتَشِرِ عَنْ اَبِيْهِ قَالَ

*"મુહમ્મદ ઈબ્ને મુન્તશિરથી રિવાયત છે. તેમણે કહ્યું, મેં એ વાત*

ذَكَرْتُهُ لِعَائِشَةَ فَقَالَتْ يَرْحَمُ اللّٰهُ اَبَا عَبْدِ الرَّحْمٰنِ، كُنْتُ

*હઝરત આઈશા رضی اللہ عنہا થી કહી તો તેમણે ફર્માવ્યું, અલ્લાહ અબૂ અબ્દુર્રહમાન પર રહમ ફર્માવે,*

اُطَيِّبُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فَيَطُوْفُ عَلٰى

*હું રસૂલુલ્લાહ ﷺ ને ખૂશ્બુ લગાડતી ત્યાર બાદ હુઝૂર પોતાની પાક બીવીઓ પાસે*

આવીને કર્યો તો વુઝૂમાં અંતર પડવું સાબિત થઈ ગયુ એ અલગ વાત છે કે એ અસર તે ન રહી જે ઈમામ બુખારીએ વર્ણવી. એટલા માટે કે ઈમામ બુખારીએ સ્પષ્ટતા કરી છે કે તેમણે બાકીનાં વુઝૂના અંગોના સૂકાયા બાદ પગો ધોયા અને બયહકીની રિવાયતમાં પગો ધોવાનો ઉલ્લેખ નથી પણ મોજાઓ પર મસહનું વર્ણન છે.

આ પ્રકરણના સમર્થનમાં ઈમામ બુખારીએ એ જ હઝરત મૈમૂનાવાળી હદીષ ૧૮૨ વર્ણન કરી જેમાં આ પ્રમાણે છે, ثم تخحى من مقامه فغسل قدميه "પછી જે જગાએથી હટીને બીજી જગાએ પગો ધોયા." હુઝૂરે વુઝૂ, ગુસ્લના પ્રારંભમાં કર્યું હતું પણ પગો ધોયા ન હતા. ગુસ્લ સંપૂર્ણ કર્યા બાદ પગો ધોયા, વુઝૂ પૂર્ણ થવામાં આટલું અંતર પડી ગયું.

એ જ અમારો પણ મસ્લક છે કે વુઝૂમાં સતત ધોવું ફર્ઝ નથી. આ હદીષમાં એક શબ્દ مذاكيره આવ્યો છે બે ذكر વિરુદ્ધની કયાસ જમા (બહુવચન) છે. ઝિક્રના બે અર્થ છે, નહ તથા ગુપ્તાંગ. પ્રથમ અર્થમાં બહુવચન ذكور (ઝકૂર) છે અને બીજા અર્થમાં બહુવચન مذاكير. બહુવચન લાવવું આમ (સામાન્ય)ના માટે છે જેથી انثيين ઉન્ષયેન (ગોળીઓ)ને પણ સામેલ થઈ જાય.

### સમજૂતી : ૧૯૪

**ઈઝાહુલ બુખારીને રદિયો** : સનદમાં આ પ્રમાણે છે કે ઈબ્રાહીમ બિન મુહમ્મદ બિન મુન્તશરથી રિવાયત કરે છે. એનો એકદમ સ્પષ્ટ મતલબ એ છે કે ઈબ્રાહીમ પોતાના બાપ મુહમ્મદ બિન મુન્તશરથી રિવાયત કરે છે. પરંતુ આશ્ચર્ય છે કે ઈઝાહુલ બુખારીમાં આ તર્જુમો કર્યો કે મુહમ્મદ બિન મુન્તશર પોતાના પિતા મુન્તશરથી રિવાયત કરે છે.

**પરિપૂર્ણતા** : પૂરી હદીષ એ જ બુખારીમાં એક પ્રકરણ પછી આ પ્રમાણે છે : મેં હઝરત આઈશા رضی اللہ عنہا થી ઈબ્ને ઉમર رضی اللہ عنہما નો આ કૌલ વર્ણવ્યો કે તે કહે છે કે મને એ પસંદ નથી કે હું એહરામની હાલતમાં રહું અને મારા શરીર તથા કપડાંથી ખૂશ્બુ ઉઠતી હોય. એના પર ઉમ્મુલ મો'મિનીને આવું ફર્માવ્યું, મુસ્લિમમાં એવું છે કે તેમણે ત્યાં સુધી કહી દીધું કે એહરામની હાલતમાં મારા શરીર પર ડામર લગાડેલ હોય એ મને પસંદ છે એના કરતાં કે મારા શરીરથી ખૂશ્બુ ઉઠી રહી હોય.

نِسَائِهٖ ثُمَّ يُصْبِحُ مُحْرِمًا يَنْضَخُ طِيْبًا ع ه

*તશરીફ લઈ જતા અને સવારે એહરામ બાંધતા. હુઝૂરના શરીરથી ખૂશ્બુ ઉઠતી રહેતી."*

*(બુખારી, ૧/૪૧, ગુસ્લ, મુસ્લિમ, ૧/૩૭૮, હજ્જ, નિસાઈ, ૧/૭૧–ગુસ્લ)*

**રિવાયતનો મતભેદ :** અહીં **ينضخ خاء معجمه**ની સાથે. પણ રિવાયત છે અને **ينضح حاء حطی**ની સાથે પણ. બંનેવ અર્થોના હિસાબે નિકટ છે. મશ્હૂર રિવાયત **ينضخ خاء معجمه**ની જ સાથે છે. એનાથી કુર્આન મજીદમાં છે : **فيهما عينان نضاختان** "એ બંનેમાં બે ઉછળતાં ઝરણાં છે."

**એ શું ખૂશ્બુ હતી ? :** બુખારી કિતાબુલ હજ્જમાં છે કે એ ખૂશ્બુ "ઝરીરા" હતી. (બુખારી, ૨/૮૭૮) એ જમાનામાં હિંદુસ્તાનથી એક ગાંઠોવાળી ખૂશ્બોદાર લાકડી હતી તેને ખૂબ જ બારીક દળીને સાફ કરીને ખૂશ્બુ તૈયાર કરતા હતા તેને "ઝરીરા" કહે છે એ ذَرٌّ (ઝર્રુન્)થી બનેલ છે જેનો અર્થ નાની કીડી થાય છે. શક્ય છે તેમાં મુશ્ક પણ મેળવતા હોય, એટલા માટે કે નિસાઈની હદીષમાં આ પ્રમાણે છે : ઉમ્મુલ મો'મિનીન ફર્માવે છે કે હું રસૂલુલ્લાહ ﷺને એહરામથી પહેલાં અને યૌમે નહર તવાફથી પહેલાં એવી ખૂશ્બુ લગાડતી જેમાં મુશ્ક (કસ્તુરી) હોતી. *(નિસાઈ, ૨/૯–હજ્જ)*

આ પ્રસંગ હજ્જતુલ વિદાના મોકા પર ઉપસ્થિત થયો. એહરામની હાલતમાં સ્ત્રીઓથી કુર્બત (મિલાપ) જાઈઝ નથી એટલા માટે એહરામથી પહેલાં હુઝૂરે અક્દસ ﷺએ સૌ અજવાઝ (પવિત્ર પત્નીઓ) પર કરમ ફર્માવ્યો.

ઉલમાનો એમાં મતભેદ છે કે હુઝૂરે અકરમ ﷺ પર સર્વ બીવીઓની દરમ્યાન અદ્લ (સમવર્તાવ) વાજિબ હતો કે નહીં. સહીહ એ જ છે કે વાજિબ ન હતો. પણ એ કરમ હતો કે છતાં પણ અદ્લ ફર્માવતા હતા. હવે અહીં એક સવાલ એ છે કે તો પછી એક સમયમાં સર્વ પત્નીઓની પાસે ક્યારે તશરીફ લઈ જતા હતા ? અમુક લોકોએ કહ્યું કે, આ પ્રસંગ જીવનમાં કેવળ એકવાર હજ્જતુલ વિદાઅના પ્રસંગો ઉપસ્થિત થયો. પણ હદીષના આ બે શબ્દો **كان يدور** અને **من الليل والنهار** આ સીમાને રદ કરે છે એટલા માટે કે **كان يدور** પર દલીલ પૂરી પાડે છે અને **من الليل والنهار** એવું દર્શાવી રહેલ છે કે દિવસમાં પણ એવું થતુ હતું અને રાતમાં પણ. હજ્જતુલ વિદાઅના પ્રસંગે જો દિવસમાં ઉપસ્થિત થયો તો રાતે ક્યારે ઉપસ્થિત થયો ? અને જો રાતમાં ઉપસ્થિત થયો તો દિવસમાં ક્યારે ઉપસ્થિત થયો ?

અલ્લામા અયનીએ એ સ્પષ્ટતા કરી કે સફરથી પરત થતાં એવો પ્રસંગ મળતો હતો. એટલા માટે કે સફરથી પહેલાં સફરની વારી પૂરી થઈ જતી અને હુઝૂરની મરજી પર હતું કે જેનાથી ચાહતા વારી શરૂ કરતા હતા. નવી વારી શરૂ કરતાં પહેલાં આ મોકો મળી જતો. બીજો ખુલાસો એ કે જેની વારી હોતી તેની ઈજાઝતથી એવું કરતા. ત્રીજો ખુલાસો ઈબ્ને મુહલબનો નકલ કર્યો કે બે વારીઓની વચમાં એનો મોકો હતો. ચોથો ખુલાસો ઈબ્ને અરબીનો બયાન કર્યો કે અલ્લાહ ﷻએ હુઝૂર ﷺને એક એવો સમય અતા કર્યો હતો કે તે સમયે કોઈ પત્નીનો હક્ક ન હતો તે સમયે સર્વ પત્નીઓ પાસે તશરીફ લઈ જતા. કિતાબ મુસ્લિમમાં હઝરત ઈબ્ને અબ્બાસથી નકલ થયેલ છે કે એ સમય અસર તથા મગરિબની વચ્ચેનો હતો.

**મસાઈલ :** (૧) આ હદીષથી સાબિત થયું કે એહરામ બાંધતી વખતે ખૂશ્બુ લગાડવી સુન્નત છે. (૨) એક જમાઅ (સંભોગ) પછી ગુસ્લ કર્યા વિના બીજીવાર જમાઅ જાઈઝ છે ભલે બીજી પત્ની સાથે કરે. (૩) સાબિત થયું કે ગુસ્લનો સબબ કેવળ જનાબત નથી, જનાબતની સાથે નમાઝનો ઈરાદો બંનેવ મળીને સબબ છે. (૪) સાબિત થયું કે જનાબતના ગુસ્લમાં શરીર ઘસવું જરૂરી નથી, કેવળ પાણી વહાવવું પૂરતુ છે, એટલા માટે કે જો ઘસવું જરૂરી હોત તો હુઝૂરે અક્દસ ﷺ જરૂર ઘસતા તો ખૂશ્બુની અસર બાકી ન રહેત.

حدیث (۱۹۵) کان النبی صلی اللہ تعالی علیہ وسلم یدور علی نسائہ فی الساعۃ الواحدۃ

## [હદીષ : ૧૯૫] "ગુસ્લ કર્યા વિના બીજીવાર સંભોગ કરવો"

حدثنا انس بن مالک رضی اللہ تعالی عنہ قال کان النبی صلی

"હઝરત અનસ બિન માલિક رضی اللہ عنہ એ ફર્માવ્યું, નબી ﷺ

اللہ تعالی علیہ وسلم یدور علی نسائہ فی الساعۃ الواحدۃ

એક જ સમયે સર્વ પત્નીઓ પાસે તશરીફ લઈ જતા

ومن اللیل والنھار وھن احدی عشرۃ، قال قلت لانس

ચાહે રાતનો સમય હોય ચાહે દિવસનો. એ અગ્યાર હતી. કતાદાએ કહ્યું, મેં હઝરત અનસને પૂછયું,

اوکان یطیقہ قال کنا نتحدث انہ اعطی قوۃ ثلثین وقال

શું હુઝૂર ﷺ એની શક્તિ ધરાવતા હતા ? તો હઝરત અનસે જણાવ્યું, અમે એ વાત કર્યા કરતા હતા કે

سَعِیدٌ عَنْ قَتَادَۃَ اِنَّا نَتَحَدَّثُ اَنَّ اَنَسًا حَدَّثَھُمْ تِسْعَ نِسْوَۃٍ ع ۵

હુઝૂરને ત્રીસ પુરૂષોની શક્તિ આપવામાં આવી હતી. સઈદે કતાદાની રિવાયતથી કહ્યું કે હઝરત અનસે એ બયાન કર્યું હતું કે નવ પત્નીઓ હતી."

(બુખારી, ૧/૪૨–ગુસ્લ, ૨/૭૫૮–નિકાહ, તિર્મિઝી–તહારત, ૨૦, મુસ્લિમ, ૧/૪૪–હૈઝ નિસાઈ, ૧/૬૭–નિકાહ, ઈબ્ને માજહ–તહારત, ૪૪)

### સમજૂતી : ૧૯૫

ઈમામ બુખારીએ અહીં પ્રકરણ એ રચ્યું હતું "સંભોગ પછી સંભોગ કરે અને જે સર્વ પત્નીઓ પાસે એક જ ગુસ્લમાં ગયો." પ્રકરણથી મળતાપણુ એ રીતે છે કે આ હદીષમાં સ્પષ્ટતા છે કે **فی الساعۃ الواحدہ** "એક જ સમયમાં." જાહેર છે કે નવ પત્નીઓની પાસે એક જ સમયમાં જવું અને પછી સંભોગ બાદ ગુસ્લ કરવું ઘણુ જ મુશ્કેલ છે, જેથી સાબિત થયું કે એક પત્નીથી ફારિગ થઈને બીજી પત્ની પાસે ગુસ્લ કર્યા વિના તશરીફ લઈ જતા. પહેલી હદીષમાં જો કે **فی الساعۃ الواحدۃ**નો શબ્દ નથી પણ ત્યાં આ જ મુરાદ છે.

**શંકા તથા નિવારણ** : મઆઝ બિન હિશામની રિવાયતમાં છે કે ૧૧ પત્નીઓ હતી, એના પર એ શંકા છે કે એક જ સમયે નવ પત્નીઓથી અધિક ક્યારેય એકત્ર નથી થઈ, ભલે કુલ સંખ્યા ૧૧ છે. એમાંથી હઝરત ખદીજતુલ કુબરા અને હઝરત ઝયનબ બિન્તે ખુઝૈમા رضی اللہ عنہا નો હયાત મુબારકમાં જ ઈન્તેકાલ થઈ ગયો હતો. એનો જવાબ એ છે કે ભલે પત્નીઓ એક જ સમયે કેવળ નવ હતી પણ બે બાંદીઓ પણ હતી, એક મારિયા કિબ્તિય્યા બીજી રયહાના, આ રીતે ૧૧ થઈ ગઈ. અને સઈદની રિવાયતમાં નવની સંખ્યા કેવળ પત્નીઓની છે. આ હદીષમાં એ છે કે, "ત્રીસ પુરૂષોની શક્તિ આપવામાં આવી હતી અને હિલ્યતુલ અવલિયામાં છે કે ૪૦

## حدیث(۱۹۶) بقاء اثر الطیب بعد الاحرام

**[હદીષ : ૧૯૬] ''એહરામ બાંધ્યા પછી ખુશ્બુની અસર બાકી રહેવી''**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھَا، قَالَتْ کَاَنِّیْ اَنْظُرُ اِلٰی وَبِیْصِ الطِّیْبِ

*''હઝરત આઈશા રضی اللہ عنہا એ ફર્માવ્યું, જાણે હું ખૂશ્બુની ચમક નબી ﷺની*

فِیْ مَفْرَقِ النَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ وَھُوَ مُحْرِمٌ ع۵

*માંગમાં જોઈ રહી છું જો કે હુઝૂર એહરામ બાંધેલા છે.''*

*(બુખારી, ૧/૨૦૮–મનાસિક, મુસ્લિમ, ૧/૩૭૮, હજ્જ, નિસાઈ, ૨/૧૦, મનાસિક, મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હંબલ)*

જન્નતી પુરૂષોની શક્તિ આપવામાં આવી હતી. અને તિર્મિઝીમાં છે કે જન્નતના એક પુરૂષને દુનિયાના સો પુરૂષો બરાબર શક્તિ હશે. *(બુખારી, ૨/૭૬–સિફતુલ જિન્નહ્)* આ હિસાબે હુઝૂરે અકરમ ﷺને દુનિયાના ચાર હજાર પુરૂષો જેટલી શક્તિ આપવામાં આવી. આ શક્તિથી મુરાદ સંભોગ શક્તિ છે, તેમ છતાં હુઝૂરે અક્દસ ﷺએ પ્રારંભમાં કેવળ હઝરત ખદીજતુલ કુબ્રા رضی اللہ عنہا પર સંતોષ કર્યો. તેમના વિસાલ બાદ હઝરત સૌદા સાથે નિકાહ કર્યો. અને હિજરતના બીજા વરસ સુધી કેવળ એઓ જ કાશાનાએ અક્દસમાં રહ્યાં. હિ.સ. ૨માં હઝરત આઈશા વિદાય પામીને હુઝૂરે અક્દસ ﷺની ખિદમતમાં આવ્યાં પછી હિજરતના ત્રીજા કે ચોથા વરસે હઝરત ઉમ્મે સલ્મા, હઝરત હફસા, હઝરત ઝૈનબ બિન્તે ખુઝૈમા ખિદમતે પાકમાં આવ્યાં. પછી પાંચમાં વરસે હઝરત ઝૈનબ બિન્તે જહશ, છઠ્ઠા વરસે હઝરત જુવૈરિયા, સાતમા વરસે હઝરત સફિય્યા તથા હઝરત મૈમૂના. મહાન શક્તિ છતાં વધુમાં વધુ નવ પત્નીઓ પર સંતોષ માનવું એ મો'જિઝાથી કમ નથી.

**મસાઈલ :** (૧) આ હદીષથી સાબિત થયું કે જેનામાં શક્તિ હોય તે અધિક પ્રમાણમાં સંભોગ કરી શકે છે. (૨) જેને શક્તિ હોય અને એ વિશ્વાસ હોય કે તે પત્નીઓ સાથે ન્યાય કરી શકશે તો તે એકથી અધિક ચાર સુધી શાદીઓ કરી શકે છે. (૩) અધિક પ્રમાણમાં સંભોગ કરવો અયબ નથી, શક્તિ તથા ફઝ્લો કમાલની શરત છે. (૪) પત્નીઓ પ્રતિ આકર્ષણ જો દીની તથા દુનિયવી ફર્ઝોની અદાયગીમાં આડરૂપ ન હોય તો સુન્નત છે.

### સમજૂતી : ૧૯૬

**પ્રકરણથી મળતાપણુ :** ઈમામ બુખારીએ આ પ્રકરણ રચ્યું છે : ''જેણે ખૂશ્બુ લગાડીને ગુસ્લ કર્યું અને ખૂશ્બુની અસર બાકી રહી.'' એનાથી પહેલાં હદીષ–૧૯૪ વર્ણન પામી એમાં છે કે ઉમ્મુલ મો'મિનીન ફર્માવે છે કે હું હુઝૂરે અક્દસ ﷺને ખૂશ્બુ લગાડતી અને હુઝૂર સર્વ પત્નીઓ પાસે તશરીફ લઈ જતા પછી સવારે એહરામ બાંધતા. આ હદીષથી માલૂમ થયું કે ખૂશ્બુ પવિત્ર પત્નીઓની પાસે જતાં પહેલાં લગાડવામાં આવતી હતી. પત્નીઓથી ફારિગ થયા બાદ ગુસ્લ કરતા પછી એહરામ બાંધતા. એહરામ પછી પણ ખૂશ્બુની અસર બાકી રહેતી. જેથી સાબિત થઈ ગયું કે ગુસ્લથી પહેલાં જે ખૂશ્બુ લગાડવામાં આવી એની અસર ગુસ્લ બાદ બાકી રહેતી તો પણ ગુસ્લ થઈ ગયું.

આ હદીષથી એ પણ સાબિત થયું કે એહરામથી પહેલાં જે ખૂશ્બુ લગાડવામાં આવી જો એની અસર એહરામ બાદ બાકી રહે તો કોઈ વાંધો નથી, શર્ત એ કે અસર રંગ ન હોય.

## حدیث (۱۹۷) اذا ذکر فی المسجد انہ جنب فلیخرج

**[હદીષ : ૧૯૭] ''જુનૂબી ભૂલથી મસ્જિદમાં આવી જાય તો તરત પરત થઈ જાય''**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ، قَالَ اُقِیْمَتِ الصَّلٰوةُ وَ

*''હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ ફર્માવ્યું, નમાઝના માટે ઈક઼ામત કહેવામાં આવી ચૂકી અને લોકો ઉભા*

عُدِّلَتِ الصُّفُوْفُ قِیَامًا فَخَرَجَ اِلَیْنَا رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ

*થઈ ચૂક્યા, સફો સીધી કરવામાં આવી ચૂકી હતી કે રસૂલુલ્લાહ ﷺ અમારી તરફ*

وَسَلَّمَ فَلَمَّا قَامَ فِیْ مُصَلَّاهُ ذَكَرَ اَنَّهٗ جُنُبٌ، فَقَالَ لَنَا مَكَانَكُمْ، ثُمَّ

*તશરીફ લાવ્યા. જ્યારે પોતાના મુસલ્લા પર ઊભા થઈ ગયા તો યાદ ફર્માવ્યું કે તેમને ગુસ્લની જરૂરત છે.*

رَجَعَ فَاغْتَسَلَ ثُمَّ خَرَجَ اِلَیْنَا وَرَاْسُهٗ یَقْطُرُ فَكَبَّرَ فَصَلَّیْنَا مَعَهٗ ع ہ

*તો અમને કહ્યું, તમે લોકો તમારી જગાએ રહો. પછી તશરીફ લઈ ગયા અને ગુસ્લ ફર્માવ્યું. પછી અમારી પાસે એ હાલતમાં તશરીફ લાવ્યા કે હુઝૂરના માથાથી પાણી ટપકી રહ્યું હતું. ત્યારબાદ અમને નમાઝ પઢાવી.''*

*(બુખારી, ૧/૮૯–સલાત, મુસ્લિમ, ૧/૨૨૦–સલાત, અબૂ દાઊદ–તહારત, ૩૧, નિસાઈ–સલાત, ૧૨૮)*

### સમજૂતી : ૧૯૭

**પરિપૂર્ણતા** : બુખારી કિતાબુસ્સલાતમાં એ સ્પષ્ટતા છે કે તકબીરે તહરીમા કહેતા પહેલાં જ હુઝૂરને યાદ આવ્યું અને ગુસ્લ કરવા તશરીફ લઈ ગયા. પણ ઈબ્ને માજહમાં આ પ્રમાણે છે :–

''હુઝૂર નમાઝના માટે ઉભા થઈ ગયા હતા અને તકબીરે તહરીમા પણ કહી ચૂક્યા હતા, ત્યારબાદ એ ઈશારો ફર્માવ્યો (કે તમે લોકો તમારી જગાએ રહો) લોકો રોકાઈ રહ્યા પછી તશરીફ લઈ ગયા અને ગુસ્લ કર્યું......છેવટ સુધી.''

અને અબૂ દાઊદમાં મુરસલન આ પ્રમાણે છે : ''પછી તકબીર પઢી અને ક઼ૌમને ઈશારો કર્યો કે તમે લોકો બેસો.''

**શંકાઓ** : અહીં બે શંકાઓ છે : એક એ કે બુખારીની રિવાયતમાં એ છે કે તકબીરે તહરીમાથી પહેલાં યાદ આવ્યું અને ગુસ્લના માટે તશરીફ લઈ ગયા. ઈબ્ને માજહ તથા અબૂ દાઊદની રિવાયતમાં છે કે તકબીરે તહરીમા કહ્યા બાદ યાદ આવ્યું. બીજુ એ કે બુખારીમાં છે કે قال النبی જીભ વડે કહ્યું. અબૂ દાઊદ અને ઈબ્ને માજહમાં એ છે કે ઈશારો ફર્માવ્યો.

પ્રથમ શંકાનો જવાબ અલ્લામા અયનીએ આ આપ્યો, અબૂ દાઊદ અને ઈબ્ને માજહની રિવાયતમાં  كبر તકબીરના ઈરાદાના અર્થમાં છે અને બીજાનો જવાબ એ આપ્યો કે બંનેવ ભેગું કર્યું એટલે જીભથી પણ કહ્યું અને ઈશારો પણ કર્યો. અલ્લામા કુર્તબીએ ફર્માવ્યું કે, આ બંનેવ બે પ્રસંગો છે :–

**સ્પષ્ટીકરણ** : હુઝૂરે અક઼દસ ﷺના મસ્જિદમાં તશરીફ લાવ્યા બાદ ઊભા થઈ ગયા પછી હુજરા

## حدیث(۱۹۸) اذا اصاب احدانا جنابۃ اخذت بیدیها ثلثا

**[હદીષ : ૧૯૮] "ત્રણવાર પાણી વહાવું"**

عَنْ عَائِشَۃَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھَا، قَالَتْ کُنَّا اِذَا اَصَابَ اِحْدَانَا

*"હઝરત આઈશાએ ફર્માવ્યું, અમે ઔરતોમાંથી કોઈને જનાબત લાગુ થતી તો તે પોતાના બંને હાથો વડે*

جَنَابَۃٌ اَخَذَتْ بِیَدَیْھَا ثَلٰثًا فَوْقَ رَاسِھَا ثُمَّ تَاخُذُ بِیَدِھَا عَلٰی

*પોતાના માથા પર ત્રણવાર પાણી નાખતી. ત્યારબાદ એક હાથ વડે જમણી તરફ*

شِقِّھَا الْاَیْمَنِ وَبِیَدِھَا الْاُخْرٰی عَلٰی شِقِّھَا الْاَیْسَرِ

*અને એક હાથ વડે ડાબી તરફ."*

મુબારકમાં ગુસ્લના માટે જવાથી સહાબાએ કિરામે ક઼યાસ કર્યો કે હુઝૂર પર ગુસ્લ હતું. તદ્ ઉપરાંત ઈબ્ને માજહની હદીષમાં એ છે કે, "નમાઝથી ફારિગ થઈને ખૂદ હુઝૂરે અક઼દસ ﷺએ ફર્માવ્યું કે હું જનાબતની હાલતમાં આવી ગયો હતો, મને ભૂલાવી દેવામાં આવ્યું."

**મસાઈલ** : આ હદીષથી આ મસ્અલા નીકળ્યા : અંબિયાએ કિરામ પર ભૂલી જવાની સ્થિતિ થવી જાઈઝ છે. *(એટલા માટે કે ઉમ્મતને આવા સમયે શું કરવું તે ખબર પડી જાય. હા ! તબ્લીગ અને દીન પહોંચાડવામાં નબીનું ભૂલી જવું મુહાલ (અશક્ય) છે. –મિસ્બાહી)* જો જુનુબી ભૂલથી મસ્જિદમાં આવી જાય તો તરત પરત થઈ જાય, એક સેકંડ પણ મસ્જિદમાં રોકાવું જાઈઝ નથી. કોઈ મસ્જિદમાં સૂઈ રહ્યો હતો અને ગુસ્લની જરૂરત ઊભી થઈ તો ઉઠતાં જ તયમ્મુમ કરે અને તરત જ મસ્જિદથી નીકળી જાય. આપણા ઈમામોએ તયમ્મુમનો હુકમ એટલા માટે આપ્યો કે જુનુબીએ મસ્જિદમાં પસાર થવું જાઈઝ નથી અને તે સમયે તે મસ્જિદમાં ગુસ્લ કરવા શક્તિમાન નથી. અને દરેક જુનુબી જે ગુસ્લ પર શક્તિમાન ન હોય તેના પર ગુસ્લને બદલે તયમ્મુમ છે, એ વખતે એ તયમ્મુમ ગુસ્લના સ્થાને હશે. હવે એ મસ્જિદમાંથી પસાર થશે તો એ વખતે એ પસાર થવું જનાબતની હાલતમાં ન થયું. મસ્જિદ બહાર થતાં જ તે ગુસ્લ પર શક્તિમાન થઈ ગયો એટલા માટે તે તયમ્મુમ ખત્મ થઈ ગયું.

### સમજૂતી : ૧૯૮

**શંકાઓ** : હિલાબવાળી હદીષ ૧૮૯માં આવી ગયું કે હુઝૂરે અક઼દસ ﷺ ગુસ્લમાં પ્રથમ માથાની તરફ પાણી નાખતા. અને આ હદીષમાં એ છે કે પવિત્ર પત્નીઓ સૌ પ્રથમ માથા પર પાણી રેડતી, ત્યારબાદ જમણીબાજુ. એનાથી સાબિત થયું કે અઝવાજે મુતહ્હરાત (પાક બીવીઓ) ગુસ્લની શરૂઆત માથા પર પાણી રેડવાથી કરતાં.

ت (۵۸) قَالَ بَهْزٌ عَنْ اَبِیْهِ عَنْ جَدِّهٖ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی

**[તઅલીક઼ : ૫૮]** *"બહ્ઝે પોતાના બાપ હકીમથી, તેમણે બહ્ઝના દાદા મુઆવિયા બિન હયદાથી,*

عَلَیْهِ وَسَلَّمَ اَللّٰهُ اَحَقُّ اَنْ یُّسْتَحْیٰی مِنْهُ مِنَ النَّاسِ عہ

*તેમણે નબી ﷺથી રિવાયત કરી કે ફર્માવ્યું, લોકો કરતાં અલ્લાહ વધારે લાયક છે કે તેનાથી હયા (શરમ) કરવામાં આવે." (અબૂ દાઊદ, ૨/૨૦૧–હમામ, તિર્મિઝી, ૨/૧૦૧–ઈસ્તીઝાન, ઈબ્ને માજહ–નિકાહ, ૧૩૯)*

## તઅલીક઼ : ૫૮ની સમજૂતી

આ તઅલીક઼ એક હદીષનો ભાગ છે. પૂરી હદીષ આ પ્રમાણે છે : મુઆવિયહ ઈબ્ને હમદાદ رضی اللہ عنہએ બયાન કર્યું, મેં રસૂલુલ્લાહ ﷺને અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ﷺ અમે અમારા ઔરાત એટલે શરીરના છુપાવવાના અંગોમાંથી કયા કયા અંગોને છુપાવીએ અને કોને કોને ખોલીએ ? ઈર્શાદ ફર્માવ્યો, તમારી પત્ની તથા બાંદી સિવાય સૌનાથી સૌને છુપાવો. મેં અર્ઝ કરી, જો આપણામાં હોઈએ તો ? ફર્માવ્યું, કોશિશ કરો કે તમારી પત્નીને કોઈ ન જુએ. મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! જો અમે એકલાં હોઈએ તો ? લોકોના કરતાં અલ્લાહ ﷻથી અધિક હયા (શરમ) કરવાને લાયક છે.

મતલબ એ છે કે એકાંતમાં ભલે કોઈ નથી જેનાથી શરમ કરો પણ અલ્લાહ ﷻ તો જોઈ રહ્યો છે, માણસો કરતાં એનાથી વધારે શરમ કરવી જરૂરી છે. હદીષમાં અસલ શબ્દ "અવ્રાત અથવા ઔરત" છે. ઔરતનો અર્થ શરીરનું દરેક તે અંગ જેના ખુલવા પર શરમ આવે, ડૂંટીની નીચેથી લઈને ગુઠણો સુધી પુરૂષોનું અને ચહેરા, હથેળીઓ અને પગોને છોડીને પૂરું શરીર સ્ત્રીનું ઔરત છે, એકાંતમાં પણ એનું ખોલવું જાઈઝ નથી. **અલ્બત્ત સ્ત્રીઓ ઘરની અંદર પોતાના મેહરમોમાં હોય તો અમુક અંગો અપવાદ છે, દા.ત. કાન, ગરદન, ખભો, ચહેરો વગેરે.** અમુક ઉલમાએ ફર્માવ્યું કે સ્ત્રીનો પૂરો હાથ, હથેળી અને ઉપરના હિસ્સા સાથે ઔરત નથી.

અલ્લામા અયનીએ ફર્માવ્યું કે આ હદીષને સુનને અરબા, અબૂ દાઊદ, તિર્મિઝી, નિસાઈ, ઈબ્ને માજહ્એ વર્ણન કરી છે. પણ બુખારીએ અસલમાં એને ન લીધી, તઅલીક઼ને વર્ણન કરી. એનું કારણ એ છે કે બહ્ઝ ભલે ષિક઼હ્ છે પણ તેમની જે રિવાયત **عن ابیه عن جده** હોય તે શાઝ છે અને તેના માટે કોઈ મુતાબેઅ (સમર્થક હદીષ) નથી. ખતીબે કહ્યું કે બહ્ઝથી ઝુહ્રી અને મુહમ્મદ ઈબ્ને અબ્દુલ્લાહ અન્સારીએ રિવાયત કરી, જ્યારે કે તેમની વફાતના વચ્ચે ૯૧ વરસનું અંતર છે. એ જ કારણે કિતાબુન્નિકાહમાં આ સનદની સાથે જે તઅલીક઼ વર્ણન કરી એમાં **یذکر** ફર્માવ્યું જે ઝોઅફ માટે દલીલ પુરવાર કરે છે. પણ અહીં "ક઼ાલ" કહ્યું જે ઝોઅફ માટે દલીલ નથી કરતું. એની સ્પષ્ટતા એ છે કે બહ્ઝ સુધી સનદ મુત્તસિલ તથા ક઼વી છે. જે ઝોઅફ છે એ એના પછી છે. આ સનદના ઓછા ઉપયોગનો અલ્લામા ઈબ્ને હજરે એસાબામાં એ જવાબ આપ્યો કે મુઆવિયા ઈબ્ને હયદાથી કેવળ તેમના પુત્ર હકીમે જ રિવાયત નથી કરે બલ્કે તેમનાથી મેં ઉરવા ઈબ્ને રવીમ લખ્મીની રિવાયત મેળવી છે. અને મઝીએ કહ્યું કે હમીદ મુઝનીએ નગ્ન નહાય અને જે પર્દો કરીને નહાય, અને પર્દા સાથે નહાવું અફઝલ છે." એની તફસીલ આ પ્રમાણે છે કે જ્યાં કોઈ ન હોય જેમ કે મેદાન ત્યાં નગ્ન નહાવું જાઈઝ છે કે નહીં ? ઉલમાનો એમાં મતભેદ છે. જમહૂર (બહુમતિ) ફક઼ીહો ફર્માવે છે કે જાઈઝ તો છે પણ પર્દાની સાથે નહાવું અફઝલ છે. ઈબ્ને અબી લૈલાએ ફર્માવ્યું, જાઈઝ નથી. એમની દલીલ એ હદીષ કે રસૂલુલ્લાહ ﷺએ એક શખ્સને મેદાનમાં (નગ્ન) નહાતાં જોયો તો મિમ્બર પર તશરીફ લાવ્યા અને ખુત્બો આપ્યો. પ્રથમ અલ્લાહની

હમ્દો ષના કરી પછી ફર્માવ્યું, અલ્લાહ ﷻ હયા ફર્માવનાર છે, હયા તથા પર્દાને પસંદ ફર્માવે છે. જ્યારે કોઈ ગુસ્લ કરે તો પર્દો કરે. *(અબૂ દાઊદ, ૨/૨૦૧–હમામ, નિસાઈ, ૧/૭૦–ગુસ્લ)*

મરાસીલે અબૂ દાઊદમાં છે કે હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું, જે રાતમાં મેદાનમાં નહાય તે પોતાની શર્મગાહને બચાવે, અને જેણે એવું ન કર્યું અને તેને કોઈ તકલીફ પહોંચી તો પોતાના સિવાય કોઈને ભલુ બુરુ ન કહે.

એ જ પ્રમાણે નદી, તળાવ વગેરેમાં લુંગી વિના નહાવામાં પણ તફસીલ છે. જો એવી જગાએ હોય કે જ્યાં કોઈ ન હોય તો કપડાં બહાર ઉતારીને લુંગી વિના નહાય શકે છે, પણ અફઝલ એ જ છે કે લુંગી સાથે નહાય. અને જો ત્યાં અન્ય લોકો પણ હોય અથવા જગા એવી છે જ્યાં લોકો આવજા કરતા રહે છે તો જાઈઝ નથી. એટલા માટે કે છેવટે પાણીમાં નગ્ન જશે અને નગ્ન નીકળશે. એક અન્ય હદીષમાં છે કે ફર્માવ્યું :–

''પાણીમાં લુંગી વિના ન જાય એટલા માટે કે કેટલાક લોકો એવા છે જેમનું રહેઠાણ પાણી છે.''

આ હદીષ જો કે ઝઈફ છે પણ સાવધાની માટે એના પર અમલ અફઝલ છે. વળી એનું સમર્થન સહાબાએ કિરામના અમલથી પણ મૌજૂદ છે. હઝરત ઈબ્ને અબ્બાસ નદીઓમાં પણ તહેબંદ (લુંગી) વિના નહાતા ન હતા. લોકોએ પૂછયું તો ફર્માવ્યું કે એમાં પણ અમુક રહેવાવાળા છે. હઝરાત હસ્નૈન કરીમૈન رضی اللہ عنہما ચાદર બાંધીને પાણીમાં ગયા. પૂછવામાં આવ્યું તો ફર્માવ્યું, પાણીમાં પણ કેટલાક રહેવાસીઓ છે. જો કે જાહેર છે કે આ બંને હઝરાતનો આ બનાવ એવી જગાએ ઉપસ્થિત થયો છે જ્યાં અન્ય લોકો પણ મૌજૂદ હતા. પણ કારણ જે દર્શાવ્યું છે એમાં એકાંતમાં પણ નગ્ન નહાવાની મનાઈ સાબિત થાય છે.

પણ ઈમામ બુખારીએ આ તઅલીક઼ પછી હઝરત મૂસા علیہ السلام તથા હઝરત ઐયૂબ علیہ السلامના જે પ્રસંગો લખ્યા છે તેનાથી એ સાબિત થાય છે કે એકાંતમાં જ્યાં કોઈ ન હોય નગ્ન થઈને પાણીમાં પણ નહાવું જાઈઝ નથી. એટલા માટે કે **ઉસૂલે ફિક઼્હનો એ ક઼ાયદો મશ્હૂર છે :–**

**شرائع من قبلنا شرائع لنا اذ قص الله ورسوله من غير انكار ''પ્રથમ (આગલી) શરીઅત આપણી પણ શરીઅત છે જ્યારે અલ્લાહ તથા રસૂલ તેને બયાન ફર્માવે અને તેના પર ઈન્કાર ન કરે.''**

અહીં હુઝૂરે અક઼્દસ ﷺએ આ બંનેવ હઝરાતના બનાવને વર્ણન ફર્માવ્યો અને એના પર કાંઈ નથી ફર્માવ્યું. જેથી સાબિત થયું કે એ આપણી શરીઅતમાં પણ જાઈઝ છે. હવે સર્વ હદીષોમાં એકરૂપતાની એ જ સ્થિતિ છે કે એવું કહેવામાં આવે કે એકાંતમાં નગ્ન નહાવું જાઈઝ છે પણ અફઝલ એ છે નગ્ન ન નહાય.

તેહબંદ (લુંગી) બાંધીને નહાવામાં ખાસ એ છે કે બે વાતોનો ખયાલ રાખે : પ્રથમ જે લુંગી બાંધીને નહાય તે પાક હોય તેમાં નાપાકી ન હોય. બીજુ એ કે જાંગ વગેરે શરીરના કોઈ હિસ્સા પર નાપાકી લાગી હોય તો તેને પ્રથમ ધોઈ લે, નહીં તો જનાબત તો દૂર થઈ જશે પણ શરીર તથા લુંગીની નાપાકી દૂર શું થાય પણ ફેલાયને બીજી જગાઓમાં પર પણ લાગી જશે. એનાથી અવામ તો અવામ ખાસ લોકો પણ ગાફેલ છે.

એકાંતમાં નગ્ન નહાવાની ઉપરોક્ત ચર્ચા મેદાન અથવા વિશાળ મોટી જગાના સંબંધે છે પરંતુ જો કોઈ મકાનની અંદર અથવા બાથરૂમમાં નહાઈ રહ્યો છે તો નગ્ન થઈને નહાવામાં કોઈ જ વાંધો નથી.

મુઆવિયા ઈબ્ને હયદા رضی اللہ عنہના હાલત ન મળી શક્યા કેવળ એટલું મળ્યું કે બસરામાં સ્થાયી થયા હતા અને ખુરાસાન જેહાદ કરવા ગયા ત્યાં વિસાલ પામ્યા.



## حدیث (۱۹۹) فرار الحجر بثوب موسیٰ علیہ السلام

**[હદીષ : ૧૯૯] "પથ્થર હઝરત મૂસા علیہ السلام નાં કપડાં લઈ નાસી ગયો"**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ، عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ

"હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ નબી ﷺ થી રિવાયત કરે છે કે

وَسَلَّمَ قَالَ، كَانَتْ بَنُوْ اِسْرَائِیْلَ یَغْتَسِلُوْنَ عُرَاةً یَنْظُرُ بَعْضُهُمْ

બની ઈસ્રાઈલ નગ્ન નહાતા, એકબીજાને જોતા અને

اِلٰی بَعْضٍ وَّكَانَ مُوْسٰی عَلَیْهِ السَّلَامُ یَغْتَسِلُ وَحْدَهٗ، فَقَالُوْا وَاللّٰهِ

મૂસા علیہ السلام એકલા ગુસ્લ કરતા. એના પર બની ઈસ્રાઈલે કહ્યું, ખુદાની કસમ ! મૂસાને અમારી સાથે

مَا یَمْنَعُ مُوْسٰی اَنْ یَّغْتَسِلَ مَعَنَا اِلَّا اَنَّهٗ اٰدَرُ فَذَهَبَ مَرَّةً

નહાવામાં કેવળ એ વાત રોકે છે એમના અંડકોષ (ગોળીઓ) મોટા છે. હઝરત મૂસા એકવાર

**સમજૂતી : ૧૯૯**

آدَرُએ ادرةથી સિફતે મુશબ્બા છે, એનો અર્થ મોટા અંડકોષ (ગુપ્તાંગ નીચેની ગોળીઓ) છે, અથવા ગોળીનું ઉપર ચઢવું છે. آدر નો અર્થ થયો મોટા (અંડકોષ)વાળો અથવા જેની આંતરડી ઉતરતી હોય. **جمح** ઝડપભેર દોડયા. **ندب** મારનું તે નિશાન જે ગાલ પર બાકી રહે, સોળ (નિશાન) **ثوبی یاحجر**માં **ثوبی**માં ફેઅલે મહઝૂફ, **اعطنی**નું મફઊલ બિહ છે.

**પરિપૂર્ણતા** : કિતાબુલ અંબિયામાં આખી હદીષ આ પ્રમાણે છે કે હઝરત મૂસા علیہ السلام હયા (શરમ) કરવાવાળા હતા. પોતાના શરીરને છુપાવી રાખતા. જે જગાને ખુલવાથી શરમ આવે તેને કોઈ જોઈ શકતું ન હતું. એના પર બની ઈસ્રાઈલના મૂઝીઓએ તેમને તકલીફ આપી અને કહ્યું કે આટલો પર્દો એટલા માટે કરે છે કે એમનામાં કોઈ અયબ છે અથવા કોઢ છે અથવા અંડકોષ (ગોળીઓ) મોટા છે અથવા અન્ય કોઈ બીમારી છે. અલ્લાહ ﷻ એ ચાહ્યું કે એમને એવું કાંઈ નથી તો જાહેર કરી આપે. તો આ પ્રમાણે થયું કે એકવાર એકાંતમાં પોતાનાં કપડાં ઉતારીને એક પથ્થર પર રાખ્યાં પછી ગુસ્લ કર્યું. જ્યારે ફારિગ થઈને કપડાં તરફ ચાલ્યા કે તેને લઈને પહેરે તો પથ્થર કપડાં લઈને ઝડપભેર નાઠો. હઝરત મૂસા તેમનો અસા લઈને પથ્થરની પાછળ તેને પકડવા એવું કહેતા ચાલ્યા, મારાં કપડાં ! હે પથ્થર ! મારાં કપડાં ! હે પથ્થર ! ત્યાં સુધી કે બની ઈસ્રાઈલના એક ટોળા સુધી પહોંચી ગયા. હવે તેમણે જોયું કે મૂસા علیہ السلام ને અલ્લાહ તઆલાએ ઉચ્ચ પ્રકારનું હુસ્ન આપેલું છે. આ રીતે અલ્લાહ તઆલાએ બની ઈસ્રાઈલના લગાડેલા અયબથી એમની મુક્તિ જાહેર કરી આપી. હવે પથ્થર રોકાઈ ગયો. હઝરત મૂસાએ પોતાનાં કપડાં લઈને પહેરી લીધાં અને પથ્થરને અસા વડે મારવા લાગ્યા, તેમના ફટકારવાથી તે પથ્થર પર ત્રણ કે ચાર કે પાંચ નિશાનો છે. આ જ બનાવ છે જેની તરફ અલ્લાહ ﷻ એ આ આયતમાં નિર્દેશ કર્યો છે :–

**یَاَیُّهَا الَّذِیْنَ اٰمَنُوْا لَا تَكُوْنُوْا كَالَّذِیْنَ اٰذَوْا مُوْسٰی فَبَرَّاَهُ اللّٰهُ مِمَّا قَالُوْا وَكَانَ عِنْدَ اللّٰهِ وَجِیْهًا۔**

يَغْتَسِلُ فَوَضَعَ ثَوْبَهٗ عَلٰى حَجَرٍ فَفَرَّ الْحَجَرُ بِثَوْبِهٖ فَجَمَحَ مُوْسٰى

ગુસ્લ કરવા ગયા તો પોતાનાં કપડાં એક પથ્થર પર રાખી દીધાં. પથ્થર તેમનાં કપડાં લઈને નાઠો.

فِیْ اَثَرِهٖ یَقُوْلُ ثَوْبِیْ یَا حَجَرُ ثَوْبِیْ یَا حَجَرُ حَتّٰی نَظَرَتْ بَنُوْ

હઝરત મૂસા પથ્થર પાછળ ઝડપભેર એવું કહેતાં દોડયા, હે પથ્થર ! મારાં કપડાં આપ ! હે પથ્થર મારા

اِسْرَائِیْلَ اِلٰی مُوْسٰی وَقَالُوْا وَاللّٰهِ مَا بِمُوْسٰی مِنْ بَاْسٍ وَّاَخَذَ

કપડાં આપ ! ત્યાં સુધી કે બની ઈસ્રાઈલે મૂસાને જોયા અને કહ્યું, ખુદાની કસમ ! મૂસાને કોઈ બીમારી

ثَوْبَهٗ وَطَفِقَ بِالْحَجَرِ ضَرْبًا قَالَ اَبُوْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ

નથી. હઝરત મૂસાએ પોતાનાં કપડાં લઈ લીધાં અને પથ્થરને મારવા લાગ્યા. હઝરત અબૂ હુરૈરહ્એ કહ્યું,

وَاللّٰهِ اِنَّهٗ لَنَدَبٌ بِالْحَجَرِ سِتَّةٌ اَوْ سَبْعَةٌ ضَرْبًا بِالْحَجَرِ ء

ખુદાની કસમ ! એ પથ્થર પર છ કે સાત મારનાં નિશાન છે.''

(ઉપર મુજબ, ૧/૪૮૩–અંબિયા, મુસ્લિમ, ૧/૧૫૪–હૈઝ, ૨/૬૬૬–અંબિયા, તિર્મિઝી–તફસીરે સૂરએ અહઝાબ, પેજ–૧૫૪, મુસ્નદે ઈમામ મુહમ્મદ બિન હંબલ)

''હે ઈમાનવાળાઓ ! એ લોકો જેવા ન થશો જેમણે હઝરત મૂસાને સતાવ્યા તો અલ્લાહે તેમને તેમનાથી મુક્ત કરી આપ્યા જે તેમણે કહી હતી અને મૂસા અલ્લાહને ત્યાં ઈજ્જતવાળા છે.'' *(સૂરએ અહઝાબ, ૬૯)*

મુસ્લિમ શરીફમાં એ છે કે હઝરત મૂસા علیہ السلام હયા કરનાર હતા. કોઈએ તેમને નગ્ન જોયા ન હતા. તેના પર બની ઈસ્રાઈલે તે કહ્યું. એકવાર થોડા સરખા પાણીમાં ગુસ્લ કરવા લાગ્યા કે તે પથ્થર કપડાં લઈને ઝડપભેર નાસવા લાગ્યો. હઝરત મૂસા પોતાનો અસા લઈને તેની પાછળ દોડયા કે તેને મારે.....છેવટ બનાવ સુધી.

ઈમામ નવવીએ ફર્માવ્યું કે અમારા શહેરના સર્વ નુસ્ખા (કોપીઓ)માં مُوَیَۃٌ છે જે ماء (માઅ્)ની તસ્ગ઼ીર (ટૂંકારવાચક) છે. ઈમામ કાઝી અયાઝે ફર્માવ્યું, બીજી જગાઓના મોટા ભાગના નુસ્ખાઓમાં مَشْرُبَۃٌ છે, આ તે ખાડાને કહે છે જે ખજૂરના મૂળમાં હોય છે જેથી તેના વડે બાગને સિંચવામાં આવે, مُوَیہ ગલત છે.

**સ્પષ્ટીકરણ** : બની ઈસ્રાઈલની શરીઅતમાં નહાતી વખતે સતરે ઔરત ફર્ઝ ન હતું, નહીં તો મૂસા علیہ السلام એમને જરૂર મના ફર્માવત. અને હઝરત મૂસા علیہ السلام ખૂદ પોતાની ફિતરી હયાના કારણે આમ મજમામાં એ રીતે ગુસ્લ ન કરતા. એ બેવકૂફોએ અલ્લાહ ﷻના એ ઉલૂલ અઝ્મ (મહાન) નબી સાથે બદ્ગુમાનીના કારણે અયબ લગાડી દીધી જે તેમના ઈમાનના બર્બાદ થવાનો સબબ બની શકતો હતો. અલ્લાહ ﷻએ તેમના પર કરમ ફર્માવીને એ મો'જિઝાને જાહેર કરીને તેમની બદ્ગુમાની દૂર કરી આપી. હઝરત મૂસા علیہ السلامનું બની ઈસ્રાઈલના મજમા સુધી જવું મજબૂરન્ હતું. જ્યારે પથ્થર કપડાં લઈને નાઠો તો વિચાર્યું કે હું ગુસ્લથી ફારિગ થઈને શું પહેરીશ એટલા માટે પથ્થરથી કપડાં છીનવા માટે આપોઆપ જ તેની પાછળ દોડયા. આવા સંજોગોમાં માણસને કાંઈ યાદ નથી રહેતું, એ જ હાલ હઝરત મૂસા علیہ السلامનો પણ થયો. પથ્થર પાસેથી કપડાં છીનવાની ધૂનમાં ખયાલ ન રહ્યો કે હું કઈ સ્થિતિમાં છું, ક્યાં છું ! એટલા માટે એમના પર એ ઈલ્ઝામ નથી કે એઓ નગ્ન હાલતમાં બની ઈસ્રાઈલ મજમામાં કેમ કરીને ગયા ?

## حدیث (۲۰۰) حدیث ایوب علیه السلام ونزول الجراد من الذهب

### [હદીષ : ૨૦૦] "હઝરત અય્યૂબ علیہ السلام અને સોનાના તીડો"

وَعَنْ اَبِىْ هُرَيْرَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى

"હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ નબી ﷺ થી રિવાયત કરી

عَلَيْهِ وَسَلَّمَ قَالَ بَيْنَا اَيُّوْبُ يَغْتَسِلُ عُرْيَانًا فَخَرَّ عَلَيْهِ جَرَادٌ مِّنْ ذَهَبٍ

કે ઐયૂબ علیہ السلام નગ્ન નહાય રહ્યા હતા કે એમના પર સોનાના તીડો પડયા. ઐયૂબ તેમને બંને

فَجَعَلَ اَيُّوْبُ يَحْتَثِىْ فِىْ ثَوْبِهٖ فَنَادَاهُ رَبُّهٗ يَا اَيُّوْبُ اَلَمْ اَكُنْ اَغْنَيْتُكَ

હાથો વડે ઉઠાવી ઉઠાવીને પોતાનાં કપડામાં જમા કરવા લાગ્યા. એના પર એમના પરવરદિગારે તેમને

عَمَّا تَرٰى، قَالَ بَلٰى وَعِزَّتِكَ وَلٰكِنْ لَا غِنٰى بِىْ عَنْ بَرَكَتِكَ ع ه

પોકાર્યા, હે ઐયૂબ ! શું મેં તમને જે જોઈ રહ્યા છો તેનાથી બેનિયાઝ નથી કરી આપ્યા ? અર્ઝ કરી, જરૂર !

તેં બેનિયાઝ (બેપરવા) કરી આપ્યો ! તારી ઈજ્જતની કસમ ! પણ મને તારી બરકતથી બેનિયાઝી નથી."

(ઉપર મુજબ, ૧/૪૮૦, અંબિયા, ૨/૧૧૬–તૌહીદ, નિસાઈ, ૧/૭૦–ગુસ્લ, મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હંબલ)

**મસાઈલ** : આ હદીષથી સાબિત થયું કે હઝરાતે અંબિયાએ કિરામ દરેક પ્રકારના અયબોથી પાક હોય છે ચાહે તે શારીરક હોય કે અખ્લાકી હોય, તેમજ એવી બીમારીઓથી પણ મુક્ત હોય છે જે ઘૃણાનો સબબ બની શકે. આમાં હઝરત મૂસા علیہ السلام ના ત્રણ મો'જિઝા જાહેર થયા : એક પથ્થરનું કપડાં લઈને નાસવું, બીજો બની ઈસ્રાઈલના મજમામાં જઈને પથ્થરનું રોકાઈ જવું, ત્રીજો હઝરત મૂસા علیہ السلام ના મારનાં નિશાન સ્વીકારવું. આ પથ્થર વડે આ ત્રણ મો'જિઝા જાહેર થયા. તો હઝરત મૂસા علیہ السلام એ તેને પોતાની સાથે રાખી લીધો. તય્યહના મેદાનમાં જ્યારે પાણીની જરૂરત ઉભી થઈ તો એ જ પથ્થર પર અસા મુબારક મારતા જેનાથી બાર ઝરણાં વહેતાં થઈ ગયાં. એનાથી સાબિત થયું કે જરૂરતના સમયે ગુપ્તાંગને જોવું જાઈઝ છે.

### સમજૂતી : ૨૦૦

**આ તઅલીક઼ નથી મુસ્નદ છે** : અલ્લામા કિર્માનીએ કહ્યું કે જાહેરી રીતે એવું જણાય છે કે આ તઅલીક઼ છે તે પણ સેગાએ તમરીઝની સાથે, પણ સહીહ એ છે કે આ હદીષ, મુસ્નદ છે, આ આગલી હદીષે મૂસાની અસનાદ પર મઅતૂફ઼ છે, એટલે કે તે એક સનદથી આ બંનેવ હદીષો રિવાયત પામી છે.

બુખારી કિતાબુલ અંબિયા તથા કિતાબુત્તૌહીદમાં رِجْلُ جَرَادٍ છે. رجل રજલ એવું બહુવચન છે જેનું એક વચન નથી. અર્થ જમાઅત અથવા દળ (ટોળુ) છે. હવે તર્જુમો આ પ્રમાણે થશે કે, "તેમના પર તીડોનું દળ પડયું." અલ્લામા કિર્માનીએ લખ્યું છે કે એ સાતસો તીડો હતા.

**હઝરત ઐયૂબ** علیہ السلام : આ હઝરત ઈબ્રાહીમ علیہ السلام ની ઔલાદમાં પાંચમી અથવા છટ્ઠી પેઢીમાં હતા. તેમનાં માં હઝરત લૂત علیہ السلام નાં સાહબઝાદી હતાં. પોતાના દૌરમાં સૌથી વિશેષ ઈબાદતગુઝાર હતા. ૯૩

حدیث (۲۰۱) صَلٰوۃُ الضُّحٰی

## [હદીષ : ૨૦૧] "ચાશ્તની નમાઝ સુન્નત છે"

اِنَّ اَبَا مُرَّۃَ مَوْلٰی اُمِّ ھَانِیٍٔ بِنْتِ اَبِیْ طَالِبٍ

*"હઝરત ઉમ્મે હાનીના ગુલામ અબૂ મુર્રાએ ખબર આપી કે તેમણે ઉમ્મે હાનીથી*

رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھَا اَخْبَرَہٗ اَنَّہٗ سَمِعَ اُمَّ ھَانِیٍٔ بِنْتَ اَبِیْ طَالِبٍ تَقُوْلُ

*સાંભળ્યું. કહી રહ્યાં હતાં કે હું ફતહે મક્કાના વરસે રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં*

ذَھَبْتُ اِلٰی رَسُوْلِ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ عَامَ الْفَتْحِ

*હાજર થઈ. મેં હુઝૂર علیہ السلامને એ હાલતમાં જોયા કે ગુસ્લ કરી રહ્યા હતા અને*

فَوَجَدْتُّہٗ یَغْتَسِلُ وَفَاطِمَۃُ اِبْنَتُہٗ تَسْتُرُہٗ فَسَلَّمْتُ عَلَیْہِ فَقَالَ

*તેમનાં સાહબઝાદી ફાતમાએ પર્દો કરી રાખ્યો હતો. મેં હુઝૂરને સલામ કરી તો પૂછ્યું,*

વરસની ઉમર પામ્યા. આપ જ્યાં રહેતા હતા તે જગા હવે દેરે ઐયૂબના નામથી મશ્હૂર છે. ત્યાં મઝારે પાક પણ છે. અહીં એક પથ્થર છે જેના પર પાક કદમનું નિશાન છે. ત્યાં એક ઝરણુ છે જેનું પાણી મોતબર્રક (બરકતવંત) સમજવામાં આવે છે. અલ્લામા અયનીએ લખ્યું છે કે, "ઐયૂબ" અજમી શબ્દ છે, કેમ કે આપ હઝરત ઈસ્હાક علیہ السلامની ઔલાદમાંથી છે અને તેમનું રહેઠાણ શામ (સીરિયા)માં હતું. એનાથી જાહેર છે કે એ અજમી શબ્દ છે. આ તકદીર પર એ ગૈરમુન્સરિફ થશે. કુર્આન મજીદમાં ગૈર મુન્સરિફ જ વપરાયું છે.

**મસાઈલ** : આ હદીષથી આ મસાઈલ નીકળ્યા : (૧) એકાંતમાં નગ્ન હાલતમાં ગુસ્લ કરવું જાઈઝ છે. એટલા માટે કે અલ્લાહ عزوجلએ સોનાના તીડો ભેગા કરવા પર પૂછતાછ કરી પણ નગ્ન નહાવા પર ન કરી. (૨) અલ્લાહ جل جلالہની સિફતોની કસમ ખાવી જાઈઝ છે. (૩) હલાલ માલની લાલશા પસંદીદા છે. માલદારી પસંદીદા છે કે એને હઝરત ઐયૂબ علیہ السلامએ બરકત કહી છે.

### સમજૂતી : ૨૦૧

**હઝરત ઉમ્મે હાની** رضی اللہ عنہا : મશ્હૂર એ છે કે એમનું નામ "ફાખ્તા" હતું. એક કૌલ એ છે કે ફાતિમા હતું. ત્રીજો કૌલ એ છે કે હિંદ હતું. એ હઝરત અલીનાં સગાં બહેન હતાં. ઈસ્લામ પહેલાં હુઝૂરે અકદસ ﷺએ તેમના નિકાહનો પયગામ અબૂ તાલિબને આપ્યો અને બીજી તરફથી હુબૈરા ઈબ્ને અમ્ર ઈબ્ને આઈઝ મખ્ઝૂમીએ પણ પયગામ મોકલ્યો. અબૂ તાલિબે હુબૈરા સાથે તેમની શાદી કરી આપી. એના પર હુઝૂરે નારાજગી વ્યક્ત કરી તો અબૂ તાલિબે એ મજબૂરી દર્શાવી, અમે તેમનાથી એ રિશ્તો કરી લીધો છે. શરીફ માણસ, શરીફ સાથે સારો વર્તાવ કરે છે. ફતહના દિવસે આપ ઈમાન લાવ્યાં. હુબૈરા પોતાની હઠ પર અડેલો રહ્યો. નજરાન ભાગી ગયો ત્યાં કુફ્ર પર મર્યો. જેના કારણે બંનેમાં જુદાઈ કરી દેવામાં આવી. ત્યારબાદ હુઝૂરે ઉમ્મે હાનીને ફરી નિકાહનો પયગામ આપ્યો તો તેમણે અર્ઝ કરી, યા રસૂલુલ્લાહ ! હું મુસીબતની માર્યી છું તમારા સાથે જાહિલિયત તથા ઈસ્લામ બંનેમાં મહોબ્બત કરતી રહી છું. આપ મને મારી આંખ તથા કાન બંને કરતાં અધિક પ્રિય છો. પણ

مَنْ هٰذِهٖ فَقُلْتُ اَنَا اُمُّ هَانِئٍ بِنْتُ اَبِیْ طَالِبٍ فَقَالَ مَرْحَبًا بِاُمِّ هَانِئٍ

*કોણ છે આ ?! મેં અર્ઝ કરી, હું અબૂ તાલિબની પુત્રી ઉમ્મે હાની છું. આ સાંભળીને હુઝૂરે ફર્માવ્યું,*

فَلَمَّا فَرَغَ مِنْ غُسْلِهٖ قَامَ فَصَلّٰی ثَمَانَ رَكَعَاتٍ مُلْتَحِفًا فِیْ ثَوْبٍ

*ઉમ્મે હાની ભલે પધારે ! જ્યારે ગુસ્લથી ફારિગ થયા તો ઊભા થયા અને એક જ કપડામાં લપેટાઈને આઠ*

وَاحِدٍ فَقُلْتُ یَا رَسُوْلَ اللّٰهِ زَعَمَ ابْنُ اُمِّیْ عَلِیٌّ اَنَّهٗ قَاتِلٌ رَّجُلًا قَدْ

*રકાત નમાઝ પઢી. (જ્યારે નમાઝ પઢી ચૂક્યા) તો મેં અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! મારા હકીકી ભાઈ અલીએ*

اَجَرْتُهٗ فُلَانَ بْنَ هُبَیْرَةَ فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰی عَلَیْهِ

*કહ્યું છે કે તે તેને કત્લ કરશે જેને મેં પનાહ (શરણ) આપી છે, એટલે ફલાં બિન હુબૈરાને. આ સાંભળીને*

وَسَلَّمَ قَدْ اَجَرْنَا مَنْ اَجَرْتِ یَا اُمَّ هَانِئٍ قَالَتْ اُمُّ هَانِئٍ وَذٰلِكَ ضُحًی ع ه

*રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, હે ઉમ્મે હાની ! જેને તમે પનાહ આપી તેને મેં પણ પનાહ આપી. ઉમ્મે હાની ફર્માવે છે આ બનાવ ચાશ્તના સમયે બન્યો હતો."*

*(ઉપર મુજબ, ૧/૪૪૯ જેહાદ સલાત–પર, ગુસ્લ–૪૨, સલાતે તહજ્જુદ, ૧૫૭, ૨/૬૧૪–મગાઝી, ૨/૯૯–અદબ, મુસ્લિમ, ૧/૧૫૩–હૈઝ, મુસાફિર–૨૪૯, તિર્મિઝી, ૧/૧૯૧–સિયર, તિર્મિઝી, ૨/૯૮, નિસાઈ, નિસાઈ, ૧/૪૬–તહારત, ઈબ્ને માજહ–તહારત, ૪૫, મોઅત્તા ઈમામ માલિક–સફર, ૫૧, દારમી–સલાત, ૧૫૧)*

જોઈ લો કે આ એક બાળક હજી કેટલો નાનો છે અને અને એક દૂધ પીએ છે તો અંદેશો છે કે હું પત્ની તરીકેના હક્કો અદા ન કરી શકું.

જ્યારે તેમનાં બંને બાળકો મોટાં થઈ ગયાં તો ખૂદ ઉમ્મે હાનીએ પોતાને પેશ કર્યા તો હુઝૂરે ફર્માવ્યું, હવે નહીં ! એટલા માટે કે અલ્લાહ ﷻએ આયતે કરીમા નાઝિલ ફર્માવી છે :–

**یٰۤاَیُّهَا النَّبِیُّ اِنَّاۤ اَحْلَلْنَا لَكَ اَزْوَاجَكَ الّٰتِیْۤ اٰتَیْتَ اُجُوْرَهُنَّ وَمَا مَلَكَتْ یَمِیْنُكَ مِمَّاۤ اَفَآءَ اللّٰهُ عَلَیْكَ وَبَنٰتِ عَمِّكَ وَبَنٰتِ عَمّٰتِكَ وَبَنٰتِ خَالِكَ وَبَنٰتِ خٰلٰتِكَ الّٰتِیْ هَاجَرْنَ مَعَكَ**

"હે નબી ! અમે તમારા માટે હલાલ કરી તમારી તે પત્નીઓ જેમને તમે મહેર આપી ચૂક્યા છો અને તમારી બાંદીઓ જેમને અલ્લાહે ગનીમતમાં તમને આપી અને તમારા કાકાની પુત્રીઓ અને ફોઈઓની પુત્રીઓ અને મામાની પુત્રીઓ અને માસીઓની પુત્રીઓ જેમણે તમારી સાથે હિજરત કરી." *(અહઝાબ–૫૦)*

કેમ કે ઉમ્મે હાનીએ હિજરત કરી ન હતી એટલા માટે તે એમાં સામેલ ન થઈ શક્યાં અકમાલમાં છે કે એ હઝરત અલી كرم الله تعالى وجهه الكريم ના પછી પણ જીવતાં રહ્યાં અને હઝરત મુઆવિયા رضی اللہ عنہ ના દૌરમાં મૃત્યુ પામ્યાં.

**પરિપૂર્ણતા** : અમે અહીં કિતાબુલ ગુસ્લવાળી રિવાયતને બદલે કિતાબુલ જેહાદની રિવાયત લીધી. એટલા માટે કે તે અધિક વિગતવાર છે. બુખારીમાં દરેક જગાએ એ છે કે ઉમ્મે હાનીએ એ જ અર્ઝ કરી કે મેં ફલાણા બિન હુબૈરાને પનાહ આપી, પણ તિર્મિઝીમાં છે કે તેમણે એવું કહ્યું કે મેં મારા દિયરોને પનાહ આપી. *(સિયર–૧૯૧)* તમ્હીદ અને તિબ્રાની મોઅજમે કબીરમાં પણ એ જ છે. એનો ખુલાસો એ છે કે રાવીએ ટૂંકાવ્યું. અસલમાં તેમણે

બે વ્યક્તિઓને પનાહ આપી હતી. બનાવ આ બન્યો તેમ છતાં હુઝૂરે અક્દસ ﷺએ આમ એલાન કરી આપ્યું હતું કે જે પોતાનો દરવાજો બંધ કરી લે તેને અમાન છે, જે હથિયાર રાખી દે તેને અમાન છે, છતાં કેટલાક લોકોએ ન દરવાજા બંધ કર્યા ન હથિયાર મૂક્યાં. બલ્કે હઝરત સૈફુલ્લાહ ખાલિદ બિન વલીદ رضي الله عنه સાથે લડયા, એમાં આ બંનેવ પણ હતા. જ્યારે મક્કા પર સંપૂર્ણ કબજો થઈ ગયો તો એ બંનેવ ભાગીને ઉમ્મે હાનીના ઘરે આવ્યા. હઝરત અલી ઉમ્મે હાનીના ઘરે ગયા અને ફર્માવ્યું કે હું આ બંનેવને કત્લ કરીશ. ઉમ્મે હાનીએ તેમને ઘરની અંદર બંધ કરી દીધા અને ખિદમતે અક્દસમાં હાજર થયાં.

**એ બંનેવ કોણ હતા ?** : અલ્લામા ઈબ્ને હજરનું ધારવું છે કે બંનેવમાં એક તો હારિષ બિન હેશામ હતા અને બીજા કયાં તો અબ્દુલ્લાહ બિન રબીઅ હતા અથવા ઝહીર બિન ઉમૈયા. બુખારીમાં અસલમાં "ઈબ્ન" (પુત્રી)ને બદલે "અમ" (કાકાના પુત્ર) અથવા કરીબ (શબ્દ) હતો જે "ઈબ્ન"થી બદલાય ગયો.

અલ્લામા અયનીની તેહકીક એ છે કે એમાં એક "હુબૈરા"નો પુત્ર હતો ચાહે તે ઉમ્મે હાનીના પેટથી હોય કે ચાહે અન્ય કોઈના પેટથી હોય. એના પર બુખારીની રિવાયત ફલાં બિન હુમૈરા છે અને તબદીલનો કૌલ વિના જરૂરતે છે. રહી ગયા બીજા કોણ હતા તેને એમણે વર્ણવ્યા નથી.

**હું કહું છું** : મારું મંતવ્ય એ છે કે એ બે બનાવો છે : એક તો એ જ બુખારીમાં વર્ણન પામેલ છે જેમાં એ ખુલાસો છે કે ઉમ્મે હાનીએ અર્ઝ કરી કે મેં ફલાં ઈબ્ને હુમૈરાને પનાહ આપી. અને બીજીવાર હારિષ ઈબ્ને હેશામ તથા અબ્દુલ્લાહ બિન રબીઆના માટે હાજર થયાં. આ રીતે ફલાં બિન હુબૈરાની રિવાયત પણ દુરુસ્ત થઈ જાય છે. અને હમ્વી અથવા રજલીન મિન અહમાઈની પણ રિવાયત દુરુસ્ત થઈ જાય છે. આ બનાવ ફરીવાર થયો તેનો અલ્લામા અબ્દુલ બાકી ઝુર્કાનીએ નિર્દેશ કર્યો છે.

લખે છે :– وجمع بان ذلك مماتكررمنه بدليل ان فى رواية ابن خزيمة عنهاان اباذر ستره لمّا اغتسل –

"બંનેમાં વર્ગીકરણ એ થશે કે ફરીવાર થયો. દલીલ એ છે કે ઈબ્ને ખુઝૈમાની રિવાયત ઉમ્મે હાનીથી જ એ છે કે જ્યારે હુઝૂરે ગુસ્લ ફર્માવ્યું તો અબૂઝરે પર્દો કર્યો હતો." *(ઝુર્કાની અલલ મવાહિબ, ૨/૩૨૬–ગઝવતુલ ફતહુલ આ'ઝમ)*

મક્કાના ફતહના દિવસે હુઝૂર ﷺનો કયામ ખૈફ બિન કનાના એટલે વાદીએ મુહસ્સબમાં હતો. અહીં ભીડભાડ વધારે હતી એટલા માટે ગુસ્લ કર્યું. ઉમ્મે હાનીના ઘરે તશરીફ લઈ ગયા જે મક્કા મોઅઝ્ઝમાના એ મહોલ્લામાં હતું જે "આ'લા મક્કા" કહેવાય છે.

સહીહ એ જ છે કે એ નમાઝ ચાશતની નમાઝ હતી જેમ કે મુસ્લિમની રિવાયતમાં સ્પષ્ટતા છે કે : ثم صلى ثمانى ركعات سبحة الضحٰى "ત્યારબાદ હુઝૂરે આઠ રકાત નમાઝે ચાશત પઢી."

અમુક ઉલમાએ ફર્માવ્યું કે આ ફતહની શુક્રાનાની નમાઝ હતી. એટલા માટે વિજય પામનારાઓનો એ તરીકો છે કે તેઓ કોઈ પણ જગાની ફતહના પછી નમાઝે શુક્ર પઢે છે.

કિતાબુત્તૌહીદ વગેરેની રિવાયતમાં છે કે હુઝૂરે આ નમાઝ ખૂબ જ ટૂંકાણમાં પઢી હતી, અલ્બત્ત રુકૂઅ તથા સજદા પૂરે પૂરા અદા કર્યા હતા.

**મસાઈલ** : આ હદીષથી એ સાબિત થયું કે : (૧) ચાશતની નમાઝ સુન્નત છે (૨) જ્યાં લોકો હોય ત્યાં પર્દો કરીને નગ્ન નહાવામાં કોઈ વાંધો નથી. એના પર કયાસ કરીને એ કહેવામાં આવ્યું કે ગુસ્લખાનામાં નગ્ન નહાવામાં કોઈ વાંધો નથી. (૩) સ્ત્રીની અમાન જાઈઝ છે કે નથી ? એ વિવાદાસ્પદ છે. આ હદીષના આધારે હઝરત ઈમામે આ'ઝમ رضي الله عنهએ ફર્માવ્યું કે આઝાદ સ્ત્રીની અમાન દુરુસ્ત છે. (૪) જો કોઈ ઘરની અંદર હોય તો તેને સલામ કરવી જાઈઝ છે (૫) મુલાકાતી જ્યારે આવે તો તેને મરહબા (ભલે પધારો ! **Welcome !** ) ખુશ આમદિદ ! કહેવું સુન્નત છે.

ت (٥٩) وَقَالَ عَطَاءٌ يَحْتَجِمُ الْجُنُبُ وَيُقَلِّمُ اَظْفَارَهُ وَيَحْلِقُ رَاسَهُ

[તઅલીક઼ : ૫૯] "અને ઈમામ અતાએ કહ્યું, જુનુબીએ જો વુઝૂ નથી પણ કર્યું તો પણ પછના

وَاِنْ لَّمْ يَتَوَضَّاٴْ

(ઘામાંથી લોહી ચૂંસાવવું) લગાડી શકે છે, નખો કપાવી શકે છે, માથુ મુંડાવી શકે છે. *(મુસ્નફે અબ્દુર્રઝ્ઝાક)*

## حديث (٢٠٢) ان المومن لا ينجس

**[હદીષ : ૨૦૨] "મો'મિન નાપાક નથી હોતો"**

عَنْ اَبِیْ هُرَيْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ

*"હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ વર્ણન કર્યું કે*

قَالَ لَقِيَنِیْ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَيْهِ وَسَلَّمَ وَاَنَا جُنُبٌ

*રસૂલુલ્લાહ ﷺ મને મળ્યા અને હું જુનુબી હતો.*

فَاَخَذَ بِيَدِیْ فَمَشَيْتُ مَعَهٗ حَتّٰی قَعَدَ فَانْسَلَلْتُ فَاَتَيْتُ الرَّحْلَ

*હુઝૂરે મારો હાથ પકડી લીધો. હું હુઝૂરની સાથે ચાલ્યો ત્યાં સુધી કે હુઝૂર બેસી ગયા. હું ચુપકીદીથી સરકી*

**સમજૂતી : તઅલીક઼-૫૯, હદીષ-૨૦૨**

એના પહેલાં પ્રકરણ અર્કુલ જુનુબમાં છે કે આ મુલાકાત મદીના પાકમાં માર્ગ દરમ્યાન થઈ હતી. એમાં **فانسللت**ને બદલે **فانتجست منه فذهبت** છે. એનો અર્થ એ છે કે મેં પોતે પોતાને નાપાક જાણ્યો એટલા માટે હું ત્યાંથી ચાલ્યો ગયો. આ **حرجت**ના અર્થમાં સામેલ છે.

"સુબ્હાન" ફેઅલે મહઝૂફ "સુબ્હત"નો મફઉલ મુત્લક઼ છે.

"સુબ્હાન" શબ્દના બારામાં લુગત (શબ્દકોશ)ના ઉલમાનાં ત્રણ કથનો છે : એક એ કે આ ષલાષી મુજર્રદનો મુસ્દર છે. બીજુ એ કે તસ્બીહના અર્થમાં ઈસ્મે મસ્દર છે. ત્રીજુ એ કે અલમે મુસ્દર છે. વિસ્તારપૂર્વક ચર્ચા ઉસ્તાઝુલ અસાતેઝા અલ્લામા ફઝ્લે હક્ક઼ ખૈરાબાદી મુજાહિદે આ'ઝમ رحمۃ اللہ علیہના હાશિયા કાઝી મુબારકમાં વર્ણન થયેલ છે.

**મસાઈલ** : (૧) આ હદીષ એના માટે દલીલ પુરવાર કરે છે કે મુસલમાન ભલે મુહદિષ હોય, ભલે જુનુબી હોય પણ નજિસ (નાપાક) નથી. એ જ રીતે એનો પસીનો એનું થૂંક એનાં આંસૂ સૌ પાક છે, ચાહે જીવતો હોય ચાહે મરેલો.

ઈમામ ગઝાલીએ તઅલીક઼ન્ હઝરત ઈબ્ને ઉમરનો આ ક઼ૌલ વર્ણન કર્યો : **المسلم لا ينجس حيا ولاميتا** "મુસલમાન જીવતો હોય કે મુર્દા નાપાક નથી થતો."

فَاغْتَسَلْتُ ثُمَّ جِئْتُ وَهُوَ قَاعِدٌ، فَقَالَ اَيْنَ كُنْتَ يَا اَبَا هُرَيْرَةَ

આવ્યો અને મારા ઠેકાણે આવ્યો અને ગુસ્લ કર્યું પછી હાજર થયો. અને હુઝૂર હજી બેઠા જ હતા. મને પૂછયું,

فَقُلْتُ لَهٗ فَقَالَ سُبْحَانَ اللّٰهِ اِنَّ الْمُؤْمِنَ لَا يَنْجُسُ ع ہ

હે અબૂ હુરૈરહ્ ! ક્યાં હતા ? મેં હુઝૂરને જણાવી દીધું. ફર્માવ્યું, સુબ્હાનલ્લાહ ! **મો'મિન નાપાક નથી હોતો."**

*(ઉપર મુજબ, ૧/૪૨–ગુસ્લ, મુસ્લિમ, ૧/૧૬૨–હૈઝ, અબૂ દાઊદ, ૧/૩૦–તહારત, તિર્મિઝી,*

*૧/૧૭–તહારત, નિસાઈ, ૧/૫૨–તહારત, ઈબ્ને માજહ–તહારત, ૪૦)*

## حدیث (۲۰۳) نوم الجنب قبل الغسل

## [હદીષ : ૨૦૩] "જુનુબીનું ગુસ્લ પહેલાં સૂવું"

عَنْ اَبِىْ سَلَمَةَ قَالَ سَأَلْتُ عَائِشَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهَا اَكَانَ

*"અબૂ સલ્માએ કહ્યું, મેં હઝરત આઈશા رضی اللہ عنہا ને પૂછયું,*

એને ઈમામ હાકિમે મુસ્તદરકમાં મુત્તસિલ સનદ સાથે મરફુઅન હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી વર્ણન કર્યું છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફર્માવ્યું : **لاتناجسوا موتاكم فان المسلم ينجس حيا ولا ميتا** "તમારાં મુર્દાઓને નજિસ ન જાણો, મુસલમાન જીવંત હોય કે મૃત નજિસ નથી થતો."

અલ્લામા અયનીએ લખ્યું કે તે નવો જન્મ પામેલ બાળક જે હમણા પેદા થયો જેના શરીર પર હજી અંદરની ચિકાશ હોય. આ હુકમ કેવળ મુસલમાન સાથે જ ખાસ નથી કાફિરનો પણ એ જ હુકમ છે. અને આયતે કરીમા **انما المشركون نجس** "મુશ્રિકો નાપાક છે" એનાથી મુરાદ માન્યતા તથા અમલની નાપાકી છે જે બાતિની છે. એટલા માટે કે કિતાબીથી નિકાહ જાઈઝ છે. જો તે નાપાક હોત તો એનાથી ભેળસેળનો મતલબ થતો નજાસતથી ભેળસેળ, અને નજાસતથી ભેળસેળની શરીઅતમાં કદી પણ ઈજાઝત નથી. આ સર્વ ચર્ચા નજાસતે હક઼ીક઼ી બાબતે છે, રહી ગયું ગુસ્લ તથા વુઝૂનું વાજિબ હોવું એ નજાસતે હુકમીના કારણે છે. (૨) એનાથી સાબિત થયું કે જે સમયે ગુસ્લ વાજિબ થયું તે જ વખતે તુરત જ મોડુ કર્યા વિના ગુસ્લ કરવું વાજિબ નથી, અલ્બત્ત એટલુ છે કે મોડુ એટલુ ન થાય કે નમાઝનો સમય પસાર થઈ જાય. (૩) જુનુબી જરૂરતના કારણે ઘરથી બહાર જઈ શકે છે. (૪) જો ઉસ્તાદ અથવા પીરોને એવો અંદાઝો હોય કે કોઈ કોઈક ગલત વાતને માનવાવાળો છે તો તેને પૂછીને સહીહ વાત બતાવી આપે. (૫) મુસલમાનોને ખુશ કરવું, ફક઼ીરો સાથે ઈનાયત તથા મહેરબાની સુન્નત છે.

### સમજૂતી : ૨૦૩–૨૦૪–૨૦૫

આ હદીષ ૨૦૩, ૨૦૪ એક જ છે, બીજીમાં **وغسل فرجه** વધારે છે એટલા માટે એને પણ લખી આપી.

જુનુબી થયા બાદ જો સૂવા ઈચ્છે તો મુસ્તહબ છે કે વુઝૂ કરે. તરત ગુસ્લ કરવું વાજિબ નથી, અલ્બત્ત એટલી વાર ન કરવી કે નમાઝનો સમય નીકળી જાય. એ જ આ હદીષનો સાર છે. હઝરત અલી کرم اللہ وجہہ الکریم થી અબૂ દાઊદ, નિસાઈ વગેરેમાં મરવી છે કે ફર્માવ્યું, **لاتدخل الملئكة بيتا فيه صورة** **"એ ઘરમાં ફરિશ્તા નથી જતા જેમાં ફોટો, કૂતરુ કે જુનુબી હોય."** *(અબૂ દાઊદ, ૧/૩૦–તહારત)*

આ હદીષથી મુરાદ એ જ છે કે એટલીવાર સુધી ગુસ્લ ન કરે કે નમાઝનો સમય નીકળી જાય અને તે જુનુબી

النَّبِيّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَرْقُدُ وَهُوَ جُنُبٌ قَالَتْ نَعَمْ وَيَتَوَضَّأُ

શું નબી ﷺ જનાબતમાં સૂતા હતા ? તેમણે જણાવ્યું, હા ! વુઝૂ કરી લેતા હતા."

(મુસ્લિમ, ૧/૧૪૪–હૈઝ, અબૂ દાઊદ, ૧/૨૯–તહારત, તિર્મિઝી, ૧/૧૭–તહારત, નિસાઈ, ૧/૫૦–તહારત, ઈબ્ને માજહ–તહારત, ૪૩)

## حدیث ایضًا (۲۰۴)

## [હદીષ : ૨૦૪] "રાતમાં જનાબત થઈ જાય તો શું કરે ?"

عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهَا قَالَتْ كَانَ النَّبِيُّ

"હઝરત આઈશા رضی اللہ عنہا એ વર્ણન કર્યું કે નબી ﷺ

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ إِذَا أَرَادَ أَنْ يَنَامَ وَهُوَ جُنُبٌ غَسَلَ

જ્યારે જુનુબી થતા અને સૂવા ઈચ્છતા તો

فَرْجَهُ وَتَوَضَّأَ لِلصَّلٰوةِ

પોતાનાં ગુપ્તાંગ ધોતા અને નમાઝ માટે જેવું વુઝૂ છે તેવું વુઝૂ કરતા."

## حدیث ایضًا (۲۰۵)

## [હદીષ : ૨૦૫] "રાતમાં જનાબત થઈ જાય તો શું કરે ?"

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا أَنَّهُ

"હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ

قَالَ ذَكَرَ عُمَرُ بْنُ الْخَطَّابِ لِرَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

બયાન કર્યું કે ઉમર ઈબ્ને ખત્તાબ رضی اللہ عنہ એ રસૂલુલ્લાહ સાથે ચર્ચા કરી

أَنَّهُ تُصِيْبُهُ الْجَنَابَةُ مِنَ اللَّيْلِ فَقَالَ لَهُ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ

કે રાતમાં ક્યારેક જનાબત થઈ જાય છે (તો શું કરવામાં આવે) રસૂલુલ્લાહ ﷺ એ ફર્માવ્યું,

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ تَوَضَّأْ وَاغْسِلْ ذَكَرَكَ ثُمَّ نَمْ ع

વુઝૂ કરી લે અને પોતાની ઈન્દ્રિય ધોઈ લે, પછી સૂએ."

(મુસ્લિમ, ૧/૪૪–હૈઝ, અબૂ દાઊદ, ૧/૨૯ તહારત, તિર્મિઝી, ૧/૭૭–તહારત, નિસાઈ, ૧/૫૦–તહારત, ઈબ્ને માજહ–તહારત, ૪૪)

રહેવાનો આદી (ટેવવાળો) હોય અને એ જ મતલબ બુઝુર્ગોના આ ઈર્શાદનો છે કે જનાબતની હાલતમાં ખાવા પીવાથી રોજીમાં તંગી આવે છે.

## حدیث(۲۰۶) اذا جلس بین شعبها الاربع الخ

**[હદીષ : ૨૦૬] "સંભોગ કરવાથી ગુસ્લ ક્યારે વાજિબ થશે ?"**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی

*"હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ નબી صلی اللہ علیہ وسلم થી*

عَلَیْهِ وَسَلَّمَ قَالَ اِذَا جَلَسَ بَیْنَ شُعَبِهَا الْاَرْبَعِ ثُمَّ جَهَدَهَا فَقَدْ

*રિવાયત કરી કે ફર્માવ્યું કે જ્યારે પુરૂષ સ્ત્રીના ચારેવ અંગોની વચ્ચે બેસી ગયો અને કોશિશ*

وَجَبَ الْغُسْلُ عہ

*કરી લીધી તો જરૂર ગુસ્લ વાજિબ થઈ ગયું."*

*(મુસ્લિમ, ૧/૧૫૬–હૈઝ, અબૂ દાઊદ, ૧/૨૮–તહારત, નિસાઈ, ૧/૪૧–તહારત, ઈબ્ને માજહ–તહારત, ૪૫)*

## حدیث(۲۰۷) اذا جامع الرجل ولم ینزل الخ

**[હદીષ : ૨૦૭] "માણસ સ્ત્રી સાથે સંભોગ કરે અને વિર્ય સ્ખલન ન થાય"**

اَخْبَرَنِیْ اُبَیُّ بْنُ كَعْبٍ رَّضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ اَنَّهٗ قَالَ یَا رَسُوْلَ اللّٰهِ

*"હઝરત ઉબય ઈબ્ને કઅબ رضی اللہ عنہ એ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! صلی اللہ علیہ وسلم*

اِذَا جَامَعَ الرَّجُلُ الْمَرْأَةَ فَلَمْ یُنْزِلْ قَالَ یَغْسِلُ مَا مَسَّ الْمَرْأَةَ

*જ્યારે પુરૂષ સ્ત્રી સાથે સંભોગ કરે અને વિર્ય સ્ખલન ન થાય (તો શું કરે) ફર્માવ્યું, એ જગાને ધોઈ લે*

### સમજૂતી : ૨૦૬–૨૦૭

**الخ--- اذا جلس بین شعبها الاربع** "પુરૂષ સ્ત્રીના ચારેવ અંગો વચ્ચે બેસી ગયો"માં ચારેવ અંગોથી ક્યાં તો સ્ત્રીના બંનેવ હાથો પગો મુરાદ છે અથવા બંને પીંડલીઓ અને બંનેવ જાંગો મુરાદ છે. ઈમામ કાઝી અયાઝે ફર્માવ્યું કે એનાથી સ્ત્રીની શર્મગાહના બંને ઉપરના તથા બંને નીચેના લબ મુરાદ છે. અમુક હઝરાતે પ્રથમ અને અમુકે હઝરાતે અંતિમને અગ્રતા આપી છે.

ખાદિમ (શારેહે બુખારી)ની નજીક અધિક્તર હાલાતના લેહાઝથી બીજાને અને સામાન્યપણાના લેહાઝથી ત્રીજાને અગ્રતા છે.

**جهدها**થી મુરાદ એ છે કે સ્ત્રી પુરૂષ બંનેના ગુપ્તાંગોના અગ્રભાગ મળી ગયાં હોય (સોપારી જેવો મર્દનો

مِنْهُ ثُمَّ يَتَوَضَّأُ وَيُصَلِّي قَالَ اَبُوْعَبْدِاللهِ۔ اَلْغُسْلُ اَحْوَطُ وَذٰلِكَ الْاٰخِرُ

*જેનાથી સ્ત્રીને સ્પર્શ કર્યો છે પછી વુઝૂ કરે અને નમાઝ પઢે. અબૂ અબ્દુલ્લાહ (ઈમામ બુખારી)એ કહ્યું,*

اِنَّمَا بَيَّنَّاهُ لِاخْتِلَافِهِمْ وَالْمَاءُ اَنْقٰى ۔

*અધિક સાવધાની એમાં છે કે ગુસ્લ કરે. છેલ્લી હદીષ એટલા માટે વર્ણવી કે એમાં એમનો મતભેદ છે અને પાણી સાફ સુથરુ કરનાર છે.*

ભાગ પ્રવેશ પામ્યો હોય), ભલે વિર્ય સ્ખલન ન થયું હોય. એના પર અબૂ દાઊદની આ રિવાયત દલીલ છે જેમાં **جهدها** ને બદલે **والزق الختان الختان فقد وجب الغسل** "જ્યારે ખત્નાથી ખત્ના મળી જાય તો ગુસ્લ વાજિબ થઈ ગયું" છે.

અને ઈબ્ને માજહમાં અબૂ મૂસા અશ્અરીના તરીકાથી છે : **اذامس الختان الختان** "જ્યારે ખત્નાથી ખત્ના મળી જાય."

અને તિર્મિઝીમાં **اذا جاوز الختان الختان** અને મુસ્લિમમાં **انلم ینزل** ભલે સ્ખલન ન થાય.

આપણે ત્યાં સ્ત્રીઓની ખત્ના નથી થતી એટલા માટે ફકીહોઓ એની માત્રા એટલી રાખી કે હશફા (સોપારી જેવો ગોળ ભાગ સ્ત્રીના ગુપ્તાંગમાં) ગાયબ થઈ (પ્રવેશી જાય).

સહાબાના સમયમાં આ મસ્અલો વિવાદાસ્પદ રહ્યો છે. સહાબામાંથી હઝરત ઉષ્માન, હઝરત અલી, હઝરત ઝુબૈર ઈબ્ને અવામ, હઝરત તલ્હા ઈબ્ને ઓબૈદુલ્લાહ, હઝરત સઅદ ઈબ્ને વક્કાસ, હઝરત ઈબ્ને મસ્ઊદ, હઝરત રાફેઅ ઈબ્ને ખદીજ, હઝરત અબૂ સઈદ ખુદરી, હઝરત ઉબય બિન કઅબ, હઝરત ઈબ્ને અબ્બાસ, હઝરત અબૂ ઐયૂબ અન્સારી, હઝરત નોઅમાન બિન બશીર, હઝરત ઝૈદ બિન ષાબિત, હઝરત ઝરા અન્સારી رِضْوَانُ اللهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْن નો અને હઝરત અતા અબૂ સલ્મા હેશામ બિન ઉરવા, ઈમામ અઅમશનો મઝહબ એ હતો કે જ્યાં સુધી વિર્ય સ્ખલન ન થઈ જાય ત્યાં સુધી ગુસ્લ વાજિબ નથી ભલે પૂરો પ્રવેશ થઈ ગયો હોય, ભલે વારંવાર થયો હોય.

એ હઝરાતની દલીલ અહીં વર્ણવેલી હદીષ નં. ૨૦૭ અને આગળ આવી ગયેલી હદીષ નં. ૧૩૬ છે, એના સિવાય અન્ય પણ હદીષો છે. અને મોટા ભાગના હઝરાતનો એ જ મઝહબ હતો કે કેવળ સ્ત્રી પુરૂષનાં બંને અંગો ભેગાં થઈ જવાથી અથવા સોપારીનું અંદર જવાથી ગુસ્લ વાજિબ થઈ જાય છે ભલે વિર્ય સ્ખલન ન થયું હોય. તેમની દલીલ અહીં વર્ણવેલ હદીષ ૨૦૬ છે.

આ પ્રથમ દૌરનો હાલ હતો, **હવે એના પર એકમતિ છે કે ફક્ત ગોળ સોપારી જેટલા ભાગના પ્રવેશથી ગુસ્લ વાજિબ છે ભલે વિર્ય સ્ખલન ન થયું હોય.**

હઝરત સૈયદના ફારૂકે આ'ઝમ رضی اللہ عنہ ના મુબારક યુગમાં જ્યારે આ મસ્અલા પર સખત મતભેદ થઈ ગયો તો તેમણે તમામ સહાબાએ કિરામને એકત્ર કર્યા અને તેમને કહ્યું, તમે લોકો અસ્હાબે બદર છો અને મતભેદ કરી બેઠા તો તમારા બાદવાળા એથી અધિક મતભેદ કરશે. એના પર હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ ફર્માવ્યું, આ ચીજને અઝવાજે મુતહ્હરાતથી વિશેષ જાણનાર કોઈ નથી તેમને પૂછી લો. જ્યારે અઝવાજે મુતહ્હરાતને પૂછવામાં આવ્યું તો હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું, જ્યારે ગુપ્તાંગનો ગોળ સોપારી જેવો ભાગ આગળ વધી જાય તો ગુસ્લ વાજિબ થઈ ગયું. ત્યારબાદ હઝરત ઉમરે ફર્માવ્યું, જે હવે પછી આ બાબતે મતભેદ કરશે તેને સજા આપીશ. બંને પ્રકારની હદીષોના વિરોધાભાસના વિવિધ જવાબો આપવામાં આવ્યા છે.

એક હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماથી મરવી છે તેમણે ફર્માવ્યું, પ્રથમ હુકમ સ્વપ્નદોષ સાથે ખાસ છે. પણ હદીષોમાં જે વિગત વર્ણન થયેલી છે તે સ્વપ્નદોષ પર ફીટ નથી થતી. બીજી સ્પષ્ટતા એ કરવામાં આવી કે ગુસ્લ વાજિબ થવા માટે વિર્ય સ્ખલનની શરત ઈસ્લામના પ્રારંભમાં હતી બાદમાં હુકમ મન્સૂખ થઈ ગયો. જેમ કે અબૂ દાઊદ, તિર્મિઝી તથા ઈબ્ને માજહમાં હઝરત ઉબય બિન કઅબ رضی اللہ عنہનો કૌલ મરવી છે કે તેમણે ફર્માવ્યું કે الماء من الماءનો હુકમ ઈસ્લામના પ્રારંભમાં છૂટના રૂપે હતો બાદમાં આપણને (વિર્ય સ્ખલન) વિના પણ ગુસ્લનો હુકમ આપવામાં આવ્યો.

છેવટે ઈમામ બુખારીએ ફર્માવ્યું કે આ મસ્અલો વિવાદાસ્પદ છે એટલા માટે અમે બીજી હઝરત ઉષ્માનવાળી હદીષ વર્ણન કરી પણ અધિક સાવધાની ગુસ્લ છે આ વાક્ય બે અર્થોની સંભાવના ધરાવે છે. એક તો એ કે તેમનો મઝહબ એ જ છે કે વિર્ય સ્ખલન વિના ગુસ્લ વાજિબ નથી, પણ ગુસ્લ કરવામાં અધિક સાવધાનીના આધારે ગુસ્લ વાજિબ થવાનો હુકમ છે. والعلم عندربی وعلمه جل مجده اتم واحكم

**સામ્યતા** : ગુસ્લના સબબો ત્રણ છે : જનાબત, હૈઝ ખત્મ થાય, નિફાસ ખત્મ થાય. પ્રથમ સબબ કે એમાં પુરૂષ તથા સ્ત્રી બંનેવ શરીક છે. હૈઝ તથા નિફાસ સ્ત્રીઓ સાથે ખાસ છે. સબબે આમ વર્ણન કર્યા બાદ ખાસ સબબ વર્ણવવું શરૂ કર્યું.

હૈઝ કેમ કે નિફાસની સરખામણી આમ (સામાન્ય) છે એટલા માટે હૈઝનું વર્ણન અગ્ર સ્થાને રાખ્યું. સ્ત્રીના શરીરમાં કુદરતે પ્રાકૃતિક રીતે એ શક્તિ રાખી છે કે તેના લોહીનો અમુક ભાગ તેણીના ગર્ભમાં જાય, એ જ વધારાનું લોહી ગર્ભાવસ્થાના દિવસોમાં ગર્ભવાળાનો ખોરાક હોય છે. અને દૂધના સમયમાં દૂધ બને છે. પણ જયારે સ્ત્રી ગર્ભ તથા દૂધ પાવાની હાલતમાં ન હોય ત્યારે લોહી દર મહિને નિશ્ચિત તારીખોએ સ્ત્રીના ગુપ્તાંગમાંથી બહાર પડે છે એ જ હૈઝ (માસિક) છે.

બાળજન્મ પછી ગર્ભમાં જમા થયેલુ લોહી જે વધારે આવે છે તે નિફાસ છે. બીમારીથી જે લોહી કે રતુબત નીકળે છે તે ઈસ્તેહાઝા છે. હૈઝ તથા નિફાસની હાલતમાં સ્ત્રી ન નમાઝ પઢી શકે છે ન રોઝા રાખી શકે છે ન કુર્આન મજીદ સ્પર્શી શકે છે ન પઢી શકે છે. ન મસ્જિદમાં જઈ શકે છે. નમાઝો માફ છે, અલ્બત્ત રોઝાઓની કઝા છે. ઈસ્તિહાઝાની હાલતમાં આ વાતો પણ મના નથી.

હૈઝનો શાબ્દિક અર્થ વહેવું છે. અરબવાસીઓ બોલે છે : حاضت السمرة બાવળના ઝાડથી લાલ રંગનું પાણી નીકળ્યું. આ બોલીમાં સ્ત્રીના ગુપ્તાંગમાંથી નીકળનાર લોહીને કહે છે. અરબવાસીઓ બોલે છે "હાજતુલ અરનબ" (حاضت الارنب) સસલાના ગર્ભાશયમાંથી લોહી નીકળ્યું. શરીઅતમાં એ લોહીને કહે છે જે બાલિગા સ્ત્રીના આગળના ભાગેથી નિયમાનુસાર (આદત મુજબ) નીકળે અને તે બીમારી તથા બાળજન્મના કારણે ન હોય.





**બિસ્મિલ્લાહિર્રહ્માનિર્રહીમ**



# كتاب الحيض



## "કિતાબુલ હૈઝ" હૈઝ વિશે પ્રકરણ

**"સ્ત્રીઓને માસિક સ્ત્રાવ ક્યારથી આવવા લાગ્યો ?"**

ت (٦٠) قال بعضهم كان أول ما أرسل الحيض على بني إسرائيل

**[તઅલીક઼ : ૬૦]** *"અમુક હઝરાતે ફર્માવ્યું કે સૌ પ્રથમ બની ઈસ્રાઈલ પર હૈઝ મોકલવામાં આવ્યું."*

حديث ٢٠٨ ان هذا امر كتبه الله على بنات ادم

**[હદીષ : ૨૦૮] "આ ચીજને હઝરત આદમની પુત્રીઓ માટે અલ્લાહ ﷻ એ નિશ્ચિત કરી આપેલ છે"**

سمعت القاسم يقول سمعت عائشة رضي الله تعالى عنها تقول

*"ક઼ાસિમ બિન મુહમ્મદ કહે છે કે મેં આઈશા رضی اللہ عنہا થી સાંભળ્યું, તે ફર્માવે છે કે*

### તઅલીક઼ : ૬૦ની સમજૂતી

આ ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદીકા અને હઝરત ઈબ્ને મસઊદ رضی اللہ عنہما નો ઈર્શાદ છે એને અબ્દુર્રઝ્ઝાકે પોતાના મુસન્નફમાં વર્ણન કર્યો છે કે એ બંનેવે ફર્માવ્યું. **બની ઈસ્રાઈલના પુરૂષો તથા સ્ત્રીઓ ભેગાં નમાઝ પઢતાં હતાં. સ્ત્રીઓ પુરૂષોને ઝાંકતી હતી તો અલ્લાહ ﷻ એ તેણીઓને હૈઝમાં સપડાવી દીધી અને મસ્જિદોમાં જવાથી રોકી દીધી.**

### સમજૂતી : ૨૦૮

**ક઼ાસિમ બિન મુહમ્મદ** : આપ હઝરત સિદીકે અકબર ના પૌત્ર હઝરત મુહમ્મદ બિન અબૂબક્ર رضی اللہ عنہما ના પુત્ર છે. મહાન તાબઈનની પ્રથમ હરોળના પણ સરદાર છે. યહ્યા ઈબ્ને સઈદે કહ્યું, એ દૌરમાં

خَرَجْنَا لَا نَرٰى اِلَّا الْحَجَّ فَلَمَّا كُنَّا بِسَرِفَ حِضْتُ فَدَخَلَ

*અમે કેવળ હજ્જના ઈરાદા સાથે નીકળ્યાં. જ્યારે ''સરફ''માં પહોંચ્યાં તો મને હૈઝ આવી ગયું એ વખતે*

عَلَیَّ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ وَاَنَا اَبْكِیْ فَقَالَ

*રસૂલુલ્લાહ ﷺ મારી પાસે આવ્યા અને હું રડી રહી હતી.*

મદીનામાં એમનાથી અફઝલ કોઈને નથી જોયો મદીનાના ફુકહાએ સબઆ (સાત પ્રખ્યાત ફકીહો)માંથી છે. હિ.સ. ૩૧માં પેદા થયા અને હિ.સ. ૧૦૧માં વિસાલ થયો.

**સરિફ** : મક્કા મોઅઝ્ઝમા પાસે એક જગાનું નામ છે તેના અને મક્કાને વચ્ચે લગભગ છથી દસ માઈલનું અંતર છે એ અલ્મિયત તથા તાનીષે મઅનવીના કારણે ગૈર મુન્સરિફ છે.

**(અનફિસ્ત)** : ઈમામ નવવીએ ફર્માવ્યું કે નૂનના ઝબર તથા પેશની સાથે બંનેનો અર્થ હૈઝ પણ થાય છે અને નિફાસ પણ. પણ મોટાભાગે એ છે કે પેશની સાથે જન્મના અર્થમાં છે. અને ઝબરની સાથે હૈઝના અર્થમાં છે. એનાથી નફ્સા હાઈઝના અર્થમાં આવે છે નફસાનું બહુવચન નિફાસ છે. નિફાસ મસ્દર પણ છે જેનો અર્થ લોહી છે. મુગરિબમાં છે નિફાસ એ نفست المرأة નો મસ્દર છે એનો અર્થ છે બાળક જણવું, 'કઝા'નો અર્થ અદા કરવું આવે છે, ઈર્શાદ છે : فاذا قضيت الصلوٰة

**પરિપૂર્ણતા** : હિ.સ. ૧૦માં જ્યારે પૂરો અરબસ્તાન ઈસ્લામ સ્વીકારી ચૂક્યો તો હુઝૂરે અક્દસ ﷺ પોતાની સર્વ અઝવાજે પાક (પવિત્ર બીવીઓ)ની સાથે હજ્જ માટે નીકળ્યા. મદીના પાકથી નીકળતી વખતે સૌનો મક્સદ હજ્જનો હતો પણ મીકાત પર પહોંચીને હુઝૂરે અક્દસ ﷺએ એલાન કરી આપ્યું કે જેનો જીવ ચાહે હજ્જનો એહરામ બાંધે તથા જેનો જીવ ચાહે ઉમરાનો બાંધે. હઝરત ઉમ્મુલ મો'મિનીન આઈશા رضی اللہ عنہاએ ઉમરાનો એહરામ બાંધ્યો. હુઝૂરે અક્દસ ﷺ શનિવારના દિવસે ઝોહરની નમાઝ બાદ ૨૬ ઝીકઅદાએ નીકળ્યા. મદીના પાકથી ૬ માઈલ દૂર ઝુલ હલીફા છે જે મદીનાની મીકાત છે ત્યાં રાતભર રોકાયા. સવારે એહરામ બાંધ્યો. આઠમા દિવસે શનિવારે સરિફ આવી પહોંચ્યા ત્યાં રાત પસાર કરી સવારે ૪ ઝીલ હજ્જના રોજ નવમા દિવસે મક્કા મોઅઝ્ઝમામાં પ્રવેશ્યા.

સરિફ પહોંચીને ઉમ્મુલ મો'મિનીન رضی اللہ عنہاને હૈઝ આવી ગયું. તેમને ખયાલ થયો કે જેવી રીતે હૈઝની હાલતમાં ન નમાઝની ઈજાઝત છે ન રોઝાની તો કદાચ હજ્જની પણ નહીં હોય અને હું હજ્જથી પણ મેહરૂમ રહી જઈશ એના લીધે રડવા લાગ્યાં. હુઝૂરે એમને તસલ્લી આપી કે, નહીં ! એવું નથી, તમે હજ્જના સર્વ અરકાન અદા કરી શકો છો, કેવળ તવાફ નથી કરી શકતાં. એટલા માટે કે તવાફ મસ્જિદે હરામમાં થાય છે અને હૈઝવાળી મસ્જિદમાં પ્રવેશી શકતી નથી.

**વર્ગીકરણ** : હઝરત ઉમ્મુલ મો'મિનીન અને હઝરત ઈબ્ને મસઊદ رضی اللہ عنہماનો જે કૌલ તઅલીકન વર્ણન પામ્યો છે એનાથી જાણવા મળે છે કે હૈઝ (માસિક સ્ત્રાવ)એ દુનિયવી સજારૂપે સર્વ પ્રથમ બની ઈસ્રાઈલની સ્ત્રીઓને આવ્યું અને આ હદીષમાં ખુલાસો છે કે હૈઝ આદમની ઔલાદની સ્ત્રીઓ માટે નિશ્ચિત થયેલ છે. આદમની ઔલાદમાંની સ્ત્રીઓ એમાં બની ઈસ્રાઈલ પહેલાંની સ્ત્રીઓ પણ સામેલ છે જેથી સાબિત થયું કે પ્રથમ દિવસથી જ સર્વ સ્ત્રીઓને હૈઝ આવતુ હતું.

તદ્ઉપરાંત કુર્આન મજીદમાં હઝરત સારહના બારામાં છે : وَامْرَأَتُهٗ قَآئِمَةٌ فَضَحِكَتْ ''તેમની પત્ની ઉભી હતી હસવા લાગી.'' *(હૂદ-૭૧)* તિબરી વગેરએ ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما વગેરેથી فضحكت ની

مَالَكِ اَنُفِسۡتِ قُلۡتُ نَعَمۡ قَالَ اِنَّ هٰذَا اَمۡرٌ كَتَبَهُ اللّٰهُ عَلٰى بَنَاتِ

*હુઝૂરે મને પૂછયું કે શું વાત છે ? શું તને હૈઝ આવી ગયું છે ? મેં અર્ઝ કરી, જી હા ! હુઝૂરે ફર્માવ્યું, આ*

اٰدَمَ فَاقۡضِىۡ مَا يَقۡضِى الۡحَاجُّ غَيۡرَ اَنۡ لَا تَطُوۡفِىۡ بِالۡبَيۡتِ قَالَتۡ

*એવી ચીજ છે જે આદમની પુત્રીઓ માટે ખુદાએ નિશ્ચિત કરી આપેલ છે. જે કાંઈ હજ્જ કરનાર કરે તમે પણ*

وَضَحّٰى رَسُوۡلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيۡهِ وَسَلَّمَ عَنۡ نِسَائِهٖ بِالۡبَقَرِ

*કરો, અલ્બત્ત બયતુલ્લાહનો તવાફ ન કરશો. હુઝૂરે પોતાની પત્નીઓ તરફથી ગાય કુર્બાન કરી."*

*(બુખારી, ૨/૮૩૨–અલઈઝાહી, મુસ્લિમ, ૧/૩૮૮–હજ્જ, નિસાઈ, ૧/૬૪–તહારત, ઈબ્ને માજહ–હજ્જ, ૨૧૯)*

તફસીર حاضت ની સાથે નક્લ કરી છે, એટલે હૈઝ આવી ગયું. *(ફત્હુલબારી, ૧/૩૪૧)*

તેમજ હાકિમ અને ઈબ્ને મુન્ઝરે સહીહ સનદ સાથે હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત કરી કે હઝરત હવ્વા જયારે જન્નતથી ઉતર્યા તો તેમને હૈઝ આવવા લાગ્યું. (ઉપર મુજબ)

એના પર ઈમામ બુખારીએ ફર્માવ્યું, રસૂલુલ્લાહ ﷺ નો ઈર્શાદ "અક્ષર" છે એટલે રિવાયતના એતબારથી એટલા માટે એને અગ્રતા હાંસલ છે. એક નુસ્ખામાં "અક્ષર"ને બદલે "અકબર" છે એટલે કે સહાબીના કૌલ કરતાં રસૂલલ્લાહ ﷺ નો આદેશ મોટો છે એટલે મહાન તથા અકબર છે એટલા માટે તેને અગ્રતા છે.

અલ્લામા અયનીએ વર્ગીકરણની એ સ્થિતિ કાઢી કે બની ઈસ્રાઈલ પર તેમની નાફર્માનીના કારણે એ અઝાબ આવ્યો કે તેમની સ્ત્રીઓનું હૈઝ બંધ કરી દેવામાં આવ્યું. આ અઝાબ એ રીતે છે કે પેદાઈશના નિયમના સબબોમાં હૈઝ પણ છે. જે સ્ત્રીને હૈઝ નથી આવતું તે વાંઝણી રહે છે. એક મુદ્દત સુધી એ જ રહ્યું પછી અલ્લાહ عزوجل એ ચાલુ કરી આપ્યું.

પણ તઅલીક્નો એ શબ્દ **اول ما ارسل الله الحيض** આ ખુલાસાના સાથે મેળ ખાતો નથી એટલા માટે રસ્તો એ જ રહી ગયો કે ઈમામ બુખારીએ જે ફર્માવ્યું છે એને જ અપનાવવામાં આવે.

**એક શંકા :** **بقر** (બકર) તે (ة) વિના જાતિ છે જે એક તથા અનેક સૌના માટે બોલવામાં આવે છે. અલ્બત્ત **بقرة** (ة તે) "તા"એ મુદવ્વરહની સાથે એકવચન છે એનો અર્થ એક ગાય છે જેમ કે **تمر** **تمرة** તથા અને **كلم** તથા **كلمة** વગેરે. હવે શંકા એ છે કે હજ્જતુલ વિદાઅમાં સૌ પાક બીવીઓ તથા તેમની સંખ્યા તે વખતે નવ હતી. એના પર ઈજમાઅ છે કે એક ગાયમાં કેવળ સાત માણસો શરીક થઈ શકે છે પણ નવ પાક બીવીઓ તરફથી કેવળ એક જ ગાય કેવી રીતે દુરુસ્ત છે ?

જો સર્વ રિવાયતોમાં **بالبقر** (બિલ્ બકર) અથવા **بقر** (બકર) ة વિના હોત તો તાવીલ શક્ય હતી કે હુઝૂરે અક્દસ ﷺ એ પાક પત્નીઓની તરફથી એકથી અધિક કુર્બાની કરી, પણ અમુક રિવાયતોમાં **بالبقر** ની સાથે છે આ ة **તા** એ તાનીષ નથી એટલા માટે કે જાનવરોના માટે ة તાએ "તાનીષ" **تانيث** નથી આવતી અને જો આવતી પણ હોય તો અબૂ દાઊદ અને ઈબ્ને માજહની હદીષમાં બકરહ્ (**بقرة**) એક વચન આવ્યું છે જે એકલા માટે જ દલીલ પુરવાર કરે છે.

**જવાબ :** પ્રથમ તો અમને એ માન્ય નથી કે જાનવરોમાં ة **તા** એ તાનીષ નથી આવતી.

લુગાતના ઈમામ ઈબ્નુસ્સકીતે તેની સ્પષ્ટતા કરી છે કે જાનવરોનાં નામો પર પણ ة આવે છે. આ લુગત પર

بالبقرة તથા بالبقرنો ફાયદો એક થયો. રહી ગઈ તે રિવાયતમાં જેમાં بالبقرة.....الواحدة આવેલ છે તે લગભગ રાવીનો પોતાના તરફથી ઉમેરો છે કોઈ રાવીએ بالبقرةની تاءને એકવચનની تاء સમજી લીધી પોતાની સમજ અનુસાર الواحدة વધારી દીધું.

આ જવાબનું સમર્થન મુસ્લિમની આ હદીષથી થાય છે જે હઝરત જાબિર رضی اللہ عنہથી મરવી છે. તે કહે છે : ذبح رسول الله صلى الله تعالى عليه وسلم عن عائشه بقرة يوم النحر "રસૂલુલ્લાહ ﷺએ હઝરત આઈશાની તરફથી યૌમે નહરમાં એક ગાયની કુર્બાની કરી." *(મુસ્લિમ, ૧/૪૨૪–હજ્જ)*

પણ એના પર એ શંકા રહી જાય છે કે હઝરત સિદ્દીકાની તરફથી એક ગાય થઈ તો પછી બાકી આઠ પાક બીવીઓની તરફથી એક જ ગાયની કુર્બાની થઈ.

સહીહ જવાબ એ છે કે હુઝૂરે અક્દસ ﷺએ એ કુર્બાની કેવળ તે જ પાક બીવીઓ તરફથી કરી જેમણે મીકાતથી કેવળ ઉમરાનો એહરામ બાંધ્યો હતો. અબૂ દાઊદ અને ઈબ્ને માજહમાં હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہથી રિવાયત છે કે તેમણે ફર્માવ્યું, ذبح عمن اعتمر من نسائه بقرة بينهن "હુઝૂરે તે પત્નીઓ તરફથી સંયુક્ત રીતે એક ગાયની કુર્બાની કરી જેમણે ઉમરો કર્યો." *(અબૂ દાઊદ, ૧/૩૦૪–મનાસિક)*

શક્ય છે કે અમુક પાક બીવીઓએ ઉમરાનો એહરામ ન બાંધ્યો હોય અને કેવળ હજ્જનો એહરામ બાંધ્યો હોય.

**ઈઝાહુલ બુખારી** : એમાં بالبقرة الواحدةની રિવાયત નિસાઈ પ્રતિ સંબંધિત છે, જ્યારે કે એ મને નિસાઈમાં ન મળી. અલ્બત્ત અબૂ દાઊદ તથા ઈબ્ને માજહમાં છે. જાનવરોનાં નામો પર **તા** એ તાનીષ દાખલ થાય છે એના પર દલીલ કરતાં તેમણે હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہનો આ બનાવ નકલ કર્યો છે :–

મશ્હૂર મુહદ્દિષ કતાદા જ્યારે કુફા પહોંચ્યા તો તેમની આસપાસ ભીડ લાગી ગઈ, ઈલ્મ પિપાસુઓ તૂટી પડયા. એ જમાનો હઝરત ઈમામે આ'ઝમની નાની વયનો હતો. આપ હઝરત કતાદાની ખ્યાતિ સાંભળીને હાજર થયા અને સવાલ કર્યો, જે કીડીએ હઝરત સુલૈમાન علیہ السلام અને તેમના લશ્કરને જોઈને એવું કહ્યું હતું કે, હે કીડીઓ ! પોત પોતાના દરોમાં ચાલી જાવ ! ક્યાંક અજાણતામાં સુલૈમાન તથા તેમના સૈનિકો તમને કચડી ન કાઢે. તે કીડી નર હતી કે માદા ? હઝરત કતાદા કોઈ જવાબ ન આપી શક્યા તો હઝરત ઈમામે ફર્માવ્યું કે એ કીડી માદા હતી ? એટલા માટે કે કુર્આને કરીમમાં છે : قَالَتْ نَمْلَةٌ

એનાથી ઈઝાહુલ બુખારીના લેખકે એ દલીલ કરી છે કે હઝરત ઈમામનો પણ મઝહબ એ જ હતો કે, تاء **તા** એ તાનીષ જાનવરોનાં નામો પર સામેલ થાય છે એટલા માટે કે હઝરત ઈમામે نملةની تاءથી એના માદા હોવા પર દલીલ કરી છે.

**હું કહું છું** : આ જબરદસ્તી હઝરત ઈમામના માથા પર થોપવું છે ! શક્ય છે કે ઈમામની દલીલ تاءના બદલે قالتના સેગા من قولها અને مونثની ઝમીર તાનીષના સેગાથી હોય.



## حديث ٢٠٩ ترجيل الحائض راس زوجها

**[હદીષ : ૨૦૯] "હૈઝવાળી સ્ત્રી પતિને સ્પર્શી શકે છે"**

عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهَا قَالَتْ كُنْتُ اُرَجِّلُ رَاْسَ رَسُوْلِ اللّٰهِ

*"હઝરત આઈશા رضی اللہ عنہا એ વર્ણન કર્યુ કે હું રસૂલુલ્લાહ ﷺના*

صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَاَنَا حَائِضٌ ع ه

*માથામાં કાંસકી કરતી હતી એ હાલતમાં કે હું હૈઝવાળી હતી."*

*(ઉપર મુજબ, ૧/૨૭૪, એ'તેકાફ, ૨/૮૭૯–લિબાસ, તિર્મિઝી–શમાઈલ–૪ નિસાઈ, ૧/૪૮–તહારત)*

## حديث ايضًا ٢١٠

**[હદીષ : ૨૧૦] "હૈઝવાળી સ્ત્રી પતિને સ્પર્શી શકે છે"**

اَخْبَرَنِىْ هِشَامُ بْنُ عُرْوَةَ عَنْ عُرْوَةَ اَنَّهٗ سُئِلَ

*"હેશામ ઈબ્ને ઉરવાએ ખબર આપી કે હઝરત ઉરવાથી પૂછવામાં આવ્યું,*

**સમજૂતી : ૨૦૯–૨૧૦**

**હેશામ** : ઈબ્ને ઉરવા ઈબ્ને ઝુબૈર رضی اللہ عنہ મદીના પાકના મશહૂર તાબઈનમાંથી છે. તેમનાથી પુષ્કળ હદીષો રિવાયત પામેલી છે. અગ્રગણ્ય મહાન તાબઈનમાંથી છે. મદીનાવાસીઓના તબકા રાબિઆથી છે. તેમણે હદીષ પોતાના કાકા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર અને ઈબ્ને ઉમર رضوان اللہ تعالیٰ علیہم اجمعینથી સાંભળી છે. એક કૌલ એ છે કે હઝરત ઈબ્ને ઉમરની ઝિયારત (મુલાકાત) થઈ પણ તેમનાથી હદીષ નથી સાંભળી. હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ, હઝરત અનસ ઈબ્ને માલિક તથા હઝરત સહલ ઈબ્ને સઅદ સાઅદી رضوان اللہ تعالیٰ علیہم اجمعینની મુલાકાતથી પણ મુશર્રફ થયા. શહેનશાહ મન્સૂરના દૌરમાં કૂફા તશરીફ લાવ્યા તો એમનાથી કૂફાવાસીઓએ હદીષો સાંભળી.

એ તથા ખલીફા રાશિદ "ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ", ઈમામ ઝુહરી, કતાદા તથા અઅ્મશ આશૂરા હિ.સ. ૬૧ના રોજ બરાબર તે સમયે પેદા થયા જે દિવસે સૈયદુશ્શોહદા હઝરત ઈમામ હુસૈન કર્બલામાં શહીદ થયા. અંતિમ વયે બગદાદ મન્સૂર પાસે આવી ગયા હતા, ત્યાં હિ.સ. ૧૪૫ કે ૧૪૬ અને ૧૪૭માં વિસાલ થયો. મન્સૂરે તેમની જનાઝાની નમાઝ પઢાવી. મકબરો ઝિખરાનની પશ્ચિમ તરફ બજારથી બહાર ખાઈની પાછળ બાબે કતરબિલની તરફ બાબે હર્બના મકબરાઓમાં મઝાર છે. મઝાર પર તખ્તી લાગેલી છે જેના પર કોતરેલું છે : "આ હેશામ ઈબ્ને ઉરવાની કબર છે."

કેટલાક લોકો એવું કહે છે કે ખિઝરાનની પૂર્વ બાજુ દફન થયા છે અને પશ્ચિમ બાજુ જે મઝાર છે તે "હેશામ

اَتَخْدِمُنِی الْحَائِضُ اَوْ تَدْنُوْا مِنِّی الْمَرْاَۃُ وَھِیَ جُنُبٌ - فَقَالَ عُرْوَۃُ کُلُّ

*શું હૈઝવાળી મારી ખિદમત કરી શકે છે ? જુનુબી સ્ત્રી મારી પાસે આવી શકે છે ? એના પર ઉરવાએ*

ذَالِكَ عَلَیَّ ھَیِّنٌ وَکُلُّ ذَالِكَ یَخْدِمُنِیْ وَلَیْسَ عَلٰی اَحَدٍ فِیْ ذَالِكَ بَاْسٌ

*ફર્માવ્યું, એ સૌ મારા માટે આસાન છે અને એ સૌ મારી ખિદમત કરે છે એમાં કોઈના માટે કોઈ વાંધો નથી.*

ઈબ્ને ઉરવા મરૂઝી"નો છે જે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારકના સાથીઓમાંથી હતા.

**અબૂ અબ્દુલ્લાહ** : ઉરવા બિન ઝુબૈર બિન અવામ હવારીએ રસૂલુલ્લાહ ﷺ મદીના પાકના મશ્હૂર સબઆ ફકીહોમાંથી છે. ખૂબ જ જબરદસ્ત, આબિદ, ઝાહિદ, રાત્રે જાગી ઈબાદત કરનાર બુઝુર્ગ હતા, દરરોજ અમુક ૧/૪ કુર્આન શરીફ કુર્આનમાં જોઈને તિલાવત કરતા, ચોથાઈ કુર્આન રાતમાં તહજ્જુદમાં પઢતા.

ઈમામ ઝુહ્રીએ એમના બારામાં ફર્માવ્યું, આ તે દરિયો છે જે કદી સૂકાતો નથી. એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈરના સગા ભાઈ હતા. બંને હઝરાત અસ્મા બિન્તે અબૂબક્ર رضی اللہ عنہاના પેટથી છે. હિ.સ. ૨૨ કે ૨૬માં પેદા થયા અને હિ.સ. ૯૩ કે ૯૪ સનતુલ ફુકહામાં વિસાલ ફર્માવ્યો. મદીના પાકથી ચાર રાતના અંતરે "રબ્ઝા"ની આસપાસમાં એક ખૂબ જ લીલાછમ સ્થળે મકામે ફુરઅ છે ત્યાં વફાત પામ્યા, ત્યાં જ દફન થયા.

એકવાર હઝરત અમીર મુઆવિયહ્ رضی اللہ عنہના હુકૂમતના દૌરમાં અબ્દુલ મલિક બિન મરવાન અને આ અને તેમના બંને ભાઈ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુસ્અબ મસ્જિદે હરામમાં ભેગા થયા તો તે લોકોએ આપસમાં કહ્યું, આવો ! આપણે લોકો પોતપોતાની તમન્ના જાહેર કરીએ. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેરે કહ્યું, મારી તમન્ના છે કે હરમૈન તૈયૈબેનનો માલિક બનું અને ખિલાફત મેળવું. મુસ્અબે કહ્યું, મારી તમન્ના છે કે હું ઈરાકૈન એટલે કે કૂફા તથા બસરાનો હાકિમ બનું અને કુરૈશની બે અતિ બુદ્ધિશાળી ખાતૂનોને મારા નિકાહમાં ભેગી કરું, સકીના બિન્તે હુસૈન અને આઈશા બિન્તે તલ્હાને. અબ્દુલ મલિકે કહ્યું, મારી આરઝૂ એ છે કે હું પૂરી જમીનનો માલિક બનું અને મુઆવિયાનો અનુગામી બનું. ઉરવાએ કહ્યું, મારી આરઝૂ તમારા લોકો જેવી નથી, મારી તમન્ના એ છે કે દુનિયાથી અલગ રહું, આખેરતમાં જન્નત પામુ અને મારાથી આ ઈલ્મ (હદીષ) રિવાયત પામે. ખુદાની શાન કે દરેકની તમન્ના પૂરી થઈ. એના કારણે વલીદ ઈબ્ને અબ્દુલ મલિક કહ્યા કરતો હતો કે જેને એ તમન્ના હોય કે જન્નતીને જુએ તે ઉરવાને જુએ.

ખૂબ જ સહનશીલ, સાબિર તથા શાકિર હતા. એકવાર વલીદને ત્યાં ગયા તો પગોમાં સડો થઈ ગયો. વલીદે કહ્યું, પગો કપાવી લો પહેલાં ઈન્કાર કર્યો પણ એની અસર જાણે પીંડલી સુધી પહોંચી ગઈ તો વલીદે કહ્યું, જો કપાવશો નહીં તો આ પૂરા શરીરમાં પ્રવેશી જશે. પગ કાપનારો આવ્યો તેણે વિનંતિ કરે કે **શરાબ પી લો જેથી એહસાસ ન થાય. ફર્માવ્યું, હું અલ્લાહની હરામ કરેલી ચીજ વડે ભલાઈ નથી ચાહતો.** તેણે વિનંતિ કરી કે કોઈ ઉંઘાડી દે તેવી દવા આપી દઉં ! તો ફર્માવ્યું, હું નથી ચાહતો કે મારું કોઈ અંગ કાપવામાં આવે અને મને તેની તકલીફનો એહસાસ ન થાય અને તેના સવાબથી વંચિત રહું. પછી અમુક લોકો આવ્યા કે પકડી રાખીએ. ફર્માવ્યું, કોઈ જરૂરત નથી !

છેવટે પગોનો ગોશ્ત પ્રથમ છરી વડે પછી હાડકુ આરી વડે કાપવામાં આવ્યું અને આહ સુદ્ધાં ન કર્યું ! તકબીર તથા તેહલીલમાં વ્યસ્ત રહ્યા એટલે સુધી કે જ્યારે ઝૈતૂનનું તેલ લોખંડના ચમચાઓમાં ઉકાળીને ડામવામાંઆવ્યું તો બેહોશ થઈ ગયા. રાહત થતાં ચહેરા પરથી પસીનો લૂછવા લાગ્યા. **કપાયેલો પગ હાથમાં લઈને ઉલટવા પલટવા લાગ્યા અને ફર્માવ્યું, તે જાતની કસમ ! જેણે મને તારા પર**

اَخْبَرَتْنِیْ عَائِشَةُ اَنَّهَا کَانَتْ تُرَجِّلُ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

*મને હઝરત આઈશાએ ખબર આપી કે તે હૈઝની હાલતમાં રસૂલુલ્લાહ ﷺને કાંસકી કરતાં હતાં.*

وَھِیَ حَائِضٌ وَرَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ حِیْنَئِذٍ مُّجَاوِرٌ فِی الْمَسْجِدِ

*રસૂલુલ્લહ ﷺ મસ્જિદમાં (એ'તેકાફની હાલતમાં) હોતા, એમના તરફ પોતાનું માથુ આગળ કરી આપતા તે*

یُدْنِیْ لَهَا رَاْسَهٗ وَھِیَ فِیْ حُجْرَتِهَا فَتُرَجِّلُهٗ وَھِیَ حَائِضٌ ع

*પોતાના હુજરામાં હોતાં, તે હુઝૂરના માથામાં કાંસકી કરતાં જ્યારે કે તે હૈઝની સ્થિતિમાં હોતાં."*

*(ઉપર મુજબ, ૧/૩૭૧-એ'તેકાફ, મુસ્લિમ, ૧/૪૨-હૈઝ, અબૂ દાઊદ, ૧/૩૩૪-સિવાય, નિસાઈ, ૧/૪૮-તહારત, ઈબ્ને માજહ, તહારત-૪૬, એ'તેકાફ-૧૨૮, દારમી-વુઝૂ-૧૦૮, મોઅત્તા, ઈમામ માલિક-તહારત, ૧૦૨, મુસ્નદે ઈમામ અહમદ)*

**સવાર કર્યો, તારા થકી કોઈ ગુનાહની તરફ નથી ગયો.** આ બધું એવી રીતે થયું કે ત્યાં જ વલીદ વાતો કરતો રહ્યો તેને ખબર પણ ન થઈ. જ્યારે ડામ દેવાની ગંધ ફેલાઈ તો જાણ થઈ.

એ જ સફરમાં તેમના સાહબઝાદા મુહમ્મદ, વલીદના તબેલામાં ગયા તો કોઈ ચો પગાએ તેમને મારી દીધું અને તે શહીદ થઈ ગયા. જ્યારે મદીનાપાક આવ્યા તો આ આયતે કરીમા તિલાવત કરી : لَقَدْ لَقِیْنَا مِنْ سَفَرِنَا ھٰذَا نَصَبًا "આપણા સફરથી અમને ખૂબ જ તકલીફ પહોંચી." *(કહફ-૬૨)*

એટલા સખી તથા જવ્વાદ હતા કે બાગમાં જ્યારે ફળો તૈયાર થઈ જતાં તો બાઉન્ડરીની દીવાલોમાં કાણાં કરી આપતા જેથી લોકો બાગમાં આવીને ખાતા પણ અને બાંધીને લઈ પણ જતા. જ્યારે બાગમાં જતા તો આ આયતે કરીમા તિલાવત કરવા લાગતા : وَلَوْلَا اِذْ دَخَلْتَ جَنَّتَكَ قُلْتَ مَا شَاءَ اللّٰہُ لَا قُوَّةَ اِلَّا بِاللّٰہِ "અને જ્યારે તું તારા બાગમાં ગયો તો માશાઅલ્લાહ લા કુવ્વત ઈલ્લાબિલ્લાહ કેમ ન કહ્યું." *(કહફ-૩૮)*

તેમણે પોતાના વાલિદૈન (માં બાપ) અને પોતાના માસી હઝરત ઉમ્મુલ મો'મિનીન આઈશા સિદ્દીકા رضی اللہ عنہا અને અગ્રેસર સહાબીઓથી હદીષો રિવાયત કરી છે.

**પ્રકરણનો ફાયદો** : અહીં ઈમામ બુખારીએ પ્રકરણનું હેડીંગ એ બતાવ્યું છે કે, **غسل الحائض راس زوجها و ترجيله** "હૈઝવાળાનું પોતાના પતિના માથાને ધોવું અને એમાં કાંસકી કરવું."

કુર્આન કરીમમાં છે : فَاعْتَزِلُوا النِّسَاءَ فِی الْمَحِیْضِ "હૈઝની હાલતમાં સ્ત્રીઓથી અલગ રહો." (બકરહ) એનાથી એ શંકા થઈ શકે છે કે હૈઝવાળી સ્ત્રીઓ થકી કોઈ ખિદમત નથી લઈ શકાતી. પણ આ પ્રકરણ રચીને ઈમામ બુખારીએ એ શંકાનું નિવારણ કરી આપ્યું કે આ આયતમાં اعتزالથી મુરાદ સંભોગ ન કરવો છે, તદ્દન જ જુદા રહેવું તે એ રીતે કે પતિને હાથ પણ ન લગાડી શકાય એ મુરાદ નથી. અલ્બત્ત એક ખટકો રહી જાય છે કે પ્રકરણના હેઠળ જે હદીષ લાવ્યા તેનાથી કાંસકી કરવું તો સાબિત થઈ ગયું પણ માથુ ધોવું સાબિત ન થયું.

**હું કહું છું** : ચર્ચા કાંસકી કરવા તથા ધોવાની નથી પણ પતિને હાથ લગાડવાની અને ન લગાડવાની છે. હદીષથી જ્યારે સાબિત કે હૈઝવાળી પતિને કાંસકો કરી શકે છે જેમાં હાથ લગાડવો અનિવાર્ય છે તો એના પર કયાસ કરીને માથુ ધોવું પણ સાબિત થશે. એટલા માટે કે એમાં પણ હાથ લગાડવાથી વધુ અન્ય કોઈ વાત નથી.

અમારી આ તક્રીર (ચર્ચા)થી ઈઝાહુલ બુખારીના કર્તાને કમફહમી થઈ, તેમણે લખ્યું છે કે પ્રકરણનું પ્રથમ જુઝ (ભાગ) હદીષથી સાબિત નથી. અમે પ્રસ્તાવનામાં દર્શાવી ચૂક્યા કે પ્રકરણની સાબિતીનો એક તરીકો એ પણ છે કે હદીષના પ્રકરણ પર દલાલત ઈલ્તેઝામી હોય, જે અહીં મૌજૂદ છે તે બુઝુર્ગોએ હઝરત ઉરવાની

ت (٦١) وَكَانَ اَبُوْ وَائِلٍ يُرْسِلُ خَادِمَهُ وَهِيَ حَائِضٌ اِلٰى اَبِىْ رَزِيْنٍ

''અબૂ વાઈલ પોતાની ખાદિમાને અબૂરઝીનની પાસે મોકલતા તે મુસ્હફ લાવતી

فَتَاْتِيْهِ بِالْمُصْحَفِ فَتُمْسِكُهُ بِعِلَاقَتِهٖ ع

અને ગિલાફની સાથે પોતાના હાથમાં પકડીને રહેતી, જો કે તેણી હૈઝવાળી હોતી.'' (ઈબ્ને અબી શૈબા)

## حدیث (۲۱۱) قراءة القرآن متكئا فى حجر الحائضة

## [હદીષ : ૨૧૧] ''હૈઝવાળી સ્ત્રીની ગોદમાં ટેક લગાડી કુર્આન પઢવું''

عَنْ مَنْصُوْرِ بْنِ صَفِيَّةَ اَنَّ اُمَّهٗ حَدَّثَتْهُ اَنَّ عَائِشَةَ حَدَّثَتْهَا اَنَّ النَّبِيَّ

''મન્સૂર ઈબ્ને સફિય્યાથી રિવાયત છે કે તેમનાં માંએ આ હદીષ વર્ણન કરી કે હઝરત આઈશાએ તેમને આ

દલીલોને પણ નથી જોઈ કે તે કાંસકી કરવાથી મુત્લકન ખિદમત નાજાઈઝ હોવા માટે દલીલ લાવ્યા. હઝરત ઉરવાથી બે સવાલ થયા હતા, એક એ કે હૈઝવાળી પતિની સેવા કરી શકે છે કે નહીં ? અને બીજો એ કે જુનુબી સ્ત્રી ખિદમત કરી શકે છે કે નહીં ? હઝરત ઉરવાએ ફર્માવ્યું, બંને ખિદમત કરી શકે છે, તેમજ એ પણ કહ્યું કે કોઈની નજીક એમાં કોઈ વાંધો નથી, ઉરવાએ દલીલમાં આ હદીષ પેશ કરી જેનાથી એ સાબિત થયું કે હૈઝવાળી પોતાના પતિની ખિદમત કરી શકે છે. હદીષમાં જુનુબીનું વર્ણન નથી.

પણ સમજ ધરાવનારાઓ પર રોશન છે કે હૈઝવાળી પોતાના પતિની સેવા કરી શકે છે અને જુનુબી સ્ત્રી જેની આ હાલત નથી, એના શરીરથી જે નજાસત નીકળવાની હતી નીકળી ચૂકી, હવે કોઈ નજાસત નથી નીકળ તી તો એ એથી વિશેષ કક્ષાએ સેવા કરી શકે છે. ثم એ છે કે હૈઝની હાલતમાં ધૃણા ઉપજવી અધિક બને એથી ઉલ્ટુ જનાબતમાં કે એમાં કોઈ ધૃણા ઉપજતી નથી. ન્યાયવાળાઓ વિચાર કરે, અહીં ઈમામ બુખારીએ ક઼યાસ કર્યો, હઝરત ઉરવાએ ક઼યાસ કર્યો પણ એ قَيَّاس નથી એહલે હદીષ છે. અને અહનાફ ક઼યાસ કરે તો ગૈર મુક઼લ્લિદો તરફથી قَيَّاسનો લક઼બ પામે !

**મસાઈલ** : (૧) એ'તેકાફ કરનાર પોતાનું માથુ અથવા કોઈ અંગ મસ્જિદથી બહાર કાઢી નાખે તો એ'તેકાફ તૂટશે નહીં. (૨) કોઈએ ક઼સમ ખાધી કે ફલાણા ઘરમાં જઈશ નહીં જો માથું, હાથ ઘરમાં દાખલ કર્યો તો ક઼સમ તૂટશે નહીં. (૩) પત્નીની રઝામંદીથી પતિ ખિદમત લઈ શકે છે પણ જબરદસ્તી નહીં. (૪) હૈઝવાળી તથા જુનુબીનું જાહેરી શરીર પાક છે. (૫) فاعتزلوا النساء فى المحيض ولاتباشروهن وانتم عاكفون فى المسٰجدથી મુરાદ સંભોગ છે અને બીજી આયતથી મુરાદ સંભોગની સાથે ચુંબન કરવાના સબબો છે. તદ્દન સ્પર્શવા કે હાથ લગાડવાની મનાઈ નથી. (૬) હૈઝવાળીએ મસ્જિદમાં જવું જાઈઝ નથી. (૭) પુરૂષ પોતાના વાળોને કાંસકી કરી શકે છે એ જ રીતે ઝીનત (શણગાર) કરી શકે છે.

**સમજૂતી : તઅલીક઼-૬૧, હદીષ-૨૧૧**

રઝીનનું નામ મસઊદ ઈબ્ને માલિક અસદી છે. એ અબૂ વાઈલના ગુલામ હતા. તાબઈ છે. અહીં પ્રકરણ એ

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ كَانَ يَتَّكِئُ فِي حَجْرِي وَاَنَا حَائِضٌ ثُمَّ يَقْرَءُ الْقُرْآنَ

હદીષ વર્ણન કરી કે નબી ﷺ મારી ગોદમાં ટેક લગાડીને કુર્આન પઢતા જ્યારે કે હું હૈઝની હાલતમાં રહેતી."

## حديث (٢١٢) مضاجعة الزوج مع الحائض فى لحاف واحد

## [હદીષ : ૨૧૨] "હૈઝવાળી સ્ત્રી સાથે એક ચાદરમાં સૂવું જાઈઝ છે"

عَنْ اَبِيْ سَلَمَةَ اَنَّ زَيْنَبَ بِنْتَ اُمِّ سَلَمَةَ حَدَّثَتْهُ اَنَّ اُمَّ سَلَمَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهَا

"અબૂ સલ્માએ રિવાયત કરી કે ઝયનબ બિન્તે ઉમ્મે સલમાએ હદીષ વર્ણન કરી કે હઝરત ઉમ્મે સલ્મા رضی اللہ عنہا એ

حَدَّثَتْهَا قَالَتْ بَيْنَ اَنَا مَعَ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ مُضْطَجِعَةً

વર્ણન કર્યુ કે હું નબી ﷺની સાથે એક ચાદરમાં સૂતી હતી કે મને હૈઝ આવી ગયું તો હું ધીરે રહીને ખસી

فِيْ خَمِيْصَةٍ اِذْ حِضْتُ فَانْسَلَلْتُ فَاَخَذْتُ ثِيَابَ حَيْضَتِيْ قَالَ اَنُفِسْتِ

ગઈ અને મેં હૈઝનાં કપડાં લીધાં. હુઝૂરે ફર્માવ્યું,શું તને હૈઝ આવી

قُلْتُ نَعَمْ فَدَعَانِيْ فَاضْطَجَعْتُ مَعَهٗ فِي الْخَمِيْلَةِ ع ـه

ગયું ? મેં અર્ઝ કરી, જી ! છતાં હુઝૂરે મને બોલાવી અને હું હુઝૂરની સાથે એક જ ચાદરમાં સૂઈ ગઈ."

(ઉપર મુજબ, ૧/૨૫૮–સિયામ, મુસ્લિમ, ૧/૧૪૨–હૈઝ, નિસાઈ, ૧/૫૪–તહારત, દારમી, ૧/૧૦૭, વુઝૂ)

છે કે, "પુરૂષનું હૈઝવાળીની ગોદમાં માથુ રાખીને કુર્આન પઢવું" તઅલીક઼ને પ્રકરણ સાથે કોઈ સંબંધ નથી અલ્બત્ત હદીષ સાથે છે અને એ જ અમારો પણ મઝહબ છે.

### સમજૂતી : ૨૧૨

જાહેર રીતે એવી શંકા ઉદ્‌ભવે છે કે અબૂ સલ્મા તથા ઉમ્મે સલ્મામાં જે ઈઝાફત છે તે એક જ વ્યક્તિની તરફ છે પણ હકીકતમાં એવું નથી. ઉમ્મુલ મો'મિનીન હઝરત ઉમ્મે સલ્મા رضی اللہ عنہاની કુન્યિત ઉમ્મે સલ્મા તેમના સાહબઝાદાની તરફ નિસ્બત કરીને છે જે તેમના પ્રથમ પતિ હઝરત અબૂ સલ્મા બિન અબ્દુસ્ સઅદ رضی اللہ عنہથી હતા, અને આ હદીષના રાવી અબૂ સલ્મા હઝરત અબ્દુર્રહ્‌માન બિન ઔફ رضی اللہ عنہના સાહબઝાદા છે.

હઝરત ઝૈનબ બિન્તે ઉમ્મે સલ્મા رضی اللہ عنہا હઝરત અબૂ સલ્માથી હતાં પહેલાં એમનું નામ કિબર્રા હતું. હુઝૂરે અક઼દસ ﷺએ બદલીને ઝૈનબ રાખ્યું. હિજરત પહેલાં હબ્શા અથવા મક્કા મોઅઝ્ઝમામાં પેદા થયાં. તેમના નિકાહ અબ્દુલ્લાહ ઈબ્ને જમ્આ رضی اللہ عنہના સાથે થયા હતા. આપ પોતાના સમયમાં પ્રથમ કક્ષાનાં આબિદા ફકીહા હતાં. તેમના થકી એક મખ્લૂકે હદીષ રિવાયત કરી. હિરાના બનાવ પછી ઈન્તેકાલ થયો. આ હદીષથી સાબિત થયું કે હૈઝવાળી સાથે એક ચાદરમાં સૂવું નાજાઈઝ નથી બલ્કે એમાં મામૂલી કરાહત પણ નથી, અલ્બત્ત ડૂંટીની નીચેથી લઈને ગુથણો સુધી એટલુ જાડુ કપડું આડ હોય કે હૈઝવાળીના શરીરની (એ ભાગની) ગરમી પતિ મેહસૂસ ન કરે.

## حدیث (٢١٣) عن عائشة قالت یباشرنی وانا حائض

**[હદીષ : ૨૧૩] "હૈઝવાળી સાથે સંભોગનું બયાન"**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہَا قَالَتْ کُنْتُ اَغْتَسِلُ اَنَا وَالنَّبِیُّ صَلَّی

"હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું, હું અને નબી ﷺ એક જ વાસણમાં ગુસ્લ કરતાં જો કે અમે બંનેવ

اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ مِنْ اِنَاءٍ وَاحِدٍ وَکِلَانَا جُنُبٌ وَکَانَ یَامُرُنِیْ فَاتَّزِرُ فَیُبَاشِرُنِیْ وَاَنَا

જુનુબી હોતાં. જ્યારે મને હૈઝ આવતું તો મને હુકમ આપતા, હું તેહબંદ બાંધી લેતી ત્યારબાદ મારી સાથે

حَائِضٌ وَکَانَ یُخْرِجُ اِلَیَّ رَاسَہٗ وَھُوَ مُعْتَکِفٌ فَاَغْسِلُہٗ وَاَنَا حَائِضٌ

સંભોગ કરતા અને એ'તેકાફની હાલતમાં પોતાના માથા મુબારકને મારી તરફ મસ્જિદથી બહાર કરી આપતા, હું તેને ધોઈ આપતી જ્યારે કે હું હૈઝવાળી હોતી."

(મુસ્લિમ, ૧/૧૪૧–હૈઝ, અબૂ દાઊદ, ૧/૩૬–તહારત, તિર્મિઝી, ૧/૧૯–તહારત, નિસાઈ, ૧/૫૪–તહારત, ઈબ્ને માજહ, તહારત, ૪૬)

## حدیث ایضًا (٢١٤)

**[હદીષ : ૨૧૪] "હૈઝવાળી સાથે સંભોગનું બયાન"**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہَا قَالَتْ کَانَتْ اِحْدَانَا

"ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું, અમારામાંથી જ્યારે કોઈ હૈઝવાળી

اِذَا کَانَتْ حَائِضًا فَاَرَادَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

હોતી અને રસૂલુલ્લાહ ﷺ તેની સાથે સંભોગ કરવાનો ઈરાદો કરતા તો હૈઝના જોશની

اَنْ یُّبَاشِرَھَا اَمَرَھَا اَنْ تَتَّزِرَ فِیْ فَوْرِ حَیْضَتِہَا ثُمَّ یُبَاشِرُھَا قَالَتْ

હાલતમાં તેણીને હુકમ આપતા કે તેહબંદ બાંધી લે. પછી તેની સાથે સંભોગ કરતા. હઝરત આઈશાએ

### સમજૂતી : ૨૧૩–૨૧૪–૨૧૫

આ હદીષો પર પ્રકરણનું હેડીંગ આ પ્રમાણે છે : **مباشرۃ الحائض** "હૈઝવાળી સાથે સંભોગનું બયાન" મુબાશિરતનો અર્થ છે જાહેરી શરીરને બીજાના જાહેરી શરીર સાથે મિલાવવું. કુર્આને કરીમમાં ફર્માવવામાં આવ્યું છે : **فَاعْتَزِلُوا النِّسَآءَ فِی الْمَحِیْضِ** "હૈઝની હાલતમાં સ્ત્રીઓથી અલગ રહો." એનો જાહેરી અર્થ એ થાય છે કે ન તમે તેણીને હાથ લગાડો ન તેણી તમને હાથ લગાડે, શરીરથી શરીર મિલાવવું તો દૂરની વાત છે. ઈમામ

وَاَیُّکُمْ یَمْلِکُ اِرْبَہٗ کَمَا کَانَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یَمْلِکُ اِرْبَہٗ ؏

ફર્માવ્યું, જેટલો નબી ﷺ પોતાની ચાહત પર કાબૂ રાખતા એટલો તમારામાંથી કોણ કાબૂ રાખે છે."

*(મુસ્લિમ, ૧/૧૪૧–હૈઝ, અબૂ દાઊદ, ૧/૨૯૪–નિકાહ)*

## حدیث ایضًا (۲۱۵)

## [હદીષ : ૨૧૫] "હૈઝવાળી સાથે સંભોગનું બયાન"

حَدَّثَنَا عَبْدُ اللّٰہِ بْنُ شَدَّادٍ قَالَ سَمِعْتُ مَیْمُوْنَۃَ رَضِیَ اللّٰہُ

*"અબ્દુલ્લાહ ઈબ્ને શદ્દાદે કહ્યું, મેં ઉમ્મુલ મો'મિનીન હઝરત મૈમૂના رضی اللہ عنہا થી સાંભળ્યું*

تَعَالٰی عَنْھَا قَالَتْ کَانَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ اِذَا اَرَادَ

*તેમણે ફર્માવ્યું કે રસૂલુલ્લાહ ﷺ જ્યારે પોતાની પત્નીઓમાંથી કોઈની સાથે સંભોગ કરવા ચાહતા અને*

اَنْ یُّبَاشِرَ اِمْرَاَۃً مِّنْ نِّسَائِہٖ اَمَرَھَا فَاتَّزَرَتْ وَھِیَ حَائِضٌ ؏

*તે હૈઝની હાલતમાં હોતી તો તેમને હુકમ આપતા તો તે તેહબંદ બાંધી લેતાં."*

*(મુસ્લિમ, ૧/૧૪૧–હૈઝ, અબૂ દાઊદ, ૧/૨૯૪–નિકાહ)*

બુખારી આ પ્રકરણમાં એ ફાયદો કરવા ચાહે છે કે આયતે કરીમામાં اعتزال (એઅતેઝાલ) અલગ રહેવાથી મુરાદ છે કે સંભોગ ન કરો. એના પર પુષ્કળ હદીષોની નસ (દલીલ) ગવાહ છે જે અર્થની રૂએ મશ્હૂર છે.

**મસાઈલ** : આ હદીષોથી સાબિત થઈ ગયું કે હૈઝની હાલતમાં પણ પત્ની સાથે અન્ય પ્રકારના ફાયદા પામવા જાઈઝ છે જેમ કે એના પર એકમતિ છે કે ડૂંટી નીચેથી ગુથણો સુધીને છોડીને આખા શરીરથી ફાયદો પામવો જાઈઝ છે. જો કે અનીદા અસ્લમાની વગેરેએ એવું કહ્યું છે કે આ હાલતમાં સ્ત્રી સાથે તદન મિલાપ જાઈઝ નથી, પણ એ લોકો એટલા ઓછા છે કે તેમનો એતબાર કરવામાં નહીં આવે.

અલ્બત્ત ડૂંટી નીચેથી લઈને ગુથણોની ઉપર સુધી મિલાપમાં મતભેદ છે. ઈમામે આ'ઝમ, ઈમામ શાફઈ, ઈમામ અબૂ યૂસુફ, ઈમામ માલિક અને જમહૂર (બહુમતિ) ઉલમાનો મઝહબ એ છે કે મુત્લકન્ હરામ છે, જો કે ઈમામ અહમદ એવું ફર્માવે છે કે પેશાબ પાખાનાના સ્થાનો સિવાય અન્ય જગાઓએથી ફાયદો હાંસલ કરવો (મજા માણવી) જાઈઝ છે. એમની દલીલ એ છે કે હઝરત અનસ رضی اللہ عنہ થી રિવાયત છે કે સહાબાએ કિરામે હુઝૂરે અક્દસ ﷺને પૂછયું, યહૂદીઓ જયારે તેમની સ્ત્રીઓને હૈઝ આવે છે તો ન તેમની સાથે ખાય પીએ છે ન તેમની સાથે ઘરમાં રહે છે, એવું કરવું કેવું છે ? તો આયતે કરીમા નાઝિલ થઈ :–

فَاعْتَزِلُوْا النِّسَاءَ فِی الْمَحِیْضِ وَلَاتَقْرَبُوْا ھُنَّ حَتّٰی یَطْھُرْنَ "હૈઝની હાલતમાં સ્ત્રીઓથી અલગ રહો, તેમની નજીક ન જાવ ત્યાં સુધી કે પાક થઈ જાય." અને ફર્માવ્યું : اِصْنَعُوْا کُلَّ شَیْئٍ اِلَّا النِّکَاح "સંભોગ સિવાય સર્વ કાંઈ કરો."

હનફીઓ તથા જમહૂરની દલીલ એ છે જેને અલ્લામા અયનીએ અબૂ દાઊદના હવાલાથી લખી છે કે કોઈકે રસૂલુલ્લાહ ﷺને પૂછયું **مایحل للرجل من امراته وھی حائض** "જ્યારે સ્ત્રી હૈઝવાળી હોય તો પુરૂષ માટે ક્યાં સુધી હલાલ છે ? ફર્માવ્યું : **مافوق الازار (وفی حدیث معاذ) والتعفف عن ذالك اجمل** "ઈજારની ઉપર સુધી અને એનાથી પણ બચવું બેહતર છે." તેમ જ અબૂ યઅ્લા મુસલીની રિવાયત હઝરત ઉમર رضی اللہ عنہથી આ પ્રમાણે છે : **له مافوق الازار ولیس ماتحته** "ઈજારની ઉપર સુધી જાઈઝ છે, નીચે નહીં."

મુસ્લિમમાં હઝરત મૈમૂના رضی اللہ عنہاની હદીષમાં છે : **یباشرھن فوق الازاروھن حیض** "હુઝૂર ﷺ પોતાની સાથે ઈજારાની ઉપર ઉપર સુધી મિલાપ કરતા જ્યારે તેણીઓ હૈઝવાળી હોતી."

પણ એના પર એક પ્રશ્ન છે કે અબૂ દાઊદમાં હઝરત મૈમૂના رضی اللہ عنہاની હદીષમાં છે કે, **اذاکان علیھاازار الی انصاف الفخذین اوالرکبتین** "જ્યારે તેમના અડધી જાંગો તથા અડધી પીંડલીઓ સુધી ઈજાર હોતી.

તેમજ અલ્લામા અયનીએ અબૂ દાઊદ તથા ઈબ્ને માજહના હવાલાથી હઝરત ઉમ્મે હબીબા رضی اللہ عنہاથી આ હદીષ વર્ણન કરી છે. તે ફર્માવે છે :–

**کانت احدا نافی فورھا اول ماتحیض تشد علیھا ازارا الی انصاف الفخذین ثم تضطجع معه علیه السلام**

"હૈઝના શરૂમાં જ્યારે અધિક્તા હોય અમે અડધી અડધી જાંગો સુધી તેહબંદ બાંધી લેતી અને હુઝૂર સાથે સૂતી."

અબૂ દાઊદની પ્રથમ રિવાયતમાં ઈન્કાર હતો, પણ ઉમ્મુલ મો'મિનીન હઝરત ઉમ્મે હબીબા رضی اللہ عنہاની હદીષમાં કેવળ **انصاف افخذین** છે તો જ્યારે પાક બીવીઓએ ખૂદ એ ઈજારની હદ નિશ્ચિત કરી આપી તે અડધી જાંગ સુધી હોતી તો કેવળ આશંકાથી મુદ્દો સાબિત થશે નહીં. તેમજ ફર્માવ્યું, **اجتنب شعارالدم** "લોહીની જગાથી પરહેઝ કર." તેમજ અબૂ દાઊદમાં અકરમાની હદીષમાં છે કે હઝરત મૈમૂના رضی اللہ عنہاએ ફર્માવ્યું, **کان اذا ارادمن الحائض شیئاالقی علی فرجھاشیئا** "હુઝૂર ﷺ હૈઝવાળી સાથે કાંઈ કરવા ચાહતા તો તેણીની શર્મગાહ પર કપડુ રાખી લેતા." *(ફત્હુલબારી, ૧/૩૪૩)*

આ સૌ પરથી એ સાબિત થયું કે શર્મગાહ સિવાય બાકી પૂરા શરીરથી ફાયદો જાઈઝ છે. એના આમ હોવામાં **مادون السرة الی الرکبة** પણ સામેલ છે. એના આધારે ઈમામ અબૂ જાફર તહાવી તથા અલ્લામા અયનીએ હઝરત ઈમામ મુહમ્મદના મઝહબને અગ્રતા આપી.

આ સર્વ ચર્ચાઓ છતાં ખાસ વાત એ છે કે **مادون السرة الی الرکبة**થી મજા ઉઠાવવામાં હદીષોથી બંને વાતો સાબિત થઈ છે, હુર્મત તથા હિલ્લત (હરામ હોવું તથા હલાલ હોવું), આવા સંજોગોમાં અગ્રતા હુર્મતને જ આપવામાં આવે છે. એટલા માટે ફકીહોના નિયમાનુસાર ઈમામના કૌલને જ અગ્રતા આપવામાં આવશે. આ ચર્ચાઓથી હટીને જ્યારે આપણે ખુદા પાકના ઈર્શાદમાં વિચાર કરીએ છીએ તો પણ ઈમામના કૌલનું જ પ્રાધાન્ય સાબિત થાય છે. તે એ રીતે વિર્ય નીકળવાની ઘડીએ સ્ત્રીથી અલગ થવું અને નઝદીકી ન કરવાનો હુકમ તેના લાગુ થવાના એ'તબારથી એવું ચાહે છે કે હૈઝવાળીથી તદન બચવામાં આવે પણ **فوق السرة وتحت الرکبته**થી એવી હદીષોથી સાબિત છે કે જેનો કોઈ વિરોધાભાસ નથી એટલા માટે એનું ખાસપણુ થઈ ગયું. રહી ગયો **مادون السرة الی الرکبة**થી ફાયદો તો એના બારામાં વિરોધાભાસી હદીષો છે એટલા માટે એનાથી ફાયદો પામવો હરામ હોવાનો મૂળ હુકમ બાકી રહ્યો, પણ ફરી વાત પલ્ટીને ત્યાં જાય છે કે **فوق الازار**થી શું મુરાદ છે ? ડૂંટી નીચેથી ગુથણો સુધી કે ફક્ત લોહીની નિશાની જાહેર થતા સુધી કે વધુમાં વધુ અડધી જાંગ સુધી એ ધ્યાન કરવા પાત્ર છે. પણ આ ચર્ચા કેવળ ચર્ચાની હદ સુધી છે. મુફ્તાબેહ કૌલ ઈમામે આ'ઝમ તથા જમહૂરનો છે અને પાયો એ જ છે કે મામલો હલાલ હોવા તથા હરામ હોવાના વચમાં છે તો અગ્રતા હરામ હોવાને આપવામાં આવશે.

حدیث ۲۱۶ خرج رسول اللہ صلی اللہ تعالے علیہ وسلم فی اضحی اوفطر فمر علے النساء

[હદીષ : ૨૧૬] "હૈઝવાળી પર રોઝા, નમાઝ નથી"

عَنْ اَبِی سَعِیْدِنِ الْخُدْرِیْ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ قَالَ خَرَجَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہ

"હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہ એ ફર્માવ્યું, કે રસૂલુલ્લાહ ﷺ ઈદુદ્દોહા

**(૨)** હૈઝની હાલતમાં સંભોગ કરવા પર હદીષોમાં સદક઼ાનો હુકમ આવ્યો છે, કોઈ હદીષમાં એક દીનાર છે કોઈમાં અડધો દીનાર, કોઈમાં દીનાર ૨/૫. પણ આ હદીષ પર કેટલાયે રીતે ચર્ચા (કલામ) કરવામાં આવી છે એટલા માટે એનાથી વાજિબ હોવું સાબિત નથી થઈ શક્તું. ફૈસલો એ છે કે એ મુસ્તહબ છે. જો હૈઝના પ્રારંભમાં સંભોગ કરે તો પૂરો દીનાર અને ખત્મના નજીકના દિવસોમાં કરે તો અડધો દીનાર સદક઼ો કરે. એક દીનાર સાડા ચાર માશા (૪.૩૭૫ gms) સોનું થાય છે.

**(૩)** હૈઝવાળીઓએ જોઈએ કે હૈઝના દિવસો માટે અલગ લિબાસ રાખે.

**(૪)** સ્ત્રી પાસે સૂવામાં જેને અંદેશો હોય કે પોતાના પર ક઼ાબૂ રાખી નહીં શકે તો સ્ત્રીથી દૂર રહે.

**(૫)** હદીષ–૨૧૪ **عن فور حیضتها** એનાથી સાબિત થાય છે કે ઈજારનો ભાગ છોડીને મિલાપ સર્વથા જાઈઝ છે, હૈઝની શરૂઆત હોય કે અંત. પણ એના સામે ઈબ્ને માજહમાં હઝરત મૈમૂના رضی اللہ عنہا થી મરવી છે : **کان یتقی سورة الدم ثلثاثم یباشرهابعد ذالك** ત્રણ દિવસ ખૂનના જોશના વધારાને બચતા હતા ત્યાર બાદ સંભોગ કરતા હતા.

આ હદીષે મૈમૂનાનો સાર સામાન્ય (આમ) હુકમ છે અને ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદ્દીક઼ાનો સારએ છે કે તે હુઝૂરની સાથે ખાસ છે. અંતનું આ વાક્ય "તમારામાં કોણ પોતાની હાલત પર આટલો ક઼ાબૂ રાખે છે જેટલો હુઝૂર રાખતા હતા." એના તરફ નિર્દેશ કરે છે આ હદીષમાં ارب નો શબ્દ છે કે હમ્ઝાના કસ્રા (ઝેર) અને ફતહ (ઝબર) બંને સાથે છે એનો અર્થ ઈન્દ્રિય પણ થાય છે અને હાજત પણ. અહીં બંનેવ થઈ શકે છે. હદીષ–૨૧૩માં સ્પષ્ટીકરણ છે કે ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદ્દીક઼ા ફર્માવે છે : "હુઝૂર તેમનું માથુ મારી તરફ ધરી દેતા અને હું તેને ધોતી." આશ્ચર્યજનક વાત એ છે કે તેના પહેલાં હદીષ–૨૧૦ પર ઈમામ બુખારીએ જે પ્રકરણ રચ્યું હતું તે આ પ્રમાણે હતું : **غسل الحائض راس زوجها** અધિક યોગ્ય એ હતું કે આ હદીષ એ પ્રકરણમાં વર્ણન કરતા પણ ત્યાં કેવળ તરજીલવાળી હદીષ વર્ણન કરી જેનાથી એ ચર્ચા ઉભી થઈ ગઈ કે આ હદીષ પ્રકરણ પ્રમાણે છે કે નથી. કદાચ ઈમામ બુખારીનો હેતુ એ જ ફિક઼્હી મુદ્દા તરફ નિર્દેશ કરવાનો હતો જે અમે હદીષે તરજીલમાં વર્ણન કર્યો છે.

## સમજૂતી : ૨૧૬

**પ્રકરણનો ફાયદો** : આ હદીષો પર પ્રકરણનું હેડીંગ આ છે : **ترك الحائض الصوم** "હૈઝવાળીનું રોઝો ત્યજવું" જ્યારે કે હદીષમાં નમાઝ છોડવાનો પણ ઉલ્લેખ છે. એનું કારણ એ છે કે રોઝાના માટે પાકી શર્ત નથી. જો સ્ત્રી કે પુરૂષ જનાબતની હાલતમાં રોઝા રાખે, બલ્કે દિવસભર જુનુબી રહે છતાં પણ રોઝો થઈ જશે, જો કે સમય પર ગુસ્લ ન કરવાના કારણે ગુનેહગાર પણ થશે, છતાં પણ હૈઝવાળીએ રોઝો રાખવાની ઈજાઝત નથી, જેથી નમાઝ પઢવાની તો એથીયે વિશેષ રીતે ઈજાઝત થશે નહીં એટલા માટે કે નમાઝ માટે તહારત (પાકી) શર્ત છે. એને એ રીતે કહી લો કે જો હૈઝની હાલતમાં નમાઝ છોડવાનો કોઈ ખાસ હુકમ ન હોત તો પણ હૈઝવાળી

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ فِیْ اَضْحیٰ اَوْ فِطْرٍ اِلَی الْمُصَلّٰی فَمَرَّ عَلَی النِّسَاءِ فَقَالَ

*અથવા ઈદુલ ફિત્રમાં ઈદગાહ તશરીફ લઈ ગયા (નમાઝથી ફારિગ થઈને) આપ સ્ત્રીઓ પાસેથી થઈ પસાર*

یَا مَعْشَرَ النِّسَاءِ تَصَدَّقْنَ فَاِنْ اُرِیْتُکُنَّ اَکْثَرَ اَھْلِ النَّارِ فَقُلْنَ وَبِمَ

*થયા તો ફર્માવ્યું, હે સ્ત્રીઓ ! સદકો કરો ! એટલા માટે કે મેં તમારામાંથી મોટા ભાગનાંને જહન્નમી જોયેલ છે.*

یَا رَسُوْلَ اللّٰہِ قَالَ تُکْثِرْنَ اللَّعْنَ وَتَکْفُرْنَ الْعَشِیْرَ مَا رَاَیْتُ مِنْ نَاقِصَاتِ

*એના પર સ્ત્રીઓએ કહ્યું, એવું શા માટે છે ? યા રસૂલલ્લાહ ! ફર્માવ્યું, ખૂબ જ ભલુ બુરુ બોલો છો અને પતિની*

عَقْلٍ وَّدِیْنٍ اَذْھَبَ لِلُبِّ الرَّجُلِ الْحَازِمِ مِنْ اِحْدَاکُنَّ قُلْنَ

*નાફર્માની કરો છો. બુદ્ધિ તથા દીનમાં અપૂર્ણ હોવા છતાં હોશમંદ પુરૂષની બુદ્ધિને લઈ જનાર તમારાથી*

وَمَا نُقْصَانُ دِیْنِنَا وَعَقْلِنَا یَا رَسُوْلَ اللّٰہِ قَالَ اَلَیْسَ شَھَادَۃُ الْمَرْاَۃِ

*અધિક કોઈને મેં નથી જોયો. સ્ત્રીઓએ અર્ઝ કરી, અમારા દીન અને અમારી બુદ્ધિની કમી શું છે ?*

માટે નમાઝની ઈજાઝત ન થાત, એટલા માટે કે નમાઝની એક શર્ત એટલે તહારત (પાકી) છૂટેલી હતી. પરંતુ રોઝા માટે જો કોઈ ખાસ હુકમ ન હોત તો તેની મનાઈ માલૂમ ન થાત. એટલા માટે ઈમામ બુખારીએ જરૂરી જાણ્યું કે એના માટે એક સંપૂર્ણ પ્રકરણ રચીને બતાવું કે હૈઝવાળી રોઝો પણ રાખશે નહીં. તેનો સબબ એ છે કે રોઝો રાખવાથી શરીરમાં શુષ્કતા પેદા થઈ જાય છે. શુષ્કતાને લીધે સંપૂર્ણપણે હૈઝનું લોહી બહાર આવશે નહીં કે જે નુકસાનકર્તા છે. એટલા માટે એ દિવસોમાં સ્ત્રીઓને એવી ચીજોનો ઉપયોગ કરાવવામાં આવે છે જેનાથી સારી રીતે સ્ત્રાવ થઈ જાય. રોઝો એમાં જતો રહેશે જેથી રોઝો રાખવું મના કરી દેવામાં આવ્યું. આ બારીક રુકાવટના છતાં રોઝો સહીહ ન થવાની અન્ય શરતો મૌજૂદ હતી એટલા માટે એના પર રોઝાની કઝા છે પણ નમાઝની નથી, કેમ કે નમાઝની મહત્વની શરત પાકી એ દિવસોમાં અદૃશ્ય હતી. એને એ રીતે કહી લો કે નમાઝની પાત્રતા ન હોવાના કારણે નમાઝનો હુકમ દિવસોમાં સ્ત્રીઓથી ન થયો એટલા માટે નમાઝોની કઝા વાજિબ ન થઈ અને રોઝાની પાત્રતાના કારણે એ દિવસોમાં પણ રોઝાનો હુકમ તેમનાથી રહ્યો એટલા માટે એ દિવસોના રોઝા એમના જિમ્મે વાજિબ થયા, જો કે નુકસાનના અંદેશાના કારણે અદા કરવામાં લેટ કરવાની ઈજાઝત દેવામાં આવી.

**શાબ્દિક અર્થ :** اضحی (અદ્હા)નો અર્થ સૂર્યનું બુલંદ થવું છે, કેમ કે કુર્બાનીનો સમય તેનાથી શરૂ થાય છે. આ મામૂલી સરખી નિસ્બતના કારણે કુર્બાનીને اضحی "અદ્હા" કહે છે. اضحیہ (ઉદહિય્યહ્) તે બકરીને કહે છે જેની કુર્બાની કરવામાં આવે. معشر (મઅ્શર) તે જમાઅતને કહે છે જે કોઈ એક વાત પર એકમત હોય, ચાહે સૌ પુરૂષ હોય કે સ્ત્રીઓ અથવા ભેગાં. لعن (લઅ્ન)નો અર્થ છે ધૃત્કારવું, દૂર કરવું. અહીં અર્થ છે, લઅનત કરવું. کفر "કુફ્ર"નો અર્થ છુપાવવું, છે અહીંના શુક્રી મુરાદ છે એટલા માટે કે એહસાનને છુપાવવા માટે જરૂરી છે. عقل (અક્લ) એ જૌહર લતીફને કહે છે જેને અલ્લાહ ﷻએ દિમાગમાં પેદા કર્યું છે જેનાથી સબબો વડે અદશ્ય ચીજોની તથા સ્પર્શ શક્તિ વડે અનુભૂતિઓ કરવામાં આવે છે. وَبِمَ (વબિમ)માં વાવ આતિફા છે, પરંતુ મઅતૂફ મુકદ્દર છે. તક્દીર ઈબારત છે وماذنبنا وبم હર્ફે જર છે એ પણ મહફૂઝના મુતઅલ્લિક છે એટલે

مِثْلَ نِصْفِ شَهَادَةِ الرَّجُلِ قُلْنَ بَلٰى - قَالَ فَذَالِكَ مِنْ نُقْصَانِ

*યા રસૂલલ્લાહ ! ફર્માવ્યું, શું એક સ્ત્રીની ગવાહી પુરૂષની અડધી ગવાહીના બરાબર નથી ? સ્ત્રીઓએ અર્ઝ*

عَقْلِهَا اَلَيْسَ إِذَا حَاضَتْ لَمْ تُصَلِّ وَلَمْ تَصُمْ قُلْنَ بَلٰى قَالَ

*કરી કે, હા ! છે. ફર્માવ્યું, આ સ્ત્રીની બુદ્ધિની કમી છે. શું જ્યારે તેણીને હૈઝ આવે છે તો ન નમાઝ પઢી શકે*

فَذَالِكَ مِنْ نُقْصَانِ دِيْنِهَا ع ه

*છે ન રોઝા રાખી શકે છે. તેમણે અર્ઝ કરી કે, હા ! એવું છે. ફર્માવ્યું, એ સ્ત્રીના દીનની કમી છે."*

*(બુખારી : ૧/૪૬–હૈઝ, ૧/૧૯૭–ઝકાત, ૧/૩૬૧–સુમ, મુસ્લિમ, ૧/૬૧–ઈમાન, ઈબ્ને માજહ)*

اِسْتَحَقًّا قُنَالِذَابِمَ ઈસ્તફહામિયા છે જ્યારે ما ઈસ્તફહામિયા પર હર્ફે જર દાખલ હોય તો તેના અલિફનો હઝફ વાજિબ છે, જેમ કે فیم، علام، الام વગેરે.

**દીનનું નુકસાન :** અહીં દીનના નુકસાનથી જાતે પોતે દીનનું નુકસાન મુરાદ નથી, બલ્કે ઈઝાફી મુરાદ છે એટલે કે પુરૂષોની સરખામણીમાં ઓછી છે, જેમ કે દરેક કામિલમાં અકમલના કરતાં કમી રહેતી હોય છે.

**મસાઈલ :** (૧) ઈદોની નમાઝો ઈદગાહમાં જઈને પઢવી મુસ્તહબ છે. (૨) સદકો હમેશાં પસંદીદા છે ભલે નફલી હોય, ખાસ કરીને ઈદો વખતે જ્યારે આમ મજમામાં યતીમ, નાદાર, માલદારોના ઉમદા ઉમદા લિબાસ અને એશો આરામને જોઈને અફસોસમય હોય તો સદકો આપવાથી તેમનો એહસાસ ઓછો થશે.

(૩) **તે સમયે સ્ત્રીઓએ ઈદો માટે નીકળવું જાઈઝ હતું અને હવે ફિત્ના તથા ફસાદના અંદેશાથી મના છે.** ઉમ્મુલ મો'મિનીન **હઝરત આઈશા** رضی اللہ عنہا**એ ફર્માવ્યું :–**

**لوادرك رسول الله صلى الله تعالىٰ عليه وسلم مااحدث النساء ملنعهن المسجد كما منعت نساء بنى اسرائيل**

**"જો નબી** ﷺ **એ જોઈ લેત જે સ્ત્રીઓએ કાઢી લીધું છે તો તેણીઓને મસ્જિદોમાં જવાથી મના કરી આપત,** જેમ કે બની ઈસ્રાઈલની સ્ત્રીઓને મના કરી આપવામાં આવ્યું હતું." *(બુખારી, ૧/૨૦–અઝાન)*

આ રિસાલતકાળની તદન નજીકની વાત છે. જ્યારે આજે શું હાલત છે તે કોને ખબર નથી, એટલા માટે સ્ત્રીઓને ઈદગાહ તો ઘણી દૂરની વાત છે **મહોલ્લાની મસ્જિદોમાં જવાની ઈજાઝત નથી.**

(૪) વઅઝમાં એટલી સખ્તી હોવી જોઈએ કે ઈસ્લાહ થઈ જાય.

(૫) બેહતર એ છે કે **વઅઝમાં કોઈ નિશ્ચિત વ્યક્તિને સંબોધન ન કરવામાં આવે બલ્કે સંબોધન સર્વ સામાન્ય હોય.**

(૬) ગાળ ગલોચ, ભલુ બુરુ બોલવું હરામ છે. (૭) કોઈ દીની જરૂરત તથા કોઈ મોહતાજ ફકીરના માટે સવાલ કરવો કશીય કરાહત વિના દુરુસ્ત છે. (૮) એવા ગુનાહો પર જે કુફ્ર નથી પણ કુફ્રને ધમકી રૂપે લાગુ કરવું દુરુસ્ત છે. (૯) જો કોઈ વાત સમજમાં ન આવે તો સાંભળનાર તથા ઈલ્મ શીખનાર વાઈઝ તથા ઉસ્તાદને પૂછી શકે છે. (૧૦) હૈઝની હાલતમાં ન નમાઝ દુરુસ્ત છે ન રોઝા.

**ફાયદો :** જે સ્ત્રીઓ નમાઝ તથા રોઝાની પાબંદ છે, અલ્લાહ ﷻના ફઝ્લથી એ જ ઉમ્મીદ છે કે હૈઝના દિવસોમાં છૂટેલી નમાઝો તથા રોઝાના સવાબથી તેમને મેહરૂમ રાખશે નહીં.

## ت ٦٢،٦٣،٦٤ قَالَ اِبْرَاهِيْمُ لَا بَاسَ اَنْ تَقْرَءَ الْاٰيَةَ عه

**તઅલીક઼ ૬૨-૬૩-૬૪**

*"હઝરત ઈબ્રાહીમ નખઈએ ફર્માવ્યું કે એમાં કોઈ વાંધો નથી કે હૈઝવાળી એક આયત પઢે." (દારમી)*

## وَلَمْ يَرَ ابْنُ عَبَّاسٍ بِالْقِرَاءَةِ لِلْجُنُبِ بَاسًا عه

*"અને ઈબ્ને અબ્બાસ જુનુબીના કુર્આન મજીદ પઢવામાં કોઈ વાંધો જાણતા ન હતા." (ઈબ્ને મુન્ઝર ઈબ્ને અબી શયબા)*

## وَكَانَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَذْكُرُ اللّٰهَ عَلٰى كُلِّ اَحْيَانِهٖ سه

*"નબી ﷺ દરેક હાલતમાં અલ્લાહ ﷻ નો ઝિક્ર કરતા હતા." (મુસ્લિમ, ૧/૧૬૨-તહારત)*

### તઅલીક઼ : ૬૨-૬૩-૬૪ની સમજૂતી

અહીં પ્રકરણનું હેડીંગ છે : **تقضی الحائض المناسك كلها الا الطواف** "હૈઝવાળી તવાફ સિવાય હજ્જના તમામ મનાસિક અદા કરશે."

એના હેઠળ છ તઅલીક઼ો વર્ણન કરી છે એમાંથી કેવળ એક તઅલીક઼ પ્રકરણના અનુરૂપ છે જેમાં એ છે કે હઝરત જાબિર رضی اللہ عنہ એ ફર્માવ્યું કે હઝરત આઈશાને હૈઝ આવી ગયું તો પણ તેમને બૈતુલ્લાહના તવાફ સિવાય સર્વ મનાસિક અદા કર્યા, અલ્બત્ત નમાઝ પઢી ન હતી. બાકીની તઅલીક઼ો સાથે જે અનુરૂપતા થઈ શકે છે તે વધુમાં વધુ એ થઈ શકે છે કે હૈઝ તથા જનાબતની હાલતમાં તસ્બીહનો ઝિક્ર ત્યાં સુધી કે એક આયત સુદ્ધાંની તિલાવતની ઈજાઝત તઅલીક઼ોથી નીકળે છે જેથી હજ્જના મનાસિક પણ દુરુસ્ત, એટલા માટે કે એમનામાં પણ એ જ ઝિક્ર, તસ્બીહ તથા તહલીલ અને દુઆ હોય છે એટલા માટે મનાસિકે હજ્જની અદાયગી પણ જાઈઝ છે. અલ્બત્ત તવાફ નથી કરી શકતી, એટલા માટે કે તવાફ મસ્જિદે હરામમાં થાય છે અને મસ્જિદે હરામ બલ્કે કોઈપણ મસ્જિદમાં હૈઝવાળીએ જવું જાઈઝ નથી. પણ આ ક઼યાસમાં એ કમી છે કે આ ક઼યાસ કેવળ ક઼યાસે મઅલ્ ફારિક઼ છે, જે ઝિક્રો તથા એક આયત સુદ્ધાંની તિલાવતનો ઉલ્લેખ તે તઅલીક઼ોમાં છે તે સૌ નવાફિલ છે જે ફાયદો કરવા ચાહે છે એના માટે એ જ સરખામણી પૂરતી છે. અમારું ગુમાન તો એ છે કે ઈમામ બુખારીનો મક઼સદ આ કથનોથી ઉલ્લેખ છે કે હૈઝવાળી તથા જુનુબીને કુર્આનની તિલાવત કરવી જાઈઝ છે.

**કુર્આનની તિલાવતનો મસ્અલો** : એના અનુસંધાનમાં ત્રણ મઝહબો છે : એક એ કે હૈઝવાળી તથા જુનુબીને કુર્આન મજીદની તિલાવત કરવી મુત્લક઼ન (બિન શરતી) જાઈઝ છે. આ ઈમામ બુખારી તથા એક ક઼ૌલના આધારે ઈમામ માલિકનો મઝહબ છે. ઈમામ માલિકનો બીજો ક઼ૌલ એ છે કે હૈઝવાળીને કુર્આન મજીદની તિલાવતની ઈજાઝત છે જુનુબીને નથી. ઈમામ શાફઈનો ક઼દીમ (જૂનો) ક઼ૌલ પણ એ જ છે. પણ અહનાફ (હનફીઓ) તથા હનાબલા (હંબલીઓ)નો મઝહબ એ છે કે ન હૈઝવાળીને કુર્આનની તિલાવતની ઈજાઝત છે ન જુનુબીને, શાફઈઓનો મુખ્તાર (પસંદીદા) કૌલ આ જ છે.

ઈમામ બુખારીને એના અનુસંધાનમાં કોઈ હદીષ પોતાના મેઅયાર (માપદંડ) મુજબની નથી મળી એટલા માટે તેમણે જાઈઝ હોવાનો ક઼ૌલ કર્યો પણ એના અનુસંધાનમાં એક નહીં વિવિધ હદીષો આવેલી છે જેમાં દરેકની સનદ પર કાંઈ ન કાંઈ કલામ (ચર્ચા) કરવામાં આવેલ છે. પણ તેઓ એકબીજાથી મજબૂતી પામીને હસન સુધી પહોંચી ચૂકી છે અને હસન, હદીષ હુકમોમાં પણ એકમતિએ દલીલ છે.

(૧) હઝરત અલી کرم اللہ تعالی وجہہ الکریم એકવાર જાજરૂથી બહાર આવ્યા અને વુઝૂ કર્યા વિના તિલાવત કરવા લાગ્યા.

લોકોને એ ન ગમ્યું કે વુઝૂ વિના કુર્આન મજીદ પઢી રહ્યા છે. એના પર હઝરત અલીએ ફર્માવ્યું :–

**ان رسول اللّٰه صلی اللّٰه تعالٰی علیه وسلم کان یجیٔ من الخلاء فیقرء بناالقران ویاکل معنا اللحم ولایعجزه عن القران شیی لیس الجنابة۔**

"રસૂલુલ્લાહ ﷺ જાજરૂથી બહાર આવતા અને અમારી સાથે કુર્આન પઢતા, ગોશ્ત ખાતા, જનાબત સિવાય હુઝૂરને કુર્આન પઢવાથી કોઈ ચીજ રોકતી ન હતી." *(અબૂ દાઊદ, ૧/૩૦–તહારત, નિસાઈ, ૧/૫૨–તહારત, ઈબ્ને માજહ, તહારત–૪૪, તહાવી, તહારત–૪, મુસ્નદે ઈમામ અહમદ)*

ઈમામ તિર્મિઝીએ આ હદીષને હસન સહીહ કહી. ઈબ્ને હબ્બાને એને સમર્થન કર્યું. એના એક રાવી અબ્દુલ્લાહ ઈબ્ને સલ્મા પર ચર્ચા કરવામાં આવેલ છે પણ તેનું સમર્થન પણ કરવામાં આવ્યું છે. ઈમામ હાકિમે કહ્યું કે આ ગૈર મતઊન છે. અજલીએ કહ્યું, તાબઈ ષિક્હ છે. ઈબ્ને અદીએ કહ્યું કે હું ઉમ્મીદ કરું છું કે લા બાસબિહી (કોઈ વાંધોધ નથી) છે.

**(૨)** હઝરત ઈબ્ને ઉમર رضی اللّٰه عنهما થી મરવી છે કે હુઝૂરે અક્દસ ﷺ એ ફર્માવ્યું :–

**لایقرء الحائض ولا الجنب شیئًا من القران** "જુનુબ તથા હૈઝવાળી કાંઈ કુર્આન ન પઢે." *(તિર્મિઝી, ૧/૧૯–તહારત, ઈબ્ને માજહ–તહારત–૪૪)* એના એક રાવી ઈસ્માઈલ બિન અયાશ ઝઈફ છે.

**(૩)** એ જ હદીષની સમાનાર્થી હઝરત જાબિર رضی اللّٰه عنه થી પણ દારકુત્નીએ અને ઈબ્ને અદીએ કામિલમાં રિવાયત કરી છે, તેના પણ એક રાવી મુહમ્મદ ઈબ્ને ફઝ્લ ઝઈફ છે, પણ બે તરીક઼ાથી રિવાયત પામી છે એટલા માટે હસન થઈ ગઈ. જાઈઝ ઠરાવવાવાળાઓની મૂળ દલીલ જાઈઝ હોવા અસલ છે. આમ તો કેટલાક હઝરાતે તઅલીક઼–૬૫થી દલીલ કરી છે કે જ્યારે હુઝૂરે અક્દસ ﷺ દરેક હાલતમાં અલ્લાહનો ઝિક્ર કરતા હતા અને દરેક હાલતના સામાન્ય હોવામાં જનાબતની હાલત પણ સામેલ છે અને કુર્આન મજીદની તિલાવત નિ:શંક ! ઝિક્ર છે. કુર્આન મજીદમાં છે : **نَحنُ نَزَّلنَا الذِّکرَ وَاِنَّا لَهٗ لَحٰفِظُونَ**

"હદીષમાં છે : **هوالذکرالحکیم وهوا الصراط المستقیم** "બલ્કે એક જગાએ ફર્માવ્યું, **خیر الاذکارالقران** જેથી સાબિત થયું કે જનાબતની હાલતમાં તિલાવત પણ કરતા હશે.

આ દલીલ જેવી છે તેવી જાહેર છે. જાહેર છે કે **علی کل احیانه** (હર હાલમાં) પોતાના સંપૂર્ણ સામાન્યપણામાં નથી, ખાવા, પીવા, સૂવા, જરૂરી સામાન એનાથી અપવાદ છે. અને જ્યારે આ સર્વ સામાન્ય હાલતો પર નથી તો એમાં જનાબતની સ્થિતિ યક઼ીની રીતે સામેલ નથી. એ જ પ્રમાણે ઝિક્રની જ્યારે સીમા તિલાવતમાં જ નથી તો તેની સાબિતી શંકાસ્પદ થઈ ગઈ અને જ્યારે અન્ય શંકાઓ મૌજૂદ તો દલીલ રદ થશે. ખાસ કરીને જ્યારે કે એની સરખામણીમાં હસન હદીષો મૌજૂદ છે જેનાથી જનાબતની હાલત તથા હૈઝમાં તિલાવતને ખાસ કરવામાં આવી છે.

આ હદીષનો ખરો ભાવાર્થ એ છે કે હુઝૂર ﷺ દરેક હાલતમાં તે હાલતને અનુરૂપ ઝિક્ર કરતા રહેતા હતા. દા.ત. ખાવાથી પહેલાં તેના અનુરૂપ, સૂતા પહેલાં તેના અનુરૂપ, કપડાં પહેરવાથી પહેલાં તેના અનુરૂપ, સફરમાં જતી વખતે તેના અનુરૂપ, સફરથી પાછા ફરતી વેળા, તેના અનુરૂપ, સવારી પર બેસતી વેળા તેના અનુરૂપ વગેરે. શક્ય છે કે તે ઝિક્રોમાં ક્યાંક ક્યાંક કુર્આન મજીદની કોઈ આયત અથવા આયતનો ભાગ આવી જતો હોય એનાથી અમને પણ ઈન્કાર નથી કે કોઈ આયતનો ટુકડો, પૂરી આયત દુઆની નિય્યતે હૈઝવાળી તથા જુનુબી પણ પઢી શકે છે. હઝરત ઈબ્રાહીમ નઈખથી પાંચ કથનો નકલ થયેલ છે : પ્રથમ એ કે ચાર શખ્સો કુર્આન પઢે, જુનુબી, હૈઝવાળી, જાજરૂ તથા હમામમાં ગયેલ. બીજુ કથન એમનું એ છે કે આ આયતનો પ્રારીભક હિસ્સો પઢી શકે છે પૂરી આયત નહીં. ત્રીજુ કથન એ છે કે જુનુબીએ કુર્આન પઢવું મકરૂહ છે. ચોથો ક઼ૌલ એ છે કે એકથી ઓછી પઢી શકે છે પૂરી આયત નહીં. પાંચમો ક઼ૌલ એ છે કે જુનુબી કુર્આન ન પઢે હૈઝવાળી પઢી શકે છે.

**તઅલીક઼-૬૨** : હઝરત ઈબ્ને અબ્બાસથી બે રીતે રિવાયત પામી છે. ઈબ્ને મુન્ઝરના શબ્દો આ પ્રમાણે છે : **ان ابن عباس يقرء ورده وهوجنب** "ઈબ્ને અબ્બાસ પોતાનો વઝીફો જુનુબની હાલતમાં પણ પઢતા હતા."

ઈબ્ને અબી શયબાએ આ શબ્દોમાં રિવાયત કરી :–

**عن ابن عباس انه كان لايرى باسا ان يقرء الجنب آية اوآيتين** "ઈબ્ને અબ્બાસ એમાં કોઈ વાંધો નથી જાણતા ન હતા કે જુનુબ એક અથવા બે આયતો પઢે."

ઈબ્નુલ મુન્ઝરના શબ્દોથી મુદ્દો એ રીતે સાબિત થશે કે હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما સૈયદુલ મુફસ્સિરીન છે તો તેમના વઝીફામાં તિલાવત જરૂર સામેલ રહી જશે. અને જ્યારે જનાબતની હાલતમાં વઝીફો પઢતા હતા તો સાબિત કે કુર્આન મજીદ પણ જરૂર પઢતા હશે. પરંતુ એના પર એ જણાવવું છે કે ઉર્ફમાં વિર્દ તિલાવતમાં નથી ગણાતુ, વિર્દથી તિલાવત સિવાય અન્ય ઝિક્ર તથા દુઆ મુરાદ હોય છે અને આ પ્રકારના કલામમાં ઉર્ફી અર્થજ મુરાદ લેવા જરૂરી છે. રહી ગયો ઈબ્ને શયબાનો ક઼ૌલ (અષર), તો ઠીક છે એનાથી જાહેરી રીતે એ સાબિત થયું કે હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماનો મઝહબ એ જ હતો કે એક બે આયતની તિલાવત જાઈઝ છે, પણ એની પણ શક્યતા છે કે મુરાદ એ હોય કે દુઆ રૂપે એક અથવા બે આયત પઢવામાં વાંધો ન હોય એમાં આપણા મઝહબથી કોઈ વિરોધાભાસ નથી.

અને જો કોઈને જીદ હોય કે મુત્લક઼ન કોઈ અપવાદ વિના જાઈઝ હોવાનું સાબિત થાય છે તો પછી એ વિનંતિ કરીશ કે એક સહાબીના અમલની સરખામણીમાં હસન હદીષો દરેક રીતે સર્વથા અગ્રતાને પાત્ર છે.

ત્યારબાદ ઈમામ બુખારીએ હઝરત ઉમ્મે ખતિય્યા رضی اللہ عنہاની એક હદીષથી દલીલ કરી : તે ફર્માવે છે : અમને હૈઝવાળીઓને પણ હુકમ થતો કે ઈદગાહોમાં ચાલે, મુસલમાનોની તકબીરની સાથે તકબીર કહે અને દુઆ માંગે." *(બુખારી, ૧/૧૩૨–સલાતુલ ઈદૈન)*

એનાથી પણ સાબિત થાય છે તો કેવળ એ જ કે હૈઝવાળી તકબીર પઢી શકે છે, દુઆ માંગી શકે છે ભલે તે દુઆ કુર્આની કલેમાઓ હોય. દા.ત. **ربنا اتنا فی الدنیا حسنة** વગેરે.

એનાથી સાબિત થયું કે ઈદની નમાઝ પછી પણ દુઆ મસ્નૂન છે જેની પૂરી ચર્ચા "કિતાબુલ ઈદૈન"માં આવી રહી છે. એનાથી સાબિત થયું કે ઈદગાહમાં હૈઝવાળી જઈ શકે છે અને જે અમુક રિવાયતોમાં **يعتزلن المصلى** આવ્યું છે એનાથી મુરાદ ખાસ તે જગા છે જ્યાં નમાઝ થાય છે એટલે નમાઝીઓની નજીક ન રહે.

વળી ઈમામ બુખારીએ હદીષે હિરકલને પેશ કરી છે. જો જુનુબી અને હદ્ષવાળાને કુર્આન મજીદ સ્પર્શવું અને પઢવું જાઈઝ ન હોત તો હુઝૂરે અક઼દસ ﷺએ હિરકલને જે પત્ર મુબારક મોકલ્યો હતો એમાં આયતે કરીમા **ياهل الكتاب تعالوا** ન લખતા. એટલા માટે કે પત્ર મુબારક એટલા માટે મોકલવામાં આવ્યો હતો કે હિરક્લ તેને હાથમાં લે અને વાંચે. જાહેર છે કે હિરક્લ કાફિર હતો, ન વુઝૂ જાણતો હતો ન ગુસ્લ. એનો જવાબ એ છે કે પ્રથમ તો હિરક્લ અહલે કિતાબમાંથી હતો. ઈસ્લામની દા'વત પહોંચતા પહેલાં તેને કાફિર કહેવો દુરુસ્ત નથી, અને અહલે કિતાબ પોતાના મઝહબના પ્રમાણે વુઝૂ તથા ગુસ્લ પણ કરતા હતા તો તે જ તેમના હદષ તથા જનાબત દૂર થવા માટે પૂરતુ હતું.

બીજુ કે હુઝૂરે અકરમ ﷺએ પત્ર મુબારકમાં તે બે આયતો પોતાના લખાણની દરમ્યાનમાં લખી તો તે સૌ પત્રનું લખાણ બની ગઈ. તેને વાંચવું (પઢવું) પત્ર વાંચવું છે કુર્આન મજીદની તિલાવત કરવું નથી. તદ્દન એ જ પ્રમાણે જેવી રીતે કુર્આની દુઆઓને દુઆની નિય્યતથી પઢવું તિલાવત નથી, જુનુબીએ પણ પઢવું પઢાવવું જાઈઝ છે એ જ રીતે અહીં પણ છે. પછી હઝરત અતાઅ્નો ક઼ૌલ પેશ કર્યો કે ઉમ્મુલ મો'મિનીન હઝરત સિદીક઼ા رضی اللہ عنہاને ઉમરાના એહરામમાં હૈઝ આવી ગયું તો તેમણે તવાફ સિવાય સર્વ હજ્જના મનાસિક અદા કર્યા,

## حدیث (۲۱۷) غسل الدم

**[હદીષ : ૨૧૭] "હૈઝ વગેરેનું લોહી કઈ રીતે ધૂએ ?"**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھَا قَالَتْ کَانَتْ اِحْدَانَا

*"ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું, અમારામાંથી જ્યારે*

تَحِیْضُ ثُمَّ تَقْتَرِصُ الدَّمَ مِنْ ثَوْبِھَا عِنْدَ طُھْرِھَا فَتَغْسِلُہٗ وَتَنْضِحُ

*કોઈને હૈઝ આવતું તો પાકીના વખતે લોહીને ચપટી વડે ખોતરી કાઢતી, ત્યારબાદ તેને ધોતી*

عَلٰی سَائِرِہٖ ثُمَّ تُصَلِّیْ فِیْہِ عہ

*અને તેના પૂરા પર પાણી વહાવતી, ત્યારબાદ તે કપડામાં નમાઝ પઢતી." (ઈબ્ને માજહ–તહારત, ૪૬)*

દુઆઓ પણ પઢી, આ દલીલ પર ચર્ચા થઈ ચૂકી છે. સૌથી છેલ્લે ઈમામ બુખારીએ હઝરત હકમનો કૌલ નકલ કર્યો : انی لاذبح وانا جنب وقال اللہ عزوجل ولاتاکلوا ممالم یذکر اسم اللہ علیہ

**તઅલીક઼ ૬૫ :** انی لاذبح وانا جنب وقال اللہ عزوجل ولو تاکلوا مما لم یذکر اسم اللہ علیہ

"હું જનાબતની હાલતમાં ઝબહ કરું છું. અલ્લાહ ﷻએ ફર્માવ્યું, જેના પર અલ્લાહનું નામ ન ઝિક્ર કરવામાં આવે ન ખાવ." *(બગ્વી ફિલ્ હિદાયહ્)*

મક઼સદ એ છે કે જ્યારે આ ઈર્શાદે ખુદાવંદી છે તો હું અલ્લાહના નામથી ઝબહ કરું છું એટલે કે "બિસ્મિલ્લાહે અલ્લાહુ અકબર" પઢું છું અને આ બંનેવ કુર્આન મજીદના ભાગો છે.

પરંતુ જણાવી દેવામાં આવ્યું કે કુર્આન મજીદ દુઆની નિય્યતે પઢવું જાઈઝ અને ઝબહ વખતે "બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર" દુઆની નિય્યતથી જ પઢવામાં આવે છે. બીજુ એ કે અહીં ચર્ચાઓમાં છે કે કુર્આન પઢવું જાઈઝ છે કે નહીં ? એ ચર્ચા નથી કે કુર્આન મજીદમાં જેટલા શબ્દો આવ્યા છે તેને કોઈ અદા નથી કરી શકતો. દા.ત. قال،جاء،ذھب વગેરે. અને જાહેર છે કે જેવી રીતે કેવળ قال،جاء،ذھبને પોતાની રોજનીશીની વાતચીતમાં બોલે તો એ કુર્આન નથી એ જ રીતે જો કોઈ કેવળ "અલ્લાહુ અકબર, બિસ્મિલ્લાહ" આદત પ્રમાણે અથવા દુઆની નિય્યતે પઢે તો તેને તિલાવતે કુર્આન કહીશું નહીં, એ જ રીતે ઝબહના સમયે "બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર" પઢવું પણ છે.

**સમજૂતી : ૨૧૭**

મુરાદ એ છે કે કપડાં પર જ્યાં લોહી લાગ્યુ હોય તે જગાને ચપટી વડે ખોતરીને લોહી દૂર કરતાં પછી એટલી જગા ખૂબ સારી રીતે ધોતાં અને બાકીના કપડાને પણ ધોતાં પણ તેને એટલું બધુ નહીં જેવું લોહીવાળી જગા ધોતાં. نضحગુસ્લના અર્થમાં આવે છે તે વર્ણન થઈ ચૂક્યું.



## حديث (٢١٨) المستحاضة تعتكف

**[હદીષ : ૨૧૮] ''ઈસ્તેહાઝાવાળી સ્ત્રી એ'તેકાફ કરી શકે છે''**

عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰی عَنْهَا اَنَّ

*''હઝરત આઈશા رضی اللہ عنہا થી રિવાયત છે કે*

النَّبِیَّ صَلَّی اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِعْتَكَفَ مَعَهٗ بَعْضُ نِسَاءِهٖ وَهِیَ مُسْتَحَاضَةٌ

*નબી ﷺની સાથે તેમની અમુક પત્નીઓએ એ'તેકાફ કર્યો એ હાલતમાં કે તેણીઓને ઈસ્તેહાઝા હતું,*

تَرَی الدَّمَ فَرُبَّمَا وَضَعَتِ الطِّسْتَ تَحْتَهَا مِنَ الدَّمِ وَزَعَمَ

*લોહી જોતી, હતી, ક્યારેક લોહીના કારણે પોતાના નીચે થાળી રાખી દેતી. અને આ (અકરમા)એ ગુમાન*

اَنَّ عَائِشَةَ رَاَتْ مَاءَ الْعُصْفُرِ فَقَالَتْ كَاَنَّ هٰذَا شَیْءٌ كَانَتْ فُلَانَةُ تَجِدُهٗ

*કર્યું કે હઝરત આઈશાએ કુસુમના ફૂલનું પાણી જોયું તો કહ્યું, આ એવું છે જેવું ફલાણુ પાણી છે.''*

*(બુખારી, ૧/૪૫–હૈઝ, ૧/૨૭૩–સૂમ, અબૂ દાઊદ, ૧/૩૩૫–સૂમ, ઈબ્ને માજહ–સિયામ, ૧૨૮)*

### સમજૂતી : ૨૧૮

**પરિપૂર્ણતા** : એ હદીષના પછી જ છે કે એ લોહી અને પીળા રંગનું પાણી જોતી, નમાઝ પઢતી તો થાળી તેમના નીચે રાખેલી રહેતી.

**عصفر (ઉસ્ફુર)** : કુસુમના ફૂલને કહે છે જે પીળા રંગનું હોય છે. આ કોણ સાહેબા હતાં એમાં ત્રણ કથનો છે : હઝરત સૌદા, હઝરત ઉમ્મે હબીબા, હઝરત ઝૈનબ બિન્તે જહશ. સહીહ એ છે કે આ ત્રણેવામાંથી કોઈ નથી બલ્કે હઝરત ઉમ્મે સલ્મા હતાં. જેમ કે અલ્લામા ઈબ્ને હજરે લખ્યું છે કે અકરમાથી જ મરવી છે કે ઉમ્મે સલ્મા એ'તેકાફમાં હતાં અને તેમને ઈસ્તેહાઝા હતું. ક્યારેક પોતાના નીચે થાળી રાખી લેતાં.

**وزعم (વઝઅમ)**ની ઝમીર ફાઈલ મુસ્તતરહૂનો મરજઅ અકરમા છે અને તેનો અતફ અર્થ અન્અનહ્ પર છે. તકદીરે ઈબારત આ થશે. હદષની અકરમા હકઝા વ ઝઅમ. હવે આ સનદ મુત્તસિલ થઈ ગઈ. મુરાદ એ છે કે ઉમ્મુલ મો'મિનીને એ પાણીને જોયું જેમાં કુસુમનું ફૂલ ભીગોવેલ હતું તો આવું ફર્માવ્યું. મુરાદ એ છે કે તેમને પીળા રંગની રતુબત આવતી હતી જેવું કે બીજા તરીકામાં સ્પષ્ટતાથી છે.

આ હદીષથી સાબિત થયું કે ઈસ્તેહાઝાવાળી મસ્જિદમાં પણ જઈ શકે છે અને એ'તેકાફ પણ કરી શકે છે અને નમાઝ પણ પઢશે ભલે લોહી એટલુ વિશેષ આવતું હોય કે રોકાતુ ન હોય જેની વિગત વર્ણન થઈ ચૂકી.



## حدیث (۲۱۹) ازالۃ الدم من الریق

**[હદીષ : ૨૧૯] "થોડીક માત્રામાં લોહી આવે તો ?"**

عَنْ مُجَاهِدٍ قَالَ قَالَتْ عَائِشَةُ رَضِيَ اللّٰهُ

*"મુજાહિદે કહ્યું કે હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું,*

تَعَالٰى عَنْهَا مَا كَانَ لِإِحْدَانَا إِلَّا ثَوْبٌ وَّاحِدٌ تَحِيْضُ فِيْهِ فَإِذَا أَصَابَهُ شَيْءٌ

*અમે અઝવાજે મુતહ્હરાત (પવિત્ર પત્નીઓ)માંથી કોઈની પાસે એક કપડાથી વિશેષ ન હતું. જ્યારે કપડાને*

مِنْ دَمٍ قَالَتْ بِرِيْقِهَا فَمَصَعَتْهُ بِظُفُرِهَا ع ه

*કાંઈક લોહી લાગી જતુ તો તેને પોતાના થૂક વડે તર કરી દેતી ત્યારબાદ નખો વડે ખોતરી કાઢતી."*

*(અબૂ દાઊદ, ૧/૫૨–તહારત)*

**સમજૂતી : ૨૧૯**

**ઈમામ મુજાહિદ** : ઈમામ મુજાહિદ બિન જબર, અબ્દુલ્લાહ બિન સાઈબ મખ્ઝૂમીના ગુલામ હતા. મક્કા મોઅઝ્ઝમાના મશ્હૂર તથા મઅરૂફ ઈમામો, તાબઈન તથા મહાન ફક઼ીહો તથા ક઼ારીઓમાંથી છે. તેમની કુન્યિયત અબૂ હજ્જાજ છે. આ તે પાયાના બુઝુર્ગ હતા કે હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ તેમની લગામ પકડીને ફર્માવ્યું, કાશ ! કે મારો પુત્ર સાલિમ તથા મારો ગુલામ નાફેઅ તમારી જેમ યાદ રાખતા. આ હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما ના ખાસ શાગિર્દોમાંથી છે. ત્રીસવાર તેમને કુર્આન મજીદ સંભળાવ્યું અને બે વાર દરેક દરેક આયતને થોડી થોડી તફસીર સાથે પઢયું. ૮૦ વરસની વયે એ હાલતમાં અલ્લાહના પ્યારા થઈ ગયા કે તેમનું માથુ સિજદામાં હતું. *(બિદાયા નિહાયા, ૯/૨૨૪)*

**પ્રકરણનો ફાયદો** : આ પ્રકરણથી ઈમામ બુખારી એ ફાયદો કરવા ચાહે છે કે હૈઝવાળીનો પસીનો પાક છે. હૈઝથી જાહેરી શરીર નાપાક નથી થતું એ હુકમી નજાસત છે. તેમજ એ કે જાહિલિયતના જમાનામાં એ દસ્તૂર હતો અને હજી પણ છે કે સ્ત્રીઓ હૈઝના દિવસોમાં જે કપડાં પહેરેલ હોય છે તે પાક થયા બાદ તેને ઉતારી નાખે છે અને ધોયા વિના નથી પહેરતી. તેને ફરીવાર પહેરવું ખૂબ જ અયબદાર સમજતી હોય છે.

**વર્ગીકરણ** : હઝરત ઉમ્મે સલ્મા رضی اللہ عنہا ની હદીષ આવી ગઈ. તેમણે ફર્માવ્યું કે જ્યારે મને હૈઝ આવ્યું તો મેં હૈઝનાં કપડાં લીધાં. એનાથી જાહેર થાય છે કે અમુક પવિત્ર પત્નીઓની પાસે એકથી અધિક કપડાં હતાં. સામાન્ય દિવસોમાં પહેરવા માટે અલગ અને હૈઝના દિવસોમાં પહેરવા માટે અલગ.

એનો જવાબ એ છે કે હઝરત ઉમ્મુલ્ મોમિનીન જે ફર્માવી રહ્યાં છે તે શરૂઆતની વાત છે અને હઝરત ઉમ્મે સલ્મા જે ફર્માવી રહ્યાં છે તે બાદની વાત છે, જ્યારે ફતહો થઈ અને આર્થિક છૂટછાટ થઈ ત્યારની વાત છે. તેમજ તેમના શબ્દો **اخذت ثیاب حیضتی** છે એમાં એ પણ સંભાવના છે કે એનાથી મુરાદ લિબાસ ન હોય તે ખાસ કપડુ જે હૈઝના દિવસોમાં ખાસ કરીને સ્ત્રીઓ વાપરે છે. દા.ત. રૂની ગાદી વગેરે.

**મસાઈલ** : આ હદીષના આ તરીક઼ામાં લોહીની માત્રા નથી પણ અબૂ દાઊદમાં અતાના તરીક઼ાથી જે

## حدیث (۲۲۰) استعمال الطیب للحائضة اذا اغتسلت

**[હદીષ : ૨૨૦] "સોગવાળી સ્ત્રી સાજ શણગારની દરેક ચીજથી બચે"**

عَنْ اُمِّ عَطِيَّةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهَا قَالَتْ كُنَّا نُنْهٰى اَنْ نُحِدَّ عَلٰى مَيِّتٍ

*"હઝરત ઉમ્મે અતિય્યા رضی اللہ عنہا એ ફર્માવ્યું, કોઈ મૈયત પર ત્રણ દિવસથી વધુ સોગ (શોક) કરવાથી અમને*

فَوْقَ ثَلٰثٍ اِلَّا عَلٰى زَوْجٍ اَرْبَعَةَ اَشْهُرٍ وَّعَشْرًا وَلَا نَكْتَحِلُ وَلَا نَتَطَيَّبُ وَلَا

*મના કરવામાં આવતુ હતું, અલ્બત્ત પતિ પર ચાર મહિના દસ દિવસની ઈજાઝત હતી. અને ન અમે સુરમો*

રિવાયત છે એમાં સ્પષ્ટીકરણ છે કે લોહીનું એક ટીપુ જોતાં તો આ પ્રમાણે કરતાં. એના શબ્દો આ પ્રમાણે છે : **ثم ترى فيه قطرة من دم** અને જો ધારો કે આ રિવાયત ન પણ હોત તો પણ જાહેર છે કે મુરાદ એ જ છે કે જો થોડુ લોહી હોતું તો આવું કરતાં હતાં. એટલા માટે કે ઉપર આવી ગયું કે જો કપડામાં હૈઝનું લોહી લાગ્યું હોય તો હુઝૂરે અક્દસ ﷺએ હુકમ આપ્યો, તેને કોઈ ચીજ વડે ખોતરીને દૂર કરી આપો. પછી પાણી રેડીને ચપટી વડે ઘસો પછી પાણી વડે ધૂઓ. જાહેર છે કે આ હુકમ પછી કેવળ થૂંક વડે ભીનુ કરવું નખોથી ખોતરવું પૂરતુ થશે નહીં. એટલા માટે જરૂરી છે કે એને ઓછા લોહી (દમે ક઼લીલ) પર ધારણા કરો. હવે આ હદીષથી સાબિત થઈ ગયું કે થોડીક નાપાકી માફ છે. અને જો કોઈ ભાઈનો એ આગ્રહ હોય કે નહીં ! એ લોહી થોડુ ન હોતું અથવા થોડું માફ નથી તો તેમણે માનવું પડશે કે થૂક નજાસતને દૂર કરનાર છે. આ તક઼દીર પર એ સાબિત થઈ જશે કે પાણી સિવાય દરેક વહેવાવાળી પાતળી ચીજથી નાપાકી દૂર કરી શકાય છે, હક઼ીક઼ી નજાસતને દૂર કરવું પાણી સાથે ખાસ નથી. આ જાહેરના એતબારથી ચર્ચા હતી.

બારીક દષ્ટિથી જોતાં એ નજાસતે ક઼લીલ (થોડી નજાસત) હતી જે માફ છે, પણ થોડી નજાસતને પણ દૂર કરવું મુસ્તહબ છે. એટલા માટે હઝરાત ઉમ્મહાતુલ મોમિનીન (પવિત્ર બીવીઓ, ઉમ્મતની માંઓ) તેને દૂર કરતાં હતાં. ઓછી હોવાના કારણે થૂંક વડે પણ સંપૂર્ણપણે દૂર થઈ જતી હતી. અને એ પોતાના સ્થાને તેહક઼ીક઼ થયેલ છે કે દરેક પાતળી વહેનારી ચીજ વડે હક઼ીક઼ી નજાસતને દૂર કરવું સહીહ છે. થોડુક હોવાને કારણે તે લોહીનું થૂકથી જ નિવારણ થઈ જતુ હતું એટલા માટે એનાથી કરે લેતાં હતાં.

### સમજૂતી : ૨૨૦

**ثوب عصب**-عَصْب (ષોબે અસબ–અસબ) આ યમની ધારદાર ચાદરનો એક ખાસ પ્રકાર છે જેના સૂતરને પ્રથમ રંગવામાં આવે છે પછી વણવામાં આવે છે. અમુકે કહ્યું કે સૂતરને અમુક અમુક જગ્યાએ બાંધીને રંગતા હતા પછી વણતા હતા જેનાથી ચાદરોમાં ક્યાંક ક્યાંક રંગીન પટા પડી જતા હતા. અમુકે કહ્યું કે લાઈટ કાળા રંગની યમની ચાદર રહેતી હતી. અહીં આ જ ત્રીજો અર્થ યોગ્ય છે એટલા માટે કે ધારીદાર યમની ચાદરો ઉચ્ચ લિબાસમાં ગણાતી હતી તેને રઈસો તથા સુલ્તાનો ઉપયોગમાં લેતા હતા. *(અયની)*

**کست اظفار (કુસ્તે ઈઝફાર)** : કિતાબુત્તલાક઼માં کست اظفار છે. મુસ્લિમ તથા અબૂ દાઊદ વગેરેની રિવાયતમાં قسط واظفار છે. کستને મોટા ક઼ાફની સાથે  قسط પણ કહે છે. ઈમામ બુખારીએ કિતાબુત્તલાક઼માં લખ્યું : **يقال الكست والقسط والكافور والقافور**

نَلْبَسُ ثَوْبًا مَّصْبُوْغًا اِلَّا ثَوْبَ عَصْبٍ وَّقَدْ رُخِّصَ لَنَا عِنْدَ الطُّهْرِ اِذَا

*લગાડી શકતી હતી અને ન કોઈ ખૂશ્બુ અને ન "અસબ" સિવાય કોઈ રંગીન કપડુ પહેરી શકતી હતી. અને*

اِغْتَسَلَتْ اِحْدَانَا مِنْ مَّحِيْضِهَا فِيْ نُبْذَةٍ مِّنْ كُسْتِ اَظْفَارٍ وَكُنَّا

*હૈઝથી પાકી પછી ગુસ્લના સમયે અમને "કુસ્તે અઝફાર"ના ઉપયોગની છૂટ હતી.*

نُنْهٰى عَنْ اِتِّبَاعِ الْجَنَائِزِ ـ رَوَاهُ هِشَامُ بْنُ حَسَّانَ عَنْ حَفْصَةَ عَنْ

*અને અમને (સ્ત્રીઓને) જનાઝાથી રોકવામાં આવતી હતી. આ હદીષને હેશામ ઈબ્ને હસ્સાને હફસાથી,*

اُمِّ عَطِيَّةَ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ ع ه

*તેમણે અતિય્યાથી, તેમણે નબી ﷺથી રિવાયત કરી."*

*(બુખારી, ૨/૮૦૪, તલાક઼, મુસ્લિમ, ૧/૪૮૮–તલાક઼, અબૂ દાઊદ, ૧/૩૧૫–તલાક઼, નિસાઈ, ૨/૧૧૭–તલાક઼, ઈબ્ને માજહ–તલાક઼, ૧૫૨)*

**كست** અથવા **قسط**ને હિંદીમાં کُٹ (કુટ) કહે છે, લગભગ આ કુટનું જ અરબી છે.

અહીં **اظفار** છે કિતાબુત્તલાક઼માં **ظفار** છે. ઈબ્ને તૈનએ કહ્યું, એ જ સહીહ છે. **ظفار** ઝફાર યમનનું એક કિનારાનું શહેર છે જ્યાં હિંદુસ્તાનથી કુસ્ત જતી હતી અને ત્યાંથી હિજાઝ વગેરેમાં સપ્લાય થતી હતી. ઝેફાર કિતામની જેમ મબ્ની અલલ કસ્ર છે. મુસ્લિમ વગેરેમાં **قسط واظفار** વાવની સાથે છે. આ રિવાયત અહસન છે એટલા માટે કે કુસ્ત એક અલગ ચીજ છે અઝફાર એક અલગ ચીજ છે. અઝફાર એક ખુશ્બોદાર લાકડી છે જે ગિલાફદાર અને નખોના જેમ હોય છે જેની ધૂણીથી કપડાં સુગંધીદાર કરતાં હતાં, તેને અઝાફારુત્તૈયિબ પણ કહે છે.

અહસન હોવાનું એક કારણ એ પણ છે કે કુસ્તમાં કોઈ ખૂશ્બુ નથી હોતી. અને ઈમામ બુખારીએ અહીં પ્રકરણ એ બનાવ્યું છે, "હૈઝથી ગુસ્લના સમયે સ્ત્રીનું ખૂશ્બુનો ઉપયોગ કરવું."

હદીષની પ્રકરણ સાથે એકરૂપતા ત્યારે થશે જ્યારે કે "ઈઝફાર"ને ખુશ્બુ માને.

**મસાઈલ** : (૧) એનાથી સાબિત થયું કે પત્ની પર પતિનો સોગ (શોક મનાવવું) વાજિબ છે ચાહે તે મદખુલા (સંભોગ પામેલ) હોય ચાહે ન હોય, ચાહે નાની હોય ચાહે મોટી, ચાહે આઝાદ હોય કે બાંદી. અલ્બત્ત હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہ નજીક નાની બાળકી પર સોગ નથી. પૂરી વિગત તલાક઼ના પ્રકરણમાં આવશે. (૨) સાઝ શણગારની દરેક ચીજથી સોગવાળી ઔરત બચે. (૩) હૈઝથી પાકી પછી મુસ્તહબ છે કે સ્ત્રીઓ ગૃપ્ત ભાગમાં કોઈ ખુશ્બુ વાપરે, ત્યાં સુધી કે સોગવાળી સ્ત્રીને પણ ઈજાઝત છે. (૪) સ્ત્રીઓએ જનાઝાની સાથે જવું મના છે.

છેવટમાં ઈમામ બુખારીએ ફર્માવ્યું, "એને રિવાયત કરી હેશામ ઈબ્ને હસ્સાને." એના બે ફાયદા છે : એક તો એ કે આ બીજી સનદથી જે રિવાયત છે **عن البنى صلى الله عليه وسلم**ની સ્પષ્ટતા છે. હવે તેનું મરફૂઅ હોવું ક઼તઈ (નિશ્ચિત) થઈ ગયું. બીજો ફાયદો એ છે કે અમુક નુસ્ખાઓમાં પ્રથમ સનદમાં હર્ફે તશકીક છે એટલે **અવ** છે એટલે **عن ايوب عن حفصة وقال ابو عبدا لله اوهشام بن حسان عن حفصة** અહીં વિના **અવ** **هشام بن حسان عن حفصة** છે. અને એ જ સહીહ છે. અન્ય સર્વ મોહદ્દિષોએ વિના **અવ** રિવાયત કરી છે. બલ્કે ખૂદ ઈમામ બુખારીએ કિતાબુત્તલાક઼માં બીજી સનદને વિના **અવ** સનદ કહી છે. સહીહ એ છે કે આટલો ટુકડો તઅલીક઼ છે, હમ્માદનો ક઼ૌલ નથી.

## حدیث (۲۲۱) استعمال المسك للحائض اذا اغتسلت

**[હદીષ : ૨૨૧] "હૈઝનું ગુસ્લ કઈ રીતે કરે ?"**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهَا اَنَّ اِمْرَاةً سَالَتِ النَّبِیَّ صَلَّی اللّٰهُ تَعَالٰی

*"હઝરત આઈશા رضی اللہ عنہا થી મરવી છે કે એક સ્ત્રીએ નબી ﷺ ને*

عَلَيْهِ وَسَلَّمَ عَنْ غُسْلِهَا مِنَ الْمَحِيْضِ فَاَمَرَهَا كَيْفَ تَغْتَسِلُ قَالَ خُذِیْ

*હૈઝના ગુસ્લના બારામાં પૂછયું. હુઝૂરે તેને બતાવ્યું કે કઈ રીતે ગુસ્લ કરે. ફર્માવ્યું,*

فِرْصَةً مِّنْ مِسْكٍ فَتَطَهَّرِیْ بِهَا ۔ قَالَتْ كَيْفَ اَتَطَهَّرُ بِهَا قَالَ تَطَهَّرِیْ

*મુશ્ક લગાડેલા ફાયાને લે અને તેના વડે પાકી હાંસલ કરે. તેણીએ અર્ઝ કરી, તેના વડે કેવી રીતે પાકી હાંસલ*

بِهَا قَالَتْ كَيْفَ قَالَ سُبْحَانَ اللّٰهِ تَطَهَّرِیْ ۔ فَاجْتَذَبْتُهَا اِلَیَّ فَقُلْتُ

*કરું ? ફર્માવ્યું, એના વડે પાકી હાંસલ કર ! તેણીએ અર્ઝ કરી, કઈ રીતે ? ફર્માવ્યું, સુબ્હાનલ્લાહ ! પાકી*

تَبْتَغِیْ بِهَا اَثَرَ الدَّمِ ع‍ه

*હાંસલ કર ! એના પર મેં તેણીએ મારા તરફ ખેંચી અને બતાવ્યું કે એને લોહીવાળી જગાએ લગાડી આપ."*

*(એના બાદ મુત્તસલન, બાબે ગુસ્લિમ મુહાઝ, ૪૫, ઉપર મુજબ, ૨/૧૦૯૩, એઅતેસામ, મુસ્લિમ, ૧/૫૦–તહારત, અબૂ દાઊદ, ૧/૪૪–તહારત, નિસાઈ : ૧/૪૯–તહારત, ૭૨–ગુસ્લ, ઈબ્ને માજહ, તહારત–૪૭, દારમી, વુઝૂ–૮૪, મુસ્નદે ઈમામ અહમદ)*

### સમજૂતી : ૨૨૧

**પરિપૂર્ણતા** : એક અન્સારી ખાતૂન જેનું નામ "અસ્માઅ્" બિન્તે શકલ હતું. ખિદમતે અક્દસમાં હાજર થઈ અને એ પ્રશ્ન કર્યો કે હૈઝથી ગુસ્લનો તરીકો શું છે ? હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું, તમે પાણી અને બોરડીનાં પાન લઈને ખૂબ સારી પેઠે પાકી હાંસલ કરો. પછી તમારા માથા પર નાખો અને માથુ ખૂબ સારી રીતે ઘસો જેથી પાણી માથાની જડમાં પહોંચી જાય. પછી માથા પર પાણી નાખો ત્યાર બાદ મુશ્કવાળુ ફાયુ લઈને તેનાથી પાકી હાંસલ કરો. અસ્માએ કહ્યું, કેવી રીતે પાકી હાંસલ કરું ? ત્રણવાર એ જ પ્રશ્ન દોહરાવ્યો. ત્રીજીવાર ફર્માવ્યું, સુબ્હાનલ્લાહ ! પાકી હાંસલ કર ! હુઝૂરે મોઢું ફેરવી લીધું અને છુપાવી લીધું. સુફયાન ઈબ્ને ઐનિયાએ હાથ વડે ઈશારો કરીને બતાવ્યું કે આ રીતે. હઝરત ઉમ્મુલ મો'મિનીન ફર્માવે છે, હું હુઝૂરના મક્સદને સમજી ગઈ, મેં તેણીને મારા તરફથી ખેંચીને તેણીને બતાવ્યું. ત્યારબાદ બુખારીમાં જે રિવાયત છે તેમાં આ પ્રમાણે છે : **توضی بها** શાબ્દિક અર્થમાં છે એટલે એ ફાયા વડે ધો. મુસ્લિમમાં તે સ્ત્રીનું નામ "અસ્મા બિન્તે શકલ" આવ્યું છે, પણ ખતીબે અસ્મા બિન્તે યઝીદ બિન અસસકન રિવાયત કર્યું છે. આ તે જ સ્ત્રી છે જે "ખતીબુતુન્નિસા" સાથે મશ્હૂર છે. અમુક મુતાખ્ખેરીન (પાછલા ઉલમા)એ એને જ સહીહ કહ્યું એટલા માટે કે શકલ નામના કોઈ અન્સારી સહાબી નથી. પણ અધિક મુસ્તનદ રિવાયત એ જ આવી શકે છે કે અસ્મા બિન્તે શકલ છે.

حدیث(۲۲۲) ان عائشہ رضی اللہ عنہا اهلت بعمرۃ فی حجۃ الوداع

## [હદીષ : ૨૨૨] "હજ્જ અથવા ઉમરામાં હૈઝ આવે તો ?"

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهَا قَالَتْ خَرَجْنَا مُوَافِیْنَ لِهِلَالِ

*"હઝરત આઈશા رضی اللہ عنہا એ કહ્યું, અમે ઝીલ હજ્જનો ચાંદ થવાની નજીકમાં (મદીનાથી હજ્જ માટે)*

**પ્રકરણ સાથે સામ્યતા** : અહીં પ્રકરણ આ છે : ذلك المراة نفسها اذا تطهرت من المحيض "સ્ત્રીનું પોતાના શરીરને ઘસવું જયારે તે હૈઝથી પાકી હાંસલ કરે." ઈમામ બુખારીએ હદીષનો ટુકડો નકલ કર્યો છે એનાથી પ્રકરણની સામ્યતા નથી થતી એ બિલકુલ જાહેર છે. હા ! મુસ્લિમની રિવાયતથી સાબિત થાય છે જેના સંબંધે અમે વારંવાર ચર્ચા કરી ચૂક્યા છીએ.

સહીહ એ છે કે મુશ્ક અથવા કોઈપણ ખુશ્બૂ વાપરવાની હિકમત લોહીના કારણે જે બદબૂ અને ધૃણા પેદા થઈ જતી હતી તે દૂર કરવાનો હેતુ છે. લોહી આવવાથી ચામડીમાં કરચલી પેદા થઈ જાય છે તો મુશ્ક અથવા એ પ્રકારની ચીજોના વપરાશથી એ કરચલી જતી રહે છે. અમુક ઉલમાએ ફર્માવ્યું, મુશ્ક અથવા કોઈપણ ખૂશ્બુનો ઉપયોગ ગુસ્લથી પહેલાં કરશે. પણ એ હદીષના રજૂઆત કરેલ સંજોગોથી વિરુદ્ધ છે. મુસ્લિમમાં ثم મૌજૂદ છે જે તઅક઼ીબ બલ્કે તરાખી પર દલીલ પુરવાર કરે છે. અમુક શારેહોએ મુશ્કના વપરાશની હિકમત એ લખી કે એ ગર્ભ રહેવામાં મદદગાર થાય છે, પણ એમના દિમાગમાં એ વાત ન રહી કે મુશ્કનો ઉપયોગ દરેક સ્ત્રીને માટે મુસ્તહબ છે ચાહે તે પતિવાળી હોય કે ન હોય.

બાદવાળી રિવાયતમાં છે توضی ثلاثا۔اوقال توضی بها એની સ્પષ્ટતામાં શરહ કરનારાઓએ વિવિધ કથનો કહ્યાં છે. આ અનુસંધાનની રિવાયતોને લક્ષમાં લઈને એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે ષલાષાનો મતલબ એ છે કે હુઝૂરે ત્રણવાર ફર્માવ્યું, બેશક ! રાવીને શંકા એમાં છે કે بها પણ ફર્માવ્યું હતું કે નહીં.

اثرالدمથી સામાન્યત : ઉલમાએ શર્મગાહ મુરાદ લીધી છે, અલ્બત્ત મહામલીએ દરેક તે જગા મુરાદ લીધી છે જ્યાં લોહી લાગ્યું હોય. મહામલી સિવાય કોઈ અન્યએ આ ક઼ૌલ નથી કર્યો. પણ ઈસ્માઈલની રિવાયત એની સમર્થક છે જેમાં مواضع الدم આવ્યું છે.

**મસાઈલ** : (૧) આશ્ચર્યના સમયે સુબ્હાનલ્લાહ ! પઢવું સુન્નત છે. (૨) ગુપ્ત બીમારીઓને ઈશારાથી કહેવામાં આવે. (૩) એ પણ દુરુસ્ત છે કે વાતનો ખુલાસો તેની મૌજૂદગીમાં કોઈ અન્ય કરી આપે અને આલિમ સાંભળે. (૪) આલિમની વાતની સ્પષ્ટતા જ્યારે તેમની સામે બીજાએ કરી અને આલિમે સાંભળી લીધી તો એ આલિમની જ તફસીર ગણાશે. (૫) સાબિત થઈ ગયું કે શૈખને શાગિર્દો પઢીને સંભળાવી શકે છે.

### સમજૂતી : ૨૨૨

**પ્રકરણની સામ્યતા** : અહીં ઈમામ બુખારીએ આ હદીષ પર બે હેડીંગ બાંધ્યાં છે :– امتشاط المراة عند غسلها من المحيض "હૈઝથી ગુસ્લના સમયે સ્ત્રીનું કાંસકી કરવું" نقض المراة شعر راسها عندالمحيض "હૈઝથી ગુસ્લના વખતે સ્ત્રીનું પોતાના માથાના વાળનું ખોલવું." હદીષમાં ક્યાંય ગુસ્લનું વર્ણન નથી. આ ઈમામ બુખારી એ જ ક઼ાયમી આદતના પ્રમાણે છે. જો કે તેમની ઝિક્ર કરેલી રિવાયતમાં ગુસ્લનો શબ્દ પણ નથી, પણ અબૂ દાઊદ તથા મુસ્લિમની એક રિવાયતમાં છે કે ફર્માવ્યું, فاغتسلی

ذِی الْحِجَّۃِ قَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ مَنْ اَحَبَّ اَنْ

નીકળ્યાં. રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, જે કેવળ

یُّھِلَّ بِعُمْرَۃٍ فَلْیُھِلَّ فَاِنِّیْ لَوْلَا اَنِّیْ اَھْدَیْتُ لَاَھْلَلْتُ بِعُمْرَۃٍ فَاَھَلَّ

ઉમરાનો એહરામ બાંધવા ચાહે તે કેવળ ઉમરાનો બાંધે. જો હું મારી સાથે હદી (કુર્બાનીનું જાનવર) ન લાવતો

بَعْضُھُمْ بِعُمْرَۃٍ وَّاَھَلَّ بَعْضُھُمْ بِحَجٍّ وَّکُنْتُ اَنَا مِمَّنْ اَھَلَّ

તો ઉમરાનો જ એહરામ બાંધત. એના પર અમુકે ઉમરાનો એહરામ બાંધ્યો અને અમુકે હજ્જનો. અને

بِعُمْرَۃٍ فَاَدْرَکَنِیْ یَوْمُ عَرَفَۃَ وَاَنَا حَائِضٌ فَشَکَوْتُ اِلَی النَّبِیِّ صَلَّی اللّٰہُ

મેં ઉમરાનો એહરામ બાંધ્યો હતો. જ્યારે અરફાનો દિવસ આવ્યો તો હું હૈઝવાળી હતી. મેં નબી ﷺને

"પછી ગુસ્લ કર." મવાફીનનો માદો વફા આવે છે જેનો અર્થ "પૂર્ણ" કરવું. તેના બાબે અફઆલનો સિલો જ્યારે અલા આવે છે તો તેનો અર્થ "અશરફ" થાય છે. બોલવામાં આવે છે : **اوفاعلی کذا ای اشرف** એટલે ઝાંકવું, અહીં મુરાદ છે કે અમે ઝીલ હજ્જના ચાંદને ઝાંકી રહ્યાં હતાં, એટલે એનું દેખાવું નજીક હતું.

અમે પહેલાં બતાવી ચૂક્યા કે હુઝૂરે અક્દસ ﷺ ૨૬ ઝીલ કઅદાના દિવસે ઝોહર બાદ મદીના પાકથી નીકળ્યા અને રાત ઝુલ હલીફામાં પસાર કરી. ૨૭ ઝીલ કઅદના ત્યાંથી ચાલ્યાં હતાં અને ચાર ઝીલ હજ્જના મક્કા મોઅઝ્ઝમા પહોંચી ગયાં હતાં. મુસ્લિમ શરીફમાં મદીના પાકથી નીકળવાની તારીખ **لخمس بقین من ذی القاعدہ** છે અને મક્કા મોઅઝ્ઝમામાં પહોંચવાની તારીખ ફેરફારની સાથે **لاربع خلون من ذی الحجۃ اوخمس** છે. (૧/૩૯૦–હજ્જ) આ મતભેદના કારણે એ પણ મતભેદ પેદા થઈ ગયો કે માર્ગમાં કેટલા દિવસો પસાર થયા ? નવ દિવસ કે દસ દિવસ. હુઝૂરે અક્દસ ﷺ મક્કા મોઅઝ્ઝમામાં રવિવારે પહોંચ્યા હતા. બુખારી કિતાબુત્તમનીમાં **لاربع خلون من ذی الحجۃ** વિના ફેરફાર છે. (૨/૧૦૭૩–તમની) લૈલતુલ હસ્બાથી મુરાદ ૧૩ ઝીલ હજ્જ પછી આવનારી ૧૪ મી રાત એ મિના તથા મક્કા વચ્ચે એક મેદાન છે જ્યાં હુઝૂર ﷺએ "હુજ્જતુલ વિદાઅ"ના પ્રસંગે ક્યામ કર્યો હતો. હજ્જથી પરત થયા બાદ રાત્રે ફરી ત્યાં જ રોકાણ કર્યું હતું. મદીના તયબાહવાળા હાજીઓ જ્યાં સુધી ઊંટોની સફર હતી અહીં ભેગા થઈને પાછા આવતા હતા. એને વાદીએ મુહસબ તથા ખૈફે બની કનાના પણ કહે છે.

**હઝરત આઈશાની હજ્જની વિગત** : આ હદીષની ચર્ચાઓને સમજવા માટે જરૂરી છે કે વાંચકો હજ્જના પ્રકરણો દિમાગમાં બેસાડી લે. હજ્જ ત્રણ પ્રકારના હોય છે : **ઈફ્રાદ** એટલે મીકાતથી કેવળ હજ્જનો એહરામ બાંધે. **તમત્તુઅ** : એટલી મીકાતથી કેવળ ઉમરાનો એહરામ બાંધવામાં આવે. તેના બે પ્રકાર છે : એકે એ કે જે પોતાની સાથે "હદી" એટલે કુર્બાનીનું જાનવર ન લઈ જાય, એવા લોકો ઉમરો કરીને એહરામથી બહાર થઈ જાય. બીજા તે જેઓ પોતાની સાથે "હદી" લઈ જાય, એ લોકો મક્કા પહોંચીને ઉમરો કર્યા બાદ પણ એહરામથી બહાર ન થશે જ્યાં સુધી કુર્બાની ન કરી લે. **મુતમત્તેઅ** : આઠ ઝીલ હજ્જના હરમ શરીફથી હજ્જનો એહરામ બાંધીને હજ્જ કરશે. **ક્રિરાન** : એટલે મીકાતથી હજ્જ તથા ઉમરા બંનેનો એહરામ બાંધશે.

આપણા તથા શાફઈઓની વચ્ચે અહીં એક મતભેદ છે. આપણે ત્યાં "કારિન" પર બે તવાફ બે સઈ વાજિબ છે, એક તવાફ અને એક સઈ ઉમરાની અને એક એક હજ્જની. ઈમામ શાફઈને ત્યાં "કારિન"ના માટે કેવળ એક તવાફ અને એક સઈ પૂરતી છે.

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ فَقَالَ دَعِیْ عُمْرَتَكِ وَانْقُضِیْ رَاسَكِ وَامْتَشِطِیْ

*મારી સ્થિતિ વર્ણવી તો ફર્માવ્યું, ઉમરો રહેવા દે અને તારા માથાને ખોલી નાખ અને કાંસકી કર*

وَاَهِلِّیْ بِحَجٍّ فَفَعَلْتُ حَتّٰی اِذَا کَانَ لَیْلَةُ الْحَصْبَةِ اَرْسَلَ مَعِیْ اَخِیْ

*અને હજ્જનો એહરામ બાંધ. મેં એવું જ કર્યું. જ્યારે લયલતુલ હસ્બા આવી તો મને મારા ભાઈ*

عَبْدَالرَّحْمٰنِ بْنَ اَبِیْ بَکْرٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهُمَا فَخَرَجْتُ اِلَی التَّنْعِیْمِ

*અબ્દુર્રહમાન બિન અબૂબકર رضی اللہ عنہ ની સાથે તન્ઈમ મોકલી,*

આ હદીષમાં કેવળ એ છે કે લૈલતુલ હસ્બા ૧૪મી ઝીલ હજ્જની રાતે ઉમ્મુલ મોમિનીન હઝરત અબ્દુર્રહ્માનની સાથે ઉમરા કરવા માટે ગયાં અને જાહેર છે કે ઉમરા એ તવાફ તથા સઈનું નામ છે તો હઝરત ઉમ્મુલ મોમિનીને તવાફ પણ કર્યો અને સઈ પણ કરી. આ રીતે આ હદીષથી કેવળ એક તવાફ અને એક સઈની સાબિતી મળે છે. હવે જો એ માની લેવામાં આવે કે ઉમ્મુલ મોમિનીન હજ્જે કિ઼રાન કરી રહ્યાં હતાં અને તેમણે કેવળ એક જ તવાફ અને એક જ સઈ કરી, તો શાફઈઓનો મસ્લક સાબિત કે કા઼રિનના માટે કેવળ એક જ તવાફ અને એક જ સઈ પૂરતી છે. એના પર અમારી ગુઝારિશ એ છે કે, એ સહીહ છે કે સામાન્યતઃ તરીકા઼માં લૈલતુલ હસ્બાથી પહેલાં કોઈ તવાફનો ઉલ્લેખ નથી, પણ મુસ્લિમમાં મુહમ્મદ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને નમીરના તરીકા઼થી હઝરત કા઼સિમથી જે રિવાયત છે એમાં આ ખુલાસો છે : حتی نزلنا منی فتطهرت ثم طفنا بالبيت જ્યારે અમે મિનામાં ઉતર્યા તો હું પાક થઈ ગઈ પછી અમે બયતુલ્લાહનો તવાફ કર્યો ત્યારબાદ ''મુહસ્સબ''થી ઉમરો કરવાનું વર્ણન છે. તેનાથી આગલી રિવાયતમાં છે કે ફર્માવે છે : હું યૌમે નહરના પાક થઈ ગઈ હતી તો સાબિત થયું કે લૈલતુલ હસ્બાથી પહેલાં જ ઉમ્મુલ મોમિનીને તવાફે ઝિયારત કરી લીધો હતો. જો ધારો કે આ રિવાયત ન પણ હોત તો પણ બનાવોની રોશનીમાં એ જ સાબિત થાય છે કે ઉમમુલ મોમિનીને તવાફે ઝિયારત પોતાના સમય પર અથવા કમસે કમ લૈલતુલ હસ્બાથી પહેલાં કરી લીધો હતો. લૈલતુલ હસ્બામાં ઉમ્મુલ મોમિનીને એ અર્ઝ કરી હતી : يرجع الناس بحجة وعمرة وارجع بحجة ''લોકો હજ્જ તથા ઉમરા બંને સાથે પરત થઈ રહ્યા છે અને હું કેવળ હજ્જની સાથે પાછી ફરી રહી છું.'' જો એ માની લેવામાં આવે કે હઝરત ઉમ્મુલ મોમિનીને હજ્જના માટે તવાફ તથા સઈ તે સમય સુધી ન કરી હતી તો તેમનો હજ્જ થયો ક્યાંથી ? કે તે ફર્માવે છે કે હું કેવળ હજ્જ કરીને પરત થઈ રહી છું. ઉમ્મુલ મોમિનીનનું આ કહેવું એ વાતની દલીલ છે કે તે સમય સુધી તેમણે તવાફે ઝિયારત પણ કરી લીધો હતો અને હજ્જના માટે સઈ પણ કરી લીધી હતી. આ રીતે એમનો હજ્જ સંપૂર્ણ થઈ ચૂક્યો. ૧૩ ઝીલ હજ્જ સુધી હજ્જના દિવસો છે, એ દિવસોમાં ઉમરો નથી થઈ શકતો એટલા માટે ઉમરો કરી શકતી ન હતી. હવે પરત થવાનો સમય આવ્યો તો ઉપર મુજબ અર્ઝ કરી જેથી તેમને ઉમરા માટે તન્ઈમ મોકલી દેવામાં આવ્યાં. જો ધારો કે એ માની લેવામાં આવે કે તેમણે હજ્જનો તવાફ અને તેની સઈ કરી ન હતી તો જરૂરી હતું કે હુઝૂરે અક્દસ ﷺ તેમને હજ્જનો તવાફ તથા સઈનો હુકમ કરતા. તદ્ ઉપરાંત હજ્જના તવાફનો સમય ૧૨ ઝીલ હજ્જ સુધી છે. યૌમે નહર એટલે ૧૦ ઝીલ હજ્જના તે પાક થઈ ગયાં એ કોના કયાસમાં વાત આવી શકે છે ? કે શરઈ મજબૂરી વિના તેમના તવાફને કઝા કરાવવામાં આવ્યો હોય, અને પાછા પરત થવા લાગ્યા છતાં તવાફ માટે ન ફર્માવ્યું ! બલ્કે જ્યારે ઉમરાની ઈચ્છા જાહેર કરી તો ઉમરાના બહાને તવાફના માટે મોકલ્યાં. એટલા માટે એ સિવાય કોઈ ચારો નથી કે હકી઼કતોની રોશનીમાં એ માની લેવામાં આવે કે હઝરત ઉમ્મુલ મોમિનીન લૈલતુલ હસ્બાથી પહેલાં હજ્જનો તવાફ તથા તેની સઈ કરી ચૂક્યાં હતાં. લયલતુલ હસ્બા કેવળ ઉમરો કરવા ગયાં હતાં.

فَاَهْلَلْتُ بِعُمْرَةٍ مَكَانَ عُمْرَتِيْ قَالَ هِشَامٌ وَلَمْ يَكُنْ فِيْ شَيْءٍ

*પછી મેં ત્યાં જઈને ઉમરાનો એહરામ બાંધ્યો. હેશામે કહ્યું કે એમાં*

مِنْ ذَالِكَ هَدْيٌ وَّلَا صَوْمٌ وَ لَا صَدَقَةٌ ع‍ه

*ન કુર્બાની કરવી પડી, ન રોઝો રાખવો પડયો, ન સદકો આપવો પડયો."*

*(ઉપર મુજબ, ૧/૪૫–હૈઝ, ૧/૪૬–હૈઝ, ૧/૨૧૧–મનાસિક, ૧/૨૩૯–ઉમરા, ૨/૬૩૧–મગાઝી, મુસ્લિમ, ૨/૦૬, ૭, ૮, ૩૮૯, અબૂ દાઊદ, ૧/૨૪૭–મનાસિક, નિસાઈ, ૧/૪૮–તહારત, મનાસિક, ૧૯, ઈબ્ને માજહ–મનાસિક, ૨૨૧, મુઅત્તા ઈમામ માલિક–હજ્જ, ૧૬૭, મુસ્નદે ઈમામ અહમદ)*

આ તક્રીર (ચર્ચા) પછી જો એ માની પણ લેવામાં આવે કે ઉમ્મુલ મો'મિનીને "ક્રિ઼ાન" હજ્જ કર્યો હતો તો પણ આ હદીષ શાફઈઓ માટે લાભદાયી નથી, આપણા જ મસ્લકની સમર્થક છે.

હઝરત ઉમ્મુલ મોમિનીને તમત્તુઅ હજ્જ કરી હતી : આમ તો આ હદીષના સર્વ તરીક્રાઓ પર જ્યારે બારીક દૃષ્ટિ કરવામાં આવે છે તો સાબિત એ જ થાય છે કે હઝરત ઉમ્મુલ મોમિનીને ક્રિ઼ાન હજ્જ કર્યો ન હતો બલ્કે તમત્તુમ કર્યો હતો. તેનાં નીચે પ્રમાણે કારણો છે :–

(૧) તેમને હુકમ થયો તમારા માથાને ખોલી નાખો અને કાંસકી કરી લો. હજ્જનો એહરામ બાંધો. જો તેમણે હજ્જે ક્રિ઼ાન કર્યો હોત તો મીક્રાત પર જ હજ્જનો એહરામ પણ બાંધી લીધો હોત. હવે અરફાના દિવસે હજ્જનો એહરામ બાંધવાનો શો મતલબ ? વળી એહરામની હાલતમાં કાંસકી કરવાની મનાઈ છે. કાંસકી કરવાથી જરૂર વાળ તૂટે છે (૨) અને ફર્માવ્યું : **دعی مرتك** કોઈમાં છે : **وارفضی عمرتك** અને કોઈમાં **واترکی عمرتك** છે. તમારો ઉમરો છોડી દો. એ દલીલ છે કે મીક્રાતથી જે ઉમરાનો એહરામ બાંધ્યો હતો તેના બારામાં ફર્માવવામાં આવી રહ્યું છે કે ઉમરાનો જે એહરામ બાંધ્યો હતો તેને ખત્મ કરો અને હવે હજ્જનો એહરામ બાંધીને હજ્જ કરો.

(૩) હઝરત ઉમ્મુલ મોમિનીન તે સમયે હૈઝની હાલતમાં હતાં એ હાલતમાં ગુસ્લનો હુકમ તહારત (પાકી) હાંસલ કરવાના માટે તો કોઈ નથી શકતો. એટલે માનવું પડશે કે આ એહરામના માટે ગુસ્લનો હુકમ હતો. (૪) સાફ સાફ હુકમ છે : **واهلی بحج** "હજ્જના માટે તલબિય્યા કહો એટલે હજ્જનો એહરામ બાંધો. જો હજ્જનો એહરામ પહેલાં બાંધી ચૂક્યાં હતાં તો હવે હજ્જનો એહરામ બાંધવાનો હુકમ આપવાનો શો અર્થ ? ખાસ કરીને મુસ્લિમ અને અબૂ દાઊદમાં હઝરત જાબિરના હદીષના શબ્દો **فاغتسلی ثم اهلی بالحج** "ગુસ્લ કરી લો પછી હજ્જનો એહરામ બાંધો." (૫) હુઝૂર ﷺના ઈર્શાદ **هذه مكان عمرتك** વગેરેનો એ સિવાય અન્ય શું મતલબ છે કે જે એહરામ બાંધ્યા બાદ ન કરી શકી હતી અને તોડવો પડયો હતો એની ક્રઝામાં આ ઉમરો કરી લો. (૬) બુખારી ઉપરોક્ત હદીષની પહેલાંવાળી હદીષમાં સાફ સ્પષ્ટતા છે : **فکنت ممن تمتع**માં "તમત્તુઅ કરનારાઓમાં હતી." અને અરફાની રાતમાં અર્ઝ કરી, **انما کنت تمتعت بعمرة** "મેં ઉમરાનો એહરામ બાંધીને હજ્જે તમત્તુઅ કરી હતી."

**મતભેદનો હેતુ** : મતભેદનો પાયો એના પર રચાયો છે કે જાહિલિયતના જમાનામાં હજ્જના મહિનાઓ એટલે શવ્વાલ, ઝીલ કઅદ અને ઝીલ હજ્જમાં ઉમરાને બુરો જાણતા હતા. હુઝૂર ﷺ જ્યારે મદીનાથી નીકળ્યા તો લોકોનો ખયાલ એ જ હતો કે કેવળ હજ્જ કરવા જઈ રહ્યા છે પણ ઝુલ્ હલીફા પહોંચીને હુઝૂરે એલાન કરી આપ્યું કે જેનો જીવ ચાહે કેવળ ઉમરાનો એહરામ બાંધે, જેનો જીવ ચાહે કેવળ હજ્જનો અથવા બંનેનો બાંધે. હું "હદી" લઈને ચાલી રહ્યો છું જો હું હદી લઈને ન ચાલતો તો ઉમરાનો એહરામ બાંધત. એના પર લોકોએ પોત

પોતાની સહુલત તથા તૌફીક઼ પ્રમાણે એહરામ બાંધ્યો, કોઈએ કેવળ ઉમરાનો તો કોઈએ કેવળ હજ્જનો, કોઈકે બંનેનો. હઝરત ઉમ્મુલ મોમિનીને ફર્માવ્યું કે મેં ઉમરાના એહરામ બાંધ્યો. જેમ કે સામાન્ય તરીક઼ામાં શબ્દોના ફરેફાર સાથે એ જ છે પણ અમુક રાવીઓએ એ એતબારથી કે પ્રારંભમાં કેવળ હજ્જનો ઈરાદો હતો, આ શબ્દો કહી આપ્યા કે ઉમ્મુલ મોમિનીન હજ્જના માટે નીકળ્યાં, હજ્જનો એહરામ બાંધ્યો વગેરે.

અથવા એ કે હજ્જ ફર્ઝ હોવાના લેહાઝથી મૂળ હેતુ ઝિક્ર કરવું છે એનો લેહાઝ કરીને એવું કહી આપ્યું. જેમ કે આપણા તરફના હાજીઓ સર્વે મોટા ભાગે હજ્જે તમત્તુઅ કરે છે એટલે કે મીક઼ાતથી કેવળ ઉમરાનો એહરામ બાંધે છે અને મક્કા મોઅઝ્ઝમા હાજર થઈને ઉમરાથી ફારિગ થયા બાદ એહરામ ખોલી નાખે છે પણ કહેવામાં એ જ આવે છે કે હજ્જ કરવા જઈ રહ્યા છે, કોઈ નથી કહેતુ કે ઉમરા કરવા જઈ રહ્યા છે. આ ઉર્ફના પ્રમાણે આ રિવાયતના અમુકના તરીક઼ાઓમાં એ વર્ણન થઈ ગયું કે ઉમ્મુલ મોમિનીને હજ્જનો એહરામ બાંધ્યો, હજ્જના માટે નીકળ્યાં વગેરે.

ક઼ારિન પર એક તવાફ તથા સઈ છે અથવા બે તેની સંપૂર્ણ ચર્ચા "કિતાબુલ હજ્જ"માં આવશે.

**પ્રકરણનો હેતુ :** ગુસ્લ કરતી વખતે સ્ત્રીઓનો ચોટલો જો ગુંથેલો હોય તો વાળોને ખોલીને તેની વચ્ચે પણ પાણીને પહોંચાડવું જરૂરી છે કે કેવળ વાળના મૂળોમાં પાણી પહોંચાડવું પૂરતુ છે ? અમારો મઝહબ આ જ અંતિમ છે. સ્ત્રી ચાહે હૈઝ તથા નિફાસથી ફરાગત બાદ ગુસ્લ કરે ચાહે જનાબતની હાલતમાં, આ જ હુકમ છે. જેમ કે મુસ્લિમ શરીફ (ભાગ–૧, તહારત)માં છે કે ઉમ્મુલ મોમિનીન હઝરત ઉમ્મે સલ્મા رضی اللہ عنہاએ અર્ઝ કરી : **افانقضه للحيضة والجنابة فقال لا** "યા રસૂલલ્લાહ ! શું હું હૈઝ તથા જનાબતના ગુસ્લ માટે ચોટલો ખોલી આપું ? ફર્માવ્યું, નહીં !" આ બંનેવ પ્રકરણોથી શંકા ઉઠે છે કે કદાચ ઈમામ બુખારીનો મઝહબ એ છે કે હૈઝવાળી પર જરૂરી છે કે વાળો ખોલીને તેની વચ્ચેના ભાગમાં પણ પાણી પહોંચાડે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما નો મઝહબ મુત્લક઼ન્ (કોઈ અપવાદ વિના) એ હતો કે દરેક ફર્ઝ ગુસ્લમાં સ્ત્રી બોચલો (ચોટલો) ખોલીને વાળોમાં પાણી પહોંચાડે. ઉમ્મુલ મોમિનીન હઝરત આઈશાને જ્યારે આ ખબર પહોંચી તો ફર્માવ્યું, "આશ્ચર્ય છે ઈબ્ને ઉમર સ્ત્રીઓને ગુસ્લ વખતે માથાંને ખોલવાનો હુકમ આપે છે ! તેઓ એવો હુકમ કેમ નથી આપતા કે સ્ત્રીઓ પોતાનાં માથાં મૂંડાવી નાખે. *(મુસ્લિમ, ભાગ–૧/૫૦–હજ્જ) (એટલે કે એવો સખત ફત્વો શું કામ આપે છે જ્યારે કે શરીઅતે છૂટ આપી છે. –મિસ્બાહી)* રહી ગયું આ હદીષમાં વાળોને ખોલવાનો જે હુકમ, એ ક્યાં તો મુસ્તહબના રૂપે છે અથવા એ કારણે કે હઝરત ઉમ્મુલ મોમિનીનના વાળો એટલા ગાઢ રહ્યા હશે અથવા ચોટલો એટલો સખત ગુંથેલો હશે અથવા માથા પર કોઈ લેપ લગાડી લીધો હતો જેના કારણે પાણી વાળોની જડોમાં પહોંચી શકતું ન હતું, એટલા માટે ખોલવાનો તથા કાંસકી કરવાનો હુકમ આપ્યો.

હેશામે કહ્યું : હઝરત હેશામનું એવું કહેવું કે ઉમ્મુલ મોમિનીનના આ કાર્ય પર ન દમ આપવું પડયું ન રોઝો રાખવો પડયો અને ન સદક઼ો આપવો પડયો એ પોતાની સમજ તથા જ્ઞાન પ્રમાણે છે, નહીં તો હઝરત ઉમ્મુલ મોમિનીન પર આ સ્થિતિમાં દમ વાજિબ હતો, ચાહે તેમણે તમત્તુઅ હજ્જ કરી હોય કે કિરાન કરી હોય. એટલા માટે કે એ બંને સંજોગોમાં તેમના પર વાજિબ હતું તે અરફામાં રોકાણ પહેલાં ઉમરો કરે લેત અથવા કમસે કમ ઉમરાના ચારે ફેરા તવાફ કરી લેત. પણ ઉઝ્ર (મજબૂરી લાગુ) થવાના કારણે ઉમરા ન કરી શક્યાં, ત્યાં સુધી કે અરફામાં એહરામ ખોલવો પડયો તો દમે જનાબિયત લાઝિમ થઈ ગયો. પેજ–૨૧૧માં હઝરત જાબિરની હદીષ આવી ગઈ કે હઝરત આઈશાના તરફથી હુઝૂરે યૌમે નહરમાં એક ગાયની કુર્બાની કરી હતી, એની મજબૂત શક્યતા છે કે આ તે જનાબિયતનો દમ હોય.

હઝરત હેશામને તેની ખબર ન થઈ એટલા માટે તેમણે એવું કહી દીધું કે એમાં "હદી" વગેરે કાંઈ વાજિબ ન થયું.

حدیث(۲۲۳) ان اللہ وکل بالرحم ملکا

**[હદીષ : ૨૨૩] "ગર્ભમાં ફરિશ્તાની નિયુક્તિ"**

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی

*"હઝરત અનસ બિન માલિક رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી ﷺ એ ફર્માવ્યું,*

عَلَیْهِ وَسَلَّمَ قَالَ اِنَّ اللّٰهَ تَبَارَكَ وَتَعَالٰی وَكَّلَ بِالرَّحِمِ مَلَكًا

*અલ્લાહ તબારક વ તઆલાએ ગર્ભ પર એક ફરિશ્તો નિયુક્ત કર્યો છે*

یَّقُوْلُ یَارَبِّ نُطْفَةٌ یَّارَبِّ عَلَقَةٌ یَّارَبِّ مُضْغَةٌ فَاِذَا اَرَادَ اللّٰهُ

*જે કહે છે, હે પરવરદિગાર ! ગર્ભમાં નુત્ફો (વિર્ય) આવી ગયો, હે પરવરદિગાર ! એ જામેલુ લોહી બની*

**સમજૂતી : ૨૨૩**

આ હદીષ પર સંપૂર્ણ ચર્ચા કિતાબુલ અંબિયામાં આવશે. અહીં કેવળ એ જોવાનું છે કે આ હદીષને હૈઝ સાથે શો સંબંધ. જેનું પ્રકરણ ચાલી રહ્યું છે તેની સાથે આ હદીષને બે સંબંધ છે : (૧) હૈઝનું લોહી જ ગર્ભમાંના બાળકનો ખોરાક બને છે, જેમ કે હદીષોથી પણ સાબિત છે અને તબીબોનું પણ કથન છે. આ પ્રકરણથી હેતુ એ છે કે હૈઝની હાલતોમાં એક હાલત આ પણ છે. (૨) જમહૂર (બહુમતિ ઉલમા) તથા અહનાફ (હનફીઓ)નો મસ્લક એ છે કે ગર્ભવસ્થામાં જે લોહી આવે તે હૈઝ નથી ઈસ્તેહાઝા છે. ઈમામ શાફઈનો કૌલે કદીમ (જૂનુ કથન) પણ એ જ છે, અલ્બત્ત નવું કથન એ છે કે તે હૈઝ છે. ઈમામ માલિકનો મૂળ મઝહબ એ જ જે જમહૂરનો છે, અલ્બત્ત એમનું એક કથન એ છે કે ગર્ભાવસ્થાના પ્રારંભમાં જે લોહી દેખાય આવે તે હૈઝ છે. અને સારા દિવસોમાં જે દેખાય આવે તે ઈસ્તેહાઝા છે. ઈમામ બુખારી આ પ્રકરણ બાબુ કૌલિલ્લાહિ અઝ્ઝ વ જલ્લ "મુખલ્લકતિન્ વ ગૈરિ મુખલ્લકતિન" બાંધીને નિદેર્શ કરવા ચાહે છે કે તેમનો મઝહબ પણ એ જ છે કે ગર્ભાવસ્થા દરમ્યાન જે લોહી સ્ત્રીને દેખાય આવે તે હૈઝ નથી તે ગર્ભમાંના બાળકને ખોરાકના કામમાં આવે છે બહાર નથી આવતું. આ મઝહબ પુષ્કળ હદીષોથી સાબિત છે.

**(૧)** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ પોતાની પત્નીને હૈઝની હાલતમાં તલાક આપી. હઝરત ઉમર رضی اللہ عنہ એ હુઝૂરે અક્દસ ﷺ ને એના બારામાં પ્રશ્ન કર્યો તો ફર્માવ્યું, ઈબ્ને ઉમરને કહો રજઅત કરે (પાછી લે) તેને નિકાહમાં રાખે ત્યાં સુધી કે પાક થઈ જાય, પછી હૈઝ આવે તે હૈઝના પાક થયા બાદ તેને ઈખ્તિયાર છે ચાહે રાખે ચાહે તો તેને હાથ લગાડતાં પહેલાં તલાક આપે. *(બુખારી, ૧/૭૯૦–તલાક, મુસ્લિમ, ૧/૪૭૬–તલાક)*

**(૨)** અવતાસના કેદીઓના બારામાં ફર્માવ્યું, કોઈ સગર્ભા સાથે તે સમય સુધી સંભોગ (વતી) ન કરવામાં આવે જ્યાં સુધી કે ગર્ભ બહાર ન પડી જાય અને ન કોઈ ગૈર સગર્ભા સાથે સંભોગ કરવામાં આવે જ્યાં સુધી કે એક હૈઝ આવીને એ ન જાહેર થઈ જાય કે તેનો ગર્ભ ખાલી છે. *(અબૂ દાઊદ, ૧/૨૯૩–નિકાહ)*

**(૩)** હઝરત રુવૈફઅ બિન ષાબિત رضی اللہ عنہ થી મરવી છે કે ફર્માવ્યું, કોઈના માટે એ જાઈઝ નથી કે પોતાના પાણી વડે બીજાની ખેતી સીંચે અથવા કોઈ બાંદી સાથે સંભોગ કરે જ્યાં સુધી કે તેને હૈઝ ન આવી જાય અથવા તેનો ગર્ભ બહાર ન પડી જાય. *(મુસ્નદે ઈમામ અહમદ, અબૂ દાઊદ, ૧/૨૯૩–નિકાહ)*

આ હદીષોમાં હૈઝને તેની નિશાની બતાવવામાં આવી છે કે ગર્ભ નથી. જો ગર્ભની સાથે હૈઝ આવવું પણ

اَنْ یَّقْضِیَ خَلْقَہٗ قَالَ اَذَکَرٌ اَمْ اُنْثٰی، شَقِیٌّ اَمْ سَعِیْدٌ فَمَا الرِّزْقُ

*ગયો. હે પરવરદિગાર ! તે માંસનો લોચો બની ગયો. જ્યારે અલ્લાહ ﷻ એ ઈરાદો કરી લે છે કે તેનું સર્જન*

وَمَا الْاَجَلُ قَالَ فَیُکْتَبُ فِیْ بَطْنِ اُمِّہٖ ع۔

*સંપૂર્ણ કરી આપે તો ફરિશ્તો અર્ઝ કરે છે ? પુરૂષ કે સ્ત્રી ! બદ્‌નસીબ કે સદ્‌નસીબ ? કેટલી રોજી હોય ?*

*કેટલી ઉમર હોય ? ફર્માવ્યું, સર્વ કાંઈ તેની માંના પેટમાં લખી નાખવામાં આવે છે."*

*(ઉપર મુજબ, ૧/૬૪૯–અંબિયા, ૨/૯૭૬ ઈમાન બિલ કૃદર બીજી હદીષ, મુસ્લિમ, ૨/૩૩–કૃદર)*

શક્ય હોત તો હૈઝ તેની નિશાની થઈ શકતું ન હતું. જેથી સાબિત થયું કે ગર્ભાવસ્થામાં હૈઝ નથી આવી શકતું. એના બારામાં આષાર (કથનો) પણ પુષ્કળ આવેલાં છે : (૧) હઝરત અલી کرم اللہ وجہہ الکریم એ ફર્માવ્યું, અલ્લાહ ﷻ એ સગર્ભાથી હૈઝ ઉઠાવી લીધું અને તેને બાળકનો ખોરાક બનાવી આપ્યો જે ગર્ભ ફેંકી દેતું હતું. *(અયની, ૩/૨૯૨)* (૨) હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું, અલ્લાહ ﷻ એ સગર્ભાથી હૈઝ ઉઠાવી લીધું અને તેને બાળકની રોજી કરી આપ્યું. *(ઉપર મુજબ)* (૩) ઉમ્મુલ મોમિનીન હઝરત સિદ્દીકૃા رضی اللہ عنہا એ એ સગર્ભાના બારામાં ફર્માવ્યું, જે લોહી જુએ, સગર્ભાને હૈઝ નથી આવતું એ ગુસ્લ કરે અને નમાઝ પઢે. *(અયની, ૩/૨૯૨)* આ ગુસ્લનો હુકમ મુસ્તહબ રૂપે છે.

મુખલ્લકૃા ગૈર મુખલ્લકૃાની તફસીર એ છે કે ગર્ભ રહ્યા પછી ૪૦ દિવસ સુધી વિર્ય (નુત્ફો) રહે છે. પછી જામેલુ લોહી બની જાય છે, પછી ૪૦ દિવસ બાદ તે માંસ બની જાય છે જેમાં પ્રારંભમાં અંગો નથી હોતાં. પછી અંગોની કળીઓ ફૂટે છે પછી અંગો બને છે. પછી ચાલીસ દિવસ એટલે ગર્ભ ઠરવાના એકસો વીસ દિવસ પછી તેમાં રૂહ ફૂંકવામાં આવે છે.

દરેક વિર્ય બિંદુ (નુત્ફો) બાળક નથી બનતું અમુક રદ પણ થઈ જાય છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہ એ ફર્માવ્યું જ્યારે નુત્ફો ગર્ભમાં ઠહરે છે તો અલ્લાહ તઆલા ﷻ એક ફરિશ્તો તેના માટે નિયુક્ત કરી આપે છે. તે ફરિશ્તો પૂછે છે, હે અલ્લાહ ! આ મુખલ્લકૃા છે કે ગૈર મુખલ્લકૃા ? હવે જો ઈર્શાદ એવો થાય છે કે ગૈર મુખલ્લકૃા. તો ગર્ભ એને બહાર ફેંકી દે છે અને જો જવાબ મળે છે કે મુખલ્લકૃા છે તો એ ફરિશ્તો ફરી અર્ઝ કરે છે કે એ પુરૂષ છે કે સ્ત્રી ?

બીજી હદીષમાં એમનાથી એ છે કે નુત્ફો (વિર્ય બિંદુ) જ્યારે ગર્ભમાં સ્થાયી થઈ જાય છે તો ફરિશ્તો તેને હથેળીમાં લઈને અર્ઝ કરે છે, આ પુરૂષ છે કે સ્ત્રી ? તેનો શો મામલો રહેશે ? ક્યાં મરશે ? તો હુકમ થાય છે, ઉમ્મુલ કિતાબ એટલે લોહે મેહફૂઝમાં જોઈ લો, એનો કિસ્સો તમને એમાં મળશે. ફરિશ્તો લોહે મેહફૂઝમાં જઈને જોઈ લે છે. (એના પ્રમાણે તેની રચના કરે છે.) આ હદીષથી જાણવા મળ્યું કે મુખલ્લકૃાનો મતલબ એ થયો કે આ નુત્ફો (વિર્ય બિંદુ) માનવ સ્વરૂપ ધારણ કરશે અને ગૈર મુખલ્લકૃાનો મતલબ એ થયો કે એ માનવ સ્વરૂપ ધારણ કરશે નહીં. એક મતલબ એ પણ થઈ શકે છે કે વિર્યની ગર્ભમાં જે વિવિધ સ્થિતિઓ છે તેને વર્ણવી છે કે વિર્ય જામેલુ લોહી થયું પછી માંસનો લોથડો થયું. શરૂમાં તેનાં અંગો ન હતાં તો ગૈર મુખલ્લકૃા રહ્યું એટલે જેના નકૃશા ન બન્યા, જ્યારે અંગો બની ગયાં તો મુખલ્લકૃા થઈ ગયું એટલે સંપૂર્ણ રૂપ થઈ ગયું. કુર્આન કરીમની વર્ણન શૈલી પરથી બીજી તફસીરનું સમર્થન થાય છે.

ફર્માવ્યું : **فانا خلقناکم من تراب ثم من نطفة ثم من علقة ثم من مضغة مخلقة اوغیر مخلقة** "અમે તમને માટી વડે પેદા કર્યા, પછી પાણીના ટીપા વડે, પછી જામેલા લોહી વડે, પછી એક બોટી ગોશ્ત વડે જેમાં નકૃશો બનેલો છે અથવા નથી બનેલો." *(હજ્જ–૮)*

## حدیث (۲۲۴) حدیث عائشۃ رضی اللہ تعالی عنہا فی حجۃ الوداع

**[હદીષ : ૨૨૪] "હજ્જતુલ વિદાઅના પ્રસંગે હઝરત આઈશા رضی اللہ عنہا ની હદીષ"**

عَنْ عَائِشَةَ رَضِيَ اللهُ تَعَالَى عَنْهَا قَالَتْ خَرَجْنَا مَعَ النَّبِيِّ صَلَّى اللهُ

"હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું, નબી صلی اللہ علیہ وسلم ની સાથે અમે

عَلَيْهِ وَسَلَّمَ فِي حَجَّةِ الْوَدَاعِ فَمِنَّا مَنْ أَهَلَّ بِعُمْرَةٍ وَّمِنَّا مَنْ

હજ્જતુલ વિદાઅમાં નીકળ્યાં. અમારામાંથી અમુક લોકોએ ઉમરાનો એહરામ બાંધ્યો હતો અને

أَهَلَّ بِحَجٍّ فَقَدِمْنَا مَكَّةَ، فَقَالَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ

અમુક લોકોએ હજ્જનો. અમે મક્કામાં આવ્યાં તો રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું,

وَسَلَّمَ مَنْ أَحْرَمَ بِعُمْرَةٍ وَلَمْ يُهْدِ فَلْيَحْلِلْ، وَمَنْ أَحْرَمَ بِعُمْرَةٍ

જેણે ઉમરાનો એહરામ બાંધ્યો હોય હદી ન લાવ્યો હોય તે એહરામ ખોલી દે અને જેણે ઉમરાનો એહરામ

وَأَهْدَى فَلَا يَحِلُّ حَتّٰى يَحِلَّ بِنَحْرِ هَدْيِهٖ - وَمَنْ أَهَلَّ بِحَجٍّ فَلْيُتِمَّ حَجَّهٗ

બાંધ્યો હોય અને હદી લાવ્યા હોય તો એહરામ ન ખોલે જ્યાં સુધી પોતાની હદીની કુર્બાની ન કરી લે. અને જેણે

قَالَ فَحِضْتُ فَلَمْ أَزَلْ حَائِضًا حَتّٰى كَانَ يَوْمُ عَرَفَةَ وَلَمْ أُهْلِلْ إِلَّا

હજ્જનો એહરામ બાંધ્યો હોય તે પોતાનો હજ્જ પૂરો કરે. હઝરત આઈશાએ કહ્યું, મને હૈઝ આવી ગયું અને

بِعُمْرَةٍ فَأَمَرَنِي النَّبِيُّ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ أَنْ أَنْقُضَ رَأْسِي

હું હૈઝવાળી જ રહી ત્યાં સુધી અરફાનો દિવસ આવી ગયો અને મેં ઉમરાનો એહરામ બાંધ્યો હતો. મને

وَأَمْتَشِطَ وَأُهِلَّ بِالْحَجِّ وَأَتْرُكَ الْعُمْرَةَ فَفَعَلْتُ ذٰلِكَ حَتّٰى قَضَيْتُ

નબી صلی اللہ علیہ وسلم એ હુકમ આપ્યો કે હું મારુ માથુ ખોલી નાખુ અને કાંસકી કરું અને હજ્જનો એહરામ બાંધુ અને ઉમરો

### સમજૂતી : ૨૨૪

**પ્રકરણ વિશે ખુલાસો** : અહીં પ્રકરણનું હેડીંગ એ છે કે **كيف تهل الحائض بالحج والعمرة** "હૈઝવાળી હજ્જ તથા ઉમરાનો એહરામ કેવી રીતે બાંધશે ?"

અલ્લામા ઈબ્ને હજર અલ્લામા અયની વગેરેએ પ્રકરણનો ખુલાસો એ કર્યો કે હૈઝ વાળીએ હજ્જ તથા ઉમરાનો એહરામ બાંધવો દુરુસ્ત છે. ચાહે પેહલાં એહરામ બાંધ્યું પછી હૈઝ આવ્યું, ચાહે હૈઝની હાલતમાં એહરામ બાંધે. એટલે હૈઝ ન એહરામમાં આવવાની વિરુદ્ધ છે ન એહરામના બાકી રહેવાની વિરુદ્ધ છે. પણ

حَتّٰی حَجَّتِیْ فَبَعَثَ مَعِیْ عَبْدَ الرَّحْمٰنِ بْنَ اَبِیْ بَکْرٍ فَاَمَرَنِیْ اَنْ اَعْتَمِرَ

છોડી દઉં. મેં એ જ કર્યું, ત્યાં સુધી કે મેં હજ્જ પૂરો કર્યો ત્યાર બાદ અબ્દુર્રહમાન બિન અબૂ બક્રને મારી

مَکَانَ عُمْرَتِیْ مِنَ التَّنْعِیْمِ

સાથે કરી દેવામાં આવ્યા અને મને હુકમ આપ્યો કે મારા ઉમરાની જગાએ તન્ઈમથી ઉમરો કરું."

ت (٦٦) وَكُنَّ نِسَاءٌ يَّبْعَثْنَ اِلٰى عَائِشَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰى عَنْهَا

[તઅલીક઼ : ૬૬] "હઝરત આઈશા رضی اللہ عنہا ની ખિદમતમાં સ્ત્રીઓ

بِالدُّرَجَةِ فِيْهَا الْكُرْسُفُ فِيْهِ الصُّفْرَةُ ـ فَتَقُوْلُ لَا تَعْجَلْنَ حَتّٰى تَرَيْنَ

ડબ્બીમાં કુરસુફ રાખીને મોકલતી જેમાં પીળાશ હોતી. એના પર ઉમ્મુલ મોમિનીન ફર્માવતાં, જલ્દી ન કરો

الْقَصَّةَ الْبَيْضَاءَ تُرِيْدُ بِذَالِكَ الطُّهْرَ مِنَ الْحَيْضَةِ ع ه

જ્યાં સુધી ચૂનાની જેમ સફેદી ન જોઈ લો. એનાથી એમની મુરાદ હૈઝથી પાકી છે."

(મુઅત્તા ઈમામ માલિક, તહરુલ હાઈઝ, પેજ–૨૨)

ت ٦٧ وَبَلَغَ بِنْتَ زَيْدِ بْنِ ثَابِتٍ رَضِیَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا

[તઅલીક઼ : ૬૭] "હઝરત ઝૈદ ઈબ્ને ષાબિત رضی اللہ عنہ ના સાહબઝાદીને ખબર મળી કે સ્ત્રીઓ

كيف એવું દર્શાવી રહેલ છે કે હેતુ એ છે કે એહરામ કેવી રીતે બાંધે ? દા.ત. ગુસ્લ કરશે કે નહીં ? એટલા માટે કે હૈઝવાળી હૈઝની હાલતમાં ગુસ્લ કરવાથી પાક તો નહીં થાય. હદીષથી સાબિત થયું કે ગુસ્લ કરશે. ان انقض راسى وامتشط ગુસ્લથી નિર્દેશ છે. બલ્કે અમુક તરીક઼ામાં فاغتسلىનો શબ્દ સ્પષ્ટપણે વર્ણન થયો છે. એહરામના વખતે જે ગુસ્લ સુન્નત છે તે અદા થઈ જશે. તે વખતે ગુસ્લ કરવું નિરર્થક ન થશે. એ જ રિવાયતમાં حتى قضيتનું વાક્ય એની દલીલ છે કે લૈલતુલ હસ્બાથી પહેલાં પહેલાં હઝરત ઉમ્મુલ મોમિનીને હજ્જ પૂરો અદા કરી લીધો હતો. જેનું જરૂરી પરિણામ એ છે કે તેમણે હજ્જનો તવાફ પણ કરી લીધો હતો. એટલા માટે સાબિત કે તેમણે બે તવાફ કર્યા, એક હજ્જનો બીજો ઉમરાનો. આ હદીષ એના પર દલીલ છે કે હઝરત ઉમ્મુલ મોમિનીને મીક઼ાત પર કેવળ ઉમરાનો એહરામ બાંધ્યો હતો. અને આગળ છે કે મને નબી ﷺએ હુકમ આપ્યો : واترك العمرة હું ઉમરો ત્યજી દઉં.

## તઅલીક઼ : ૬૬–૬૭ની સમજૂતી

**શબ્દકોશ :** بِالدُّرَجه-درجه દાલના ઝેરથી અને રા (راء)ના ઝબરની સાથે, અને دُرْجِهِ દાલના પેશ અને રા (راء)ના જઝમની સાથે એ કપડાને પણ કહે છે જેમાં દવા લગાડીને બીમારીમાં ઊંટણીની શર્મગાહમાં રાખે છે અને નાની ટોપલીને પણ કહે છે જેમાં સ્ત્રીઓ ખૂશ્બુ વગેરે રાખે છે એટલે ડબ્બી, ભલે તે ધાતુ વગેરેની ન હોય. كُرْسُف એનો મૂળ અર્થ રૂ છે અહીં ખાસ તે રૂ છે જે હૈઝના દિવસોમાં સ્ત્રીઓ ખાસ રીતથી વાપરે છે.

يَدْعُونَ بِالْمَصَابِيحِ مِنْ جَوْفِ اللَّيْلِ يَنْظُرْنَ إِلَى الطُّهْرِ فَقَالَتْ

*રાતમાં દીવો મંગાવીને પાકીને જુએ છે એના પર એમણે ફર્માવ્યું,*

مَاكَانَ النِّسَاءُ يَصْنَعْنَ هٰذَا وَعَابَتْ عَلَيْهِنَّ عه

*સ્ત્રીઓ આવું ન કરતી હતી, એને એમણે અયબદાર જાણ્યું." (ઉપર મુજબ)*

**القصه**નો અર્થ ચૂનો પણ થાય છે અને રૂ પણ થાય છે. પ્રથમ તક્દીર પર અર્થ એ છે જે અમે લખ્યો કે ચૂના જેમ સફેદી જુએ. બીજી તક્દીર પર અર્થ એ થયો કે રૂને સફેદ જુએ. એના બે અર્થો થઈ શકે છે. એક એ કે રૂ પર કોઈ રંગ ન જુએ, બીજો એ કે રૂને સૂકુ પામે. એટલા માટે સફેદ રતુબતથી પણ ભીંજાયા બાદ રૂ પર ધબ્બા પડી જાય છે. આ હદીષ હનફીઓની દલીલ છે કે હૈઝના દિવસોમાં જે રંગનું પણ લોહી આવે તે હૈઝ છે. લાલ, કાળુ, પીળુ, રાખોડી, ગાઢ લાલ કોઈપણ રંગનું લોહી દસ દિવસની અંદર અંદર આવે તો હૈઝ છે, દસ દિવસ બાદ પણ રતુબતનું મેલાપણુ બાકી છે તો જે આદત મુજબના દિવસો છે તે હૈઝ છે એના પછીનું ઈસ્તેહાઝા છે. હઝરત સિદીકા رضی اللہ عنہاનો આ ઈર્શાદ હુકમની રૂએ મરફૂઅ છે એટલા માટે કે આ મામલો એવો છે કે બુદ્ધિથી નથી જાણી શકાતો. સહાબાએ કિરામના આવા સર્વ ઈર્શાદો મરફૂઅના હુકમમાં છે, એનાથી વિરુદ્ધ શાફઈઓ કહે છે કે હૈઝનું લોહી કેવળ કાળુ છે, તેના સિવાય અન્ય રંગની રતુબત હૈઝ નથી. તેમની દલીલ અબૂ દાઊદ (૧/૪૩)ની આ હદીષ છે : **فانه دم اسود يعرف** "હૈઝનું લોહી કાળુ છે જે ઓળખી શકાય છે." હૈઝનું લોહી દરેક સ્ત્રીનું હમેશાં કાળુ જ હોય એ હકીકતના મુતાબિક નથી. જે સ્ત્રી તંદુરસ્ત, મધ્યમ સ્વભાવની હોય અને મધ્યમ ખોરાક ઉપયોગમાં લે તેના હૈઝનું લોહી લાલ હશે. જેના સ્વભાવમાં ગરમી હશે, ગરમ ખોરાકો ખાશે અથવા ઋતુ અથવા સ્થળ ગરમ હશે તો કાળુ થઈ શકે છે. એ જ પ્રમાણે ખોરાક, બીમારીઓ, ઋતુના લોહીથી અન્ય રંગ પણ થઈ શકે છે. આ ઈર્શાદ ખાસ ફાતિમા બિન્તે જૈશના માટે હતો અથવા વધુમાં વધુ ત્યાંની સ્ત્રીઓના બારામાં હતો, નહીં તો એથી ઉલ્ટી હઝરત ઉમ્મે અતિય્યાની હદીષ છે. તેણી ફર્માવે છે કે અમે તુહર (પાકી) બાદ ગાઢ તથા પીળી રતુબતને કાંઈ જાણતી ન હતી. *(અબૂ દાઊદ, ૧/૩૩–તહારત)*

**બિન્તે ઝૈદ ઈબ્ને ષાબિત :** رضی اللہ عنہماથી તેમની કઈ સાહબઝાદી મુરાદ છે એમાં શરહ કરનારાઓનો મતભેદ છે. હઝરત ઝૈદ બિન ષાબિત رضی اللہ عنہماની આઠ સાહબઝાદીઓ હતી. ઉમ્મે ઈસ્હાક, ઉમ્મે કુલ્ષૂમ, ઉમ્મે હસન, ઉમ્મે મુહમ્મદ, ઉમ્મે સઅદ હુસ્ના, કરીબા ઉમરા. સાહિબે તવઝીહે કહ્યું, અધિક ધારણામાં એ સમજાય છે કે એ ઉમ્મે સઅદ છે. એ જ પ્રમાણે શારેહોનું એ ગુમાન છે કે ઉમ્મે સઅદ જ છે, તેમને પણ અલ્લામા ઈબ્ને અબ્દુલબરે સહાબી સ્ત્રીઓમાં જ ગણી છે. અમુક અન્ય શારેહોએ કહ્યું, આ ઉમ્મે કુલ્ષૂમ છે એટલા માટે કે હઝરત ઝૈદ ઈબ્ને ષાબિત رضی اللہ عنہની સાહબઝાદીઓમાં ઉમ્મે કુલ્ષૂમના સિવાય કોઈ અન્યની રિવાયત સાબિત નથી. અલ્લામા અયનીના કલામથી એ જાહેર થાય છે કે બંનેવ પલ્લાં સમાન છે. ઉમ્મે કુલ્ષૂમની રિવાયતથી સાબિત છે ભલે આ ખાસ રિવાયતનો તેમનાથી ષબૂત નથી, પણ જ્યારે એ સહાબિયા છે તો એની શક્યતા છે કે આ તેમનો જ બનાવ છે એ જ પ્રમાણે ઉમ્મે સઅદ જ્યારે સહાબિયા છે તો એની શક્યતા છે કે એમનો કિસ્સો હોય.

રાતમાં ઉઠીને રોશનીમાં રૂની ગાદી જોવાનો મતલબ એ હતો કે જો હૈઝ બંધ થઈ ગયું છે તો ગુસ્લ કરીને ઈશા પઢી લે. અને આ એક મુસ્તહસન પગલુ હતું. પછી તેમના આ કાર્યને અયબદાર જાણવાનું શું કારણ હતું ? વાત એમ છે કે દિવસમાં દીનમાં બહુ ગહરાઈ પસંદીદા નથી, જેમ કે આવી ગયું. **لن يشاد الدين احد الاغلبه** સ્ત્રીઓ એના માટે બંધાયેલી છે કે સવાર ઉઠયા બાદ જો જુએ કે હૈઝ બંધ થઈ ગયું છે તો ઈશાની કઝા પઢી લે, તેમના પર કાંઈ ગુનોહ નથી. રાતે સૂવાના સમયમાં ઉઠી ઉઠીને દીવો મંગાવીને જોયા કરવામાં વાંધો છે એટલા

ت ٦٨ وَقَالَ جَابِرٌ وَّأَبُوْسَعِيْدٍ رَّضِيَ اللّٰهُ عَنْهُمَا عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ

**[તઅલીક઼ : ૬૮]** *"હઝરત જાબિર તથા હઝરત અબૂ સઈદ رضی اللہ عنہما એ નબી ﷺ થી*

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ - تَدَعُ الصَّلٰوةَ -

*રિવાયત કરતાં કહ્યું, કે હુઝૂરે ફર્માવ્યું, હૈઝવાળી નમાઝ છોડી આપશે."*

માટે એમણે તેને અયબદાર જાણ્યું. તદ્ઉપરાંત એક ખાસ વાત એ પણ છે કે દીવાની રોશનીમાં જોઈને એ ફૈસલો કરવો કે ગાદી પર કેવળ સફેદી કે કાંઈક ગાઢપણુ છે એ સમજવું મુશ્કેલ છે. એનો ખતરો હતો કે ક્યાંક તે એવું સમજી લે કે અમે પાક થઈ ગઈ અને નમાઝ પઢી લે અને હક઼ીક઼તમાં પાક ન થઈ હોય તો એ નમાઝ હૈઝની હાલતમાં થઈ જે યક઼ીનન ! વાંધાજનક વાત છે.

**પ્રકરણથી અનુરૂપતા :** એ રીતે છે કે આ સ્ત્રીઓ એટલું જ ન જોતી હતી કે જો બિલકુલ સફેદ છે તો હૈઝ ખત્મ થયું અને એમાં કાંઈ ગાઢપણુ છે તો હૈઝ બાકી છે. જેથી માલૂમ થયું કે સહાબાના સમયમાં એ વાત સામાન્યતઃ સ્ત્રીઓને માલૂમ હતી કે નીકળનારી રતુબત જ્યાં સુધી તદ્દન સફેદ ન હોય હૈઝ ખત્મ ન થયું.

## તઅલીક઼ : ૬૮ની સમજૂતી

એ જ શબ્દોમાં આ અષર (હદીષ)ની કોઈ સનદ ન મળી પણ એની શક્યતા છે કે ઈમામ બુખારીના ઈલ્મમાં કોઈ સનદ રહી હોય. અદમે વિજદાન–વિજદાને અદમ નથી. અલ્બત્ત અર્થના હિસાબે આ બંને અષર (કથન) તથા હદીષ મુસ્નદના હિસ્સા છે. હઝરત જાબિર رضی اللہ عنہ થી ખૂદ ઈમામ બુખારીએ "કિતાબુત્તમની"માં હઝરત ઉમ્મુલ મોમિનીન આઈશા رضی اللہ عنہا નો હજજતુલ વિદાઅનો બનાવ વર્ણન કર્યો એમાં એ છે કે જ્યારે તેમને હૈઝ આવી ગયું તો હુઝૂરે અક઼દસ ﷺ એ તેમને ફર્માવ્યું, **غیر انہالا تطوف ولا تصلی** "હજજના સર્વ મનાસિક અદા કરે, અલ્બત્ત ન તવાફ કરે ન નમાઝ પઢે." *(બુખારી, ૨/૧૦૭૪)*

હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہ નો અષર (કથન) એ જ બુખારી પ્રકરણ : "તર્કુલ્ હાઈઝિસ્સૂમ"માં આ શબ્દો સાથે વર્ણન આવી ગયું : **الیس اذا حاضت لم تصل ولم تصم** "જ્યારે તેને હૈઝ આવે છે તો ન નમાઝ પઢે છે ન રોઝા રાખે છે." *(બુખારી, ૧/૪૪)*

આ જગ્યાએ પ્રકરણ એ છે કે **لاتقضی الحائض الصلوٰة** "હૈઝવાળી નમાઝની ક઼ઝા નહીં કરે. આ બંને અષર (કથન)થી એ તો સાબિત થયું કે આ હાલતમાં નમાઝ પઢશે નહીં પણ ક઼ઝા પણ નહીં કરે. એ સાબિત નથી થઈ રહ્યું એટલા માટે એ બંનેના મૂળ શબ્દોમાં આ પ્રમાણે છે. "નમાઝ ન પઢે", નમાઝ નથી પઢતી." નમાઝ ન પઢે એનાથી એ જરૂરી નથી થતું કે બાદમાં કઝા પણ ન કરે. અને જો કોઈક રીતે જરૂરી બને છે તો હઝરત અબૂ સઈદ رضی اللہ عنہ ની હદીષમાં એ પણ છે કે "રોઝા નથી રાખતી" તો જરૂરી થશે કે રોઝાની પણ ક઼ઝા નથી ! હવે એનાથી સ્પષ્ટતા થવાની બે સ્થિતિઓ છે, એક એ કે "હૈઝવાળી નમાઝ ક઼ઝા પઢશે નહીં" તેના બે ભાગ છે, એક એ કે આ હાલતમાં નમાઝ ન પઢે. બીજુ એ કે બાદમાં એની ક઼ઝા પણ નથી. આ બંનેવ અષર (ક઼થન)થી કેવળ પ્રથમ ભાગ સાબિત થયો બીજો ભાગ આ પ્રકરણમાં વર્ણવેલ હદીષથી સાબિત છે.

બીજુ એ કે એ શારેહોનો ક઼યાસ છે કે ઈમામ બુખારીના આ બંનેવ અષર (ક઼થનો)થી મુરાદ ઉપરાંત બંને હદીષો છે. નહીં તો ઈમામ બુખારીએ જે અહીં શબ્દો વર્ણવ્યા છે તે આ પ્રમાણે છે : **تدع الصلوٰة** "હૈઝવાળી નમાઝ છોડી આપશે." છોડવું એ જ સ્થિતિ લાગુ પડશે કે ન એ વખતે પઢશે ન બાદમાં ક઼ઝા કરશે.

حدیث ۲۲۵ کنا نحیض فلا یامرنا القضاء الصلوۃ حدثنی

**[હદીષ : ૨૨૫] "હૈઝવાળી પર તે દિવસોની નમાઝોની કઝા નથી"**

مُعَاذَةُ اَنَّ اِمْرَاَةً قَالَتْ لِعَائِشَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهَا اَتَجْزِیْ

*"મઆઝે હદીષ બયાન કરી કે એક સ્ત્રીએ હઝરત આઈશાને પૂછયું, શું*

اِحْدَانَا صَلَاتَهَا اِذَا طَهُرَتْ ۔ فَقَالَتْ اَحَرُوْرِيَّةٌ اَنْتِ قَدْ كُنَّا

*અમે જ્યારે હૈઝથી પાક થઈએ તો નમાઝની કઝા કરીએ ? ફર્માવ્યું, શું તું હરુરિયહ્ છે ? રસૂલુલ્લાહ ﷺના*

**સમજૂતી : ૨૨૫**

**મુઆઝ બિન્તે અબ્દુલ્લાહ** : અદ્‌વિય્યહ ખૂબ જ આબિદા, ઝાહિદા, શબઝિંદાદાર, આલિમા, ફાઝિલા, હુજ્જતે ષિકાએ તાબઈય્યા ખાતૂન હતાં. હઝરત અલી અને હઝરત આઈશા رضی اللہ عنہاથી રિવાયત કરે છે. તેમનાથી એક જમાઅતે રિવાયત કર્યું છે. હિ.સ. ૮૩માં વિસાલ થયો.

**હરુરિય્યહ્ (حروراء)** : હરુર કૂફાની નજીક એક વસ્તી છે. ખારજીઓનો પ્રથમ ઈજતિમાઅ અહીં થયો હતો. એટલા માટે એ વસ્તીની તરફ નિસ્બત કરીને ખારજીઓને હરુરી કહેવામાં આવે છે. ખારજી એ એક બાતિલ ફિર્કો છે જે હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریمના સમયમાં પેદા થયો. તેમના ઉદ્‌ભવનો સબબ એ થયો કે જ્યારે સિફ્ફીનના બનાવના સમયે હઝરત અલીએ મરજી વિરુદ્ધ પોતાના જ શીઆઓના દબાણથી ખિલાફતના મામલામાં "હકમ" બનાવવું કબૂલ કરી લીધું. તો એવું કહીને હઝરત અલીથી બાગી (વિદ્રોહી) થઈ ગયાં કે કુર્આન મજીદમાં છે : **"અને તમે ગૈરુલ્લાહને હકમ માની લીધો."** જ્યારે હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم સિફ્ફીનથી કૂફા પરત થયા તો બાર હજાર ખારજી તેમનાથી અલગ થઈને "હરૂરા"માં ભેગા થયા. હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریمએ તેમને સમજાવવા માટે હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ تعالیٰ عنہماને મોકલ્યા. તેમણે તેમની શંકાઓના સંતોષકારક જવાબો આપ્યા. એના પર એક રિવાયતમાં બે હજાર એક રિવાયતમાં ચાર હજારની સમજમાં વાત આવી ગઈ અને તેઓ હઝરત અલીની ઈતાઅત (આજ્ઞાપાલન)માં આવી ગયા. દૌમતુલજંદલના બનાવ પછી આ બદ્‌બખ્ત નહરવાનમાં ભેગા થયા જાતજાતના જુલ્મો કરવા લાગ્યા ત્યાં સુધી કે હઝરત અબ્દુલ્લાહ બિન ખુબૈબ رضی اللہ عنہ અને તેમનાં પત્ની સાહેબાને એકાંતમાં બેદર્દી સાથે ઝબહ કરી નાખ્યાં. તેમના પત્ની સગર્ભા હતાં છતાં તેમના પર પણ આ સિતગરોને દયા ન આવી. તેમને ઝબહ કર્યા બાદ તેણીના પેટને ચીરી નાખ્યું. જેથી હઝરત અલી તેમની સાથે નિર્ણાયક જંગ કરવા માટે નહ્‌રવાના ગયા. પ્રથમ સમજાવટની કોશિશ કરી. મહાન સહાબાએ કિરામ દા.ત. કૈસ ઈબ્ને સઅદ ઈબ્ને ઓબાદા, હઝરત અબૂ ઐયૂબ અન્સારી رضی اللہ تعالیٰ عنہماએ અને ગલતફહમીઓ દૂર કરી જેના પર લગભગ બધા સીધા માર્ગે આવી ગયા અને થોડાક સરખા પોતાની જીદ પર અડેલા રહ્યા. તેમની સાથે જંગ કર્યો ત્યાં સુધી કે સૌ માર્યા ગયા. જંગથી ફારિગ થઈને ફર્માવ્યું, ઝુષ્ષદિયાને શોધો ! જો તે મળી ગયો તો તમે બદ્‌તરીન ખલ્ક (મખ્લૂકના બદ્‌તરીન)ને કતલ કર્યો છે. લોકોએ બહુ શોધ્યો પણ તે ન મળ્યો. તો ખૂદ થોડાક સાથીઓને લઈને તલાશમાં નીકળ્યા તો મળ્યો. તેનો એક હાથ સ્ત્રીના સ્તન જેવો હતો, તેને જોતાં જ હઝરત અલીએ ફર્માવ્યું, સદકલ્લાહ વ બલગ રસૂલલ્લાહ ! અને ખૂબ જ વાર સુધી શુક્રનો સજદો અદા કરતા રહ્યા. એ મોકા પર હરકુસ બિન ઝહીર તમીમી જે ઝુલ્ખવૈસરાની સાથે મશહૂર હતો માર્યો ગયો, જેણે જિઅર્સનામાં

نَحِيضُ مَعَ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فَلَا يَأْمُرُنَا بِهِ اَوْقَالَ

*જમાનામાં અમને હૈઝ આવતું તો હુઝૂર અમને એનો (કઝા પઢવાનો) હુકમ ન આપતા. અથવા એવું ફર્માવ્યું,*

فَلَانَفْعَلُهٗ ع

*અમે એ કઝા કરતી ન હતી."*

*(મુસ્લિમ, ૧/૧૫૩–હૈઝ, અબૂ દાઊદ, ૧/૩૫–તહારત, તિર્મિઝી, ૧/૧૯–તહારત, નિસાઈ, ૧/૬૮–હૈઝ, ઈબ્ને માજહ–તહારત, ૪૬)*

ગનીમતની વહેંચણીના સમયે હુઝૂરે અકદસ ﷺની શાનમાં ગુસ્તાખી કરી હતી અને ખૂબ જ બેબાકી સાથે કહ્યું હતું : اعدل يامحمد "હે મુહમ્મદ ! ઈન્સાફ કર !"

પણ ખૂબ જ અફસોસ સાથે કહેવું પડે છે કે આજે દેવબંદી એ ઝુલ્ખવૈસરાને સહાબી કહે છે !

**ખારજીઓ** હઝરત ઉષ્માન અને હઝરત અલી رضی اللہ عنہما પર તબર્રા કરે છે. (બુરુભલુ કહેવું) દીનના મામલામાં ખૂબ જ કટ્ટરવાદી હતા ત્યાં સુધી કે એ કહેતા હતા કે હૈઝની હાલતમાં જે નમાઝો છૂટી ગઈ છે તેની સ્ત્રીઓ માથે કઝા વાજિબ છે. *(અયની, ૩/૧–૩૦૦)*

"હરુરા"ના સંબંધે કાયદાની રૂએ 'હરૂરાવી" હોવું જોઈએ પરંતુ નિરર્થક શબ્દોને ત્યજીને "હરૂરી" વપરાયું છે.

**પ્રશ્નકર્તા કોણ હતાં ? :** બુખારીની આ રિવાયતમાં પ્રશ્નકર્તાનું નામ નથી, પણ હકીકતમાં સવાલ કરનાર "મુઆઝ" જ હતા જેમ કે મુસ્લિમમાં બીજા તરીકાથી રિવાયતોમાં એની સ્પષ્ટતા છે. મુસ્લિમમાં એ પણ છે કે જવાબમાં મુબાઝાએ અર્ઝ કરી, હું હરૂરિયા નથી પણ હું પૂછું છું.

**રાવીની શંકા :** فلايامرنابه اوقالت فلا نفعله કિર્માનીએ કહ્યું કે જાહેર એ છે કે આ શક મુઆઝાની તરફથી છે. અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું કે فلا يامرنابه એ વાતમાં કતઈ (યકીનની હદે) નથી કે એ નમાઝોની કઝા નથી, એટલા માટે કે અહીં એ પણ સંભાવના છે કે હુઝૂરે અકદસ ﷺ કઝાનો હુકમ આપતા ન હતા એ કારણે કે છૂટલી નમાઝો પઢવાનો હુકમ આમ છે, જે એ નમાઝોને પણ સમાવે છે, એને જાણીને હુકમ કરતા ન હતા.

**હું કહું છું :** આ સંભાવના પ્રસંગને અનુરૂપ ન હોવાને કારણે રદબાતલ છે એટલા માટે કે બંને વાક્યોથી સમાન રીતે સાબિત થાય છે કે હૈઝની હાલતમાં છૂટલી નમાઝોની કઝા નથી. લગભગ અલ્લામાએ પણ "અવઝહ"થી એની પ્રતિ નિર્દેશ કર્યો.

**મસાઈલ :** (૧) કોઈ ફિર્કાને એ જગા પ્રતિ સંબંધિત કરવો દુરુસ્ત છે જ્યાંથી તે પેદા થયો હોય. (૨) એના પર ઉમ્મતનો ઈજમાઅ છે કે હૈઝવાળી પર હૈઝના દિવસોની નમાઝોની કઝા નથી. ખારજીઓના સિવાય એના વિરુદ્ધ કોઈએ નથી કર્યું. અલ્બત્ત એ દિવસોના રોઝાની કઝા છે. અસલ દલીલ હદીષો છે પણ એમાં સબબ એ છે કે નમાઝ દરરોજ પાંચ વખતની ફર્ઝ છે જેથી એ દિવસોની નમાઝોની કઝાના હુકમમાં સ્ત્રી પર મહાન બોજ છે એથી ઉલ્ટુ રોઝામાં તે વરસમાં એક જ મહિનાના ફર્ઝ છે જેથી કઝા કરવામાં પુરા વરસમાં વધુમાં વધુ દસ રોઝા રાખવા પડશે એમાં કાંઈ તકલીફ નથી. (૩) લાઝમી તૌર સાબિત થયું કે ગુમરાહ ફિર્કાઓના મતભેદ ઈજમાઅમાં આડે આવતો નથી. (૪) હૈઝવાળી માટે મુસ્તહબ છે કે દરેક નમાઝના સમયે વુઝૂ કરીને એટલીવાર જેટલીવાર એ નમાઝ પઢતી હતી મુસલ્લા પર બેસીને તસ્બીહ તથા તહલીલ કરી લીધા કરે જેથી આદત ન છૂટી જાય. *(અયની, ૩/૩૦૧, બહવાલા મુન્યતુલ્ મુફ્તા)* ઉમ્મીદ છે કે તેને સૌથી સારી નમાઝનો સવાબ મળશે. *(ઉપર મુજબ બહવાલા દિરાયહ્)*

حدیث (۲۲۶) حضت وانا مع النبی صلی اللہ تعالی علیہ وسلم فی الخمیلۃ

**[હદીષ : ૨૨૬] "હૈઝવાળી સ્ત્રી સાથે એક ચાદરમાં સૂવું"**

عَنْ زَيْنَبَ بِنْتِ اَبِىْ سَلَمَةَ حَدَّثَتْهُ اَنَّ اُمَّ سَلَمَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهَا

"ઉમ્મુલ મોમિનીન હઝરત ઉમ્મે સલ્મા رضی اللہ عنہا એ ફર્માવ્યું,

قَالَتْ حِضْتُ وَاَنَا مَعَ النَّبِىِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فِى الْخَمِيْلَةِ

મને હૈઝ આવી ગયું અને હું નબી ﷺની સાથે ચાદરમાં (સૂતેલી) હતી

فَانْسَلَلْتُ فَخَرَجْتُ مِنْهَا فَاَخَذْتُ ثِيَابَ حَيْضَتِىْ فَلَبِسْتُهَا فَقَالَ

હું ચુપકીદીથી સરકી અને ચાદરથી નીકળી અને મેં હૈઝનું કપડુ લઈને પહેરી લીધું. તો રસૂલુલ્લાહ ﷺએ

لِىْ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ اَنُفِسْتِ قُلْتُ نَعَمْ

ફર્માવ્યું, શું તને હૈઝ આવી ગયું ? મેં અર્ઝ કરી, જી હા !

فَدَعَانِىْ وَاَدْخَلَنِىْ مَعَهٗ فِى الْخَمِيْلَةِ قَالَتْ وَحَدَّثَتْنِىْ اَنَّ النَّبِىَّ

પછી મને બોલાવી અને પોતાની સાથે ચાદરમાં કરી લીધી. ઝૈનબે કહ્યું અને તેમને (ઉમ્મે સલ્માએ) આ

صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ كَانَ يُقَبِّلُهَا وَهُوَ صَائِمٌ وَكُنْتُ اَغْتَسِلُ

હદીષ બયાન કરી કે નબી ﷺ રોઝાથી હોતા અને તેમનો બોસો લેતા. અને હું અને

اَنَا وَالنَّبِىُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مِنْ اِنَاءٍ وَّاحِدٍ مِّنَ الْجَنَابَةِ۔

નબી ﷺ એક જ વાસણથી જનાબતનું ગુસ્લ કરતાં."

**સમજૂતી : ૨૨૬**

આ એક હદીષ ત્રણ વાતો પર આધારિત છે. પ્રથમ તથા બીજા ભાગ પર ચર્ચા થઈ ચૂકી છે કેવળ વચ્ચેના હિસ્સા પર ચર્ચા બાકી છે એ કિતાબુસ્સૌમમાં વિસ્તારપૂર્વક આવશે.



## حدیث (۲۲۷) ولیشهدن الخیر ودعوة المسلمین

**[હદીષ : ૨૨૭] "હૈઝ, નિફાસવાળી ઝિક્રો અઝકાર કરી શકે છે"**

عَنْ حَفْصَةَ قَالَتْ كُنَّا نَمْنَعُ عَوَاتِقَنَا اَنْ يَّخْرُجْنَ فِى الْعِيْدَيْنِ

"હફ્સા (બિન્તે સીરીન)એ કહ્યું, અમે નવયુવાન અપરિણત સ્ત્રીઓને ઈદગાહ જવાથી મના કરતા હતી.

فَقَدِمَتْ اِمْرَاَةٌ - فَنَزَلَتْ قَصْرَ بَنِىْ خَلَفٍ فَحَدَّثَتْ عَنْ اُخْتِهَا

સંજોગોવસાત એક સ્ત્રી આવી અને કસ્રે બની ખલફમાં ઉતરી, તેણીએ પોતાની બહેનથી રિવાયત કરતાં

وَكَانَ زَوْجُ اُخْتِهَا غَزَا مَعَ النَّبِىِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ ثِنْتَىْ

આ હદીષ વર્ણન કરી કે મારા બનેવીએ નબી ﷺની સાથે બાર

عَشْرَةَ غَزْوَةً وَّكَانَتْ اُخْتِىْ مَعَهٗ فِىْ سِتٍّ ، قَالَتْ فَكُنَّا نُدَاوِى

ગઝવા કર્યા અને મારી બહેન તેમની સાથે છમાં શરીક રહી. મારી બહેને કહ્યું કે અમે ઝખ્મીઓનો ઈલાજ

الْكَلْمٰى وَنَقُوْمُ عَلَى الْمَرْضٰى ، فَسَاَلَتْ اُخْتِىَ النَّبِىَّ صَلَّى اللّٰهُ تَعَالٰى

કરતી હતી, અને બીમારોની ચાકરી કરતી હતી. મારી બહેને નબી ﷺથી પૂછયું,

عَلَيْهِ وَسَلَّمَ اَعَلٰى اِحْدَانَا بَاْسٌ اِذَا لَمْ يَكُنْ لَّهَا جِلْبَابٌ اَنْ لَّا تَخْرُجَ قَالَ

અમારામાંથી કોઈની પાસે ચાદર ન હોય (અને ઈદોમાં) ન નીકળીએ તો કાંઈ વાંધો છે ? ફર્માવ્યું,

لِتُلْبِسْهَا صَاحِبَتُهَا مِنْ جِلْبَابِهَا وَلْتَشْهَدِ الْخَيْرَ وَدَعْوَةَ الْمُؤْمِنِيْنَ ، فَلَمَّا

તેણીની સાથી તેની ચાદરમાંથી તેને ઓઢડે અને ખૈર તથા મોમિનોની દુઆમાં હાજર થાય.

قَدِمَتْ اُمُّ عَطِيَّةَ سَاَلْتُهَا اَسَمِعْتِ النَّبِىَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ قَالَتْ

ઉમ્મે અતિય્યા આવ્યાં તો મેં તેમને પૂછયું, શું તમે નબી ﷺથી સાંભળ્યું છે ? તેમણે ફર્માવ્યું, તેમના

### સમજૂતી : ૨૨૭

**શબ્દકોશ :** અવાતિક઼ (عواتق)એ આતિક઼ (عاتق)નું બહુવચન છે. عاتق આતિક઼ તે નવયુવાન છોકરીને કહે છે જે બાલિગ થઈ ચૂકી હોય પણ હજી તેની શાદી ન થઈ હોય. કલ્મા (كلمٰى)એ કલીમ (كليم)નું બહુવચન છે, જેમ કે مريض મરીઝ કે مرضٰىનું મરઝા ઝખ્મીના અર્થમાં છે. જલબાબ جلباب તે ચાદર છે જે કપડાંઓની ઉપરથી સ્ત્રીઓ ઓઢે છે જેનાથી માથુ તથા છાતી ઢંકાય રહે, નક઼ાબ, કુર્તો. અહીં પ્રથમ અર્થ મુરાદ છે. અલ્ખદૂર الخدورએ ખદર خدرનું બહુવચન છે. ખિદ્ર خِدرએ પર્દાને કહે છે જે ઘર તથા તંબૂમાં એક

بِاَبِیْ نَعَمْ وَکَانَتْ لَاتَذْکُرُہٗ اِلَّا قَالَتْ بِاَبِیْ سَمِعْتُہٗ یَقُوْلُ تَخْرُجُ الْعَوَاتِقُ

પર મારાં મા બાપ કુર્બાન ! મેં સાંભળ્યું છે. તે ફર્માવતા હતા, નવયુવાન અપરિણત તથા પર્દાનીશન તથા

وَذَوَاتُ الْخُدُوْرِ وَالْحُیَّضُ وَلْیَشْهَدْنَ الْخَیْرَ وَدَعْوَةَ الْمُؤْمِنِیْنَ وَتَعْتَزِلُ

હેઝવાળી પણ નીકળે, ખૈર અને મુસલમાનોની દુઆમાં હાજર થાય. હેઝવાળીઓ મુસલ્લાથી અલગ રહે,

الْحُیَّضُ الْمُصَلّٰی، قَالَتْ حَفْصَةُ فَقُلْتُ الْحُیَّضُ فَقَالَتْ اَلَیْسَتْ تَشْهَدُ

હફસાએ કહ્યું, એના પર મેં કહ્યું, શું હૈઝવાળીઓ પણ ?! ફર્માવ્યું,

عَرَفَةَ وَکَذَا وَکَذَا

શું તે અરફા તથા ફલાણી ફલાણી જગાએ હાજર નથી થતી ?''

*(બુખારી, ૧/૧૩૩, ઈદૈન, ૧/૧૩૪–ઈદૈન, ૧/૧૨૪–મનાસિક, મુસ્લિમ, ૧/૧–૨૯૦–ઈદૈન, અબૂ દાઊદ, ૧/૧૬૧–સલાત, તિર્મિઝી, ૧/૭૦–ઈદૈન, નિસાઈ, ૧/૨૩૧, ૨૩૨–ઈદૈન, ઈબ્ને માજહ–ઈદૈન, ૯૩)*

કિનારે તાણી દેવામાં આવતો હતો જેથી કુંવારી છોકરીઓ એમાં રહે. અહીં કુંવારી પર્દાનશીન સ્ત્રીઓ મુરાદ છે.

આ હફસા હઝરત ઈબ્ને સીરીનના બહેન છે તેમની કુન્નિયત ઉમ્મુલ હઝીલ છે. કસ્રે બની ખલફ એ બસરામાં છે જે તલ્હતુત્તલ્હાત તલ્હા ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને ખલફ ખઝાઈના દાદા ખલફની પ્રતિ સંબંધિત છે. એ સ્ત્રી જેમણે કસ્રે બની ખલફમાં પોતાની બહેનની રિવાયતથી આ હદીષ વર્ણન કરી તે હઝરત ઉમ્મે અતિય્યાનાં બહેન હતાં.

**મસાઈલ** : આ હદીષથી આ પ્રમાણે મસાઈલ નીકળ્યા : (૧) હૈઝવાળી, નિફાસવાળી તથા એમની જેમ જુનુબી ઝિક્રો અઝકાર તથા અવરાદો વઝાઈફ છોડશે નહીં. (૨) ઈદોની નમાઝ બાદ પંજગાના નમાઝોની જેમ દુઆ માંગવી મસ્નૂન છે. ફર્માવ્યું : **ولیشهدن الخیر ودعوة المسلمین** ''ખૈર તથા મુસલમાનોની દુઆમાં હાજર થાવ. ''અત્ફ''માં મૂળભૂત રીતે વિરોધાભાસ છે. ખૈરથી મુરાદ અહીં ઈદોની નમાઝો છે અને દઅવતુલ મુસ્લિમીનથી દુઆ. હવે જો એ માની લેવામાં આવે કે ઈદોમાં દુઆ ન હતી તો દઅવતુલ મુસ્લિમીનનો શો ફાયદો થશે. અલ્લામા અયની લખે છે : **ولیکن ممن ید عوا ویومن رجاء برکة المشهد الکریم** ''એ સ્ત્રીઓ પણ દુઆ કરે અથવા દુઆ પર આમીન કહે આ મુબારક મજમાની બરકત પામવાની ઉમ્મીદ સાથે.'' *(અયની, ૩/૩૦૫)*

(૩) સ્ત્રીઓ પુરૂષોનો ઈલાજ કરી શકે છે ભલે તે ગૈર મેહરમ હોય, તેમને હાથ લગાડવો પડે ત્યાં સુધી કે મલમપટ્ટી પણ કરી શકે છે. પણ **એ શરત જરૂર છે કે કોઈ મર્દ અથવા મેહરમ સ્ત્રી ઈલાજ કરનાર ન મળી શકે તો.**

(૪) હૈઝવાળી વગેરે કોઈ મસ્જિદમાં નથી જઈ શકતી. (૫) તેમને નમાઝ પઢવાની રજા નથી (૬) મિના, અરફાત, મુઝદલ્ફા જઈ શકે છે.



## ت (٦٩) (٧٠) (٧١) (٧٢) (٧٣)

**[તઅલીક઼ : ૬૯-૭૦-૭૧-૭૨-૭૩]**

وَيُذْكَرُ عَنْ عَلِيٍّ وَشُرَيْحٍ، اِنْ جَاءَتْ بِبَيِّنَةٍ مِنْ بِطَانَةِ اَهْلِهَا مِمَّنْ

''હઝરત અલી અને ક઼ાઝી શુરેહથી નક઼લ થયેલ છે કે જો સ્ત્રી પોતાના ઘરની ખાસ વ્યક્તિઓમાંથી કોઈને

يُرْضَى دِيْنُهُ اَنَّهَا حَاضَتْ ثَلٰثًا فِيْ شَهْرٍ صُدِّقَتْ ع وَقَالَ عَطَاءٌ اَقْرَاؤُهَا

ગવાહ લાવે જેના દીનને પસંદ કરવામાં આવતો હોય (એટલે દીનદાર) કે એને એક મહીનામાં ત્રણ હૈઝ

مَا كَانَتْ ع وَبِهِ قَالَ اِبْرَاهِيْمُ س وَقَالَ عَطَاءٌ، اَلْحَيْضُ يَوْمٌ اِلٰى خَمْسَةَ

આવી ગયાં તો તેની વાત માની લેવામાં આવશે[1]. અને ઈમામ અતાએ કહ્યું (ઈદ્દતના દિવસોમાં) તેણીના

عَشَرَ ع وَقَالَ مُعْتَمِرٌ عَنْ اَبِيْهِ قَالَ سَاَلْتُ ابْنَ سِيْرِيْنَ عَنِ الْمَرْاَةِ

હૈઝના દિવસો તે જ છે જે (ઈદ્દત)થી પહેલાં હતા[2] એ જ ઈબ્રાહીમે પણ કહ્યું[3]. અને અતાએ કહ્યું, હૈઝ એક

تَرَى الدَّمَ بَعْدَ قُرْءِهَا بِخَمْسَةِ اَيَّامٍ قَالَ النِّسَاءُ اَعْلَمُ بِذٰلِكَ ع

દિવસથી પંદર દિવસ સુધી છે[4]. મુઅતમિર પોતાના બાપથી રિવાયત કરે છે કે તેમના બાપે

ઈબ્ને સીરીનથી એ સ્ત્રીના બારામાં પૂછયું જે હૈઝ આવ્યાના પાંચ દિવસ બાદ ફરી લોહી જુએ.

તો તેમણે ફર્માવ્યું, સ્ત્રીઓ એને સારી રીતે જાણે છે[5].

(૧. દારમી ઈબ્ને હઝરત, ૨. અબ્દુર્રઝ્ઝાક઼, ૩. અબ્દુર્રઝ્ઝાક઼, ૪. દારમી દારકુત્ની, ૫. દારમી)

### તઅલીક઼ : ૬૯-૭૦-૭૧-૭૨-૭૩ની સમજૂતી

**ક઼ાઝી શુરેહ :** યમનમાં જે ફારસી વંશજ વસી ગયા હતા એમની નસલમાંથી હતા. નબુવ્વતનો યુગ તેમને મળ્યો પણ નબી ﷺથી શરફ હાંસલ નથી. ઈમાન ક્યારે લાવ્યા માલૂમ નથી. તાબઈન ઈમામોની પ્રથમ હરોળમાંથી છે. આબિદ, ઝાહિદ, આલિમ, ફાઝિલ, શાઈર સર્વ ખૂબીઓ તેમનામાં જમા હતી. અરબ જ નહીં દુનિયાના મહાન ક઼ાઝીઓમાંથી છે. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہએ એમને કૂફાના ક઼ાઝી બનાવ્યા હતા એ જમાનાથી લઈને હજ્જાજના સમય સુધી સતત કૂફાના ક઼ાઝી રહ્યા. દરમ્યાનમાં કેવળ ત્રણ વરસ હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈરના ખિલાફતકાળમાં એ હોદ્દાથી અલગ રહ્યા.

બિદાયા નિહાયામાં છે કે હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ તેમને હોદ્દેથી બરખાસ્ત કરી દીધા હતા, પછી હઝરત મુઆવિયાએ તેમને પોતાના સત્તાકાળમાં કૂફાના જ ક઼ાઝી બનાવ્યા. હજ્જાજના જમાનામાં રાજીનામુ આપીને અલગ થઈ ગયા. વચ્ચેના ત્રણ વરસો છોડીને **પંચોતેર વરસો આ હોદ્દા પર રહ્યા.** હિ.સ. ૯૮માં અથવા એથી કાંઈક પહેલાં ૧૨૦ વરસની ઉમરમાં વિસાલ પામ્યા. તેમનો વિસાલ ક્યારે થયો એમાં ઘણા જ મતભેદો છે. અલ્લામા અયનીએ એ જ લખ્યું છે જે હમણાં અમે વર્ણન કર્યું.

જજ બનવાના હોદ્દાનો કિસ્સો આ પ્રમાણે છે કે હઝરત ફારૂકે આ'ઝમે એક શખ્સથી એક ઘોડો ખરીદયો. એને પૂછીને એને તપાસવાના માટે તેના પર સવાર થયા. થોડે દૂર જઈને ઘોડો મરી ગયો. હઝરત ફારૂકે આ'ઝમે ઘોડાના માલિકને કહ્યું, તારો ઘોડો લે. તેણે લેવાથી ઈન્કાર કરી આપ્યો. હઝરત ફારૂકે આ'ઝમે ફર્માવ્યું, ચાલ આપણે બંનેવ કોઈને હકમ માની લઈએ. તેણે તેમને કાઝી શરીહનું નામ લીધું. હઝરત ફારૂકે આ'ઝમે સ્વીકારી લીધું. કાઝી શરાહે બંને પક્ષોનું બયાન સાંભળીને ફારૂકે આ'ઝમને ફર્માવ્યું, અમીરુલ મો'મિનીન ! ક્યાં તો જેવો એનો ઘોડો હતો એટલે જીવતો તેને પરત કરી આપો અથવા તો પછી એની કિંમત આપી દો. ફારૂકે આ'ઝમે આ ફૈસલો સાંભળીને ફર્માવ્યું, ફૈસલો એ છે કે કૂફા જાવ, મેં તમને ત્યાંનાં કાઝી બનાવ્યા. કુદરતે એવો કમાલ આપ્યો હતો કે ચહેરો જોઈને ઓળખી લેતા કે હક્ક કોના પક્ષે છે.

એકવાર એક સ્ત્રી રડતી રડતી આવી. એ હાલતમાં પોતાનો દાવો પેશ કર્યો કે અશ્રુ સરવાનાં ચાલુ હતાં. જોનારાએ કહ્યું કે આ મઝલૂમ (જુલ્મ પામેલી) જણાય છે. કાઝી સાહબે ફર્માવ્યું, એ જરૂરી નથી ! હઝરત યૂસુફના ભાઈઓના, બારામાં કુર્આન મજીદમાં છે : وَجَآءُوٓ اَبَاهُمۡ عِشَآءً يَّبۡكُوۡنَ "પોતાના પિતાની પાસે ઈશાના વખતે રડતા રડતા આવ્યા." છેવટે ફૈસલો તે સ્ત્રીની વિરુદ્ધ થયો.

ખૂબ જ દિલચસ્પ વાતો કરતા હતા. ઝિયાદ ઈબ્ને અબિયાએ હઝરત મુઆવિયાને લખ્યું કે મેં તમારા માટે ઈરાક ડાબા હાથે કાબૂમાં કરી લીધું છે. જમણો હાથ તમારી ઈતાઅત માટે ખાલી છે, મને હિજાઝનો પણ વાલી બનાવી દો. આ ખબર જ્યારે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما ને મળી. આપ તે વખતે મક્કામાં હતા, તો આ દુઆ કરી : હે અલ્લાહ ! ઝિયાદના જમણા હાથને અમારાથી દૂર રાખ ! આ દુઆ જલ્દી કબૂલ થઈ ગઈ. ઝિયાદના જમણા હાથમાં પ્લેગનાં ગુમડાં નીકળી આવ્યાં. ઉપચાર કરનારાઓને કહ્યું કે હાથ કાપવો પડશે. ઝિયાદે કાઝી શરીહથી મશ્વરો કર્યો. ફર્માવ્યું, રોજી નિશ્ચિત વહેંચાયેલી છે મૌતનો સમય નિશ્ચિય છે મને એ પસંદ નથી કે તમે દુનિયામાં રહો અને તમારો હાથ કપાયેલો હોય. અથવા અલ્લાહની બારગાહમાં જાવ અને પૂછે કે હાથ કેમ કપાવ્યો અથવા તો તમે એવું કહો કે તારી મુલાકાતથી બચવા માટે. ઝિયાદે તેમનો મશ્વરો કબૂલ કરી લીધો. એ જ દિવસે મરી ગયો. પબ્લિકને ઝિયાદથી જે અદાવત હતી તે એ જ ચાહતી કે હાથ કાપવામાં આવે. લોકોએ કાઝી સાહબને ભલુબુરું કહ્યું તો ફર્માવ્યું, **ઝિયાદે મારાથી મશ્વરો કર્યો હતો, અને જેની સાથે મશ્વરો કરવામાં આવે તે અમાનતદાર હોય છે, નહીં તો હું પણ એ પસંદ કરતો હતો કે રોજ તેના હાથ પગો કાપવામાં આવે.**

તે સમયના આંત્રિક ઝઘડાઓમાં હમેશાં અલગ થલગ રહ્યા ત્યાં સુધી કે લડાઈ ઝઘડાના બનાવો વિશે સાંભળતા પણ ન હતા, ન કોઈને પૂછતા હતા. એના પર એક જણે કહ્યું કે હું ન પૂછું તો મરી જાઉં ! *(અયની બિદાયા નિહાયા, ઈબ્ને ખલ્કાન)*

**પ્રથમ અષર (કથન)** : પૂરી વિગત આ પ્રમાણે છે. હઝરત અલી کرم اللہ وجہہ الکریم ની ખિદમતમાં એક સ્ત્રી તથા એક પુરૂષ આવ્યાં. પુરૂષે તે સ્ત્રીને તલાક આપી દીધી હતી. ઔરતનું કહેવું એ હતું કે મારી ઈદ્દત પૂરી થઈ ગઈ, જ્યારે કે હજી તલાક આપવાને મહીનો જ થયો હતો. હઝરત અલી کرم اللہ وجہہ الکریم એ કાઝી શરીહને કહ્યું, તમે ફૈસલો કરો. તેમણે અર્ઝ કરી, શું હુઝૂર મૌજૂદ છે અને હું ફૈસલો કરું ! ફર્માવ્યું, ફૈસલો કરો ! કાઝી શરીહે એ ફૈસલો એ કર્યો, જો પોતાના ઘરની આદિલ દીનદાર સ્ત્રીઓમાંથી કોઈને લાવે જે એવી ગવાહી આપે કે આ મુદતમાં તેણીને ત્રણ હૈઝ આવી ચૂકેલ છે, દરેક હૈઝ પર પાક થઈને તેણીએ નમાઝ પઢી છે, તો ઈદ્દત પૂરી થઈ ગઈ, નહીં તો નહીં. હઝરત અલીએ ફર્માવ્યું قالون એટલે કે તમે સારો ફૈસલો કર્યો. આ રૂમી શબ્દ છે. બીજો અને ત્રીજો એટલે હઝરત અતાઅ્ અને હઝરત ઈબ્રાહીમ નખઈનો કૌલ પણ ઈદ્દતના જ બારામાં છે. મુરાદ એ જ છે કે ઈદ્દતથી પહેલાં તેના જેટલા દિવસો હૈઝ આવવાની આદત હતી ઈદ્દતમાં પણ એનો એતેબાર થશે.

હઝરત અતાઅ્‌ના બીજા કૌલ એટલે ચોથા અષર (કથન)નો ફાયદો એ છે કે હૈઝની મુદત કમસે કમ એક

દિવસ અને વધુમાં પંદર દિવસ છે. પાંચમો અષર (કથન) એટલે હઝરત ઈબ્ને સીરીનના કૌલનો મતલબ એ જ છે કે સ્ત્રીને જેવી આદત હોય તેના પ્રમાણે તેના હૈઝના દિવસો હશે.

**પ્રકરણની સ્પષ્ટતા** : અહીં ઈમામ બુખારી આ પ્રકરણ રચ્યું છે :–

**اذا حاضت فی شهر ثلث حیض وما یصدق النساء فی الحیض والحمل فیما یمکن** ''જ્યારે સ્ત્રીને એક મહિનામાં ત્રણ હૈઝ આવે. હૈઝ તથા ગર્ભના મામલામાં સ્ત્રીઓની વાત માનવામાં આવશે, જો તે જે કહે શક્ય હોય તો.'' પ્રકરણનો બીજા હિસ્સો ઈજમાઈ છે, અલ્બત્તની પ્રથમ હિસ્સો વિવાદાસ્પદ છે. ઈમામ બુખારીએ પ્રકરણના સમર્થનમાં જે આયત ઝિક્ર કરી છે એનાથી કેવળ બીજો હિસ્સો સાબિત થાય છે. પ્રથમ હિસ્સો એટલે કે એક મહિનામાં ત્રણ હૈઝ આવી શકે છે એ સાબિત નથી થતું. અનાયાસે ઈમામ બુખારીએ અક્વાલે રિજાલનો સહારો લેવો પડયો અને અફસોસ એ છે કે મરફૂઅ હદીષોના મુકાબલામાં તે અમુક એવા અક્વાલે રિજાલથી જે ઈમામ બુખારીના તરીક઼ા પર ઝઈફ છે. દા.ત. હઝરત અલી અને ક઼ાઝી શરીહના અષર (કથનો)ના રાવી શઅબી છે. શઅબીનું હઝરત અલીથી સાંભળવું સાબિત નથી, ભલે જમાનો એક છે.

**હૈઝ તથા પાકીની સૌથી ઓછી મુદ્દત** : એની વિગત આ પ્રમાણે છે : હઝરત ઈમામ માલિકનો મઝહબ આ પ્રમાણે છે કે ઈદ્દતના મામલામાં હૈઝની સૌથી કમ મુદ્દત ત્રણ દિવસ છે. અને નમાઝ, રોઝા તથા વતી (સંભોગ)ના મામલામાં એક ટીપા સુધી છે. એટલે કે એક ટીપુ લોહી આવીને રોકાય જાય તો હૈઝ ખત્મ છે. પાકીની સૌથી ઓછી કોઈ મુદ્દત નથી. હંબલી હઝરાતનો પસંદીદા (મુખ્તાર) મઝહબ એ છે કે સૌથી ઓછા હૈઝની કોઈ મુદ્દત નથી. અલ્બત્ત પાકીની કમસેકમ મુદ્દત ૧૩ દિવસ છે. ઈમામ શાફઈને ત્યાં કમસે કમ હૈઝની મુદ્દત એક દિવસ અને પાકીની સૌથી ઓછી મુદ્દત ૧૫ દિવસ છે. આપણે ત્યાં હૈઝની કમસેકમ મુદ્દત ત્રણ દિવસ અને ત્રણ રાતો છે. અને પાકીની કમસેકમ મુદ્દત ૧૫ દિવસ છે. ક઼ાઝી શરીહનો ફૈસલો ઈમામ માલિક અને ઈમામ અહમદના મઝહબ પ્રમાણે હોય શકે છે. ઈમામ માલિકના મઝહબ પર બિલકુલ જાહેર છે જ્યારે એમને ત્યાં ઈદ્દતના મામલામાં હૈઝની કમસેકમ મુદ્દત ત્રણ દિવસ છે અને પાકીની કમસેકમ કોઈ મુદ્દત નથી તો નવ દિવસ અમુક પળોમાં ઈદ્દત પૂર્ણ થઈ શકે છે. એ જ પ્રમાણે ઈમામ અહમદને ત્યાં જ્યારે હૈઝની કમસેકમ કોઈ મુદ્દત નથી અનેપાકીની કમસેકમની તેર દિવસ છે તો ૨૬ દિવસ અને અમુક પળોમાં ઈદ્દત પૂરી થઈ શકે છે. દા.ત. પતિએ તલાક઼ આપી. તરત જ લોહીનું એક ટીપુ આવ્યું પછી તેર દિવસ બંધ રહ્યું. પછી એક ટીપુ આવ્યું પછી તેર દિવસ બંધ રહ્યું. ફરી એક ટીપુ આવ્યું અને બંધ થઈ ગયું. ઈદ્દત પૂરી થઈ.

અલ્બત્ત આપણા તથા શાફઈઓને ત્યાં એક મહિનામાં ઈદ્દત પૂરી નથી થઈ શકતી. ઈમામ શાફઈને ત્યાં તો એટલા માટે કે તેમને ત્યાં ઈદ્દત ત્રણ તુહર છે અને જે તહરમાં તલાક઼ આપી તે પણ ઈદ્દત ગણાશે. ધારો કે કોઈએ તહરમાં તલાક઼ આપી, તલાક઼ આપ્યા બાદ હૈઝ ચાલુ થઈ ગયું. હવે એના પછી એક દિવસ હૈઝનો પંદર દિવસ તહરના, ફરી એક દિવસ હૈઝનો ૧૫ દિવસ તહરના, ફરી એક દિવસ, તો હવે ત્રણ તહર થઈ ગયા. આ કુલ ૩૨ દિવસ થયા. એનાથી ઓછામાં ઈમામ શાફઈની રૂએ ઈદ્દત પૂરી થવાની કોઈ સ્થિતિ નથી. એનાથી જાહેર થયું કે તેમના મઝહબમાં ૩૨ દિવસથી ઓછામાં ઈદ્દત પૂરી નથી થઈ શકતી. આપણે ત્યાં ઈદ્દતના માટે કમસે કમ ૩૭ દિવસ જરૂરી છે, ત્રણ હૈઝના માટે ૯ દિવસ અને બે તહરના માટે ૩૦ દિવસ.

હવે ગમે તે રીતે અહનાફ (હનફી) તથા શાફઈઓએ ક઼ાઝી શરીહના આ ફૈસલાની તાવીલ કરવી પડશે. પણ મારા ખયાલમાં તાવીલની જરૂરત નથી : પ્રથમ તો તેના શબ્દોમાં ખૂદ ઈઝતેરાબ છે જે રિવાયત દારમીમાં યઅલા ઈબ્ને ઓબૈદના તરીક઼ાથી છે એમાં **حاضت فی شهرٍ** છે અને ઈબ્ને હઝમે જે હેશામના તરીક઼ાથી રિવાયત કરી એમાં **فی شهر اوخمس وثلثین لیلة** છે.

બીજુ જ્યારે મરફૂઅ હદીષોથી સાબિત કે હૈઝની કમસે કમ મુદ્દત ત્રણ દિવસ અને વધુમાં વધુ હૈઝની મુદ્દત

૧૦ દિવસ છે. અને હૈઝની વધુમાં વધુ મુદ્દત ૧૫ દિવસ તો આપોઆપ મરફૂઆ હદીષોને કાઝી શરીહના ફેંસલાની સરખામણીમાં અગ્રતા મળશે. આ હદીષો પર જો કે સનદના એતબારથી ચર્ચા કરવામાં આવી છે પણ વિવિધ તરીકાઓથી મજબૂત પામીને હસનના દરજ્જે પહોંચી ચૂકી છે. જેવું કે અલ્લામા અયનીએ શરહે હિદાયા અને શરહે બુખારીમાં સાબિત કર્યું છે. હસન હદીષ એહકામ (હુકમો)માં પણ હુજ્જત (દલીલ) છે.

રહી ગયા બાકીના આષાર (કથનો)એ સૌના જવાબમાં એ જ ગુઝારિશ છે કે રસૂલે પાક ﷺના ઈર્શાદોની સરખામણીમાં કોઈને અગ્રતા નથી. તેમજ તેમના (કથનોના) સમાન તે જ હઝરાતની કક્ષાના અન્ય હઝરાતના કથનો અમારા માફક છે જેની યાદી અયની શરહે હિદાયામાં મૌજૂદ છે. તદ્ઉપરાંત ઈસ્તેહાઝાના બારામાં જે હદીષો રિવાયત પામેલી છે અને ખૂદ ઈમામ બુખારીએ અહીં જે હદીષ વર્ણન કરી છે એમાં **قدرالایام اللتی** છે. હઝરત ઈમામ રાઝી ભલે શાફઈ છે પણ તેમણે એના વડે દલીલ કરી કે હૈઝની કમસે કમ મુદ્દત ત્રણ જ દિવસ થશે, એનાથી ઓછી નહીં અને વધુમાં વધુ મુદ્દત દસ દિવસ એનાથી વધુ નહીં. એ એવી રીતે કે **ایّام** (અય્યામ) બહુવચનની કમસેકમ સંખ્યા બહુવચન ત્રણથી છે અને આંકડાઓની તમીઝમાં ૧૦ સુધી બહુવચન લાવે છે બોલે છે : **"તિસ્અતુ ઐયામિન અશ્રતુ ઐયામિન"** ત્યારબાદ એકવચન લાવે છે, કહે છે : **"અહદા અશરા યવમન્"** શબ્દ અય્યામ (દિવસો)થી જ્યાં સુધી સૌથી ઓછી મુદ્દત પર દલીલ છે તે સો ટકા સહીહ છે. અલ્બત્ત વધુમાં વધુ મુદ્દત માટે દલીલમાં અંદેશો છે. એટલા માટે કે કુર્આન મજીદમાં છે : **كلوا واشربو اهنيابمااسلفتم فى الايام الخاليه** "પાછલા દિવસોમાં જે કાંઈ આગળ મોકલી ચૂક્યા છો તેના બદલામાં મજાથી ખાવ પીઓ." *(અલ્ હાક્કહ્–૨૪)*

આ આયતમાં અય્યામ (દિવસો)થી લગભગ પૂરી જિંદગી મુરાદ છે. ઈઝાહુલબારીના હાશિયામાં ખૂદ લેખકની જે તાવીલ નકલ કરી છે તેનાથી મુરાદ તે દિવસો છે જે આયતે કરીમા **اِنَّ يَوْمًا عِنْدَ رَبِّكَ كَاَلْفِ سَنَةٍ مِمَّا تَعُدُّوْنَ** માં વર્ણન થયેલ છે. એટલે આપણા દિવસોમાંથી એક હજાર દિવસનો એક દિવસ. તેની સ્પષ્ટતા સંપાદક સાહબે કરી છે કે હઝરત આદમ علیہ السلامથી અત્યાર સુધીમાં લગભગ આઠ હજાર વરસો પસાર થઈ ચૂક્યાં છે જો અય્યામો ખાલિયહ્ (**ایام خالیه**)થી દસ દિવસ મુરાદ લેવામાં આવે તો તે અલ્ફ સનતિન (એક હજાર સાલ)ના હિસાબથી દસ હજાર સાલ થાય છે, એ રીતે દુનિયાની જિંદગી ત્રણ હજાર વરસ અધિક થઈ શકે છે. અને ખબર છે કે દુનિયા હવે કયામતના મુખ નજીક છે. *(ભાગ–૧૨, પેજ–૧૪૫)*

આ તાવીલ કેટલાક કારણોસર તદ્દન બાતિલ છે, બલ્કે કુર્આનના અર્થોને બદલવું છેઃ પ્રથમ અહીં બહુવચનનો મુકાબલો બહુવચનથી છે એટલા માટે એકવચનની એકવચન પર વહેંચણી થશે. મતલબ એ થયો કે એ મુરાદ જન્નતને કહેવામાં આવશે. તો શું દરેક જન્નતી દસ હજાર વરસ તો મોટી વાત છે એક હજાર વરસ પણ દુનિયામાં રહ્યો છે ?

બીજુ એ કે તમે કેવી રીતે જાણી લીધું કે દુનિયા કયામતના મુખ પર આવી ચૂકી છે કે ત્રણ હજાર વરસો પછી કયામત આવી જશે, જ્યારે કે તમારા લોકોના અકીદાની રૂએ તો હુઝૂર ﷺને પણ કયામતનો ઈલ્મ ન હતો !

ત્રીજુ એ કે આઠમાં ત્રણ મિલાવવાથી ૧૧ થાય છે ૧૦ નહીં. ચોથુ એ કે ૧૧ થયા તો ઈમામ રાઝીની દલીલ રુખસદ થઈ જશે. પાંચમું આયતનો સ્પષ્ટ ભાવાર્થ એ છે કે "અય્યામિ ખાલિયહ્"થી મુરાદ આ દુનિયાના દિવસો છે "ઈન્દ રબ્બિક" (અલ્લાહની નજીક)વાળા દિવસો નહીં. છઠ્ઠુ એ કે ફર્માવ્યું :–

**يٰاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُتِبَ عَلَيْكُمُ الصِّيَامُ كَمَا كُتِبَ عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ لَعَلَّكُمْ تَتَّقُوْنَ اَيَّامًا مَّعْدُوْدٰتٍ**

"હે ઈમાનવાળાઓ ! તમારા પર રોઝા ફર્ઝ કરવામાં આવ્યા જેવા કે તમારાથી પહેલાંના લોકો પર ફર્ઝ કરવામાં આવ્યા હતા જેથી તમે અલ્લાહથી ડરો ! ગણત્રીના થોડા દિવસો." *(બકરહ)*

એમાં શું કહેશો ! સાતમુ એ કે તમે દલીલ આપનાર છો અને દલીલ આપનાર માટે સંભાવના પૂરતી નથી.

## حدیث کنا لا نعد الکدرة والصفرة شیأ (۲۲۸)

**[હદીષ : ૨૨૮] "હૈઝના દિવસો પછી ગાઢ તથા પીળી રતૂબત હૈઝ નથી"**

عَنْ اُمِّ عَطِيَّةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهَا، قَالَتْ، كُنَّا لَا نَعُدُّ الْكُدْرَةَ وَالصُّفْرَةَ شَيْئًا

*"હઝરત ઉમ્મે અતિય્યા رضی اللہ عنہا એ કહ્યું અમે લોકો ગાઢ તથા પીળી રતૂબતને કાંઈ ગણતાં ન હતાં."*

*(અબૂ દાઊદ, ૧/૩૩–તહારત, નિસાઈ, ૧/૬૬–હૈઝ, ઈબ્ને માજહ–તહારત, ૪૭)*

## حدیث المستحاضة تغتسل لکل صلوٰة (۲۲۹)

**[હદીષ : ૨૨૯] "ઈસ્તેહાઝાવાળી સ્ત્રી દરેક નમાઝ માટે વુઝૂ કરે"**

عَنْ عَائِشَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهَا زَوْجِ النَّبِىِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

*"નબી ﷺના રફીકાએ હયાત હઝરત આઈશા رضی اللہ عنہا થી રિવાયત થયેલ છે કે*

મને કહેવા દો કે કોઈ અજબ જાતની વાત કહીને તલબાથી વાહ વાહ હાંસલ કરી લેવી ઑર વાત છે અને તેનું ખરેખર હક઼ીક઼તમાં સહીહ હોવું ઑર વાત છે.

વાત અસલમાં એ છે કે અદદની સાથે જ્યારે તમીઝ આવે છે તો દસના પછી એક અને તેના પહેલાં બહુવચન આવે છે અને જ્યારે અદદની સાથે ન હોય તો બહુવચન બોલીને હજારો હજાર મુરાદ થઈ શકે છે. હઝરત સીરીનના ઈર્શાદમાં આવ્યું છે : **بعد قرئها** અલ્લામા કિર્માનીએ ફર્માવ્યું કે એમાં **قرء**થી મુરાદ તુહર છે એટલા માટે કે પ્રથમ તરદમ (લોહીનું જોવું) એના પર નિશાની છે. લોહી પછી લોહી જોવાનો શું અર્થ ? અલ્લામા અયનીએ ફર્માવ્યું કે નહીં ! **قرء**થી મુરાદ હૈઝ જ છે. અહીં સવાલનો મક઼સદ એ છે કે સ્ત્રીને ખાસ દિવસો લોહી આવવાની આદત હતી એટલા દિવસ લોહી આવી ચૂક્યું પછી પાંચ દિવસ વધારે આવ્યું તો એ પાંચ દિવસ હૈઝમાં જ ગણાશે કે નહીં ? ઈબ્ને સીરીને જવાબ આપ્યો, સ્ત્રીઓ એને જાણે છે કે આદતના દિવસોમાં હૈઝ છે અને તેના બાદ ઈસ્તેહાઝા (બીમારીનું) છે. તૌઝીહના લેખકે પણ એ જ ફર્માવ્યું કે **قرء**થી મુરાદ હૈઝ છે. ખૂદ ઈબ્ને સીરીન **قرء**મુરાદ હૈઝ લતા હતા. અને દરેક મુતકલ્લિમના કલામનો એ જ અર્થ નિશ્ચિત છે જે ખૂદ એનો મુહાવરો હોય.

### સમજૂતી : ૨૨૮

હૈઝ કેટલા રંગોનું હોય છે એ આગળ વર્ણન થઈ ચૂક્યું અને એના પર જરૂરત મુજબ ચર્ચા પણ થઈ ચૂકી. અહીં હઝરત ઉમ્મે અતિય્યા رضی اللہ عنہاની મુરાદ એ છે કે હૈઝના દિવસો બાદ અને ગાઢ તથા પીળા રંગની રતૂબતને અમે હૈઝ ન જાણતાં હતાં. જેમ કે અબૂ દાઊદની રિવાયતમાં એની સ્પષ્ટતા છે એના કારણે ઈમામ બુખારીએ પ્રકરણમાં એ ક઼ૈદ લગાડી છે : **فى غير ايام الحيض** હૈઝના દિવસોમાં જો આ બે રંગોની રતૂબત જોવા મળે તો તે હૈઝ નથી.

### સમજૂતી : ૨૨૯

**હઝરત ઉમ્મે હબીબા** رضی اللہ عنہا : આ હઝરત ઉમ્મુલ મોમિનીન નહીં, બલ્કે જહશ બિન મુત્તલિબની

وَسَلَّمَ اَنَّ اُمَّ حَبِيْبَةَ اُسْتُحِيْضَتْ سَبْعَ سِنِيْنَ فَسَاَلَتْ رَسُوْلَ اللّٰهِ

*હઝરત ઉમ્મે હબીબાને સાત વરસ ઈસ્તેહાઝા રહ્યું. તેમણે રસૂલુલ્લાહ ﷺને*

صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ عَنْ ذَالِكَ فَاَمَرَهَا اَنْ تَغْتَسِلَ فَقَالَ

*તેના બારામાં પૂછયું, તો હુઝૂરે તેમને ગુસ્લનો હુકમ આપ્યો અને ફર્માવ્યું,*

هٰذَا عِرْقٌ فَكَانَتْ تَغْتَسِلُ لِكُلِّ صَلٰوةٍ ع

*આ રગ છે ત્યાર બાદ તેણી દરેક નમાઝ વખતે ગુસ્લ કરતાં હતાં."*

*(બુખારી, ૧/૪૭–હૈઝ, મુસ્લિમ, ૧/૧૫૧–હૈઝ, અબૂ દાઊદ, ૧/૪૦–તહારત, તિર્મિઝી, ૧/૧૯–તહારત, નિસાઈ, ૧/૬૫–હૈઝ, વધુ બાદના બે પ્રકરણ છે. ઈબ્ને માજસ્તહારત, ૪૬)*

## حديث ان صفية رضى الله تعالىٰ عنها قد حاضت (٢٣٠)

**[હદીષ : ૨૩૦] "હૈઝની હાલતમાં તવાફે ઝિયારત કરવું કેવું ?"**

عَنْ عَائِشَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهَا زَوْجِ النَّبِىِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

*"નબી ﷺના પત્ની સાહેબા હઝરત આઈશા رضی اللہ عنہاથી રિવાયત છે કે તેમણે*

સાહબઝાદી અને ઉમ્મુલ મોમિનીન હઝરત ઝયનબ બિન્તે જહશના બહેન હતાં. અને હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફના પત્ની છે. મુસ્લિમની એક રિવાયતથી માલૂમ પડે છે કે તેમનું નામ ઝયનબ હતું. અયનીમાં છે કે ઉમ્મુલ મોમિનીન હઝરત ઝયનબનું નામ પહેલાં બર્રા હતું, હુઝૂરે અક્દસ ﷺએ બદલીને "ઝયનબ" રાખ્યું એટલા માટે તેમનાં બહેન પોતાની કુન્નિયત ઉમ્મે હબીબાની સાથે મશ્હૂર થઈ ગયાં હતાં.

**મુસ્તહાઝા (ઈસ્તેહાઝાવાળા)નો હુકમ** : એ છે કે એ બીમારીથી પહેલાં જેટલા દિવસ હૈઝ આવતું હતું એટલા દિવસ હૈઝ ગણે, ન નમાઝ પઢે ન રોઝા રાખે. જ્યારે એ દિવસો પૂરા થઈ જાય તો ગુસ્લ કરીને નમાઝ પઢે. દરેક નમાઝ માટે ગુસ્લ વાજિબ નથી. અલ્બત્ત દરેક નમાઝના માટે સમય નીકળ્યા બાદ વુઝૂ વાજિબ છે.

**પરિપૂર્ણતા** : બુખારીમાં કેવળ આટલું છે : **فامرها تغتسل** પણ મુસ્લિમમાં **لكل صلوٰة** વધારે છે, એટલે કે તેણી હૈઝના નિશ્ચિત દિવસો પસાર કરીને દરેક નમાઝના માટે ગુસ્લ કરે. આ હુકમ મુસ્તહબના રૂપે છે એટલે કે દરેક નમાઝ માટે ગુસ્લ કરવું તેણીના માટે મુસ્તહબ છે. ઈસ્તેહાઝાનું લોહી ગર્ભાશયની અંદરથી નથી આવતું બલ્કે ગર્ભના મોઢા નજીક એક રગ છે જેનું નામ "આઝિલ" છે તેનાથી આવે છે. *(નવવી શરહે મુસ્લિમ, ૧/૧૫૧–કિતાબુલ હૈઝ બાબુલ મુસ્તહાઝા)*

### સમજૂતી : ૨૩૦

**ઉમ્મુલ મો'મિનીન હઝરત સફિય્યા** رضی اللہ عنہا : આ મદીનાના રહેવાસી યહૂદીઓના પ્રખ્યાત કબીલા બની નઝીરના સરદાર હુચ્ય બિન અખ્તબની પુત્રી હતાં. જ્યારે હિ.સ. ૪માં આપસમાં કરાર છતાં તેઓએ

اَنَّهَا قَالَتْ لِرَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَا رَسُوْلَ اللّٰهِ اِنَّ صَفِيَّةَ

રસૂલુલ્લાહ ﷺને કહ્યું, યા રસૂલલ્લાહ ! સફિય્યા

بِنْتَ حُيَيٍّ قَدْ حَاضَتْ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ لَعَلَّهَا

*બિન્તે હુય્યને હૈઝ આવ્યું. રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, કદાચ તેણી આપણને રોકી દે.*

تَحْبِسُنَا. اَلَمْ تَكُنْ طَافَتْ مَعَكُنَّ فَقَالُوْا بَلٰى قَالَ فَاخْرُجِيْ ع

*શું તમે લોકો સાથે તેણીએ તવાફ કર્યો ન હતો ? તો લોકોએ કહ્યું, હા ! કરી લીધો હતો. ફર્માવ્યું, તો ચાલો !"*

*(બુખારી, ૧/૪૭-હૈઝ)*

(યહૂદીઓએ) કરાર ભંગ કર્યો ત્યાં સુધી કે હુઝૂર ﷺને શહીદ કરવાનું કાવત્રુ કર્યું તો તેમને તડીપાર કરવામાં આવ્યા. તેઓ જઈને ખૈબરમાં આબાદ થઈ ગયા.

આ હઝરત હારૂન علیہ السلامની નસલમાંથી હતાં. તેમનો બાપ બનૂ કરીઝાની સાથે કત્લ થયો તેમના નિકાહ પ્રથમ સલામ બિન મુશ્કમથી થયા હતા પછી કનાના બિન અબીલ હકીકથી થયા. કનાના ખૈબરમાં જ્યારે માર્યો ગયો અને આપ કૈદ થઈ ગયાં તો કરમ ફર્માવીને હુઝૂર ﷺએ તેણીને પોતાના હરમમાં દાખલ કરી લીધાં અને સહબા પર પ્રથમ રાત અને ખજૂર તથા સત્તુ વડે વલીમાની દા'વત કરી. એથી પહેલાં એ ખ્વાબ જોયો હતો કે એક ચાંદ તેમની ગોદમાં આવી ગયો છે. તે ખ્વાબનો ઉલ્લેખ તેમની માંને કર્યો. તે ખબીષાએ તેમને એટલા જોરથી પથ્થર માર્યો કે એનું નિશાન રહી ગયું અને કહ્યું, તું તારી ગરદન ઉઠાવે છે કે અરબના શહેનશાહની મલેકા બને ? ખિદમતે અકદસમાં હાજરીના સમયે એનું નિશાન બાકી હતું તે તેમણે હુઝૂરને પણ બતાવ્યું. આપ હુસ્નો જમાલમાં અજોડ, ઈલ્મ તથા ફઝલમાં અનુપમ, સંયમ તથા સહનશીલતામાં બેમિષાલ હતાં. આપ જ્યારે મદીના પાક આવ્યાં તો તેમની ખ્યાતિ સાંભળીને સ્ત્રીઓ જોવા માટે ગઈ. ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા પણ ગયાં. હુઝૂરે તેમને જોઈ લીધાં. જ્યારે પાછાં આવ્યાં તો પૂછયું, કેવી છે ? તેમણે કહ્યું, યહૂદિયા છે. ફર્માવ્યું, યહૂદિયા ન કહો. હઝરત આઈશા તથા હઝરત હફસા رضی اللہ عنہا એવું કહ્યા કરતાં હતાં કે અમે બંનેવ રસૂલુલ્લાહ ﷺની બારગાહમાં અધિક માનવંત છીએ. અમે તેમની પત્નીઓ છીએ અને તેમના કાકાની પુત્રીઓ છીએ. એની ખબર એમને મળી તો રડવા લાગ્યાં, એ જ હાલતમાં હુઝૂર તશરીફ લાવ્યા. પૂછયું, શું વાત છે ? તેમણે હુઝૂરને શિકાયત કરી. હુઝૂરે ફર્માવ્યું, તમે એ બંનેવને એવું કેમ ન કહી આપ્યું કે તમે બંનેવ મારાથી બેહતર કઈ રીતે થઈ શકો છો ! જ્યારે કે મારા પતિ મુહમ્મદ (ﷺ) છે અને મારા પિતા હારૂન અને મારા કાકા મૂસા علیہ السلام છે. વિસાલ વેળાની બીમારી વખતે સર્વ અઝવાજ (પવિત્ર બીવીઓ) હાજર હતી. હુઝૂરનો હાલ જોઈને હઝરત સફિય્યાએ કહ્યું, યા નબીયલ્લાહ ! કાશ ! કે હુઝૂરની બીમારી મને થાત ! એના પર સર્વ અજવાઝે (બીવીઓએ) આંખ મારી. હુઝૂરે ફર્માવ્યું, તમે સૌ કુલ્લી કરો ! અઝવાજે (બીવીઓએ) કહ્યું, શા માટે ? ફર્માવ્યું, સફિય્યાને આંખ મારવાથી. બખુદા તે સાચી છે. જ્યારે ઉષ્માન ગની رضی اللہ عنہને બળવાખોરોએ ઘેરી લીધા તો પોતાના ગુલામ કનાના સાથે ખચ્ચર પર સવાર થઈને ચાલ્યાં કે બળવાખોરોને પાછા ફેરવે. ઉશતરે તેમના ખચ્ચરના મોઢા પર માર્યું તો પાછાં ફરી ગયાં. પછી હઝરત હસન رضی اللہ عنہ થકી ખાવા પાણી મોકલતાં રહ્યાં. હિ.સ. ૫૦ના રમઝાન શરીફમાં વિસાલ થયો. જન્નતુલ બકીઅમાં આરામ ફર્માવે છે. તેમનાથી દસ હદીષો રિવાયત પામી છે જેમાંથી એક બુખારીએ લીધી છે. *(અયની, અસાબા, ઈસ્તિઆબ, અકમાલ, હિદાયા, નિહાયા, ભાગ-૮)*

**શબ્દકોશ :** અહીં لعل (લઅલ્લ) ઉમ્મીદના માટે નથી સવાલ કરવાના માટે છે. મક્સદ એ થયો કે શું તેણી એમને રોકી દેશે ? આ હદીષની અમુક રિવાયતોમાં 'عقری، حلقی' આવેલા છે. عقریનો માદ્દો عقرٌ. એનો અર્થ છે ઝખ્મી કરવું, ઝબહ કરવું, ઢેકો કાપવું, વાંઝ થવું, હલાક કરવું. عقریનો અર્થ છે, અલ્લાહ તેને ઝખ્મી કરે, મારી નાખે, વાંઝ કરી દે, એ પોતાની કૌમને હલાક કરી દે. حلقیનો માદ્દો હલક છે. એનો અર્થ માથુ મૂંડાવવું, ગળામાં બીમારી થવું છે. حلقیનો અર્થ થયો, તેનું માથુ મૂંડી નાખવામાં આવે, તેને ગળાની બીમારી થાય, તેની કૌમ મૂંડવામાં આવે એટલે બર્બાદ થઈ જાય. અલ્લામા કુર્તબીએ નક્લ કર્યું કે સ્ત્રીઓને જ્યારે માસિક (હૈઝ્ઝ) આવતું તો યહૂદી એને عقری حلقی "અક્રી હલ્કી" કહ્યા કરતા હતા. આ તો તે બંનેવ શબ્દોની અસ્લ થઈ, ઉર્ફમાં તેની હકીકી અર્થ મુરાદ નથી. એ પણ એ રીતે વપરાય છે જેમ કે قاتله الله، تربت یمینك વગેરે વપરાય છે. એટલે ધમકાવવા તથા નારાજગી પ્રદર્શિત કરવાના માટે બોલાય છે. કદી કદી પ્યારના માટે પણ બોલાય છે, તર્જુમો એ થશે કે, "અલ્લાહ તેને મારી નાખે, વાંઝિયો બનાવી દે, તેનું માથુ મૂંડી નાખે."

**મસાઈલ :**

**૧. તવાફે ઈફાઝા જેને 'તવાફે ઝિયારત' પણ કહે છે, ફર્ઝ છે.**

૨. **તેનો સમય ૧૦ ઝીલ હજ્જની સુબ્હ સાદિકથી લઈને જીવનપર્યંત સુધીનો છે, એના વિના કોઈ એહરામની બહાર નથી થતું.** ૧૦મીએ કુર્બાની કરીને માથુ મૂંડાવ્યા પછી સ્ત્રી સાથે સંભોગ સિવાય એહરામની સર્વ મના બાબતોની રજા મળી જાય છે, પણ **જ્યાં સુધી તવાફે ઝિયારત ન કરી લે ત્યાં સુધી પત્ની સાથે સહવાસ જાઈઝ નથી.** જો ધારો કે કોઈ પુરૂષ તથા સ્ત્રી તવાફે ઝિયારત વિના ઘરે પાછાં આવી જાય તો પણ સહવાસ જાઈઝ થશે નહીં જ્યાં સુધી કે તવાફે ઝિયારત ન કરી લે.

૩. હૈઝવાળીને હૈઝની હાલતમાં તવાફની ઈજાઝત નથી. હૈઝની હાલતમાં તવાફે સદર અથવા તવાફે વિદાઅ કરશે તો એક બકરીની કુર્બાની વાજિબ છે અને જો તવાફે ઝિયારત કરશે તો એક ઊંટની કુર્બાની વાજિબ થશે.

૪. આજકાલ પરત થવાની ટિકિટના કારણે અમુક સ્ત્રીઓને એ મુશ્કેલી ઉભી થાય છે કે તે પોતાની બીમારીના કારણે ઐયામે નહ્રમાં પણ તવાફે ઝિયારત નથી કરી શકતી અને કદીક બાદમાં પણ મોકો નથી મળતો. એવા સંજોગોમાં જો ટિકિટ બુકીંગ બદલી શકાય તો બદલાવી લેવું જરૂરી છે અને જો એ પણ શક્ય ન હોય તો તેનો હીલો એ છે કે કોઈ શખ્સ સ્ત્રી સામે એ મસ્અલો વર્ણવી આપે કે જે સ્ત્રી હૈઝની હાલતમાં તવાફે ઝિયારત કરશે તે ગુનેહગાર થશે તો તેના પર એક ઊંટની કુર્બાની વાજિબ છે. *(રદ્દુલ મુહ્તાર, ભાગ–૨, પેજ–૧૮૪)*

૫. હૈઝવાળી તથા નિફાસ (સુવાવડ)વાળી પર તવાફે વિદાઅ સાકિત (માફ) છે.



## حدیث رخص للحائض ان تنفر اذا حاضت (۲۳۱)

**[હદીષ : ૨૩૧] "હૈઝવાળી માટે તવાફે વિદાઅ માફ છે"**

عَنْ عَبْدِ اللّٰہِ بْنِ عَبَّاسٍ رَّضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ قَالَ رُخِّصَ لِلْحَائِضِ

*"હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે હૈઝવાળીને ઈજાઝત છે કે (તવાફે વિદાઅ) કર્યા*

اَنْ تَنْفِرَ اِذَا حَاضَتْ وَکَانَ ابْنُ عُمَرَ یَقُوْلُ فِیْ اَوَّلِ اَمْرِہٖ اَنَّھَا لَا تَنْفِرُ

*વિના મક્કાથી પરત થઈ શકે છે અને ઈબ્ને ઉમર પહેલાં એવું કહેતા હતા કે (તવાફે વિદાઅ વિના) પરત ન*

ثُمَّ سَمِعْتُہٗ یَقُوْلُ تَنْفِرُ اِنَّ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ رَخَّصَ لَھُنَّ

*થાય, પણ બાદમાં મેં જાતે સાંભળ્યું કે તે ફર્માવતા હતા કે જઈ શકે છે, રસૂલુલ્લાહ ﷺ એ એની ઈજાઝત આપી છે."*

*(બુખારી, ૧/૪૭)*

## حدیث الحائض تغتسل وتصلی ولو ساعة من نھار (۲۳۲)

**[હદીષ : ૨૩૨] "હૈઝવાળી પાકી જુએ તો ગુસ્લ કરી નમાઝ પઢે"**

قَالَ ابْنُ عَبَّاسٍ رَّضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھُمَا تَغْتَسِلُ وَتُصَلِّیْ وَلَوْ سَاعَةً

*"હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું, હૈઝવાળી ગુસ્લ કરે અને નમાઝ પઢે ભલે થોડીવાર માટે*

### સમજૂતી : ૨૩૧

**وکان ابن عمر۔۔الخ (વકાન ઈબ્ને ઉમરા)** : આ ઈમામ તાઉસનું કલામ (વાત) છે. અયનીમાં છે : **ھو کلام طاوس قولہ ثم سمعتہ ای قال طاؤس سعمت ابن عمر۔۔۔الخ**" પણ ઈઝાહુલ બુખારીમાં એને ઈબ્ને અબ્બાસનું કથન દર્શાવ્યું છે. તર્જુમામાં છે : હઝરત ઈબ્ને અબ્બાસ ફર્માવે છે કે, પછી મેં એમને ફર્માવતાં સાંભળ્યા. અલ્લાહ એ કૌમને હિદાયત આપે, એ પણ તૌફીક઼ નથી થતી કે લખતી વખતે શરહો જોઈ લે, પોતાના જીવમાં જે આવે તેવું હાંકી દે છે ! પ્રારંભમાં આ મસ્અલામાં મતભેદ હતો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما પહેલાં પોતાના ઈજતેહાદથી એ ફત્વો આપતા હતા કે હજજના ફર્ઝોથી ફારિગ થયા બાદ જો કોઈ સ્ત્રીને હૈઝ આવી જાય તો તે તેણી પાક થતા સુધી મક્કા મોઅઝ્ઝમા રોકાય રહે, પાકી પછી તવાફે વિદાઅ કરીને પોતાના ઘરે જાય. પણ જ્યારે તેમને હદીષ મળી ગઈ કે રસૂલુલ્લાહ ﷺ એ હૈઝવાળીને એ ઈજાઝત આપી છે કે તેણી તવાફે વિદાઅ કર્યા વિના પરત થઈ શકે છે, તો એ પણ એના મુજબ ફત્વો આપવા લાગ્યા.

### સમજૂતી : ૨૩૨

અહીં પ્રકરણ એ છે કે "જ્યારે હૈઝવાળી પાકી જુએ" એના બે મતલબો છે : એક એ કે ખરેખર માસિક (હૈઝ) બંધ થઈ જાય. બીજુ એ કે હુકમની રૂએ પાકી જુએ દા.ત. એના નિયમ (આદત) પ્રમાણેના દિવસો પૂર્ણ થઈ

مِّنْ نَّهَارٍ وَّ يَاتِيْهَا زَوْجُهَا اِذَا صَلَّتْ، اَلصَّلوٰةُ اَعْظَمُ

*પાકી જુએ. જો તેણી નમાઝ પઢી લે તો તેની પાસે તેનો પતિ આવી શકે છે. નમાઝ ખૂબ જ અઝમતવાળી છે."*

*(બુખારી, ૧/૪૭, ઈબ્ને અબી શયબા)*

## حدیث اِنَّ امراۃ ماتت فی بطن فصلی علیہا النبی صلی اللہ علیہ وسلم (۲۳۳)

**[હદીષ : ૨૩૩] "જે જનાબ અથવા હૈઝ યા નિફાસની હાલતમાં મૃત્યુ પામે તેની નમાઝે જનાઝા જાઈઝ છે."**

عَنْ سَمُرَةَ بْنِ جُنْدُبٍ رَّضِيَ اللهُ تَعَالىٰ عَنْهُ، اَنَّ امْرَأَةً مَّاتَتْ فِيْ

*"હઝરત સમૂરહ બિન જુન્દુબ رضی اللہ عنہ થી રિવાયત છે કે એક સ્ત્રી પેટની તકલીફના કારણે (સગર્ભાના દિવસોમાં)*

ગયા. અથવા એ કે કેવળ સફેદ ચીકણો પર્દાથ આવવા લાગે.

હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما ના આ ફત્વાથી માલૂમ પડે છે કે તેમની નજીક પાકીની કમસેકમની કોઈ મુદ્દત નથી, એક પળ પણ હોઈ શકે છે. આ જમહૂરના મસ્લકની વિરુદ્ધ છે, જમહૂરનો તથા આપણો તથા શાફઈઓનો મસ્લક એ છે કે પાકીની કમસે કમની મુદ્દત પંદર દિવસ છે.

"ઈસ્તેહાઝા"વાળી સાથે વતી (સંભોગ) જાઈઝ છે કે નથી એના બારામાં ખૂદ સહાબાએ કિરામમાં મતભેદ હતો. ઉમ્મુલ મોમિનીન હઝરત સિદીકા رضی اللہ عنہا નો મસ્લક હતો કે જાઈઝ નથી. અને એ જ ઝહરી, ઈબ્રાહીમ નખઈ, ઈબ્ને સીરીન તથા હકમનો કૌલ છે. તેમની દલીલ એ છે કે અમને એવી જ હદીષો મળી જેમાં કેવળ નમાઝની ઈજાઝત છે, સંભોગના માટે કોઈ ઈજાઝત આવી નથી.

જમહૂર (બહુમતિ) ફર્માવે છે કે સંભોગથી મનાઈ કેવળ હૈઝની હાલતમાં હતી એટલા માટે કે તે નાપાકી છે, જ્યારે હૈઝ ખત્મ થાય તો ઈબાહત (મુબાહ હોવું) પરત આવે છે. તદ્ઉપરાંત અબૂ દાઊદ (૧/૪૩)માં છે કે હઝરત ઉમ્મે હબીબા رضی اللہ عنہا થી "ઈસ્તેહાઝા"ની હાલતમાં તેમના પતિ સંભોગ કરતા હતા. તેમજ દારકુત્ની તથા અબૂ દાઊદ (૧/૪૩)માં છે કે હમ્નહ رضی اللہ عنہا ના પતિ પણ એ હાલતમાં એમની સાથે સંભોગ કરતા હતા. **الصلوٰۃ اعظم**ના બારામાં અલ્લામા અયનીએ ફર્માવ્યું, જાહેર એ છે કે આ ઈમામ બુખારીનું કથન છે, આ તેમનો ઈસ્તેખરાજ (તારણ) છે એટલે કે હઝરત ઈબ્ને અબ્બાસનું કથન નથી.

આ પ્રકરણ પર ઈમામ બુખારીએ હઝરત ફાતિમા બિન્તે હુબૈશ رضی اللہ عنہا ની હદીષથી દલીલ કરી જેમાં એવું છે કે હુઝૂર ﷺ એ ફર્માવ્યું, જ્યારે હૈઝ આવવા લાગે તો નમાઝ છોડી આપે, જ્યારે ખત્મ થઈ જાય તો લોહી ધોઈને નમાઝ પઢે. મુરાદ એ છે કે ગુસ્લ પણ કરે. એનું વર્ણન એટલા માટે નથી ફર્માવ્યું કે એ સૌને માલૂમ હતું કે હૈઝથી પાક થયા બાદ ગુસ્લ ફર્ઝ છે.

### સમજૂતી : ૨૩૩

**હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ** رضی اللہ عنہ : બની ફઝારાના ચશ્મો ચિરાગ હતા. આપ હજી બાળક જ હતા એવામાં તેમના પિતાની છત્રછાયા માથેથી ઉઠી ગઈ. તેમને લઈને તેમનાં માતા મદીના આવ્યાં. ખૂબ જ સુંદર ખાતૂન હતાં. ઘણા લોકોએ પયગામ આપ્યો. તેમનાં માતાએ એ શર્ત રાખી કે હું તેની સાથે જ શાદી કરીશ જે આ

بَطۡنٍ فَصَلّٰى عَلَيۡهَا النَّبِىُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيۡهِ وَسَلَّمَ فَقَامَ وَسۡطَهَا ۔

*મૃત્યુ પામી. નબી ﷺએ તેમની નમાઝે જનાઝા પઢી. નમાઝના માટે તેમની વચમાં ઊભા રહ્યા."*

*(બુખારી, ભાગ-૧, હૈઝ, બાબુસ્સલાતિ અલન્નિફસાઈ વસુન્નતિહા, પેજ-૪૭, બુખારી, ભાગ-૧, જનાઈઝ, બાબુસ્સલાતિ અલન્નફસાઈ માતતફી નફસિહા, પેજ-૧૭૭, બુખારી, ભાગ-૧, જનાઈઝ, બાબુન્ ફિલ કયામ, મુસ્લિમ, ૧/૩૧૧, અબૂ દાઊદ, ૨/૧૦૦, જનાઈઝ, તિર્મિઝી)*

બાળકનું પણ ભરણપોષણનો વાયદો કરે. એક અન્સારીએ એને કબૂલ કરી તો તેમની સાથે તેમના નિકાહ થઈ ગયા. આપ પોતાનાં માંની સાથે અન્સારમાં રહેવા લાગ્યા. અન્સારે કિરામની આદત હતી કે દર વર્ષે પોતાનાં બાળકોને હુઝૂરે અકદસ ﷺના સામે રજૂ કરતા, જે જેહાદને લાયક હોતો તેને કબૂલ ફર્માવી લેતા. એકવાર એક સાહબઝાદાને હુઝૂર ﷺએ લશ્કરમાં સામેલ થવાની ઈજાઝત આપી દીધી ત્યારે હઝરત સમુરહ રજૂ થયા તેમને રદ કરી આપ્યા. તેમણે કહ્યું કે યા રસૂલલ્લાહ ! હુઝૂરે એને ઈજાઝત આપી અને મને નકારી કાઢયો ! જો અમે બંને કુશ્તી લડીએ તો હું એને પછાડી દઈશ !! હુઝૂર ﷺએ કહ્યું, તો પછી લડીને બતાવો ! બંનેમાં કુશ્તી થઈ તો હઝરત સમુરહએ તેમને પછાડી કાઢયા. ત્યારબાદ હુઝૂર ﷺએ તેમને પણ લશ્કરમાં સામેલ થવાની રજા આપી દીધી.

ઝિયાદ બિન અબિયા તેમને છ મહિના બસરાના વાલી બનાવતા અને છ મહિના કૂફાના. જ્યારે ઝિયાદ મર્યો તો બસરાના વાલી હતા. હઝરત મુઆવિયાએ તેમને વરસભર હોદ્દા પર બાકી રાખ્યા પછી ઉતારી પાડયા. આપ ખારજીઓના મામલામાં ઘણ જ સખ્ત હતા એટલા માટે ખારજી તેમને બુરા કહેતા હતા. એકવાર એ તથા હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ અને એક જણ અન્ય મૌજૂદ હતા. હુઝૂર ﷺએ ત્રણેવથી સંબોધન કરતાં ઈર્શાદ ફર્માવ્યો, તમારા ત્રણેવમાંથી જે સૌથી છેલ્લે મરશે તે આગમાં મરશે. તો એના મુજબ થયું. તેમને ખૂબ જ સખત મરડો થઈ ગયો જેના કારણે આપ બાષ્પ (નાસ) લેતા હતા. એકવાર બાષ્પ (નાસ) લેતી વખતે ઉકળતા પાણીમાં પડી ગયા અને એ જ આપના મૃત્યુનું કારણ બન્યું. બસરામાં જ હિ.સ. ૫૯માં વિસાલ થયો. તેમના થકી ૧૩૦ હદીષો રિવાયત પામી છે, જેમાંથી ચાર બુખારીએ રિવાયત કરી છે. એક હદીષ એમના થકી આ રિવાયત પામી છે. હઝરત ઈમામ બસરીએ ફર્માવ્યું કે હઝરત સમુરહ તથા ઈમરાના બિન હસીન رضی اللہ عنہما ઈલ્મી ચર્ચા કરી રહ્યા હતા. હઝરત સમુરહએ કહ્યું, મેં નમાઝમાં રસૂલુલ્લાહ ﷺનો બે વાર "સકતા" એટલે "વકફા" યાદ રાખ્યો છે, એક "સકતા" તકબીર તહરીમા પછી બીજો وَلَا الضَّآلِّيۡن પછી. હઝરત ઈમરાને એને ન માન્યું. લોકોએ મદીના પાક હઝરત ઉબય ઈબ્ને કઅબ رضی اللہ عنہને લખ્યું. હઝરત ઉબય رضی اللہ عنہએ એવો જવાબ આપ્યો, સમુરહએ સાચુ કહ્યું અને યાદ રાખ્યું. (અલઈસ્તિયાબ, ઈઝાબા અયની)એ બીબીનું નામ ઉમ્મે કઅબ હતું. (અકમાલ, મુસ્લિમ-૩૧૧) એ અન્સારી ખાતૂન હતાં. فی بطنમાં فی تعلیلیه છે જેમ કે આ હદીષમાં છે : دخلت امرأة فی هرة حلبست અને જેમ કે આયતે કરીમા فَذٰلِكَ الَّذِىۡ لُمۡتُنَّنِىۡમાં છે : فی بطنથી મુરાદ બાળકની પેદાઈશના કારણે મૃત્યુ થયું. જેમ કે ખૂદ બુખારી કિતાબુલ જનાઈઝ અને બીજી કિતાબોમાં ماتت فی نفاسها છે. وسطમાં બે રિવાયત છે. સીનને ઝબર અને "સીનને" જઝમ. જે "સીન"ને પેશ પઢે છે તે એને ઈસ્મ (નામ) માને છે અને જે જઝમ પઢે છે તે ઝરફ. વિખરાયેલ ભાગો માટે. "સીન"ના જઝમની સાથે છે જેમ કે નાસ તથા દવાબ વગેરે અને ભેગા ભાગોના માટે "સીન"ના ઝબરની સાથે જેમ કે ઘર વગેરે. પણ આ કાયદો કુર્આન મજીદના વિરુદ્ધ છે. ઈર્શાદ છે : وَجَعَلۡنٰكُمۡ اُمَّةً وَّسَطًا અને જાહેર છે કે ઉમ્મત વિવિધ ભાગો છે.

**મસાઈલ** : આ હદીષથી આ મસાઈલ નીકળે છે : (૧) જે જનાબત અથવા હૈઝ અથવા નિફાસની હાલતમાં મૃત્યુ પામે તો તેની પણ નમાઝે જનાઝા જાઈઝ છે. (૨) આ હદીષથી ઈમામ શાફઈએ એ દલીલ પુરવાર કરી

## حدیث اصابة ثوب المصلی علی الحائض (۲۳۴)

**[હદીષ : ૨૩૪] "હૈઝથી સ્ત્રીનું જાહેરી શરીર નાપાક નથી થતુ"**

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ شَدَّادٍ قَالَ سَمِعْتُ خَالَتِي مَيْمُوْنَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى

*"હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને શદાદ رضی اللہ عنہ એ કહ્યું, મેં મારાં માસી નબી صلی اللہ علیہ وسلم નાં બીબી હઝરત મૈમૂના رضی اللہ عنہا થી*

عَنْهَا زَوْجَ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ أَنَّهَا كَانَتْ تَكُوْنُ حَائِضًا

*સાંભળ્યું કે તેણી હૈઝની હાલતમાં હોતાં તો નમાઝ ન પઢતાં અને રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم*

لَا تُصَلِّيْ وَهِيَ مُفْتَرِشَةٌ بِحِذَاءِ مَسْجِدِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى

*પોતાની ચટાઈ પર નમાઝ પઢતા રહેતા.*

કે મૈયત જો સ્ત્રી છે તેને ઈમામ તેની કમરની પાસે ઉભો રહેશે પરંતુ આપણો પસંદીદા તથા જેના પર ફત્વો આપવામાં આવે છે તે મઝહબ એ છે કે મૈયત પુરૂષ હોય કે સ્ત્રી પણ સીના બરાબર ઉભા રહેવું. અમારું એ કહેવું છે કે હદીષમાં એ નથી કે કમરની પાસે ઉભા રહ્યા, બલ્કે **وسطها** છે અને જો وَسَطٌ સીનના ઝબહ સાથે પઢવામાં આવે તો એનો અર્થ મધ્યનો થશે. હવે જો હાથ પગોને અલગ માનીને જોઈએ તો મધ્ય છાતી જ થશે. અને જો હાથ પગોને મિલાવીને જોઈએ તો સીનાથી ઉપર બે અંગો માથુ તથા હાથ છે અને સીનાથી નીચે બે અંગો એટલે પેટ તથા પગો છે, વચ્ચેનું અંગ સીનો થશે. અને وَسْطٌ સીનના જઝમની સાથે પઢે તો તેનો અર્થ થયો મધ્ય. અને જાહેર છે કે મધ્યમાં છાતી પણ સામેલ છે. શરીરના મધ્યના અંગોમાં એ પણ છે. "વસ્ત" કમર માટે દલીલ તદ્દન નથી બનતું. આ મસ્અલા પર બાકીની ચર્ચા કિતાબુલ જનાઈઝમાં થશે.

### સમજૂતી : ૨૩૪

**અબ્દુલ્લાહ બિન શદાદ** رضی اللہ عنہ : રિસાલતકાળમાં પેદા થયા. તેમના વાલિદા સલ્મા બિન્તે અમીસ હતાં. જે હઝરત સિદ્દીકે અકબર رضی اللہ عنہ નાં પત્ની હઝરત અસ્મા બિન્તે અમીસનાં સગાં બહેન હતાં અને ઉમ્મુલ મોમિનીન હઝરત મૈમૂના رضی اللہ عنہ ના (માં એક બાપ અલગ હોય તેવાં) બહેન હતાં. તે બંનેવની માંનું નામ હિંદ બિન્ત ઔફ છે. ઉમ્મુલ મોમિનીન હઝરત મૈમૂના, હારિષનાં સાહબઝાદી છે અને સલ્મા, અમીસ બિન સઅદનાં. એ કારણે હઝરત અબ્દુલ્લાહ બિન શદાદે હઝરત ઉમ્મુલ મોમિનીન رضی اللہ عنہ ને પોતાનાં માસી કહ્યાં. મસ્જિદથી મુરાદ નમાઝ પઢવાની જગા છે. ખૂદ બુખારી કિતાબુસ્સલાતમાં મસ્જિદને બદલે આ પ્રમાણે છે : **كان رسول الله صلّى الله تعالىٰ عليه وسلّم يصلي وانا حذاء ہ** રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم નમાઝ પઢતા હોતા અને હું તેમની સાથે હોતી. પણ આશ્ચર્ય ઈઝાહુલ બુખારીના લેખક પર કે આટલા મોટા શૈખુલ હદીષ હોવા છતાં અહીં મસ્જિદનો તર્જુમો સજદાગાહ કરી દીધો છે. **كانت تكون** માં ત્રણ કારણો હોઈ શકે છે, એક તો એ કે બંનેમાંથી એકને અધિક માને, જેમ કે કોઈકે કહ્યું છે : **وجيران لنا كانوا كرام** માં **كانوا** અધિક છે. **جيران** ની **كرام** સિફત હોવાના કારણે મજરૂર છે. બીજુ એ કે **كانت** માં ઝમીર કિસ્સા એનો ઈસ્મ છે અને **تكون حائضاً** તેની ખબર છે. ત્રીજુ એ કે **تكون** તફ્સીના અર્થમાં લો અને આ **كانت** ની ખબર થઈ જાય અને **كانت** ની ઝમીર, મુસ્તતર એનો ઈસ્મ. અહીં ઈમામ બુખારીએ પ્રકરણનું કોઈ ટાઈટલ નથી રચ્યું તેની સ્પષ્ટતા પ્રસ્તાવનામાં આવી ગઈ. અહીં

عَلَيْهِ وَسَلَّمَ وَهُوَ يُصَلِّيْ عَلٰى خُمْرَتِهٖ اِذَا سَجَدَ اَصَابَنِيْ بَعْضُ ثَوْبِهٖ۔ ع

*હું એમની લગોલગ સૂતી રહેતી, જ્યારે સિજદો કરતા તો હુઝૂરના કપડાંનો અમુક ભાગ મને સ્પર્શી જતો."*

*(બુખારી, ૧/૪૭–હૈઝ, સલાત, પેજ–૫૫, મુસ્લિમ, ૧/૨૩૪, અબૂ દાઊદ, ૧/૯૬, નિસાઈ, ૧/૧૨૦, ઈબ્ને માજહ, ૭૯, દારમી–સલાત, ૧૦૧, મુસ્નદે ઈમામ અહમદ)*

ઈઝાહુલ બુખારીમાં એક નિરર્થક તક્રીર છે જેનો હેતુ એ સિવાય અન્ય કાંઈ નથી કે તલબા પર ભપકો પાડે ! એમને એ સમજમાં ન આવ્યું કે નિફાસવાળી કે હૈઝવાળીને જ્યારે મૃત્યુ બાદ ગુસ્લ આપી દેવામાં આવ્યું તો જેવી રીતે તેની હક્રીક્રી નાપાકી દૂર થઈ ગઈ એ જ રીતે હુકમી પણ દૂર થઈ ગઈ. હવે સવાલને અવકાશ જ નથી કે તેમનુ મત્યુ પાકીમાં થયું કે નાપાકીમાં. વધુમાં વધુ એ કહેવામાં આવશે કે મૌતથી એક અધિક નજાસત લાગુ થઈ ગઈ. નજાસતોનું એકત્રીકરણ થયું પણ શું તમને ખબર નથી કે બે નહીં જો દસ નજાસતો ભેગી થાય તો પણ એ જ ગુસ્લ પૂરતુ છે ?! એક સ્ત્રી હૈઝથી બહાર નીકળી, હજી ગુસ્લ કર્યું ન હતું અને જુનૂબી પણ થઈ, તેને એક જ ગુસ્લ પૂરતુ નથી ? અબૂઝર અને અસીલી વગેરેની રિવાયતમાં "બાબ" નથી. એનાથી પહેલીવાળી અને આ હદીષમાં સરખાપણા માટે ઓછામાં ઓછુ એવું કહી શકાય છે કે પહેલી હદીષથી જાહેર થાય છે કે નિફાસથી જાહેરી શરીર નાપાક નથી થતું અને એનાથી એ જાહેર થાય છે કે હૈઝથી પણ જાહેરી શરીર નાપાક નથી થતું. આ ખાસ વાતમાં હૈઝ તથા નિફાસ એક જ હુકમમાં છે.

**મસાઈલ :** (૧) આ હદીષથી સાબિત થયું કે હૈઝથી સ્ત્રીનું જાહેરી શરીર નાપાક નથી થતું, (૨) નમાઝીની પાસે સૂવામાં કોઈ વાંધો નથી જ્યારે કે નમાઝી એવો હોય કે તેનું ધ્યાનભંગ થવાનો ભય ન હોય, નહીં તો સૂનારા પાસે નમાઝ પઢવી મના છે. (૩) ખજૂર વગેરેનાં પાંદડાં વડે બનેલી ચટાઈ પર નમાઝ પઢવી જાઈઝ છે, અફઝલ એ છે કે જમીન પર પઢે, એટલા માટે કે તેમાં આજીજીપણુ વધારે છે. ચટાઈના જ હુકમમાં કપડુ વગેરેના મુસલ્લા પણ છે, અલ્બત્ત એવી રેશમી જાનમાઝ પર નમાઝ મકરૂહે તહરીમી છે જે કેવળ રેશમની હોય અથવા જેનો બાનો (પહોળાઈવાળો દોરો) રેશમનો હોય ભલે તાણો અન્ય ચીજનો હોય.





**બિસ્મિલ્લાહિર્રહ્માનિર્રહીમ**



# كِتَابُ التَّيَمُّمُ



## (કિતાબુત્તયમ્મુમ) "તયમ્મુમ વિશે પ્રકરણ"

## حديث انقطع عقد لى (٢٣٥)

**[હદીષ : ૨૩૫] "તયમ્મુમનો હુકમ ક્યારે નાઝિલ થયો ?"**

عَنْ عَائِشَةَ زَوْجِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ قَالَتْ خَرَجْنَا مَعَ

*"નબી ﷺ નાં રફીક઼ાએ હયાત (બીબી સાહેબા) હઝરત આઈશા رضی اللہ عنہا એ કહ્યું, અમે રસૂલુલ્લાહ ﷺ ની*

## કિતાબુત્તયમ્મુમ

**મળતાપણુ (સામ્યતા) :** એના પહેલાં વુઝૂ તથા ગુસ્લનું બયાન હતું જે પાણી વડે નાની નાપાકી તથા મોટી નાપાકીને દૂર કરવાનું નામ છે. હવે તયમ્મુમનું વર્ણન શરૂ કર્યું, જે મજબૂરીની હાલતમાં વુઝૂ તથા ગુસ્લના બદલામાં છે, જે માટી વગેરે વડે બંને નાપાકીઓને દૂર કરવાનું નામ છે. નાપાકી દૂર કરવાના તરીક઼ાઓમાંથી એક તરીક઼ો આ પણ છે. વુઝૂ અને ગુસ્લ અસલ છે અને આ બદલ, એટલા માટે પ્રથમ એનું વર્ણન કરવામાં આવ્યું પછી તયમ્મુમનું વર્ણન શરૂ કર્યું.

અહીં કિતાબને "રફઅ" પણ પઢવું જાઈઝ છે એ તક઼દીર પર કે મુબ્તદાએ મહઝૂફ هذا (હાઝા)ની ખબર છે. અને "નસબ" પણ દુરુસ્ત છે એ રીતે કે એને خُذْيا (ખુઝયા) તેના સમાન અર્થી કોઈ શબ્દનો મફઉલિબિહી બતાવે. તયમ્મુમનો શાબ્દિક અર્થ નિશ્ચય તથા ઈરાદો છે, તેનો માદ્દો اَمٌّ (અમ્મુ) છે જેનો અર્થ ઈરાદો છે. શરીઅતમાં તયમ્મુમનો અર્થ એ છે કે જમીન અથવા જમીનની જાતિને ચહેરા તથા હાથ પગો પર મસળવું. હક઼ીક઼ી કે હુકમન પાકી હાંસલ કરવા, નમાઝ મુબાહ થવાની નિય્યતથી, અને જમીન તથા જમીનની જાતિનું પાક કરનાર હોવું શર્ત છે. *(બહરુર્રાઈક, ભાગ-૧, પ્રકરણ : તયમ્મુમ, રદ્દુલ મુહ્તાર, ભાગ-૧, તયમ્મુમ)*

તયમ્મુમ આ ઉમ્મતની વિશિષ્ટતાઓમાંથી છે. جعلت لی الارض مسجداً  "મારા માટે પૂરી જમીનને નમાઝની જગા અને પાક કરનારી કરી દેવામાં આવી."

رَسُوْلِ اللهِ صَلَّى اللهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فِيْ بَعْضِ اَسْفَارِهٖ حَتّٰى اِذَا كُنَّا

*સાથે એક સફરમાં નીકળ્યાં. જ્યારે અમે બયદા કે ઝાતિલ જૈશમાં પહોંચ્યાં,*

بِالْبَيْدَاءِ اَوْ بِذَاتِ الْجَيْشِ اِنْقَطَعَ عِقْدٌ لِّيْ فَاَقَامَ رَسُوْلُ اللهِ صَلَّى اللهُ

*તો મારો એક હાર તૂટીને (પડી ગયો) રસૂલુલ્લાહ ﷺ એની*

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ عَلَى الْتِمَاسِهٖ وَاَقَامَ النَّاسُ مَعَهٗ، وَلَيْسُوْا عَلٰى مَاءٍ

*તલાશ કરવા માટે રોકાઈ ગયા, ન તો લોકો પાણી પર હતા*

**સમજૂતી : ૨૩૫**

**(બયદાઅ્)** : મદીના પાક તથા મક્કા મુકર્રમાના માર્ગમાં મુઝદલ્ફાની પાસે એક વસ્તીનું નામ છે. ઝાતુલ જૈશ : મદીના પાક તથા મક્કા મુકર્રમાના દરમ્યાન મદીના શરીફથી અડધી મંઝિલે અક઼ીક઼થી સાત માઈલના અંતરે એક વસ્તી છે. **یطعنی** આ જ્યારે **نصر ینصر**થી આવે છે તો તેનો અર્થ ગોદા મારવું થાય છે, એટલે મેહસૂસ ટોણો. અને જ્યારે **فتح یفتح**થી આવે છે તો તેનો અર્થ "ભલુ બુરુ કહેવું" થાય છે.

### ★ તયમ્મુમની આયત કઈ સફરમાં નાઝિલ થઈ ? ★

અલ્લામા ઈબ્ને અબ્દુલ બરે તમ્હીદમાં એવું લખ્યું છે કે આ બનાવ ગઝવાએ બની મુત્લક઼માં ઉપસ્થિત થયો હતો. જેનું બીજુ નામ ગઝવાએ મરીસા પણ છે. આ ગઝ્વહ હિ.સ. ૪, ૫ કે ૬માં થયો હતો. એમાં જ ઈફકનો બનાવ પણ બન્યો હતો. તેમની દલીલ "હદીષે ઉફક"નો આ હિસ્સો છે :–

**فانقطع عقدٌ لهامن جزع ظفار فحبس الناس ابتغائه** "ઝફફારના મહેરોંનો તેમનો હાર તૂટીને પડી ગયો તેની શોધ કરવા માટે લોકો રોકાઈ ગયા."

અલ્લામા ઈબ્ને જવઝી કહે છે કે આ બનાવ ગઝવાતે ઝાતુર્રિક઼ાઅનો છે જે હિ.સ. ૪માં થયો.

અલ્લામા અયનીએ ફર્માવ્યું, એ બંનેથી અલગ તિબ્રાનીની આ રિવાયત છે કે ઉમ્મુલ મોમિનીન ફર્માવે છે :–

**لما كان من امر عقدى ما كان وقال اهل الافك ماقالوا۔ خرجت مع رسو الله صلى الله تعالىٰ عليه وسلم فى عزوة اخرى فسقط ايضا عقدى حتى حبس الناس علىٰ التماسه وطلع الفجر فلقيت من ابى بكر ماشاء الله وقال يا بنيّة فى كل سفر تكونين عناءً وبلاءً ليس مع الناس ماء فانزل الله الرخصة فى التيمم فَقَالَ اَبُوْبَكْرٍ اِنَّكِ ما عَمِلتِ لمباركة**

"જ્યારે મારા હારનો જે કિસ્સો થવાનો હતો તે થઈ ચૂક્યો અને ઈફકવાળાઓએ જે કહેવાનું હતું તે કહી ચૂક્યા તો ત્યારબાદ હું એક અન્ય ગઝવામાં રસૂલુલ્લાહ ﷺની સાથે નીકળી તો ફરી મારો હાર પડી ગયો અને લોકોએ એની શોધખોળ માટે રોકાવું પડયું અને ફજરનો સમય થઈ ગયો, તો અલ્લાહે જે ચાહ્યું અબૂબક્રથી મને તકલીફ પહોંચી, અને એમણે એવું પણ કહ્યું કે અય બેટી ! તમે દરેક સફરમાં મુસીબત અને બલા બની જાવ છો ! લોકો જોડે પાણી નથી ! ત્યારે અલ્લાહ ﷻએ તયમ્મુમની આયત નાઝિલ ફર્માવી, તો અબૂબક્રએ કહ્યું, તમે જે કાંઈ કર્યું, પણ તમે બરકતવાળાં છો !"

આ પરથી બે વાતો જાણવા મળી, એક એ કે "ઈફકનો બનાવ" આ બનાવથી પહેલાંનો છે અને બંનેવમાં હાર તૂટીને પડી ગયો હતો.

(وَلَيْسَ مَعَهُمْ مَاءٌ) فَاَتَى النَّاسُ اِلٰى اَبِىْ بَكْرٍ الصِّدِّيْقِ فَقَالُوْا اَلَا تَرٰى

*ન લોકો પાસે પાણી હતું. લોકો અબૂબક્ર સિદ્દીક્ની પાસે આવ્યા અને એવી શિકાયત કરી કે તમે જોતા નથી,*

مَا صَنَعَتْ عَائِشَةُ، اَقَامَتْ بِرَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَالنَّاسِ

*આઈશાએ શું કર્યુ ? રસૂલુલ્લાહ ﷺને રોકી લીધા અને લોકોને પણ.*

وَلَيْسُوْا عَلٰى مَاءٍ وَلَيْسَ مَعَهُمْ مَاءٌ۔ فَجَاءَ اَبُوْ بَكْرٍ وَّرَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ

*સ્થિતિ એવી છે કે ન લોકો પાણી પર છે અને ન લોકો સાથે પાણી છે. આ સાંભળીને અબૂબક્ર આવ્યા અને*

આ ખાદિમનું પણ એ જ મંતવ્ય છે કે જે સફરમાં તયમ્મુમની આયત નાઝિલ થઈ એ બનાવ ઉફકના બનાવ સિવાયનો અન્ય બનાવ છે. એટલા માટે કે ઉફકના બનાવમાં એવું છે કે હાર એ સમયે પડયો હતો જ્યારે ઉમ્મુલ મોમિનીન કઝાએ હાજત માટે ગયાં હતાં. પરત આવીને સીના પર હાથ ગયો તો હાર ન હતો તો એને તલાશ કરવા માટે જ્યાં કઝાએ હાજત માટે ગયાં હતાં ત્યાં ફરી ગયાં, એટલામાં લશ્કર રવાના થઈ ગયું, અને આપ એકલાં રહી ગયાં અને હાર મળી ગયો. ન તો હુઝૂર ﷺને હાર ખોવાઈ જવાની ખબર આપવામાં આવી અને ન તો હારની તલાશ માટે લશ્કરને અને ન હાર શોધવા માટે કોઈ અન્યને મુક્રર્રર કરવામાં આવ્યા હતા. પણ તયમ્મુમની આયતના શાને નુઝૂલના બનાવમાં એ વિગત વર્ણન થયેલી છે કે હારને ગુમ થવાની ખબર હુઝૂરે અક્દસ ﷺને આપવામાં આવી. હુઝૂરે અક્દસ ﷺ હાર શોધવા માટે જાતે પણ રોકાયા અને આખુ લશ્કર પણ, ત્યાં સુધી કે ફજરની નમાઝનો સમય થઈ ગયો. આયતે તયમ્મુમ નાઝિલ થઈ તો સૌએ તયમ્મુમ કરીને નમાઝ પઢી. હુઝૂરે અક્દસ ﷺએ ઉસૈદ બિન હુઝૈર رضی اللہ عنہ વગેરેને તલાશ કરવા માટે નિયુક્ત કર્યા. પણ જ્યારે હઝરત ઉમ્મુલ મોમિનીનનું ઊંટ ઉઠાડવામાં આવ્યું તો ઊંટ નીચેથી હાર મળ્યો. હઝરત ઉમ્મુલ મોમિનીન એકલાં નહીં, કાફલાની સાથે સાથે રહ્યાં. કાફલો રાતના પાછલા પહોરે નહીં પણ ફજરની નમાઝ બાદ ચાલ્યો. એટલા માટે એટલું તો નિશ્ચિત છે કે ઉફકનો બનાવ જે સફરમાં ઉપસ્થિત થયો હતો એમાં તયમ્મુમની આયત નાઝિલ થઈ ન હતી બલ્કે કોઈ અન્ય સફરમાં નાઝિલ થઈ હતી.

હવે ચર્ચા પાત્ર વાત એ રહી જાય છે કે આ ગઝવાતે ઝાતુર્રિકાઅનો વાક્યો છે અથવા કોઈ અન્ય ગઝવાનો ? અલ્લામા જવઝીની રાય છે કે આ ગઝવાએ ઝાતુર્રિકાઅનો બનાવ છે જે હિ.સ. ૪માં બન્યો. અને તિબ્રાનીની રિવાયતથી જાહેર થાય છે કે ઉફકના બનાવ પછીનો પ્રસંગ છે. ઉફકના બનાવના બારામાં વિવિધ રિવાયતો છે. ઈબ્ને સઅદે કહ્યું કે હિ.સ. ૫, ૨–શાબાન સોમવારના રોજ હુઝૂર ગઝવાએ મરીસીઅના માટે નીકળ્યા હતા. ઈમામ બુખારીએ (ભાગ–૨/૫૯૩, મગાઝી બાબે ગઝવાતુલ્ બની મુસ્તલક્)માં ઈબ્ને ઈસ્હાકથી નકલ કર્યુ, આ ગઝવા હિ.સ. ૬માં થયો. અને મૂસા બિન ઉક્બાએ કહ્યું હિ.સ. ૪માં થયો. જો ગઝવા મરીસીઅ તથા ઝાતુર્રિકાઅ બંનેને હિ.સ. ૪માં માની લેવામાં આવે ત્યારે મામલો આસાન છે, પરંતુ જો ગઝવા ઝાતુર્રિકાઅને હિ.સ. ૬માં અને ગઝવા બની મુસ્તલક્ને હિસ. ૫માં અથવા ૪માં માનીએ તો મામલો ફરી પેચીદો થઈ જાય છે. સહીહ એ જ છે કે ગઝવાને બની મુસ્તલક્ હિ.સ. ૫માં થયો છે. અલ્લામા અસ્કલાનીએ લખ્યું કે કદાચ આ સ્લીપ ઓફ પેન (કિતાબતની ભૂલ) છે, એટલા માટે કે મગાઝી ઈબ્ને ઉક્બામાં વિવિધ તરીકાઓથી એ જ છે કે આ ગઝવા હિ.સ. ૫માં થયો. અલ્લામા સિયૂતીએ તવશીહમાં પણ એ જ ફર્માવ્યું કે અહીં ઈમામ બુખારીથી સ્લીપ ઓફ પેન થઈ ગયેલ છે. ઈબ્ને ઉક્બાનું કથન ઈબ્ને ઈસ્હાક્ કરતાં અધિક સહીહ છે એ ગઝવા હિ.સ. ૬માં નથી થયો. અલ્લામા ઈબ્ને હજરે એના પર દલીલ કાયમ કરી કે ઉફક્ના બનાવના પ્રસંગે હઝરત સઅદ

عَلَيْهِ وَسَلَّمَ وَاضِعٌ رَأْسَهُ عَلٰى فَخِذِىْ قَدْ نَامَ فَقَالَ حَبَسْتِ رَسُوْلَ

રસૂલુલ્લાહ ﷺ માથુ મારા જાંગ પર રાખીને સૂઈ રહ્યા હતા. અબૂબક્રે કહ્યું, રસૂલુલ્લાહ ﷺ

اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَالنَّاسَ وَلَيْسُوْا عَلٰى مَاءٍ وَّلَيْسَ مَعَهُمْ مَاءٌ

*તથા અન્ય લોકોને તેં રોકી લીધા ! અને હાલ એ છે કે લોકો પાણી પર નથી અને ન તેમની પાસે પાણી છે.*

فَقَالَتْ عَائِشَةُ فَعَاتَبَنِىْ أَبُوْ بَكْرٍ وَّقَالَ مَاشَاءَ اللّٰهُ أَنْ يَّقُوْلَ وَجَعَلَ يَطْعَنُنِىْ

*આઈશાએ જણાવ્યું કે એના પર અબૂબક્ર મને બોલવા લાગ્યા અને અલ્લાહે જે ચાહ્યું કહ્યું, અને મારી*

બિન મઆઝ رضی اللہ عنہ હયાત હતા. ઉફકવાળાઓના મામલામાં એમણે એ જ અર્ઝ કર્યું હતું કે હુઝૂર ફર્માવો ! જો તેઓ અમારા કબીલા અવસના છે તો અમે તેની ગરદન ઉડાવી દઈએ ! અને જો અમારા ભાઈ ખઝરજનો છે તો હુકમ આપો અમે પાલન કરીએ. તેમની શહાદત ગઝવએ ખંદકમાં તીર લાગવાથી બની કરીઝાના મામલામાં ફેંસલા પછી થઈ હતી. અને એ નિશ્ચિત છે કે ગઝવએ ખંદક શવ્વાલ હિ.સ. ૫માં થયો છે. ગઝવએ બની મુસ્તલકના માટે નિશ્ચિત છે કે એ શાબાનમાં થયો તો અનિવાર્ય ઠરે છે કે વધુમાં વધુ ૫ હિજરીમાં થયો. ગઝવાએ મરીસીઅનું હિ.સ. ૬માં થવાનો કોઈ પ્રશ્ન જ નથી. એટલું તો યકીની છે કે ગઝવાએ ઝાતુર્રિકાઅ ગઝવાએ ખંદક પછી થયેલ છે. એટલા માટે કે ખંદકના મોકા પર ત્રણ નમાઝો કઝા થઈ ગઈ, સલાતે ખૌફ નથી પઢવામાં આવી. તો જણાયું કે ખંદકના સમય સુધી સલાતે ખૌફનો હુકમ આવ્યો ન હતો. અને એ પણ નિશ્ચિત છે કે ગઝવાએ ઝાતુર્રિકાઅમાં સલાતે ખૌફ પઢવામાં આવી. તેમજ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી પણ મરવી છે કે તે કહે છે કે મેં ગઝવાએ નજદ (ઝાતુર્રિકાઅ)માં હુઝૂરે અકદસ ﷺની સાથે સલાતે ખૌફ પઢી. *(બુખારી શરીફ, ૧/૫૯૨, સલાતે ખૌફ ખૌફ, નિસાઈ, ૧/૨૨૯)* અને હઝરત ઈબ્ને ઉમર જે પ્રથમ ગઝવામાં શરીક થયા હતા તે ખંદક છે. હજી આગળ વધો, મુસ્નદે ઈમામ અહમદ અને અબૂ દાઊદ તથા નિસાઈમાં છે કે હુદૈબિયાના મોકા પર "અસ્ફાન"માં અસ્ર તથા ઝોહરની દરમિયાન સલાતે ખૌફે નાઝિલ થઈ હતી. *(અબૂ દાઊદ, ૧/૧૭૪–સલાત, બાબુસ્સલાતિલ ખૌફ, નિસાઈ, ૧/૨૩૦)* પ્રથમ સલાતે ખૌફ અસ્ફાનમાં પઢવામાં આવી. જેથી જણાયું કે ગઝવા ઝાતુર્રિકાઅ હુદૈબિયા પછી થયો. કેટલા દિવસ બાદ એના વિશે એટલી ભાળ મળે છે કે ગઝવાએ ખૈબર પછી થયો.

એટલા માટે કે એમાં હઝરત મૂસા અશઅરી અને હઝરત અબૂ હુરૈરહ પણ શરીક હતા. *(બુખારી, ૨/૫૯૨, ૫૯૩, અબૂ દાઊદ, સલાતે ખૌફ, પેજ–૧૫૭, ૧૭૬, નિસાઈ, ૧/૨૨૯)*

મુસ્નફે ઈબ્ને અબી શયબામાં છે કે હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ ફર્માવ્યું, જ્યારે તયમ્મુમની આયત નાઝિલ થઈ ત્યારે મને એ ન સમજમાં આવ્યું કે તયમ્મુમ કેવી રીતે કરું અને લોકો ખૈબરના ફતહ પછી ખિદમતે અકદસમાં ખૈબરમાં જ હાજર થયા. તેમજ બુખારી મગાઝીમાં છે કે હઝરત જાબિર رضی اللہ عنہ એ એને ગઝવાએ સાબિયા કહ્યો છે, એનો જાહેરી અર્થ એ છે કે સીન સાતનો ગઝવા. એનાથી સાબિત થઈ ગયું કે એ હિ.સ. ૭માં થયો. એનું પણ એ જ પરિણામ મળે છે કે એ ખૈબરના બાદ થયો. એટલા માટે કે ખૈબર હિ.સ. ૭ના પ્રારંભમાં અને હિ.સ. ૬ના અંતમાં થયો હતો.

## ★ બીજી શંકા અને તેનું નિવારણ ★

આ હદીષમાં આયતે તયમ્મુમથી મુરાદ શું છે ? એટલા માટે કે તયમ્મુમનો હુકમ બે આયતોમાં છે, એક સૂરએ નિસાઅમાં છે અને બીજી સૂરએ માઈદામાં છે. બંને આયતોના શબ્દો એક જ છે, કેવળ એટલો ફરક છે કે

بِیَدِہٖ فِیْ خَاصِرَتِیْ فَلَا یَمْنَعُنِیْ مِنَ التَّحَرُّكِ اِلَّا مَكَانُ رَسُوْلِ

કૂખમાં પોતાના હાથો વડે ગોદા મારવા લાગ્યા. મને હાલવાથી એ ચીજે રોકી હતી કે રસૂલુલ્લાહ ﷺનું

اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ عَلٰی فَخِذِیْ۔ فَقَامَ رَسُوْلُ اللّٰہِ

માથુ મુબારક મારા ખોળામાં હતું. રસૂલુલ્લાહ ﷺ સવારે

صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ حِیْنَ اَصْبَحَ عَلٰی غَیْرِ مَاءٍ فَاَنْزَلَ اللّٰہُ

ઉઠયા તો પાણી ન હતું, એના પર અલ્લાહ ﷻએ તયમ્મુમની આયત ઉતારી,

સૂરએ માઈદાની આયતમાં وَاَیْدِیَکُمْ પછી مِنْہُ પણ છે. સૂરએ નિસાઅની આયત આ છે :–

یٰۤاَیُّھَا الَّذِیْنَ اٰمَنُوْا لَا تَقْرَبُوا الصَّلٰوۃَ وَاَنْتُمْ سُکَارٰی حَتّٰی تَعْلَمُوْا مَا تَقُوْلُوْنَ وَلَا جُنُبًا اِلَّا عَابِرِیْ سَبِیْلٍ حَتّٰی تَغْتَسِلُوْا وَاِنْ کُنْتُمْ مَّرْضٰی اَوْ عَلٰی سَفَرٍ اَوْجَآءَ اَحَدٌ مِّنْکُمْ مِّنَ الْغَآئِطِ اَوْلٰمَسْتُمُ النِّسَاءَ فَلَمْ تَجِدُوْا مَآءً فَتَیَمَّمُوْا صَعِیْدًا طَیِّبًا فَامْسَحُوْا بِوُجُوْھِکُمْ وَاَیْدِیَکُمْ۔

"હે ઈમાનવાળાઓ ! નશાની હાલતમાં નમાઝની નજીક ન જાવ જ્યાં સુધી જે કહો તેને સમજવા ન લાગો, અને ન નાપાકીની હાલતમાં, જ્યાં સુધી ગુસ્લ (ન) કરી લો. પણ એ કે રસ્તે ચાલી રહ્યા હોઉ અને જો તમે બીમાર હોઉ અથવા સફરમાં હોઉ અથવા કઝાએ હાજત (જાજરૂ) કરીને આવ્યા હોઉ અથવા સ્ત્રીઓથી સંભોગ કર્યો હોય અને પાણી ન મળે તો પાક માટી વડે તયમ્મુમ કરો અને તમારા ચહેરા તથા હાથોને મસળો."

સૂરએ માઈદાની આયતનો પ્રારંભિક હિસ્સો આ પ્રમાણે છે :–

یٰۤاَیُّھَا الَّذِیْنَ اٰمَنُوْۤا اِذَا قُمْتُمْ اِلَی الصَّلٰوۃِ فَاغْسِلُوْا وُجُوْھَکُمْ وَاَیْدِیَکُمْ اِلَی الْمَرَافِقِ وَامْسَحُوْا بِرُءُوْسِکُمْ وَاَرْجُلَکُمْ اِلَی الْکَعْبَیْنِ۔ وَاِنْ کُنْتُمْ جُنُبًا فَاطَّھَّرُوْا۔

"હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે નમાઝના માટે ઉભા થવા ચાહો તો પોતપોતાનાં મોઢાં તથા કોણીઓ સુધી હાથોને ધૂઓ અને પોતપોતાનાં માથાંને મસહ કરો અને પોતપોતાના પગો ઘૂંટીઓ સુધી ઘસો અને જો જુનુબી હોઉ તો ખૂબ સારી રીતે પાક થઈ જાય."

એના પછી એકદમ એવા જ શબ્દો છે જે સૂરએ નિસાઅના છે, કેવળ બાદમાં મોંઢાનો વધારો છે. ઈમામ બુખારીએ સૂરએ નિસાઅની આયતના હેઠળ પણ સંક્ષિપ્તમાં આ હદીષ વર્ણન કરી છે અને સૂરએ માઈદાવાળી આયતની તફસીરમાં પણ એ જ હદીષ વર્ણવી છે, જેનાથી જાહેરી રીતે એ શંકા ઉપજે કે કદાચ ઈમામ બુખારી એને માનનારા છે કે એ બંને આયતોનું શાને નુઝૂલ આ એક જ બનાવ છે. પણ દરેક ઈલ્મવાળા પર જાહેર છે કે બંને આયતોનું શાને નુઝૂલ એક માનવું ખૂબ જ ઉપર ઉપરની વાત છે. જો બંને જગાએ રિવાયતો પર બારિક દષ્ટિ નાખીશું તો સ્પષ્ટ થઈ જશે કે ઈમામ બુખારીએ લગભગ એ સ્પષ્ટતા કરી આપી છે કે એ પ્રસંગે સૂરએ માઈદાની આયત નાઝિલ થઈ છે, એટલા માટે કે સૂરએ નિસાઅમાં કેવળ એ છે : فانزل اللہ التیمم અને સૂરએ માઈદામાં فنزلت یاایھا الذین اٰمنوا اذا قمتم الی الصلوٰۃ فاغسلوا۔۔۔الایۃ. આ એના પર નસ (દલીલ) છે કે એ પ્રસંગે સૂરએ માઈદાની આયત નાઝિલ થઈ.

આ રિવાયતના મુતાબિક ખૂદ હઝરત ઉમ્મુલ મોમિનીન رضی اللہ عنہાનો આ ઈર્શાદ થયો કે આ બનાવમાં સૂરએ માઈદાની આયત નાઝિલ થઈ, તેમજ મુસ્નદે હમીદીમાં પણ એ જ ખુલાસો છે. એટલા માટે પસંદીદા (રાજેહ)

એ જ છે કે આ હદીષમાં આયતે તયમ્મુમથી મુરાદ સૂરએ માઈદાની આયત છે.

તદ્ઉપરાંત અહીં પ્રકરણમાં બુખારીએ જે આયત નકલ ફર્માવી છે એમાં منه (મિન્હૂ) છે એનાથી પણ એ નિર્દેશ થાય છે કે ઈમામ બુખારી એના સ્વીકારનાર છે કે આ હદીષમાં આયતે તયમ્મુમથી મુરાદ સૂરએ માઈદાની આયત છે.

## ★ ત્રીજી શંકા અને તેનું નિવારણ ★

ઈબ્ને અરબીએ કહ્યું કે એ વખતે કઈ આયત નાઝિલ થઈ ? એ એવી શંકા છે જેનો કોઈ હલ નથી. અલ્લાહ ﷻએ મિલ્લતના સ્તંભોને ઈસ્લામ તથા મુસ્લિમો તરફથી જઝાએ ખૈર અતા ફર્માવે, તેમનાં જૂતા ઉપાડનાર (પોતે) અર્ઝ કરે છે કે, અમે દર્શાવી ચૂક્યા કે આ પ્રસંગે સૂરએ માઈદાવાળી આયત નાઝિલ થઈ, એનાથી જાહેર થઈ ગયું કે સહીહ એ છે કે સૂરએ નિસાઅ્વાળી આયત બાદમાં નાઝિલ થઈ, એટલા માટે કે સૂરએ નિસાઅ્ની આયત જો પહેલાં નાઝિલ થઈ ચૂકી હોત તો એ સમયે લોકોએ પરેશાન થવાની કોઈ જરૂરત ન હતી, તયમ્મુમ કરીને નમાઝ પઢી લેત ! શા માટે પરેશાન થતા ?! રહી ગઈ એ શંકા કે ફરી સૂરએ નિસાઅ્માં તયમ્મુમના ફરીવાર વર્ણનની જરૂરત શું હતી ? આ શંકા તે સમયે નોંધપાત્ર થાત જ્યારે કે કુર્આન મજીદમાં અમુક હુકમો ફરી ફરી વર્ણન ન થાત. કેટલાયે હુકમોમાં ફરી ફરી વર્ણન થયા છે. એ જ પ્રમાણે તયમ્મુમ પણ બે વાર વર્ણન પામ્યું તેમાં શું વાંધો ! એ ઉપરાંત અહીં એક ખાસ ફાયદો પણ મૌજૂદ છે. સૂરએ નિસાઅ્ની આયત પર એકવાર ફરી ધ્યાનપૂર્વક નજર દોડાવો, ઈર્શાદ છે : "હે ઈમાનવાળાઓ ! નશાની હાલતમાં નમાઝની નજીક ન જાવ જ્યાં સુધી જે કહો તેને સમજવા ન લાગો અને ન નાપાકીની હાલતમાં, જ્યાં સુધી ગુસ્લ ન કરી લો.પણ એ કે રસ્તો કાપી રહ્યા હોય." જો આયત અહીં સુધી હોત અને તેના પછી તયમ્મુમનું વર્ણન ન હોત તો બે શંકાઓ થઈ શકતી હતી, એક એ કે કદાચ એણે તયમ્મુમની આયત રદ કરી નાખી, અને બીજી એ કે મુસાફિર પર જનાબતનું ગુસ્લ નથી ! આ બંનેવ શંકાઓના નિવારણ માટે ફરી તયમ્મુમનું વર્ણન કર્યું કે એ ફાયદો થઈ જાય કે તયમ્મુમનો હુકમ હજી પણ એ લોકો માટે બાકી છે જેઓ પાણી પર શક્તિમાન નથી, ચાહે તેમને ગુસ્લની હાજત હોય કે વુઝૂની, ચાહે મુસાફિર હોય કે મુકીમ.

## ★ ઈઝાહુલ બુખારીની ફોગટ ચર્ચા ★

અહીં ફરી એ જ કહેવું પડયું કે ઈઝાહુલ બુખારીના લેખકે પોતાના જી હુઝૂરીયાઓ પર છાપ પાડવા માટે આ શંકા પર પણ ટીકા ટીપ્પણ કરી છે કે જો એ માની લેવામાં આવે કે સૂરએ નિસાઅ્ની આયત પહેલાં નાઝિલ થઈ અને સૂરએ માઈદાની બાદમાં તો સહાબા હઝરાતની પરેશાનીનો સબબ એ થઈ શકતી હતી, કે સૂરએ નિસાઅની આયતમાં જનાબતના ગુસ્લનો મસ્અલો સ્પષ્ટપણે નથી. આ આયતે કરીમામાં એ ખુલાસો નથી કે જનાબતની સ્થિતિમાં પણ તયમ્મુમ કરી શકાય છે, બલ્કે એક જાતનો વહેમ જ પેદા થાય છે કે જુનુબીને ગમે તે સ્થિતિમાં ગુસ્લની જ જરૂરત છે. وَلَا جُنُبًا اِلَّا عَابِرِىْ سَبِيْلٍ حَتّٰى تَغْتَسِلُوْا એનાથી શંકા થાય છે કે મુસાફિરના સિવાય જનાબતની હાલતમાં ગુસ્લ વિના નમાઝની નજીક જવાની ઈજાઝત નથી. حَتّٰى تَغْتَسِلُوْاથી જાણવા મળે છે કે ગુસ્લ જરૂરી છે, કેવળ મુસાફિર એમાં અપવાદ છે. ભાગ–૧૨, પેજ–૧૬૩ એના પર ગુઝારિશ એ છે કે જેવી રીતે وَاِنْ كُنْتُمْ مَّرْضٰٓیથી પહેલાં સૂરએ નિસાઅ્માં وَلَا جُنُبًا اِلَّا عَابِرِىْ سَبِيْلٍ حَتّٰى تَغْتَسِلُوْا છે જેનાથી આપના કહ્યાનુસાર એ વહેમ તો થાય છે કે મુસાફિરના સિવાય કોઈ જુનુબીને ગુસ્લ વિના નમાઝ પઢવાની ઈજાઝત નથી,

مَاهِيَ بِاَوَّلِ بَرَكَتِكُمْ يَا اٰلَ اَبِيْ بَكْرٍ قَالَتْ فَبَعَثْنَا الْبَعِيْرَ الَّذِيْ كُنْتُ

*હે આલે અબૂબક્ર ! આ તમારી પ્રથમ બરકત નથી ! આઈશાએ બતાવ્યું, જ્યારે અમે એ ઊંટને ઉઠાડયું જેના*

عَلَيْهِ فَاَصَبْنَا الْعِقْدَ تَحْتَهٗ

*પર હું હતી તો હાર એની નીચેથી મળ્યો."*

*(બુખારી, ૧/૪૮–તયમ્મુમ, બુખારી, ૧/૫૧૮–મનાક઼િબ બાબ ફઝલે અબૂબક્ર, બુખારી, ૨/૨૬૩, તફસીરે સૂરએ માઈદા, બુખારી, ૧/૧૦૧૨, મુસ્લિમ, ૧/૧૬૦–તહારત, નિસાઈ, ૧/૫૯–તહારત, તયમ્મુમ, મુઅત્તા–તહારત, તયમ્મુમ–૨૦)*

એ જ પ્રમાણે સૂરએ માઈદામાં وَاِنْ كُنْتُمْ جُنُبًا فَاطَّهَّرُوْا છે એનાથી આપની મન્તિક (તત્વચિંતન)થી એ શંકા જ નહીં, પણ યક઼ીન હાંસલ થાય છે કે કોઈપણ જુનુબીને ગુસ્લ વિના નમાઝની ઈજાઝત નથી, એટલે સુધી કે મુસાફર હોય તો પણ ! તો હવે કોઈ મને જણાવે કે સૂરએ માઈદાની આયતના નુઝૂલથી ફાયદો શો ? બલ્કે ઉલ્ટુ નુકસાન છે ! એટલા માટે કે તમારા કહ્યાનુસાર સૂરએ નિસાઅ્ની આયતમાં મુસાફર અપવાદ હતો અને સૂરએ માઈદાએ તો એ પણ સાફ કરી આપ્યું. એ યાદ રાખશો કે સૂરએ નિસાઅમાં حَتّٰى تَغْتَسِلُوْا અને સૂરએ માઈદામાં فَاطَّهَّرُوْاના પછી બંને જગાએ શબ્દો એક છે. બીજુ કે જ્યારે તમને એ સ્વીકાર્ય છે કે સૂરએ નિસાઅની આયતથી વુઝૂના બદલામાં તયમ્મુમ તથા મુસાફરના માટે ગુસ્લના બદલામાં તયમ્મુમ સાબિત છે. તો સહાબાએ કિરામની પરેશાનીનો સબબ શું હતો ? તો સૌ હઝરાત સફરમાં જ તો હતા ! જો ધારો કે કોઈના પર ગુસ્લ વાજિબ હતું તો પણ તયમ્મુ કરી લેત. ત્રીજુ એ કે તમને તમારા ઉસ્તાદોએ જણાવ્યું જ નથી કે وَاِنْ كُنْتُمْ مَّرْضٰىથી લઈને وَلَمْ تَجِدُوْا مَاءً સુધી જે કાંઈ વર્ણન થયેલ છે એનાથી પણ એ સાબિત છે કે વુઝૂના બદલામાં પણ તયમ્મુમ પૂરતુ તથા ગુસ્લના બદલામાં પણ પૂરતુ છે. એ તો ગુસ્તાખી થશે કે જો હું કહી દઉં કે આપના ઉસ્તાદો એ જાણતા ન હતા ! પણ એટલું જરૂર કહીશ કે જો તે જાણતા હતા અને ન બતાવ્યું તો આપની સાથે કંજૂસીથી કામ લીધું ! હવે તમો અમારાથી સાંભળો ! لٰمَسْتُمُ النِّسَاءَથી મુરાદ સંભોગ છે જેની વિગતે ચર્ચા વર્ણન થઈ ચૂકી અને એનું સંબોધન મુસાફિરની સાથે સાથે મુક઼ામને પણ છે, તદ્ ઉપરાંત مَرْضٰى اَوْعَلٰى سَفَرٍ જુનુબી તથા હદ્‌ષવાળા બંને માટે આમ (સામાન્ય) છે ચાહે તે મુસાફિર હોય કે મુક઼ીમ. એટલા માટે આ ફાયદામાં બંને આયતો જોડાયેલી છે કે મુહદ્‌ષ (હદષવાળા)ની જેમ જુનુબીને પણ પાણી પર શક્તિ ન હોવાની હાલતમાં તયમ્મુમ પૂરતુ છે તે મુસાફિર હોય કે મુક઼ીમ. પણ શૈખુલ હદીષીનો ભરમ કાયમ રાખવાના માટે વિના જરૂરતે શંકા ઉભી કરીને નિરર્થક ચર્ચાથી ભપકો પાડવો જરૂરી છે !

## ★ ચોથી શંકા અને તેનું નિવારણ ★

ઈલ્મે ગયબના મુન્કિરો આ બનાવથી એવી દલીલ લાવે છે કે હુઝૂરે અક઼દસ ﷺને ઈલ્મે ગયબ ન હતો, જો ઈલ્મ ગયબ હોત તો હારને શોધવાના માટે એવી જગાએ રોકાણ કરીને ખૂદ પણ પરેશાન ન થાત અને સહાબાએ કિરામને પણ પરેશાન ન કરત.

જવાબ એ છે કે અમે હદીષે જિબ્રઈલમાં જણાવી ચૂક્યા છીએ કે કુર્આનના નુઝૂલની પરિપૂર્ણતા પહેલાં સંપૂર્ણ મા કાન વમા યકૂન (ભૂત, વર્તમાન, ભાવિ)નું ઈલ્મ ન હતું, جميع ماكان ومايكون સમગ્ર ભૂત, વર્તમાન, ભાવિનું ઈલ્મ કુર્આનના નુઝૂલની પરિપૂર્ણતા સાથે છે. કુર્આનના નુઝૂલની પરિપૂર્ણતાથી પહેલાં ક઼દરે મુઅતદબિહ (જરૂરત પૂરતો) ઈલ્મે ગયબ હતો, બે–ચાર વાતોનું જાણવું ક઼દરે મુઅતદબિહ (જરૂરત પૂરતો) જાણવાની વિરુદ્ધ નથી. જેમ કે મુજતહિદ ઈમામોએ અમુક મસાઈલના બારામાં ફર્માવ્યું કે, "અમે નથી જાણતા !" તો એ અમુક

મસાઈલનું ન જાણવું તેમના ઈમામ બલ્કે ઈમામોના ઈમામ હોવામાં રૂકાવટ નથી. એ રીતે જો ધારો કે ગલત રીતે એ માની લેવામાં આવે કે હુઝૂરે અક્દસ ﷺને એ ખબર ન હતી કે હાર ક્યાં છે તો એ એના વિરુદ્ધ નથી કે હુઝૂર અક્દસ ﷺ ઈલ્મે ગયબ જાણતા હતા, એ જ રીતે એ કહેવું જ ગલત છે કે હુઝૂરે અક્દસ ﷺને માલૂમ ન હતું કે હાર ક્યાં છે. હું કહું છું કે હુઝૂર ﷺને ખૂબ સારી પેઠે માલૂમ હતું કે હાર ક્યાં છે, પણ બતાવ્યું શા માટે નહીં અને ત્યાં રોકાણ શાથી કર્યું ? તે એટલા માટે કે હુઝૂરે અક્દસ ﷺને માલૂમ હતું કે તયમ્મુમનો હુકમ અહીં જ નાઝિલ થશે જેમાં મારી ઉમ્મતના માટે આસાની છે.

વાંચકો વિચાર કરે, એ હાર હઝરત ઉમ્મુલ મોમિનીનનો પોતાનો ન હતો પણ તેમનાં બહેન હઝરત અસ્મા رضی اللہ عنہاનો હતો, તેમની પાસેથી માંગીને લાવ્યાં હતાં. જેમ કે એ જ બુખારીમાં એક હદીષ પછી છે : **انها استعارت من اسماء قلادة** હઝરત ઉમ્મુલ મોમિનીન رضی اللہ عنہا હઝરત અસ્માથી હાર માંગીને લાવ્યાં હતાં. અરબના રેતાળ વિસ્તારમાં એ હાર તૂટીને પડી ગયો છે, તે પણ રાતના સમયે, તે એક લશ્કરના સાથે પડવાના કારણે ઊંટોના પગો એના પર પડવાનો અંદેશો છે જેનાથી જમીનમાં ધસીને ગાયબ થઈ શકે છે. પોતાની ચીજને ગુમ થવાનો એટલો ગમ નથી હોતો જેટલો માંગીને લીધેલી ચીજનો ગમ હોય છે. જેની ચીજ હોય તે કાંઈ પણ વિચારી શકે છે. એ સર્વનું હુઝૂરે અક્દસ ﷺના દિલ મુબારક પર ખાસ અસર હોવું જરૂરી હતું, પણ રિવાયતના શબ્દો જુઓ કે, "હુઝૂરે અક્દસ ﷺ ઈત્મિનાન સાથે મીઠી નીંદ સૂઈ રહ્યા છે." હઝરત સિદ્દીકે અકબર હઝરત ઉમ્મુલ મોમિનીનને શું શું કહે છે, પણ હુઝૂરે અક્દસ ﷺની ઊંઘમાં ખલેલ નથી પડતી, એ દલીલ છે કે હુઝૂરે અક્દસ ﷺ હારની પ્રતિ સંતૃષ્ઠ હતા. જાણ હતી કે હાર ખૂદ હઝરત આઈશાના ઊંટની નીચે હિફાઝતપૂર્વક રાખેલો છે, ક્યાંય ગાયબ નથી થયો. એટલા માટે પૂરા સુકૂનની સાથે ગાઢ ઊંઘમાં સૂતેલા રહ્યા અને કેમ કે એ ખબર હતી કે, "આયતે તયમ્મુમ અહીં જ નાઝિલ થશે, એટલા માટે રોકાણ કરી લીધું. વિચાર કરો કે આ બનાવથી તો ઈલ્મે ગયબ સાબિત થાય છે ! પણ શું થાય ?

*"હૂનર બચશ્મે અદાવત બુઝુરુગતર ઐબ અસ્ત"* (**અર્થ** : વિરોધીની કળાને દુશ્મનીની નિગાહે જુઓ તો પણ ઘણો મોટો અયબ જણાય છે.)

**મસ્અલા** : (૧) શાદીશુદા છોકરીની ફરિયાદ તેના પિતાને કરવી જાઈઝ છે ભલે તેણી પોતાના પતિના ઘરે રહેતી હોય. (૨) એવી છોકરીને પણ બાપ ચેતવણી તથા ધમકાવી શકે છે એ પ્રમાણે પુત્રને પણ. (૩) પુત્રી પોતાના પતિની સાથે જે ઘરમાં હોય તેમાં બાપ જઈ શકે છે, શર્ત એ કે પતિ પત્ની બંનેવ રાજી હોય. (૪) સહીહ મઝહબ એ છે કે તહજ્જુદની નમાઝ હુઝૂરે અક્દસ ﷺ પર ફર્ઝ હતી. એ જ જમહૂરનો પણ મઝહબ છે. તેમની દલીલ આ ઈર્શાદે રબ્બાની છે : **وَمِنَ الَّيْلِ فَتَهَجَّدْ بِهٖ نَافِلَةً لَّكَ** "રાતમાં સૂઈને ઉઠયા બાદ નમાઝ પઢો, ખાસ તમારા માટે આ વિશેષ છે."

**تَهَجَّدْ (તહજ્જદ)** : એ અમ્રનો સેગો છે જે વાજિબ માટે છે. આ હદીષથી સાબિત થયું કે સફરની હાલતમાં હુઝૂર પર તહજ્જુદ ફર્ઝ હતી. (૫) એનાથી જાણવા મળ્યું કે હઝરત સિદ્દીકા رضی اللہ عنہاના દિલમાં હુઝૂરે અક્દસ ﷺનો કેટલો એહતેરામ હતો, કેટલી મહોબ્બત હતી કે ગોદા ખાવા છતાં જરા સરખી હરકત ન કરી કે જેથી હુઝૂર ﷺની ઊંઘમાં ખલેલ પડે. (૬) બારગાહે ઉલૂહિયતમાં હઝરત સિદ્દીકા رضی اللہ عنہاની મહાનતા માલૂમ થઈ કે અલ્લાહ ﷻએ આટલી મહાન નેઅમત તેમના ઝરીયાથી અતા કરી. અને હઝરત અસીદ ઈબ્ને હુઝૈર رضی اللہ عنہના કથનાનુસાર આવી બરકતો તેમના થકી વારંવાર હાંસલ થઈ. (૭) એ હારની કિંમત બાર દિરહમ હતી, પણ તેની તલાશના માટે પૂરું લશ્કર રોકવામાં આવ્યું, તો જણાયું કે મામૂલી સરખી પણ કોઈ ચીજ વેડફાવા દેવી જોઈએ નહીં. (૮) સફરમાં જો સાથીઓનો કોઈ સામાન ગુમ થઈ જાય તો તેની તલાશ અન્ય સાથીઓએ પણ કરવી જોઈએ, કોઈ તકલીફ પહોંચે તો તેને દૂર કરવા માટે કોશિશ કરવી જોઈએ, ભલે પછી તેના માટે રોકાવું પડે. (૯) સ્ત્રી માંગેલું ઘરેણુ પહેરી શકે છે અને માલિકની રજા પછી સફર પણ કરી શકે છે.

## حديث اعطيت خمسا (٢٣٦)

**[હદીષ : ૨૩૬] "પહેલી ઉમ્મતો માટે તયમ્મુમ ન હતું"**

اَخْبَرَنَا جَابِرُ بْنُ عَبْدِ اللّٰهِ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُمَا اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰهُ

*"હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ رضی اللہ عنہما એ અમને ખબર આપી કે નબી કરીમ صلی اللہ علیہ وسلم એ*

تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ قَالَ، اُعْطِیْتُ خَمْسًا لَمْ یُعْطَهُنَّ اَحَدٌ قَبْلِیْ، نُصِرْتُ

*ફર્માવ્યું, મને પાંચ ચીજો એવી અતા કરવામાં આવી જે મારાથી પહેલાં કોઈને નથી આપવામાં આવી. એક*

بِالرُّعْبِ مَسِیْرَةَ شَهْرٍ وَجُعِلَتْ لِیَ الْاَرْضُ مَسْجِدًا وَّطَهُوْرًا فَاَیُّمَا

*મહિનાના અંતર સુધી મારા વિરોધીઓના દિલમાં મારો રૂઆબ નાખીને મારી મદદ કરવામાં આવી, મારા*

**સમજૂતી : ૨૩૬**

અહીં પાંચની સંખ્યા વર્ણન થયેલી છે. મુસ્લિમમાં છનો અને તફસીલમાં **اعطیت الشفاعة** નથી પણ બે અધિક આ પ્રમાણે છે : **اعطی بجوامع الکلم ۔ وختم بی النبیون** મુસ્લિમમાં જ હઝરત હુઝૈફાની હદીષમાં આ પ્રમાણે છે : **فضلنا علی الناس بثلٰث۔ جعلت صفوفنا کصفوف۔ الملائکه وجعلت لنا الارض الیٰ اٰخره** નિસાઈમાં આટલુ અધિક છે : **واوتیت هؤلاء الاٰیات الاخر سورة البقره من کنز تحت العرش** અને અબૂ દાઊદમાં છે : **واوتیت الکوثر** બુખારી, મુસ્લિમ, નિસાઈમાં છે : **واوتیت بمفاتیح خزائن الارض** અને મુસ્નદે ઈમામ અહમદમાં આ પ્રમાણે વધારો છે :–

**واعطیت بمفاتیح الارض وسمیت احمد وجعل لی التراب طهورا وجعلت امتی خیر الامم** "આ પ્રમાણે બાર ખૂબીઓ થઈ. પણ એમાં પણ સીમા નથી. અબૂ સઈદ નીશાપૂરીએ પોતાની કિતાબ "શરફુલ મુસ્તફા"માં સાઈઠ ખૂબીઓ ગણાવી, પણ સાઈઠમાં પણ સીમા નથી આવી જતી ! જે વધુ વિગતવાર જોવા ચાહે તે ખાતિમુલ હુફ્ફાઝ અલ્લામા જલાલુદ્દીન સિયૂતી رحمۃ اللہ علیہની કિતાબ "ખસાઈસે કુબ્રા"નો અભ્યાસ કરે. સહીહ મઝહબ તથા સંશોધનપૂર્ણ એ છે કે સંખ્યા રજૂ કરવું દલીલ નથી એટલા માટે કે ત્રણ અથવા પાંચ અથવા છની સંખ્યા રજૂ કરવાનો મતલબ એ નથી કે એનાથી વિશેષ ખૂબીઓ નથી, બલ્કે સમય સંજોગના આધારે જેટલાની જરૂરત જાણી તેને વર્ણન કરવામાં આવી. મુસ્નદે ઈમામ અહમદમાં અમ્ર બિન શોએબ **عن ابیه عن جده**ની હદીષમાં છે કે હુઝૂરે ગઝવએ તબૂકના વરસે એવું ફર્માવ્યું હતું.

**لم یعطهن احد (લમ્ યુઅ્તહુન્ન અહદુન)** : દાઊદી તથા અમુક અન્ય લોકોએ એનો મતલબ એ બતાવ્યો કે મુરાદ એ છે કે એ પાંચેવ સંયુક્તપણે કોઈને નથી મળી. એમાંથી અમુકને અમુક અંબિયાને આપવામાં આવી. દા.ત. નૂહ علیہ السلام સર્વ પૃથ્વીવાસીઓ માટે રસૂલ હતા, તોફાન પહેલાં પણ અને તોફાન પછી પણ. તોફાન પહેલાં એ રીતે કે તોફાન પૂરી દુનિયાના કાફિરો પર આવ્યું. અલ્લાહ તઆલા ફર્માવે છે : **مَا کُنَّا مُعَذِّبِیْنَ حَتّٰی نَبْعَثَ رَسُوْلًا** "અમે કોઈના પર અઝાબ નથી કરતા જ્યાં સુધી રસૂલ ન મોકલી લઈએ." *(બની ઈસ્રાઈલ)*

رَجُلٍ مِنْ اُمَّتِیْ اَدْرَکَتْهُ الصَّلٰوةُ فَلْیُصَلِّ وَاُحِلَّتْ لِیَ الْمَغَانِمُ

*માટે પૂરી જમીન નમાઝની જગા અને પાક કરવાવાળી બનાવવામાં આવી, મારી ઉમ્મતના જે શખ્સ પર જ્યાં*

وَلَمْ تَحِلَّ لِاَحَدٍ قَبْلِیْ وَاُعْطِیْتُ الشَّفَاعَةَ۔ وَکَانَ النَّبِیُّ یُبْعَثُ اِلٰی

*પણ નમાઝનો સમય આવી જાય ત્યાં નમાઝ પઢી લે, મારા માટે ગનીમતના માલો હલાલ કરી દેવામાં આવ્યા*

قَوْمِهٖ خَاصَّةً وَّبُعِثْتُ اِلَی النَّاسِ عَامَّةً۔ ع

*જે મારા પહેલાં કોઈના માટે હલાલ ન હતા. અને મને શફાઅતે કુબરા અતા કરવામાં આવી. અને પહેલાં નબીને ખાસ તેમની કૌમની તરફ મોકલવામાં આવતા હતા અને હું તમામ લોકોની તરફ મોકલવામાં આવ્યો છું."*

*(બુખારી, ૧/૪૮–તયમ્મુમ, ૧/૬૨ સલાત, મુસ્લિમ, ૧/૧૯૯–મસાજિદ, તિર્મિઝી, ૧/૧૮૮, નિસાઈ, ૧/૭૩, ૭૪, ગુસ્લ, તયમ્મુમ)*

અને હઝરત નૂહ علیہ السلامના જમાનામાં ક્યાંય અન્ય કોઈ નબીની બઅષત નથી થઈ. (નથી મોકલ્યા). તો સાબિત છે કે પૂરી પૃથ્વીના માનવોની તરફ મોકલ્યા હતા. તુફાન પછી તો સર્વ કાફિરો નાશ પામ્યા, કેવળ ૮૦ વ્યક્તિઓ જેઓ મોમિન હતી તે બચી જેઓ સૌ હઝરત નૂહ علیہ السلامની કૌમની હતી. એ ઉપરાંત શફાઅતની હદીષમાં છે કે મેહશરવાળાઓ હઝરત નૂહને અર્ઝ કરશે : **اَنْتَ اَوَّلُ رَسولٍ الی اهل الارض** એ જ પ્રમાણે હઝરત ઈસા علیہ السلامના બારામાં છે કે તે સફરમાં રહેતા હતા, જ્યાં નમાઝનો સમય થઈ જતો ત્યાં નમાઝ પઢી લેતા.

પણ સહીહ એ છે કે એમાંથી કોઈ એક ફઝીલત કોઈને અતા થઈ નથી. હઝરત નૂહ علیہ السلامની રિસાલતના બારામાં કુર્આનની નસ (દલીલ) છે કે ફર્માવ્યું : **وَلَقَدْ اَرْسَلْنَا نُوحًا اِلٰی قَوْمِهٖ** "અમે નૂહને તેમની કૌમની તરફ મોકલ્યા." *(હૂદ)*

રહ્યું પૂરી દુનિયા પર અઝાબ આવવું, તો શક્ય છે એ કારણે હોય કે અન્ય કૌમની તરફ અન્ય અંબિયા પણ મોકલવામાં આવ્યા હોય અને તેમની કૌમોએ અંબિયાને જૂઠલાવ્યા હોય. જ્ઞાનમાં ન હોવું એ જ્ઞાનના અનઅસ્તિત્વની દલીલ નથી. અને મેહશરવાળાઓની વિનંતિનો સાર એ છે કે આપ પહેલાં તે રસૂલ છે જે પૃથ્વીવાસીઓની તરફ મોકલવામાં આવ્યા છે, એવું નથી કે સર્વ પૃથ્વીવાસીઓની તરફ મોકલવામાં આવ્યા. તેમની કૌમ પણ તો પૃથ્વીવાસી જ છે. રહી ગયો તુફાન પછીનો મામલો તો એનો જવાબ એ છે કે હઝરત નૂહ علیہ السلامની અસલ બઅષત (મોકલવું) તો તેમની કૌમની તરફ જ હતી, એ આકસ્મિક છે કે તુફાનમાં બાકીની કૌમો પણ ડૂબી ગઈ અને કેવળ તેમની કૌમના ૮૦ શખ્સો બચ્યા.

એક જવાબ એ પણ થઈ શકે છે કે હઝરત નૂહ علیہ السلامના જમાનમાં કેવળ તેમની જ કૌમ મૌજૂદ રહી હોય, અન્ય કૌમ ન રહી હોય, જેથી અસલ બઅષત (આગમન) તેમની કૌમની તરફ થઈ. એ આકસ્મિક બનાવ છે કે માનવો તેમની કૌમ પૂરતા જ સીમિત હતા. રહી ગઈ એ વાત કે હઝરત ઈસા علیہ السلامને ઈજાઝત હતી કે તે જ્યાં ચાહે નમાઝ પઢી લે, એ પણ વાંધાજનક નથી, એટલા માટે કે આ બારામાં વિશિષ્ટતા બે ચીજોનું સંગમ છે, એક પૂરી જમીનનું મસ્જિદ હોવું, બીજું જમીનનું પાક કરનાર હોવું. હઝરત ઈસા علیہ السلامના માટે જમીનના દરેક હિસ્સામાં નમાઝ પઢવાની રજા હતી પણ તેમના માટે જમીન પાક કરનાર ન બનાવવામાં આવી હતી.

**نصرت بالرعب (નુસ્રત બિર્રુઅબ)** : સાઈબ ઈબ્ને યઝીદ رضی اللہ عنہની એક હદીષમાં આ ખુલાસો છે : **نصرت بالرعب نصرت بالرعب شهراً امامی وشهراً خلفی** એક મહિનાના અંતર પર મારી આગળ અને એક

મહિનાના અંતરે મારી પાછળ. હઝરત અબૂ અમામા બાહલી رضی اللہ عنہની હદીષમાં છે : يقذف فى قلوب اعدائى આ રૂઆબ મારા દુશ્મનોના દિલમાં નાખવામાં આવે છે. શરહકર્તાઓએ ફર્માવ્યું : કે એક મહિનાનું ખાસ કરવું એ આધારે છે કે મદીના પાક અને હુઝૂરે અક્દસ ﷺના તે સમયના દુશ્મનો લગભગ એક મહિનાની દૂરી પર હતા. એનો ફાયદો એ મળ્યો કે شهرًاની કૈદ ઈહતેરાઝી નથી પણ ખરેખર છે. એટલા માટે એક મહિનાની દૂરી ખાસ નિશ્ચિત નથી, બલ્કે આશય એ છે કે મારો રૂઆબ દરેક દુશ્મનના દિલમાં છે ચાહે તે ગમે એટલો દૂર હોય.

**احلت لى الغنائم (ઉહિલ્લત લિલ્ ગ઼નાઈમ)** : 'ગનાઈમ' ગનીમતનું બહુવચન છે. કશ્મહીનની રિવાયતમાં 'મગ઼ાનિમ' છે એ 'મગ્નમ'નું બહુવચન છે, બંનેનો અર્થ એક જ છે, એટલે કે કોઈ ચીજ મફતમાં પામવું. શરીઅતમાં ગનીમત એ માલને કહે છે કે જે લડાઈમાં કાફિરોથી કહેર તથા ગલ્બા રૂપે લેવામાં આવે છે. પાછલા અંબિયાએ કિરામમાં કેટલાક એવા હતા જેમને લડાઈની ઈજાઝત ન હતી, કેટલાક એવા હતા જેમને લડાઈની ઈજાઝત હતી પણ તેમના માટે માલે ગનીમત હલાલ ન હતો. આસ્માનથી આગ આવતી અને તેને જલાવી દેતી.

**اعطيت الشفاعة (ઉઅ્તીતુશશફાઅત)** : 'શફાઅત'નો શાબ્દિક અર્થ દુઆ છે અને આમ બોલીમાં કોઈ ગૈરથી કોઈ ગૈરની હાજતનો સવાલ કરવો. الشفاعة પર અલિફ–લામ અહદનો છે એનાથી મુરાદ શફાઅતે ઉઝમા છે. મુરાદ એ છે કે ક઼યામતના મેદાનમાં જ્યારે કોઈ કોઈનું નહીં થાય અને "નફ્સી નફ્સી"નો આલમ હશે, તે દિવસની કઠણાઈથી દરેક શખ્સ જાનથી આજિઝ હશે તેવા સમયે કઠણાઈઓમાં ઘટાડો કરાવવો અને હિસાબ કિતાબ શરૂ કરાવવો મુરાદ છે. આ તે શફાઅત છે જે દરેક વ્યક્તિ માટે થશે, ચાહે તે મોમિન હોય કે કાફિર, નબી હોય કે વલી, આ શફાઅતે કુબરાના ઉપરાંત અન્ય પણ ખાસ શફાઅતોના પ્રકારો છે જે હુઝૂરે અક્દસ ﷺની સાથે ખાસ છે, જે પ્રથમ ભાગમાં વર્ણન થઈ ચૂકી છે. ક઼યામતના દિવસે હુઝૂરે અક્દસ ﷺની શફાઅતની વિશિષ્ટતા એ છે કે જેના બારામાં પણ શફાઅત કરશે તે જરૂર ક઼બૂલ થશે. જેમ કે હદીષે શફાઅતમાં છે કે અલ્લાહ ﷻ ફર્માવશે : قل تسمع سل تعطه۔اشفع تشفع "કહો ! તમારી વાત સાંભળવામાં આવશે ! સવાલ કરો ! આપવામાં આવશે ! શફાઅત કરો ! તમારો શફાઅત સ્વીકારવામાં આવશે !"

**بعثت الى الناس عامة (વબુઈષ્તુ ઈલન્નાસિ આમ્મહ્)** : "બઅ્ષતે આમ્મા"નો મતલબ એ છે કે હુઝૂરે અક્દસ ﷺની નબુવ્વત તથા રિસાલત આગલા અંબિયાએ કિરામની જેમ ક઼ૌમ, વસ્તી દેશ કે સમય સાથે ખાસ નથી, હુઝૂર ﷺની નબુવ્વત તથા રિસાલત સર્વ જહાનના માટે છે જે હયાતે જાહેરીના સમયે દુનિયામાં મૌજૂદ હતા એમના માટે પણ અને અગાઉવાળાઓના માટે પણ અને ક઼યામત સુધી જેટલા પેદા થશે સૌના માટે છે, ચાહે તે માણસ હોય જિન, ચાહે નબી હોય, રસૂલ હોય કે ફરિશ્તા, બલ્કે અલ્લાહ ﷻના સિવાય સર્વ મૌજૂદાતના માટે છે. કુર્આન મજીદમાં છે : تَبٰرَكَ الَّذِىْ نَزَّلَ الْفُرْقَانَ عَلٰى عَبْدِهٖ لِيَكُوْنَ لِلْعٰلَمِيْنَ نَذِيْرًا "બરકતવાળી છે તે જાત જેણે પોતાના (મહબૂબ) બંદા પર ફુર્કાન ઉતાર્યું જેથી તે સર્વ જહાનને ડરાવે."

**فايمارجل ادركته الصلوٰة (ફઐયુમા રજુલિન્ અદ્ રકતહુસ્સલાત)** : જેને જ્યાં નમાઝનો સમય મળે પઢી લે, એનાથી સાબિત થયું કે જમીન તથા જમીનની જાતિ જે ચીજ હોય એનાથી તયમ્મુમ જાઈઝ છે. એટલા માટે કે હદીષનો આ ટુકડો પહેલી વાતો પર ખુલાસો છે. એટલે જ્યારે પૂરી જમીન નમાઝની જગા બનાવી દેવામાં આવી અને પૂરી જમીન પાક કરી દેવાવાળી કરી દેવામાં આવી તો તમે જ્યાં હોઉ ત્યાં નમાઝ પઢો, પાણી ન મળે તો જમીન તો છે, તયમ્મુમ કરીને નમાઝ પઢો. જમીનનો ઘણો હિસ્સો એવો છે જ્યાં માટી નહીં કેવળ પથ્થર છે, જો તયમ્મુમને માટી સાથે ખાસ કરી દેવામાં આવે તો એ ખુલાસો દુરુસ્ત ન થશે, એની સ્પષ્ટતા માટે જરૂરી છે કે એવું માનો કે જો તમે કોઈ એવી જગાએ હોઉ જ્યાં માટી ન હોય અને કેવળ પથ્થર જ હોય તો પથ્થર પર જ તયમ્મુમ કરી લો, એટલા માટે કે એ પણ જમીનની જ જાતિમાંથી છે. જ્યારે પથ્થર પર

**[હદીષ : ૨૩૭] "જ્યારે કોઈ પાણી અથવા માટી ન પામે તો શું કરે ?"**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهَا اَنَّهَا اسْتَعَارَتْ مِنْ اَسْمَاءَ قِلَادَةً

"ઉમ્મુલ મોમિનીન હઝરત આઈશા رضی اللہ عنہاથી રિવાયત છે કે તેમણે પોતાનાં બહેન હઝરત અસ્માથી એક

فَهَلَكَتْ فَبَعَثَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ رَجُلًا فَوَجَدَهَا

હાર માંગી લીધો હતો તે ગાયબ થઈ ગયો તો રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلمએ એક સાહબને તલાશ કરવા માટે મોકલ્યા.

فَاَدْرَكَتْهُمُ الصَّلٰوةُ وَلَیْسَ مَعَهُمْ مَاءٌ فَصَلَّوْا فَشَكَوْا ذٰلِكَ اِلٰی رَسُوْلِ اللّٰهِ

હાર તો તેમને મળી ગયો પણ એ જ અરસામાં નમાઝનો સમય આવી ગયો. લોકો જોડે પાણી ન હતું તો

صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ فَاَنْزَلَ اللّٰهُ اٰیَةَ التَّیَمُّمِ فَقَالَ اُسَیْدُ بْنُ

વિના વુઝૂએ નમાઝ પઢી લીધી. લોકોએ રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلمથી શિકાયત કરી. ત્યારબાદ તયમ્મુમની આયત

તયમ્મુમ એટલા માટે જાઈઝ છે કે જમીનની જાતિમાંથી છે તો તે સર્વ ચીજોથી જાઈઝ છે જે જમીનની જાતિમાંથી હશે. દરેક તે ચીજ જે આગથી સળગીને રાખ ન થતી હોય, ન તેની અસરથી ઓગળતી હોય ન નરમ થતી હોય તે જમીનની જાતિમાંથી છે, જેમ કે રેતી, ચૂનો, સૂરમો, હળતાલ, મર્દાસંગ, ગેરૂ, દરેક જાતના પથ્થર જેવા કે ઝબરજદ, ફીરોઝા, અક઼ીક ઝુમર્રદ વગેરે.

## સમજૂતી : ૨૩૭

**ઉસૈદ બિન હુઝૈર** رضی اللہ عنہ : અવસની મશ્હૂર શાખ બની અબ્દુલ અશ્હલના ચશ્મો ચિરાગ હતા. ખાનદાની રઈસ હતા. હુઝૂરે અક઼દસ صلی اللہ علیہ وسلمના મદીના શરીફ તશરીફ લાવ્યા ને થોડાક સમય પહેલાં અન્સારના બંનેવ ક઼બીલા અવસ, ખઝરજમાં એક અંતિમ ઘણી જ ખતરનાક લડાઈ થઈ હતી જે બુગાષના નામથી મશ્હૂર છે. એમાં તેમના વાલિદ હુઝૈર તથા તેના રઈસ હતા. ઉકબાએ અવલા પછી હઝરત મુસ્અબ બિન ઉમૈર رضی اللہ عنہ મદીના પાક ઈસ્લામની તબ્લીગના માટે જ્યારે તશરીફ લાવ્યા તો તેમના હાથ પર ઈસ્લામથી મુશર્રફ થયા. તેમની સાથે બીજા ઉકબામાં શરીક થયા અને હુઝૂરે અક઼દસ صلی اللہ علیہ وسلمના હાથ પર બયઅત કરી. હુઝૂરે અક઼દસ صلی اللہ علیہ وسلمએ જે બાર નક઼બાઅ્ને પસંદ કર્યા હતા એમનામાં એક આ પણ હતા. આપ હઝરત સઅદ ઈબ્ને મઆઝ رضی اللہ عنہથી પણ પહેલાં ઈસ્લામથી માલામાલ થયા. એ ખૂબ જ આક઼િલ તથા ફહીમ, સાહિબુર્રાય બુઝુર્ગ હતા અને હુઝૂરે અક઼દસ صلی اللہ علیہ وسلمના સાચા જાંનિષાર હતા. ઈફકના ઢાંચા પર જ્યારે હુઝૂરે અક઼દસ صلی اللہ علیہ وسلمએ હઝરત ઉમ્મુલ મોમિનીનની પાકદામની બયાન કર્યા બાદ એવું ફર્માવ્યું કે આના બારામાં કોણ મારી મદદ કરે છે ? અને હઝરત સઅદ બિન મઆઝ رضی اللہ عنہએ અર્ઝ કરી, હું હુઝૂરની મદદ કરીશ ! જો એ આક્ષેપ કરનાર મારા ક઼બીલા અવસનો છે તો તેની ગરદન હું ઉડાવી દઈશ ! અને જો અમારા ભાઈ ખઝરજનો છે તો આપ હુકમ આપો, આજ્ઞાનું પાલન કરીશ. એના પર હઝરત સઅદ બિન ઓબાદા એ કહી દીધું, હે અલ્લાહના દુશ્મન ! તેં જૂઠુ કહ્યું ! ન તું એને ક઼ત્લ કરીશ અને ન ક઼ત્લ કરી શકે છે ! એને સાંભળીને હઝરત ઉસૈદ બિન

حُضَيْرٍ لِعَائِشَةَ جَزَاكِ اللّٰهُ خَيْرًا فَوَاللّٰهِ مَا نَزَلَ بِكَ أَمْرٌ تَكْرَهِيْنَهُ

*નાઝિલ થઈ. એના પર ઉસૈદ બિન હુઝૈરે હઝરત આઈશા رضی اللہ عنہا ને કહ્યું, આપને અલ્લાહ ﷻ બેહતરીન*

إِلَّا جَعَلَ اللّٰهُ ذٰلِكِ لَكِ وَلِلْمُسْلِمِيْنَ فِيْهِ خَيْرًا ء

*જઝા આપે, ખુદાની કસમ ! જ્યારે પણ આપની સાથે કોઈ આકસ્મિક બનાવ બને છે તો અલ્લાહ ﷻ એમાં આપના માટે અને મુસલમાનો માટે ભલાઈ કરી આપે છે."*

*(બુખારી, ૧/૪૮–તયમ્મુમ, ૨/૬૫૯, ૨/૮૭૪, ૨/૭૭૬, નિકાહ, ૧/૫૩૨, ફઝાઈલે અસ્હાબુન્નબી ﷺ, મુસ્લિમ, ૧/૧૬૦–હૈઝ, અબૂ દાઊદ, ૧/૪૫, તયમ્મુમ, નિસાઈ, ૧/૬, તહારત, ઈબ્ને માજહ–તહારત, ૪૨, દારમી–વુઝૂ, ૬૬, મુસ્નદે ઈમામ અહમદ)*

હુઝૈરથી કાબૂ ન રાખી શકાયો, તેમણે કહયું, "તમે જૂઠુ કહયું ! ખુદાની કસમ ! હું તેને જરૂર કત્લ કરીશ ! તમે મુનાફિક છો અને મુનાફિકોની તરફદારીમાં લડો છો." બદરમાં શરીક થયા કે નહીં એમાં મતભેદ છે પણ ત્યાર બાદ સર્વ જંગોમાં શરીક રહયા. ગઝવાએ ઓહદની તે કયામતએઝ ઘડીઓ જ્યારે કે સૌ નાસભાગમાં હતા. આ ગઝવામાં તેમને આઠ ઝખ્મ લાગ્યા. આ જ ખૂબીઓના કારણે હુઝૂરે અકદસ ﷺએ ફર્માવ્યું, "ઉસૈદ સારો માણસ છે." ઉમ્મુલ મોમિનીન હઝરત સિદ્દીકાએ ફર્માવ્યું, અન્સારમાં ત્રણ એવા બુઝુર્ગ છે જેના ફઝાઈલ તથા કમાલ સુદ્ધાં કોઈ અન્સારી નથી પહોંચ્યો. અને અને ત્રણેવ બની અબ્દ અશહલના વ્યક્તિ છે. સઅદ બિન મઆઝ, ઉસૈદ બિન હુઝૈર અને ઉબાદ બિન બશીરનો હઝરત સિદ્દીકે અકબર رضی اللہ عنہ ઘણો લેહાઝ રાખતા હતા, અને એ જ હાલ ફારૂકે આઝમ رضی اللہ عنہનો પણ હતો. જ્યારે હઝરત ફારૂકે આઝમ رضی اللہ عنہ બયતુલ મુકદસ ફતહ કરવા માટે ગયા તો તેમને પણ સાથે લઈ ગયા.

સ.હિ. ૨૦ ના શાબાનમાં વિસાલ થયો. હઝરત ફારૂકે આ'ઝમે જનાઝાને કાંધો આપ્યો. એમના પર ચાર હજાર દીનાર કરજ હતું જેની અદાયગીના માટે ફારૂકે આઝમે તેમના બાગનાં ફૂલોને વેચી વેચીને ચાર વરસમાં સઘળુ કરજ અદા કરી આપ્યું. આ આગળ વિગતવાર ગુજરેલી હદીષનું ટૂંકુ રૂપ છે પણ એમાં બે વાતો અધિક છે. એક એ કે જે હાર ગાયબ થયો હતો તે હઝરત અસ્મા رضی اللہ عنہاનો હતો. બીજુ એ કે હુઝૂરે અકદસ ﷺ એ હાર તલાશ કરવા માટે કેટલાક લોકોને નિયુક્ત કર્યા હતા. એટલા માટે અમે એને અલગ વર્ણન કર્યું.

**પ્રકરણનો ખુલાસો** : આ હદીષ પર ઈમામ બુખારીએ પ્રકરણ રચ્યું છે. જ્યારે કોઈ પાણી તથા માટી ન પામે એવી વ્યક્તિને ફાકિદુત્તહૂરૈન કહે છે, એ વ્યક્તિ શું કરે ? વુઝૂ અને તયમ્મુમ વિના નમાઝ પઢે કે ન પઢે ? ઈમામ બુખારીએ પોતાનો કોઈ ફેંસલો નથી લખ્યો જેમ કે સામાન્યતઃ તેમની આદત છે. એના અનુસંધાનમાં ઉલમાના વિશ્વસનીય મઝહબો ચાર છે : પ્રથમ એ કે ન એ હાલતમાં નમાઝ પઢે અને ન એ નમાઝની એના પર કઝા છે. આ ઈમામ માલિકનો મઝહબ છે. બીજુ એ કે એ હાલતમાં પણ તેના પર નમાઝ પઢવી વાજિબ છે જેથી નમાઝ પઢે અને (પાણી કે માટી પર) શક્તિમાન થતાં નમાઝ દોહરાવે, આ ઈમામ શાફઈનો મઝહબ છે. ત્રીજુ એ કે એ શખ્સ વિના વુઝૂ તથા તયમ્મુમે નમાઝ પઢે તેની નમાઝ સહીહ થઈ ગઈ. ચોથુ એ કે તે વખતે નિય્યત વિના નમાઝના અરકાન અદા કરે, અને જ્યારે પાણી તથા માટી મળે તો વુઝૂ અથવા તયમ્મુમ કરીને નમાઝની કઝા પઢે. *(તન્વીરુલ અબ્સાર, દુર્રે મુખ્તાર)* એ હનફીઓનો મઝહબ છે. આપણી દલીલ આ હદીષ છે કે ફર્માવ્યું ! **لاصلوٰة الا بطهور** "પાકીના વિના નમાઝ નથી." *(રદ્દુલ મુહતાર, ભાગ–૧, તહારત બાબુત્તયમ્મુમ–૧૬૮)* એટલા માટે ફાકિદુત્તહૂરૈનનું નમાઝ પઢવું ન પઢવું બંને બરાબર છે. રહી ગઈ વિના નિય્યતે નમાઝના અરકાન અદા કરવાની વાત, તો એ બિલ્કુલ એવું જ છે જેવું કે રમઝાનમાં મુસાફર દિવસમાં ઘરે આવ્યો તો અથવા નાબાલિગ બાલિગ થયો અથવા કાફિર મુસલમાન થયો અથવા પાગલને સારું થયું અથવા હૈઝવાળી પાક થઈ

ત ⑦④ بَابُ التَّيَمُّمِ فِي الْحَضَرِ إِذَا لَمْ يَجِدِ الْمَاءَ وَخَافَ فَوْتَ الْوَقْتِ

**[તઅલીક઼ : ૭૪]** *"જ્યારે કોઈ આબાદીમાં પાણી ન પામે અને નમાઝના જતા રહેવાનો અંદેશો હોય*

وَبِهٖ قَالَ عَطَاءٌ

*તો તેના તયમ્મુમનું બયાન. અને એ જ અતાએ કહયું."*

ત ⑦⑤ قَالَ الْحَسَنُ فِي الْمَرِيضِ عِنْدَهُ الْمَاءُ وَلَا يَجِدُ مَنْ يُّنَاوِلُهٗ يَتَيَمَّمُ

**[તઅલીક઼ : ૭૫]** *"ઈમામ હસન બસરી رحمۃ اللہ علیہએ એ બીમારના બારામાં ફર્માવ્યું જેની પાસે પાણી હોય અને કોઈ એવું ન હોય જે બીમારને આપી શકે તો તયમ્મુમ કરે."*

*(મુસ્નફે ઈબ્ને અબી શયબા, મુઅત્તા ઈમામ માલિક, તહાવી બાબુલ અમલ ફીત્તયમ્મુમ–૨૧)*

તો રમઝાનના એહતેરામમાં બાકીનો દિવસ રોઝાદારની જેમ રહેશે, ન કાંઈ ખાશે ન પીશે. અથવા જેમ કે હજ કોઈ કારણે ફાસિદ થઈ ગઈ તો પણ તમામ અરકાન હાજીઓ જેમ અદા કરવા વાજિબ છે ભલે તેના પર બીજી વાર હજ્જ કરવી ફર્ઝ છે. આ નઝારાઓથી જાણવા મળ્યું કે જ્યાં હુકમ પર હક઼ીક઼તમાં અમલ શક્ય ન હોય ત્યાં એવી સૂરત બનાવવી શરીઅતની રૂએ જાઈઝ છે જાણે હુકમ અદા કરી રહયો છે.

**પ્રકરણથી એકરૂપતા** : પ્રકરણ એ હતું કે પાણી તથા માટી ન પામે, અને હદીષમાં છે કે ત્યાં પાણી ન હતું માટી મૌજૂદ હતી, એટલા માટે શંકા થઈ શકે છે કે હદીષ પ્રકરણના પ્રમાણેની નથી, પણ બારીક દૃષ્ટિએ જોતાં મળતાપણું એ રીતે છે કે જ્યારે તયમ્મુમનો હુકમ નાઝિલ જ ન થયો હતો તો માટીનું વજૂદ ન હતું. જાહેરી રીતે માટી તો હતી પણ હક઼ીક઼તમાં એ કહો કે ન હતી. જ્યારે એ વખતે એનાથી પાકીનો હુકમ જ ન હતો જેથી હોવું બેકાર હતું. એને બીજા શબ્દોમાં એ પ્રમાણે કહી લો કે પાક કરનાર વસ્તુ ન હતી તો લોકોએ વિના વુઝૂએ નમાઝ પઢી. આ હદીષ આપણા વિરૂધ્ધ નથી, એટલા માટે કે સહાબાએ કિરામે હુઝૂરના હુકમ વિના નમાઝ પઢી હતી, હુઝૂરે અક઼દસ ﷺ તો આરામ ફર્માવી રહયા હતા. એટલા માટે સાફ આદેશ لاصلوٰۃ الا بطھور ની વિરૂધ્ધ સહાબાનો આ અમલ જે હુઝૂરે ﷺના હુકમથી ન હતો, તે વાંધો ખડો નથી કરી શકતો.

**વર્ગીકરણ** : હદીષ ૨૩૫ માં એવું છે કે હું જે ઊંટ પર હતી તેને ઉઠાડવામાં આવ્યું તો તેનાથી અમને હાર મળ્યો. અને આ હદીષમાં છે કે જે માણસને હુઝૂરે અક઼દસ ﷺએ તલાશના માટે મોકલ્યા હતા તેમને મળ્યો. બુખારી ફઝ્લે આઈશા અને મુસ્લિમમાં છે : સહાબામાંથી કેટલાક લોકોને તેને શોધવા માટે મોકલ્યા. એ સૌમાં વર્ગીકરણ એ છે કે બનાવ એ જ છે કે હાર તલાશ કરવાના માટે અમુક હઝરાતને હઝરત ઉસૈદ બિન હુઝૈર رضی اللہ عنہની સાથે મોકલ્યા હતા. જેમ કે અબૂદાઊદમાં છે. એ સૌના સરદાર એઓ જ હતા, એટલા માટે આ રિવાયતમાં કેવળ صرف رَجُلًا આવ્યું છે. જેમ કે કહેવામાં આવે છે કે હઝરત સિદ્દીક઼ે અકબરે હઝરત ખાલિદ બિન વલીદને શામ જેહાદના માટે મોકલ્યા. હઝરત ખાલિદ બિન વલીદે શામ ફતહ કર્યું. અને આ હદીષમાં જે જમઅ મુતકલ્લિમ છે "અમને મળ્યો" એમાં હઝરત ઉસૈદ બિન હુઝૈર પણ દાખલ છે. એ લોકોને હાર કયાં મળ્યો, એ વિશે આ હદીષમાં વર્ણન નથી, એ હદીષ ૨૩૫ માં છે કે ઊંટની નીચેથી મળ્યો.

## તઅલીક઼ : ૭૪–૭૫ની સમજૂતી

મુસ્નફે ઈબ્ને અબી શયબામાં આ શબ્દો છે :–

اذا كنت فى الحضر وحضرت الصلوٰة وليس عندك ماء فانتظر الماءَ۔ فان خشيت فوت الصلوٰة فَتَيَمَّمْ وَصَلِّ۔

## ت ⑺ وَاَقبَلَ ابنُ عُمَرَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنہُ مِن اَرضِہٖ بِالجُرُفِ

**[તઅલીક઼ : ૭૬]** ''હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما પોતાની જમીનથી પરત થઈ રહયા હતા જે જુર્ફમાં

## فَحَضَرَتِ العَصرُ بِمِربَدِ النَّعَمِ فَصَلّٰی ثُمَّ دَخَلَ المَدِینَۃَ وَالشَّمسُ مُرتَفِعَۃٌ فَلَم یُعِد

*હતી એવામાં મર્બદિન્નઅમમાં અસરનો સમય થઈ ગયો. તેમણે તયમ્મુમ કરીને નમાઝ પઢી લીધી, ત્યાર બાદ મદીના ગયા અને એવા સમયે મદીના પહોંચી ગયા હતા કે સૂર્ય બુલંદ હતો છતાં નમાઝ દોહરાવી નહીં.''*

''જયારે તમે વસ્તીમાં હોય અને નમાઝનો સમય આવી જાય અને તમારી પાસે પાણી ન હોય તો પાણીની રાહ જુઓ અને જયારે નમાઝ ફૌત થવાનો (જતી રહેવાનો) ભય હોય તો તયમ્મુમ કરીને નમાઝ પઢો.''

બીજી તઅલીક઼ના શબ્દો એ જ મુસ્નફે ઈબ્ને અબી શયબામાં આ પ્રમાણે છે :–

**ولا یَتَیَمَّمُ مارجی ان یقدرعلی الماء فی الوقت** ''નમાઝના સમયમાં પાણી મળવાની જયાં સુધી ઉમ્મીદ હોય ત્યાં સુધી તયમ્મુમ ન કરે''. એ જ હનફીઓનો પણ મસ્લક છે કે જેની પાસે પાણી ન હોય અથવા એને પાણી વાપરવાની શક્તિ ન હોય તો તે તયમ્મુમ કરીને નમાઝ પઢી લે, ભલે તે મુસાફર ન હોય મુક઼ીમ હોય, ભલે તે આબાદીમાં હોય.

### તઅલીક઼ : ૭૬ની સમજૂતી

આ ક઼ૌલ મુઅત્તા ઈમામ માલિકમાં આ પ્રમાણે છે :–

**عن نافع انہ اقبل ھووعبداللہ بن عُمَرَمِنَ الجُرُفِ حَتّٰی اِذَا کَانَا بِالمِربَدِ نَزَلَ فَتَیَمَّمَ صعیداً طیباً فمسح وجھہ ویدیہ الی المرفقین ثم صَلّٰی۔**

''નાફેએ કહયું કે એ તથા ઈબ્ને ઉમર જુર્ફથી ચાલ્યા. જયારે મિરબદ પહોંચ્યા તો તે ઉતર્યા અને પાક જમીન પર તયમ્મુમ કર્યુ અને પોતાના ચહેરા તથા કોણીઓ સહિત હાથોને મસળ્યા, પછી નમાઝ પઢી''

**જુર્ફ** : મદીનાથી ત્રણ માઈલના અંતરે શામ (સીરિયા) તરફ એક ગામ છે. ક્યાંક જેહાદના માટે જતી વખતે લશ્કર અહીં એકત્ર થતું હતું. અહીં હઝરત ઉમર તથા અન્ય લોકોની જમીનો હતી એનું નામ બીરે જશમ અને બીરે જમલ પણ છે. મરબદિન્નઅમનું અંતર મદીનાથી એક માઈલનું છે. *(ફત્હુલબારી, ૧/૩૭૪)*

એ જ આપણો મઝહબ છે કે જો એમાં અને પાણીમાં એક માઈલનું અંતર હોય તો તયમ્મુમ કરીને નમાઝ પઢી લે અને જો સમય દરમ્યાન પાણી મળી જાય તો દોહરાવવાની જરૂરત નથી. ઈમામ શાફઈ ફર્માવે છે કે દોહરાવવું વાજિબ છે.

**ઉપસંહાર** : તયમ્મુમની આયત સફરની હાલતમાં નાઝિલ થઈ હતી અને સફરમાં એવા પ્રસંગો મોટા ભાગે પેશ આવતા રહે છે કે પાણી ન મળે. આબાદીમાં કદાચ જ આવો પ્રસંગ ઉભો થાય છે, એટલા માટે જરૂરત હતી કે એને સ્પષ્ટ કરી દેવામાં આવે. આ પ્રકરણથી ઈમામ બુખારીએ એ ફાયદો રજૂ કર્યો કે **فلم تجدوا ماءً** આમ છે, ચાહે તે સફરમાં હોય કે મુકામ પર કે પછી મેદાન કે જંગલમાં હોય, જ્યાં પણ પાણી ન મળે તો તયમ્મુમ કરી શકે છે. એતબાર આમ શબ્દનો હોય છે, બનાવ સાથે ખાસ નહીં.



## حدیث فمسح بوجهه ویدیه ثم رد السلام (۲۳۸)

**[હદીષ : ૨૩૮] ''મુસ્તહબ કાર્ય માટે તયમ્મુમ કરવું બેહતર છે''**

قَالَ سَمِعْتُ عُمَيْرًا مَّوْلَى ابْنِ عَبَّاسٍ رَضِيَ اللهُ تَعَالَى عَنْهُمَا، قَالَ أَقْبَلْتُ

''અબ્દુર્રહમાન અઅ્રજે કહયું, મેં હઝરત ઈબ્ને અબ્બાસના ગુલામ ઉમૈરથી સાંભળ્યું તેમણે કહયું, હું અને

أَنَا وَعَبْدُ اللهِ بْنُ يَسَارٍ مَّوْلَى مَيْمُوْنَةَ زَوْجِ النَّبِيِّ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ

નબી ﷺ નાં પત્ની સાહેબા હઝરત મૈમૂના رضی اللہ عنہا ના ગુલામ અબ્દુલ્લાહ બિન યસાર, અબૂ જહીમ બિન

حَتَّى دَخَلْنَا عَلَى أَبِي جُهَيْمِ بْنِ الْحَارِثِ بْنِ الصِّمَّةِ الْأَنْصَارِيِّ فَقَالَ

હારિષ બિન સિમ્મા અન્સારી رضی اللہ عنہ ની ખિદમતમાં હાજર થયા તો અબૂ જહીમે બતાવ્યું, નબી ﷺ બીરે

أَبُوْ جُهَيْمٍ أَقْبَلَ النَّبِيُّ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ مِنْ نَحْوِ بِئْرِ جَمَلٍ

જમલની તરફથી આવી રહયા હતા એવામાં એક શખ્સ હુઝૂરને મળ્યા અને હુઝૂર ﷺ ને સલામ કરી.

فَلَقِيَهُ رَجُلٌ فَسَلَّمَ عَلَيْهِ فَلَمْ يَرُدَّ عَلَيْهِ النَّبِيُّ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ

હુઝૂર ﷺ એ તેના સલામનો જવાબ ન આપ્યો એટલે સુધી કે દીવાલની પાસે પહોંચી ગયા અને

حَتَّى أَقْبَلَ عَلَى الْجِدَارِ فَمَسَحَ بِوَجْهِهِ وَيَدَيْهِ ثُمَّ رَدَّ عَلَيْهِ السَّلَامَ

પોતાના ચહેરા તથા હાથો પર મસહ કર્યો (તયમ્મુમ કર્યું) પછી સલામનો જવાબ આપ્યો.''

### સમજૂતી : ૨૩૮

**અબૂ જહ઼ીમ બિન હારિષ બિન સિમ્મા** رضی اللہ عنہ : ખઝરજના ચશ્મો ચિરાગ હતા. તેમના વાલિદ હારિષ બિન સિમ્મા પણ સહાબી છે અને અગ્રગણ્ય સહાબામાંથી છે. અન્સારે કિરામમાં સાબિક઼ીને અવ્વલીનમાંથી છે. તેમનામાં તથા હઝરત સુહૈબ رضی اللہ عنہما ના વચ્ચે હુઝૂરે અક઼દસ ﷺ એ ભાઈચારગીનો સંબંધ સ્થાપી આપ્યો હતો. ગઝવાએ બદરમાં શરીક થવા માટે જઈ રહ્યા હતા પણ 'રવહાઅ્' પહોંચીને બીમાર થઈ ગયા એટલા માટે હુઝૂરે અક઼દસ ﷺ એ તેમને પાછા વાળી દીધા હતા, છતાં માલે ગ઼નીમતમાંથી હિસ્સો આપ્યો હતો. ગઝવએ ઓહદમાં શરીક રહ્યા. ઉષ્માન બિન અબ્દુલ્લાહ બિન મુગીરાને એમણે ક઼ત્લ કર્યો હતો. અને આપ તે ચૌદ જાંનિષારોમાંથી છે જે એ ક઼યામતખેઝ ઘડીમાં પણ હુઝૂરે અક઼દસ ﷺ ની આસપાસ વર્તુળ બની રહ્યા, જ્યારે અન્ય લોકો હોશ ગુમાવી આમ તેમ વિખેરાઈ ગયા હતા. બીરે મઊનામાં શહીદ થયા. સહાબામાં અબૂજહ઼ીમ એક અન્ય બુઝુર્ગ છે, અંજાનિયાવાળા, તેઓ કુરૈશી છે, તેમનું નામ આમિર અથવા અબ્દુલ્લાહ અને બાપનું નામ હુઝૈફા છે. આ અન્સારીનું નામ અબ્દુલ્લાહ છે અને બાપનું નામ હારિષ છે. અમુક મુહદ્દિષોને બંનેવમાં શંકા થઈ ગઈ છે ત્યાં સુધી કે ઈમામ મુસ્લિમને પણ. એટલા માટે આ હદીષની સનદમાં તેમણે الی جهیم ને બદલે الی جهم વર્ણન કરી આપ્યું છે.

## حدیث۔ عمار رضی اللہ تعالی عنہ فتمعکت (۲۳۹)

**[હદીષ : ૨૩૯] "તયમ્મુમ માટે જમીન પર કેટલીવાર હાથ મારે ?"**

عَنْ سَعِیْدِ بْنِ عَبْدِ الرَّحْمٰنِ بْنِ اَبْزٰی عَنْ اَبِیْہِ قَالَ جَاءَ رَجُلٌ

*"હઝરત અબ્દુર્રહ્માન ઈબ્ને અબ્ઝા رضی اللہ عنہ એ કહ્યું, એક શખ્સ હઝરત ઉમર બિન ખત્તાબ رضی اللہ عنہ ની*

**બીરે જમલ :** વર્ણન થઈ ચૂક્યું કે જુર્ફનું બીજુ નામ બીરે જમલ પણ છે. રસ્તામાં જે શખ્સ મળ્યા હતા અને સલામ કરી હતી એ ખૂદ હદીષના રાવી અબૂ જહીમ જ હતા. જેમ કે ઈમામ શાફઈએ જે તારણ કાઢયું છે તેમાં ખુલાસો છે :- **مررت علیٰ النبی صلی اللّٰہ تعالٰی علیہ وسلم**

**મસાઈલ :** આ હદીષથી આ મસાઈલ નીકળે છે : (૧) આબાદીમાં તયમ્મુમ જાઈઝ છે. (૨) મુસ્તહબ ઝિક્રો માટે પાણી પર શક્તિ હોવા છતાં તયમ્મુમ કરી લેવું બેહતર છે. (૩) અન્યની દીવાલ પર તયમ્મુમ જાઈઝ છે જ્યારે કે તેની રજા હોય અથવા ખબર હોય કે તેને વાંધો નહીં હોય. (૪) પથ્થર પર તયમ્મુમ જાઈઝ છે એટલા માટે કે મદીના પાકનાં મકાનો કાળા પથ્થરનાં હતાં.(૫) નમાઝે જનાઝા તથા ઈદોની નમાઝોના માટે તયમ્મુમ જાઈઝ છે એટલા માટે કે હુઝૂરે અક્દસ ﷺએ તયમ્મુમ કરીને જવાબ એટલા માટે આપ્યો કે જો પાણીની રાહ જોવત અથવા કોઈથી મંગાવત અને વુઝૂ કરત તો સલામનો જવાબ રહી જાત જેનો કોઈ વિકલ્પ ન હતો. એટલા માટે કે અબૂ જહીમ સલામ કરીને આગળ વધી ગયા હતા. જ્યારે ગલીના વળાંક પર પહોંચ્યા અને એ અંદેશો થયો કે જતા રહેશે અને સલામનો જવાબ રહી જશે, જેથી તયમ્મુમ કરીને જવાબ આપ્યો. એનાથી જણાયું કે જો વુઝૂમાં મશગૂલિયતના કારણે આવા ફર્ઝ તથા વાજિબ છૂટવાનો ડર હોય જેનો કોઈ વિકલ્પ ન હોય તો તયમ્મુમની ઈજાઝત છે. નમાઝે જનાઝા અને ઈદોની નમાઝોનો કોઈ વિકલ્પ નથી એટલા માટે જો વુઝૂમાં મશગૂલિયતના કારણે એ જતી રહેવાનો ડર હોય તો તયમ્મુમની ઈજાઝત સાબિત છે. આ આ દલીલ કરવું એ વખતે સાબિત થશે જ્યારે હકીકત એ હોય કે સલામનો જવાબ અથવા કોઈ પણ ઝિક્ર વુઝૂ વિના જાઈઝ ન હોય, પણ હકીકતમાં એવું નથી. અમુક મોહક્કિકોનું મંતવ્ય એ છે કે શરૂઆતમાં એવું જ હતું પણ વુઝૂની આયતથી મનસૂખ થઈ ગયું અથવા ઉમ્મુલ મો'મિનીનની એ હદીષથી કે ફર્માવે છે : **کان یذکر اللہ علی کل احیانہ** "હુઝૂરે અક્દસ ﷺ દરેક હાલતમાં અલ્લાહનો ઝિક્ર કરતા હતા." અથવા હઝરત ઈબ્ને અબ્બાસની આ હદીષથી જેમાં એવું ફર્માવ્યું કે, હું મારાં માસી હઝરત મૈમૂના رضی اللہ عنہا ના ઘરે સૂતો હતો અને હુઝૂર વુઝૂ કરતાં પહેલાં સૂરએ આલિ ઈમ્રાનની દસ આયતો અને દુઆઓ પઢયા. આ ખાદિમનું મંતવ્ય પણ એ જ છે, નહીં તો જાહેર છે કે તો હદષની હાલતમાં સલામનો જવાબ આપવું મના ન હોત તો મોડુ ન કરતા, એ વખતે એ જ હુકમ હતો પણ હવે મન્સૂખ (રદ) છે, પણ અફઝલિયત હજી પણ બાકી છે. અમારી આ તકરીર (ચર્ચા)થી પ્રકરણ તથા હદીષમાં સામ્યતા પણ જાહેર થઈ ગઈ કે આબાદી અને મુકામ પર પણ જો પાણી ન મળે હકીકતમાં અથવા હુકમની રીતે એટલે કે પાણી મૌજૂદ છે પણ વુઝૂ કરવામાં અલ્લાહનો વઝીફો છૂટી જશે તો તયમ્મુમ કરી લે, જેમ કે હુઝૂરે અક્દસ ﷺએ સલામનો જવાબ છૂટી જવાના અંદેશાથી તયમ્મુમ કરીને જવાબ આપ્યો. યાદ રાખશો કે સલામ કરવી સુન્નત છે પણ જવાબ આપવો વાજિબ છે.

### સમજૂતી : ૨૩૯

**હઝરત અબ્દુર્રહ્માન બિન અબ્ઝા** رضی اللہ عنہ : બની ખઝાઆના હલીફ (એકબીજાની મદદનો વાયદો

اِلٰی عُمَرَ بْنِ الْخَطَّابِ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ فَقَالَ اِنِّیْ اَجْنَبْتُ فَلَمْ اُصِبِ

ખિદમતમાં હાજર થયા અને કહ્યું, હું જુનુબી થઈ ગયો અને મને પાણી નથી મળ્યું. એના પર હઝરત અમ્માર

الْمَاءَ، فَقَالَ عَمَّارُ بْنُ یَاسِرٍ رَّضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ لِعُمَرَ بْنِ الْخَطَّابِ رَضِیَ اللّٰہُ

બિન યાસિર رضی اللہ عنہ એ હઝરત ઉમર બિન ખત્તાબ رضی اللہ عنہ ને કહ્યું, શું તમને યાદ નથી કે

تَعَالٰی عَنْہُ اَمَا تَذْکُرُ اِنَّا کُنَّا فِیْ سَفَرٍ اَنَا وَاَنْتَ فَاَجْنَبْنَا، فَاَمَّا اَنْتَ فَلَمْ

હું અને આપ એક જ સફરમાં હતા અને આપણે બંનેવ જુનુબી થઈ ગયા તો આપે નમાઝ ન પઢી પરંતુ

تُصَلِّ وَاَمَّا اَنَا فَتَمَعَّکْتُ فَصَلَّیْتُ فَذَکَرْتُ ذٰلِکَ لِلنَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

હું માટીમાં આળોટયો અને ત્યાર બાદ નમાઝ પઢી, પછી અમે નબી ﷺને એનો ઉલ્લેખ કર્યો,

કરનાર) અને તેમના આઝાદ કરેલા ગુલામ હતા. હુઝૂરે અક્દસ ﷺની સોહબતનો અને નમાઝની ઈક્તેદાનો પણ શરફ હાંસલ છે. તેમને તેમના માલિક નાફેઅ બિન હારિષે હઝરત ઉમર رضی اللہ عنہના ખિલાફતકાળમાં મક્કા મોઅઝ્ઝમા પર વાલી બનાવ્યા હતા. એ જ્યારે હઝરત ઉમરે સાંભળ્યું તો ગુસ્સે થઈને ઊંટની બેઠકમાં ઊભા થઈ ગયા અને ફર્માવ્યું, તેં અલ્લાહના બંદાઓ પર અબ્દુર્રહ્માન બિન અબ્ઝાને હાકિમ બનાવી દીધો ! નાફેએ અર્ઝ કરી, એઓ તેમના સૌમાં કિતાબોના સૌથી અધિક આલિમ તથા ફકીહ છે. તો હઝરત ઉમરનો જલાલ ખત્મ થઈ ગયો અને ફર્માવ્યું, મેં રસૂલુલ્લાહ ﷺથી સાંભળ્યું છે કે અલ્લાહ ﷻ આ કુર્આનના સબબે એક કૌમને ઉચ્ચ મર્તબો અતા કરશે અને બીજી કૌમને નીચો મર્તબો આપશે. એક રિવાયતના મુતાબિક્ બયઅતે રિદ્વાનમાં પણ શરીક થયા. હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ તેમને કૂફાના ગવર્નર બનાવ્યા હતા. અંતિમ વયે કૂફા આવીને વસ્યા હતા અને ત્યાં જ વિસાલ થયો. *(અલ્ઈસ્તિયાબ અલ્અસાબા, અસદુલ ગાબા)*

તેમના વાલિદ માજિદ (પિતા) હઝરત અબ્ઝા પણ સહાબી છે. ઈમામ બુખારીએ એને કિતાબુલ વહ્દાનમાં વર્ણન કર્યું. *(અસાબા)*

**فتمعکت (ફતમઅ્કતુ)** : એ **تَمَعُّکٌ**માંથી નીકળેલ છે, **تَقَبُّل**ના વજન પર અને માદ્દો **معک** છે. એનો અર્થ ઝલીલ કરવું તથા બેવકૂફ બનાવવું છે. બાબે "તફઉલ"માં ગયા પછી તેનો અર્થ "જમીન પર આળોટવું" થાય છે અને બાબે "તફઈલ"માં "આળોટવું" થાય છે. બીજી રિવાયતમાં છે : **فتمرغت فی الصعید کما تمرغ لدابۃ** "હું જમીન પર એ રીતે આળોટયો જેવી રીતે ચોપગાં આળોટે છે." **تمرغ**નો માદ્દો **روغ** છે. એના સિલા તથા મુતઅલ્લિકના એતબારથી વિવિધ અર્થો આવે છે. **راغ الصید** "શિકારનું આમતેમ કતરાવું." **الیہ** "કોઈ બાજુ કતરાઈને નીકળી જવું." **عن الطریق** "કોઈને ધોકો આપવા માટે કતરાઈને ચાલવું." બાબે તફઅલમાં ગયા પછી તેનો અર્થ આળોટવું થાય છે. કુર્આન મજીદમાં છે : **فَرَاغَ اِلٰی اٰلِهَتِهِمْ** "નજર બચાવીને એમના મઅબૂદો પાસે ગયો." **فَرَاغَ عَلَيْهِمْ ضَرْبًا بِالْيَمِيْنِ** "લોકોની નજર બચાવીને પોતાના હાથ વડે મારવા લાગ્યો."

**પરિપૂર્ણતા** : બુખારીમાં આ હદીષ સંક્ષિપ્ત છે બાકી સિહાહમાં વિસ્તારપૂર્વક છે. હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને અબ્ઝા رضی اللہ عنہما એ કહ્યું, હું હઝરત ઉમર رضی اللہ عنہની ખિદમતમાં હાજર હતો. એક શખ્સ આવ્યો અને કહ્યું કે અમે ક્યારેક એવી જગાએ મહિના બે મહિના રહીએ છીએ જ્યાં પાણી (નહાવા માટે) નથી મળતું, તો હઝરત ઉમરે ફર્માવ્યું, હું (જો એવી જગાએ જુનુબી થઈ જાઉં) તો જ્યાં સુધી પાણી ન મળે નમાઝ પઢીશ નહીં. એના પર

وَسَلَّمَ، فَقَالَ النَّبِيُّ صَلَّى اللهُ تَعَالَىٰ عَلَيْهِ وَسَلَّمَ إِنَّمَا كَانَ يَكْفِيكَ هٰكَذَا

*તો નબી ﷺએ ફર્માવ્યું કે તમારા માટે આ પૂરતુ છે, આમ ફર્માવીને નબી ﷺએ પોતાની બંને હથેળીઓ*

فَضَرَبَ النَّبِيُّ صَلَّى اللهُ تَعَالَىٰ عَلَيْهِ وَسَلَّمَ بِكَفَّيْهِ الْأَرْضَ وَنَفَخَ فِيهِمَا ثُمَّ مَسَحَ بِهِمَا وَجْهَهُ وَكَفَّيْهِ

*જમીન પર મારી અને અને તેના પર ફૂંક મારી ત્યાર બાદ પોતાના ચહેરા તથા હાથો પર મસળ્યું."*

*(બુખારી, ૧/૪૮, તહારત, ૧/૪૯, મુસ્લિમ, ૧/૧૬૧–તહારત, અબૂ દાઊદ, ૧/૪૬–તહારત, તિર્મિઝી, ૧/૨૧–તહારત, નિસાઈ, ૧/૫૯,૬૦–તહારત, ઈબ્ને માજહ, તહારત–૪૩)*

હઝરત અમ્મારે કહ્યું, હે અમીરુલ મો'મિનીન ! શું તમને યાદ નથી કે હું અને તમે ઊંટોમાં હતા અને આપણે બંનેવને જનાબત લાગુ થયું. તો હું જમીન પર આળોટયો (અને નમાઝ પઢી લીધી). પછી આપણે નબી ﷺની ખિદમતમાં હાજર થયા તો મેં આ બનાવ વર્ણવ્યો. તો ફર્માવ્યું, તમને એ જ પૂરતુ હતું કે આ પ્રમાણે કરી લેત, અને હુઝૂરે પોતાના હાથોને જમીન પર માર્યા પછી એ બંનેને ફૂંકો મારી પછી એ બંનેને પોતાના ચહેરા તથા અડધા પહોંચા સુધી હાથો પર મસળ્યા. આ સાંભળીને હઝરત ઉમરે ફર્માવ્યું, હે અમ્માર ! અલ્લાહથી ડર ! એના પર હઝરત અમ્મારે કહ્યું, હે અમીરુલ મો'મિનીન ! જો તમારી ઈચ્છા એવી હોય તો હું કદી એને વર્ણન ન કરું. હઝરત ઉમરે કહ્યું, હરગિઝ નહીં ! તમે જે હાલ પર છો તમને એના પર છોડીએ છીએ.

**ઉલમામાં મતભેદ** : તયમ્મુમના બારામાં ત્રણ મહત્વના મતભેદો છે. જુનુબીને તયમ્મુમ જાઈઝ છે કે નહીં ? તયમ્મુમના માટે એક જ વાર માટી પર હાથ મારવો પૂરતો છે અથવા બેવાર કે ત્રણવાર કે ચારવાર ? હાથ પર મસહ કયાં સુધી કરવામાં આવે. પ્રથમ મસ્અલા પર આગળ જતાં ચર્ચા થશે, બાકીના બે મસાઈલ સંબંધે એ ગુઝારિશ છે કે, અમારો મસ્લક એ છે કે તયમ્મુમના માટે માટી પર બે વાર હાથ મારવો જરૂરી છે, જો એકવાર હાથ મારીને ચહેરા પર મસળી લીધો તો એના વડે હાથો પર મસહ દુરુસ્ત નથી. એના બારામાં હઝરત અમ્મારની હદીષો ઘણી અસંતુલિત છે, કોઈમાં એકવાર વર્ણન છે કોઈમાં બેવાર, એટલા માટે આપણા ઈમામોએ ફર્માવ્યું કે આપણે કુર્આને હકીમમાં બારીક દષ્ટિ કરવી જોઈએ કે એનાથી શું ફાયદો મળે છે.

અલ્લાહ ﷻએ પ્રથમ વુઝૂનું વર્ણન કર્યું પછી ફર્માવ્યું, જો પાણી ન મળે તો પાક માટી પર તયમ્મુમ કરો અને ચહેરા તથા હાથો પર ઘસો જેમ કે વુઝૂમાં ચહેરા પર ધોવા માટે અલગ અને હાથ ધોવા માટે અલગ બીજુ પાણી લેવું જરૂરી છે. એ જ પ્રમાણે તયમ્મુમમાં પણ છે. ચહેરાના માટે અલગ હાથ (માટી પર) મારવામાં આવશે અને હાથોના માટે અલગ. તદ્ઉપરાંત એના બારામાં બીજી હદીષો રિવાયત પામેલી છે જેમનામાં બે વાર હાથ મારવાનું વર્ણન સ્પષ્ટપણે છે.

**૧.** હુઝૂરે અક્દસ ﷺએ હઝરત અસ્લઅ બિન શરીક તમીમીએ ફર્માવ્યું :–

**قم فتيمم صعيداً طيبا ضَرْبَتَيْنِ ضَرْبَةً لوجهك وضربة لذراعيك** "ઉઠ ! પાક માટી પર તયમ્મુમ કર, બેવાર મારીને, એકવાર તમારા ચહેરાના માટે એકવાર તમારા હાથો માટે." *(શર્હે મઆનિયુલ આષાર, ૧/૫૬, તયમ્મુમ, તિબ્રાની, દારકુત્ની, બયહકી)*

**૨.** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضي الله عنهماથી મરવી છે કે હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું :–

**التيمم ضربتان ضربة للوجه وضربة لليدين** "તયમ્મુમ બેવાર માટી પર હાથ મારવું છે, એકવાર ચહેરાના માટે એકવાર હાથોના માટે."

દારકુત્નીએ કહ્યું, અલી ઈબ્ને તહમાને એને મરફુઅન્ રિવાયત કર્યું. યહ્યા કતાન અને હૈશમ વગેરેએ મૌકૂફન.

અને એ જ સહીહ છે. ઈમામ તહાવીએ એને મૌકૂફ઼ જ રિવાયત કર્યું. *(તહાવી, ૧/૫૬, તયમ્મુમ)*

૩. હઝરત જાબિર رضی اللہ عنہએ નબી ﷺથી રિવાયત કરી કે :–

التيمم ضربة للوجه، ضربة للذراعين الى المرفقين "તયમ્મુમ એ છે કે (માટી પર) એકવાર હાથ ચહેરાના માટે અને એકવાર કોણીઓ સુધીના હાથો માટે મારવું છે."

ઈમામ હાકિમ અને ઈમામ ઝહબીએ કહ્યું, આ હદીષ સહીહ છે. ઈમામ તહાવી તથા ઈબ્ને અબી શયબાએ એને મૌકૂફન્ રિવાયત કર્યું છે અને હદીષના નિયમાનુસાર આ મૌકૂફ પણ મરફૂઅના હુકમમાં છે.

**બીજો મસ્અલો** : હાથ પર મસહ ક્યાં સુધી કરવામાં આવે ? એના અનુસંધાનમાં પણ વિવિધ હદીષો આવી છે અને હદીષે અમ્મારમાં ઘણો ઈઝતેરાબ (અસંતુલન્ ઉસૂલે હદીષના વિષયની એક બોલી) છે. ઘણી બધી હદીષોમાં ખભા અને બગલ સુધી મસહ કરવાનું વર્ણન છે એટલા માટે અહનાફ (હનફીઓ)એ તયમ્મુમની અસ્લ વુઝૂ પર ક઼યાસ કરીને કોણીઓ સુધી મસહનો હુકમ આપ્યો. ઈમામ તહાવીએ ફર્માવ્યું કે તયમ્મુમથી પહેલાં અલ્લાહ ﷻએ વુઝૂનું વર્ણન કર્યું જેમાં ત્રણ અંગોને ધોવા તથા માથાના મસહનો હુકમ આપ્યો. તયમ્મુમમાં જે અંગોને બાદ રાખવાનાં હતાં તેને બાદ રાખ્યાં. જો કોણીઓ સુધી મસહનો હેતુ ન હોત તો તેને પણ બાદ કરી આપતે. એને બાદ ન કર્યું જેથી માલૂમ થયું કે તે પોતાની અસ્લ પર બાકી છે. એનાથી આ હદીષોને પણ અગ્રતા હાંસલ થઈ ગઈ જેમાં કોણીઓ સુધી મસહ કરવાનું સ્પષ્ટપણે વર્ણન છે. આ હદીષથી માલૂમ પડયું કે જો માટી પર હાથ માર્યા બાદ હાથો પર ધૂળ હોય તો તેને પણ ખંખેરી લેવી જોઈએ જેથી ચેહરા પર ધૂળ ન લાગે. એટલા માટે કે એ ચહેરો બગાડવાનો સબબ બનશે જે મના છે. આ હદીષથી એ પણ સાબિત થયું કે તયમ્મુમ સહીહ થવામાં ધૂળને દખલ નથી કેમ કે જો ધૂળને દખલ હોત તો હુઝૂર ﷺ ફૂંકીને ધૂળને ન ઉડાડત. એટલા માટે એવા પથ્થર પર પણ તયમ્મુમ જાઈઝ છે જેના પર ધૂળ ન હોય. એ પણ સાબિત થયું કે જ્યારે કોઈ આકસ્મિક બનાવમાં કુર્આન હદીષનો હુકમ માલૂમ ન હોય તો ઈજતેહાદની ઈજાઝત છે અને એના પર અમલ પણ દુરુસ્ત છે. હઝરત ઉમરે પોતાના ઈજતેહાદ પર અમલ કર્યો અને હઝરત અમ્મારે પોતાના ઈજતેહાદ પર.

તયમ્મુમમાં કોણીઓ સુધી મસહ છે, આ જ મસ્લક અહનાફ (હનફીઓ)નો પણ છે અને ઈમામ માલિકનો પણ. ઈમામ શાફઈનો ક઼ૌલે મશ્હૂર પણ એ જ છે. અસ્હાબે ઝવાહિર તથા ઈમામ અહમદ رضی اللہ عنہનો મસ્લક એ છે કે કોણીઓ સુધી મસહની હાજત નથી કેવળ હથેળીઓનો મસહ પૂરતો છે. ઈમામ બુખારીનો પણ જાહેરી રીતે એ જ મસ્લક જણાય છે. એ લોકોની દલીલ આ જ હઝરત અમ્મારવાળી હદીષ છે, પણ એમાં સખત ઈઝતેરાબ છે. એટલા માટે ઈમામ બુખારીએ એ સાબિત કરવાના માટે કે مسح بهما وجهه وكفيه અધિક મજબૂત છે. આ ટાઈટલ રચીને باب التيمم للوجه والكفين આ હદીષની અધિક છ તરીકાઓથી તખરીઝ કરી.

પણ જાણકારો પર જાહેર છે કે એનાથી ઈઝતેરાબ તો દૂર થયો નહીં, એટલા માટે કે એના વિરુદ્ધ જે લોકો રિવાયત કરે છે તેઓ પણ ષિક઼હ છે. જ્યારે ઈઝતેરાબ બાકી રહ્યો તો આપોઆપ અગ્રતાના માટે કુર્આન મજીદની તરફ તથા અન્ય હદીષોની તરફ રુજૂઅ લાઝિમ થયું. અને અમે ઉપર બતાવી આવ્યા છીએ કે આ લેહાઝથી અગ્રતા હનફીઓના જ મસ્લકને હાંસલ કરે છે. આ રિવાયતોમાં થોડી થોડી અધિક્તા છે. બતરીક઼ે હજ્જાજમાં પણ અધિક્તા છે. ثم ادناهما من فيه "પછી બંને હાથોને પોતાના મોંઢાથી નજીક કર્યા." બતરીક઼ે સુલૈમાન ઈબ્ને હર્બ આટલુ અધિક છે. كنافى سرية "અમે એક નાના લશ્કરમાં હતા અને نفخને બદલે تفل فيهما છે. આ બંનેમાં થૂક્યું. અહીં હક઼ીક઼તમાં થૂંકવું મુરાદ નથી, બલ્કે મતલબ એ છે કે એટલા જોરથી ફૂંક્યા કે થોડુંક થૂંક મુબારક નીકળી પડયું. મુહમ્મદ બિન કષીરના તરીક઼ામાં كفيهને والكفين છે. આ રિવાયત અબૂઝર અને કરીમાની છે. ઉસૈલીની રિવાયતમાં : يكفيك الوجه والكفان છે જે બિલ્કુલ જાહેર છે એટલા માટે કે એ ફાઈલ પર મઅતૂફ છે. રહી ગઈ والكفينની રિવાયત, ઝબરની સાથે એનો ખુલાસો એ છે કે, واؤ مع "વાવ મઅ"ના અર્થમાં છે અને والكفين મફઉલિ મઅહૂ હોવાના કારણે મન્સૂબ છે.

ت ۷۷ وَقَالَ الْحَسَنُ يُجْزِيهِ التَّيَمُّمُ مَالَمْ يُحْدِثْ.عـه

**[તઅલીક઼ : ૭૭]** *"અને હસને ફર્માવ્યું, એના માટે તયમ્મુમ પૂરતુ છે જ્યાં સુધી મુહ્‌દિષ ન થાય."*

*(મુસ્નફે ઈબ્ને અબી શયબા વ અબ્દુર્રઝ્ઝાક વ અબૂ મન્સૂર શબ્દોના ફેરફાર સાથે)*

ت ۷۸ وَاَمَّ ابْنُ عَبَّاسٍ وَّهُوَ مُتَيَمِّمٌ.عـه

**[તઅલીક઼ : ૭૮]** *"ઈબ્ને અબ્બાસે તયમ્મુમની હાલતમાં ઈમામત કરી." (ઈબ્ને અબી શયબા વ બયહકી)*

## તઅલીક઼ : ૭૭ની સમજૂતી

આપણો તથા ઈમામ શાફઈ અને ઈમામ માલિક અને ઈમામ અહમદનો તયમ્મુમના બારામાં એ મતભેદ છે કે એક તયમ્મુમથી એકથી અધિક ફર્ઝ પઢવા સહીહ છે કે નહીં, અને સમયથી પહેલાં તયમ્મુમ કરી લીધું તો નમાઝનો સમય થયા બાદ એ તયમ્મુમથી કોઈપણ નમાઝ પઢવી દુરુસ્ત છે કે નહીં ? આપણા ત્યાં દુરુસ્ત છે અને ઈમામ શાફઈ વગેરેને ત્યાં દુરુસ્ત નથી. આ મતભેદ એના પર આધારિત છે કે તયમ્મુમ વુઝૂનો મુત્લક઼ ખલીફા છે કે ટેમ્પરરી ખલીફા છે ? ઈમામ શાફઈ વગેરે ફર્માવે છે કે ટેમ્પરરી ખલીફા છે, એટલા માટે નમાઝના સમયથી પહેલાં જે તયમ્મુમ કર્યુ એનાથી સમય થયા બાદ કોઈ પણ નમાઝ પઢવી સહીહ નથી અને જે ફર્ઝના માટે તયમ્મુમ કર્યુ છે તેના સિવાય બીજો ફર્ઝ પઢવો દુરુસ્ત નથી. અને આપણા (હનફીઓને) ત્યાં તયમ્મુમ વુઝૂનો મુત્લક઼ ખલીફા છે જેથી જેવી રીતે સમયથી પહેલાં કરેલા વુઝૂ વડે સમય થયા બાદ જે તે સમયનો ફર્ઝ તથા અન્ય ફર્ઝો બલ્કે દરેક નમાઝ પઢવી સહીહ છે અને એક વુઝૂથી વિવિધ ફર્ઝો પઢવા સહીહ છે, એ જ પ્રમાણે સમયથી પહેલાં કરેલા તયમ્મુમ વડે પણ સમય આવ્યા પછી તે સમયના તથા અન્ય વિવિધ ફર્ઝો પઢવા દુરુસ્ત છે તેમજ એક તયમ્મુમથી કેટલાય ફર્ઝ પઢવા દુરુસ્ત છે. અહીં ઈમામ બુખારીએ જે પ્રકરણ રચ્યું છે. તે આ પ્રમાણે છે : **باب الصعيد الطيب وضوء المسلم يكفيه من الماء** "પાક માટી મુસલમાનનું વુઝૂ છે પાણીના બદલે તે પૂરતી છે." એનાથી એ ફાયદો થયો કે આ ખાસ કરવામાં એઓ પણ અહનાફ (હનફીઓ)ના મસ્લક પર છે અને એના સમર્થનમાં હઝરત હસન બસરીનો આ ઈર્શાદ વર્ણન કર્યો અને એ જ ઈબ્રાહીમ, અતાઅ્, ઈબ્ને મુસૈયિબ, ઝહરી, લૈષ, હસન ઈબ્ને હૈય તથા દાઊદ ઈબ્ને અલીનો મઝહબ છે. તેમજ હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી પણ એ નક઼લ થયેલ છે. એની સંપૂર્ણ ચર્ચા ઉસૂલે ફિક઼્હ તથા હિદાયહ્‌ની શરહમાં વર્ણન થયેલ છે.

## તઅલીક઼ : ૭૮ની સમજૂતી

આ કથનથી ઈમામ બુખારી તેનું સમર્થન કરવા ચાહે કે તયમ્મુમ વુઝૂનો મુત્લક ખલીફા છે એટલા માટે કે જો મુત્લક઼ ખલીફા ન હોત ટેમ્પરરી ખલીફા હોત તો ઝઈફ હોત. પછી ઈબ્ને અબ્બાસ વુઝૂ કરનારાઓની ઈમામત ન ફર્માવત, એટલા માટે કે જો ઈમામ મુક઼તદીઓથી ઝઈફ હાલતમાં હોય તો ઈમામત દુરુસ્ત નથી. જેમ કે નફલ પઢનાર ફર્ઝવાળાની ઈમામત નથી કરી શકતો. જેથી જણાયું કે તયમ્મુમ કરવાવાળાની ઈમામત વુઝૂ કરવાવાળાની જેમ છે. હવે સાબિત થયું કે તયમ્મુમ વુઝૂનો મુત્લક઼ ખલીફા છે.

હઝરત ઈબ્ને અબ્બાસે એ તયમ્મુમ જનાબતના લીધે કર્યુ હતું અને મુક્તદીઓમાં હઝરત અમ્માર બિન યાસર પણ હતા. એ જ પ્રમાણે હઝરત અમ્ર ઈબ્ને આસે પણ જનાબતથી તયમ્મુમ કરીને ઈમામત કરી હતી, જ્યારે હુઝૂર ﷺને એ વિશે કહેવામાં આવ્યું તો હુઝૂર મુસ્કુરાયા. એ જ આપણો તથા ઈમામ શાફઈ, ઈમામ અહમદનો પણ મસ્લક છે કે તયમ્મુમવાળો વુઝૂવાળાની ઈમામત કરી શકે છે.

ت ⑦٩ وَقَالَ يَحْيَى بْنُ سَعِيدٍ لَا بَأْسَ بِالصَّلٰوةِ عَلَى السَّبِخَةِ وَالتَّيَمُّمِ بِهَا

**[તઅલીક઼ : ૭૯]** "અને યહ્યા બિન સઈદે કહ્યું, ક્ષારવાળી જમીન પર નમાઝ પઢવા તથા તેના વડે તયમ્મુમ કરવામાં કાંઈ વાંધો નથી."

حدیث :- اشتکی الناس الی رسول اللہ صلی اللہ علیہ وسلم من العطش ٢٤٠

**[હદીષ : ૨૪૦] "પાણી પર કુદરત ન હોવાની સ્થિતિમાં જુનૂબી માટે પણ તયમ્મુમ જાઈઝ"**

عَنْ عِمْرَانَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ، قَالَ كُنَّا فِي سَفَرٍ مَّعَ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى

"ઈમરાન ઈબ્ને હસીન رضی اللہ عنہ એ કહ્યું, અમે નબી صلی اللہ علیہ وسلم સાથે એક સફર (તબૂક઼)માં હતા. અને

## તઅલીક઼ : ૭૯ની સમજૂતી

ઈમામ શાફઈનો મઝહબ એ છે કે તયમ્મુમ કેવળ એવી માટી વડે દુરુસ્ત છે જે 'મુન્બિત' હોય એટલે કે એમાં વનસ્પતિ ઉગાડવાની શક્તિ હોય. ક્ષારવાળી જમીનમાં એ શક્તિ નથી એટલા માટે એના વડે એમની નજીક તયમ્મુમ દુરુસ્ત નથી. આપણે (હનફીઓને) ત્યાં એના વડે પણ દુરુસ્ત છે. આપણી દલીલ એ છે કે કુર્આન મજીદમાં صعید طیبથી તયમ્મુમનો હુકમ થયો. صعیدનો અર્થ "જમીન" છે અને ક્ષારવાળી જમીન પણ એમાં સામેલ છે. ઈમામ શાફઈની દલીલ એ છે કે હઝરત ઈબ્ને અબ્બાસે ફર્માવ્યું : اطیب الصعید الحرث સૌથી ઉમદા صعید જમીન ખેતર છે. પણ અલ્લામા નવવીએ ફર્માવ્યું કે તયમ્મુમ માટે ખેતિની જમીન શર્ત નથી. હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما ના આ ઈર્શાદથી ઈમામ શાફઈનો આ મસ્લક સાબિત નથી થતો કે ક્ષારવાળી જમીનથી તયમ્મુમ દુરુસ્ત છે, એટલા માટે કે اطیب الصعید الحرث કહેવું ખૂદ બતાવી રહ્યું છે કે ખેતરના સિવાય અન્ય જમીન પણ માટી છે, અલ્બત્ત ખેતર સૌથી ઉમદા છે. તેમજ જો ગલત ધારણાથી એનો મતલબ એ લેવામાં આવે કે ખેતર સિવાય બાકીની જમીન صعید નથી તો અનિવાર્ય થશે કે ખેતર સિવાય અન્ય ક્યાંય તયમ્મુમ જાઈઝ થશે નહીં.

ઈમામ બુખારી આ મસ્અલામાં પણ અહનાફ (હનફીઓ) સાથે છે એટલા માટે યહ્યા બિન સઈદ અન્સારીનો આ ઈર્શાદ પોતાના સમર્થનમાં નક઼લ ફર્માવ્યો કે ક્ષારવાળી જમીન પર તયમ્મુમ કરવામાં કોઈ વાંધો નથી.

## સમજૂતી : ૨૪૦

**ઈમરાન ઈબ્ને હુસૈન** رضی اللہ عنہ : બની ખઝાઆના વ્યક્તિ છે. ફક઼ીહ સહાબાથી છે. ખૈબરના વરસે ઈમાન લાવ્યા અને વિવિધ ગઝવાઓમાં શરીક રહ્યા. ફતહે મક્કાના દિવસે બની ખુઝાઅનો ઝંડો એમના હાથમાં હતો. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہએ એમને બસરા એ મક઼સદથી મોકલ્યા હતા કે ત્યાં લોકોને ફિક઼્હની તા'લીમ આપે. આપ ત્યાંના ક઼ાઝી પણ હતા. મુસ્તજાબુદ્દા'વાત બુઝુર્ગ હતા. હિફાઝત કરનાર ફરિશ્તાઓને જોઈ લેતા હતા. ફરિશ્તા તેમને સલામ કરતા હતા. હિ.સ. ૫૨ માં વિસાલ થયો. બસરા વિસાલનું સ્થળ છે. તેમનાથી ૧૮૦ હદીષો રિવાયત પામી છે. બુખારીએ ૧૨ હદીષો લીધી છે. *(અયની, ભાગ-૪, તયમ્મુમ, અસાબા, ભાગ-૩)*

عَلَيْهِ وَسَلَّمْ وَإِنَّا أَسْرَيْنَا، حَتَّى كُنَّا فِي آخِرِ اللَّيْلِ وَقَعْنَا وَقْعَةً وَّلَا وَقْعَةَ

અમે લોકો રાતભર ચાલ્યા ત્યાં સુધી કે રાતનો અંતિમ હિસ્સો થઈ ગયો તો અમે રોકાણ કર્યુ. અમારા પર એવી

أَحْلَى عِنْدَ الْمُسَافِرِ مِنْهَا فَمَا أَيْقَظَنَا إِلَّا حَرُّ الشَّمْسِ فَكَانَ أَوَّلُ مَنِ اسْتَيْقَظَ

ઊંઘ છવાઈ કે એનાથી અધિક મીઠી મુસાફરની નજીક કોઈ અન્ય ઊંઘ નથી હોતી. (અમે સૂતા રહ્યા) અમને

فُلَانٌ ثُمَّ فُلَانٌ ثُمَّ فُلَانٌ يُسَمِّيهِمْ أَبُو رَجَاءٍ فَنَسِيَ عَوْفٌ ثُمَّ عُمَرُ بْنُ

સૂરજની ગરમીએ જ જગાડયા. સૌ પ્રથમ ફલાણા જાગ્યા, પછી ફલાણો, પછી ફલાણો. અબૂ રજાઅ્ તેમનાં

الْخَطَّابِ الرَّابِعُ وَكَانَ النَّبِيُّ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ إِذَا نَامَ لَمْ

નામ લેતા હતા. ઔફ ભૂલી ગયા. ત્યારબાદ ચોથા ઉમર ઈબ્ને ખત્તાબ ઉઠયા. અને નબી ﷺ જ્યારે આરામ

نُوقِظْهُ حَتَّى يَكُونَ هُوَ يَسْتَيْقِظُ - لِأَنَّا لَا نَدْرِي مَا يَحْدُثُ لَهُ فِي نَوْمِهِ

ફર્માવતા તો અમે જગાડતા ન હતા, ત્યાં સુધી કે હુઝૂર પોતે જ જાગી ન જતા. એટલા માટે કે અમે ન જાણતા

فَلَمَّا اسْتَيْقَظَ عُمَرُ وَرَأَى مَا أَصَابَ النَّاسَ وَكَانَ رَجُلًا جَلِيدًا فَكَبَّرَ

હતા કે સૂવાની હાલતમાં હુઝૂર પર શી હાલત પેશ આવી છે. જ્યારે ઉમર જાગ્યા અને લોકો પર જે હાલત

وَرَفَعَ صَوْتَهُ بِالتَّكْبِيرِ فَمَا زَالَ يُكَبِّرُ وَيَرْفَعُ صَوْتَهُ بِالتَّكْبِيرِ حَتَّى

છવાઈ હતી તે જોયી. આપ નીડર અને બહાદુર ઈન્સાન હતા તો તેમણે તકબીર કહેવી શરૂ કરી અને તકબીરની

اسْتَيْقَظَ بِصَوْتِهِ النَّبِيُّ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ فَلَمَّا اسْتَيْقَظَ شَكَوْا

સાથે પોતાનો અવાજ બુલંદ કરવા લાગ્યા. તે સતત તકબીર કહેવા લાગ્યા અને તકબીરની સાથે અવાજ

إِلَيْهِ الَّذِي أَصَابَهُمْ، فَقَالَ لَا ضَيْرَ أَوْ لَا يَضِيرُ ارْتَحِلُوا فَارْتَحَلَ فَسَارَ

ઊંચો કરતા રહ્યા ત્યાં સુધી કે હુઝૂર જાગી ઉઠયા. હુઝૂર જ્યારે જાગી ગયા તો લોકોએ હુઝૂરને જે બન્યુ હતું તેની

غَيْرَ بَعِيدٍ، ثُمَّ نَزَلَ فَدَعَا بِالْوَضُوْءِ فَتَوَضَّأَ وَنُودِيَ بِالصَّلٰوةِ فَصَلَّى بِالنَّاسِ

શિકાયત કરી. એના પર ફર્માવ્યું, કોઈ નુકસાન નથી ! અથવા ફર્માવ્યું, કોઈ નુકસાન ન થશે. અહીંથી ચાલો !

**શબ્દકોશ :** اسرينا અમુક રિવાયતોમાં سرينا છે, તેનો માદો سرىٌ છે જેનો અર્થ રાતમાં ચાલવું છે. جليدًا કરમ યકરૂમથી છે એનો મસ્દર جلاد‌ة جَلد અને جُلُودة આવે છે. એનો અર્થ કવી (મજબૂત) હોવું છે. મુસ્લિમમાં اجوف جليدًا છે. اجوفનો અર્થ છે જે પેટથી અવાજ કાઢે. મુરાદ એ છે કે મજબૂત તથા ભારે અવાજવાળા હતા. مزادتين او سطيحتين مزادة તે મોટા મશકને કહે છે જે બે ચામડાંને સીવીને બનાવવામાં

فَلَمَّا انْفَتَلَ مِنْ صَلٰوتِهٖ إِذَا هُوَ بِرَجُلٍ مُّعْتَزِلٍ لَّمْ يُصَلِّ مَعَ الْقَوْمِ قَالَ

ત્યાંથી ચાલ્યા, થોડીવાર ચાલીને ઉતર્યા અને વુઝૂનું પાણી શોધ્યું. પછી નમાઝના માટે અઝાન આપવામાં

مَا مَنَعَكَ يَا فُلَانُ أَنْ تُصَلِّيَ مَعَ الْقَوْمِ قَالَ أَصَابَتْنِيْ جَنَابَةٌ وَّلَا مَاءَ

આવી. હુઝૂરે લોકોને નમાઝ પઢાવી. જ્યારે નમાઝથી ફારિગ થયા (તો જોયું) એક શખ્સ અલગ છે. સૌની સાથે

قَالَ عَلَيْكَ بِالصَّعِيْدِ فَإِنَّهٗ يَكْفِيْكَ ، ثُمَّ سَارَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

નમાઝ ન પઢી. તેણે ફર્માવ્યું, હે ફલાણા ! સૌની સાથે નમાઝ પઢવાથી તને કઈ ચીજે રોક્યો ? તેમણે અર્ઝ કરી,

وَسَلَّمَ ، فَاشْتَكٰى إِلَيْهِ النَّاسُ مِنَ الْعَطَشِ فَنَزَلَ فَدَعَا فُلَانًا كَانَ يُسَمِّيْهِ

મને જનાબત લાગુ થઈ ગઈ છે અને ગુસ્લના માટે પાણી નથી. ફર્માવ્યું, માટી વડે તયમ્મુમ કર, એ તારા

أَبُوْ رَجَاءٍ ، نَسِيَهٗ عَوْفٌ وَّدَعَا عَلِيًّا ، فَقَالَ اِذْهَبَا فَابْتَغِيَا الْمَاءَ فَانْطَلَقَا

માટે પૂરતુ છે. ત્યારબાદ નબી ﷺ થોડે દૂર ચાલ્યા તો લોકોએ હુઝૂરને તરસની શિકાયત કરી. એના

فَتَلَقَّيَا امْرَأَةً بَيْنَ مَزَادَتَيْنِ أَوْ سَطِيْحَتَيْنِ مِنْ مَّاءٍ عَلٰى بَعِيْرٍ لَّهَا فَقَالَا لَهَا

લીધે ઉતરી પડયા અને ફલાણાને બોલાવ્યો. અબૂરજા એનું નામ લેતા હતા. ઔફ ભૂલી ગયા અને અલીને

أَيْنَ الْمَاءُ قَالَتْ عَهْدِيْ بِالْمَاءِ أَمْسِ هٰذِهِ السَّاعَةَ وَنَفَرُنَا خُلُوْفًا

બોલાવ્યા. અને ફર્માવ્યું, તમે બંનેવ જાવ અને પાણી શોધો. એ બંનેવ ચાલ્યા તો તેમને એક સ્ત્રી મળી જે

قَالَا لَهَا انْطَلِقِيْ إِذًا قَالَتْ إِلٰى أَيْنَ قَالَا إِلٰى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى

પાણીથી ભરેલી બે પખાલો અથવા બે મોટી મશકોની વચ્ચે પોતાના ઊંટ પર બેઠી હતી. તે હઝરાતે તે

عَلَيْهِ وَسَلَّمَ قَالَتِ الَّذِيْ يُقَالُ لَهُ الصَّابِئُ قَالَا هُوَ الَّذِيْ تَعْنِيْنَ فَانْطَلِقِيْ

સ્ત્રીને પૂછયું કે પાણી ક્યાં છે ? તેણીએ જણાવ્યું કે હું પાણી પાસે કાલે આ સમયે હતી અને અમારા

فَجَاءَا بِهَا إِلٰى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَحَدَّثَاهُ الْحَدِيْثَ ـ قَالَ

પુરૂષો પાછળ રહી ગયા. તે બંનેવે કહ્યું કે જો એવું છે તો ચાલ ! તેણીએ કહ્યું, ક્યાં ? બંનેવે ફર્માવ્યું,

આવ્યું હોય જેને પખાલ કહે છે અને એ જ અર્થ سطیحة નો પણ છે. મશક કેવળ એક ચામડાની હોય છે જેમાં ગરદનની તરફ જેમનું તેમ રાખે છે અને બીજી બાજુ સીવી કાઢે છે. મશક નાની હોય છે અને પખાલ મોટી હોય છે, એના માટે અરબીમાં બીજો શબ્દ "રાવિયા" પણ છે. مزادتین અને سطیحتین રાવીની શંકા છે. મક઼સદ એ છે કે શૈખે مزادتین કહ્યું હતું અથવા سطیحین કયો શબ્દ હતો એમાં રાવીને શંકા હતી કે અર્થ એક જ છે મેં કેવળ

فَاسْتَنْزَلُوْهَا عَنْ بَعِيْرِهَا وَدَعَا النَّبِيُّ صَلَّى اللهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ بِإِنَاءٍ فَفَرَّغَ

રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં. તેણીએ કહ્યું, તે જ જેમને સાબી કહેવામાં આવે છે ! તે બંનેવે કહ્યું, હા ! એ

فِيْهِ مِنْ أَفْوَاهِ الْمَزَادَتَيْنِ أَوِ السَّطِيْحَتَيْنِ وَأَوْكَأَ أَفْوَاهَهُمَا وَأَطْلَقَ

જ જેમને તું સમજે છે, ત્યાં ચાલ. આ બંનેવ હઝરાત રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં તેણીને લાવ્યા અને પ્રસંગ

الْعَزَالِيَ وَنُوْدِيَ فِي النَّاسِ، اَسْقُوْا وَاسْتَقُوْا، فَسَقٰى مَنْ سَقٰى وَاسْتَقٰى مَنْ

વર્ણવ્યો. રાવીએ કહ્યું, અને તેણીને તેના ઊંટ પરથી ઉતારી અને નબી ﷺએ વાસણ મંગાવ્યું અને તેમાં

شَاءَ وَكَانَ اٰخِرُ ذَاكَ اَنْ اَعْطَى الَّذِيْ اَصَابَتْهُ الْجَنَابَةُ إِنَاءً مِّنْ مَّاءٍ

બંને પખાલો અથવા મશકોના મુખેથી થોડુક પાણી નાખ્યું અને તેમનાં મુખ બાંધી દીધાં અને એની નીચેનું સાંકડુ

قَالَ اذْهَبْ فَأَفْرِغْهُ عَلَيْكَ۔ وَهِيَ قَائِمَةٌ تَنْظُرُ إِلٰى مَا يُفْعَلُ بِمَائِهَا

મુખ ખોલી આપ્યું અને લોકોમાં એલાન કરી દેવામાં આવ્યું કે પાણી પોતે પણ પીઓ અને જાનવરોને

وَايْمُ اللهِ لَقَدْ أُقْلِعَ عَنْهَا وَإِنَّهُ لَيُخَيَّلُ إِلَيْنَا أَنَّهَا أَشَدُّ مِلْأَةً مِّنْهَا حِيْنَ

પણ પીવડાવો. જેમને પીવું હતું પીધું અને જેણે ઈચ્છયું જાનવરોને પીવડાવ્યું અને સૌના અંતે એક વાસણ પાણી

اُبْتُدِئَ فِيْهَا۔ فَقَالَ النَّبِيُّ صَلَّى اللهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ اجْمَعُوْا لَهَا، فَجَمَعُوْا

તેને આપ્યું જેને જનાબત લાગુ થઈ હતી અને ફર્માવ્યું, જાવ ! એને તમારા પર નાખી લો ! (નહાઈ લો) અને

لَهَا مِنْ بَيْنِ عَجْوَةٍ وَّدَقِيْقَةٍ وَّسَوِيْقَةٍ حَتّٰى جَمَعُوْا لَهَا طَعَامًا فَجَعَلُوْهُ فِيْ

તે સ્ત્રી ઉભી ઉભી આ બધું જોતી રહી જે તેણીના પાણી સાથે કરવામાં આવી રહ્યું હતું. અને ખુદાની કસમ !

ثَوْبٍ وَّحَمَلُوْهَا عَلٰى بَعِيْرِهَا وَوَضَعُوا الثَّوْبَ بَيْنَ يَدَيْهَا فَقَالَ لَهَا

જ્યારે તે મશકોથી પાણી લેવાનું બંધ કરવામાં આવ્યું તો અમને એવું લાગી રહ્યું હતું કે તે અત્યારે અધિક ભરેલાં

تَعْلَمِيْنَ مَا رَزِئْنَا مِنْ مَّائِكِ شَيْئًا وَّلٰكِنَّ اللهَ هُوَ الَّذِيْ اَسْقَانَا۔ فَأَتَتْ اَهْلَهَا

છે એ સમય કરતાં કે જ્યારે એનાથી પાણી લેવાનું શરૂ કરવામાં આવ્યું હતું. ત્યારબાદ નબી ﷺએ ફર્માવ્યું,

યકીનના માટે تفتن નો તર્જુમો مزادتين પખાલો લખ્યો અને سطيحتين નો મોટો મશક કર્યો છે. اَمس થી ગઈકાલ છે. એ હિજાઝીઓને ત્યાં હમેશાં "ઝેર" રહે છે. અને તમીમીઓની નજીક મુઅરબ ગૈર મુન્સરિફ છે અદ્લ તથા ઈલ્મિયતના કારણે. نفر ત્રણથી લઈને દસથી ઓછા પુરૂષોની જમાઅત માટે બોલવામાં આવે છે. خُلوف۔ خالف મુસાફિરનું બહુવચન છે જેમ કે શાહિદનું બહુવચન શહૂદ છે. شهود۔ اوکأ બંધન વડે મજબૂત બાંધવું. عزالی એ

وَ قَدِ احْتُبِسَتْ عَنْهُمْ - قَالُوْا مَا حَبَسَكِ يَا فُلَانَةُ - قَالَتِ الْعَجَبُ لَقِيَنِيْ

*આ સ્ત્રી માટે કાંઈક જમા કરો ! તો લોકોએ તેણી માટે અજવા, લોટ, સત્તુ, ખાવાનો સામાન ભેગો કરી આપ્યો,*

رَجُلَانِ فَذَهَبَا بِيْ إِلَى هٰذَا الرَّجُلِ الَّذِيْ يُقَالُ لَهُ الصَّابِئُ فَفَعَلَ بِيْ

*અને એક કપડામાં બાંધી આપ્યો, અને તે સ્ત્રીને તેના ઊંટ પર સવાર કરાવી આપી. અને ખાવાનું કપડુ તેણીની*

كَذَا وَكَذَا فَوَاللّٰهِ إِنَّهُ لَأَسْحَرُ النَّاسِ مِنْ بَيْنِ هٰذِهٖ وَهٰذِهٖ وَقَالَتْ

*આગળ મૂકી આપ્યું. હવે હુઝૂરે તેણીને ફર્માવ્યું, અમે તારા પાણીમાંથી કાંઈ ઓછુ નથી કર્યું, હા ! અલ્લાહ જ તે*

عزلاءનું બહુવચન છે. પખાલ તથા મશકમાં બે મુખદ્વાર હોય છે. એક ઉપરનું મોટુ જેના વડે પાણી ભરે છે અને એક નાનુ નીચે જેના વડે જરૂરત મુજબ પાણી લેવામાં આવે છે. عزلاءએ જ નીચેવાળા મુખને કહે છે. وايم اللهએ અસલમાં اَيْمُنُ الله હતું. આ તે શબ્દોમાંથી છે જે કસમના માટે બનેલા છે. ક્યારેક 'નૂન'ને હઝફ કરીને ايم الله કહે છે. શરૂમાં હમ્ઝા એ હમ્ઝાએ વસ્લ છે. એક આ જ હમ્ઝાએ વસ્લ એવો છે જે મફતૂહ આવે છે. ايمُ الله، مبتداء એની ખબર કસમી મહઝૂફ છે, અને હમેશાં મહઝૂફ રહે છે જેમ કે لعمركમાં. عَجْوَةٌ ખજૂરના એક પ્રકારનું નામ છે જે મદીના પાકના ખજૂરોમાં સૌથી ઉમદા હોય છે. તેનું બીજુ નામ "લીના" પણ છે. તેના હદીષમાં ફઝાઈલ પણ આવેલ છે.

مارَزِئْنَا-سَمِعَ يَسْمَعُથી છે, અમે નથી ઘટાડયું. અમુક રિવાયતોમાં زاءને ઝબર પણ આવેલ છે. العجب ફેઅલે મહઝૂફ حَبَسَنِىْનો કર્તા છે. الصِرْمُ તે થોડાંક ઘરો જે આબાદીથી અલગ એકઠાં બન્યાં હોય.

**فى سفر : (ફી સફર)** : આ બનાવ કયા સફરમાં ઉપસ્થિત થયો ? કેટલાક લોકોએ કહ્યું કે ખૈબરથી પરત થતાં, અમુકે કહ્યું, હુદૈબિયાથી પરત થતાં, અમુક સંશોધકોએ ફર્માવ્યું કે તબૂકના માર્ગમાં આ બનાવ બન્યો. જેમ કે હઝરત ઉક્બા બિન આમિર رضی اللہ عنہની હદીષમાં વર્ણન થયેલ છે જેને ઈમામ અબ્દુર્રઝ્ઝાકે પોતાના મુસ્નફમાં અને બયહકીએ દલાઈલુન્નબુવ્વહ્માં વર્ણન કર્યુ છે અને એ જ સહીહ છે કે એ બનાવમાં તયમ્મુમનો હુકમ ઈર્શાદ ફર્માવ્યો. અને અમે અગાઉ હદીષ નં. ૨૩૫માં તહકીક કરી ચૂક્યા કે તયમ્મુમની આયત ગઝવાએ ઝાતુર્રિકાઅથી પરત થતાં નાઝિલ થઈ જે ખૈબર પછી થયો હતો. સહીહ તથા સંશોધન થયેલ એ જ છે કે સફરમાં ફજરની નમાઝ કઝા થવાનો બનાવ વિવિધ વાર થયો છે. એકવાર ખૈબરથી વાપસીમાં, જેમાં એ છે કે હઝરત બિલાલ رضی اللہ عنہ એ જાગતા રહેવાની જિમ્મેદારી લીધી હતી પણ તે સૂઈ ગયા અને સૌ પ્રથમ હુઝૂરે અકરમ ﷺ જાગ્યા. મુસ્લિમ તથા અબૂ દાઊદમાં હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી મરવી છે. *(મુસ્લિમ, ૧/૨૩૮, મસાજિદ બાબુ કઝા ઉસ્સલાતિલ્, ફાઈતહ્, અબૂ દાઊદ, ૧/૬૨, ૧/૬૨–સલાત)*

બીજો હુદૈબિયાથી પરત થતાં, તેમાં પણ હઝરત બિલાલે જ સૌને જગાડવાની જિમ્મેદારી લીધી હતી અને પોતે પણ સૂઈ ગયા. અને ફલાણા ફલાણા અને હઝરત ઉમર رضی اللہ عنہ જાગ્યા. એને અબૂ દાઊદે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہماથી રિવાયત કરી છે. *(અબૂ દાઊદ, ૬૪)*

ત્રીજીવાર કોઈ અન્ય સફરમાં, જેમાં એ છે કે રસૂલુલ્લાહ ﷺ માર્ગથી હટીને સૂતા હતા. આ મુસ્લિમ તથા અબૂ દાઊદમાં હઝરત અબૂ કતાદાથી રિવાયત પામેલ છે. *(ઉપર મુજબ)*

**كان اول من استيقظ** : બુખારી અલામતે નબુવ્વત અને મુસ્લિમ બાબે કઝાઉસ્સલાતિલ ફાઈતહ્માં છે કે સૌથી પ્રથમ હઝરત સિદ્દીકે અકબર ઉઠયા. બીજા તથા ત્રીજા કોણ ઉઠયા એમનાં નામો યકીની તૌર પર માલૂમ

بِاِصْبَعَيْهَا الْوُسْطٰى وَالسَّبَّابَةِ فَرَفَعَتْهُمَا اِلَى السَّمَاءِ تَعْنِىْ السَّمَاءَ وَالْاَرْضَ

છે જેણે અમને પાણી પીવડાવી આપ્યું. ત્યારબાદ સ્ત્રીને પોતાનાં ઘરવાળાંઓએ પૂછયું, હે ફલાણી !

اَوْ اِنَّهٗ لَرَسُوْلُ اللّٰهِ حَقًّا فَكَانَ الْمُسْلِمُوْنَ بَعْدُ يُغِيْرُوْنَ عَلٰى مَنْ حَوْلَهَا

તને કઈ ચીજે રોકી ? તેણીએ કહ્યું, આશ્ચર્યજનક વાત છે, મને બે શખ્સ મળ્યા અને તેમની ખિદમતમાં લઈ

مِنَ الْمُشْرِكِيْنَ وَلَا يُصِيْبُوْنَ الصِّرْمَ الَّذِىْ هِىَ مِنْهُ. فَقَالَتْ يَوْمًا

ગયા જેમને સાબી કહેવામાં આવે છે, તો એમણે આવુ કર્યું. ખુદાની કસમ ! તે શખ્સ આના તથા એના

لِقَوْمِهَا مَا اَرٰى اَنَّ هٰؤُلَاءِ الْقَوْمَ قَدْ يَدْعُوْنَكُمْ عَمَدًا فَهَلْ لَّكُمْ

વચ્ચે સૌથી મોટો જાદૂગર છે અને એણે પોતાની વચલી તથા કલમાની આંગળીઓથી ઈશારો કર્યો, તે

فِى الْاِسْلَامِ فَاَطَاعُوْهَا فَدَخَلُوْا فِى الْاِسْلَامِ قَالَ اَبُوْ عَبْدِ اللّٰهِ

બંનેને આસ્માનની તરફ ઉઠાવી તેણીની મુરાદ જમીન તથા આસ્માન હતી, ક્યાં તો તે યકીનન ! અલ્લાહના

صَبَا خَرَجَ مِنْ دِيْنٍ اِلٰى غَيْرِهٖ وَقَالَ اَبُو الْعَالِيَةِ الصَّابِئِيْنَ فِرْقَةٌ

સાચા રસૂલ છે. ત્યારબાદ મુસલમાન તે સ્ત્રીના આસપાસના મુશ્રિકો પર છાપો મારતા રહ્યા અને આ સ્ત્રી

مِّنْ اَهْلِ الْكِتَابِ يَقْرَؤُوْنَ الزَّبُوْرَ. اَصْبُ اَمِلْ.

જે મહોલ્લામાં હતી તેને છોડી આપતા. એના પર એ સ્ત્રીએ એક દિવસે પોતાની કૌમને કહ્યું, હું સમજુ છું કે આ લોકો તમને જાણીબુઝીને છોડી આપે છે. તો શું હવે તમને ઈસ્લામ કબૂલ કરવા પ્રત્યે રૂચી છે ? તો કૌમે તેણીની વાત માની લીધી અને સૌ ઈસ્લામમાં દાખલ થઈ ગયા★. અબૂ અબ્દુલ્લાહે કહ્યું, ઈમામ બુખારીએ કહ્યું, 'સબા'નો અર્થ છે એક દીનથી નીકળીને બીજા દીનમાં દાખલ થયું. અને અબૂ આલિયાએ કહ્યું, "સાઈબીન" અહલે કિતાબનો એક ફિર્કો છે જેઓ ઝબૂર પઢતા હતા "અસ્બુ"નો અર્થ છે, હું આકર્ષિત છું.

ન થઈ શક્યાં. અલ્લામા ઈબ્ને હજરનો કયાસ એ છે કે બીજા હદીષના રાવી ઈમરાન ઈબ્ને હસીન હતા. એટલા માટે કે આપ જે રીતે હદીષ વર્ણવી રહ્યા છે એ દર્શાવી રહ્યું છે કે તેમણે સર્વ કાંઈ જોઈને વર્ણન કર્યું છે. અને ત્રીજા સાહબ ઝૂફજર છે જેઓ આ સફરમાં હુઝૂરે અકદસ ﷺની ખિદમત કરી રહ્યા હતા. અલ્લામા અયનીએ એના પર એક પકડ કરી કે આ કયાસ તથા અંદાઝથી હદીષમાં હેરફેર કરવું છે. વલ્લાહુ તઆલા અઅ્લમ.

**વર્ગીકરણ** : અહીં એવું છે કે હઝરત ઉમરે ઉઠીને તકબીર કહેવી શરૂ કરી અને અલામાતે નબુવ્વતમાં છે કે સૌ પ્રથમ હઝરત સિદ્દીકે અકબર ઉઠયા અને તકબીર કહેવા લાગ્યા. પણ બંનેમાં નકાર નથી. હકીકત એ જ છે કે સિદ્દીકે અકબરે પણ તકબીર કહી પણ તેમનો અવાજ ઊંચો ન હતો અને હુઝૂર જાગૃત ન થયા અને હઝરત ફારૂકે આ'ઝમનો અવાજ ઘણો જ ઊંચો હતો એનાથી જાગી ઉઠયા, એનો લેહાઝ કરીને અહીં સંક્ષિપ્ત કરી દીધું

★(બુખારી, ૧/૪૯, તયમ્મુમ, ૧/૫૦–તયમ્મુમ, ૧/૫૦૪ મનાકિબ બાબુ અલામતુન્નબુવ્વત, મુસ્લિમ, ૧/૨૪૦–મસાજિદ બાબુ કઝાઉસ્સલાતુલ ફાઈતહ, નિસાઈ, ૧/૬–તહારત, દારમી, વુઝૂ, ૬૫, મુસ્નદે અહમદ)

અને અલામાતે નબુવ્વતમાં સંપૂર્ણ વાત રજૂ કરી આપી.

**وکان النّبی ﷺ اذا نام لم نو قظه** : આના પર એક સખત શંકા એ છે કે હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું, **ان عینی تنامان ولا ینام قلبی** "મારી આંખો સૂએ છે અને દિલ જાગૃત રહે છે." *(અયની, ૪/૨૮)* છતાં હુઝૂરે અક્દસ ﷺને એની ખબર કેમ ન થઈ કે ફજરની નમાઝનો સમય થઈ ગયો, સૂરજ નીકળનાર છે.

એનો સૌથી ઉમદા અને ઠોસ જવાબ એ છે જે ઉસ્તાઝી જલાલતુલ ઈલ્મ હાફિઝે મિલ્લત હઝરત અલ્લામા હાફિઝ અબુલ ફૈઝ અબ્દુલ અઝીઝ સાહબ رحمۃ اللہ علیہ બાની જામિઆ અશ્રફિયા મુબારકપુરે આપ્યો છે. ઈર્શાદ ફર્માવે છે : ભલે દિલ મહસૂસાત તથા મઅકૂલાત બંનેને જાણી લે છે પણ મેહસૂસાતને જાણવાના માટે હવાસ (શરીરના અંગો થકી)નો વાસ્તો જરૂરી છે. ફજરનું તુલૂઅ થવું આંખથી જોઈ શકાય છે એને જાણવાના માટે આંખનો વાસ્તો જરૂરી છે. કેમ કે મુબારક આંખો સૂઈ રહી હતી એટલા માટે દિલ મુબારક ફજર થવાનું મેહસૂસ ન કરી શકી. એની હિકમત એ હતી કે જેમ કે જાગવાની હાલતમાં કદી કદી સહવ થઈ ગયો છે એ મસ્લેહતથી કે સહવની તલાફી (માફી) અને કઝાના હુકમોનું બયાન અને તેની સ્પષ્ટતા રસૂલેપાકના અમલ થકી થઈ જાય. આ રીતે સૂવાના કારણે નમાઝની કઝા પણ એ જ હિકમતના લીધે છે કે કઝાના હુકમોનું વર્ણન તથા તેની સ્પષ્ટતા હુઝૂરે અક્દસ ﷺના મુબારક અમલ થકી થઈ જાય.

**فار تحلوا** : ત્યાંથી કૂચ કરવાનું કારણ અબૂ હુરૈરહ رضی اللہ عنہની હદીષમાં વર્ણન થયેલ છે કે **ھذا منزل حضرفیه الشیطان** "એ જગાએ શૈતાન આવી ગયો." *(મુસ્લિમ, ૧૩૮)*

**فَدَ فلان** : એ હદીષના રાવી ખૂદ હઝરત ઈમરાન હતા, જેમ કે ઈબ્ને ઝરીરની રિવાયત છે. હુઝૂરે અક્દસ ﷺની સામે જે અમુક સવારો હતા એમની સાથે મને પાણીની તલાશ કરવાના માટે પૂરી ઉતાવળ સાથે મોકલ્યો. *(અયની, ૪/૨૯)*

આ રિવાયતથી જાણવા મળ્યું કે કેવળ હઝરત ઈમરાન અને હઝરત અલી જ ન ગયા હતા બલ્કે એક જમાઅત ગઈ હતી જેના અમીર હઝરત અલી کرم اللہ وجہہ الکریم રહ્યા હશે અને ખાસ લોકોમાં હઝરત ઈમરાન હશે. એટલા માટે બુખારીની આ રિવાયતમાં ખાસ રીતે આ બંનેનું વર્ણન છે.

**فَفَرَّغ** : મુસ્લિમમાં છે, **فَمَجَّ فی العزلاوین العلیا وین** બયહકી અને તિબ્રાનીમાં છે :–

**فمضمض فی المَاءِ وَاعاده فی افواه المزادتین۔** પાણીમાં કુલ્લી કરીને મશકોના મુખદ્વારોમાં રાખી દીધું એની બરકતથી પાણી સૌએ પીધું, જાનવરોને પીવડાવ્યું પણ ઓછુ ન થયું.

**મસાઈલ** : આ હદીષથી આ મસાઈલ નીકળ્યા : (૧) બુઝુર્ગોની અદબ દરેક સંજોગોમાં અનિવાર્ય છે. તે સૂઈ રહ્યા હોય તો તેમને સંબોધીને પુકારવા પણ ન જોઈએ. (૨) કોઈ ફર્માંબરદારી છૂટી જવા પર અફસોસ થવો પસંદીદા છે. (૩) પોતાના વાંક વિના નમાઝ કઝા થઈ જશે તો કોઈ ગુનોહ નથી. (૪) સફરમાં સાથીઓનો ખયાલ રાખવો લાઝિમ છે. (૫) પાણી પર કુદરત ન હોવાની સ્થિતિમાં જુનુબીને પણ તયમ્મુમ પૂરતુ છે. (૬) પૂરી જમાઅતની નમાઝ કઝા થઈ જાય તો અઝાન પણ સુન્નત છે અને જમાઅત પણ. (૭) સખત તરસ દૂર કરવા માટે બીજાનું પાણી બળપૂર્વક વળતર ચૂકવીને લેવું જાઈઝ છે. (૮) વુઝૂ તથા ગુસ્લ પર તરસને અગ્રતા છે. (૯) ભેટ વગેરે અને તેનો બદલો જીભથી કહ્યા વિના લેવું આપવું જાઈઝ છે. (૧૦) કાફિરોનાં વાસણો અને પાણી તથા ખાવાનો ઉપયોગ જાઈઝ છે જ્યાં સુધી નાપાકી તથા હરામ હોવાનું યકીન ન હોય. (૧૧) છૂટી ગયેલી નમાઝની અદાયગીમાં જરૂરત પૂરતું મોડુ કરવું દુરુસ્ત છે. (૧૨) હઝરત ફારૂકે આઝમ દીની મામલામાં સૌથી મજબૂત તથા કડક હતા. (૧૩) "ઈસ્તેલાએ તામ"થી હર્બીઓનો માલ મુસલમાનો માટે હલાલ છે. "ઈસ્તેલાએ તામ" એટલે તે માલ પૂર્ણ પણે કબજામાં આવી જાય, ઈસ્લામના લશ્કર અથવા દારુલ ઈસ્લામમાં પહોંચી જાય.

**قال البوعبد الله** : સાબીનો શબ્દ બે માદ્દાઓ વડે બન્યો છે, એક **صَبَأَ یَصْبُوا**થી નાકિસે વાવી છે એનો

ت ⑧٠ وَيُذْكَرُ اَنَّ عَمْرَو بْنَ الْعَاصِ، اَجْنَبَ فِيْ لَيْلَةٍ بَارِدَةٍ

**[તઅલીક઼ : ૮૦]** *"અને વર્ણન કરવામાં આવે છે કે હઝરત અમ્ર ઈબ્ને આસને એક ઠંડી રાતમાં જનાબત*

فَتَيَمَّمَ وَتَلاَ وَلاَ تَقْتُلُوْا اَنْفُسَكُمْ اِنَّ اللّٰهَ كَانَ بِكُمْ رَحِيْمًا فَذُكِرَ ذٰلِكَ

*લાગુ થઈ ગઈ તો તેમણે તયમ્મુમ કર્યું અને આ આયત તિલાવત કરી, પોતે પોતાને હલાક ન કરો, નિઃશક !*

શાબ્દિક અર્થ છે માઈલ થવું (વળવું), દિલી લગાવ થવો. અને એક صَبَأَ يَصْبَأُથી મહમૂઝ લામ છે, એનો અર્થ લુગતમાં છે, એક દીનથી નીકળ્યો અને બીજા દીનમાં પ્રવેશ પામ્યો.

આ હદીષમાં "સાબી"નો શબ્દ આવ્યો છે. એના બારામાં ઈમામ બુખારી બતાવી રહ્યા છે કે એનો અર્થ એક દીનથી નીકળીને બીજા દીનમાં દાખલ થવું છે. અરબના જાહિલ હુઝૂરે અક઼દસ ﷺને "સાબી" એના લીધે કહેતા હતા કે હુઝૂરે કુરૈશના મઝહબને બદલે દીને ઈબ્રાહીમી અપનાવ્યો હતો. કુર્આન મજીદમાં صائبينનો શબ્દ આવ્યો છે. શાબ્દિક સામ્યતાને કારણે ઈમામ બુખારી, અબુલ આલિયાનો કૌલ નકલ કરીને એવું દર્શાવવા ચાહે છે કે એ એહલે કિતાબનો એક ફિર્કો છે જે ઝબૂર પઢતો હતો. એનો સાર એ નીકળ્યો કે "સાઈબીન" અહલે કિતાબમાંથી છે. એની પૂરી તેહકીક઼ તેના મોકા પર આવશે.

સૂરએ યૂસુફમાં اَصْبُનો શબ્દ છે જે નાક઼િસે વાવી છે. એનો અર્થ اَمِلُ છે એટલે કે "હું આકર્ષિત થઈ જઈશ." અલ્લામા અયનીની તેહક઼ીક઼ એ છે કે આ હદીષમાં "સાબી"નો જે શબ્દ છે એ નાક઼િસે વાવી છે. એટલા માટે કે અરબવાસીઓ જે શખ્સ મુસલમાન થઈ જતો તેને مصبُوٌّ અને સામાન્ય મુસલમાનને صُبَاةٌ કહેતા હતા. જે "સાબી" નાકિસનું બહુવચન છે. જેમ કે ગાઝીની ગુઝાત ક઼ાઝીની કુઝાત. જો આ મહમૂઝે લામ હોત તો તેનું ઈસ્મે મફઉલ مصبوء (મસ્બૂઉન્) હમ્ઝાની સાથે આવત જેમ કે مقروءٌ અને બહુવચન صُبَّاءٌ આવત, જેમ કે ક઼ારીનું બહુવચન કુર્રા. હદીષમાં "સાબી"ની રિવાયત બંનેવ રીતે છે, હમ્ઝા સાથે પણ અને હમ્ઝા વિના પણ.

આ હદીષમાં એક ખાસ મુદ્દો એ છે કે એ સહાબિયા બીબીએ કુફ્રની હાલતમાં પણ હુઝૂરે અક઼દસ ﷺની શાને અક઼દસમાં કોઈ ગુસ્તાખી ન કરી, બલ્કે અદબીનો લેહાઝ રાખ્યો. હઝરત અલી كرم الله تعالى وجهه الكريم એ કહ્યું તો એવું કહ્યું, "તે જેમને 'સાબી' કહેવામાં આવે છે." ખૂદ તેણીએ 'સાબી' નથી કહ્યું. એનો ફાયદો તેણીને એ મળ્યો કે ઈમાન નસીબ થયું. એનાથી માલૂમ પડયું કે કાફિર પણ જો અલ્લાહના મહબૂબ બંદાઓની અદબ કરે છે તો તેને ફાયદો પહોંચે છે.

## તઅલીક઼ : ૮૦ની સમજૂતી

**હઝરત ઈબ્ને આસ** رضی اللہ عنہ : મશહૂર સહાબાએ કિરામમાંથી છે. રાજનીતિ, શાસન, બહાદુરી, યુધ્ધની વ્યુહરચના અને મુશ્કેલથી મુશ્કેલ મામલાના હલમાં અજોડ હતા. મશહૂર છે કે દુહાતે અરબ (અરબના હોશિયાર) ચાર છે : મુઆવિયહ, મુગીરહ, અમ્ર ઈબ્ને આસ, ઝિયાદ બિન અબિયહ. એમના બારામાં એ કહેવામાં આવ્યું છે કે એઓ મુશ્કેલ તથા અતિ મુશ્કેલ મામલાઓને ચપટીમાં હલ કરી આપતા હતા. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہ થી સાત વરસ પહેલાં પેદા થયા. અને હઝરત ઉમર رضی اللہ عنہના પછી ૨૦ વરસ જીવંત રહ્યા. નેવુ વરસની ઉમર પામી. સુલહે હુદૈબિયહ અને ફતેહ મક્કા વચ્ચે હિ.સ. ૮ સફર સુધી સૈફુલ્લાહ ખાલિદ બિન વલીદ رضی اللہ عنہની સાથે ખિદમતમાં હાજર થઈને ઈમાનથી મુશર્રફ થયા. તેમની સાથે ઉષ્માન ઈબ્ને તલ્હા પણ હતા. એ લોકો ખિદમતે અક઼દસમાં હાજર થયા તો હુઝૂરે અક઼દસ ﷺએ ફર્માવ્યું, મક્કાએ પોતાના જિગરના ટુકડાઓને તમારી તરફ ફેંકી દીધા છે. તેમનું બયાન છે કે મારા દિલમાં ઈસ્લામ એ જ વખતે ઘર કરી ગયો હતો જ્યારે હું નજાશીને ત્યાં મુસલમાનોને પરત લેવા ગયો હતો. ઈસ્લામ લાવ્યા બાદ બારગાહે અક઼દસના ખાસ

નિકટવર્તીઓમાં સામેલ થઈ ગયા. તેમના દિલમાં હુઝૂરે અક્દસ ﷺનો એટલો એહતેરામ તથા પ્રભાવ હતો કે કદી હુઝૂરે અક્દસ ﷺની પ્રતિ આંખ ઉઠાવીને જોતા નથી. બારગાહમાં હમેશાં નીચી નિગાહ રાખતા હતા. તેમની આગેવાનીમાં હિ.સ. ૮માં ઝાતુસ્સલાસિલની ફોજ ગઈ જેમાં હઝરત સિદ્દીકે અકબર તથા હઝરત ફારૂકે આઝમ رضی اللہ عنہما તેમના હેઠળ હતા. એ જ ગઝવામાં એ પ્રસંગ ઉપસ્થિત થયો જે આ "તઅલીક"માં વર્ણન થયેલ છે. અંતિમ વય મુબારકમાં તેમને હુઝૂરે અક્દસ ﷺએ ઓમાનના વાલી બનાવી દીધા હતા, હુઝૂરે અક્દસ ﷺના વિસાલ સુધી એ હોદ્દા પર બાકી રહ્યા. જ્યાં શામની જંગ શરૂ થઈ તો હઝરત ફારૂકે આઝમે તેમને ફિલિસ્તીનની જંગ પર નિશ્ચિત કર્યા. પછી ફિલિસ્તીનની ફતહ પછી તેમને ઉર્દુન તથા ફિલિસ્તીનના વાલી (હાકિમ) બનાવી દીધા. ત્યાર બાદ મિસ્રની ફતહ માટે નિયુક્ત કર્યા. તેમણે જ્યારે મિસ્ર ફતહ કરી લીધું તો ત્યાંના વાલી બનાવ્યા. હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہએ પણ એ જ હોદ્દા પર બાકી રાખ્યા. પછી ચાર વરસ પછી હોદ્દાથી ઉતારી પાડયા. ત્યાર પછી હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہની હયાત સુધી આપ ફિલિસ્તીન રહ્યા. હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہની શહાદત પછી આપ હઝરત મુઆવિયાની પાસે આવી ગયા અને તેમના ખાસ સલાહકાર અને સહાયક રહ્યા, એટલે સુધી કે સિફ્ફીનના બનાવ પછી ફેંસલો કરનાર (હકમ) બનાવવા પર એકમતિ સધાઈ તો હઝરત મુઆવિયાએ તેમને પોતાના તરફથી હકમ બનાવ્યા. દુમતુલજંદલના અફસોસજનક બનાવ પછી હઝરત મુઆવિયાએ મિસ્ર પર તેમને વાલી બનાવ્યા. એ જ હાલતમાં ખાસ ઈદુલ ફિત્રના દિવસે હિ.સ. ૪૩ના રોજ મિસરમાં જ વિસાલ ફર્માવ્યો. તેમના સાહબઝાદા હઝરત અબ્દુલ્લાહએ તેમની જનાઝાની નમાઝ પઢાવી, પછી ઈદની નમાઝ પઢાવી, ફઝહના ઈલાકા મક્તમમાં દફન કરવામાં આવ્યા. એ વસિયત ફર્માવી ગયા હતા કે, જ્યારે મને દફન કરી ચૂકો તો મારી ક્બ્ર પર એટલી વાર બેઠેલા રહેજો જેટલી વારમાં ઊંટ ઝબહ કરીને તેનો ગોશ્ત વહેંચી દેવામાં આવે છે, જેથી મને હુંફ મળે. તેમના થકી ૩૭ હદીષો રિવાયત પામી છે જેમાંથી ત્રણ બુખારીમાં છે. *(અયની, ૪/૩૪, બાબુત્તયમ્મુમ, અલ્ ઈસ્તિયાબ, અસાબા)*

**સરિય્યા ઝાતુસ્સલાસિલ** : આ બનાવ ઝાતુસ્સલાસિલમાં થયો હતો. આ સરિય્યા જમાદીયુલ ઉલા હિ.સ. ૮માં થયો હતો. તેનું નામ ઝાતુસ્સલાસિલ એટલા માટે પડયું કે એ ક્બીલા જઝામની ભૂમિમાં થયો હતો જેનું નામ સલસલ છે, એ મદીનાથી દસ દિવસના અંતરે "વાદીએ કુરા"ની આગળ છે.

**પરિપૂર્ણતા** : પૂરી વિગત એ છે કે જે ખૂદ અમ્ર ઈબ્ને આસે વર્ણવી કે મને સરિય્યા ઝાતુસ્સલાસિલમાં જનાબત લાગુ થઈ ગઈ. શિયાળાની રાત હતી. મને ભય જણાયો કે સ્નાન કરીશ તો ક્યાંક મરી ન જાઉં ! જેથી તયમ્મુમ કરીને મેં સવારની નમાઝ પઢી. પરત થતાં લોકોએ નબી કરીમ ﷺથી એના વિશે વાત કરી. તેના પર હુઝૂર ﷺએ મને પૂછયું તો મેં કારણ દર્શાવ્યું અને આ આયત તિલાવત કરી : **وَلَا تَقْتُلُوٓا اَنْفُسَكُمْ اِنَّ اللّٰهَ كَانَ بِكُمْ رَحِيْمًا** "પોતે પોતાને હલાક ન કરો, બેશક ! અલ્લાહ તમારા માટે મહેરબાન છે." *(સૂ. નિસાઅ્–૨૯)* આ સાંભળીને હુઝૂરે અક્દસ ﷺએ સ્મિત કર્યું અને કાંઈ ન કહ્યું. *(અબૂ દાઊદ–તહારત, ૧/૪૮)*

**આ હદીષથી આ પ્રમાણે મસ્અલા નીકળ્યા** : ૧. મુહદષ હોય કે જુનુબ જો તેને એવું ગુમાન સવાર હોય કે પાણી વાપરવાથી જીવ ચાલ્યો જશે અથવા બીમારી વધી જશે અથવા સારું થવામાં મોડુ થશે તો તે તયમ્મુમ કરે. ૨. જુનુબી શરઈ મજબૂરી હેઠળ તયમ્મુમ કરીને નમાઝ પઢી લે તો તેને દોહરાવવાની નથી જેમ કે ઈમામ બુખારીના વર્ણવેલ શબ્દ **لم يعنفه** અને અબૂ દાઊદના **ولم يقل شيئا**થી જાહેર થાય છે. ૩. હુઝૂરે અક્દસ ﷺના જમાનામાં પણ ઈજતેહાદની ઈજાઝત હતી.

## حديث۔ مناظرة ابن مسعود و ابی موسیٰ الاشعری فی تیمم الجنب (۲۴۱)

**[હદીષ : ૨૪૧] "પાણી પર શક્તિમાન ન હોય તો જુનૂબી પણ તયમ્મુમ કરી શકે છે"**

عَنْ شَقِيْقٍ قَالَ كُنْتُ جَالِسًا مَّعَ عَبْدِ اللهِ وَ اَبِىْ مُوْسَى الْاَشْعَرِيِّ رَضِىَ اللهُ

*"શકીક ઈબ્ને સલ્માએ કહ્યું, હું, અબ્દુલ્લાહ (ઈબ્ને મસઊદ) અને હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہما ની*

تَعَالٰى عَنْهُمَا فَقَالَ لَهٗ اَبُوْ مُوْسٰى لَوْ اَنَّ رَجُلًا اَجْنَبَ فَلَمْ يَجِدِ الْمَاءَ شَهْرًا

*સાથે બેઠો હતો એવામાં અબૂ મૂસાએ અબ્દુલ્લાહને કહ્યું, જો કોઈ જુનુબી થઈ જાય અને એક મહિના સુધી*

اَمَا كَانَ يَتَيَمَّمُ وَ يُصَلِّىْ، قَالَ، فَقَالَ عَبْدُ اللهِ لَا يَتَيَمَّمُ وَ اِنْ كَانَ لَمْ يَجِدْ

*પાણી ન પામે તો શું તે તયમ્મુમ કરે અને નમાઝ પઢે ? રાવીએ કહ્યું, એના પર અબ્દુલ્લાહે કહ્યું, તયમ્મુમ ન*

شَهْرًا فَقَالَ لَهٗ اَبُوْ مُوْسٰى فَكَيْفَ تَصْنَعُوْنَ بِهٰذِهِ الْاٰيَةِ فِىْ سُوْرَةِ الْمَائِدَةِ

*કરે ભલે એક મહિના સુધી પાણી ન મળે. અબૂ મૂસાએ કહ્યું, સૂરએ માઈદાની આ આયતને શું કરશો*

### સમજૂતી : ૨૪૧

**પરિપૂર્ણતા :** આ રિવાયતમાં **قلب** (કલ્બ) છે એટલે કે વાતચીતની નકલમાં આગળ પાછળ થઈ ગયેલ છે. સહીહ સ્થિતિ એ છે કે હઝરત અબૂ મૂસા رضی اللہ عنہ એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہما ને પૂછયું, હે અબ્દુર્રહમાન ! બતાવો, જો કોઈ જુનુબી થઈ જાય અને પાણી ન મેળવી શકે તો શું કરે ? એટલે કે તયમ્મુમ કરીને નમાઝ પઢે અથવા તયમ્મુમ વિના અથવા નમાઝ જ ન પઢે ? હઝરત અબ્દુલ્લાહે ફર્માવ્યું કે નમાઝ ન પઢે. તો હઝરત અબૂ મૂસાએ કહ્યું, અમ્મારની આ રિવાયતને શું કરશો જે તે રિવાયત કરે છે કે નબી ﷺ એ હઝરત અમ્મારને ફર્માવ્યું, તમારા માટે આ પૂરતુ છે. (તયમ્મુમ તરફ નિર્દેશ કર્યો) હઝરત અબ્દુલ્લાહે ફર્માવ્યું, શું તમને ખબર નથી કે હઝરત ઉમરે અમ્મારના કૌલ (કથન) પર સંતોષ ન દર્શાવ્યો ?! હવે હઝરત અબૂ મૂસાએ કહ્યું, ચાલો ! આપણે અમ્મારના કથનને છોડીએ છીએ પણ આ આયતનું શું કરશો ? એનો જવાબ હઝરત અબ્દુલ્લાહ આપી ન શકાય, અને એવું કહ્યું, જો આપણે જુનુબીને તયમ્મુમની ઈજાઝત આપી દઈએ તો જ્યારે કોઈને પાણી ઠંડુ લાગશે તો ગુસ્લ કરશે નહીં, તયમ્મુમ કરવા લાગશે. અઅમશે કહ્યું, મેં શકીકને કહ્યું. હઝરત અબ્દુલ્લાહે આ કારણે એને નાપસંદ કર્યું, તો શકીકે કહ્યું, હા ! એમાં થોડુ સંક્ષિપ્તમાં છે પૂરી તફસીલ તે છે જે હદીષ ૨૩૯ માં આવી ગયેલ છે કે હઝરત અમ્મારે હઝરત ઉમરને એવું કહ્યું, મને અને તમને હુઝૂરે અકદસ ﷺ એ સરિય્યામાં અથવા ઊંટોની દેખભાવના માટે મોકલ્યા હતા અને મને પણ જનાબત લાગુ (ગુસ્લની હાજત) થઈ ગઈ અને તમને પણ. મેં ચોપગાંની જેમ જમીન પર આળાટીને નમાઝ પઢી લીધી અને તમે ન પઢી. જ્યારે પરત આવીને હુઝૂરની ખિદમતમાં બનાવ રજૂ કર્યો તો એવું ફર્માવ્યું, તમારા માટે એ પૂરતુ હતું.

**પ્રકરણની સ્પષ્ટતા :** આ હદીષ પર ઈમામ બુખારીએ બે પ્રકરણો રચ્યાં છે. પ્રથમ આ છે :– **اذا خاف الجنب علی نفسه المرض اوالموت اوخاف العطش تیمم** "ગુસ્લ કરવાથી જો બીમાર થઈ જાય અથવા

فَلَمْ تَجِدُوْا مَاءً فَتَيَمَّمُوْا صَعِيْدًا طَيِّبًا، فَقَالَ عَبْدُ اللّٰهِ لَوْ رُخِّصَ

(કે ફર્માવ્યું) જો પાણી ન પામો તો પાક માટી વડે તયમ્મુમ કરો. એના પર અબ્દુલ્લાહે કહ્યું, જો આ સ્થિતિમાં

فِیْ هٰذَا لَهُمْ لَاوْ شَكُوْا اِذَا بَرَدَ عَلَيْهِمُ الْمَاءُ اَنْ يَّتَيَمَّمُوا الصَّعِيْدَ

તયમ્મુમની ઈજાઝત આપી દેવામાં આવે તો લોકોને જ્યારે પણ પાણી ઠંડુ લાગશે ત્યારે માટીથી તયમ્મુમ

قُلْتُ وَاِنَّمَا كَرِهْتُمْ هٰذَا لِذَا قَالَ نَعَمْ فَقَالَ اَبُوْ مُوْسٰى اَلَمْ تَسْمَعْ قَوْلَ

કરશે. મેં કહ્યું, તમે આ કારણે નાપસંદ કર્યુ છે ? તેમણે કહ્યું હા ! એના પર અબૂ મૂસાએ કહ્યું, શું તમે એ નથી

عَمَّارٍ لِعُمَرَ بْنِ الْخَطَّابِ بَعَثَنِیْ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فِیْ

સાંભળ્યું જે અમ્મારે ઉમર ઈબ્ને ખત્તાબને કહ્યું હતું ? કે મને રસૂલુલ્લાહ ﷺએ એક કામના માટે મોકલ્યો

મૌતનો અથવા તરસનો ડર હોય તો તયમ્મુમ કરે." એના સમર્થનમાં ઈમામ બુખારીએ "પ્રથમ અમ્ર બિન આસ" નું કથન વર્ણવ્યું. જેમાં એ છે કે હઝરત અમ્ર ઈબ્ને આસે પોતાના ઈજતેહાદ થકી નુકસાનના અંદેશાથી ગુસ્લને બદલે તયમ્મુમ કરીને નમાઝ પઢી. પછી ખિદમતે પાકમાં અર્ઝ કરી તો હુઝૂરે અક્દસ ﷺએ એના પર મૌન સેવ્યું, ન તો એના પર બુરુ કહ્યું ન તો એના માટે ઈન્કાર કર્યો, આ એમના અમલનું સમર્થન છે જેને ઈસ્તેલાહમાં તક્રીર કહે છે. એ રીતે આ ખાસ કાર્યમાં હુઝૂરની પણ ઈજાઝત સાબિત છે. એનાથી જાણવા મળ્યું કે જ્યારે જુનુબી ગુસ્લ પર શક્તિમાન ન હોય તો તયમ્મુમ કરીને નમાઝ પઢે. આ જમહૂર (બહુમતિ) સહાબા તથા ઈમામે આ'ઝમ, ઈમામ માલિક તથા શાફઈ رِضْوَانُ اللّٰهِ تَعَالٰى عَلَيْهِمْ اَجْمَعِيْنَનો મસ્લક છે.

એની સ્પષ્ટતા એ છે કે કુર્આન કરીમમાં છે : فَلَمْ تَجِدُوْا مَاءً فَتَيَمَّمُوْا صَعِيْدًا طَيِّبًا "અને તમે પાણી ન પામો તો પાક માટી વડે તયમ્મુમ કરો." બીજી હુકમી કે પાણી છે પણ પાણી વાપરવા શક્તિમાન નથી, દા.ત. દુશ્મન અથવા જંગલી પ્રાણીઓનો ડર છે, અથવા પાણી કૂવામાં છે પણ તેની પાસે ડોલ કે રસ્સી કે કોઈ એવી ચીજ નથી જેના વડે પાણી ખેંચી શકે. અથવા પાણી થોડું છે અને જો એને ગુસ્લમાં વાપરી નાખવામાં આવે તો તેની અથવા સાથીઓની કે જાનવરોની તરસનો ડર છે. અથવા પાણી વાપરવા માટે જાહેરમાં તો શક્તિમાન છે પણ પાણી વાપરવાથી જાન જવાનો ડર છે, અથવા બીમાર થઈ જવાનો કે બીમારી વધી જવાનો ડર હોય તો એ હકીકતમાં પાણી વાપરવા પર શક્તિ ન થઈ. આ સ્થિતિમાં પાણી મૌજૂદ તો છે પણ એનું હોવું તથા ન હોવું સમાન છે, એટલા માટે હુકમી રીતે જાણે કે પાણી મૌજૂદ નથી, એટલા માટે આ સર્વ સંજોગોમાં તયમ્મુમની ઈજાઝત છે આ સર્વ સંજોગોમાં જુનુબ માટે ખાસ નહીં બલ્કે મુહદષ (વઝૂ વગરના) માટે પણ આ જ હુકમ છે.

આ પ્રકરણના સમર્થનમાં ઈમામ બુખારીએ બીજી દલીલ હઝરત અમ્મારની તે હદીષ રજૂ કરી જે ચર્ચા હેઠળ છે. આ હદીષમાં જે દલીલ થઈ છે તે અસલમાં હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہની છે. એમણે એના પર બે દલીલો સ્થાપિત કરી. એક હઝરત અમ્મારની હદીષમાં એ છે કે ખૂદ હુઝૂરે અક્દસ ﷺએ એ સ્થિતિમાં હઝરત અમ્મારને તયમ્મુમની ઈજાઝત આપી. બીજી દલીલ સૂરએ માઈદાની આયતે તયમ્મુમ છે. આયતથી દલીલ કરવાનો હઝરત અબ્દુલ્લાહે કોઈ જવાબ ન આપ્યો. અલ્બત્ત હઝરત અમ્મારની હદીષ માટે એવું ફર્માવ્યું કે હઝરત અમ્મારના કથન પર હઝરત ઉમરને સંતોષ ન થયો. હઝરત ઉમરને સંતોષ ન થવાનો સબબ એ નથી કે તે હઝરત અમ્મારને જૂઠા સમજતા હતા, બલ્કે હઝરત અમ્મારે એવું બયાન કર્યું હતું કે, "આપ પણ સાથે હતા." પણ હઝરત ફારૂકે આઝમને યાદ ન હતું એટલા માટે ફર્માવ્યું, હે અમ્માર ! અલ્લાહથી ડરો ! હઝરત

حَاجَةٍ فَاَجْنَبْتُ فَلَمْ اَجِدِ الْمَاءَ فَتَمَرَّغْتُ فِي الصَّعِيْدِ كَمَا تَمَرَّغُ الدَّابَّةُ

*હતો, તો હું જુનુબી થઈ ગયો અને પાણી ન મેળવી શક્યો તો માટીમાં એ પ્રમાણે આળોટયો હતો જેમ કે*

فَذَكَرْتُ ذٰلِكَ لِلنَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ اِنَّمَا كَانَ يَكْفِيْكَ

*ચોપગુ પ્રાણી આળોટે છે. મેં નબી કરીમ ﷺ થી એનું વર્ણન કર્યું, તો ફર્માવ્યું, તમારા માટે કેવળ એટલુ*

اَنْ تَصْنَعَ هٰكَذَا وَضَرَبَ بِكَفِّهٖ ضَرْبَةً عَلَى الْاَرْضِ ثُمَّ نَفَضَهَا ثُمَّ مَسَحَ

*પૂરતુ હતું કે આ પ્રમાણે કરી લેત અને હુઝૂરે પોતાની હથેળી એકવાર જમીન પર મારી પછી તેને ખંખેરી*

بِهَا ظَهْرَ كَفِّهٖ بِشِمَالِهٖ اَوْ ظَهْرَ شِمَالِهٖ بِكَفِّهٖ ثُمَّ مَسَحَ بِهِمَا وَجْهَهٗ ، فَقَالَ

*પછી એ માટીને ડાબી હથેળી વડે જમણા હાથની પીઠ પર અથવા ડાબા હાથની પીઠને પોતાની જમણી*

عَبْدُ اللّٰهِ اَفَلَمْ تَرَ عُمَرَ لَمْ يَقْنَعْ بِقَوْلِ عَمَّارٍ۔

*હથેળી વડે ઘસ્યું પછી બંનેને ચહેરા પર મસળ્યા. આ સાંભળીને અબ્દુલ્લાહે કહ્યું, શું તમે નથી જાણતા કે ઉમરને અમ્મારના કથન પર સંતોષ ન થયો." (બુખારી, ૧/૫૦–તયમ્મુમ, બુખારી, ૧/૪૯–તયમ્મુમ, મુસ્લિમ, ૧/૧૬૧ તહારત, અબૂ દાઊદ, ૧/૪૫,૪૬–તહારત બાબુત્તયમ્મુમ, નિસાઈ, ૧/૬૧ તહારત, તયમ્મુમ)*

ઉમર અમ્મારને જૂઠા ન સમજતા હતા. એના પર ધારણા એ છે કે જ્યારે હઝરત અમ્મારે કહ્યું કે, જો તમે કહો તો હું હવે પછી એને બયાન ન કરું. તો ફારૂકે આઝમે ફર્માવ્યું, "મારો હેતુ એ હરગિઝ નથી, તમને યાદ છે તો તમે બયાન કરો." જો એમને જૂઠા જાણત તો જરૂર તેમને આ હદીષ બયાન કરવાથી અટકાવી આપત.

હઝરત અમ્મારે એકવાર આ હદીષને વર્ણન કરી આપી, એનાથી તબ્લીગનો ફર્ઝ અદા થઈ ગયો હતો, એટલા માટે એવું નથી કહી શકાતું કે એમણે ઈલ્મ છુપાવવાની ઈજાઝત માંગી હતી.

હઝરત ઉમર કયા કારણે જુનુબીના માટે ગુસ્લની ઈજાઝત આપતા ન હતા એ ક્યાંય નક્લ થયું નથી, પણ વિચારણા કરતાં એ જાહેર થાય છે કે તે લગભગ આ આયતમાં اَوْلٰمَسْتُمُ النِّسَاءَથી મુરાદ કેવળ હાથથી સ્પર્શવું મુરાદ લે છે એટલા માટે કે તેઓ જો સ્પર્શવાથી સંભોગ મુરાદ લેત તો કુર્આની દલીલની વિરૂદ્ધ કદી ફત્વો ન આપત. હવે હઝરત ઉમરનું દલીલ કરવું આ પ્રમાણે થઈ શકે છે કે ફર્માવવામાં આવ્યું وَاِنْ كُنْتُمْ جُنُبًا فَاطَّهَّرُوْا "જો તમે જુનુબી છો તો સારી રીતે પાક થઈ જાવ." فَاطَّهَّرُوْاથી ઈજમાઅ સાથે ગુસ્લ મુરાદ છે. એના પછી ફર્માવ્યું, જો તમે બીમાર હોઉ અને સફરમાં હોઉ અથવા પત્નીઓને સ્પર્શો અને પાણી ન પામો તો પાક માટી પર તયમ્મુમ કરો.

તો આગળ પાછળના વર્ણનથી જાહેર થઈ ગયું કે તયમ્મુમ કેવળ મુહદષ (વઝૂ વગરના) માટે છે અને જુનુબીના માટે કેવળ ગુસ્લ છે.

રહી ગયા હઝરત ઈબ્ને મસઊદ તો એમણે પોતાના ફત્વાનું કારણ ખૂદ જ જાહેર કરી આપ્યું કે જો જુનુબીને ગુસ્લના બદલે તયમ્મુમની ઈજાઝત આપી દેવામાં આવે તો જેને પણ પાણી ઠંડુ લાગશે તે તયમ્મુમ કરવા માંડશે.

એટલે કે એ ડર છે કે જો જુનુબીને પાણી ન મળવાની સ્થિતિમાં તયમ્મુમની ઈજાઝત આપી દેવામાં આવી તો લોકો થોડીક સરખી વાતોના સબબે ગુસ્લ કરવાને બદલે તયમ્મુમ કરવા લાગશે, અને આવી વાતોને રોકવું જરૂરી છે એટલા માટે જુનુબીને તયમ્મુમની ઈજાઝત ન મળવી જોઈએ. આ હદીષથી જાહેર છે કે સહાબાએ કિરામમાં હઝરત ઉમર અને હઝરત ઈબ્ને મસઊદ رضی اللہ عنہما જુનુબીને ગુસ્લની ઈજાઝત આપતા ન હતા. પરંતુ ઈમામ નવવીએ એક કૌલ નકલ કર્યો છે કે હઝરત ઉમરે આ ફત્વાથી રુજૂઅ કરી લીધું (પોતાનો ફત્વો પાછો લીધો) હતું *(નવવી શરહે મુસ્લિમ, ૧/૧૬૦–તયમ્મુમ)* હઝરત શૈખુલ ઈસ્લામ નબીરા હઝરત શૈખ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہએ પોતાની શરહ *(ભાગ–૨, પેજ–૩૫૪, તયમ્મુમ)*માં ફર્માવ્યું કે ઈબ્ને અબી શયબામાં મુન્કતઅ સનદ સાથે એ ઉલ્લેખ થયેલ છે કે હઝરત ઈબ્ને મસઊદે પણ પોતાના ફત્વાથી રુજૂઅ કરી લીધું હતું. એ રીતે હવે એના પર ઈજમાઅ થઈ ગયો કે જુનુબીને જો પાણી વાપરવાની શક્તિ ન હોય તો તયમ્મુમ કરીને નમાઝ પઢે.

આ હદીષ પર ઈમામે બીજુ પ્રકરણ આ રચ્યું છે : "તયમ્મુમ કેવળ એકવાર હાથ મારવું છે." એના પર સંપૂર્ણ ચર્ચા થઈ ચૂકી છે. આ પ્રકરણનું સમર્થન હદીષના આ વાક્યથી થાય છે કે હઝરત અમ્મારે ફર્માવ્યું, ضرب بکفه ضربة علی الارض "હુઝૂરે પોતાની હથેળી એકવાર જમીન પર મારી." પરંતુ વાતની સ્થિતિ સમજવાની જે લોકો આવડત ધરાવે તેઓ જાણે છે કે એ વખતે હુઝૂરે અકદસ ﷺ તયમ્મુમનો તરીકો બતાવી રહ્યા ન હતા, બલ્કે હેતુ એ હતો કે, હે અમ્માર ! જનાબતના માટે તયમ્મુમમાં આખા શરીર પર માટી ઘસવી જરૂરી નથી કે તમે આળોટયા, બલ્કે કેવળ મશ્હૂર તયમ્મુમ કરી લેવું પૂરતુ હતું. એના પ્રતિ નિર્દેશ કરી આપ્યો કે માટી પર હાથ મારીને આ પ્રમાણે કરી લેત, એટલે કે જેવી રીતે તયમ્મુમ કરવામાં આવે છે એવી રીતે કરી લેત. નહીં તો એમાં એ છે કે પ્રથમ હાથોની પીઠોને મસળી, પછી ચહેરાને મસળ્યો. એવું કોઈને ત્યાં નથી કે પ્રથમ હાથ પર મારી ઘસે પછી તેના પછી ચેહરા પર ઘસે. જે જવાબ અન્ય લોકો આનો આપશે એ જ જવાબ અમે ضربةનો આપીશું.

**મસાઈલ** : આ હદીષથી આ મસ્અલા નીકળે છે : (૧) મુહદિષની જેમ જુનુબી પણ પાણી પર શક્તિમાન ન હોય તો તયમ્મુમ કરીને નમાઝ પઢે (૨) હઝરત ઉમર رضی اللہ عنہએ કિતાબુલ્લાહના મુકાબલામાં હઝરત અમ્મારની હદીષ જે ખબરે વાહિદ હતી તે ન સ્વીકારી. જેથી જાણવા મળ્યું કે કિતાબુલ્લાહની સામે ખબરે વાહિદ મરજૂહ છે. ખત્તાબીએ કહ્યું કે, આ હદીષથી સાબિત થયું કે હઝરત ઈબ્ને મસઊદ رضی اللہ عنہما આયતે કરીમા لامستمથી સંભોગ મુરાદ લેતા હતા અને જો તે સ્પર્શથી હાથથી સ્પર્શવું મુરાદ લેત તો તેમને ખૂબ સરળ હતું કે હઝરત અબૂ મૂસા અશ્અરીના જવાબમાં કહી આપતા કે આ આયતથી દલીલ કરવું યોગ્ય નથી. એ જુનુબના બારામાં આવી જ નથી, એ કેવળ મુહદષના માટે છે. પરંતુ અલ્લામા અયનીએ એને એવું કહીને રદ કરી આપ્યું કે જો હઝરત ઈબ્ને મસઊદ لامستمથી સંભોગ મુરાદ લેત તો લાઝિમ થાત કે તે કુર્આની નસ (દલીલ) વિરૂદ્ધ ફત્વો આપતા હતા, એ એમનાથી થવું શક્ય નથી. શક્ય છે કે لامستمથી હાથનો સ્પર્શ જ મુરાદ લેતા હોય. પણ ચર્ચાને લંબાવવા ચાહતા ન હતા અથવા એ મજમો એ લાયક ન હતો એટલા માટે તે જવાબ ન આપ્યો અને બીજો સબબ બયાન કરી આપ્યો. (૪) મુનાઝરા દરમ્યાન એક દલીલથી બીજી દલીલ તરફ પલટવું જાઈઝ છે, ખાસ કરીને એવા સંજોગોમાં કે બીજી દલીલ પ્રથમ દલીલ કરતાં સામેવાળાને જલ્દી ચૂપ કરનારી હોય. જેમ કે હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ علیہ السلامએ નમરૂદના મુકાબલામાં કર્યુ હતું. પ્રથમ ફર્માવ્યું, મારો ખુદા તે છે જે જીવડાવે છે અને મારે છે. એના પર એણે જ્યારે બે કેદીઓને બોલાવીને એકને કત્લ કરી આપ્યો અને એકને છોડી આપ્યો અને કહ્યું કે હું પણ જીવડાવું તથા મારું છું ! તો હઝરત ખલીલુલ્લાહે ચર્ચાને ન લંબાવી પણ બીજી દલીલ એવી અતૂટ રજૂ કરી કે તે ચૂપકી સાધીને રહી ગયો. ફર્માવ્યું, અલ્લાહ તે છે જે સૂરજને પૂર્વથી કાઢે છે, તું જો ખુદા છે તો પશ્ચિમથી કાઢ !






# كِتَابُ الصَّلٰوة

## (કિતાબુસ્સલાત) "નમાઝ વિશે પ્રકરણ"

## كِتَابُ الصَّلٰوة કિતાબુસ્સલાત

صلوة "સલાત"થી અહીં એના ખાસ શરઈ અર્થ મુરાદ છે, એટલે ઈસ્લામનો બીજો રુકન, જે ખાસ સ્થિતિની સાથે ખાસ કાર્યોની અદાયગી છે. જાહિલિયતના જમાનામાં ઈસ્લામના પહેલાં પણ આ શબ્દ વપરાતો હતો જેના વિવિધ અર્થો હતા. આગ પર સેકી સેકીને લાકડીને સીધી કરવી, બોલે છે : صلیت العود علی النار۔ صلوۃ۔ صلا۔ સલાત એ صلا થી નીકળેલ છે. સલા સીટ (પડખા)ના હાડકાને કહે છે. એનાથી મુસલ્લી (مُصَلِّی) એ ઘોડાને કહે છે જે ઘોડો દોડમાં સૌથી આગળ નીકળી જનારની પાછળ હોય. એ હિસાબથી કે એ ઘોડાનું મોં પાછલા ઘોડાના પડખાની પાસે હોય છે. આ અર્થમાં અને શરઈ અર્થમાં સામ્યતા પેદા કરવાની કોશિશ કરવામાં આવી છે, પણ મારા ખયાલમાં એની કોઈ જરૂરત ન હતી. રિસાલત કાળમાં "સલાત" દુઆના અર્થમાં પ્રચલિત હતું. કુર્આન મજીદમાં છે : وَصَلِّ عَلَيۡهِمۡ "એમના માટે દુઆ કરો." હદીષમાં છે : من صام فلیصل "જે રોઝો રાખે તે દુઆ કરે." દુઆ અને નમાઝની સામ્યતા કોઈ ઢાંકી છુપી વાત નથી. એનાથી પણ હટીને આપ વિચારો, ખૂદ કુરૈશની બોલીમાં (સલાત) એવા અરકાનની અદાયગીને કહે છે જે અલ્લાહની નઝદીકી માટે કરવામાં આવતા હતા. કુર્આન મજીદમાં وَمَا كَانَ صَلَاتُهُمۡ عِنۡدَ الۡبَيۡتِ اِلَّا مُكَآءً وَّتَصۡدِيَةً۔ "બયતુલ્લાહની પાસે તેમની નમાઝ કેવળ સીટી અને તાલી હતી." *(અન્ફાલ-૩૫)*

એના ઉપરાંત નમાઝ રહમત, મહાનતાના પ્રદર્શન, અસ્તગફાર એટલે રહમત માંગવાના માટે વપરાતો હતો. "સલાત"ની અસનાદ જો અલ્લાહ ﷻ ની તરફ હોય તો એનો અર્થ રહમતનુ ઉતરાણ આવે છે, અને જો ફરિશ્તાઓની તરફ હોય અને નબી સંબંધે હોય તો રહમતની દુઆ આવે છે, અને જો ગૈર નબી સંબંધે હોય તો ઈસ્તિગફારના અર્થમાં આવે છે, અને જો તેની નિસ્બત અલ્લાહ ﷻ તથા ફરિશ્તાઓના સિવાય ઉમ્મતીની તરફ હોય તો "સલાત"નો અર્થ રહમતની તલબના અર્થમાં થાય છે, અને નમાઝ પઢવાના અર્થમાં ત્યારે આવે છે જ્યારે એનો સંબંધ અલ્લાહ ﷻ સાથે હોય.

## حديث الاسراء (٢٤٢)

**[હદીષ : ૨૪૨] ''હદીષે અસ્રા''**

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ قَالَ كَانَ اَبُوْ ذَرٍّ يُّحَدِّثُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى

*''અનસ ઈબ્ને માલિક رضی اللہ عنہ એ કહ્યું, અબૂઝર હદીષ બયાન કરતા હતા કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું,*

اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ قَالَ فُرِجَ عَنْ سَقْفِ بَيْتِىْ وَاَنَا بِمَكَّةَ، فَنَزَلَ

*મારા ઘરની છત ખોલવામાં આવી અને હું મક્કામાં હતો, (એનાથી) જિબ્રઈલ علیہ السلام ઉતર્યા અને મારી*

جِبْرَئِيْلُ عَلَيْهِ السَّلَامُ فَفَرَجَ صَدْرِىْ ثُمَّ غَسَلَهٗ بِمَاءِ زَمْزَمَ ثُمَّ جَاءَ

*છાતી (સીના મુબારક)ને છેદી પછી તેને ઝમઝમના પાણીથી ધોયી. પછી હિકમત તથા ઈમાનથી લબરેઝ*

بِطَسْتٍ مِّنْ ذَهَبٍ مُّمْتَلِئٍ حِكْمَةً وَّاِيْمَانًا فَاَفْرَغَهٗ فِىْ صَدْرِىْ ثُمَّ اَطْبَقَهٗ

*સોનાની થાળી લાવ્યા અને એને મારા સીનામાં ઠાલવી દીધી, ત્યાર બાદ છાતીને બરાબર કરી આપી.*

ثُمَّ اَخَذَ بِيَدِىْ فَعَرَجَ بِىْ اِلَى السَّمَاءِ، فَلَمَّا جِئْتُ اِلَى السَّمَاءِ الدُّنْيَا قَالَ

*પછી મારા હાથને પકડયો અને મને આસ્માનની તરફ લઈ ચાલ્યા. જ્યારે હું આસ્માનની દુનિયા સુધી પહોંચ્યો*

جِبْرَئِيْلُ عَلَيْهِ السَّلَامُ لِخَازِنِ السَّمَاءِ اِفْتَحْ قَالَ مَنْ هٰذَا قَالَ هٰذَا

*તો જિબ્રઈલે આસ્માનના ખજાનચીને કહ્યું, ખોલો ! તેણે પૂછયું કોણ છે ? જિબ્રઈલે કહ્યું, હું જિબ્રઈલ છું.*

**સમજૂતી : ૨૪૨**

**શબ્દકોશ :** (અસ્વદ) આ **سواد** (સ્વાદ)નું બહુવચન છે જેમ કે **زمان** (ઝમાન)નું બહુવચન **ازمنه۔سواد** (અઝમનહુ) સ્વાદનો અર્થ વ્યક્તિ છે. વિવિધ તથા પબ્લિકના અર્થમાં પણ આવે છે. **صالح** (સાલેહ) તે શખ્સ છે જે અલ્લાહના હક્કો તથા બંદાના હક્કોને સંપૂર્ણપણે અદા કરે છે. એ પોતાના અર્થની સમૃધ્ધતાના હિસાબે સર્વ પસંદીદા દાદને પાત્ર ખૂબીઓ ધરાવે છે. એટલા માટે દરેક નબીએ ''નબી સાલેહ'' સંબોધન સાથે આવકાર્યા. અમીન તથા સાદિક઼ નથી કહ્યા, એટલા માટે કે સાલેહ એ બંનેવને પણ સમાવે છે. **نسم** (નસમ)નો અર્થ રૂહ થાય છે **ظهرت** (ઝહરત)નો અર્થ છે, હું ચઢયો. ઉમ્મુલ મુઅમિનીન رضی اللہ عنہا ની હદીષમાં છે : **والشمس فى حجرتها لم تظهر** તડકો એમના ઓરડામાં હોતો હજી દિવાલ પર ચઢયો ન હોતો. **استواء** مُسْتَوىٰ એ નું ઈસ્મે ઝરફ છે. **صريف** એ **فعيل**ના વજન પર મસ્દર છે એનો અર્થ અવાજ કરવું છે. અહીં એ મુરાદ છે કે ફરિશ્તા અલ્લાહના હુકમને લખે છે એ લખવાથી ક઼લમમાં જે અવાજ પેદા થાય છે, હું ત્યાં પહોંચીને તેને સાંભળવા લાગ્યો હતો. **ارجع الىٰ ربك** અલ્લાહ عزوجل શહીદ તથા બસીર છે, મકાનથી પાક છે. એટલા માટે એનાથી મુરાદ એ છે કે પાછા વળીને ત્યાં જાવ જ્યાં આપ અલ્લાહના કલામથી મુશર્રફ થયા. **شَطْرٌ**નો અર્થ અડધુ છે, અને તદન

جِبْرَئِيْلُ قَالَ هَلْ مَعَكَ اَحَدٌ، قَالَ نَعَمْ مَعِيَ مُحَمَّدٌ فَقَالَ أَأُرْسِلَ

*તેણે પૂછ્યું, તમારી સાથે કોઈ અન્ય છે ? જિબ્રઈલે કહ્યું, હા ! મારી સાથે મુહમ્મદ (ﷺ) છે. તેણે*

اِلَيْهِ قَالَ نَعَمْ فَلَمَّا فُتِحَ عَلَوْنَا السَّمَاءَ الدُّنْيَا فَإِذَا رَجُلٌ قَاعِدٌ عَلٰى

*ફરી પૂછ્યું, શું તેમને બોલાવવામાં આવ્યા છે ? જિબ્રઈલ બોલ્યા, હા ! ત્યારે દરવાજો ખોલવામાં આવ્યો. અમે*

يَمِيْنِهٖ اَسْوِدَةٌ وَّعَلٰى يَسَارِهٖ اَسْوِدَةٌ اِذَا نَظَرَ قِبَلَ يَمِيْنِهٖ ضَحِكَ وَاِذَا

*આસ્માની દુનિયા પર ચઢયા તો શું જોઈએ છીએ, એક જણ બેઠેલા છે તેમની જમણી તરફ ઘણા જ લોકો છે અને*

نَظَرَ قِبَلَ شِمَالِهٖ بَكٰى فَقَالَ مَرْحَبًا بِالنَّبِيِّ الصَّالِحِ وَالْاِبْنِ الصَّالِحِ قُلْتُ

*ડાબી બાજુ પણ. જમણી તરફ જુએ છે તો હસે છે અને જ્યારે ડાબી તરફ જુએ છે તો રડે છે. તેમણે મને જોઈને*

لِجِبْرَئِيْلَ مَنْ هٰذَا قَالَ هٰذَا آدَمُ وَهٰذِهِ الْاَسْوِدَةُ عَنْ يَّمِيْنِهٖ وَشِمَالِهٖ

*કહ્યું, સાલેહ નબી ! સાલેહ ફરઝંદ ! ભલે પધારો ! મેં જિબ્રઈલને પૂછ્યું, આ કોણ સાહબ છે ? તેમણે જણાવ્યું,*

نَسَمُ بَنِيْهِ فَاَهْلُ الْيَمِيْنِ مِنْهُمْ اَهْلُ الْجَنَّةِ وَالْاَسْوِدَةُ الَّتِيْ عَنْ شِمَالِهٖ

*આ આદમ છે અને તેમના જમણે ડાબે જે લોકો છે એ એમની ઔલાદની રૂહો છે, એમાં જમણી બાજુવાળા*

اَهْلُ النَّارِ، فَاِذَا نَظَرَ عَنْ يَّمِيْنِهٖ ضَحِكَ وَاِذَا نَظَرَ قِبَلَ شِمَالِهٖ بَكٰى۔ حَتّٰى

*જન્નતી છે, ડાબી બાજુવાળા પડછાયાઓ જહન્નમી છે, એટલા માટે જ્યારે જમણી બાજુ જુએ છે તો હસી પડે*

અમુક પણ. અહીં મુત્લક અમુક જ મુરાદ છે. السِّدْرَةُ الْمُنْتَهٰى બોરડીના ઝાડને સિદ્રા કહે છે. الْمُنْتَهٰى. انتهاء સાતમા આસ્માને બોરડીનું એક ઝાડ છે જેનાં મૂળો છઠ્ઠા આસ્માનમાં છે, જેના પાંદડાં હાથીના કાનની જેમ પહોળાં અને મોટાં છે, અને જેનાં ફળો હજરનાં મોટાં માટલાંના જેટલાં છે. જેના બારામાં હદીષોમાં આવ્યું છે કે તે સર્વ આસ્માનો અને જન્નત સુધ્ધાંને ઘેરી ચૂકેલ છે. એની આગળ ન કોઈ ફરિશ્તો જઈ શકે છે ન કોઈ નબી. એ આમ અંબિયાએ કિરામના માટે છે, રહી ગયા આપણા નબી ﷺ તો હુઝૂર સિદરતુલ મુન્તહાથી પણ આગળ તશરીફ લઈ ગયા. ઈન્શાઅલ્લાહ કિતાબુલ મનાક઼િબમાં એને વિગતવાર વર્ણવવામાં આવશે. એની ડાળીઓ સાતેવ આસ્માનોને ઘેરી ચૂકેલ છે. ઊંચાઈ સાતમા આસ્માનથી પણ ઉપર છે. જે કોઈ ઉપર જાય છે સૌની અંતિમ સીમા આ જ છે. حبائل. حَبَائِلُ اللُّؤْلُؤِ (હબાઈલ) એ حبل (હબાલ)નું બહુવચન છે જેનો અર્થ લંબાઈમાં ફેલાએલી રેતી છે. એનો મતલબ એ થયો કે જન્નતમાં મોતી એટલા અધિક તથા પુષ્કળ પ્રમાણ છે જેમ કે રણમાં રેતી હોય છે. અથવા એ حبلہ (હબલહ)નું બહુવચન છે જેનો અર્થ ગળાનો હાર છે. પણ મોટાભાગના મુહદ્દિષોની રાય એ છે કે એ લખનારાઓની ગલતી છે, સહીહ جنابذ (જનાબઝ) છે જેમ કે કિતાબુલ અંબિયા વગેરેમાં છે, બલ્કે અહીં અબૂઝરની રિવાયત એ જ છે. جنابذ جُنْبَذٌનું બહુવચન છે જેનો અર્થ ગુંબદ છે, પણ લખવાની ગલતીના ક઼ૌલની કોઈ જરૂરત નથી. મુરાદ એ છે કે જેવી રીતે સાઝ શણગારના માટે બારીઓ અને પલંગની આસપાસ મોતીની હારમાળા લટકાવી દેવામાં આવે છે એવી રીતે જન્નતમાં પણ બારીઓ પર અને તખ્તની આસપાસ

عَرَجَ بِیْ اِلَی السَّمَاءِ الثَّانِیَۃِ فَقَالَ لِخَازِنِھَا اِفْتَحْ فَقَالَ لَہٗ خَازِنُھَا مِثْلَ

*છે અને જ્યારે ડાબી બાજુ જુએ છે તો રડી પડે છે. ત્યારબાદ મને બીજા આસ્માન પર લઈ ગયા. તેના દરવાનને*

مَا قَالَ الْاَوَّلُ فَفُتِحَ، قَالَ اَنَسٌ، فَذَکَرَ اَنَّہٗ وَجَدَ فِی السَّمٰوٰتِ اٰدَمَ

*કહ્યું, ખોલ ! તેના દરવાને પણ એ જ વાતચીત કરી જેવી પ્રથમવાળાએ કરી હતી, પછી ખોલવામાં આવ્યો.*

وَاِدْرِیْسَ وَمُوْسٰی وَعِیْسٰی وَاِبْرَاھِیْمَ وَلَمْ یُثْبِتْ کَیْفَ مَنَازِلُھُمْ غَیْرَ

*અનસે કહ્યું, હઝરત અબૂઝરે એ બયાન કર્યું કે હુઝૂરે અક્દસ ﷺ એ આસ્માનમાં આદમ, ઈદરીસ, મૂસા, ઈસા*

اَنَّہٗ ذَکَرَ اَنَّہٗ وَجَدَ اٰدَمَ فِی السَّمَاءِ الدُّنْیَا وَاِبْرَاھِیْمَ فِی السَّمَاءِ

*અને ઈબ્રાહીમને જોયા. તેમણે એ હઝરાતના મકામો નથી બતાવ્યાં કે આદમ આસ્માની દુનિયામાં અને*

السَّادِسَۃِ قَالَ اَنَسٌ فَلَمَّا مَرَّ جِبْرَئِیْلُ عَلَیْہِ السَّلَامُ بِالنَّبِیِّ صَلَّی اللہُ

*ઈબ્રાહીમ છઠ્ઠા આસ્માનમાં મળ્યા. અનસે કહ્યું, નબી ﷺ ને લઈને જિબ્રઈલ علیہ السلام જ્યારે ઈદરીસની પાસેથી*

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ بِاِدْرِیْسَ قَالَ مَرْحَبًا بِالنَّبِیِّ الصَّالِحِ وَالْاَخِ

*પસાર થયા તો તેમણે કહ્યું, નબી સાલેહ ! બિરાદર સાલેહ ! ભલે પધારો ! મેં પૂછયું, આ કોણ છે ?*

મોટીની માળાઓ છે. આ હદીષ પર વિગતે ચર્ચા કિતાબુલ અંબિયામાં આવશે. અહીં નમાઝના વિશે અમુક જરૂરી વાતો રજૂ કરવામાં આવી.

**મેઅરાજ પહેલાં નમાઝ** : આ હદીષથી એ સાબિત થઈ ગયું કે નમાઝ પંજગાના મેઅરાજમાં ફર્ઝ થઈ અને એ પણ તવાતૂરથી સાબિત છે કે મેઅરાજથી પહેલાં પણ હુઝૂરે અક્દસ ﷺ અને સહાબાએ કિરામ નમાઝ પઢતા હતા. હદીષે હિરાની અમુક સનદમાં એ છે કે ઈક્રાના નુઝૂલ પછી જિબ્રઈલે અમીને પગો જમીન પર માર્યા જેનાથી ઝરણુ વહેતુ થઈ ગયું અને એનાથી વુઝૂ કર્યુ. હુઝૂરે અક્દસ ﷺ જોતા રહ્યા. પછી જિબ્રઈલે કહ્યું, આપ પણ વુઝૂ કરી લો. હુઝૂરે પણ વુઝૂ કર્યું. પછી જિબ્રઈલે અમીને બે રકાત કાબાની તરફ મોં કરી નમાઝ પઢી તેમની સાથે હુઝૂરે પણ પઢી પછી દૌલતકદા (ઘરે) તશરીફ લાવ્યા અને ઉમ્મુલ મોમિનીન હઝરત ખદીજતુલ કુબ્રા رضی اللہ عنہا ને હુકમ આપ્યો, તેમણે પણ વુઝૂ કર્યુ અને હુઝૂરની સાથે નમાઝ પઢી. *(મવાહિબુલ્ લદુન્નિયા, વ શરહહાલિલ્ મુર્કાની, ભાગ–૧, બાબે મબઉષુન્નબી ﷺ, પેજ–૪૧૫)*

ઉમ્મતીઓમાં નમાઝ પઢવાનું સદ્ભાગ્ય સૌ પ્રથમ હઝરત ખદીજતુલ કુબ્રા رضی اللہ عنہا ને મળ્યું, અને તેમના પછી અસદુલ્લાહ હઝરત અલી મુર્તઝા رضی اللہ عنہ ને. હુઝૂર ﷺ એ સોમવારે દિવસના શરૂમાં નમાઝ પઢી અને હઝરત ખદીજાએ એ જ દિવસે અંતિમ હિસ્સામાં નમાઝ પઢી, અને હઝરત અલી શેરે ખુદાએ મંગળવારે પઢી. *(જમાનુત્તાજ બહવાલા તિબ્રાની)*

હવે અહીં કેટલાક પ્રશ્નો છે : (૧) મેઅરાજથી પહેલાં કેટલા સમયની નમાઝ પઢતા હતા ? (૨) અને એ સૌ ફર્ઝ હતી કે એમાં અમુક ફર્ઝ અમુક નફલ કે સૌ નફલ ? (૩) એ નમાઝોની શર્તો તથા અરકાન અલગ હતા કે આ

الصَّالِحِ فَقُلْتُ مَنْ هٰذَا قَالَ هٰذَا اِدْرِيْسُ ثُمَّ مَرَرْتُ بِمُوْسٰى

*જિબ્રઈલ عليه السلام એ બતાવ્યું, આ ઈદરીસ عليه السلام છે. ત્યારબાદ મૂસા عليه السلام ની પાસેથી પસાર થયા*

فَقَالَ مَرْحَبًا بِالنَّبِيِّ الصَّالِحِ وَالْاَخِ الصَّالِحِ قُلْتُ مَنْ هٰذَا قَالَ هٰذَا

*તો તેમણે ફર્માવ્યું, નબી સાલેહ ! બિરાદર સાલેહ ! ભલે પધારો ! મેં પૂછ્યું, આ કોણ સાહબ છે ?*

مُوْسٰى ثُمَّ مَرَرْتُ بِعِيْسٰى فَقَالَ مَرْحَبًا بِالنَّبِيِّ الصَّالِحِ وَالْاَخِ الصَّالِحِ

*તો જિબ્રઈલે બતાવ્યું કે આ મૂસા છે. ત્યારબાદ ઈસાની પાસેથી પસાર થયા તો તેમણે કહ્યું, નબી સાલેહ !*

قُلْتُ مَنْ هٰذَا قَالَ هٰذَا عِيْسٰى ثُمَّ مَرَرْتُ بِاِبْرَاهِيْمَ فَقَالَ مَرْحَبًا

*બિરાદર સાલેહ ! ભલે પધારો ! મેં પૂછ્યું, આ બુઝુર્ગ કોણ છે ? તો જિબ્રઈલે બતાવ્યું, આ ઈસા عليه السلام છે.*

જ હતા ? આ'લા હઝરત ઈમામ અહમદ રઝા رحمة الله عليه એ પોતાના રિસાલા "જમાનુત્તાજ ફી બયાનુસ્સલાતિ કબ્લલ્ મિઅરાજ" માં આ બધા પર વિગતે ચર્ચા કરી છે. એનો ખુલાસો એ છે કે અમુક ઉલમાએ ફર્માવ્યું કે મેઅરાજથી પહેલાં બે વખતની નમાઝ ફર્ઝ હતી, તુલૂઅ આફતાબથી પહેલાં અને ગુરૂબથી પહેલાં. *(દુર્રે મુખ્તાર, ભા–૧, કિતાબુસ્સલાત)*

અથવા ચાશતની નમાઝ અને અસ્રની નમાઝ. અસાબામાં છે કે પંજગાના નમાઝ ફર્ઝ થતાં પહેલાં મુસલમાન ચાશતની નમાઝ અને અસ્રની નમાઝ પઢતા હતા. અસરના સમયે પહાડની ઘાટીઓમાં જઈ જઈને અલગ અલગ પઢતા હતા. *(ચોથી જિલ્દ, રાબિઉત્તઝકિરહ્ અઝીઝા બિન્તે નજરાહ્ رضى الله عنها, પેજ–૩૬૪)*

આ કથનોમાં વર્ગીકરણ એ છે કે ચાશત પણ પઢતા હતા અને ફજર પણ અને અસર પણ. સહીહૈનમાં છે કે બઅષતના શરૂમાં જ્યારે જિન હાજર થયા તો હુઝૂરે અક્દસ ﷺ સહાબાએ કિરામ સાથે ફજરની નમાઝ પઢી રહ્યા હતા. *(બુખારી, ૨/૭૩૨, મુસ્લિમ, ૧/૧૮૪–સલાત)*

પણ અધિક સહીહ એ છે કે મેઅરાજ પહેલાં કેવળ તહજ્જુદ ફર્ઝ હતી, તે પણ બાદમાં ઉમ્મતના માટે મન્સૂખ થઈ ગઈ. *(મવાહિબે લદુન્નિયા, ૧/૨૩૫–મબ્ઊષુન્નબી ﷺ)*

તેહકીક પરથી જણાય છે કે મેઅરાજ પહેલાંની નમાઝો પણ એવી હતી જેવી અત્યારે પંજગાના નમાઝો છે, એટલે કે એના વુઝૂ અને શરીર તથા કપડાંની પાકી પણ હતી અને ઈસ્તિક્બાલે કિબ્લા અને તકબીરે તહરીમા પણ હતી. કયામ, રુકૂઅ, સજદા, મોટા અવાજે કિર્અત પણ હતી અને જમાઅત પણ. અલ્લામા અહમદ ખતીબ કસ્તલાની અને અલ્લામા અબ્દુલ બાકી ઝુર્કાની લખે છે :–

**ثم ان الله تعالیٰ اقرها ای شرعها علی هیئة ماکان یصلی قبل فی السفر کذلك رکعتین واتمها فی الحضرا ربعًا**

"મેઅરાજથી પહેલાં જે સ્થિતિમાં નમાઝ પઢતા હતા એ જ સ્થિતિ સાથે સફરમાં બે રકાત અને હઝર (મુકામ) પર ચાર રકાત, અલ્લાહ તઆલાએ નિશ્ચિત ફર્માવી." *(મવાહિબેલદુન્નિયા, શરહે ઝુર્કાની, પ્રકરણ : મબ્ઊષુન્નબી ﷺ, પેજ–૨૩૫)*

**રુકૂઅ આ ઉમ્મતની વિશિષ્ટતાઓમાંથી નથી** : સામાન્યતઃ ઉલમા લખે છે કે આગલી ઉમ્મતોમાં રુકૂઅ ન હતો, પણ એ જાહેરી રીતે વિવિધ કુર્આની નસો (દલીલો)થી ઉલ્ટુ છે. અબુલ અંબિયા હઝરત ઈબ્રાહીમ عليه السلام અને હઝરત ઈસ્માઈલ عليه السلام થી ફર્માવવામાં આવ્યું : **طَهِّرَا بَيْتِيَ لِلطَّائِفِيْنَ وَالْعَاكِفِيْنَ وَالرُّكَّعِ السُّجُوْدِ**

بِالنَّبِيِّ الصَّالِحِ وَالْاِبْنِ الصَّالِحِ قُلْتُ مَنْ هٰذَا قَالَ هٰذَا اِبْرَاهِيْمُ

*ત્યારબાદ હું હઝરત ઈબ્રાહીમની નજીકથી પસાર થયો તો તેમણે પણ ફર્માવ્યું, નબી સાલેહ તથા ફરઝંદ સાલેહ*

قَالَ ابْنُ شِهَابٍ فَاَخْبَرَنِيْ ابْنُ حَزْمٍ اِنَّ ابْنَ عَبَّاسٍ وَاَبَا حَبَّـةَ

*ભલે પધારો ! મેં પૂછયું, આ કોણ બુઝુર્ગ છે ? ફર્માવ્યું, આ ઈબ્રાહીમ علیہ السلام છે. ઈબ્ને શહાબે કહ્યું, મને ઈબ્ને*

الْاَنْصَارِيَّ كَانَا يَقُوْلَانِ، قَالَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ ثُمَّ

*હઝ્મે ખબર આપી કે ઈબ્ને અબ્બાસ અને અબૂ હબ્બા અન્સારી કહેતા હતા કે નબી ﷺએ ફર્માવ્યું, પછી મને*

"તવાફ કરનારાઓ અને એતેકાફ કરનારાઓ અને રુકૂઅ કરનારાઓ, સજદા કરનારાઓના માટે મારુ ઘર પાક રાખજે." *(બક્રહ–૧૨૫)*

હઝરત સૈયદના ઈબ્રાહીમ علیہ السلامથી સંબોધન છે : **وَطَهِّرْ بَيْتِيَ لِلطَّائِفِيْنَ وَالْقَائِمِيْنَ وَالرُّكَّعِ السُّجُوْدِ** "મારુ ઘર પાક રાખો તવાફ કરનારાઓ, એતેકાફ કરનારાઓ, રુકૂઅ સિજદા કરનારાઓ માટે. *(હજ્જ–૨૬)* હઝરત દાઉદના અહવાલમાં છે : **خَرَّ رَاكِعًا وَّاَنَابَ** "રુકૂઅ કરતાં ઝુકી ગયો અને અલ્લાહની તરફ રુજૂઅ કર્યું (પલટયો). *(સાદ–૨૪)*

હઝરત મરયમને ફર્માવ્યું : **يَا مَرْيَمُ اقْنُتِيْ لِرَبِّكِ وَاسْجُدِيْ وَارْكَعِيْ مَعَ الرَّاكِعِيْنَ** "હે મરયમ ! તારા રબની સમક્ષ અદબથી ઉભી રહે અને સજદા કર અને રુકૂઅ કરનારાઓ સાથે રુકૂઅ કર." *(આલિ ઈમરાન–૪૨)*

આ આયતોમાં રુકૂઅથી તેનો શાબ્દિક અર્થ મુરાદ લેવો કાયદાની વિરૂદ્ધ છે અને જાહેરથી વિમુખ થવું છે, અને આ જ ઉલમાએ તસ્રીહ (વિવરણકર્તા) ફર્માવે છે : **ان النص يحمل على حتيقة الشرعية مهما امكن** "જ્યાં સુધી શક્ય હશે કુર્આન તથા હદીષથી શરઈ અર્થ મુરાદ લેવામાં આવશે." વળી બે પ્રથમવાળી અને ચોથી આયતોમાં રુકૂઅ અને સજદા બંને વર્ણન પામેલ છે. સજદાથી શરઈ અર્થ મુરાદ લેવો અને રુકૂઅથી શાબ્દિક અર્થ મુરાદ લેવો એ યકીનન જાહેરથી મુખ મોડવું છે. તદ્ઉપરાંત મેઅરાજની હદીષમાં એ પણ છે : **ثم دخلت المسجد فعرفت النبيين مابين قائم وراكع وساجد** "ત્યારબાદ હું મસ્જિદે અક્સામાં ગયો, મેં અંબિયાને ઓળખ્યા, કેટલાક કયામમાં હતા, કેટલાક રુકૂઅમાં, કેટલાક સજદામાં હતા." *(જમાનુત્તાજ બહવાલા હસન ઈબ્ને ઓરફા તથા અબૂ નુઐમ)*

આ હદીષ પર એવું કહી શકાય છે કે આ વાત અંબિયાએ કિરામની છે અને દાવો એ છે કે રુકૂઅ આગલી ઉમ્મતોમાં ન હતો.

**અધિક સ્પષ્ટતા** : તિબ્રાની અને બઝારમાં હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم થી આ હદીષ છે : "સૌથી પ્રથમ અમે જે નમાઝમાં રુકૂઅ કર્યો તે અસ્ર હતી. અમે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! આ શું છે ? ફર્માવ્યું, મને આનો હુકમ આપવામાં આવ્યો. ખાતિમુલ હુફ્ફાઝ અલ્લામા સિયૂતીએ ફર્માવ્યું કે, અસરથી પહેલાં ઝહોર પઢી હતી, અને પંજગાના નમાઝ ફર્ઝ થતાં પહેલાં તહજ્જુદ વગેરે પઢતા હતા. એ નમાઝોનું રુકૂઅથી ખાલી હોવાની ધારણા એના પર થાય છે કે ભૂતકાળમાં સામાન્યતઃ નમાઝોમાં રુકૂઅ ન હતો. પણ એનાથી ઉલ્ટી હઝરત અફીફ કિન્દી رضی اللہ عنہની આ હદીષ છે. તે ફર્માવે છે : જાહિલિયતના જમાનામાં હું વેપાર અર્થે મક્કા આવ્યો અને હઝરત અબ્બાસને ત્યાં રોકાયો. એક દિવસે કાબાની સામે બેઠો હતો. દિવસ ખૂબ જ ચઢી ગયો હતો અને સૂર્ય ઊંચે ચઢી ગયો હતો. એક યુવાન આવ્યા અને આસ્માનને જોઈને કાબા તરફ મોઢું કરીને ઉભા થઈ ગયા. ત્યારબાદ એક છોકરા તશરીફ લાવ્યા તે એમની જમણી બાજુ ઉભા થઈ ગયા. થોડીવાર પછી એક ખાતૂન આવ્યાં તે પાછળ ઉભાં થઈ

عُرِجَ بِیْ حَتّٰی ظَهَرْتُ لِمُسْتَوًی اَسْمَعُ فِیْهِ صَرِیْفَ الْاَقْلَامِ ۔ قَالَ

ઓર ઉપર લઈ ગયા ત્યાં સુધી કે હું મક઼ામે "મુસ્તવા" સુધી પહોંચી ગયો અને કલ્માઓનો અવાજ સાંભળવા

ابْنُ حَزْمٍ وَ اَنَسُ بْنُ مَالِكٍ قَالَ النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

લાગ્યો. ઈબ્ને હઝ્મ અને અનસ ઈબ્ને માલિકે કહ્યું, નબી ﷺએ ફર્માવ્યું, ત્યારબાદ અલ્લાહ ﷻએ મારી

فَفَرَضَ اللّٰهُ عَزَّ وَجَلَّ عَلٰی اُمَّتِیْ خَمْسِیْنَ صَلٰوةً فَرَجَعْتُ بِذَالِكَ

ઉમ્મત પર પચાસ નમાઝો ફર્ઝ કરી, હું એને લઈને પરત થયો. મૂસા عليه السلامની પાસે આવ્યો તો તેમણે પૂછયું,

حَتّٰی مَرَرْتُ عَلٰی مُوْسٰی فَقَالَ مَا فَرَضَ اللّٰهُ لَكَ عَلٰی اُمَّتِكَ قُلْتُ

આપના માટે આપની ઉમ્મત પર અલ્લાહ ﷻએ શું ફર્ઝ કર્યુ ? મેં જણાવ્યું

ગયાં. પછી યુવાને રુકૂઅ કર્યો તો તે બંનેવ રુકૂઅમાં ચાલ્યાં ગયાં, પછી યુવાને માથુ ઉઠાવ્યું તો તે બંનેવે ઉઠાવ્યું. યુવાન સજદામાં ગયા તો આ બંનેવ પણ ગયાં. પછી મેં હઝરત અબ્બાસને પૂછયું, આ કોણ લોકો છે ? તો એમણે જણાવ્યું, આ યુવાન અને આ છોકરો મારા ભત્રીજા છે અને ખાતૂન ખદીજા બિન્તે ખુવૈલદ જે એમનાં પત્ની છે, એમની સાથે હજી આ જ બંનેવ મુસલમાન છે. *(જમાનુત્તાજ બહવાલા કામિલ ઈબ્ને અદી તથા ઈબ્ને અસાકિર)*

આ હદીષના એક રાવી મઅબદ ઈબ્ને ખૈષમ અઝદીના બારામાં કાંઈક એ'તેરાઝ છે અને પહેલીવાળી બઝઝાર તથા તિબ્રાનીની હાલત ખબર નથી. જો તે હદીષ સહીહ તથા હસન છે તો તેના થકી દલીલ કરવું યોગ્ય છે, નહીં તો નહીં. આ તક઼દીર પર કુર્આની નસો (દલીલો)ની વિરૂદ્ધ કોઈ હદીષ દલીલને પાત્ર રહેશે નહીં જેથી રુકૂઅનું આ ઉમ્મતની વિશિષ્ટતાઓમાંથી હોવુ સાબિત થઈ શકશે નહીં.

**قال ابن شهاب اخبرنی ابن حزم (ફ઼ાલબ્નુ શિહાબ અખ્બરનિબ્નુ હઝ્મ)** : અબૂબક્ર ઈબ્ને મુહમ્મદ ઈબ્ને અમ્ર ઈબ્ને અબી હઝ્મને પણ ઈબ્ને હઝ્મ કહેતા હતા અને તેમના વાલિદ મુહમ્મદ ઈબ્ને અમ્રને પણ. અહીં અબૂબક્ર ઈબ્ને મુહમ્મદ મુરાદ છે, એટલા માટે કે એમના બાપ મુહમ્મદ ઈબ્ને અમ્રથી ઈમામ ઝહરીનું સમાઅ (સાંભળવું) સાબિત નથી. કેમ કે ઈમામ ઝહરી હિ.સ. ૫૮માં પેદા થયા અને આ હિ.સ. ૬૩ વાકયાએ હેરામાં શહીદ થઈ ચૂક્યા હતા. પણ અબૂબક્ર ઈબ્ને હઝ્મની મુલાકાત અબૂ હ઼બ્બા رضي الله عنهથી નથી, હઝરત અબૂ હ઼બ્બા જંગે ઓહદમાં શહીદ થઈ ગયા હતા એ વખતે અબૂબક્ર ઈબ્ને હઝ્મ બલ્કે તેમના પિતા મુહમ્મદ ઈબ્ને હઝ્મ પેદા પણ થયા ન હતા, એટલા માટે કે તેમનો જન્મ હિ.સ. ૧૦ માં છે, જેથી આ હદીષ મુન્ક઼તઅ થઈ. *(ફ઼ત્હુલબારી, જિલ્દ–૧, કિતાબુસ્સલાત, પેજ–૩૯૧, અયની, ભાગ–૪, કિતાબુસ્સલાત, પેજ–૪૪, બિદાયા નિહાયા, ભા–૯, પેજ–૩૪૧)*

**قال حزم وانس بن مالك ફ઼ાલબ્નુ હઝ્જિન્ વ અનસુબ્નુ માલિક** : ક઼ાલ ઈબ્ને હઝ્મમાં એ નિશ્ચિત છે કે મુરાદ એ છે કે ઈબ્ને હઝ્મએ પોતાના શયખથી રિવાયત કરતાં કહ્યું, આ શૈખ હઝરત ઈબ્ને અબ્બાસ પણ હોય શકે છે અને હઝરત અબૂ હનીફ઼ા પણ. જેમ કે એનાથી અગાઉની સનદમાં છે. એની પણ સંભાવના છે કે એ બંને સિવાય કોઈ અન્ય હોય. આ તક઼દીર પર એ મુરસલ થઈ. એ જ પ્રમાણે હઝરત અનસના બારામાં બે સંભાવનાઓ છે કે શક્ય છે કે આ રિવાયત અબૂ ઝરના વાસ્તાથી હોય અથવા કોઈ અન્ય સાહબના

فَرَضَ خَمْسِيْنَ صَلٰوۃً قَالَ فَارْجِعْ اِلٰی رَبِّكَ فَاِنَّ اُمَّتَكَ لَاتُطِيْقُ

*પચાસ નમાઝો. તેમણે કહ્યું, તમારા રબની બારગાહમાં જાવ એટલા માટે કે આપની ઉમ્મત એની શક્તિ*

فَرَاجَعْتُ فَوَضَعَ شَطْرَهَا فَرَجَعْتُ اِلٰی مُوْسٰی قُلْتُ وَضَعَ شَطْرَهَا

*નથી ધરાવતી. આ સાંભળીને હું પાછો વળીને બારગાહમાં હાજર થયો તો અલ્લાહ ﷻએ તેનો એક*

વાસ્તાથી હોય, છતાં હજી પણ મુરસલ થઈ. અને એ પણ થઈ શકે છે કે તેમણે ડાયરેક્ટ હુઝૂરે અક્દસ ﷺથી સાંભળ્યું હોય એ તક્દીર પર મુત્તસિલ થઈ.

**فوضع شطرها ફવદઅ શત્રહા :** અહીં ત્રણ પ્રકારે રિવાયતો આવી છે એક એ જેમાં ત્રણવાર મરાજિઅત (રબની બારગાહમાં પરત થવું)નો ઉલ્લેખ છે અને પ્રથમ મરાજિઅતમાં જે પણ ઘટાડો થયો તેને **شطرها** શતરહાથી તાબીર કરવામાં આવી. બીજી રિવાયત જે માલિક ઈબ્ને સઅસઆથી છે. અને ત્રીજી રિવાયત જે શરીક્ના તરીક્ાથી ખૂદ હઝરત અનસથી ડાયરેક્ટ આવી છે. એનાથી જાહેર થાય છે કે પાંચવાર મરાજિઅત થઈ. ચાર વાર દસ દસનો ઘટાડો થયો અને છેવટમાં પાંચનો. એમાં **فجعلها اربعين** છે, એના પહેલાં શરીક્ની પણ રિવાયતમાં છે. અને ષાબિતની રિવાયતમાં પણ **فحط عنى خمسا** છે. *(મુસ્લિમ, ૧/૯૧ ઈમાન)*

હઝરત અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું કે બાકીની સર્વ રિવાયતોને ષાબિતવાળી રિવાયત પર કરવું હમલ (તેજ અસલ ક્રાર દેવું) નિશ્ચિત છે એ ષિકહનું અધિકપણુ છે જે મક્બૂલ છે. તો રાજેહ અને મોહક્કક્ (પસંદીદા અને સંશોધનયુક્ત) એ થયું કે નમાઝમાં ઘટાડાના માટે મરાજિઅત (પાછા પલટવું) નવ વાર થઈ અને દરેક વાર પાંચ પાંચ નમાઝોની કમી થઈ.

**اِسْتَحْيَيْتُ من ربى ઈસ્તહૈતુ મિર્રબ્બી :** ઈબ્ને મુનીરે કહ્યું, એ શરમ કરવું એ કારણે હતું કે હુઝૂરે અક્દસ ﷺએ જોઈ લીધું હતું કે દરેક વખતે પાંચ પાંચનો ઘટાડો થઈ રહ્યો છે, આ રીતે હવે રબની બારગાહમાં પાછા જવાનો મતલબ એ થશે કે જાણે એ સવાલ થશે કે નમાઝ પૂરેપૂરી માફ કરી દેવામાં આવે એટલા માટે શરમ કરી. એનાથી જાહેર થઈ ગયું કે હુઝૂરે અક્દસ ﷺની મરજી એ જ હતી કે મેઅરાજનો તોહફો ઉમ્મતના માટે કાંઈ ન કાંઈ જરૂર પહોંચે. તેમજ છેલ્લી વખતે ફર્માવ્યું, આ પાંચ અમલમાં છે પણ સવાબમાં પચાસ છે **وَمَايُبَدَّلُ الْقَوْلُ لَدَیَّ** મારે ત્યાં વાત બદલવામાં નથી આવતી. એનાથી જાહેર થઈ ગયું કે આ સંખ્યા નિશ્ચિત છે એટલા માટે હવે ઘટાડાની દરખાસ્ત માટે પાછા જવાથી શરમ કરી.

**لاادرى ماهى લા અદરી માહિય :** ફર્માવ્યું, સિદરતુલ મુન્તહા પર ન જાણે જાત જાતના રંગો છવાયેલા હતા. મુસ્લિમમાં છે : **فراش من ذهب** સોનાનાં પતંગિયાં હતાં. *(મુસ્લિમ, ૧/૯૭-ઈમાન)* મુસ્લિમમાં જ છે : **فلما غشيها من امر الله ماغشى تغيرت فما احدمن خلق الله يستطيع ان ينعتها من حسنها** ''જયારે સિદ્રતુલ મુન્તહા પર અલ્લાહના હુકમથી જે છવાઈ ગયો તે એટલો હસીન થઈ ગયો કે અલ્લાહની મખ્લૂક્માંથી કોઈ એને બયાન નથી કરી શકતું. તફસીર દુર્રે મન્ષૂરમાં છે કે હઝરત ઈબ્ને અબ્બાસે ફર્માવ્યું, એ ફરિશ્તા હતા. *(ભાગ-૬, પેજ-૧૧૬)* એમાં છે કે સલ્મા ઈબ્ને વહરામે કહ્યું, ફરિશ્તાઓએ અલ્લાહ ﷻથી અર્ઝ કરી, અમને ઈજાઝત આપ કે હુઝૂરે અક્દસ ﷺને જોઈએ. તેમને ઈજાઝત મળી તો એઓ પતંગિયાઓની જેમ તૂટી પડયા અને સિદરા પર છવાઈ ગયા. (હવાલો અગાઉ જેમ)

તફસીરે કુર્તબીમાં છે કે ઈમામ હસને ફર્માવ્યું કે સિદરા પર રબ્બુલ આલમીનનું નૂર છવાયું હતું. એક અન્ય હદીષમાં છે કે સિદરા પર અલ્લાહ ﷻનું નૂર છવાયું હતું. કોઈનામાં શક્તિ નથી કે એને જોઈ શકે જેના પર

فَقَالَ ارْجِعْ رَبَّكَ فَإِنَّ أُمَّتَكَ لَا تُطِيقُ ذٰلِكَ، فَرَاجَعْتُ فَوَضَعَ

*હિસ્સો ઓછો કરી આપ્યો. હું ફરી મૂસા علیہ السلام ની પાસે આવ્યો અને તેમને બતાવ્યું કે એક હિસ્સો ઓછો કરી*

شَطْرَهَا فَرَجَعْتُ إِلَيْهِ فَقَالَ ارْجِعْ إِلٰى رَبِّكَ فَإِنَّ أُمَّتَكَ لَا تُطِيقُ

*દેવામાં આવ્યો. તેમણે ફરી કહ્યું, તમારા રબની તરફ જાવ, તમારી ઉમ્મત એની પણ શક્તિ નથી ધરાવતી.*

ફરિશ્તા નિછાવર થઈ રહ્યા હતા. એક અન્ય હદીષમાં છે કે હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું, મેં સિદરાના દરેક પાંદડા પર ફરિશ્તાઓને જોયા કે તેઓ ઉભા ઉભા તસ્બીહમાં વ્યસ્ત છે. *(હવાલો ઉપર મુજબ, ભાગ–૧૭, પેજ–૯૮)*

દુર્રે મન્થૂરમાં છે કે હુઝૂરે અક્દસ ﷺને પૂછવામાં આવ્યું, આપે સિદરાના વરંડામાં શું જાયું ? તો ફર્માવ્યું, સોનાનાં પતંગિયાં. *(ઉપર મુજબ, ભાગ–૬, પેજ–૧૧૬)*

તફસીરે કબીરમાં એ કથનને કે સિદરા પર અન્વારે ઈલાહી છવાયેલ હતું એ કથનને જાહેર કર્યું. એ કથનનું પણ સમર્થન કર્યું કે એ ફરિશ્તા હતા. *(તફસીરે સૂરએ નજમ, ભાગ–૩ તથા ૨૩, પેજ–૨૯૨)*

આ સર્વમાં કોઈ વિરોધાભાસ નથી. આ જાહેરી રીતે વિવિધ ટુકડા એક હારની ક્રમસર કડીઓ છે. થયું એ કે સિદરતુલ મુન્તહા પર એ ખાસુલ ખાસ અન્વારે રબ્બાનીની તજલ્લી થઈ. હુઝૂરના આગમનની ખબર સાંભળીને ફરિશ્તાઓએ દીદાર કરવાની દરખાસ્ત પેશ કરી જે મંજૂર થઈ. ફરિશ્તા પતંગિયાઓ જેમ ઝિયારતના માટે ઉમટી પડયા અને સોનાના પતંગિયાં જેમ દેખાયા. સિદરા પર એ સમયે એવા ખાસમાં ખાસ અન્વારની તજલ્લીઓ છવાયેલી હતી કે તેને હુઝૂર પહેચાની ન શક્યા જેથી એવું ફર્માવ્યું, જે આ હદીષમાં છે કે હું નથી જાણતો કે અલ્લાહ ﷻની ગૈર મુત્નાહી (અસીમ) સિફતોમાંથી કઈ સિફતોથી છે અથવા તેની જાતના. તેને ક્યારેક **من امر الله**થી તાબીર ફર્માવ્યું. એને કુર્આન મજીદમાં આ પ્રમાણે બયાન ફર્માવ્યું : **اِذْ يَغْشَى السِّدْرَةَ مَا يَغْشٰى** "જ્યારે છવાઈ રહ્યો હતો જે છવાઈ રહ્યો હતો."

**ઈઝાહુલ બુખારીનો રદિયો** : ઈઝાહુલ બુખારીના લેખક વહાબી દેવબંદી છે જેમનો અકીદો એ છે કે, "હુઝૂર ﷺને દીવાલ પાછળનો પણ ઈલ્મ નથી." *(બરાહીને કાતિઆ, પેજ–૫૧, ખલીલ અહમદ અંબેઠવી, સમર્થન કર્તા રશીદ અહમદ ગંગોહી)* અહીં હદીષમાં એમને **لا ادری** (હું નથી જાણતો) મળી ગયું ! બસ ! શું હતું કે શાર્ગિદો પર ભપકો પાડવાની જૂની આદત રંગ લાવી અને એવું કહી આપ્યું :

"આપ વિવિધ પ્રકારના રંગોને જોઈ રહ્યા હતા, પરંતુ એવું ફર્માવે છે કે એ રંગોની હકીકત માલૂમ ન થઈ શકી. આશ્ચર્ય છે સરકારે દો આલમ ﷺના ઈલ્મે ગયબનો દાવો કરવાવાળા તિર્મિઝીની રિવાયત **فتجلى لى كل شى**થી દલીલ રજૂ કરે છે કે ખ્વાબમાં ખુદાવંદે કુદુસે આપના સીના મુબારક પર હાથ રાખ્યો અને આપની સમક્ષ દરેક ચીજ રોશન થઈ ગઈ. એ તો ખ્વાબનો મામલો હતો. આપ જાગૃતાવસ્થામાં જોયા પછી પણ હકીકત સુધી પહોંચવાનો ઈન્કાર કરી રહ્યા છે. આ પરથી સમજી શકાય છે કે **فتجلى لى كل شى**થી ઈલ્મે ગયબ માટે દલીલ રજૂ કરવાની શું હકીકત છે ! જ્યારે કે ચીજોના સામે આવવા અને જોયા (અનુભવ્યા) પછી પણ એ ચીજોનો ઈલ્મ જરૂરી નથી. *(ભાગ–૧૩, પેજ–૨૬)*

આ શયખુલ હદીષ સાહબના લખાણ પર સંપૂર્ણ ચર્ચા માટે તો દફતર જોઈએ પણ અમે વાંચકોના સંતોષ ખાતર અમુક વાતો રજૂ કરીએ છીએ :–

પ્રથમ કોઈ હરીફ પર વાંધો ઉઠાવતા પહેલાં તેના અકીદાને સારી રીતે સમજી લેવો જોઈએ. ભાગ–૧ હદીષે જિબ્રઈલના હેઠળ અમે સ્પષ્ટ કરી આપ્યું કે, ઈલ્મે ગૈબના અકીદામાં અમારા અકીદાના બે વિભાગ છે : એક

ذٰلِكَ - فَرَاجَعْتُهٗ فَقَالَ هِيَ خَمْسٌ وَّهِيَ خَمْسُوْنَ لَا يُبَدَّلُ الْقَوْلُ

*હું ફરી પરત ગયો તો કાંઈક અધિક ઓછી કરી આપી. હવે હું ફરી હઝરત મૂસાની પાસે આવ્યો તો ફર્માવ્યું,*

لَدَیَّ - فَرَجَعْتُ اِلٰی مُوْسٰی فَقَالَ رَاجِعْ رَبَّكَ، فَقُلْتُ اِسْتَحْیَیْتُ

*ફરી તમારા રબની તરફ પરત થાવ, આપની ઉમ્મત આની પણ શક્તિ નથી ધરાવતી. જેથી હું પરત ગયો તો*

કુર્આનના નુઝૂલની પરિપૂર્ણતા પહેલાં આ દરજામાં અમો ભૂત, વર્તમાન, ભાવિ સર્વનો એતેક઼ાદ નથી રાખતા, બલ્કે એટલો પુષ્કળ તથા અઢળકનો કે જે આલિમ કહેવાના માટે પૂરતો હોય, એટલે કે યાની એટલી માત્રામાં જેનાથી ફાયદો થાય (ક઼દરે મુઅ્તદબિહી.) આ દરજામાં બે ચાર ચીજોનો ઈલ્મ ન હોવુ ગયબ જાણવાના વિરૂધ્ધ નથી. જેમ કે તમે જે શૈખુલ હદીષ છો, તો શું તમે સર્વ હદીષો એ રીતે જાણો છો કે કોઈ એક હદીષ આપનાથી કોઈ સમયે છુપી ન હોય ? યક઼ીનન ! તમે તો તમે, તમારા ઉસ્તાદો પણ એનો દાવો નથી કરી શક્તા. બલ્કે તમારા જૂતા ઉઠાવનાર શાર્ગિદો પણ એવું નથી કરી શક્તા. તો પછી તમે શૈખુલ હદીષ કેવી રીતે ?! કેવળ એ જ દાવાના કારણે ને કે આપ ઘણી બધી હદીષોને જાણો છો. હજારો હદીષોની તમોને હવા પણ નથી લાગી. હજારો હદીષોથી જાહિલ રહેવા છતાં પણ તમે હદીષની જાણકારીનો દાવો કરો છો તો પછી બે એક વાતોનો ધારો કે કોઈ વખત હુઝૂરે અક઼દસ ﷺને ઈલ્મ ન હતો તો એ પણ તેમની ગયબદાનીના વિરૂદ્ધ નથી. એ સૌને માલૂમ છે કે મેઅરાજનો બનાવ મક્કા મોઅઝ્ઝમામાં હિજરતથી એક વરસ અગાઉ થયો એ સમય સુધીમાં અડધુ કુર્આન મજીદ પણ ઉતર્યું ન હતું. એટલા માટે એ સમયે જો હુઝૂરે અક઼દસ ﷺએ એ વિવિધ રંગોના બારામાં ફર્માવી આપ્યું : **لا ادری** તો એ પણ હુઝૂરના ગયબદાં હોવાની વિરૂદ્ધ નથી.

**બીજુ** : **جیمع ماکان ومایکون** જમીઅ મા કાન વમા યકૂનની વિગતે ચર્ચા આ'લા હઝરત ઈમામ અહમદ રઝા رحمۃ اللہ علیہ પોતાની કિતાબોમાં વર્ણવી ચૂકયા છે કે એનાથી મુરાદ કેવળ તે મુમ્કિનાત છે જે અગાઉ મૌજૂદ થઈ ચૂકેલ છે અથવા અત્યારે મૌજૂદ છે અથવા ક઼યામત સુધી અસ્તિત્વમાં આવશે. તે મુમ્કિનાત જે હજી મૌજૂદ નથી થયાં અને ન ભાવિમાં થશે હમેશાંથી હમેશાં માટે અનઅસ્તિત્વ છે તે એમાં દાખલ નથી, અને ન મુહાલ (અશક્ય) ચીજો દાખલ છે. અને ન બારી તઆલાની જાત તથા સિફતો દાખલ છે. એ અમારો અક઼ીદો નથી કે હુઝૂરે અક઼દસ ﷺ અલ્લાહ ﷻની જાત તથા સિફતો તમામે તમામ જાણે છે અથવા અલ્લાહ ﷻની હક઼ીક઼ત પૂરેપૂરી જાણે છે. અલ્લાહ ﷻની જાત તથા સિફતોના બારામાં અમારો અક઼ીદો એ છે કે હુઝૂરે અક઼દસ ﷺને અલ્લાહ ﷻની જાત જેટલો ઈલ્મ છે એની સરખામણીમાં સર્વ મખ્લૂક઼ાત ત્યાં સુધી કે અંબિયાએ કિરામના સામૂહિક ઈલ્મને પણ તે નિસ્બત નથી જે ટીપાને સમુદ્ર સાથે અને રજકણને આખા જગતના રણો સાથે છે, પણ તેમ છતાંય હુઝૂરે અક઼દસ ﷺનો ઈલ્મ અલ્લાહ ﷻની જાત તથા સિફતોને સમાવતો નથી. એટલા માટે કે હુઝૂરે અક઼દસ ﷺનો ઈલ્મ વિશાળથી વિશાળ, પુષ્કળથી પુષ્કળ હોવા છતાં પણ મુત્નાહી (સીમિત) છે, અને અલ્લાહ ﷻની જાત તથા સિફતો ગૈર મુત્નાહી (અસીમ) છે. જેનો જીવ ચાહે તે "અદ્દવલતુલ મક્કિયા" અને "ખાલિસુલ એતેક઼ાદ" વગેરેનો અભ્યાસ કરે.

સાંભળો ! તિર્મિઝીમાં આ હદીષ બે સહાબાથી રિવાયત પામી છે : એક હઝરત ઈબ્ને અબ્બાસથી બીજા મઆઝ ઈબ્ને જબલથી.

હઝરત ઈબ્ને અબ્બાસની હદીષ છે કે હુઝૂરે અક઼દસ ﷺએ ફર્માવ્યું : **فعلمت مافی السمٰوٰت وما فی الارض** "આસ્માનો અને જમીનમાં જે કાંઈ છે તે સર્વ કાંઈ મેં જાણી લીધું."

મિશ્કાતમાં હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને આઈશની હદીષમાં પણ એ જ છે. હઝરત મઆઝ ઈબ્ને જબલ

رضی اللہ عنہ ની હદીષમાં છે : **فعلمت بابين المشرق والمغرب** "પૂર્વ તથા પશ્ચિમની વચ્ચે જે કાંઈ છે તે સૌ મેં જાણી લીધું."

મિશ્કાત (બાબુલ મસાજિદ વ મવાજિઉસ્સુજૂદ–૭૨)માં ઈમામ અહમદના હવાલાથી અને તિર્મિઝી હઝરત મઆઝ ઈબ્ને જબલ رضی اللہ عنہ ની હદીષમાં છે : **فتجلی لی کل شی وعرفت** "મારા પર દરેક ચીજ રોશન થઈ ગઈ અને મેં ઓળખી લીધી."

હવે જ્યારે કે આ હદીષમાં **فعلمت مافی السمٰوٰت ومافی الارض** પણ છે અને **فتجلی لی کل شی** અને **عرفت** પણ છે અને **فعلمت** પણ. અને **فعلمت مابين المسرق والمغرب** પણ. એટલે કે ફર્માવ્યું, "મારા પર દરેક ચીજ રોશન (જાહેર) થઈ ગઈ અને મેં જે કાંઈ આસ્માનો અને જમીનમાં છે, જે કાંઈ પૂર્વ તથા પશ્ચિમના વચ્ચે છે, એ સર્વને મેં જાણી લીધું, ઓળખી લીધું," તો હવે તમે તો દુનિયાથી ચાલ્યા ગયા, પણ તમારા શાગિર્દોને સવાલ છે કે બોલો ? તેઓ શું કહે છે ?! શું આપ લોકોના શયખ સાહબના કથનની અહીં કાંઈ ગુંજાઈશ રહી કે જે તેમણે કહી દીધું **فتجلی لی کل شی**થી દલીલ રજૂ કરવાની શું હક઼ીક઼ત છે ?!

હરીફની પૂરી વાત પૂર્ણ દલીલ સાંભળીને સમજીને ઉલઝવું જોઈએ. પોતાના હરીફની દલીલોને કાપકૂપ કરીને પોતાને મનગમતી દલીલો ઘડીને હરીફના મોઢે લાગવાવાળાનો આ જ હાલ થાય છે. વાંચકોના અધિક સંતોષ ખાતર આ હદીષના જે અર્થ અહલે સુન્નતના ઉલમાએ વર્ણવ્યા છે તેને પણ જોઈ લઈએ. હઝરત મુલ્લા અલી ક઼ારી લખે છે :–

**قال ابن حجر ای جمیع الکائنات اعنی فی السمٰوٰت بل وما فوقها وجیمع مافی الاراضی السبع بل وما تحتها کما افاده اخباره علیه السلام عن الثور والحوت الذین علیهما الارضون کلهاه۔**

"સનદુલ હુફ્ફાઝ અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું, મુરાદ એ છે કે તમામ કાઈનાતને જે કાંઈ આસ્માનમાં બલ્કે તેને પણ જે એના ઉપર છે અને તમામ કાઈનાતને જે સાતેવ જમીનમાં છે, બલ્કે તેને પણ જે જમીનની અંદર છે મેં જાણી લીધું. તે તથા બળદ તથા માછલીથી હુઝૂરે ખબર આપી જેના ઉપર સાતેવ જમીનો છે એનાથી પણ માલૂમ પડે છે."

ત્યારબાદ મુલ્લા ક઼ારી પોતાની એક સ્પષ્ટતા રજૂ કરે છે :–

**ويمکن ان يراد بالسمٰوٰت الجهة العليا وبالارض الجهة السفلی فيشمل الجميع۔** "એ થઈ શકે છે કે આસ્માનોથી ઉપરની તરફ અને જમીનથી નીચેની તરફ મુરાદ લેવામાં આવે, તો સૌનો સમાવેશ થશે. *(મિર્કાત, ૧/૪૬૩)*

હઝરત શૈખ અબ્દુલ હક્ક઼ મુહદ્દિષ દહેલ્વી رحمۃ اللہ علیہ અશિઅતુલ લમ્આતમાં ફર્માવે છે :–

*پس دانستم ہر چہ در آسمان وہر چہ در زمین بود عبارت ست از حصول تمامہ علوم جزئی وکلی واحاطہ آں* "જે કાંઈ આસ્માનમાં છે અને જે કાંઈ જમીનમાં છે સર્વને મેં જાણી લીધું. આ સર્વ ઈલ્મ કુલ્લી તથા જુઝઈના હાંસલ થવાની અને તેનો સમાવેશ થવાની તાબીર છે. *(૧/૩૩૩)*

اللُّؤلُؤِ وَاِذَا تُرَا بُهَا الْمِسْكُ ؏

*પરત થાવ ! મેં કહ્યું, (હવે) મારા પરવરદિગારથી શરમ આવે છે. ત્યારબાદ જિબ્રઈલ મને લઈને ચાલ્યા ત્યાં સુધી કે સિદરતુલ મુન્તહા સુધી પહોંચાડી દીધો. એના પર ન જાણે જાત જાતના રંગ છવાયેલા હતા. પછી મને જન્નતમાં દાખલ કરવામાં આવ્યો, શું જોઉં છું કે એમાં મોતીના હારો છે અને તેની માટી મુશ્ક છે. (બુખારી, ૧/૫૦, સલાત, બુખારી, ૧/૪૫૫, ૧/૪૭૧, ૧/૪૮૧, ૧/૫૦૪, ૧/૪૮૭, ૨/૧૧૨૦ મુસ્લિમ, ૧/૯૧-૯૪, તિર્મિઝી, ૨/૧૪૧-તફસીર બાબે સૂરએ બની ઈસ્રાઈલ, નિસાઈ, ૧/૭૩-૭૮-સલાત, મુસ્લિમ, ૧/૧૧૭, ઈમાન, તિર્મિઝી, ૨/૭૭, તિર્મિઝી-તફસીરે સૂરએ હજ્જ-૧૪૬, ઈબ્ને માજહ ઝુહદ-૩૨૬)*

ચોથુ એ કે, આ સર્વ ચર્ચા એ તક્દીર પર હતી કે **لاادری**નો જાહેરી અર્થ મુરાદ લેવામાં આવે, નહીં તો અલ્લામા અયનીએ ફર્માવ્યું કે આ "લા અદરી માહિય" અલ્લાહ ﷻના આ ઈર્શાદ **اِذْيَغْشَى السِّدْ رَةَ مَايَغْشٰى** (જ્યારે સિદરા પર છવાય રહ્યો હતો તે જ છવાય રહ્યો હતો)ના જેમ નિર્દેશના માટે છે. એનાથી હેતુ એની મહાનતા દર્શાવવું છે, એને લાઝિમ નથી કે તે માલૂમ ન હોય. તેમના શબ્દો આ છે :–

**هٰذا كقوله اذ يغشى السدرة مايغشى فى ان الا يهام للتفخيم والتهويل وان كان معلوما۔** આ 'લા અદરી' ફર્માવ્યું એવું છે જેમ કે **اذيغشى السدرة ما يغشى** છે. એ નિર્દેશ પ્રભાવ પાડવા તથા રુઆબ જમાવવાના માટે છે, ભલે માલૂમ હોય."

**એક મુદ્દો** : મરાજિઅતનો (રબની બારગાહમાં પાછા જવાનો) મશ્વરો આપવાના માટે હઝરત મૂસા عليه السلامની પસંદગી કરવામાં એ હિકમત હતી કે હઝરત મૂસા عليه السلامએ (રબના) દીદારની દરખાસ્ત પેશ કરી હતી તો શરૂમાં મના ફર્માવી આપ્યું અને ૪૦ દિવસ રોઝા રાખ્યા પછી જે દીદાર કરાવવામાં આવ્યો એની વિગત ખબર છે. આજે મૂસા عليه السلامથી વારંવાર હુઝૂર ﷺની મુલાકાત કરાવવામાં આવી રહી છે કે તે જોઈ લે કે એક આ છે કે તેમણે જીવ ભરીને શક્તિભર જલ્વો (દીદાર) જોયો છે, અને આપ એ તજલ્લીને સહન કરી ન શક્યા (અને બેહોશ થઈ જમીન પર આવી ગયા) તો એ જલ્વા (દીદાર)થી સરફરાઝ થનારાને જુએ અને એકવાર નહીં વારંવાર જુએ.

**لعلى اراهم اوارى من رَأَهُمْ** "હું જોનારાઓની નજરને જોઈ રહ્યો છું."

**મસાઈલ** : ઈમામ બુખારીએ આ હદીષ પર પ્રકરણનું ટાઈટલ એ રાખ્યું : **كيف فرضت الصلوة فى الاسراء** "અસ્રામાં નમાઝ કેવી રીતે ફર્ઝ કરવામાં આવી." અને પછી આ હદીષ વર્ણવી જેમાં **فعرج بى الى السماء** આવેલ છે. એટલે "પછી મને આસ્માનની તરફ લઈ ગયા." એનાથી જાણવા મળ્યું કે એમની નજીક અસ્રા તથા મેઅરાજ એક જ છે. ખાના પર સંપૂર્ણ ચર્ચા મનાકિબમાં આવશે અને ત્યાં એ સાબિત કરીશ કે આ મેઅરાજ શારીરિક હતી અને જાગૃતાવસ્થામાં હતી. અને મેઅરાજ વિવિધ વાર થઈ.

(૨) શાફઈ વગેરે કહે છે કે વિત્ર તથા ઈદોની નમાઝો વાજિબ નથી. તેઓ આ હદીષથી દલીલ મૂકે છે કે એમાં સ્પષ્ટતા છે કે નમાઝો કેવળ પાંચ જ ફર્ઝ થઈ. અમારો જવાબ એ છે કે એ સમયે વિત્ર તથા ઈદોની નમાઝ હતી જ નહીં, એ બાદમાં વાજિબ કરવામાં આવી. હદીષમાં છે કે હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું : **ان الله امدكم بصلوة هى خير لكم من حمرا لنعم الوتر** "અલ્લાહ ﷻએ એક નમાઝ વધારીને તમારી મદદ ફર્માવી, એ તમારા માટે લાલ ઊંટોથી વધીને છે એ વિત્ર છે." *(અબૂ દાઊદ, ૧/૨૦૧-સલાત બાબુલ ઈસ્તિહબાબિ વિત્ર, તિર્મિઝી, ૧/૬૦)*

એક અન્ય હદીષમાં છે કે ફર્માવ્યું : **الوترحق فمن لم يوتر فليس مناثلاثا** "વિત્ર હક્ક છે, જે વિત્ર ન પઢે તે

અમારામાંથી નથી. ત્રણવાર આવું જ ફર્માવ્યું." *(અબૂ દાઊદ, ૧/૨૦૧)*

એક હદીષમાં છે : زادكم صلوة "અલ્લાહ ﷻએ એક નમાઝ અધિક ફર્માવી છે." *(અયની, ૪/૪૭)*

પણ કેમ કે વિત્રનું વજૂદ ખબરે વાહિદથી સાબિત છે જે યક઼ીનનો ફાયદો નથી આપતુ એટલા માટે અમે તેને વાજિબ કહી, ફર્ઝ નથી કહી.

(૩) સાબિત થયું કે આસ્માનમાં દરવાજા છે અને એના પર ફરિશ્તા નિયુક્ત થયેલા છે જે એના દરવાન છે.

(૪) એનાથી સાબિત થયું કે હુઝૂરે અક઼દસ ﷺ હઝરત ઈબ્રાહીમ عليه السلامની નસલ (વંશ)થી છે, એટલા માટે તેમણે ઈબ્ને સાલેહ ! (નેક પુત્ર !) કહીને સ્વાગત કર્યું.

(૫) પોતાની ઔલાદ તથા સંબંધીઓની સારી હાલત પર ખુશ થવું અંબિયાએ કિરામની સુન્નત છે.

(૬) જો એનો ડર ન હોય કે માણસ ઘમંડમાં સપડાય જશે તો તેના મોઢા પર તેની પ્રશંસા જાઈઝ છે.

(૭) જન્નત તથા દોઝખ પેદા થઈ ચૂકેલ છે અને મૌજૂદ છે.

(૮) પ્રથમ પચાસ વખતની નમાઝ ફર્ઝ કરવામાં આવી, પછી ઘટાડા પછી પાંચ વખતની રહી ગઈ. એનાથી એ પુરવાર થયું કે ઈબાદતનું તેના પર અમલ થતા પહેલાં બલ્કે અમલ કરવાવાળાઓના ઈલ્મમાં આવતા પહેલાં તેનું મન્સૂખ થવું જાઈઝ છે. પણ હક઼ીક઼તમાં એ રદ થયું છે જ નથી, બલ્કે પોતાના હેતુને થોડો થોડો ક્રમે ક્રમે વર્ણન કરવું છે. જેમ કે એક હદીષમાં છે કે હુઝૂરે અક઼દસ ﷺએ ફર્માવ્યું, શું તમે પસંદ કરો છો કે તમે લોકો જન્નતીઓના ચોથાઈ હોઉ ?! એના પર ખુશીમાં અમે તકબીર કહી, પછી ફર્માવ્યું, શું તમે પસંદ કરો છો કે તમે જન્નતીઓના ૧/૩ હોઉ ?! એના પર અમે તકબીર કહી. પછી ફર્માવ્યું, શું તમે પસંદ કરો છો કે તમે જન્નતીઓના અડધા હોઉ ?! એના પર અમે તકબીર કહી. *(મુસ્લિમ, ૧/૧૧૭–ઈમાન, તિર્મિઝી, ૨/૭૭–સિફ઼તુલ જન્નહ, તિર્મિઝી–તફ઼સીરે સૂરએ હજ્જ–૧૪૪, ઈબ્ને માજહ, ઝુહદ બાબુલ સિફ઼તે ઉમ્મતે મુહમ્મદ (ﷺ), ૩૨૬)*

મહોબ્બતને પ્રદર્શિત કરવાનો એક તરીક઼ો એ પણ છે કે કોઈનાથી હલકુ કામ લેવાનો હેતુ હોય છે પણ પ્રથમ ભારે કામ કહેવામાં આવે છે, જ્યારે જોવામાં આવે કે તે કાંઈ લાચારી દર્શાવે છે તો અધિક હલકુ કરી આપીએ છીએ પછી એથીય હલકુ કરી આપીએ છીએ ત્યાં સુધી કે હેતુ સુધી મામલો અટકી જાય છે, એ પ્રકારમાંથી આ પણ છે.

(૯) મુલાકાત કરનારનું સ્વાગત તેની શાનને લાયક કરવું જોઈએ.

(૧૦) અલ્લાહ ﷻના અહકામ (હુકમો) લખવામાં આવે છે. આ સુન્નત અમલ કરતાં આપણે પણ જોઈએ કે ઈલ્મી વાતોને લખી લેવામાં આવે.



## حدیث: فرض اللہ الصلوٰۃ حین فرضہا رکعتین رکعتین (۲۴۳)

**[હદીષ : ૨૪૩] "સૌ પ્રથમ બે બે રકાત નમાઝ ફર્ઝ થઈ"**

عَنْ عَائِشَةَ اُمِّ الْمُؤْمِنِيْنَ رَضِیَ اللهُ تَعَالٰی عَنْهَا قَالَتْ فَرَضَ

*"હઝરત આઈશા ઉમ્મુલ મોમિનીન رضی اللہ عنہا એ ફર્માવ્યું, અલ્લાહ جل جلالہ એ જ્યારે નમાઝ ફર્ઝ કરી*

الصَّلٰوةَ حِيْنَ فَرَضَهَا رَكْعَتَيْنِ رَكْعَتَيْنِ فِی الْحَضَرِ وَالسَّفَرِ فَاُقِرَّتْ

*તો બે બે રકાતો સફર અને હઝર બંનેમાં ફર્ઝ કરી. સફરની નમાઝ (બે રકાત) બાક઼ી*

صَلٰوةُ السَّفَرِ وَزِيْدَ فِیْ صَلٰوةِ الْحَضَرِ

*રાખવામાં આવી અને હઝરની નમાઝમાં, વધારો કરી દેવામાં આવ્યો."*

*(બુખારી, ૧/૫૧–સલાત, ૧/૧૪૮, ૧/૫૬૦, મુસ્લિમ, ૧/૨૪૧–સલાત, અબૂ દાઊદ, ૧/૧૬૯–સલાત, નિસાઈ, ૧/૭૪ સલાત, મુઅત્તા ઈમામ માલિક–સલાત, પેજ–૫૫, દારમી–સલાત, ૧૭૯)*

### સમજૂતી : ૨૪૩

**સામ્યતા** : હદીષે અસ્રાથી એ વાત સાબિત થઈ ગઈ કે નમાઝ પાંચ વખત ફર્ઝ છે. હવે એ પ્રશ્ન ઉદ્ભવે છે કે હવે જે રકાતોની સંખ્યા છે તે જ સંખ્યા અસ્રામાં પણ હતી કે વધઘટ હતી. ઈમામ બુખારીએ આ હદીષ વર્ણન કરીને બતાવી આપ્યું કે અસ્રામાં તમામ નમાઝો કેવળ બે રકાત હતી, જે વધારો છે તે પછીનો છે. અલ્બત્ત મશહૂર રિવાયત પ્રમાણે મગરિબ પહેલાં પણ ત્રણ રકાતો હતી અને આજે પણ છે. એક રિવાયત એ છે કે મગરિબ પણ પહેલાં બે જ રકાત હતી બાદમાં એક રકાતનો વધારો થયો. પરંતુ રાજેહ (પસંદીદા કથન) એ જ છે કે મગરિબ શરૂથી જ ત્રણ રકાત છે. સુનને બયહકીમાં છે કે હઝરત ઉમ્મુલ મોમિનીને ફર્માવ્યું, શરૂમાં નમાઝ બે રકાત હતી, જ્યારે રસૂલે કરીમ ﷺ મદીના તશરીફ લાવ્યા અને સંતોષ થઈ ગયો તો મગરિબ સિવાય અન્ય નમાઝોમાં બે રકાતોનો વધારો કરી આપ્યો, મગરિબમાં એટલા માટે વધારો ન કર્યો કે એ દિવસની નમાઝનો વિત્ર છે. એ જ પ્રમાણે મુસ્નદે ઈમામ અહમદમાં પણ છે. ઉમ્મુલ મોમિનીને ફર્માવ્યું, "મગરિબ સિવાય અન્ય નમાઝોમાં વધારો થયો, એ શરૂથી જ ત્રણ છે." આ વધારો હિજરતના લગભગ એક રકાત પછી થયો.

હનફીઓ (અહનાફ) અને ત્રણ ઈમામો વચ્ચે આ બાબતમાં મતભેદ છે કે સફરમાં બે રકાત પઢવી અઝીમત (સંપૂર્ણપણે હુકમનું પાલન) છે કે છૂટ, એનો સાર એ છે કે મુસાફરે બે રકાતને બદલે ચાર રકાત પઢવી જાઈઝ છે કે નહીં ? અને જો કોઈ ચાર પઢે તો ચારેવ ફર્ઝ થશે કે બે રકાત ફર્ઝ અને બે રકાત નફલ થશે ? હનફીઓ એવું કહે છે કે આ અઝીમત છે, એટલા માટે મુસાફરે ચાર રકાત ફર્ઝ પઢવી જાઈઝ નથી, જો પઢશે તો ફર્ઝ બે જ રકાત થશે (ગણાશે) અને બાકીની બે નફલ થઈ જશે. હનફીઓની દલીલ આ ચર્ચા હેઠળની હદીષ છે. એ રીતે કે હઝરત ઉમ્મુલ મોમિનીન ફર્માવે છે કે ફર્ઝ બે બે રકાતો થઈ હતી અને સફરમાં એ જ બાકી રાખવામાં આવી. હઝરમાં (મુક઼ામ પર) બેનો વધારો થયો. જેથી સાબિત થયું કે સફરમાં ફર્ઝ બે જ રકાતો છે એના સિવાય અન્ય વધારો થયો. જેથી સાબિત થયું કે મુસ્લિમ, નિસાઈ, અને ઈબ્ને માજહમાં હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત

થયેલ છે કે તેમણે ફર્માવ્યું : فرض الله الصلوة على لسان نبيكم فى الحضر اربع ركعات وفى السفر ركعتين

''અલ્લાહ ﷻએ તમારા નબીની જીભ પર હઝરમાં ચાર રકાતો અને સફરમાં બે રકાતો ફર્ઝ કરી.'' *(મુસ્લિમ–૧/૨૪૧–સલાતુલ મુસાફિરીન, નિસાઈ, ૧/૭૯ સલાત, ૧/૨૧૧, ઈબ્ને માજહ–ઈક઼ામતુસ્સલાત, બાબ તફ઼ીસરુસ્સલાત, પેજ–૭૬)*

આ જ હદીષ તિબ્રાનીએ આ શબ્દોમાં રિવાયત કરી છે :–

افترض رسول الله صلى الله تعالىٰ عليه وسلم ركعتين فى السفر كما افترض فى الحضر اربعا

''રસૂલુલ્લાહ ﷺએ સફરમાં બે રકાતો ફર્ઝ ફર્માવી જેવી કે હઝરમાં ચાર ફર્ઝ ફર્માવી.'' *(અયની, ૪/૫૨)*

તેમજ નિસાઈ અને ઈબ્ને માજહએ હઝરત ઉમર રضی اللہ عنہથી રિવાયત કરી. તેમણે ફર્માવ્યું :–

صلوٰة السفر ركعتان وصلوٰة الا ضحىٰ ركعتان وصلوٰة الفطر ركعتان وصلوٰة الجمعة ركعتان تمام غير قصر على لسان نبيكم محمد صلى الله تعالىٰ عليه وسلم

''સફરમાં નમાઝ બે રકાત છે. બક઼ ઈદની નમાઝ બે રકાત છે. ઈદુલ ફિત્રની નમાઝ બે રકાત છે. જુમ્આની નમાઝ બે રકાત છે સંપૂર્ણ, અધુરી નથી, તમારી નબી ﷺની જીભ પર.'' *(નિસાઈ, ૧/૨૩૨ ઈદૈન, ઈબ્ને માજહ, ઈક઼ામતુસ્સલાત, ૭૬)*

અઈમ્માએ ષલાષા (ત્રણ ઈમામો) ઈમામ માલિક, ઈમામ શાફઈ, ઈમામ અહમદ ઈબ્ને હંબલ رضوان الله تعالىٰ عليهم اجمعين આ હદીષથી દલીલ લાવે છે કે જે યઅલા બિન મરહથી રિવાયત થયેલ છે. તે કહે છે : મેં હઝરત ઉપર رضی اللہ عنہથી અર્ઝ કરી, મને આશ્ચર્ય થાય છે કે લોકો આજે પણ નમાઝમાં કસર કરે છે, જ્યારે અલ્લાહ ﷻએ ફર્માવ્યું છે : ''તમારા પર કોઈ ગુનોહ નથી કે નમાઝમાં કસર કરો, જો તમોને એ ડર હોય કે કાફિર ક્યાંક તકલીફ ન આપે.'' એ અંદેશો આજે નથી રહ્યો.

હઝરત ઉમરે ફર્માવ્યું, મને પણ એના પર આશ્ચર્ય થયું હતું. મેં નબી ﷺથી એનો ઉલ્લેખ કર્યો તો ફર્માવ્યું : **صدقة تصدق الله بها عليكم فاقبلوا صدقته** ''અલ્લાહ ﷻનો તોહફો છે જે એણે તમને આપ્યો તેને ક઼બૂલ કરો.'' *(મુસ્લિમ, ૧/૨૪૧–સલાતુલ મુસાફિરીન, અબૂ દાઊદ, ૧/૧૭૦, ઈબ્ને માજહ, ઈક઼ામતુસ્સલાત, પેજ–૭૬, તિર્મિઝી, ૨/૧૨૮ તફસીર સૂ. નિસાઅ, નિસાઅ, ૧/૨૧૧)*

તેમજ હઝરત ઉમ્મુલ મોમિનીન આઈશા رضی اللہ عنہاથી રિવાયત છે કે તેમણે ફર્માવ્યું :–

**كان رسول الله صلى الله تعالىٰ عليه وسلم يقصرفى الصلوٰة ويتم ويفطر ويصوم** ''રસૂલુલ્લાહ ﷺ નમાઝમાં કસર પણ કરતા હતા અને પૂરી પણ પઢતા હતા, અને રોઝા છોડતા પણ હતા અને રાખતા પણ હતા. (એટલે કે સફરમાં)''. *(અયની, ૪/૫૨૮ બહવાલા દારક઼ુત્ની)*

**અમારો જવાબ** : પ્રથમ હદીષનો જવાબ એ છે કે **اقبلوا صدقته** ફર્માવ્યું, ''અલ્લાહનો તોહફો ક઼બૂલ કરો'' આ અમ્રનો સેગો છે અને અમ્ર વાજિબ હોવા માટે આવે છે. હવે બંદાને એ અધિકાર ન રહ્યો કે તેને ક઼બૂલ કરે કે ન કરે બલ્કે બંદા પર વાજિબ છે કે એને જરૂર સ્વીકારે. એટલા માટે આ હદીષથી સાબિત થયું કે સફરમાં કસર વાજિબ છે. આ હદીષ અમારી દલીલ છે ન કે તે હઝરાતની.

હઝરત આઈશાની હદીષનો જવાબ એ છે કે તેનાથી વિરોધાભાસી બુખારી તથા મુસ્લિમ વગેરેમાં હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہماનો આ ઈર્શાદ છે. તેમણે ફર્માવ્યું, હું રસૂલુલ્લાહ ﷺની સાથે સફરમાં રહ્યો અને હઝરત અબૂ બક્રની સાથે, હઝરત ઉમરની સાથે, હઝરત ઉષ્માનની સાથે પણ રહ્યો, પણ કોઈએ બે રકાતથી વધુ નથી પઢી. *(બુખારી, ૧/૨૧૧, ઈબ્ને માજહ, ઈકામતુસ્સલાત–૭૬)*

ت ٨١ وَيُذْكَرُ عَنْ سَلَمَةَ بْنِ الْاَكْوَعِ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى

[તઅલીક઼ : ૮૧] *"હઝરત સલ્મા ઈબ્ને અકૂઅ رضی اللہ عنہ થી રિવાયત કરતા*

عَلَيْهِ وَسَلَّمَ قَالَ يَزُرُّهٗ وَلَوْبِشَوْكَةٍ ۞ وَفِىْ

*વર્ણવવામાં આવે છે કે નબી ﷺ એ ફર્માવ્યું, એમા ગુંડી (બટન)*

اِسْنَادِهٖ نَظْرٌ

*લગાડી લે ભલે એક જ કાંટાથી." (અબૂ દાઊદ, ૧/૯૨ સલાત, નિસાઈ, ૧/૧૨૪ સલાત)*

## તઅલીક઼ : ૮૧ની સમજૂતી

**પ્રકરણનો ખુલાસો** : અહીં પ્રકરણના પાંચ હેડીંગ છે : પ્રથમ અને બીજુ હેડીંગ છે :–

**وجوب الصلوة فى الثياب وقول الله عزوجل،، خُذُوْا زِيْنَتَكُمْ عِنْدَ كُلِّ مَسْجِدٍ** કપડામાં નમાઝના વાજિબ હોવા અને અલ્લાહ ﷻના આ કૌલના બારામાં, હે બની આદમ ! જ્યારે મસ્જિદમાં જાવ તો તમારો શણગાર કરી લો એટલે કપડાં પહેરી લીધા કરો." આ બંને હેડીંગ એક જ છે. આ આયતના શાને નુઝૂલ પ્રતિ નિર્દેશ કરે છે જેમ કે મુસ્લિમમાં હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماથી રિવાયત થયેલ છે.

(જાહિલિયતના જમાનામાં) સ્ત્રી નગ્ન થઈને તવાફ કરતી અને કહેતી, મને કોઈ તવાફનું કપડુ આપે ! જો કોઈ આપતું તો તેને પોતાની શર્મગાહ પર રાખી લેતી, (અને કહેતી) આજે કાંઈક અથવા સર્વ ખુલ્લુ છે અને જે ખુલ્લુ છે તેને કોઈના માટે હલાલ નથી કરતી. તો એના માટે આ આયતે કરીમા નાઝિલ થઈ. *(મુસ્લિમ, ૨/૪૨૨ તફસીર)*

એનાથી જાહેર થઈ ગયું કે આ આયતમાં શણગારથી મુરાદ સ્ત્રીનું સતર છે. અલ્લામા અયનીએ ફર્માવ્યું, એના પર એકમતિ છે કે આ આયતમાં ઝીનત (શણગાર)થી મુરાદ ઔરતનું સતર (છુપાવવાનાં અંગો) છે. એના પર પણ ઈજમાઅ છે કે સતરે ઔરત મુત્લક઼ રીતે (વિના અપવાદ) ફર્ઝ છે, અલ્બત્ત એમાં મતભેદ છે કે નમાઝમાં ફર્ઝ છે કે સુન્નત. અમારો અને ઈમામ શાફઈ અને આમ ઉલમાનો મઝહબ એ છે કે સતરે ઔરત નમાઝમાં પણ ફર્ઝ છે. અલ્બત્ત ઈમામ માલિકની નજીક નમાઝમાં સુન્નત છે. મતભેદની અસર એ થશે કે જો કોઈ ઘરની અંદર એકાંતમાં સતરે ઔરત (અંગો છુપાવ્યા વિના) નમાઝ પઢશે તો આપણા અને મોટા ભાગની નજીક નમાઝ થશે નહીં, અને ઈમામ માલિકને ત્યાં થઈ જશે, જો કે કરાહત સાથે.

**પરિપૂર્ણતા** : **તઅલીક–૮૧** પૂરી આ પ્રમાણે છે. હઝરત સલમા ઈબ્ને અકૂઅ رضی اللہ عنہએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! હું શિકાર કરું છું તો શું કેવળ કુર્તો પહેરેલો રાખી નમાઝ પઢી લઉં ? ફર્માવ્યું, પઢી લે, અને એમાં ગુંદી લગાડી લે ભલે એક જ કાંટાથી. આ હદીષને ઈમામ બુખારીએ તઅલીક઼ન સેગા તમરીઝ એટલે **يذكر** (યુઝકર)થી વર્ણન કરવાના કારણે ખૂદ જ જાહેર કરી દીધું કે એની અસ્નાદમાં નઝર છે. નઝર એ છે કે આ હદીષની એક સનદ તો આ છે : **عن موسى بن ابراهيم عن سلمة بن الاكوع** બીજી સનદ ખૂદ ઈમામ બુખારીએ એતાફના તરીક઼ાથી આ વર્ણવી : **حدثنا موسى بن ابراهم قال حدثنا سلمة** એમાં એ સ્પષ્ટતા છે કે મૂસા ઈબ્ને ઈબ્રાહીમે હઝરત સલ્માથી ખૂદ ડાયરેક્ટ સાંભળ્યું છે. હવે અહીં ક્યાં તો ઈસ્માઈલ બિન અબી ઈદરીસની સનદમાં એક રાવીનું વધારે હોવું છે અથવા એતાફની સનદમાં તહદીષની સ્પષ્ટતા શંકા છે. એક ઉલઝન એ પણ

ت ٨٢ وَ اَمَرَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ اَنْ لَّا یَطُوْفَ

[તઅલીક઼ : ૮૨] નબી ﷺ એ હુકમ આપ્યો, કોઈ નગ્ન થઈને

بِالْبَیْتِ عُرْیَانٌ

બૈતુલ્લાહનો તવાફ ન કરે.

છે કે ઈમામ તહાવીએ બતરીકે દરાવરદી જ જે સનદ વર્ણન કરી એમાં મૂસા ઈબ્ને મુહમ્મદ ઈબ્ને ઈબ્રાહીમમાં આ નામથી દરાવરદી મશહૂર છે : એક તમીમી બીજા મખ્ઝૂમી. તમીમીનો વંશવેલો આ પ્રમાણે છે : મૂસા ઈબ્ને મુહમ્મદ ઈબ્ને ઈબ્રાહીમ ઈબ્ને હારિષ, અને મખ્ઝૂમીનો આ પ્રમાણે છે : મૂસા ઈબ્ને ઈબ્રાહીમ ઈબ્ને અબ્દુર્રહમાન ઈબ્ને અબી રબીયા. ખ્યાતિ બંનેવની મૂસા ઈબ્ને ઈબ્રાહીમથી જ છે. તમીમી પોતાના દાદાની તરફ અને મખ્ઝૂમી પોતાના બાપની તરફ સંબંધિત છે. મૂસા ઈબ્ને મુહમ્મદ ઈબ્ને ઈબ્રાહીમ યક઼ીનન તમીમી છે. ઈમામ બુખારી અને ઈબ્ને હબ્બાને દરાદરવીના તરીક઼ાથી જ મૂસા ઈબ્ને ઈબ્રાહીમ ઈબ્ને અબ્દુર્રહમાન ઈબ્ને અબી રબીઆ કહ્યું. જેનાથી નિશ્ચિત થઈ રહ્યું છે કે એ મખ્ઝૂમી છે, અને ઈમામ તહાવીની સનદથી જાહેર થઈ રહ્યું છે કે એ તમીમી છે. એનો ખુલાસો એ છે કે મૂસા ઈબ્ને ઈબ્રાહીમ તમીમી અને મખ્ઝૂમી બંનેવે હઝરત સલ્માથી આ હદીષ લીધી છે અને દરાદરવીએ બંનેથી રિવાયત કરી ઈમામ તહાવીની રિવાયતને શાઝ કહેવું ગલત છે એટલા માટે કે ઈમામ તહાવી ષિક઼હ છે અને ષિક઼હનો વધારો સ્વીકાર્ય છે.

ચોથુ હેડીંગ આ છે : ومن صلی فی الثوب الذی یجامع فیه مالم یدرفیه اذی "એ કપડામાં નમાઝ પઢે જેમાં સંભોગ કરવામાં આવ્યો જો તેમાં નાપાકી ન જુએ" આ હેડીંગ પણ એક હદીષથી લીધેલ છે જે હઝરત મુઆવિયહ رضی اللہ عنہથી રિવાયત પામેલ છે.

તેમણે હઝરત ઉમ્મે હ઼બીબા رضی اللہ عنہાથી પૂછયું, શું રસૂલુલ્લાહ ﷺ એ કપડામાં નમાઝ પઢતા હતા જેમાં સોહબત કરતા હતા ? તેમણે કહ્યું, જો તેમાં નાપાકી ન જોતા તો એમાં નમાઝ પઢતા. *(અબૂ દાઊદ, ૧/૫૩, તહારત, ૧/૫૬ તહારત, ઈબ્ને માજહ, બાબુસ્સલાત-૪૧)*

આ હદીષથી બે વાતો જાણવા મળી, એક તો એ કે મની (વિર્ય) નાપાક છે અને બીજુ એ કે જ્યારે માલૂમ હોય કે આ કપડુ પાક છે તો જ્યાં સુધી અધિક્તર ગુમાન ન થાય કે નાપાકી લાગી છે ત્યાં સુધી તે પાક છે. પ્રકરણના આ હેડીંગથી જાહેર થયું કે ઈમામ બુખારીનો પણ એ જ મઝહબ છે. આ જમાનાના ગૈર મુક઼લ્લિદો અને હક઼ીક઼તમાં ઈમામ બુખારીના મુક઼લ્લિદો જરા આ જગાએ જોઈ લે.

## તઅલીક઼ : ૮૨ની સમજૂતી

આ લખાણ પણ એક હદીષનો ટુકડો છે જેને ખૂદ ઈમામ બુખારીએ એના બાદવાળા આઠમા પ્રકરણમાં સનદ સાથે વર્ણવેલ છે. હઝરત અબૂ હરૈરહ કહે છે કે હઝરત અબૂબક્ર સિદ્દીક઼ رضی اللہ عنہએ હજ્જમાં એલાન કરનારાઓની સાથે મિનામાં મોકલ્યા કે એવું એલાન કરી આપે કે આ વરસ પછી કોઈ મુશ્રિક હજ્જ કરી શકતો નથી. અને ન કોઈ નગ્ન તવાફ કરી શકે છે. *(બુખારી, ૧/૫૩ સલાત)*

આ હજ્જથી મુરાદ ઈસ્લામનો પ્રથમ હજ્જ છે જે હિ.સ. ૯માં હઝરત સિદ્દીક઼ે અકબર رضی اللہ عنہની અમારતમાં થયો હતો.



## حدیث ـ صلی جابر رضی اللہ تعالیٰ عنہ فی ازار قد عقدہ من قِبَل قفاہ (۲۴۴)

**[હદીષ : ૨૪૪] "એક વસ્ત્રમાં નમાઝ"**

عَنْ مُحَمَّدِ بْنِ الْمُنْكَدِرِ قَالَ صَلّٰى جَابِرٌ فِيْ إِزَارٍ قَدْ عَقَدَهٗ مِنْ

"મુહમ્મદ ઈબ્ને મુન્કદિરે કહ્યું, જાબિર رضی اللہ عنہ એ એક તેહબંદ (લુંગી)માં એ રીતે નમાઝ પઢી કે એને બોચી

قِبَلِ قَفَاهُ وَثِيَابُهٗ مَوْضُوْعَةٌ عَلَى الْمِشْجَبِ فَقَالَ لَهٗ قَائِلٌ تُصَلِّيْ

પર બાંધી લીધી હતી, જ્યારે કે તેમનાં કપડાં મિસ્જબ પર રાખેલાં હતાં. એના પર કોઈએ એમને કહ્યું કે

فِيْ إِزَارٍ وَاحِدٍ فَقَالَ إِنَّمَا صَنَعْتُ ذٰلِكَ لِيَرَانِيْ أَحْمَقُ مِثْلُكَ۔

આપ કેવળ એક તેહબંદમાં નમાઝ પઢો છો ! તો ફર્માવ્યું, મેં આવું એટલા માટે કર્યું છે કે તમારા જેવા મૂર્ખ

وَاَيُّنَا كَانَ لَهٗ ثَوْبَانِ عَلٰى عَهْدِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

જુએ ! રસૂલુલ્લાહ ﷺ ના જમાનામાં અમારામાંથી કોની પાસે બે કપડાં હતાં ?! (બુખારી, ૧/૫૧–સલાત)

## حدیث (۲۴۵) ایضاً

**[હદીષ : ૨૪૫] "એક વસ્ત્રમાં નમાઝ"**

عَنْ مُحَمَّدِ بْنِ الْمُنْكَدِرِ قَالَ رَاَيْتُ جَابِرًا يُصَلِّيْ فِيْ ثَوْبٍ وَاحِدٍ وَ

"મુહમ્મદ ઈબ્ને મુન્કદિરે કહ્યું, મેં જાબિર رضی اللہ عنہ ને જોયા કે એક કપડામાં નમાઝ પઢી રહ્યા છે.

قَالَ رَاَيْتُ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يُصَلِّيْ فِيْ ثَوْبٍ

અને કહ્યું, મેં નબી ﷺ ને એક કપડામાં નમાઝ પઢતા જોયા છે." (હવાલો ઉપર મુજબ)

**સમજૂતી : ૨૪૪–૨૪૫**

મિસ્જબનો અનુવાદ કોઈએ ખૂંટી કર્યો છે, કોઈકે ત્રિપાઈ, કોઈકે સ્ટેન્ડ, પણ સર્વ ગલત છે, ઉર્દૂમાં એના માટે કોઈ શબ્દ નથી. ફતહુલબારી અને અયનીમાં એનો અર્થ આ પ્રમાણે લખ્યો છે : ત્રણ લાકડીઓના છેડાઓને મિલાવીને ઉભી રાખી દેતા હતા અને નીચે ફેલાવી દેતા હતા, એને મુશ્જબ કહેતા. એ કપડાં રાખવાના કામમાં આવતો હતો.



**وثیابه موضوعة** : કપડુ હોવા છતાં કેવળ એક કપડામાં નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે અને હઝરત

ت ⁸³ قَالَ الزُّهْرِیُّ فِیْ حَدِیْثِہٖ اَلْمُلْتَحِفُ الْمُتَوَشِّحُ ۔ وَهُوَ

**[તઅલીક઼ : ૮૩]** *ઈમામ ઝુહરીએ પોતાની હદીષમાં કહ્યું, છે મુલ્તહિફ (ملتحف) મુતવશ્શિહ (متوشح)*

الْمُخَالِفُ بَیْنَ طَرَفَیْہِ عَلٰی عَاتِقَیْہِ وَهُوَ الْاِشْتِمَالُ عَلٰی مَنْکِبَیْہِ ۔

*છે. એ તે શખ્સ છે જે કપડાંના બંને છેડા તેના સામેના ખભાઓ પર નાખે અને આ જ ખભાઓ પર લપેટવું પણ છે.*

જાબિરનો આ અમલ જાઈઝ હોવાના બયાન માટે છે. હદીષથી જાહેર છે કે રિસાલતકાળમાં લોકોની પાસે કપડાં ખૂબ જ ઓછાં હતાં એટલા માટે કેવળ એક કપડામાં નમાઝ પઢતા હતા.

**فقال قائل** : એ કહેનાર ઓબાદા બિન વલીદ બિન ઓબાદા સામિત હતા. જેમ કે મુસ્લિમમાં હઝરત જાબિરની લાંબી હદીષમાં સ્પષ્ટતા છે.

**સામ્યતા** : અહીં પ્રકરણ છે : **عقدا لازار علی القفافی الصلوٰۃ فقال قائل** "નમાઝની હાલતમાં તેહબંદને બોચી પર બાંધવું."

બીજી હદીષને પ્રકરણ સાથે સંબંધ નથી. ઈમામ બુખારી આ હદીષને પ્રકરણની સાબિતી માટે લાવ્યા જ નથી કે જેથી મળતાપણુ તલાશ કરવામાં આવે. એને લાવવાનો મક઼સદ એ છે કે પ્રથમવાળી હદીષનું મરફૂઅ હોવુ સહીહ (સ્પષ્ટ) નથી અને આ સ્પષ્ટ પણે મરફૂઅ છે. આ હદીષ લાવીને પ્રથમવાળી હદીષના મરફૂઅ હોવાને સમર્થન કરી આપ્યું. પણ એક પ્રશ્ન એ રહી જાય છે કે એક કપડામાં નમાઝ પઢવા માટે એ જરૂરી નથી કે એને બોચી પર બાંધીને પઢે, શક્ય છે કે એને બોચી પર બાંધ્યા વિના લપેટીને નમાઝ પઢે. પણ પ્રશ્નકર્તાને આશ્ચર્ય એ ન હતું કે શા માટે તેહબંદ બોચી પર બાંધી પણ એક કપડામાં નમાઝ પઢવા પર હતું. એનો જવાબ થઈ ગયો કે ખૂદ રસૂલુલ્લાહ ﷺનો અમલ છે.

## તઅલીક઼ : ૮૩ની સમજૂતી

**مُلْتَحِفٌ۔ مِلْحَفٌ۔ مِلْحَفَۃٌ**થી ઈસ્મે ફાઈલ (Subject) છે **مِلْحَفٌ** મુલ્હિફ અથવા **مِلْحَفَۃٌ** મુલ્હિફહ્ ચાદર અથવા ઉપરના લિબાસને કહે છે **التحاف** (ઈલ્તેહાફનો શાબ્દિક અર્થ ચાદરને આખા શરીર પર લપેટવું છે. **المتوشح** (અલ્ મુતવશ્શિહ્) **توسح** (તવશિહ)નું ઈસ્મે ફાઈલ (Subject) છે. એનો અર્થ છે કપડાને બગલના નીચેથી કાઢીને ખભા પર નાખવું. **اشتمال** (ઈશ્તિમાલ)નો અર્થ લપેટવું છે. અહીં મુરાદ એ છે કે ચાદરના જમણા કિનારાને ડાબી બગલથી કાઢીને ડાબા ખભા પર નાખીને અને ડાબા કિનારાને જમણી બગલથી કાઢીને જમણા ખભા પર નાખીને છાતી પર નાખીને બાંધવું. અને જો કપડુ મોટુ હોય તો તેને બાંધ્યા વિના છોડી દેવું. *(તયસરુલ ક઼ારી, ૨/૧૪૦, શૈખુલ ઈસ્લામ, ૨/૩૬૩)*

**પરિપૂર્ણતા** : આ હદીષ મુસ્નફ ઈબ્ને શયબા અને તહાવી (૧/૧૪૦, સલાત)માં પૂરી આ પ્રમાણે છે : મુહમ્મદ ઈબ્ને મુસ્લિમ શહાબ ઝુહરીએ પોતાની આ હદીષમાં જેને **التحاف** (ઈલ્તિહાફના બારામાં "અન સાલિમ અન અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہماએ રિવાયત કરી છે, આ પ્રમાણે કહ્યું, હઝરત ઉમર رضی اللہ عنہએ એક શખ્સને જોયો કે ચાદરમાં લપેટાઈને નમાઝ પઢી રહ્યો છે, તો એને કહ્યું, તમે લોકો ચાદર લપેટીને નમાઝ ન પઢો અને યહૂદીઓથી મળતાપણુ (મુશાબેહત) ન કરો. જો કોઈની પાસે એકથી અધિક કપડુ ન હોય તો તેનું તેહબંદ બાંધી લે. એના જ જેમ મુસ્નદે ઈમામ અહમદમાં પણ ઈમામ ઝુહરીથી હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہની હદીષમાં છે.

حدیث۔ رایت رسول اللّٰہ صلّی اللّٰہ علیہ وسلّم یصلّی فی ثوب واحد (۲۴۶)

## [હદીષ : ૨૪૬] "એક કપડામાં નમાઝ"

عَنْ عُمَرَ بْنِ اَبِیْ سَلَمَۃَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ۔ قَالَ رَاَیْتُ رَسُوْلَ

"ઉમર ઈબ્ને અબૂ સલ્મા رضی اللہ عنہ એ કહ્યું, મેં રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم ને

اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یُصَلِّیْ فِیْ ثَوْبٍ وَّاحِدٍ مُشْتَمِلاً

ઉમ્મે સલ્માના ઘરમાં એક કપડામાં લપેટાઈને નમાઝ પઢતા જોયા. તેના

بِہٖ فِیْ بَیْتِ اُمِّ سَلَمَۃَ وَاضِعًا طَرَفَیْہِ عَلٰی عَاتِقَیْہِ

છેડાઓને પોતાના ખભાઓ પર નાખેલા હતા."

*(બુખારી, ૧/૫૦, સલાત, મુસ્લિમ, ૧/૧૯૮, સલાત, તિર્મિઝી, ૧/૪૫, સલાત, અબૂ દાઊદ, ૧/૯૨, સલાત, નિસાઈ, ૧/૧૨૫, સલાત, ઈબ્ને માજહ, ઈકામતુસ્સલાહ-૭૪, મુસ્નદે ઈમામ અહમદ)*

### સમજૂતી : ૨૪૬

હમણા હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہ ની જે હદીષ ઈબ્ને શહાબના તરીક઼ાથી ગુજરી છે તેનાથી જાહેર થાય છે કે એક ચાદરમાં લપેટાઈને નમાઝ પઢવી મના છે. એનો એક ભાવાર્થ તો એ જ છે કે જ્યારે બે કપડાં હોય. અને બીજો ભાવાર્થ એ છે કે જો કોઈની પાસે બે કપડાં ન હોય તો કેવળ એક કપડાને એ રીતે લપેટીને નમાઝ મકરૂહ છે જેવી રીતે યહૂદી લપેટતા હતા. બલ્કે જોઈએ કે એને ટીંગાડી લે. એનું સમર્થન ઈબ્ને ઉમરની જ બીજી હદીષથી થાય છે. તેમણે નાફેઅને બે કપડાં અતા ફર્માવ્યાં પછી જોયું કે તે એક કપડામાં નમાઝ પઢી રહ્યા છે અને તેને લપેટેલુ છે. તેમને ઈબ્ને ઉમરે ફર્માવ્યું, જો તમે ઘરની બહાર કોઈ કામથી જશો તો બંનેને પહેરશો કે નહીં ? નાફેએ અર્ઝ કરી, બંનેને પહેરીશ. તો ફર્માવ્યું, અલ્લાહની હુઝૂરમાં સાઝ શણગાર (વ્યવસ્થિત રહેવું) અધિક જરૂરી છે કે લોકોની સામે ? નાફેએ અર્ઝ કરી, અલ્લાહની બારગાહમાં સાઝ શણગાર અધિક લાયક છે. હવે હઝરત ઈબ્ને ઉમરે આ હદીષ વર્ણન કરી કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم અથવા ઉમર رضی اللہ عنہ એ ફર્માવ્યું, યહૂદીઓની જેમ કપડુ લપેટીને નમાઝ ન પઢો, જેની પાસે બે કપડાં હોય તો એકનું તેહબંદ બનાવી લે અને એકને ઓઢી લે. અને જો એક જ કપડુ હોય તો તેનું તેહબંદ બનાવીને નમાઝ પઢે. *(તહતાવી, ૧/૧૮૪ સલાત)*



## حدیث ۔ لا یصلی احدکم فی الثوب الواحد (۲۴۷)

**[હદીષ : ૨૪૭] "એક કપડામાં નમાઝ પઢે તો એક ભાગ ખભા પર નાખી લે"**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ

"હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું, રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું,

تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ لَا یُصَلِّیْ اَحَدُکُمْ فِی الثَّوْبِ الْوَاحِدِ لَیْسَ عَلٰی عَاتِقِهٖ شَیْءٌ

તમે લોકો એક કપડામાં એ રીતે નમાઝ ન પઢો કે ખભા પર કપડાનો અમુક હિસ્સો ન હોય."

## حدیث (۲۴۸)

**[હદીષ : ૨૪૮] "એક કપડામાં નમાઝ પઢે તો એક ભાગ ખભા પર નાખી લે"**

عَنْ عِکْرِمَةَ قَالَ سَمِعْتُهٗ اَوْکُنْتُ سَاَلْتُهٗ قَالَ سَمِعْتُ اَبَا هُرَیْرَةَ

"ઈકરમાએ કહ્યું, મેં હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ ને એ ફર્માવતાં સાંભળ્યા કે

رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ ، یَقُوْلُ اَشْهَدُ اَنِّیْ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّی

હું ગવાહી આપુ છું કે મેં રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم થી સાંભળ્યું, ફર્માવી રહ્યા હતા,

اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ یَقُوْلُ مَنْ صَلّٰی فِیْ ثَوْبٍ وَّاحِدٍ فَلْیُخَالِفْ بَیْنَ طَرَفَیْهِ

જે પણ એક કપડામાં નમાઝ પઢે તે તેનો છેડો વિરૂદ્ધ બાજુ નાખી લે."

(બુખારી, ૧/૫૨ સલાત, અબૂ દાઊદ, ૧/૯૨ સલાત)

### સમજૂતી : ૨૪૭-૨૪૮

અહીં પ્રકરણનું હેડીંગ એ છે કે "જ્યારે એક કપડામાં નમાઝ પઢે તો તેનો અમુક ભાગ પોતાના ખભા પર નાખી લે." પ્રથમ હદીષને પ્રકરણ સાથે સ્પષ્ટ મળતાપણુ છે અને બીજીને લાઝમી રીતે, એ રીતે કે કપડાના બંને છેડાઓમાં વિરોધ તે વખતે થશે જ્યારે કે એનો એક કિનારો ખભા પર જરૂર હોય.

**قال سمعته اوکنت سالته** : આ યહયા બિન અબી કષીરનું કથન છે. એ શક એમને જ થયો કે હઝરત ઈકરમાએ આ હદીષ પૂછયા વિના વર્ણન કરી હતી અને મેં સાંભળી અથવા મને પૂછયું તો તેમણે વર્ણન કરી અને મેં સાંભળી ?! અબૂ દાઊદની રિવાયતમાં શક વિના અનઅનાના તરીક઼ાથી વર્ણન થયેલ છે.

## حدیث ۔ فان کان واسعا فالتحف بہ وان کان ضیقا فاتزر بہ (۲۴۹)

**[હદીષ : ૨૪૯] "કપડુ જોડી હોય તો લપેટી લો અને તંગ હોય તો તેહબંદ બનાવી લો"**

عَنْ سَعِيْدِ بْنِ الْحَارِثِ، قَالَ سَأَلْنَا جَابِرَ بْنَ عَبْدِ اللّٰهِ عَنِ الصَّلٰوةِ

"સઈદ ઈબ્ને હારિષે કહ્યું, અમે હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ رضی اللہ عنہما ને એક

فِي الثَّوْبِ الْوَاحِدِ فَقَالَ خَرَجْتُ مَعَ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فِي

કપડામાં નમાઝ પઢવાના બારામાં પૂછ્યું તો તેમણે જણાવ્યું, નબી ﷺ ની સાથે

بَعْضِ أَسْفَارِهٖ فَجِئْتُ لَيْلَةً لِبَعْضِ أَمْرِي فَوَجَدْتُهٗ يُصَلِّي وَعَلَيَّ ثَوْبٌ

અમુક સફરમાં ગયો હતો. એક રાત્રે મારી જરૂરતના માટે હુઝૂરની ખિદમતમાં હાજર થયો તો હુઝૂરને નમાઝ

وَّاحِدٌ فَاشْتَمَلْتُ بِهٖ وَصَلَّيْتُ إِلٰى جَانِبِهٖ فَلَمَّا انْصَرَفَ، قَالَ مَا السُّرٰى

પઢતા જોયા અને મારા શરીર પર એક જ કપડુ હતું, મેં તેને લપેટી લીધું અને હુઝૂરની બાજુમાં નમાઝ પઢી.

يَا جَابِرُ فَأَخْبَرْتُهٗ بِحَاجَتِي فَلَمَّا فَرَغْتُ قَالَ مَا هٰذَا الْإِشْتِمَالُ الَّذِي رَأَيْتُ

જ્યારે હુઝૂર નમાઝથી પરવાર્યા તો પૂછ્યું, હે જાબિર ! રાતમાં આવવાનું કારણ શું છે ? મેં મારી જરૂરત અર્ઝ

قُلْتُ كَانَ ثَوْبًا قَالَ فَإِنْ كَانَ وَاسِعًا فَالْتَحِفْ بِهٖ وَإِنْ كَانَ ضَيِّقًا فَاتَّزِرْ بِهٖ

કરી. જ્યારે હું જરૂરત અર્ઝ કરી ચૂક્યો તો ફર્માવ્યું, આ જે મેં જોયું કપડામાં લપેટાવું શા માટે છે ? મેં અર્ઝ

કરી, કપડુ એક જ હતું. તો ફર્માવ્યું, જો કપડુ જોડી હોય તો તે લપેટયા કરો અને તંગ હોય તો તેહબંદ બનાવી લો."

(બુખારી, ૧/૫૨, સલાત, મુસ્લિમ, ૨/૪૧૭ ઝુહદ હદીષે જાબિર, અબૂ દાઊદ, ૧/૯૩ સલાત, મુસ્નદે ઈમામ અહમદ)

### સમજૂતી : ૨૪૯

આ સફર ગઝવાએ બૂવાતનો છે જેમ કે મુસ્લિમમાં છે. બૂવાત જુહીનાના પહાડોને કહે છે એ ઝીખશબની આસપાસમાં મદીના તયબાહથી ચાર મંઝિલના અંતરે છે. આ ગઝવા હિ.સ. ૨માં થયો હતો, હિજરતના તેર મહિના પછી રબીઉલ અવ્વલ કે રબીઉલ આખરમાં.

**ماهذا الاشتمال** : એનાથી મુરાદ ઈશ્તિમાલુસ્સમાઅ (اشتمال الصّماء) છે એટલે કપડામાં એ રીતે લપેટાઈ જવું કે હાથ બહાર ન હોય, એ રીતે નમાઝ મકરૂહ થાય છે. આ હદીષથી એ સાબિત થયું કે જો કોઈની પાસે એક જ કપડુ ચાદર, તેહબંદના પ્રકારનું હોય તો જો તે એટલું લાબું પહોળુ છે કે એ રીતે ઓઢી શકાય છે કે શરીર સાથે "ઔરત" (છુપાવવાનાં અંગો) છુપાઈ જાય તો તેને ઓઢી લે, અને જો નાનુ છે તો તેહબંદ બાંધી લે જેથી સતરે ઔરત (છુપાવવાનાં અંગો) ઢંકાય જાય.

## حدیث ۔ یصلون عاقدی ازرھم علی اعناقھم (۲۵۰)

**[હદીષ : ૨૫૦] "નબી સાથે કેટલાક લોકો પોતાના તેહબંદ ગળે બાંધીને નમાઝ પઢતા હતા"**

عَنْ سَهْلٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ قَالَ كَانَ رِجَالٌ يُصَلُّوْنَ مَعَ النَّبِيِّ صَلَّى

"હઝરત સહલ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે નબી ﷺ ની સાથે કેટલાક લોકો બાળકોની જેમ પોતાનાં તેહબંદ

اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ عَاقِدِيْ اُزُرِهِمْ عَلٰى اَعْنَاقِهِمْ كَهَيْاَةِ الصِّبْيَانِ

ગળે બાંધીને નમાઝ પઢતા હતા. સ્ત્રીઓને કહેવામાં આવતું કે પોતાનાં

وَيُقَالُ لِلنِّسَاءِ لَا تَرْفَعْنَ رُءُوْسَكُنَّ حَتّٰى يَسْتَوِيَ الرِّجَالُ جُلُوْسًا

માથાં ત્યાં સુધી ન ઉઠાવો જ્યાં સુધી પુરૂષો સીધા બેસી ન જાય."

(બુખારી, ૧/૫૨ સલાત, બુખારી, ૧/૧૧૩ અઝાન, મુસ્લિમ, ૧/૧૮૨ સલાત, અબૂ દાઊદ, ૧/૯૨ સલાત, નિસાઈ, ૧/૧૨૪ સલાત, મુસ્નદે ઈમામ અહમદ)

## ت (۸۴) وَقَالَ الْحَسَنُ فِي الثِّيَابِ يَنْسِجُهَا الْمَجُوْسُ لَمْ يَرَ بِهَا بَاسًا

**[તઅલીક઼ : ૮૪]** "ઈમામ હસન બસરીએ ફર્માવ્યું, મજૂસીઓ (અગ્નિપૂજકો) જે કપડાં વણે છે એને પહેરવામાં કોઈ વાંધો નથી."

### સમજૂતી : ૨૫૦

આનાથી બે મસ્અલા જાણવા મળ્યા : એક એ કે જ્યાં સુધી શક્ય હોય ઔરત (છુપાવવાનાં અંગો) સિવાય અન્ય અંગોને પણ છુપાવે. બીજુ એ કે જો મુસલ્લી (નમાઝી)એ ઔરત (છુપાવવાનાં અંગો) છુપાવી લીધેલ છે, છતાં પણ જો તેના પર કોઈ અન્યની નજર પડી જાય તો નમાઝમાં કોઈ ખલેલ પડશે નહીં.

**يقال للنساء** : ફતહુલ બારીમાં જે નુસ્ખો છે એમાં **يقال**ને બદલે **قال** છે એનાથી જાહેર થઈ ગયું કે બાદવાળુ વાક્ય હુઝૂર ﷺ નો આદેશ છે. **وكيع** વકીઅની રિવાયતમાં છે : **فقال قائل** અથવા **معشر النساء** છે. કોઈ કહેવાવાળાએ કહ્યું, "હે સ્ત્રીઓના ગિરોહ !" બંનેમાં વર્ગીકરણ એ છે કે શક્ય છે કે હુઝૂરે અક્દસ ﷺએ કોઈને એ એલાન કરવાનો હુકમ આપ્યો હોય એણે એ એલાન કર્યું હોય. અલ્લામા ઈબ્ને હજરનો અંદાજ એ છે કે, શક્ય છે એ હઝરત બિલાલ હોય.

### તઅલીક઼ : ૮૪ની સમજૂતી

નુઐમ ઈબ્ને હમ્માદે મુત્તસિલ સનદ સાથે આ શબ્દોમાં રિવાયત કરી :

**لاباس بالصلوٰة فی الثوب الذی ینسرجه المجوس قبل ان یغسل** "જે કપડાંને મજૂસી વણે તેને ધોતાં પહેલાં એમાં નમાઝ પઢવામાં કોઈ વાંધો નથી."

ت ⑧٥ وَقَالَ مَعْمَرٌ رَأَيْتُ الزُّهْرِيَّ يَلْبَسُ مِنْ ثِيَابِ الْيَمَنِ مَا صُبِغَ بِالْبَوْلِ

**[તઅલીક઼ : ૮૫]** *"અને મઅ્મરે કહ્યું, મેં ઈમામ ઝુહરીને જોયા કે તે યમનનાં તે કપડાં પહેરતા હતા જે પેશાબ વડે રંગવામાં આવતાં હતાં." (મુસ્નફે અબ્દુર્રઝઝાક)*

ت ⑧٦ وَصَلَّى عَلِيُّ بْنُ اَبِي طَالِبٍ فِي ثَوْبٍ غَيْرِ مَقْصُوْرٍ

**[તઅલીક઼ : ૮૬]** *"અને હઝરત અલી ઈબ્ને અબી તાલિબ رضی اللہ عنہ એ વિના ધોએલાં કપડામાં નમાઝ પઢી." (ઈબ્ને સઅદ)*

**لم یر (લમયર)** : માં બંને રિવાયતો છે, મઅરૂફ પણ અને મજહૂલ પણ. મઅરૂફનો મતલબ એ થયો કે હઝરત ઈમામ હસન એમાં કોઈ વાંધો જાણતા ન હતા. અને મજહૂલનો મતલબ એ થયો કે એમના જમાનામાં કોઈ વાંધો જણાતો ન હતો. એટલે કે એ યુગના ફક઼ીહો એમાં કોઈ વાંધો જાણતા ન હતા.

### તઅલીક઼ : ૮૫ની સમજૂતી

ઈમામ ઝુહરીનું આ કાર્ય એના પર મજહૂલ (જાહેર) છે કે એને ધોઈને પહેરતા હતા. અથવા એ કે એ પેશાબ હલાલ જાનવરોનો હતો. હલાલ જાનવરોનો પેશાબ તેમની નજીક પાક છે.

### તઅલીક઼ : ૮૬ની સમજૂતી

મુરાદ એ છે કે નવુ કપડુ ધોયા વિના પહેરતા હતા.

**સામ્યતા** : ઈમામ બુખારીએ અહીં પ્રકરણ એ રચ્યું છે : "શામિયા જભ્ભામાં નમાઝનું બયાન." એનાથી મુરાદ એ છે કે ગૈર મુસ્લિમોનાં તૈયાર કરેલાં કપડામાં નમાઝ પઢવી જાઈઝ છે. શામિયા જભ્ભાનો જો કે ઉલ્લેખ છે પણ ન જભ્ભાનું ખાસ વર્ણન છે ન શામીનું. શામ (સીરિયા) તે યુગમાં દારુલ હર્બ હતું એટલા માટે લાઝિમી રીતે સાબિત થયું કે દરેક કાફિરનાં તૈયાર કરેલાં કપડામાં નમાઝ પઢવી જાઈઝ છે. હવે ઈમામ હસન બસરીનો ઈર્શાદ પ્રકરણના પ્રમાણે થઈ ગયો. રહી ગયા હઝરત ઝુહરી અને હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ના ક઼ૌલ કે એને પ્રકરણ સાથે સામ્યતા (મળતાપણુ) નથી. આ બંનેવ ક઼ૌલ વિષય હેઠળ વર્ણન કરી આપ્યા છે, તે પણ એ કારણે કે એ બંનેવને એનાથી એક ગણુ મળતાપણુ છે તે એ કે હઝરત હસનના ક઼ૌલથી સાબિત થયું કે કપડાંમાં મૂળ પાકી છે. અને એ જ એ બંનેના ક઼ૌલ (અષર)નો ફાયદો છે.

**મસાઈલ** : આ તઅલીક઼ાતથી એ સાબિત થયું કે મૂળ ચીજમાં પાકી (પાક હોવું) છે, જ્યાં સુધી દલીલથી નાપાક હોવું સાબિત ન થાય એને પાક જ માનવામાં આવશે. દલીલ બે છે : એક આપણો અનુભવ, બીજી અદિલ ષિક઼હની ખબર. એના વિના કોઈ પણ ચીજને નાપાક કહેવું શરીઅતમાં ઝિયાદતી (જુલ્મ) છે.

કાફિરોનાં તૈયાર કરેલાં અને વાપરેલાં કપડાંના બારામાં ઈમામોની વચ્ચે મતભેદ છે. અમારો તથા ઈમામ શાફઈનો મઝહબ એ છે કે જ્યાં સુધી નજાસતની શરઈ સાબિતી ન મળે તેને પહેરવું પણ જાઈઝ અને તેમાં નમાઝ પણ કરાહત વિના દુરુસ્ત છે. ઈમામ માલિકે ફર્માવ્યું કે તેને પહેરીને નમાઝ પઢવી મકરૂહ તથા વાજિબુલ એઆદા (દોહરાવવી વાજિબ) છે.

**મૌલાના અન્વર શાહ કશ્મીરીનો ઈજતેહાદ !** : ઈમામ બુખારીએ જે પ્રકરણ અહીં નિશ્ચિત કર્યુ છે એના પર "ફયઝુલ બારી"માં છે : "આ પ્રકરણથી એ જાહેર છે કે ઈમામ બુખારી એવું દર્શાવવા ચાહે છે કે

## حديث - فما رئى بعد ذالك عريانا (۲۵۱)

**[હદીષ : ૨૫૧] "ત્યાર બાદ નગ્ન જોવામાં નથી આવ્યા"**

سَمِعْتُ جَابِرَ بْنَ عَبْدِ اللّٰهِ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ يُحَدِّثُ اَنَّ رَسُوْلَ

*"હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ رضي الله عنه હદીષ બયાન કરે છે કે રસૂલુલ્લાહ ﷺ*

اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ كَانَ يَنْقُلُ مَعَهُمُ الْحِجَارَةَ لِلْكَعْبَةِ وَعَلَيْهِ

*મક્કાવાળાઓની સાથે કાબાના માટે પથ્થર ધોતા હતા અને હુઝૂરે કેવળ તેહબંદ પહેરેલ હતું.*

اِزَارُهُ، فَقَالَ لَهُ الْعَبَّاسُ عَمُّهُ يَا ابْنَ اَخِيْ لَوْ حَلَلْتَ اِزَارَكَ فَجَعَلْتَ

*હુઝૂર ﷺથી હઝરત અબ્બાસ હુઝૂરના કાકાએ કહ્યું, હે ભત્રીજા ! કાશ ! કે તમે તેહબંદ ખોલીને પથ્થરની*

عَلٰى مَنْكِبَيْكَ دُوْنَ الْحِجَارَةِ قَالَ فَحَلَّهُ فَجَعَلَهُ عَلٰى مَنْكِبَيْهِ فَسَقَطَ مَغْشِيًّا

*નીચે ખભા પર રાખી લેત. રાવીએ કહ્યું કે હુઝૂરે તેહબંદ ખોલીને પોતાના ખભાઓ પર રાખી લીધું.*

عَلَيْهِ فَمَا رُئِيَ بَعْدَ ذٰلِكَ عُرْيَانًا

*હુઝૂર તરત બેહોશ થઈને ગબડી ગયા. ત્યારબાદ કદી નગ્ન નથી જોવામાં આવ્યા."*

ગૈર અરબની ઢબના કપડાંમાં નમાઝ જાઈઝ છે." અફસોસ છે કે એમની નજર એના તરફ ન ગઈ કે એ યુગમાં ગૈર અરબ કાફિર હતા અને કાફિરની સ્ટાઈલ (ઢબ)વાળાં કપડાં પેહરવાં હદીષના હુકમથી મના છે. હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું, ایاکم وزی الا عاجم "અજમીઓ (ગૈર અરબ)ની ઢબથી બચો !" અને ફર્માવ્યું : من تشبه بقوم فهو منهم "જે કોઈ કોમનું મળતાપણુ કરે તે તેમનામાંથી છે. એટલા માટે ઈમામ બુખારીથી એ શક્ય નથી કે તે કાફિરના ઢબનાં કપડાંને જાઈઝ કહી આપે અને એમાં નમાઝની ઈજાઝત આપે. અહીં કશ્મિરી સાહબને ધોકો થયો, નહીં તો શામિયા જભ્ભો શામમાં બનતો હતો પણ અરબવાસીઓમાં પુષ્કળ રિવાજ પામેલ હતો એટલા માટે તે કાફિરોની ઢબનો ન હતો.

### સમજૂતી : ૨૫૧

એમાં સિયરના ઉલમામાં મતભેદ છે કે આ ક્યારનો બનાવ છે. ઈબ્ને ઈસ્હાક વગેરેએ કહ્યું કે એ વખતે મુબારક વય પાંત્રીસ વરસની હતી. મુહમ્મદ બિન જુબેર તથા મુજાહિદનો ક઼ૌલ છે કે ૨૫ વરસ હતી. મૂસા ઈબ્ને ઉક્બાએ પોતાના મગ઼ાઝીમાં એને જ અપનાવ્યું. એક ક઼ૌલ છે કે ૧૫ વરસ હતી. અધિક મશ્હૂર ક઼ૌલ પહેલો છે. *(ઝુર્કાની, ૧/૨૦૩)*

થયું એવું કે કા'બામાં એક સ્ત્રી ધૂણી તાપી રહી હતી તો ચિંગારી ઉડીને કાબાના કપડાં પર જઈને પડી જેનાથી કા'બા સળગી ગયો. બળવાથી દિવાલો કમજોર થઈ ગઈ પછી પૂરથી અધિક નબળી થઈ ગઈ. એ દરમ્યાન ચોરી થઈ ગઈ. કાબાનું સોનેરી હરણ અને નઝરાણાની કાબામાં જમા રકમ કોઈ ચોરી કરી ગયું. તો

કુરૈશે નવી ઈમારત બનાવી.

રાજેહ તથા મુખ્તાર (પસંદીદા) એ જ છે કે અંબિયાએ કિરામ ખાસ કરીને હુઝૂર ﷺ નબુવ્વતના એલાન પહેલાં પણ દરેક પ્રકારના ગુનાહથી માસૂમ છે ચાહે તે સગીરા હોય કે કબીરા ગુનાહો, જેવું કે શિફા તથા તેની શરહો વગેરેમાં વિગતવાર વર્ણન છે.

હવે અહીં એ શંકા ઉદ્ભવે છે કે સતરે ઔરત (છુપાવવાનાં અંગો) ઉઘાડાં કરવું ગુનો છે તો પછી હુઝૂરે અક્દસ ﷺએ કેવી રીતે તેહબંદ ખભા પર રાખી લીધું. એનો જવાબ એ છે કે તે સમયે વહી આવી ન હતી એટલા માટે એને ગુનાનું કામ નથી કહી શકતા. શિફા અને તેની મુલ્લા અલીની શરહમાં છે :–

**والصحيح ان شاء اللّٰه تنزيههم من كل عيب اى سابق ولاحق وعصمتهم من كل مايوجب الريب فكيف والمسئلة تصورها كا لممتنع فان المعاصى كا لكبائر والنواهى كا لصغائر انّمايكون بعدتقرير الشرع**

''સહીહ એ છે કે અંબિયાએ કિરામ દરેક આગલી અને પાછલી અયબથી પાક છે. અને દરેક તે ચીજથી જેમાં અલ્લાહ ﷻની નાફર્માનીની શંકા હોય મા'સૂમ છે. કઈ રીતે ન હોય જયારે કે એની કલ્પના અશક્યની જેમ છે એટલા માટે કે ગુનાહનો હુકમ શરીઅત નિશ્ચિત થયા પછી જ થશે ચાહે તે સગીરા હોય કે કબીરા. *(શરહે શિફા લિલ્ મુલ્લા અલી ક઼ારી, ૩/૨૬૪)*

એ જરૂર છે કે એ હુઝૂરની અરફા વ આ'લા (અતિઉચ્ચ) શાનની વિરૂદ્ધ છે એટલા માટે  અલ્લાહ તરફથી તુરત જ વિના વિલંબે બેહોશી છવાઈ ગઈ જેનાથી ચેતવણી થઈ ગઈ. અલ્લામા અયની લખે છે કે અલ્લાહ ﷻએ હુઝૂરની તબીઅતમાં જ ઉચ્ચ અખ્લાક઼ તથા સંપૂર્ણ હયા રાખી હતી. કુંવારી પર્દાનશીનથી અધિક હયા કરતા હતા, એટલા માટે સતર ખુલતાં જ બેહોશ થઈ ગયા, ત્યાર પછી કદી બેપર્દા જોવામાં નથી આવ્યા. એક હદીષમાં છે કે ફર્માવ્યું, કોઈ સ્થિતિ હોત તો હું મારાં આંત્રિક કપડાં થકી પણ મારી શર્મગાહ છુપાવત. *(અયની, ૪/૭૨ સલાત)*

**સામ્યતા** : અહીં પ્રકરણ એ છે કે, ''નગ્ન રહેવાની કરાહતનું બયાન, નમાઝમાં હોય કે નમાઝ બહાર.'' અહીં શંકા એ છે કે આ બનાવ વહીના નુઝૂલ પહેલાંનો છે અને હમણા આવી ગયું કે તે સમયે શરીઅત નિશ્ચિત થઈ ન હતી, તો પછી તેના વડે કોઈ હુકમ પર દલીલ કરવું કઈ રીતે દુરુસ્ત છે તથા આ હદીષને પ્રકરણ સાથે શું નિસ્બત છે ? જવાબ એ છે કે સામ્યતા આ વાક્યથી છે : **مارُأى بعدذٰلك عريانا** ''ત્યારબાદ કદી નગ્ન નથી જોવામાં આવ્યા.'' એ વહીના નુઝૂલ પછીના માટે પણ આમ છે, અને નમાઝની હાલત તથા નમાઝ હાલત વિના બંને માટે આમ છે.

**ઈમામ બુખારી પર તતફ્ફુલ** : અલ્બત્ત પ્રકરણના વિષય પર એ શંકા રહી જાય છે કે તેમણે પ્રકરણમાં કેવળ કરાહત જણાવ્યું, જ્યારે કે નગ્ન થવું હરામ છે કેવળ મકરૂહ નથી, એનાથી નમાઝ ફાસિદ થઈ (તૂટી) જાય છે કેવળ મકરૂહ જ નથી થતી. જવાબમાં એવું કહી શકાય છે કે ઈમામ બુખારીની મુરાદ કરાહતથી શાબ્દિક અર્થ મુરાદ છે એટલે નાપસંદ હોવું, અને નાપસંદ હોવું હરામ તથા ગુનાહ માટે પણ સામાન્યતઃ બોલાય છે. (તતફ્ફુલ = નાનો મોટા પર વાંધો કરે ત્યારે અદબમાં આ શબ્દ બોલાય છે.)



## حدیث۔ اوکلکم یجد ثوبین (۲۵۲)

**[હદીષ : ૨૫૨] "કેટલા વસ્ત્રોમાં નમાઝ પઢે"**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ، قَالَ قَامَ رَجُلٌ اِلَی النَّبِیِّ

*"હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ ફર્માવ્યું, એક સાહબ રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં*

صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ فَسَاَلَهٗ عَنِ الصَّلٰوةِ فِی الثَّوْبِ الْوَاحِدِ

*ઉભા થયા અને એક કપડામાં નમાઝ પઢવાના બારામાં પૂછયું તો ફર્માવ્યું, શું તમારામાંથી*

فَقَالَ اَوَ كُلُّكُمْ یَجِدُ ثَوْبَیْنِ ثُمَّ سَاَلَ رَجُلٌ عُمَرَ رَضِیَ اللّٰهُ تَعَالٰی

*દરેક વ્યક્તિ પાસે બે કપડાં છે ? ત્યાર બાદ તેણે હઝરત ઉમર رضی اللہ عنہ ને*

عَنْهُ فَقَالَ اِذَا وَسَّعَ اللّٰهُ فَاَوْسِعُوْا جَمَعَ رَجُلٌ عَلَیْهِ ثِیَابَهٗ صَلّٰی رَجُلٌ

*પૂછયું તો તેમણે ફર્માવ્યું, જ્યારે અલ્લાહ વિશાળતા (અધિક્તા) આપે તો તમે પણ વિશાળતા કરો. માણસ*

### સમજૂતી : ૨૫૨

હુઝૂરે અક્દસ ﷺથી કોણે સવાલ કર્યો હતો ? એના બારામાં અલ્લામા ઈબ્ને હજરે લખ્યું, હું એમના નામથી વાકેફ ન થઈ શક્યો. પણ ક્સ્તલાનીમાં છે કે ઈમામ સરખસીએ મબ્સૂતમાં ફર્માવ્યું, એ હઝરત ષૌબાન હતા. અલ્બત્ત હઝરત ઉમર رضی اللہ عنہ ને સવાલ કરનારાના બારામાં અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું કે, શક્ય છે કે એ હઝરત ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہما હોય. એના પર ધારણા એ છે, મુસ્નફે અબ્દુર્રઝ્ઝાકમાં છે, હઝરત ઈબ્ને મસ્ઊદ અને હઝરત ઉબય ઈબ્ને કઅબમાં મતભેદ થયો. હઝરત ઉબયે કહ્યું કે એક કપડામાં નમાઝ વિના કરાહતે દુરુસ્ત છે. હઝરત ઈબ્ને મસ્ઊદે ફર્માવ્યું, આ તે સમયની વાત છે જ્યારે કપડાંની કમી હતી. હઝરત ઉમરે સાંભળ્યું તો ફર્માવ્યું, વાત એ જ છે જે ઉબયે કહી, وابن مسعود لم یقصر અને ઈબ્ને મસ્ઊદે પૂરી વાત કહી. એના પર અલ્લામા અયનીએ ફર્માવ્યું કે, એનાથી એવું ક્યાં લાઝિમ આવ્યું કે પ્રશ્નકર્તા હઝરત ઈબ્ને મસ્ઊદ જ હોય ? શક્ય છે કે હઝરત ઉબય હોય !

**હું કહું છું :** હદીષની આગલી રજૂઆત એની દલીલ છે કે આ બંનેવ બે પ્રસંગો છે. આ હદીષમાં છે કે ثم سَاَلَ "પછી એ સાહબે હઝરત ઉમરને પૂછયું." જેથી જણાયું કે જે સાહબે હુઝૂરને પૂછયું હતું તેમણે જ હઝરત ઉમરને પણ પૂછયું હતું. હદીષમાં સવાલ કરવાનો ઉલ્લેખ છે, જેના પર હઝરત ઉમરે આ જવાબ આપ્યો. અને મુસ્નફે અબ્દુર્રઝ્ઝાકમાં સવાલનો ઉલ્લેખ નથી. વળી બંને હદીષોમાં હઝરત ઉમરના આદેશો અલગ અલગ છે. આ હદીષમાં વર્ણન કરેલ આદેશથી હઝરત ઈબ્ને મસ્ઊદનું સમર્થન થાય છે અને મુસ્નફે અબ્દુર્રઝ્ઝાકની રિવાયતમાં સ્પષ્ટતા છે કે હઝરત ઉબયનું કથન સહીહ છે. એટલા માટે મુસ્નફે અબ્દુર્રઝ્ઝાકની હદીષને સામે રાખીને એ બંને બુઝુર્ગોમાંથી કોઈ એકને પ્રશ્નકર્તા નિશ્ચિત વિના દલીલે છે. હદીષનો સાર એ છે કે, "અતિશય મજબૂરીમાં એક કપડામાં નમાઝ વિના કરાહતે દુરુસ્ત છે, અને જો કોઈની પાસે થોડાંક કપડાં

فِیْ اِزَارٍ وَّرِدَاءٍ ، فِیْ اِزَارٍ وَّقَمِیْصٍ ، فِیْ اِزَارٍ وَّقَبَاءٍ فِیْ سَرَاوِیْلَ وَرِدَاءٍ

*પોતાના શરીર પર અમુક કપડાં ભેગાં કરે, તેહબંદ અને ચાદર, તેહબંદ તથા*

فِیْ سَرَاوِیْلَ وَقَمِیْصٍ فِیْ سَرَاوِیْلَ وَقَبَاءٍ فِیْ تُبَّانٍ وَّقَبَاءٍ فِیْ تُبَّانٍ

*કુર્તો, તેહબંદ તથા કુબા પાયજામા અને ચાદર પાયજામો અને કુર્તો પાયજામો અને કુબા જાંગિયુ*

وَّقَمِیْصٍ قَالَ وَاَحْسِبُهٗ قَالَ فِیْ تُبَّانٍ وَّرِدَاءٍ ع

*અને કુર્તામાં નમાઝ પઢે. રાવીએ કહ્યું, હું ગુમાન કરું છું કે આ પણ ફર્માવ્યું, જાંગિયુ અને ચાદરમાં."*

*(બુખારી, ૧/૫૨–૫૩ સલાત)*

હોય તો કમસે કમ બે કપડાં નમાઝના માટે જરૂર ઉપયોગમાં લે. બેહતરીન ત્રણ છે : એક અમામો અથવા ટોપી, બીજુ કુર્તો અથવા ચાદર, એવો લિબાસ જેનાથી કમરની ઉપરનો હિસ્સો ઢંકાઈ જાય, ત્રીજુ તેહબંદ કે પાયજામો વગેરે જેનાથી શર્મગાહ અને કમરથી નીચેનો હિસ્સો ઢંકાઈ જાય.

અબૂદાઊદમાં છે :–

**نهی رسول اللّٰه صلی اللّٰه تعالیٰ علیه وسلم ان یصلی فی لحاف ولایتو شح به والاخران یصلی فی سراویل ولیس علیه رداءٌ**

"રસૂલુલ્લાહ ﷺએ ચાદરમાં લપેટાયા વિના નમાઝ પઢવાથી અને કેવળ પાયજામામાં ચાદર વિના નમાઝ પઢવાથી મના ફર્માવ્યું." *(ભાગ–૧ સલાત, પેજ–૯૩)*

**પાયજામો અંબિયાનો લિબાસ છે** : આ હદીષથી સાબિત થયું કે સહાબાએ કિરામ رضوان اللّٰه تعالیٰ علیهم اجمعینના મુબારક યુગમાં પાયજામા પહેરવામાં આવતા હતા. પાયજામો ખૂબ પૂરાણો લિબાસ છે જે અંબિયાએ કિરામ હઝરાત પહેરતા આવ્યા છે. અલ્લામા અયનીએ લખ્યું છે કે અમારા શયખ અલ્લામા ઝૈનુદીન બલ્કીનીએ મરફુઅન આ હદીષ હઝરત અબૂ હુરૈરહ رضی اللّٰه عنهથી રિવાયત કરી. સૌ પ્રથમ પાયજામો હઝરત ઈબ્રાહીમ علیه السلامએ પહેર્યો. એને અબૂ નુઐમ અસ્બહાનીએ પણ રિવાયત કરી છે. એ જ કારણ છે કે કયામતમાં સૌથી પહેલાં એમને લિબાસ પહેરાવવામાં આવશે. જેમ કે સહીહૈનની હદીષમાં છે, "કેમ કે એમણે એ લિબાસને જે સૌથી અધિક ઔરત (છુપાવવાનાં અંગો) છુપાવનાર છે તે સૌ પ્રથમ પહેર્યો જેથી એમને આ ઈનામ મળ્યું." *(અયની, ભાગ–૨૧, પેજ–૩૦૬)*

તિર્મિઝી (૧/૨૦૬–લિબાસ)માં હઝરત ઈબ્ને મસઊદ رضی اللّٰه عنهماથી રિવાયત થયેલ છે કે હઝરત મૂસા علیه السلامએ અલ્લાહ ﷻથી કલામ ફર્માવ્યો હતો તો તેમણે ઉનનો કમ્બલ (ધાબળો), ઉનની નાની ટોપી, ઉનનો જભ્ભો, ઉનનો પાયજામો અને મરેલા ગધેડાના ચામડાના પગરખાં પહેરેલાં હતાં.

**હુઝૂરે પાયજામો પહેર્યો નથી** : આપણા હુઝૂરે અકદસ ﷺએ પાયજામો પહેર્યો કે નહીં, એના બારામાં કોઈ સ્પષ્ટ હદીષ નથી. અબૂ યઅલાએ પોતાની મુસ્નદમાં અને તિબ્રાનીએ મોઅજમે અવસતમાં હઝરત અબૂ હુરૈરહ رضی اللّٰه عنهથી આ હદીષ લાવ્યા છે. તે કહે છે : હું એક દિવસ રસૂલુલ્લાહ ﷺના સાથે બજાર ગયો. હુઝૂરે વણજારાઓ પાસે બેસીને ચાર દિરહમમાં એક પાયજામો ખરીદયો. એ કહે છે, મેં પૂછયું, યા રસૂલલ્લાહ ! ﷺ આપ પાયજામો પહેરશો ? ફર્માવ્યું, "જરૂર ! સફરમાં પણ પહેરીશ અને ઘરે પણ, રાતમાં પણ અને દિવસમાં પણ, એટલા માટે કે મને ઔરત (છુપાવવાનાં અંગો) છુપાવવાનો હુકમ આપવામાં આવ્યો

## حدیث: نهی رسول اللہ صلی اللہ تعالی علیہ وسلم عن اشتمال الصماء (۲۵۳)

**[હદીષ : ૨૫૩] "એવાં વસ્ત્રો ન પહેરે જેનાથી સતર ઉઘડી જાય"**

عَنْ اَبِیْ سَعِیْدِ الْخُدْرِیْ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ اَنَّہٗ قَالَ نَھٰی رَسُوْلُ اللّٰہِ

*"હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہ એ ફર્માવ્યું કે રસૂલુલ્લાહ ﷺ એ 'સમ્માઅ્'ના*

صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ عَنْ اِشْتِمَالِ الصَّمَّاءِ وَاَنْ یَّحْتَبِیَ الرَّجُلُ

*ઉપયોગથી મના ફર્માવ્યું, અને એક કપડામાં 'એહતેબાબ'થી મના ફર્માવ્યું, એ સ્થિતિમાં કે*

فِیْ ثَوْبٍ وَّاحِدٍ لَّیْسَ عَلٰی فَرْجِہٖ مِنْہُ شَیْءٌ۔

*શર્મગાહ પર થોડુ કપડુ ન હોય." (બુખારી, ૧/૫૩ સલાત, ૧/૨૬૭ સૌમ, ૧/૨૮૭ બયઅ, ઈ૨/૮૬૫ લિબાસ, ૨/૮૬૬ લિબાસ, ૨/૯૩૦ લિબાસ, મુસ્લિમ : બુયૂઅ–૨)*

## حدیث (۲۵۴) ایضاً

**[હદીષ–૨૫૪] "એવાં વસ્ત્રો ન પહેરે જેનાથી સતર ઉઘડી જાય"**

عَنْ اَبِیْ ھُرَیْرَۃَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ، قَالَ نَھَی النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی

*"હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ કહ્યું, નબી ﷺ એ બે બયએ લિમાસ તથા બયએ નિબાઝ,*

છે, અને એનાથી વધુ સતર છુપાવતો લિબાસ મેં કોઈ જોયો નથી." *(સનદી અલન્ નિસાઈ બહવાલા હાશિયા અબૂ દાઊદ લિસ્સિયૂતી, પેજ–૨૨૩)*

આ હદીષની સનદ ઝઈફ છે ત્યાં સુધી કે અમુક લોકોએ એને બનાવટી (મૌઝૂઅ) પણ કહી છે. પરંતુ પાયજામાને ખરીદયું સહીહ રિવાયત મુજબ બે સહાબીઓની હદીષથી સાબિત છે. એક હઝરત સુવૈદ બિન કૈસની હદીષથી બીજા હઝરત અબૂ સફવાન ઈબ્ને ઉમૈરની હદીષથી. હઝરત સુવૈદ બિન કૈસ કહે છે કે, " ھَجَرْ (હજર)થી હું અને મહરફા મક્કામાં કપડુ લાવ્યા. મિનામાં રસૂલુલ્લાહ ﷺ થી મુલાકાત થઈ તો હુઝૂરે એક પાયજામો ખરીદયો." *(અબૂ દાઊદ, ૨/૧૧૮ બુયૂઅ)* હઝરત અબૂ સફવાને કહ્યું કે, "હિજરતથી પહેલાં મેં રસૂલુલ્લાહ ﷺ ના હાથે પાયજામો વેચ્યો તો મને કિંમત વધુ આપી." *(ઉપર મુજબ)* અને એ તદ્દન જાહેર છે કે પહેરવા માટે જ ખરીદયો હતો. ઉલમા ફર્માવે છે કે તેહબંદ કરતાં પાયજામો પહેરવો બેહતર છે એટલા માટે કે એમાં સતરપોશી (સતર છુપાવવાનું) અધિક છે.

### સમજૂતી : ૨૫૩–૨૫૪

**اشتمال الصمّاء (ઈશ્તિમાલિ સમ્માઅ્)** : ઈશ્તિમાલનો અર્થ છે આખા શરીર પર કપડુ લપેટવું. صَمَّاءَ એ ચટ્ટાનને કહે છે જેમાં કોઈ કાણુ ન હોય. અહીં મૌસૂફની ઈઝાફત સિફતની તરફ છે, એટલે એવા 'ઈશ્તિમાલ' થી મના ફર્માવ્યું જે 'સમ્માઅ' હોય. ઈમામ બુખારીએ કિતાબુલ્ લિબાસમાં એનો આ અર્થ દર્શાવ્યો : કેવળ એક ખભા પર કપડુ રાખે બીજો ખુલ્લો રહે. સિહાહમાં જોહરીએ એનો અર્થ આ દર્શાવ્યો : ચાદર કે કમ્બલ પૂરા

عَلَيْهِ وَسَلَّمَ عَنْ بَيْعَتَيْنِ عَنِ اللِّمَاسِ وَالنِّبَاذِ وَاَنْ يَشْتَمِلَ الصَّمَّاءَ

*અને બે પ્રકારના લિબાસ પહેરવાથી મના ફર્માવ્યું છે. ઈશ્તિમાલિ સમ્માઅથી*

وَاَنْ يَّحْتَبِيَ الرَّجُلُ فِيْ ثَوَابٍ وَّاحِدٍ

*અને એક કપડામાં ઈહતિબા કરવાથી.*

*(બુખારી, ૧/૫૩ સલાત, ૧/૮૨, ૧/૨૬૭ સૌમ, ૧/૨૮૭ બુયૂઅ, ૧/૨૮૮ લિબાસ, ૨/૮૬૬ લિબાસ, અબૂ દાઊદ, ૨/૨૦૮ લિબાસ, મુઅત્તા ઈમામ માલિક, લિબાસ, ૩૬૭)*

શરીર પર એ રીતે લપેટવી કે જમણી તરફથી ડાબા હાથ અને ખભા પર લઈ જઈને જમણા હાથ અને ખભા પર લાવીને પૂરા શરીરને છુપાવી લેવું. ઈબ્ને ઓબૈદે કહ્યું, ફક઼ીહો કહે છે કે, શરીર પર કેવળ એક કપડુ લપેટવું પછી તેના કોઈ કિનારાને ખભા પર રાખી લેવો જેનાથી શર્મગાહ ખુલી જાય. પરંતુ ફિક઼્હની કિતાબોના અભ્યાસથી જાહેર છે કે ફક઼ીહોએ પ્રથમ અર્થ પણ મુરાદ લીધેલ છે, અને બીજો અર્થ એ બતાવ્યો છે કે વિના તેહબંદ કેવળ એક ચાદર લપેટી લે. *(રદ્દુલ મુહતાર, ૧/૪૩૮ મકરૂહાત)*

એ નમાઝમાં પણ મકરૂહ છે અને નમાઝ બહાર પણ. પ્રથમ સ્થિતિમાં હાથ અંદર રહેશે જેથી કોઈ ખતરાના સમયે કાઢવામાં મુશ્કેલી થશે અને બેસતરી (સતર ખુલી જવાનો) પણ અંદેશો છે. બીજી સ્થિતિમાં જરા સરખી ગફલતમાં બેસતરીનો ખતરો છે.

**ઈહ઼તિબાઅ્** : એ છે કે સીટ (પડખા) પર બેસીને ગુઠણો ઉભા કરીને હાથ અથવા કપડાને પિંડલીમાં લટકાવી આપે. આ રીતે બેસવાને حَبْوَة (હિબ્વહ્) કહે છે. જ્યારે ગુપ્તાંગ પર કોઈ કપડુ નહીં હોય તો ગુપ્તાંગને ખુલવાનો અંદેશો થશે એ હરામ છે, એટલા માટે એ પણ એ સ્થિતિમાં મના છે જ્યારે ગુપ્તાંગ પર કોઈ કપડુ ન હોય, નહીં તો નહીં.

**પ્રકરણનો ખુલાસો** : આ જગાએ પ્રકરણનું ટાઈટલ છે : **مايستر من العورة** "અવરત (ઢાંકવાના અંગો)ને છુપાવવું." શરીરનો તે ભાગ જેને ખોલવાથી શરમ મેહસૂસ થાય તે "અવરત" છે. અહીં **من تبعيضيه** છે અથવા **بيانيه**. રઝીએ સ્પષ્ટતા કરી છે કે મિન બયાનિયહ્‌ના મદખૂલના સર્વ અફરાદ પર આમ હુકમ થાય છે. અને મિન્ તબઈદ઼િયહ્‌ના કેવળ અમુક અફરાદનો સમાવેશ થાય છે. એટલા માટે એ નિશ્ચિત છે કે એ મિનબયાનિયહ્ છે કેમ કે એના પર એકમતિ છે કે પૂરી 'અવરત' છુપાવવું વાજિબ છે, એ બીજી વાત છે કે 'અવરત' ના નિશ્ચિત કરવામાં કાંઈક મતભેદ છે. પણ જે સાહબ જે જે અંગોને અવરત (છુપાવવાની ચીજ) માને છે તે એ સૌને છુપાવવાને વાજિબ કહે છે. હવે પ્રકરણથી સામ્યતા એ રીતે છે કે ઈશ્તિમાલિ સમ્માઅ્થી મનાઈનું ખાસ કારણ એ જ છે કે કોઈ આકસ્મિક જરૂરત વખતે હાથ કાઢવામાં અવરત ખુલી જવાનો મજબૂત અંદેશો છે. જ્યારે એવો લિબાસ મના છે જેમાં સતરે અવરતને ખુલવાની સંભાવના છે તો સાબિત થયું કે અવરત (છુપાવવાના અંગો)નું ખુલ્લુ રહેવું મના છે અને અવરતને છુપાવવું જરૂરી છે. અને જાહેર છે કે એ જરૂરી નથી કે ગુપ્તાંગ જરૂરથી ખુલે જ, એ પણ થઈ શકે છે કે કેવળ જાંગ અથવા પડખુ (સીટ) પણ ખુલે. જેથી સાબિત થયું કે પૂરી અવરતને છુપાવવું વાજિબ છે. રહી ગયું ઈહ્‌તિબાઅ્‌નું વર્ણન, તો એ ક્યાં તો એટલા માટે છે કે આ પણ હદીષનો ટુકડો છે એટલા માટે એને વર્ણવી આપ્યું, એનાથી પ્રકરણને પુરવાર કરવાનો હેતુ નથી. અથવા એટલા માટે છે કે ઈહ્‌તિબાઅ્ કેવળ એ સંજોગોમાં મના છે જ્યારે ગુપ્તાંગ પર કપડુ ન હોય જેનાથી ગુપ્તાંગને ખુલવાનો ડર છે. તો એકંદરે આગલાના જેમ સાબિત કે ગુપ્તાંગને છુપાવવું ફર્ઝ છે. અને આ કેવળ એટલા માટે છે કે ગુપ્તાંગ "અવરત" (છુપાવવાની ચીજ) છે. તો જ્યારે અવરત હોવાના કારણે ગુપ્તાંગને છુપાવવું ફર્ઝ થયું જેથી સાબિત થયું કે જે

حدیث ـ بعثنی ابوبکر فی موذنین یوم النحر (٢٥٥)

[હદીષ : ૨૫૫] "કોઈ વસ્ત્ર વિના તવાફ ન કરે"

أَنَّ أَبَا هُرَيْرَةَ رَضِيَ اللهُ تَعَالَى عَنْهُ قَالَ بَعَثَنِي أَبُو بَكْرٍ فِي تِلْكَ الْحَجَّةِ

*"હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ ફર્માવ્યું, અબૂ બક્રએ મને એ હજ્જમાં એલાન કરનારાઓમાં યવમે નહરના*

فِي مُؤَذِّنِينَ يَوْمَ النَّحْرِ نُؤَذِّنُ بِمِنًى أَنْ لَا يَحُجَّ بَعْدَ الْعَامِ مُشْرِكٌ

*રોજ મોકલ્યો કે અમે મિનામાં એવું એલાન કરી આપીએ કે આ વરસ પછી કોઈ મુશ્રિક હજ્જ ન કરે અને ન*

પણ અંગો અવરત છે સૌને છુપાવવું ફર્ઝ છે, એટલા માટે કે હુકમ ઈલ્લત (સબબ)થી સંકળાયેલ હોય છે. રહી ગયું એ કહેવું કે એનાથી ઈમામ બુખારીનો હેતુ એ છે કે તે એ ફાયદો કરવા ચાહે છે કે અવરત કેવળ પેશાબ તથા પાખાનાનાં મક઼ામ છે, એ મારા ખયાલમાં દુરુસ્ત નથી. જો ધારો કે ઈમામ બુખારીનો મઝહબ એ જ માની લેવામાં આવે કે તે કેવળ પેશાબ તથા પાખાનાનાં મક઼ામને જ અવરત (છુપાવવાની ચીજ) માને છે છતાં પણ અહીં વર્ણવેલી હદીષોથી તેની સાબિતી મુહાલ (અશક્ય) છે હદીષથી તો એ સ્પષ્ટપણે સાબિત છે કે પેશાબ પાખાનાના માર્ગો અવરત છે પણ તેમના સિવાય અન્ય કોઈ અંગો અવરત નથી તેનો ક્યાંય નિર્દેશ સુધ્ધાં નથી.

**પ્રકરણથી મેળાપ** : જાહેર છે કે "ઈશ્તિમાલિ સમ્માઅ્" અને "ઈહ્તિબાઅ્"ની મનાઈ નમાઝ સાથે ખાસ નથી, બલ્કે નમાઝમાં "ઈહ્તિબાઅ્" હોતો પણ નથી એની મનાઈ અવરત ખુલી જવાની સંભાવનાના કારણે છે. જેથી સાબિત થયું કે નમાઝની બહાર પણ અવરતનું ઉઘડવું મના તથા સતરે અવરત ફર્ઝ છે.

**બયએ મુલામિસા તથા મુનાબિઝહ** : ملامسہ અને لماسનો માદો لمس છે, જેનો અર્થ સ્પર્શવું છે. ملامست અને لماس બંને બાબે મુફાઅઈલતના મસ્દર છે એ જ પ્રમાણે منابذہ તથા نباذનો માદો نَبذٌ એનો અર્થ ફેંકવું છે. અને આ બંનેવ બાબ મુફાએલતના મસ્દર છે. જાહિલિયતના જમાનામાં ખરીદ વેચાણના આ બે તરીક઼ા રિવાજ પામેલ હતા, એક ملامست અથવા لماس. કે અંધારામાં અથવા આંખ બંધ કરીને અથવા લપેટેલ અથવા ગડી કરેલ કપડાને સ્પર્શી લેતા અને સોદાને લાઝિમ જાણતા. ક઼બૂલ કે રદનો અધિકાર ખત્મ થઈ જતો. બીજુ منابذت કે نباذ. એની સ્થિતિ એ હતી કે વેચનાર તથા લેનાર કપડુ સારી રીતે જોયા વિના કપડુ એક બીજાની તરફ ફેંકી દેતા અને સોદો લાઝિમ માનતા, ક઼બૂલ તથા રદનો અધિકાર ન રહેતો. *(મુસ્લિમ શરીફ, ૨/૪ કિતાબુલ બુયૂઅ, રદ્દુલ મુહતાર, ૪/૧૦૯ બાબુલ બયઈલ ફાસિદ)* આ બંને પ્રકારના ખરીદ વેચાણથી હુઝૂરે અક઼દસ ﷺ એ મના ફર્માવી આપ્યું, એટલા માટે કે એ બંનેમાં પક્ષોની રઝામંદી વિના સોદાને લાઝિમ ઠરાવવું બનતુ હતું, જ્યારે કે સોદામાં બંને પક્ષની રઝામંદી જરૂરી છે.

## સમજૂતી : ૨૫૫

**પરિપૂર્ણતા** : પસંદીદા ક઼ૌલ પ્રમાણે હજ્જ હિ.સ. ૯માં ફર્ઝ થઈ. એ સમય સુધી મક્કા મુઅઝ્ઝમા ફતહ થઈ ચૂકયું હતું. આખુ અરબ એ ઈન્તેઝારમાં હતું કે કુરૈશ શું કરે છે. જ્યારે કુરૈશ પણ ઈસ્લામના દામનમાં આવી ગયા તો હવે પૂરું અરબસ્તાન શમ્એ રિસાલત પર પરવાના જેમ નિછાવર થવા માટે તૂટી પડયું. આખા અરબસ્તાનમાંથી ટોળે ને ટોળે ક઼બીલાઓનાં પ્રતિનિધિમંડળો ખિદમતે અક઼દસમાં આવી આવીને ઈસ્લામના વર્તુળમાં સમાવા લાગ્યાં. આ વ્યસ્તતાને કારણે હુઝૂરે અક઼દસ  જાતે પોતે હજ્જને માટે ન જઈ શક્યા અને

وَلَا يَطُوفَ بِالْبَيْتِ عُرْيَانٌ ـ قَالَ حُمَيْدُ بْنُ عَبْدِ الرَّحْمٰنِ، ثُمَّ أَرْدَفَ

*કોઈ નગ્ન થઈને બયતુલ્લાહનો તવાફ કરે. હદીષના રાવી હમીદ ઈબ્ને અબ્દુર્રહમાને કહ્યું, ત્યાર બાદ*

رَسُولُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ عَلِيًّا فَأَمَرَهُ أَنْ يُؤَذِّنَ بِبَرَاءَةٍ

*રસૂલુલ્લાહ ﷺએ હઝરત અલીને તેમની (અબૂબક્રની) પાછળ મોકલ્યા અને તેમને હુકમ આપ્યો કે સૂરએ*

قَالَ أَبُوهُرَيْرَةَ فَأَذَّنَ مَعَنَا عَلِيٌّ فِي أَهْلِ مِنًى يَوْمَ النَّحْرِ، لَا يَحُجُّ

*બરાઅતનું એલાન કરી આપે. અબૂ હુરૈરહએ કહ્યું, અમારી સાથે હઝરત અલીએ પણ મિનાવાળાઓમાં યૌમુન્નહરનું*

بَعْدَ الْعَامِ مُشْرِكٌ وَّ لَا يَطُوفُ بِالْبَيْتِ عُرْيَانٌ ؏

*એલાન કર્યું કે આ સાલ પછી કોઈ મુશ્રિક હજ્જ ન કરે અને ન કોઈ શખ્સ નગ્ન થઈને તવાફ કરે."*

*(બુખારી, ૧/૫૩ સલાત, ૧/૨૨૦ મનાસિક, ૧/૪૫૧ જેહાદ, ૨/૨૨૬ મગાઝી, ૨/૬૭૧ તફસીરે સૂરએ બરાઅત, મુસ્લિમ, ૧/૪૩૫ અબૂ દાઊદ, ૧/૨૬૮ મનાસિક, નિસાઈ, ૨/૩૮ મનાસિક)*

ઝીલ કઅદાના આખરમાં હઝરત અબૂબક્ર સિદ્દીક़ رضی اللہ عنہને અમીરુલ હજ્જ બનાવીને ત્રણ હજાર વ્યક્તિઓ સાથે મોકલ્યા. કુર્બાનીનાં ૨૦ ઊંટ સાથે કરી દીધાં. પાંચ ઊંટ સિદ્દીકે અકબર رضی اللہ عنہએ પોતાનાં લીધાં. મહાન સહાબીઓ દા.ત. હઝરત સઅદ બિન અબી વક્કાસ, હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ, હઝરત અબૂ હુરૈરહ رِضْوَانُ اللّٰهِ تَعَالٰى عَلَيْهِمْ أَجْمَعِيْنَ સાથે હતા. બાદમાં સૂરએ બરાઅત નાઝિલ થઈ એમાં ખાસ એલાનો હતાં અને અમુક વાયદાઓને ઉઠાવવાનું હતું અને અમુકની હદબંધી હતી. અને અરબનો દસ્તૂર હતો કે કોઈ કરાર કરવો હોય કે તેને તોડવો હોય એ કામ કૌમનો સરદાર કરતો અથવા એનો નિકટનો પ્રિય વ્યક્તિ કરતો. હુઝૂર ખૂદ જઈ શક્તા ન હતા એટલા માટે હઝરત અલી رضی اللہ عنہને પોતાના ઊંટ મુબારક અઝ્બા પર સવાર કરીને સૂરએ બરઅતની ૪૦ કે ૮૦ આયતો આપીને બાદમાં મોકલ્યા કે એને હજ્જના દિવસોમાં પઢીને સંભળાવી આપે અને સાથો સાથ વધુમાં આ વાતોનું પણ એલાન કરી આપે કે જન્નતમાં મોમિન સિવાય અન્ય કોઈ જશે નહીં, આ વરસ પછી કોઈ મુશ્રિક હજ્જ કરી શક્શે નહીં, કોઈ નગ્ન તવાફ કરી શક્શે નહીં. કાફિરોમાંથી જેની સાથે કોઈ કરાર છે તે કરારની મુદત સુધી બાકી રહેશે ત્યાર પછી ખત્મ થઈ જશે. એણે મુસલમાન થવું જરૂરી છે અને જેનાથી કરાર નથી તેઓને ચાર મહિનાની મોહલત છે ત્યાર પછી તેમણે ઈસ્લામ કબૂલ કરવો લાઝિમ થશે. આવું એટલા માટે કર્યું કે મુશ્રિકોને સરકશી તથા આજ્ઞાના ઉલ્લંઘનનો મોકો ન મળે કે આ એલાન ન ખૂદ હુઝૂરે કર્યું ન એમના નિકટના સગાએ એટલા માટે એની પાબંદી અમારા માટે જરૂરી નથી.

હઝરત સિદ્દીકે અકબર અરજ અથવા ઝબહનાન મક્કા મુઅઝ્ઝમાની નજીક પહોંચી ચૂક્યા હતા. સવારની નમાઝના માટે સિદ્દીકે અકબર ઉભા થઈ ચૂક્યા હતા, હજી નમાઝ શરૂ કરી ન હતી એવામાં ઊંટ મુબારકનો અવાજ સાંભળ્યો, જોયું તો હઝરત અલી શેરે ખુદા હતા. પૂછયું, અમીર છો કે મા'મૂર ? શેરે ખુદાએ ફર્માવ્યું મા'મૂર છું પણ હુકમ એ થયો છે કે સૂરએ બરઅત હું ખૂદ સંભળાવું. એના પ્રમાણે કાર્ય અંજામ આપવામાં આવ્યું. દસમી ઝીલ હજ્જ યૌમે નહરના રોજ હઝરત અલીએ સૂરએ બરઅત પઢીને સંભળાવી અને બે ચાર અહકામ પર સંભળાવ્યા. તદ્ ઉપરાંત કેટલાક હઝરાતને નિયુક્ત કરવામાં આવ્યા કે ફરી ફરીને આખા મજમામાં આ હુકમો પહોંચાડી આપે. હઝરત અબૂ હુરૈરહ કહે છે, એલાન કરતાં મારો અવાજ બેસી ગયો હતો. હિ.સ. ૬માં સુલહે હુદૈબિયાના મોકા પર કુરૈશથી જે કરાર થયો હતો એની કલમોમાં એ પણ હતું કે બંને પક્ષોમાંથી જે

## (٨٨) قَالَ اَبُوعَبدِ اللّٰهِ وَيُروٰى عَنِ ابنِ عَبَّاسٍ وَجَرهَدَ

**[તઅલીક઼ : ૮૭-૮૮]** *"અબૂ અબ્દુલ્લાહ (ઈમામ બુખારી)એ કહ્યું, હઝરત ઈબ્ને અબ્બાસ અને હઝરત*

## وَمُحَمَّدِ بنِ جَحشٍ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالىٰ عَلَيهِ وَسَلَّمَ، اَلفَخِذُ عَورَةٌ۔

*જરહદ અને મુહમ્મદ ઈબ્ને જહશ رضوان الله تعالىٰ عليهم اجمعين એ નબી ﷺથી રિવાયત કરી કે જાંગ અવરત*

ક઼રાર વિરૂદ્ધ વર્તે એના પરથી અમાન ઉઠી જશે. અરબના કબીલાઓને અધિકાર રહેશે કે તે બંને પક્ષોમાંથી જેની સાથે ચાહે રહે. એના મુતાબિક઼ બનૂ ખઝાઆએ હુઝૂરે અક઼દસ ﷺની સાથે ક઼રાર કર્યો અને બનૂ બકરે કુરૈશની સાથે કર્યો. વરસભર પછી બનૂ બકરે બનૂ ખઝાઆ પર છાપો માર્યો જેમાં કુરૈશે દરેક રીતે તેમની મદદ કરી, તેમને હથિયારો આપ્યાં, અમુક રઈસો બનૂ ખઝાઆ સાથે લડયા પણ ખરા. જ્યારે કુરૈશે ખૂદ એ ક઼રારની વિરૂદ્ધ વર્તન કર્યું હતું જેથી મક્કા પર હુમ્લો થયો અને મક્કા ફતહ થયું. આ એલાન વખતે અરબ ક઼બીલાઓના ત્રણ ગિરોહો હતા : એક તેઓ જેમણે અમુક મુદ્દત સુધી ક઼રાર કર્યો હતો અને તેઓ એ ક઼રાર પર કાયમ હતા. આ એલાનની રૂએ એ મુદ્દત તેમના પર કોઈ પૂછતાછ ન થશે, અલ્બત્ત મુદ્દત પૂરી થયા પછી જરૂરી થશે કે તેઓ ઈસ્લામ સ્વીકારે નહીં તો તેમની જાન બખ્શવામાં નહીં આવે. બીજા તેઓ જેઓ ક઼રાર કરીને તોડી ચૂક્યા હતા જેમ કે કુરૈશ. ત્રીજો તે જેમની સાથે કોઈ ક઼રાર ન હતો તે બંનેવને ચાર મહિનાની મોહલત આપવામાં આવી, તે અરસામાં તેઓ મુસલમાન થઈ જાય તો બેહતર, નહીં તો તેમના જાન તથા માલની સલામતી રહેશે નહીં. અરબના મુશ્રિકો પાસેથી જિઝિયો સ્વીકારવામાં આવશે નહીં. હુઝૂરે અક઼દસ ﷺએ ફર્માવ્યું : **لايجتمع دينان فى جزيرة العرب** "અરબ દ્વિપ પર બે ધર્મો નથી રહી શક્તા." *(મુઅત્તા ઈમામ માલિક઼, પેજ-૩૬૦)*

**હજ્જે અકબર :** ઉલમાનો એમાં મતભેદ છે કે યવમુલ હજ્જુલ અકબરથી શું મુરાદ છે. એક કથન એ છે કે એનાથી મુરાદ યૌમુન્નહર એટલે દસમી ઝીલ હજ્જ છે. જેમ કે ખૂદ બુખારીમાં હમીદ બિન અબ્દુર્રહમાનનો ક઼ૌલ કિતાબુલ્ જેહાદમાં અને તફસીરમાં અને અબૂ દાઊદમાં વર્ણન પામેલ છે, બલ્કે અબૂ દાઊદમાં ખૂદ હુઝૂરે અક઼દસ ﷺનો ઈર્શાદ પણ એ જ છે. બીજો ક઼ૌલ એ છે કે એનાથી મુરાદ યવમે અરફા છે. ત્રીજો ક઼ૌલ એ છે કે હજ્જે અકબરથી મુરાદ હજ્જ મુરાદ છે, એટલા માટે કે અરબવાસીઓ ઉમરાને હજ્જે અસગર કહેતા હતા એની સરખામણીમાં હજ્જને હજ્જે અકબર કહેતા. પહેલા ક઼ૌલ અને એમાં વર્ગીકરણની એ સ્થિતિ છે કે હજ્જને હજ્જે અકબર કહેતા હતા અને દસમી ઝીલ હજ્જ યૌમે નહર હજના દિવસોમાંથી સૌથી વિશેષ મહત્વનો છે એટલા માટે એને યૌમે હજ્જે અકબર કહેવામાં આવ્યો.

**પ્રકરણથી સામ્યતા :** **لايطوف بالبيت عريان**થી છે કે તવાફ નમાઝ નથી જેથી સાબિત થયું કે નમાઝની બહાર પણ સતરે અવરત ફર્ઝ છે.

### તઅલીક઼ : ૮૭-૮૮ની સમજૂતી

**છુપાવવાના અંગો :** મર્દનાં કેટલા અંગો અવરત છે એના બારામાં ત્રણ વિવિધ મઝહબો છે. પ્રથમ દાઊદ ઝાહિરી તથા ઈબ્ને હઝ્મ ઝાહિરીનો, કે કેવળ પેશાબ તથા પાખાનાની જગા અવરત છે, બાકીના અંગોમાં કોઈ અવરત (છુપાવવાનું અંગ) નથી. બીજુ દૂંટીની નીચેથી લઈને ગુથણો સુધી સૌ અંગો અવરત છે, પણ દૂંટી તથા ગુથણો નહીં. આ ઈમામ માલિક, ઈમામ ઝફર, ઈમામ શાફઈનો મઝહબ છે અને એ જ હઝરત ઈમામ ઈબ્ને હંબલનો સહીહ મઝહબ છે. ત્રીજુ દૂંટી છોડીને દૂંટીની નીચેથી લઈ ગુથણો સુધી સર્વ અંગો અવરત છે અને

وَقَالَ اَنَسٌ حَسَرَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ عَنْ فَخِذِہٖ قَالَ اَبُوْ عَبْدِاللّٰہِ

*(છુપાવવાની ચીજ) છે. અને હઝરત رضی اللہ عنہ એ ફર્માવ્યું કે નબી ﷺ એ પોતાની જાંગ ખોલી.*

وَحَدِیْثُ اَنَسٍ اَسْنَدُ وَحَدِیْثُ جَرْھَدَ اَحْوَطُ حَتّٰی نَخْرُجَ مِنْ اِخْتِلَافِھِمْ ۔

*અબૂ અબ્દુલ્લાહ (ઈમામ બુખારી)એ કહ્યું, હઝરત અનસની હદીષ સનદના એતબારથી ક઼વી (મજબૂત) છે અને જરહદની હદીષમાં અધિક સાવધાની છે જેથી સહાબાના મતભેદથી બચી જઈએ.''*

ગુથણો પણ અવરત છે. આ અહનાફ (હનફીઓ)નો સહીહ મઝહબ છે, ઈમામ બુખારીનો પણ એ જ મઝહબ જણાય છે. એક કથન એ છે કે દૂંટી પણ અવરત છે, આ વિગતથી જાહેર થઈ ગયું કે ઝાહિરીયહને છોડીને ચારેવ ઈમામો એ વાત પણ એકમત છે કે જાંગ અવરત છે. ઈમામ બુખારીનો પણ એ જ મઝહબ જણાય છે. લોકોની દલીલ તે હદીષ છે જેમાં ઈમામ બુખારીએ સહાબાની ત્રણેવ તઅલીક઼ોથી વર્ણન કરી કે હુઝૂરે અક઼દસ ﷺ એ ફર્માવ્યું : الفخذ عورة ''જાંગ અવરત છે.'' આ હદીષ એ ત્રણેવ હઝરાતથી વિવિધ કિતાબોમાં મૌજૂદ છે.

હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી તિર્મિઝીમાં આ હદીષ વર્ણન થયેલી છે. એના બારામાં ઈમામ તિર્મિઝીએ એવું ફર્માવ્યું કે આ હદીષ હસન ગરીબ છે, હું એની અસ્નાદને મુત્તસિલ નથી જાણતો. બીજા તરીક઼ાને ફર્માવ્યું કે આ હસન છે. એના એક રાવી અબૂ યહયા કિતાત ઝઈફ છે. હઝરત જરહદ رضی اللہ عنہ થી ઈમામ માલિકે મુઅત્તામાં એને વર્ણન કરી. તેમજ ઈમામ તિર્મિઝીએ (ઉપર મુજબ હવાલો) એને ત્રણ તરીક઼ાથી વર્ણવી, એમાંથી એક તરીક઼ાના બારામાં ફર્માવ્યું, આ હસન છે. ત્રીજા તરીક઼ાને ફર્માવ્યું કે આ હદીષ આ તરીક઼ાથી હસન ગરીબ છે. તદ્ ઉપરાંત ઈબ્ને અસાકિર, ઈબ્ને હબ્બાન અને ઈમામ શાફઈએ પણ તેની તખરીજ કરી છે. ઈબ્ને કિતાને એને મુઝતહબ કહ્યું અને જરહદ رضی اللہ عنہ થી રિવાયત કરવાવાળાની હાલત નામાલૂમ હોવાના કારણે એના પર ટીકા કરી. ઈમામ બુખારીએ તારીખમાં કહ્યું કે એ સહીહ નથી *(અયની, ૪/૮૦)* અને હઝરત મુહમ્મદ ઈબ્ને જહશ رضی اللہ عنہ થી આ હદીષ આ કિતાબોમાં મૌજૂદ છે : મુસ્નદે ઈમામ અહમદ, તિબ્રાની, મુસ્તદરક લિલ્ હાકિમ. આ હદીષના એક રાવી ઈબ્ને કષીહને ઈબ્ને હઝમ ઝાહિરીએ મજહૂલ કહ્યા. ઈમામ બુખારીએ તારીખમાં એના પર કલામ (ચર્ચા) કર્યું.

**ફેંસલો** : અંતમાં ઈમામ બુખારી એ ફેંસલો કરે છે કે હઝરત અનસની હદીષ સનદના એતબારથી મજબૂત (ક઼વી) છે, પણ હઝરત જરહદની રિવાયત પર અમલ કરવામાં અધિક સાવચેતી છે જેથી મતભેદથી બચીએ. એનો ખુલાસો એ છે કે મુહદ્દિષોનો તરીક઼ો એ છે કે બે વિવાદાસ્પદ હદીષોમાં અગ્રતા એને આપે છે જે સનદના એતબારથી અધિક ક઼વી હોય. આ ક઼ાયદો એનો તક઼ાઝો કરે છે કે હઝરત અનસની હદીષને અગ્રતા આપવામાં આવે અને એવું કહેવામાં આવે કે 'જાંગ અવરત નથી' પણ મતભેદના સમયે એ સ્થિતિ પર અમલ કરવો જે મુત્તફક અલૈહ હોય એ વધુ બેહતર છે. એટલા માટે સાવધાની એમાં છે કે જાંગને અવરત કહેવામાં આવે. એટલા માટે કે જાંગને છુપાયેલ રાખીએ તો બંને પક્ષે કોઈની નજીક ગુનો નથી અને નમાઝ એકમતિએ થઈ જશે, પરંતુ જો જાંગ ખુલ્લી રાખે તો જે લોકો જાંગને અવરત માને છે એમની નજીક એ ગુનોહ પણ છે અને જાંગને ખોલીને નમાઝ પઢવાથી નમાઝ પણ થશે નહીં, જેથી સાવધાની એમાં જ છે કે જાંગ છુપાવી રાખે.

**હદીષે જરહદ સહીહ છે** : ઈમામ બુખારીએ ફર્માવ્યું કે અનસની હદીષ અસ્નદ છે એટલે કે સનદના એતબારે અધિક ક઼વી (મજબૂત) છે, એનાથી નિર્દેશ કર્યો કે જરહદની પણ હદીષ સહીહ છે. અધિક ક઼વી હોવાના નકારથી તદન જ ક઼વી હોવાનો નકાર લાઝિમ નથી. રહી ગયું તેની સનદ પર જે થોડોક ઘણો વાંધો છે, તો એનો જવાબ એ છે કે આ વિવિધ તરીક઼ાથી રિવાયત પામેલ છે. વિવિધ તરીક઼ાઓના કારણે તેનો ઝોઅફ (ઝઈફ હોવું)

ت (٨٩) قَالَ اَبُوْمُوْسٰى رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُ غَطَّى النَّبِىُّ صَلَّى اللّٰهُ

**[તઅલીક઼ : ૮૯]** *"હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہ એ કહ્યું, નબી صلی اللہ علیہ وسلم એ પોતાના*

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ رُكْبَتَيْهِ حِيْنَ دَخَلَ عُثْمَانُ۔

*ગુથણ છુપાવી લીધા જ્યારે હઝરત ઉષ્માન દાખલ થયા."*

ت (٩٠) وَقَالَ زَيْدُ بْنُ ثَابِتٍ رَّضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُ، اَنْزَلَ اللّٰهُ عَلٰى

**[તઅલીક઼ : ૯૦]** *"અને ઝયદ બિન હારિષ رضی اللہ عنہ એ ફર્માવ્યું, અલ્લાહ جل جلالہ એ*

رَسُوْلِهٖ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَفَخِذُهٗ عَلٰى فَخِذِىْ فَثَقُلَتْ

*પોતાના રસૂલ صلی اللہ علیہ وسلم પર વહી નાઝિલ ફર્માવી તે વખતે હુઝૂરની જાંગ મારી જાંગ પર હતી.*

عَلَىَّ حَتّٰى خِفْتُ اَنْ تَرُضَّ فَخِذِىْ۔

*એનો એટલો બોજ મને મેહસૂસ થયો કે હું ડર્યો કે ક્યાંક તૂટી ન જાય."*

દૂર થઈ ગયું, વળી તેને તલક્કી બિલ કુબૂલ હાંસલ છે, જમહૂર (બહુમતિ) ઉમ્મત બલ્કે હવે પૂરી ઉમ્મતનો એના પર અમલ છે એટલા માટે તે કમસેકમ હસન જરૂર થઈ ગઈ. જેમ કે ઈમામ તિર્મિઝીએ ફર્માવ્યું કે, આ હસન છે અથવા હસન ગરીબ છે. તદ્ ઉપરાંત ઈબ્ને હ઼બ્બાને હઝરત જરહદની હદીષને સહીહ કહ્યું તેમજ ઈમામ હાકિમે પણ. *(અસાબા, ૧/૨)*

**એક મૂળભૂત ફ઼ાયદો :** ઈમામ બુખારીના આ ફૈંસલાથી સમજમાં આવ્યું કે ઉલમાના મતભેદના પ્રસંગે ઉલમાના મતભેદથી બચવામાં જ સાવધાની છે. પણ એમાં એ શરત લગાડવી જરૂરી છે કે જ્યારે કે કોઈ શરઈ ખરાબી લાઝિમ ન આવે, અને અહીં ઉલમાથી મુરાદ મુજતહિદ ફક઼ીહો છે, દરેક ઐરા ગૈરા ખાસ કરીને વર્તમાનકાળના બદમઝહબ, ગુમરાહ ફિર્ક઼ાઓના ઉલમા મુરાદ નથી.

## તઅલીક઼ : ૮૯-૯૦ની સમજૂતી

હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہ ની આ હદીષ ઈમામ બુખારીએ કિતાબ મનાકિ઼બ પ્રકરણ ફઝાઈલે ઉષ્માન, પેજ-૫૨૫માં આ શબ્દો સાથે વર્ણન કરી છે કે હુઝૂર એક બાગમાં એવી જગાએ બેઠા હતા જ્યાં પાણી હતું. હુઝૂરના બંને ગુથણો અથવા એક ગુથણ ખુલેલો હતો. હઝરત અબૂબક્ર, હઝરત ઉમર આવ્યા અને હુઝૂર એ જ સ્થિતિમાં રહ્યા. જ્યારે હઝરત ઉષ્માન આવ્યા તો હુઝૂરે ગુથણ ઢાંકી લીધો. એનાથી જાણવા મળ્યું કે ગુથણ અવરત (છુપાવવાની ચીજ) નથી. ગુથણનો એક હિસ્સો જાંગનુ હાડકુ પણ છે, જ્યારે ગુથણ અવરત નથી તો જાંગનો તે હિસ્સો જે ગુથણનો ભાગ છે તે પણ અવરત નથી. જ્યારે ભાગ અવરત નથી તો કુલ પણ અવરત નથી.

**પરિપૂર્ણતા :** હઝરત ઝયદ બિન ષાબિત رضی اللہ عنہ ની હદીષ બુખારીમાં બે જગાએ છે. એક કિતાબુલ જેહાદ પેજ-૩૯૭ અને તફસીર સૂરએ નિસાઅ્ પેજ-૬૬૦ બંને જગાએ પ્રકરણ - **قوله تعالىٰ لايستوى القاعدون من المومنين** માં વિગતવાર છે. (એ સિવાય તિર્મિઝી, ૨/૧૨૮ સૂ. નિસાઅ્ની તફસીર, નિસાઈ, ૨/૫૩ જેહાદમાં છે) ઝયદ બિન હારિષ رضی اللہ عنہ એ ખબર આપી કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم મારી પાસે આ આયતે કરીમા લખાવી રહ્યા હતા.

لايستوى القاعدون من المومنين والمجاهدون فى سبيل الله "જેહાદ છોડીને બેસનારા મોમિન અને રાહે ખુદામાં જેહાદ કરનારા સમાન નથી." એટલામાં ઈબ્ને ઉમ્મે મકતૂમ આવી ગયા. તેમણે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! મારામાં શક્તિ હોત તો હું જરૂર જેહાદ કરત. તે નાબીના હતા. એના પર અલ્લાહે વહી નાઝિલ ફર્માવી અને હુઝૂરની જાંગ મારી જાંગ પર હતી. મેં એનો બોજ એટલો અનુભવ્યો કે હું ડરી ગયો કે ક્યાંક મારી જાંગ તૂટી ન જાય ! પછી એ સ્થિતિ જતી રહી, અને અલ્લાહ ﷻએ غير اولى الضرر નાઝિલ ફર્માવ્યું.

**સામ્યતા** : આ હદીષમાં દલીલની રજૂઆત આ શબ્દોમાં છે : فخذه على فخذى "હુઝૂરની જાંગ મારી જાંગ પર હતી." પણ હદીષ કોઈ એવો શબ્દ નથી જે એ પુરવાર કરતો હોય કે બંને હઝરાત અથવા એમાંથી એકની જાંગ ખુલ્લી હતી. શક્ય છે, અને એ જ જાહેર છે કે જાંગો ઢાંકેલી હોય. હા ! એવું ધારી લેવામાં આવે કે કપડુ આડુ હોવા છતાં પણ છુપાવવાનાં અંગોનો સ્પર્શ કરવો જાઈઝ નથી, તો દલીલ કરવું યોગ્ય ઠરશે. પણ એવું ધારવું જ ગલત છે. આ યુગમાં લોકો સવારી પર આગળ પાછળ સાથોસાથ બેસે છે, અને આજે ટ્રેન, બસ વગેરે પર એનાથી બચવું લગભગ અશક્ય છે.

**હઝરત જરહદ** رضی اللہ عنہ : જરહદ બિન જિરહ ઈબ્ને અદી આ મદની સહાબી છે. અસ્હાબે સુફ્ફામાંથી હતા. એમની પાસે હુઝૂરે અકરમ ﷺ બેઠેલા પણ છે. એમનો એક બનાવ આ પ્રમાણે છે કે એ ડાબે હાથે ખાય રહ્યા હતા. હુઝૂરે અક્દસ ﷺ એ ફર્માવ્યું કે જમણા હાથે ખાવ તેમણે અર્ઝ કરી, એમાં તકલીફ છે. હુઝૂરે અક્દસ ﷺએ તેમના હાથ પર દમ કર્યો, પછી એ હાથમાં જિંદગીભર કોઈ તકલીફ ન થઈ. યઝીદના કબ્જાના જમાનામાં મદીના પાકમાં વિસાલ ફર્માવ્યો. *(અસાબા, ભાગ–૧)*

**મુહમ્મદ બિન જહશ** رضی اللہ عنہ : એમની કુન્નિયત અબૂ અબ્દુલ્લાહ છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને જહશ رضی اللہ عنہના સાહબઝાદા અને ઉમ્મુલ મોમિનીન હઝરત ઝયનબ બિન્તે જહશના ભત્રીજા હતા, પણ સંબંધિત પોતાના દાદાની પ્રતિ છે. તેમના પિતા માતા બંને સહાબી છે. તેમનાં વાલિદાનું નામ ફાતિમા બિન્તે અબી જૈશ હતું. તેમના પિતા ઓહદમાં શહીદ થયા શહાદતના સમયે હુઝૂરે અક્દસ ﷺથી એમના બારામાં વસીયત કરી ગયા હતા. હુઝૂરે એમના માટે ખૈબરમાં જમીન ખરીદી અને મદીના પાક સવકુર્રકીકમાં એક ઘર અતા ફર્માવ્યું. બદરમાં જે મુહાજિરો શરીક હતા તેમના સાહબઝાદાઓના માટે હઝરત ઉમર رضی اللہ عنہએ ચાર હજાર વઝીફો નિશ્ચિત કર્યો હતો, એ પણ એમનામાંથી હતા. હિજરતથી પાંચ વરસ પહેલાં પેદા થયાં. *(અસાબા, ૩/૩૭૮)* જ્યારે તેમના પિતા હિજરત કરી હબ્શા ગયા તો આ પણ સાથે હતા, પછી પિતા સાથે મદીના પાક આવ્યા. *(અલ ઈસ્તિઆબ, ભાગ – ૩)*

**હઝરત ઝયદ બિન ષાબિત** رضی اللہ عنہ : અન્સારી ખુઝરમી છે. બની નઝ્ઝારના ચશ્મોચિરાગ હતા. તેમના પિતા જંગે બુગાષમાં કામઆવી ગયા હતા જે હિજરતથી પહેલાં ઔસ તથા ખજરઝની વચ્ચે થઈ હતી. જ્યારે હુઝૂરે અક્દસ ﷺ મદીના તયબાહ આવ્યા તો એ ૧૧ વરસના હતા તેમને હુઝૂરની સેવામાં રજૂ કરવામાં આવ્યા અને એવું કહેવામાં આવ્યું કે તેમને સત્તર સૂરતો યાદ છે. હુઝૂરે અક્દસ ﷺએ સાંભળીને સુર્યાની ભાષા શીખવાનો હુકમ આપ્યો. ૧૬–૧૭ દિવસોમાં શીખી લીધી. તેને લખવા તથા વાંચવા લાગ્યા. હુઝૂરે અક્દસ ﷺ એ તેમને વહીની કિતાબત કરવાની ખિદમત સુપરત કરી. હઝરત સિદ્દીકે અકબર رضی اللہ عنہએ તેમને પણ એ જમાઅતમાં સામેલ કરી લીધા જે કુર્આન જમા કરવાના માટે નિયુક્ત કરવામાં આવી હતી. હઝરત ઉષ્માનગની رضی اللہ عنہના યુગમાં જ્યારે કુર્આનને નકલ કરવાની જરૂરત પડી તો એમને એ કામ માટે નિમવામાં આવ્યા. ફકીહ સહાબીઓમાંથી હતા. ઈલ્મે ફરાઈઝના માહિર હતા. ખૂદ હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું, તમારામાં ફર્ઝોના સૌથી વધુ માહિર ઝયદ બિન ષાબિત છે. ફરાઈઝ સિવાય ફતાવા, કિરઅત, કઝામાં પણ સંપૂર્ણ નિપૂણતા ધરાવતા હતા. હઝરત ફારૂકે આઝમ જ્યારે કદીક બહાર તશરીફ લઈ જતા તો તેમને પોતાનો

## حديث: ثم حسر الازار عن فخذه صلى الله تعالىٰ عليه وسلم (٢٥٦)

**[હદીષ : ૨૫૬] "જાંગ પણ સતર છે"**

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ

*"હઝરત અનસ ઈબ્ને માલિક رضی اللہ عنہથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ*

تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ غَزَا خَیْبَرَ فَصَلَّیْنَا عِنْدَهَا صَلٰوةَ الْغَدَاةِ بِغَلَسٍ

*ખયબર પર ચઢાઈ કરી. અમે લોકોએ સવારની નમાઝ ખયબરની પાસે અંધારામાં પઢી લીધી.*

فَرَكِبَ النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ وَرَكِبَ اَبُوْطَلْحَةَ وَاَنَا رَدِیْفُ

*નમાઝ બાદ નબી ﷺ સવાર થયા અને અબૂ તલ્હા પણ સવાર થયા. હું અબૂ તલ્હાની જ*

اَبِیْ طَلْحَةَ فَاَجْرٰی نَبِیُّ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ فِیْ زُقَاقِ خَیْبَرَ

*સવારી પર પાછળ બેઠેલો હતો. નબી ﷺએ ખયબરની ગલીઓમાં સવારીને દોડાવ્યો. તે વખતે*

وَاِنَّ رُكْبَتِیْ لَتَمَسُّ فَخِذَ نَبِیِّ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ ثُمَّ حَسَرَ الْاِزَارَ

*મારો ગુથણ નબી ﷺની જાંગ સાથે સ્પર્શી જતો હતો. થોડીવાર પછી હુઝૂરની જાંગથી તેહબંદ હટી*

عَنْ فَخِذِهٖ حَتّٰی اِنِّیْ اَنْظُرُ اِلٰی بَیَاضِ فَخِذِ نَبِیِّ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ

*ગયું અને જાંગ ખુલી ગઈ, એટલી કે હું નબી ﷺની જાંગની સફેદી જોઈ રહ્યો છું*

નાયબ બનાવતા અને વાપસી પર તેમને ખજૂરનો એક બાગ અર્પણ કરતા. એ કક્ષાના આલિમ હતા કે જ્યારે સવાર થવા લાગતા તો હઝરત ઈબ્ને અબ્બાસ એમની લાગમ પકડતા. એ ફર્માવતા, હે રસૂલૂલ્લાહના કાકાના પુત્ર ! શું કરી રહ્યા છો ?! તો ઈબ્ને અબ્બાસ કહેતા, અમે ઉલમા તથા બુઝુર્ગો સાથે આવું જ કરીએ છીએ. વિસાલ પર હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہએ ફર્માવ્યું,હિબ્રે ઉમ્મત (ઉમ્મતના સૌથી મહાન આલિમ) ચલ બસા ! ઉમ્મીદ છે કે ઈબ્ને અબ્બાસ તેમના જાનશીન થશે. ૫૬ વરસના વયે મદીના મુનવ્વરામાં હિ.સ. ૪૫માં વફાત પામ્યા. *(અસાબા, ૧/૫૬૪ અકમાલ)*

### સમજૂતી : ૨૫૬

**ثم حسر الازار** : એનો તર્જુમો સામાન્યતઃ એ કરવામાં આવે છે કે હુઝૂરે અક્દસ ﷺએ પોતાની જાંગ પરથી તેહબંદ હટાવ્યું, પરંતુ આ તર્જુમો આ હદીષના રાવીઓના બીજા ક્રમથી વિરૂદ્ધ છે. મુસ્લિમમાં છે: **فانحسر** એટલે "તેહબંદ સરકી ગયું." અને આ જ ઈમામ અહમદે મુસ્નદમાં પણ વર્ણવ્યું છે. તદ્ ઉપરાંત તિબ્રાનીએ ઈમામ બુખારીના શયખ યાકૂબ ઈબ્ને ઈબ્રાહીમથી જ અને ઈસ્માઈલીએ કાસિમ ઈબ્ને ઝકરિયાના વાસ્તાથી તેમને યાકૂબથી આ હદીષની આ શબ્દોમાં તખરીજ કરી છે, નબી ﷺએ ખયબરની ગલીઓમાં

وَسَلَّمَ فَلَمَّا دَخَلَ الْقَرْيَةَ قَالَ اللّٰهُ اَكْبَرُ خَرِبَتْ خَيْبَرُ اِنَّا اِذَا نَزَلْنَا بِسَاحَةِ

અને જ્યારે આબાદીમાં દાખલ થઈ ગયા તો ત્રણવાર ફર્માવ્યું : અલ્લાહુ અકબર ! ખયબર તબાહ થઈ ગયું.

قَوْمٍ فَسَاءَ صَبَاحُ الْمُنْذَرِيْنَ قَالَهَا ثَلٰثًا، قَالَ وَخَرَجَ الْقَوْمُ اِلٰى اَعْمَالِهِمْ

અમે જ્યારે કોઈ કૌમની સહનમાં ઉતરી પડીએ તો એ ડરાવવામાં આવેલા લોકોની સવાર સારી નથી હોતી.

فَقَالُوْا مُحَمَّدٌ قَالَ عَبْدُ الْعَزِيْزِ وَقَالَ بَعْضُ اَصْحَابِنَا وَالْخَمِيْسُ يَعْنِيْ

રાવીએ કહ્યું, ખૈબરવાળા પોતાના કામો માટે નીકળ્યા તો ચીખી ઉઠયા, મુહમ્મદ અને લશ્કર ! હઝરત અનસે

الْجَيْشَ قَالَ فَاَصَبْنَاهَا عَنْوَةً فَجُمِعَ السَّبْيُ فَجَاءَ دِحْيَةُ فَقَالَ يَا نَبِيَّ اللّٰهِ،

કહ્યું, અમે ખયબર શક્તિથી ફતહ કર્યુ. ફતહ પછી કૈદી જમા કરવામાં આવ્યા તો દિહયા આવ્યા અને અર્ઝ

اَعْطِنِيْ جَارِيَةً مِنَ السَّبْيِ فَقَالَ اِذْهَبْ فَخُذْ جَارِيَةً فَاَخَذَ صَفِيَّةَ

કરી, યા રસૂલલ્લાહ ! આ કેદીઓમાંથી મને એક કનીઝ (લોંડી) અતા કરો ! કહ્યું, જાવ ! અને એક લોંડી લઈ

بِنْتَ حُيَيٍّ فَجَاءَ رَجُلٌ اِلَى النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ يَا نَبِيَّ

લો ! એમણે સફિય્યા બિન્તે હુય્યયને લીધાં. ત્યાર બાદ એક સાહબ નબી ﷺની ખિદમતમાં હાજર થયા અને

اللّٰهِ اَعْطَيْتَ دِحْيَةَ صَفِيَّةَ بِنْتَ حُيَيٍّ سَيِّدَةَ قُرَيْظَةَ وَالنَّضِيْرِ لَا تَصْلُحُ

અર્ઝ કરી, યા નબીયલ્લાહ ! સફિય્યહ બિન્તે હુય્ય બની કુરૈઝા તથા નઝૈરની સૈયદા દિહયહને આપી દીધી !

اِلَّا لَكَ قَالَ اُدْعُوْهُ بِهَا فَجَاءَ بِهَا فَلَمَّا نَظَرَ اِلَيْهَا النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

તે કેવળ હુઝૂરના લાયક છે. ફર્માવ્યું, દિહયહને તેણી સાથે બોલાવી લાવો. તે એમને લઈને આવ્યા. નબી ﷺએ

وَسَلَّمَ قَالَ خُذْ جَارِيَةً مِنَ السَّبْيِ غَيْرَهَا قَالَ فَاَعْتَقَهَا النَّبِيُّ صَلَّى اللّٰهُ

સફિય્યાને જોઈ તો દિહયહને કહ્યું, કેદીઓમાંથી આના સિવાય અન્ય કોઈ કનીઝ લઈ લો. હઝરત અનસે

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَتَزَوَّجَهَا فَقَالَ لَهُ ثَابِتٌ يَا اَبَا حَمْزَةَ مَا اَصْدَقَهَا قَالَ

કહ્યું, તેને નબી ﷺએ આઝાદ કરી અને તેમનાથી શાદી કરી લીધી. એના પર ષાબિતે પૂછયું, હે અબૂ હમ્ઝા !

સવારી દોડાવી તો જાંગથી તેહબંદ પડી ગયું. એટલા માટે સહીહ તર્જુમો એ જ છે જે અમે કર્યો, "તેહબંદ જાંગથી સરકી ગયું." તે લોકોની ગલતીનો પાયો એના પર છે કે حسر કેવળ મુતઅદી આવે છે એ પણ સહીહ નથી, કામૂસમાં છે. એ લાઝિમ તથા મુતઅદી બંનેવ આવે છે, અલ્બત્ત એના પર શંકા લાગુ થશે કે પછી પ્રકરણના મુતાબિક઼ આ હદીષ રહેશે નહીં. આવું કહેવું તદબ્બુરની કમીના કારણે થશે એટલા માટે કે ઈમામ બુખારીએ પ્રકરણનું હેડીંગ એ રચ્યું કે "જાંગના બારામાં જે કાંઈ વર્ણન કરવામાં આવે છે." અને આ કિસ્સો

نَفْسَهَا أَعْتَقَهَا وَتَزَوَّجَهَا حَتّٰى إِذَا كَانَ بِالطَّرِيْقِ جَهَّزَتْهَا لَهُ أُمُّ سُلَيْمٍ

*હુઝૂરે મહેર શું અતા ફર્માવી ? તો કહ્યું, ખૂદ પોતાની જાતને, તેમને આઝાદ કર્યા અને તેમની સાથે શાદી કરી*

فَأَهْدَتْهَا لَهُ مِنَ اللَّيْلِ فَأَصْبَحَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ عَرُوْسًا

*લીધી. રસ્તામાં જ ઉમ્મે સુલૈમે તેમને દુલ્હન બનાવ્યાં અને રાતમાં હુઝૂરની ખિદમતમાં મોકલી આપ્યાં.*

فَقَالَ مَنْ كَانَ عِنْدَهُ شَيْءٌ فَلْيَجِيْءْ بِهِ وَبَسَطَ نِطْعًا فَجَعَلَ الرَّجُلُ

*સવારના સમયે નબી ﷺ દુલ્હા હતા. ફર્માવ્યું, જેની પાસે કાંઈ પણ હોય તે લઈ આવે. ચામડાનું*

يَجِيْءُ بِالتَّمْرِ وَجَعَلَ الرَّجُلُ يَجِيْءُ بِالسَّمْنِ، قَالَ وَأَحْسِبُهُ

*દસ્તરખાન બિછાવી દેવામાં આવ્યું, કોઈ ખજૂર લાવ્યું અને કોઈ ઘી લાવ્યું. રાવીએ કહ્યું, મારું ગુમાન છે કે*

قَدْ ذَكَرَ السَّوِيْقَ قَالَ فَحَاسُوْا حَيْسًا فَكَانَتْ وَلِيْمَةَ رَسُوْلِ اللّٰهِ صَلَّى

*સત્તુ પણ વર્ણવ્યા હતા. હઝરત અનસે કહ્યું, ત્યાર બાદ સૌને મિલાવીને લોકોએ માલીદો બનાવ્યો એ જ*

اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

રસૂલુલ્લાહ ﷺનો વલીમો હતો."

*(બુખારી, ૧/૫૩-૫૪, ૧/૧૨૯ સલાત, ૧/૪૨૦ જેહાદ, ૧/૬૦૩-૬૦૪ મગાઝી : ગઝવએ ખયબર, ૨/૭૬૧ નિકાહ, મુસ્લિમ, ૧/૪૫૮-૪૫૯ નિકાહ, ૨/૧૧૧ બાબ ગઝવએ ખયબર, અબૂ દાઊદ, ૨/૬૫ ખિરાજ, ૨/૬૯, નિસાઈ, ૨/૮૬ નિકાહ, ૨/૯૧)*

જાંગથી સંબંધિત છે. જો ઈમામ બુખારીએ પ્રકરણનું હેડીંગ એ રચ્યું હોત કે "જાંગ અવરત છે અથવા અવરત નથી" તો આ શંકાને અવકાશ હતો.

અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું કે એનાથી જાંગનું અવરત ન હોવું એ રીતે સાબિત થાય છે કે "તો હુઝૂરે એ તરત જ ઢાંકી કેમ ન આપ્યું ? અથવા પાછળથી એના બારામાં ચેતવણી કેમ ન આપી ?" એના પર અર્ઝ છે કે દિમાગમાં મોકાનું મહત્વ તથા ગંભીરતાને રાખવું જરૂરી હોય છે. હુઝૂરે અક્દસ ﷺ દુશ્મનની આબાદીની અંદર ગલીઓમાં ચાલી રહ્યા છે, જેહાદ માથા પર છે, દિલો દિમાગનું સંપૂર્ણ ધ્યાન એ તરફ છે એ વખતે જો હુઝૂરે અક્દસ ﷺને એની ખબર ન થઈ હોય તો એ શક્ય છે.

**અમારો જવાબ** : જો ધારો કે એનાથી કોઈ રીતે એવું સાબિત પણ થઈ જાય કે "જાંગ અવરત (ઢાંકવાની ચીજ) નથી" તો અરજ છે કે આ એક ખાસ ટેમ્પરરી સ્થિતિનો ખાસ અમલ છે, અને આદેશ **الفخذ عورة** એ કૌલ છે. અને એ નિશ્ચિત છે કે રસૂલના આદેશ અને રસૂલના અમલમાં ટકરાવ થાય તો અગ્રતા આદેશને મળશે. તદ્ ઉપરાંત આ એક હાલતનો બનાવ છે અને હાલતના બનાવ માટે સામાન્યપણુ નથી અને એ આદેશ એ હુકમે કુલ્લી (મૂળ આદેશ) છે એટલા માટે અગ્રતા એને જ મળશે. આ હદીષના વિશે બાકીની ચર્ચા કિતાબુન્નિકાહ તથા મગાઝીમાં આવશે.





## ت (٩١) وَقَالَ عِكْرِمَةُ لَوْ وَارَتْ جَسَدَهَا فِي ثَوْبٍ جَازَ

**[તઅલીક઼ : ૯૧]** *"અને ઈકરમાએ કહ્યું, જો સ્ત્રીનું શરીર એક કપડામાં છુપાઈ જાય તો જાઈઝ છે." (મુસ્નદે અબ્દુર્રઝ્ઝાક)*

### તઅલીક઼ : ૩૭ની સમજૂતી

**ઈકરમા** رضی اللہ عنہ **:** એમની કુન્નિયત અબૂ અબ્દુલ્લાહ છે. તાબઈને કિરામના મહાન ફક઼ીહો મુફસ્સિરોમાંથી છે. એમનાથી પુષ્કળ હદીષો પણ રિવાયત પામી છે. ખૂદ ફર્માવ્યું, મેં આ મસ્જિદમાં ૨૦૦ સહાબાએ કિરામથી મુલાકાત કરી છે. ઉમ્મુલ મોમિનીન હઝરત આઈશા, હઝરત ઈબ્ને અબ્બાસ, હઝરત અબૂ હુરૈરહ તથા હઝરત અબૂ સઈદ ખુદરીથી હદીષો રિવાયત કરી. આપ આફ્રિકાની બરબર જાતિમાંથી હતા. હઝરત ઈબ્ને અબ્બાસના ગુલામ અને તેમના ખાસ શાગિર્દ હતા. હઝરત ઈબ્ને અબ્બાસે પોતાની હયાતીમાં જ તેમને ફત્વા આપવાની ઈજાઝત આપી દીધી હતી, જેના પછી એ એમની હયાતીમાં જ ફત્વા આપવા લાગ્યા હતા. તેમને સૂચના આપવામાં આવી હતી કે જે શખ્શ તમારાથી સવાલ કરે તેને યોગ્ય જવાબ હોય તો આપજો, નહીં તો ન આપશો. કેટલા પ્રશ્નકર્તા દિમાગ અય્યાશી અથવા પરીક્ષા માટે સવાલો કરે છે તેમને જવાબ આપવાની જરૂરત નથી. જે હલાલ તથા હરામ વગેરેના બારામાં સવાલ કરે, જેનો તે જરૂરતમંદ હોય તેને જવાબ આપજો. એકવાર ફર્માવ્યું, તમે મારું ૨/૩ કામ તમારા માથે લઈ લીધું છે. હઝરત ઈબ્ને અબ્બાસના શાગિર્દોમાં અતાઅ, તાઉસ, સઈદ બિન જુબેર શહીદ અને અકરમા સૌથી વિશિષ્ટ હતા. એકવાર હઝરત સઈદ અને મુજાહિદ તેમને એક એક આયતની તફસીર પૂછતા જતા, જેટલી આયતોની તફસીર એ બંનેને માલૂમ હતી તે પૂછી ચૂક્યા તો પછી અકરમાએ બતાવવાનું શરૂ કર્યું, આ આયતનું શાને નુઝૂલ આ છે, અને આ આયતનું શાને નુઝૂલ આ છે. જાબિર બિન ઝયદે કહ્યું, અઅ્લમુન્નાસ (લોકોમાં સૌથી વધુ જાણકાર) ઈકરમા છે. ઈમામ શબઈએ કહ્યું, કિતાબુલ્લાહ (કુર્આન)નો એમનાથી વધુ ઈલ્મ ધરાવનાર હવે કોઈ નથી. ઈમામ અહમદે ફર્માવ્યું કે, કતાદાએ કહ્યું, તફસીરના સૌથી મહાન આલિમ ઈકરમા છે. તેમના પર કેટલાક બુઝુર્ગોએ સખત ટીકાઓ પણ કરી છે ત્યાં સુધી કે ક઼ાસિમે કહ્યું, ઈકરમા કઝ્ઝાબ (જૂઠા) છે. પણ આ ટીકા સહીહ નથી. ઈમામ બુખારીએ ફર્માવ્યું, અમારા સર્વ ઉસ્તાદો ઈકરમાથી દલીલ હાંસલ કરે છે. ૪૦ વરસ સતત ઈલ્મ હાંસલ કરતા રહ્યા. તમામ ઈસ્લામી શહેરો દા.ત. આફ્રિકા, મિસર, ઈરાક, ખુરાસાનમાં ગશ્ત કરીને ઈલ્મે દીન ફેલાવ્યો. ૮૦ વરસની વયે હિ.સ. ૧૦૭માં વિસાલ ફર્માવ્યો. *(બિદાયા નિહાયા, ૬/૨૪૪–૨૪૫, અકમાલ હાશિયા અકમાલ)*

મુસ્નફે અબ્દુર્રઝ્ઝાકમાં આ શબ્દો આવેલા છે. જો સ્ત્રી કોઈ કપડુ લઈને એ રીતે પોતાના શરીર પર રાખી લે કે તેના શરીરનો કોઈ ભાગ ન દેખાય તો એના માટે પૂરતુ છે.

**પ્રકરણનો હેતુ :** ઈમામ બુખારીનો અહીં હેતુ એ છે કે ચહેરો, હથેળીઓ અને પગોનાં તળિયાંના સિવાય સ્ત્રીનું આખુ શરીર અવરત (છુપાવવાની ચીજ) છે, તો શું સ્ત્રી માટે નમાઝ સહીહ થવા માટે અમુક કપડાંની સંખ્યા જરૂરી છે ? કે કેવળ પૂરા શરીરનું ઢંકાઈ જવું જ પૂરતુ છે ? ભલે એક જ કપડુ હોય. હઝરત અકરમાનો ક઼ૌલ વર્ણવીને ઈમામ બુખારીએ લાભ મેળવ્યો કે કપડાંની ગણત્રી જરૂરી નથી પણ શરીરનું ઢંકાઈ જવું પૂરતુ છે. એક કપડાથી સ્ત્રીનું આખુ શરીર ઢંકાઈ જાય તો નમાઝ થઈ જશે, એટલા માટે કે હેતુ સતરે અવરત હતો તે પ્રાપ્ત થઈ ગયો.

એના બારામાં ઉલમાના મઝહબો વિવિધ છે : ઈમામે આ'ઝમ, ઈમામ માલિક, ઈમામ શાફઈએ ફર્માવ્યું કે કમસે કમ બે કપડાં જરૂરી છે, કુર્તો અને ઓઢણી. ઈમામ અતાએ ફર્માવ્યું, ત્રણ જરૂરી છે, બે આ અને એક

## حدیث : لقد کان رسول اللہ صلی اللہ تعالیٰ علیہ وسلم الفجر (۲۵۷)

**[હદીષ : ૨૫૭] "સ્ત્રીઓ પોતાનું આખુ શરીર છુપાવે"**

اَنَّ عَائِشَةَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہَا، قَالَتْ لَقَدْ کَانَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ

*"હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું, રસૂલુલ્લાહ ﷺ ફજરની નમાઝ*

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یُصَلِّی الْفَجْرَ فَشَہِدَ مَعَہٗ نِسَاءٌ مِّنَ الْمُؤْمِنَاتِ

*પઢતા અને મોમિન સ્ત્રીઓ પણ હુઝૂરની સાથે હાજર થતી પોતાની ચાદરોમાં લપેટાયેલી હોતી.*

مُتَلَفِّعَاتٍ فِیْ مُرُوْطِہِنَّ ثُمَّ یَرْجِعْنَ اِلٰی بُیُوْتِہِنَّ مَا یَعْرِفُہُنَّ اَحَدٌ

*નમાઝથી ફારિગ થઈને પોતાનાં ઘરોએ પાછી ફરતી તેમને કોઈ ઓળખી ન શક્તું."*

*(બુખારી, ૧/૫૪ સલાત, ૧/૮૨, ૧/૧૨૦, મુસ્લિમ, ૧/૩૩૦ મસાજિદ, અબૂદાઊદ, ૧/૬૪ સલાત,*

*તિર્મિઝી, સલાત, નિસાઈ, ૧/૯૪ સલાત, ૧/૨૦૦ સલાત, ઈબ્ને માજહ : સલાત–૪૯,*

*મુઅત્તા ઈમામ માલિક વુકૂતુસ્સલાત–૩, મુસ્નદે ઈમામ અહમદ)*

તેહબંદ. ઈમામ ઈબ્ને સીરીંએ ફર્માવ્યું, ચાર જોઈએ, ત્રણ આ અને એક મોટી ચાદર. અલ્લામા અયનીએ ફર્માવ્યું, બે કે ત્રણ કે ચારની શરત હદબંદી મુસ્તહબ હોવાના માટે છે. આ ખાદિમ થોડી તફસીલ જરૂરી સમજે છે, જો શક્તિ હોય તો સ્ત્રી આદત પ્રમાણે જેટલાં કપડાં પહેરે છે એટલાં પહેરી નમાઝ પઢે અને જો શક્તિ નથી તો એકમાં પણ નમાઝ થઈ જશે, જ્યારે કે એનાથી શરીર ઢંકાઈ જાય, બલ્કે મજબૂરીની હાલતમાં આ શરત પણ જરૂરી નથી, જેમ કે પુરૂષોનો હુકમ છે.

### સમજૂતી : ૨૫૭

**સામ્યતા** : અહીં પ્રકરણ છે "કેટલાં કપડામાં સ્ત્રી નમાઝ પઢે ?" આ હદીષથી પ્રકરણની સાબિતી જાહેરી હાલતમાં વર્તમાનકાળની આદત પ્રમાણે છે કે જો આ સ્ત્રીઓ સંપૂર્ણ કપડાં પહેરેલી હોતી તો આ રીતે ચાદરોમાં લપેટાયેલી ન રહેતી. **ما یعرفھن احدٌ**થી મુરાદ એ છે કે ચાદરમાં લપેટાયેલ રહેવાના કારણે કોઈ એ ન ઓળખી શક્તુ હતું કે આ કોણ સ્ત્રી છે ?

**ફજરનો મુસ્તહબ સમય** : આ રિવાયતના સિવાય ખૂદ બુખારીમાં પણ તથા અન્ય કિતાબોમાં **من الغلس-یابالغلس**નો વધારો છે. **غلس** અંતિમ રાતના અંધકારને કહે છે. એનાથી ઈમામ માલિક, ઈમામ શાફઈ, ઈમામ અહમદે આ દલીલ કરી કે ફજરની નમાઝ અવ્વલ સમયમાં પઢવી મુસ્તહબ છે. આપણે ત્યાં ઈસ્ફાર એટલે જ્યારે અજવાળુ થઈ જાય તે સમયે પઢવી મુસ્તહબ છે. એટલે કે એટલુ મોડુ કરવું કે સુન્નત પ્રમાણે કિરઅત કરવામાં આવે તો અને સુન્નત પ્રમાણે નમાઝ અદા કરવામાં આવે, અને પૂર્ણ થયા બાદ એટલો સમય બાકી રહે કે જો નમાઝમાં કોઈ ખામી જાહેર થાય તો ફરીવાર સુન્નત મુજબ કિર્અતની સુન્નત પ્રમાણે નમાઝ પઢવામાં આવી શકે.



## حدیث: ان النبی صلی اللہ تعالی علیہ وسلم صلی فی خمیصۃ لہا اعلام (۲۵۸)

**[હદીષ : ૨૫૮] ''નક્શીકામવાળા વસ્ત્રોમાં નમાઝ''**

عَنْ عَائِشَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهَا اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ صَلّٰى

*''હઝરત આઈશા رضی اللہ عنہا થી રિવાયત છે કે નબી ﷺ એ એવી ચાદરમાં*

فِيْ خَمِيْصَةٍ لَّهَا اَعْلَامٌ فَنَظَرَ اِلٰى اَعْلَامِهَا نَظْرَةً فَلَمَّا انْصَرَفَ قَالَ اذْهَبُوْا

*નમાઝ પઢી જેમાં નક્શીકામ હતું. આપની નજર એના નક્શીકામ પર પડી. જ્યારે નમાઝથી*

بِخَمِيْصَتِيْ هٰذِهٖ اِلٰى اَبِيْ جَهْمٍ وَاْتُوْنِيْ بِاَنْبِجَانِيَّةِ اَبِيْ جَهْمٍ فَاِنَّهَا اَلْهَتْنِيْ

*ફારિગ થયાં તો ફર્માવ્યું, મારી આ ચાદર અબૂ જહમની પાસે લઈ જાવ અને અબૂ જહમની અંબિજાનિયહ્*

اٰنِفًا عَنْ صَلٰوتِيْ ــ وَقَالَ هِشَامُ بْنُ عُرْوَةَ عَنْ اَبِيْهِ عَنْ عَائِشَةَ

*લાવો, એણે મને હમણા મારી નમાઝથી ગાફેલ કરી દીધી હતી. હિશામ ઈબ્ને ઉરવાએ પોતાના વાલિદના*

رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهَا، قَالَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ كُنْتُ

*થકી હઝરત આઈશા رضی اللہ عنہا થી આ રિવાયત કરી કે નબી ﷺ એ ફર્માવ્યું, નમાઝની*

اَنْظُرُ اِلٰى عَلَمِهَا وَاَنَا فِي الصَّلٰوةِ فَاَخَافُ اَنْ يَّفْتِنَنِيْ ؏

*હાલતમાં હાથમાં તેનું નક્શીકામ જોવા લાગ્યો તો મને અંદેશો થયો કે આ મને ફિત્નામાં ન નાખી દે.''*

*(બુખારી : ૧/૫૪ સલાત, ૧/૧૪૪ અઝાન, ૨/૮૬૫ લિબાસ, મુસ્લિમ : ૧/૨૦૮ સલાત, અબૂ દાઊદ : ૧/૧૩૨ સલાત, ૨/૨૦૫ લિબાસ, નિસાઈ, ૧/૧૨૫ ક઼િબ્લા, ઈબ્ને માજહ–લિબાસ, પેજ–૨૬૨, મુઅત્તા ઈમામ માલિક–સલાત, પેજ–૩૬, મુસ્નદે ઈમામ અહમદ)*

### સમજૂતી : ૨૫૮

**પરિપૂર્ણતા :** આ શામી ચાદર હતી જેને હઝરત અબૂ જહમે ભેટ આપી હતી એટલા માટે એને પરત આપી દીધી, અને એટલા માટે કે એમનું દિલ ન દુ:ખે જેથી અંબિજાનિયહ્ મંગાવી લીધું. જેમ કે મુઅત્તા ઈમામ માલિકમાં છે : خمیصہનો માદ્દો ખમ્સ઼ છે જેનો અર્થ પેટનું દુબળુ હોવું છે. પાતળી રેશમી અથવા ઊની કાળી નક્શવાળી ચાદરને કહે છે 'અંબિજાનિયહ' વગર નક્શીકામવાળા સાદા જાડા ઊનવાળા ધાબળાને કહે છે અંબિજાન એક વસ્તી છે જેની પ્રતિ એ સંબંધિત છે.

**મસાઈલ :** ૧. નક્શ કરેલ ફૂલવાળાં કપડાં પહેરીને નમાઝ પઢવી જાઈઝ છે. ૨. થોડા ધ્યાનભંગથી નમાઝમાં કાંઈ વાંધો નથી આવતો. ૩. જે ચીજ પણ નમાઝની એકાગ્રતામાં ભંગ કરે તેનાથી નમાઝમાં બચવું

**[હદીષ : ૨૫૯] "નમાઝીના આજુબાજુ આગળ પાછળ તસ્વીરો હોય તો ?"**

عَنْ اَنَسٍ رَضِیَ اللہُ تَعَالٰی عَنْہُ، قَالَ کَانَ قِرَامُ لِعَائِشَۃَ، سَتَرَتْ

*"હઝરત અનસ رضی اللہ عنہ એ કહ્યું કે હઝરત આઈશાની પાસે એક (તસ્વીરવાળો) પડદો હતો*

અફઝલ છે. **قال هشام** અલ્લામા કિર્માનીએ ફર્માવ્યું, શક્ય છે કે સનદમાં વર્ણવેલ ઈબ્ને શહાબ પર અત્ફ હોય. એનો અર્થ એ થયો કે ઈબ્રાહીમ ઈબ્ને સઅદે આ હદીષ બે જણાથી સાંભળી છે : એક ઈબ્ને શહાબથી બીજી હિશામ બિન ઉરવાથી. આ તક્દીર (સ્થિતિ) પર આ હદીષ મુસ્નદ થઈ ગઈ, અને એની પણ સંભાવના છે કે એ તઅલીક઼ હોય.

**فانها الهتنى آنفاعن الصلوة** : એનાથી મુરાદ એ છે કે, "નજીક હતું કે એમને ગાફેલ કરી આપતે." એના ફાયદાના માટે ઈમામ બુખારી હિશામવાળી રિવાયત લાવ્યા જેમાં એ સ્પષ્ટતા છે કે, "મને અંદેશો થયો કે એ ક્યાંક મને ફિત્નામાં ન નાખી દે." મતલબ એ થયો કે મને અંદેશો થયો કે તેના નક્શ તથા ડિઝાઈન મને એ મશ્ગૂલિયતથી જે નમાઝમાં મારી શાનને લાયક઼ છે તેનાથી "હટાવી દે" એટલે હુઝૂર એ મશ્ગૂલિયતના આલમથી નીચે નથી આવ્યા પણ તેનો કેવળ અંદેશો થઈ ગયો હતો, એટલા માટે કે ખૂબસૂરત ડિઝાઈનના પ્રતિ માનવનું ધ્યાન ખેંચાવું એ સ્વભાવિક ચીજ છે. હઝરત શયખ નૂરુલ હક઼ ઈબ્ને હઝરત શયખ અબ્દુલ હક઼ દહેલ્વી رحمۃ اللہ علیہ તય્સીરુલ ક઼ારીમાં ફર્માવે છે કે, હુઝૂરના દરજ્જાઓ અસીમ છે, તે મર્તબો જે હુઝૂર ﷺનો ખાસમાં ખાસ છે એમાં જો ધારો કે કાંઈ વધઘટ થઈ પણ જાય તો પણ હુઝૂરે અક઼દસ ﷺ એ મક઼ામ પર રહેશે કે અન્ય કુર્બતવાળાઓ હજારો કોશિશો કરે તો પણ ત્યાં સુધી પહોંચી શકતા નથી. પણ હુઝૂરે એ પણ પસંદ નથી કર્યું કે એ પોતાના ખાસમાં ખાસ મર્તબાએ વધઘટ કરે, એટલા માટે એ ચાદર પરત કરી દીધી. શયખુલ ઈસ્લામ નબીરાએ હઝરત શયખ અબ્દુલ હક઼ رحمۃ اللہ علیہએ ફર્માવ્યું, એ ઉમ્મતની તાલીમના માટે હતું, અને એ જ આ ખાદિમની નજીક પણ જાહેર છે કે હુઝૂર ﷺની હૈસિયત શારેઅ (શરીઅતનો હુકમ આપનાર) ની પણ હતી. રહી ગઈ એ વાત કે જ્યારે પોતાના માટે ન પસંદ ફર્માવ્યું તો હઝરત અબૂ જહમને શા માટે આપ્યું ? વર્ણન થઈ ચૂક્યું કે એ એમની જ આપેલી ભેટ હતી એટલા માટે એમને અતા કરી દીધી. હવે એ શું જરૂરી છે કે અબૂ જહમ એનો ઉપયોગ કરે જ ! શક્ય છે કે એને વેચીને તેની કિંમત પોતાના ખર્ચમાં લાવ્યા હોય. અમુક હઝરાતે ફર્માવ્યું કે તેમની આંખો સફેદ થઈ ગઈ હતી એટલા માટે (જોઈ ન શકવાથી) તેમને એ અંદેશો રહ્યો ન હતો. *(હું કહું છું કે તેઓએ પોતાના કફન માટે એને સાચવીને રાખ્યું હોય. –મિસ્બાહી)*

**સમજૂતી : ૨૫૯**

ક઼િરામ બારીક ઉની પર્દાને કહે છે. નિસાઈમાં છે કે ઉમ્મુલ મોમિનીન ફર્માવે છે કે મેં એ પર્દાને રોશનદાન પર લટકાવી દીધો હતો. હુઝૂરે અક઼દસ ﷺએ રોશનદાનની તરફ મોઢું કરીને નમાઝ પઢતા હતા. એટલા માટે (કે તે દિવાલ ક઼િબ્લામાં હતી) મને ફર્માવ્યું, હે આઈશા ! એને હટાવી આપ ! મેં એને ઉતારી લીધો અને એના તકીયા બનાવી નાખ્યા. *(નિસાઈ, ૨/૨૯૮ તસાવીર)* અને બીજી હદીષમાં છે કે એના પર હું અને રસૂલુલ્લાહ ﷺ ટેક લગાડયા કરતાં હતાં. એનાથી જાહેર થયું કે તસ્વીર જો અપમાનની જગાએ હોય તો કાંઈ વાંધો નથી. એ જ પ્રમાણે એટલી નાની હોય કે જો જમીન પર રાખી હોય તો ઉભા રહીને જોવામાં અંગો સ્પષ્ટપણે ન જોવામાં આવે તો કોઈ વાંધો નથી. એ તસ્વીર (ફોટા)નું રાખવું હરામ છે, જે એટલી મોટી હોય કે ઉભા રહીને જોવાથી

بِہٖ جَانِبَ بَيْتِهَا فَقَالَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ اَمِيْطِيْ

*જેને તેમણે ઘરના એક ખૂણામાં લગાડી રાખ્યો હતો. એના પર નબી ﷺએ (તેમને) ફર્માવ્યું, અમારી*

عَنَّا قِرَامَكِ هٰذَا فَاِنَّهٗ لَا تَزَالُ تَصَاوِيْرُهٗ تَعْرِضُ فِيْ صَلٰوتِيْ ؏

*સામેથી તમારો પડદો હટાવી દો એટલા માટે કે એની તસ્વીરો (ફોટાઓ) નમાઝમાં મારી સામે આવે છે."*

*(બુખારી : ૧/૫૪, ૨/૮૮૧ લિબાસ)*

## حدیث: صلی النبی صلی اللہ تعالیٰ علیہ وسلم فی فروج حریر فنزعہ (۲۶۰)

## [હદીષ : ૨૬૦] "રેશમી કપડામાં નમાઝ"

عَنْ عُقْبَةَ بْنِ عَامِرٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ - قَالَ اُهْدِيَ اِلَى النَّبِيِّ

*"હઝરત ઉક઼બા બિન આમિર رضی اللہ عنہએ ફર્માવ્યું, નબી ﷺની ખિદમતમાં એવો રેશમી ક઼બા (જભ્ભો)*

અંગો સ્પષ્ટપણે દેખાય આવે અને અપમાનની જગાએ ન હોય, દા.ત. દિવાલમાં ટીંગાડી હોય તો હરામ છે. અપમાનની જગાથી મુરાદ એ છે કે દા.ત. ફલોર (ફર્શ) પર કે પગો વડે એના પર ચાલવામાં આવતુ હોય, તેના પર બેસવામાં આવે અથવા એના પર ટેક લગાડવામાં આવે. એની દલીલ નિસાઈની આ હદીષ છે. રહી ગયું **તસ્વીરનું બનાવવું (ફોટા ખેંચવા) તો એ વિના શંકાએ "હરામ" છે, ચાહે હાથ વડે દોરવામાં આવે કે કેમેરા વગેરે મશીનો વડે પાડવામાં આવે (ખેંચવામાં આવે).** વિગત એની જગાએ આવશે.

**પ્રકરણની સામ્યતા** : અહીં ઈમામ બુખારીએ એ પ્રકરણ રચ્યું છે કે :–

**ان صلی فی ثوب مصلب اوتصاویر هل تفسد صلاته وماینهی عن ذلك**"જો એવા કપડામાં નમાઝ પઢવામાં આવે જેમાં ક્રોસ અથવા ફોટા હોય તો શું નમાઝ ફાસિદ થઈ જશે ? અને તેની મનાઈનું બયાન." આ હદીષમાં એ છે કે હુઝૂરે અક઼દસ ﷺ એવું કપડુ પહેરતા ન હતા જેમાં તસ્વીરો (ફોટા) હોય, બલ્કે હુઝૂરના સમક્ષ જે પડદો હતો એમાં તસ્વીરો હતી. એનાથી એ સાબિત થાય છે કે નમાઝીની આગળ જો તસ્વીર (ફોટો) હોય ત્યાં નમાઝ પઢવી મના છે. મળતાપણુ એ છે કે જ્યારે આવા પડદાની તરફ મોઢુ કરીને નમાઝ પઢવી મના છે તો જો કપડામાં એ તસ્વીરો હોય તો વિશેષ રીતે મનાઈ થશે. સલીબ (ક્રોસ) તથા તસ્વીરમાં સામ્યતા એ છે કે ક્રોસની પણ પૂજા કરવામાં આવે છે તસ્વીરની (મૂર્તિની) પણ, એટલા માટે જેવી રીતે એ કપડુ પહેરીને નમાઝ પઢવી મના છે જેના પર ફોટા હોય એવી જ રીતે એ કપડુ પહેરીને પણ નમાઝ મના છે જેના પર ક્રોસ બનેલ હોય. તેમજ જ્યારે તેને હટાવી દેવાનો હુકમ આપવામાં આવ્યો તો જાણવા મળ્યું કે એવાં કપડાંને પહેરવાં તદ્દન મના છે. આ હદીષથી સાબિત થયું કે જો નમાઝીના આગળ એવી ચીજ હોય જેનાથી એકાગ્રતામાં ભંગ થવાનો અંદેશો હોય તો ત્યાં નમાઝ મના છે. એટલા માટે ફક઼ીહોએ ફર્માવ્યું કે ક઼િબ્લાની દિવાલમાં કોતરકામ ડિઝાઈનો બનાવવી મના અને એના હુકમમાં મુક઼દ્દસ સ્થળોના નકશા પણ છે. એટલા માટે આપણા ઉલમાએ ફર્માવ્યું કે ક઼યામની હાલતમાં નજર સજદાના સ્થાને રાખવી જોઈએ.

### સમજૂતી : ૨૬૦

**હઝરત ઉક઼બા બિન આમિર જહની** رضی اللہ عنہ : સહાબી છે. આલિમ, ક઼ારી અને ફર્ઝોના માહિર, ખૂબ જ ઉમદા વાણીવાળા શાયર, કાતિબ બુઝુર્ગ હતા. પોતાના હાથથી એક મુસ્હફ (કુર્આનનો નુસ્ખો) તેમણે પણ

صَلَّى اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ فَرُّوْجُ حَرِیْرٍ فَلَبِسَہٗ فَصَلّٰی فِیْہِ ثُمَّ انْصَرَفَ

*નઝર (ભેટ) ધરવામાં આવ્યો જેનો ચીરો પીઠ પર હતો. હુઝૂરે તેને પહેર્યો અને તેમાં નમાઝ પઢી. પછી*

فَنَزَعَہٗ نَزْعًا شَدِیْدًا کَالْکَارِہِ لَہٗ وَقَالَ لَا یَنْبَغِیْ ھٰذَا لِلْمُتَّقِیْنَ ع

*જ્યારે નમાઝથી ફારિગ થયા તો તેને જલ્દીથી ઉતારી દીધો જાણે તેને નાપસંદ કરતા હોય.*

*અને ફર્માવ્યું કે આ મુત્તક઼ીઓના લાયક઼ નથી."*

*(બુખારી, ૧/૫૪ સલાત, ૨/૮૬૩ લિબાસ, મુસ્લિમ : ૨/૧૯૨ લિબાસ, નિસાઈ ૧/૧૨૫ ક઼િબ્લા, મુસ્નદે ઈમામ અહમદ)*

લખ્યો હતો. એઓ પોતે પોતાના ઈસ્લામ સ્વીકારવાનો બનાવ વર્ણન કરે છે કે જ્યારે નબી ﷺ હિજરત કરીને મદીના તશરીફ લાવ્યા, તો હું મારી બકરીઓ ચરાવી રહ્યો હતો એને છોડીને હુઝૂરની ખિદમતમાં હાજર થયો અને બયઅત કરી લીધી. શામ (સીરિયા)ના જંગોમાં શરીક રહ્યા. દમિશ્કના ફતહની ખુશખબરી હઝરત ફારૂકે આઝમ رضی اللہ عنہની ખિદમતમાં એ જ લાવ્યા હતા. સિફ્ફીનના બનાવમાં હઝરત અમીર મુઆવિયાની સાથે હતા, બાદમાં હઝરત મુઆવિયાએ તેમને મિસરની સંપૂર્ણ ગવર્નરી ત્યાં સુધી કે મઝહબી બાબતો તથા ખિરાજ વસૂલવાની જિમ્મેદારી બંને એમને સોંપી દીધી. પછી હિ.સ. ૪૪માં એમને હટાવી કાઢ્યા. હિ.સ. ૫૭માં વિસાલ મિસરમાં જ થયો. તેમનાથી ૫૫ હદીષો રિવાયત પામી છે. ઈમામ બુખારીએ આઠ લીધી છે.

**فَرُّوج حرير** : અહીં બે રીતની રિવાયત છે ઈઝાફતની સાથે فَرُّوجُ حريرٍ (ફર્રુજુ હ઼રીરિન્) અને સિફતની સાથે فَرُّوجٌ حريرٌ (ફર્રુજુન હરીરુન). فروج (ફર્રુજ)નો માદ્દો فرج (ફર્જ) છે એ મસ્દર પણ છે, ખોલવા તથા વિશાળ કરવાના અર્થમાં, અને મસ્દરનો સાર પણ, છિદ્રના અર્થમા. فروج (ફર્રુજ) એવી ક઼બા (જભ્ભા)ને કહે છે જેનો ચાક (ખુલતો ભાગ) પીઠની તરફ હોય. એવી ક઼બા સૌ પ્રથમ ફિરઔને પહેરી હતી. *(શરહે તરાજિમ લિશ્શાહ વલીયિલ્લાહ દહેલ્વી)* આ ક઼બા બે દુમતુલ જુન્દુલના રઈસ અકીદર ઈબ્ને માલિકે પેશ કરી હતી. જ્યારે ગઝવાએ તબૂક પછી હઝરત સૈફુલ્લાહ ખાલિદ બિન વલીદ رضی اللہ عنہએ એને ગિરફતાર કરીને ખિદમતે અક઼દસમાં પેશ કર્યો હતો અને હુઝૂર ﷺની સાથે તેણે સુલહ કરી લીધી હતી. *(નિસાઈ : ૨/૨૯૬ લિબાસ)* દુમ્તુલ જુન્દુલ શામ (સીરિયા) તથા ઈરાક઼નું સરહદી સ્થળ છે. દમિશ્કથી છ મંઝિલ અને મદીના પાકથી ૧૩ મંઝિલ છે.

**વર્ગીકરણ** : રેશમી કપડાં પહેરવાં પુરૂષો માટે હરામ છે અને સ્ત્રીઓ માટે જાઈઝ છે. હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریمએ ફર્માવ્યું કે હુઝૂર ﷺએ જમણા હાથમાં **રેશમ** લીધું અને ડાબા હાથમાં **સોનુ** લીધું પછી ફર્માવ્યું : **ان هذين حرام على ذكور امتى وحل لاناثهم "આ બંનેવ મારી ઉમ્મતના પુરૂષો પર હરામ છે, અને સ્ત્રીઓ માટે હલાલ છે."** *(અબૂ દાઊદ, ૨/૨૦૫ લિબાસ, નિસાઈ ૨/૨૮૪ લિબાસ, ઈબ્ને માજહ–લિબાસ–૨૬૫)*

અને આ જ હદીષ ઈબ્ને ઉમર رضی اللہ عنہથી પણ રિવાયત પામેલ છે.

બીજી હદીષ હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہથી પણ છે :–

**حرم لباس الحرير والذهب على ذكور امتى واحل لاناثهم "રેશમ અને સોનાને પહેરવું મારી ઉમ્મતના પુરૂષો પર હરામ કરવામાં આવ્યું અને સ્ત્રીઓ માટે હલાલ કરવામાં આવ્યું."** *(તિર્મિઝી, ૧/૨૦૫ લિબાસ, નિસાઈ ૨/૨૮૪ લિબાસ)*

રહી ગયું હુઝૂર ﷺએ એને પહેર્યું અને નાપસંદ કરીને ઉતાર્યું તો એ આદેશ આપ્યો કે આ મુત્તક઼ીઓને લાયક઼ નથી. એ એના પર આધારિત છે કે એ સમય સુધી હરામ કરવામાં આવ્યું ન હતું, જેમ કે મુસ્લિમમાં હઝરત જાબિર رضی اللہ عنہથી રિવાયત પામેલ છે કે નબી ﷺએ દીબાની ક઼બામાં નમાઝ પઢી પછી તેને ઉતારી

## حدیث (۲۶۱)

## [હદીષ : ૨૬૧] "લાલ રંગના કપડામાં નમાઝ"

عَنْ عَوْنِ بْنِ اَبِی جُحَیْفَةَ عَنْ اَبِیْهِ قَالَ رَاَیْتُ رَسُوْلَ اللّٰهِ

*"હઝરત અબૂ જુહૈફા રઝિ. એ કહ્યું, મેં બતહાએ મક્કામાં રસૂલુલ્લાહ ﷺ ને*

صَلَّى اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ فِیْ قُبَّةٍ حَمْرَاءَ مِنْ اَدَمٍ وَّرَاَیْتُ بِلَالًا اَخَذَ

*લાલ ગોળ તંબૂમાં જોયા અને એ જોયું કે બિલાલે રસૂલુલ્લાહ ﷺ ના વુઝૂનું*

નાખી અને ફર્માવ્યું, હમણા જિબ્રીલે મને આનાથી મના કર્યું છે. *(અયની, ભાગ-૪)*

**સુધારણા :** મૌલાના કશ્મીરી સાહબે **فروج** (ફુરૂજ)નો તર્જુમો 'કોટ' કર્યો છે જ્યારે કે સર્વ શરહ કરનારાઓ તથા શબ્દકોશવાળાઓ એના પર એકમત છે કે **فروج** (ફુરૂજ) એ કબાને કહે છે જેમાં ચાક (ખુલ્લો ભાગ) પીઠ પર હોય છે, ત્યાં સુધી કે અલ્મુન્જિદના તર્જુમા મિસ્બાહુલ લુગાતમાં પણ એ જ છે. સૌને ખબર છે કે કોટ આગળની તરફ ખુલતો રહે છે.

**શંકા તથા નિવારણ :** આ હદીષમાં એ છે કે હુઝૂરે અકદસ ﷺ એ ફુરૂજને નાપસંદ કરીને ઉતારી દીધો અને ફર્માવ્યું કે આ મુત્તકીઓના લાયક નથી. હમણા જે હઝરત જાબિરની હદીષ મુસ્લિમના હવાલાથી ગુજરી એમાં એ છે કે મને જિબ્રઈલે હમણા એનાથી મના કર્યું છે. હવે પ્રશ્ન એ છે કે આ બંનેવ બે બનાવો છે કે એક જ ? જો બે છે તો જાહેરી રીતે એવું જ જણાય છે કે આ હદીષમાં જે બનાવ વર્ણન થયો છે એ પહેલાંનો છે જેવો કે કાશ્મિરી સાહબનો ખયાલ છે. હવે શંકા એ છે કે જ્યારે એકવાર રેશમી કપડુ નાપસંદ કરીને ઉતારી નાખ્યું અને એવું ફર્માવ્યું કે આ મુત્તકીઓને એટલે એ મુસલમાનોને લાયક નથી જેઓ ગુનાહથી બચે છે તો ફરીવાર શાથી પહેર્યુ ? એટલા માટે આ આદેશ તેની હુર્મત (હરામ હોવા) પર દલીલ પૂર્ણ પાડે છે એ રીતે કે ગુનાહોથી બચવાવાળાઓના લાયક શા માટે નથી. એનો જવાબ કેવળ એ છે કે આ ગુનોહ છે એટલા માટે આ ખાદિમની રાય એ છે કે આ ઉમ્મુલ મોમિનીનની હદીષ અને મુસ્લિમની જાબિરની હદીષ બંને વર્ણન થયેલ એ એક જ બનાવ છે. વર્ણનમાં વધારો ઘટાડો છે.

### સમજૂતી : ૨૬૧

**પરિપૂર્ણતા :** આ જ બુખારી પ્રકરણ **باب سترة الامام سترة من خلفه** માં છે : બનાવ મક્કાના બહારના હિસ્સા બતહામાં બન્યો હતો અને હુઝૂરે અકદસ ﷺ એ ઝોહર તથા અસર બે રકાત પઢી. એટલે કે ઝોહરના અંતિમ સમયમાં ઝોહર અને અસરના શરૂ સમયમાં અસર પઢી. અને પ્રકરણ **باب الصلوة الی عنزة** માં છે કે આ બનાવ હાજરા એટલે બપોર પછી બન્યો. ઈબ્ને માજહમાં છે કે હઝરત બિલાલે અઝાન કહી તો અઝાનમાં (ડાબે જમણે *حَیَّ عَلَی الصَّلٰوة حَیَّ عَلَی الْفَلَاح* હય્ય અલસ્સલાહ, હય્ય અલલ્ ફલાહના સમયે) ઘૂમ્યા હતા અને પોતાના કાનોમાં આંગળીઓ રાખી લીધી હતી.

**પ્રકરણનો ફાયદો :** અમુક હદીષોથી એ જાહેર થાય છે કે લાલ રંગને હુઝૂરે અકદસ ﷺ એ નાપસંદ કર્યો છે દા.ત. અબૂ દાઊદ (૧/૪૦૭ લિબાસ) તથા તિર્મિઝી (૨/૧૦૪ અદબ) માં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને

وَضُوْءَ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَرَأَيْتُ النَّاسَ يَبْتَدِرُوْنَ

*પાણી લીધું, અને મેં જોયું કે લોકો એ પાણીને હાથોહાથ લઈ રહ્યા હતા. એ પાણીથી જો કોઈને કાંઈ*

ذٰلِكَ الْوَضُوْءَ فَمَنْ اَصَابَ مِنْهُ شَيْئًا تَمَسَّحَ بِهٖ وَمَنْ لَّمْ يُصِبْ مِنْهُ شَيْئًا

*મળી જતુ તો તેને પોતાના મોઢા પર ચોપડતો અને જેને કાંઈ જ ન મળતુ તો તે પોતાની સાથેવાળાના*

اَخَذَ مِنْ بَلَلِ يَدِ صَاحِبِهٖ ثُمَّ رَأَيْتُ بِلَالًا اَخَذَ عَنَزَةً لَّهٗ فَرَكَزَهَا

*હાથની તરી લઈ લેતો. ત્યાર બાદ મેં જોયું કે બિલાલ નાનો નેજો લાવ્યો અને તેને ખોસ્યો અને રસૂલુલ્લાહ ﷺ*

وَخَرَجَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فِيْ حُلَّةٍ حَمْرَاءَ مُشَمِّرًا صَلّٰى اِلَى

*લાલ જોડા પહેરેલ તેહબંદ ઉઠાવેલ બહાર દેખાયા, એ નેજા તરફ મોઢુ કરીને લોકોને બે રકાત નમાઝ પઢાવી.*

الْعَنَزَةِ بِالنَّاسِ رَكْعَتَيْنِ وَرَأَيْتُ النَّاسَ وَالدَّوَابَّ يَمُرُّوْنَ مِنْ بَيْنِ يَدَيِ الْعَنَزَةِ

*અને મેં માણસો તથા ચોપગાઓને જોયાં કે એ નેજાની આગળ થઈને પસાર થતાં હતાં."*

*(બુખારી, ૧/૫૪ સલાત, ૧/૩૧ વુઝૂ, ૧/૭૭, ૧/૭૧, ૨/૮૬ લિબાસ, ૨/૮૭૧, મુસ્લિમ, ૧/૧૯૫–૧૯૬ સલાત,*

*અબૂ દાઊદ, ૧/૧૦૦, તિર્મિઝી, ૧/૨૭, નિસાઈ, ૧/૧૨૫ ક઼િબ્લા, ૨/૩૦૬ ઝીનત, ઈબ્ને માજહ–અઝાન, ૫૨)*

ઉમર رضی اللہ عنہماથી રિવાયત થયેલ છે. એક શખ્સ લાલ કપડાં પહેરીને પસાર થયા અને હુઝૂરે અક઼દસ ﷺને સલામ કરી પણ હુઝૂરે જવાબ ન આપ્યો. અબૂ દાઊદ (લિબાસ, પેજ–૪૦૭)માં છે કે રાફેઅ બિન ખદીજ رضی اللہ عنہએ બયાન કર્યું કે અમે એક સફરમાં રસૂલુલ્લાહ ﷺની સાથે હતા. રસૂલુલ્લાહ ﷺએ જોયું કે અમારી સવારીઓ અને ઊંટો પર એવી ચાદરો છે જેના દોરા લાલ તથા ઊનના છે. એના પર ફર્માવ્યું, શું હું એ નથી જોતો કે લાલ રંગ તમારા પર છવાઈ ગયો છે ? અમે હુઝૂરના આ આદેશના કારણે એટલા ઝડપથી એ ચાદરોને ઉતારી કે કેટલાંક ઊંટો ભડકી ગયાં. આ બંનેવ હદીષોથી સાબિત થાય છે કે લાલ રંગનાં કપડાં મના છે. ઈમામ બુખારીનો મઝહબ એ લગભગ એ છે કે એ જાઈઝ છે. એટલા માટે કે જે કપડાંનો ઉપયોગ જાઈઝ નથી એને પઢીને નમાઝ મકરૂહ થાય છે. એ જ બતાવવા માટે ઈમામ બુખારીએ આ પ્રકરણ રચ્યું છે : **الصلوة فی الثوب الاحمر** "લાલ કપડાંમાં નમાઝનું બયાન." એની સાબિતીના માટે જે હદીષ લાવ્યા છે એમાં છે કે હુઝૂરે અક઼દસ ﷺએ લાલ પોશાક પહેરીને નમાઝ પઢી, એનાથી જાઈઝ હોવું સાબિત થઈ ગયું. આપણે ત્યાં આ મસ્અલામાં વિગતે ચર્ચા છે. કુસુમ અને ઝાફરાનથી રંગેલાં કપડાં પહેરવાં મકરૂહે તહરીમી અને નાજાઈઝ છે, જેમ કે વિવિધ હદીષોમાં આવ્યું છે કે હુઝૂરે અક઼દસ ﷺએ કુસુમથી રંગેલાં કપડાંથી મના કર્યું. બુખારીમાં છે કે હઝરત અનસ رضی اللہ عنہએ ફર્માવ્યું કે નબી ﷺએ એનાથી મના ફર્માવ્યું કે પુરૂષ ઝાફરાનથી રંગે. બીજી કોઈ અન્ય ચીજ વડે કપડુ રંગવામાં આવ્યું છે અને લાલશ પડતુ છે તો મકરૂહે તન્ઝીહી છે, નહીં તો નહીં. નાપસંદ હોવું આ હદીષોથી સાબિત થયું જે અમે અબૂ દાઊદ તથા તિર્મિઝીની નક઼લ કરી. અને આ પ્રકરણમાં ઈમામ બુખારી જે હદીષ લાવ્યા એનાથી વિના કરાહતે જાઈઝ હોવું સાબિત થાય છે. બંનેમાં વર્ગીકરણની એક સ્થિતિ એ છે કે નાપસંદીદગી લાલશ પડતા રંગથી હતી અને જે જભ્ભો પહેર્યો એ હલકા લાલ રંગનો રહ્યો હશે એને જાઈઝ હોવાના બયાનના માટે પહેર્યો. આમ તો અલ્લામા અયની વગેરે હનફીઓએ ફર્માવ્યું કે એ જભ્ભો લાલ ધારીદાર

ت ۹۲ :- وَلَمْ يَرَ الْحَسَنُ بَاْسًا اَنْ يُّصَلِّیَ عَلَی الْجَمَدِ وَالْقَنَاطِيْرِ وَاِنْ جَرٰی

**[તઅલીક઼ : ૯૨]** "ઈમામ હસન બસરીએ એમાં કોઈ વાંધો નથી જાણ્યો કે જામીને બરફ બની જનાર

تَحْتَهَا بَوْلٌ اَوْ فَوْقَهَا اَوْ اَمَامَهَا اِذَا كَانَ بَيْنَهُمَا سُتْرَةٌ عه

પાણી અથવા પુલો પર નમાઝ પઢવી ભલે એની નીચે કે ઉપર આગળ પેશાબ (અથવા અન્ય કોઈ નાપાકી) વહી રહી હોય." *(બુખારી, ૧/૫૪ સલાત)*

ت ۹۳ :- وَصَلّٰی اَبُوْهُرَيْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ عَلٰی ظَهْرِ الْمَسْجِدِ

**[તઅલીક઼ : ૯૩]** "અને હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ મસ્જિદની છત પર ઈમામની

بِصَلٰوةِ الْاِمَامِ عه -

ઈક઼્તેદામાં નમાઝ પઢી." *(બુખારી, ૧/૫૪ સલાત, ઈબ્ને અબી શયબા તથા સઅદ ઈબ્ને મન્સૂર)*

ت ۹۴ :- وَصَلّٰی ابْنُ عُمَرَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ عَلَی الثَّلْجِ سه

**[તઅલીક઼ : ૯૪]** "અને હઝરત ઉમર رضی اللہ عنہ એ બરફ પર નમાઝ પઢી." *(બુખારી, ૧/૫૫ સલાત)*

હતો. અને જમીન સફેદ હતી, જેવું કે ઈબ્ને અરબીની અહકામુલ કુર્આનમાં વિગત વર્ણન થયેલી છે.

**اَخَذَ وَضُوء** : એનાથી મુરાદ એ છે કે વુઝૂના માટે પાણી લાવ્યા. એની દલીલ મુસ્લિમની એ રિવાયત છે જેમાં એના પછી વર્ણન થયેલ છે : **فتوضا** પછી હુઝૂરે વુઝૂ કર્યું.

**ذٰلك الوَضُوء** : એનાથી મુરાદ પાણી છે જે વુઝૂ કરતી વખતે પડતુ હતુ. એનાથી સાબિત થયું કે અંબિયાએ કિરામ, અવલિયાએ એઝામના તબર્રુકોથી બરકત હાંસલ કરવી સહાબીઓની સુન્નત છે. તેમજ આ હદીષથી સાબિત થયું કે રણમાં નમાઝ પઢતી વખતે સુતરો ખોસી લેવો જોઈએ. **ઈમામનો સુતરો સર્વ મુક્તદીઓનો સુતરો છે, મુક઼્તદીઓએ પોત પોતાની આગળ સુતરો ખોસવાની (ઉભો રાખવાની) જરૂરત નથી. સુતરાની આગળથી પસાર થવામાં કાંઈ વાંધો નથી.**

આ હદીષનો કેટલોક હિસ્સો કિતાબુત્તહારતમાં આવી ચૂક્યો છે. લાલ કપડાંની ચર્ચાના માટે એને મેં ફરી વર્ણન કર્યો.

## તઅલીક઼ : ૯૨-૯૩-૯૪ની સમજૂતી

**ثَلج (ષલ્જ)** : એ બરફને કહે છે જે હવામાંથી પડે છે જો એ જામીને એટલો સખત થઈ જાય કે સજદો કરવામાં પેશાની એના પર ટેકવાઈ જાય તો એના પર નમાઝ સહીહ છે. અને જો એટલી સખત નથી તો જાઈઝ નથી. એ જ હુકમ ગાદલા તથા કારપેટ વગેરેનો પણ છે.



## حدیث ۲۶۲ صفۃ منبر رسول اللہ صلی اللہ تعالیٰ علیہ وسلم

## [હદીષ : ૨૬૨] "રસૂલુલ્લાહ ﷺનો મિમ્બરે પાક કેવો હતો"

حَدَّثَنَا اَبُوْحَازِمٍ بْنِ دِیْنَارٍ اَنَّ رِجَالًا اَتَوْا سَھْلَ بْنَ سَعْدٍ السَّاعِدِیَّ

"અબૂ હાઝિમ ઈબ્ને દીનારે આ હદીષ બયાન કરી. કેટલાક લોકો હઝરત સહલ બિન સઅદ સાઅદી رضی اللہ عنہ ની

وَقَدِ امْتَرَوْا فِی الْمِنْبَرِ مِمَّ عُوْدُہٗ، فَسَاَلُوْہُ عَنْ ذٰلِکَ فَقَالَ وَاللّٰہِ اِنِّیْ

ખિદમતમાં હાજર થયા. એ લોકોને એ યક઼ીન સાથે માલૂમ ન હતું કે મિમ્બરે પાક કઈ લાકડીનો હતો. તે લોકોએ

لَاَعْرِفُ مِمَّا ھُوَ وَلَقَدْ رَاَیْتُہٗ اَوَّلَ یَوْمٍ وُضِعَ وَاَوَّلَ یَوْمٍ جَلَسَ عَلَیْہِ رَسُوْلُ اللّٰہِ

હઝરત સહલને એના બારામાં પૂછયું એના પર તેમણે ફ઼ર્માવ્યું, ખુદાની ક઼સમ ! હું જાણુ છું કે એ કઈ લાકડીનો

صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ اَرْسَلَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَ

હતો અને મેં તેને તે જ દિવસે જોયો હતો જે દિવસે રાખવામાં આવ્યો હતો, અને જે દિવસે રસૂલુલ્લાહ ﷺ સૌ

سَلَّمَ اِلٰی فُلَانَۃَ اِمْرَاَۃٍ مِّنَ الْاَنْصَارِ قَدْ سَمَّاھَا، سَھْلٌ، مُرِیْ

પ્રથમ ઉપર બેઠા હતા. રસૂલુલ્લાહ ﷺએ અન્સારની એક સ્ત્રી ફલાણી પાસે કહેવડાવ્યું. હઝરત સહલે

غُلَامَکِ النَّجَّارَ اَنْ یَعْمَلَ لِیْ اَعْوَادًا اَجْلِسُ عَلَیْھِنَّ اِذَا کَلَّمْتُ النَّاسَ

તેણીનું નામ લીધું હતું, કે પોતાના ગુલામને જે સુથાર છે એ હુકમ કરે કે મારા માટે એવી લાકડીઓ બનાવી

فَاَمَرَتْہُ فَعَمِلَھَا مِنْ طَرْفَاءِ الْغَابَۃِ ثُمَّ جَاءَ بِھَا فَاَرْسَلَتْ اِلٰی رَسُوْلِ

આપે કે જ્યારે મારે લોકોને કાંઈ કહેવું હોય તો એના પર બેસું. એ સ્ત્રીએ પોતાના ગુલામને હુકમ આપ્યો. તેણે

### સમજૂતી : ૨૬૨

**اِلٰی فُلَانَۃ (ઈલા ફલાનહ)** : આ ઈલ્મથી કિનાયો (નિર્દેશ) છે કે આ અલ્મિયત અને તાનીષના કારણે ગૈર મુન્સરફ છે. એમનું નામ શું હતું એ યક઼ીની રીતે નિશ્ચિત નથી થઈ શક્યું. અલ્લામા અયનીની ધારણા એ છે કે એમનું નામ આઈશા હતું જેમ કે તબ્રાનીની મોઅજમે અવસતમાં છે. જે સુથારે બનાવ્યું હતું તેમનુ નામ કોઈકે 'ક઼બીસા મખ્ઝૂમી', કોઈએ 'મયમૂન', કોઈકે 'સલાહ', કોઈએ 'મીના' કોઈએ 'યાકૂમ' બતાવ્યું.

**مِنْ طَرْفَاءِ الْغَابَۃِ** : કિતાબુસ્સલાતમાં છે **من اثل الغابۃ. طرفاء** અને **اثل** છાયડાવાળા ઝાડને કહે છે જેમ કે ખિતાબીએ કહ્યું. ઈબ્ને શયદાએ કહ્યું કે **اثل, طرفاء**ની જેવું હોય છે પણ એનાથી મોટુ હોય છે. ગાબા એ મદીનાપાકથી નવ માઈલના અંતરે આવેલ એક જગાનું નામ છે જ્યાં હુઝૂરે અક઼દસ ﷺ નાં ઊંટો ચરતાં હતાં. ઉકલ તથા ઉરૈનાએ છાપો માર્યો હતો. યાકૂતે કહ્યું, એ મદીનાથી ચાર માઈલના અંતરે આવેલ છે. ઝમખ્શરીએ

اللہ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ فَاَمَرَ بِہَا فَوُضِعَتْ ھٰھُنَا

ગાબાના ઝાવથી બનાવ્યો અને એને લાવ્યો. એ સ્ત્રીએ મિમ્બર રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં મોકલી આપ્યો.

ثُمَّ رَاَیْتُ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ ، صَلّٰی

હુઝૂરે હુકમ આપ્યો અને મિમ્બર અહીં રાખવામાં આવ્યો. ત્યાર બાદ મેં રસૂલુલ્લાહ ﷺને જોયા કે તેના પર

عَلَیْہَا وَکَبَّرَ وَھُوَ عَلَیْہَا ثُمَّ رَکَعَ وَھُوَ عَلَیْہَا ثُمَّ نَزَلَ الْقَھْقَرٰی فَسَجَدَ فِیْ اَصْلِ الْمِنْبَرِ

નમાઝ પઢી, તેના પર બેસીને તકબીર પઢી, પછી તેના પર રહીને રુકૂઅ કર્યો પછી ઉલ્ટા કદમે

ثُمَّ عَادَ فَلَمَّا فَرَغَ اَقْبَلَ عَلَی النَّاسِ۔ فَقَالَ اَیُّھَا النَّاسُ اِنَّمَا صَنَعْتُ

ફરીને મિમ્બરના મૂળમાં સજદો કર્યો. પછી મિમ્બર પર તશરીફ લઈ ગયા. જ્યારે નમાઝથી ફારિગ થઈ

ھٰذَا لِتَاْتَمُّوْا بِیْ وَلِتَعَلَّمُوْا صَلٰوتِیْ ع

*ચૂક્યા તો લોકો તરફ ધ્યાનિત થયા અને ફર્માવ્યું, હે લોકો ! આવું મેં એટલા માટે કર્યું છે જેથી કરીને*
*તમે લોકો મારુ અનુસરણ કરો અને મારી નમાઝ શીખી લો."*

*(બુખારી, ૧/૧૨૫ જુમ્આ, ૧/૫૫ સલાત, ૧/૬૪, ૨/૩૪૯, મુસ્લિમ, ૧/૨૭૬ મસાજિદ, અબૂ દાઊદ, ૧/૧૫૪ જુમ્આ, નિસાઈ, ૧/૧૨૦ મસાજિદ, ઈબ્ને માજહ–સલાત, ૧૦૩, દારમી–સલાત, ૪૫)*

એક બરીદનું અંતર દર્શાવ્યું છે. એ સૌમાં વિવિધતા નથી. મદીનાથી તેનો પ્રારંભિક હિસ્સો ક્યાંક ચાર માઈલ ક્યાંક એક બરીદ અને સૌથી અધિક હિસ્સો નવ માઈલ છે. ગાબાનો અર્થ ઝાવનો પણ છે. એ મિમ્બરને ત્રણ પગથિયાં હતાં. (મુસ્લિમ, ઈબ્ને માજહ, મુસ્નદે ઈમામ અહમદ) અને એક મિસ્તરાહ બેસવા માટે હતું. *(રદ્દુલ મુહતાર, ૧/૫૫૨ જુમ્આ, ફતાવા રઝવિય્યહ, ૩/૭૦૦)* હુઝૂરે અક્દસ ﷺ સૌથી ઉચ્ચ દરજા પર બિરાજમાન થતા. હઝરત સિદ્દીકે અકબર رضی اللہ عنہ બીજા પગથિયે અને હઝરત ફારૂકે આઝમ સૌથી નીચેવાળા ત્રીજા પગથિયા પર બેસતા. હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہ ના માટે હવે કોઈ પગથિયુ ન હતું તો ઉપરવાળા પગથિયેછે ઉભા રહીને ખુત્બો પઢયો. જ્યારે લોકોએ પૂછયું કે આવું કેમ ? તો ફર્માવ્યું, જો બીજા પર ઉભો રહેત તો લોકો ગુમાન કરત કે હું સિદ્દીકે અકબરનો બરાબરીયો છું, ત્રીજા પર ઉભા રહેત તો હઝરત ફારૂક સાથે બરાબરીનો વહેમ થાત. એટલા માટે ત્યાં ઉભો રહ્યો જ્યાં બરાબરીનો કોઈ અવકાશ નથી રહેતો.

**પ્રકરણનો ફાયદો** : અહીં ઈમામ બુખારીએ એ પ્રકરણ રચ્યું છે : "છત તથા મિમ્બર પર નમાઝનું બયાન" એની જરૂરત એ પડી કે હદીષ ગુજરી ચૂકી કે ફર્માવ્યું, "જમીન મારા માટે મસ્જિદ એટલે નમાઝની જગા બનાવવામાં આવી છે. અને છત, મિમ્બર, તખ્ત વગેરે જમીન નથી જેથી શંકા થાય છે કે કદાચ એના પર નમાઝ દુરુસ્ત ન થાય, એના નિવારણના માટે આ પ્રકરણ બનાવ્યું.

**મસાઈલ : (૧)** ઈમામ મુક્તદીઓથી ઊંચી જગાએ ઉભેલો હોય એ જાઈઝ છે, જો કોઈ જરૂરત હોય તો કરાહત નથી. દા.ત. અહીં ઉમ્મતની તાલીમનો હેતુ હતો પણ વિના જરૂરતે મકરૂહ છે. પણ મારું દિમાગ કહે છે કે હુઝૂર ﷺનું આ કૃત્ય આપની વિશિષ્ટતામાંથી છે. ખુલફાએ રાશિદીન હઝરાતને વારંવાર તાલીમની જરૂરત ઉભી થઈ પણ કદી એ નક્લ થયેલ નથી કે એ હઝરાતે મિમ્બર કે કોઈ ઊંચી જગાએ ઉભા રહીને નમાઝ પઢી

## حدیث ۲۶۳ :- مجلس فی مشربۃ لہٗ

## [હદીષ : ૨૬૩] "હુઝૂર ﷺનું ઉપલા માળે કયામ કરવું"

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ

*"હઝરત અનસ ઈબ્ને માલિક رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ પોતાના ઘોડાથી*

تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ سَقَطَ عَنْ فَرَسِهٖ فَجُحِشَتْ سَاقُهٗ اَوْ کَتِفُهٗ وَاٰلٰی مِنْ نِّسَائِهٖ

*જમીન પર આવી રહ્યા હતા જેનાથી આપની પીંડલી કે ખભો છોલાઈ ગયો, અને હુઝૂરે કસમ ખાધી કે એક*

હોય અને ન કોઈ સહાબીથી નકલ થયેલ છે. **(૨)** નમાઝમાં એક બે કદમ ચાલવાથી નમાઝ તૂટશે નહીં. **(૩)** અમલે કલીલ (એક હાથે થતો અમલ) નમાઝ તોડનાર નથી. **(૪)** ઉલમા તથા મશાઈખનું ઊંચી જગાએ બેસવું જાઈઝ છે.

**قَالَ اَبُوْعَبْدُ اللّٰهِ (કાલ અબૂ અબ્દુલ્લાહ)** : એનો મતલબ એ છે કે ઈમામ અહમદે અલી ઈબ્ને મદીનીથી ફર્માવ્યું, આપની રિવાયત કરેલ આ હદીષથી મેં એવું સમજ્યું છે કે હુઝૂરે અકદસ ﷺ ઊંચાઈવાળી જગા એટલે મિમ્બર પર હતા તો એમાં કોઈ વાંધો નથી કે ઈમામ મુક્તદીઓથી ઊંચી જગાએ હોય. અલી ઈબ્ને મદીનીએ ફર્માવ્યું, શું તમે સુફયાન ઈબ્ને અયનિયાથી આ હદીષ નથી સાંભળી ? એમનાથી મોટા ભાગે આ બારામાં સવાલો થતા અને તે આ જ હદીષ બયાન કરતા. ઈમામ અહમદે ફર્માવ્યું, નહીં ! એટલે કે એ હદીષ પૂરી નથી સાંભળી. મેં પૂરીની શરત એટલે રાખી કે મુસ્નદે ઈમામ અહમદમાં આ હદીષનો ટુકડો સુફયાન ઈબ્ને ઓયયનાથી જ આ જ સનદ સાથે વર્ણન થયેલ છે. બસ આટલુ **قال سهل كان المنبر من اثل الغابة.**

### સમજૂતી : ૨૬૩

**فجحشت** : અલ્લામા ખત્તાનીએ ફર્માવ્યું કે **جحش** જહશનો અર્થ ચામડી છોલાઈ જવું છે. પરંતુ અંદાઝો એ છે કે એની સાથે સાથે કાંઈ ચોટ પણ આવી હતી અને તકલીફ પણ હતી જેના કારણે હુઝૂરે અકરમ ﷺ ઉભા રહીને નમાઝ ન પઢી શક્યા. ઈમામ અહમદે હઝરત અનસથી જ સહીહ સનદ સાથે આ રિવાયત કરી : **انفكت قدمه** કદમ પાક ઉખડી ગયો. અને એ જ ઈસ્માઈલીને ત્યાં બશર બિન અલ્ મુફઝલ અન હમીદ પણ છે. બલ્કે બુખારી પ્રકરણ **اذر ائيتم الهلال فصوموا**માં પણ છે. બંને રિવાયતોને જમા કરવાથી સાર એ નીકળ્યો કે સખત ખુજલી પણ આવી હતી. અને પગો પણ ઉખડી ગયા હતા. અહીં રાવીને શક છે કે એ ખંજવાળ પીંડલીમાં હતી કે ખભામાં. પણ બીજી રિવાયતોમાં **شقه الايمن** છે, એટલે જમણા પાસામાં, એ પીંડલી તથા ખભા બંનેને સમાવે છે એટલા માટે અલ્લામા ઈબ્ને હજરે ફર્માવ્યું, આ **اشمل** છે.

**આ બનાવ ક્યારે બન્યો હતો ?** : ઘોડા પરથી પડીને ચોટ લાગવાનો બનાવ હિ.સ. ૫માં જેમ કે અયનીમાં છે, અને ઈબ્ને હબ્બાને પણ લખ્યું છે *(ફતહુલ્બારી, ૩/૧૪૯)* હુઝૂરે અકદસ ﷺ કોઈ જરૂરતથી 'ગાબા' જઈ રહ્યા હતા. કોઈ આકસ્મિક વાત બનવાના કારણે એક ખજૂરના ઝાડના મૂળમાં પડી ગયા. *(ઈબ્ને ખુઝૈમા તથા અબૂ દાઊદ)* અને જમણો પગ સાંધામાંથી ખસી ગયો. અને જમણી બાજુ સખત છોલાઈ ગયો, પીંડલીમાં પણ અને ખભામાં પણ.

**وآلی من نسائه** : ઈલા (ایل)નો માદો الیۃ (અલૈહ) છે. એનો અર્થ કસમ છે. શરીઅતમાં 'ઈલા' એને કહે

شَهْرًا فَجَلَسَ فِي مَشْرُبَةٍ لَهُ دَرَجَتُهَا مِنْ جُذُوعِ النَّخْلِ ، فَأَتَاهُ

મહિના સુધી પોતાની બીવીઓની પાસે નહીં જાય. ત્યાર બાદ પોતાના એક ઉપરના માળે ક઼યામ કર્યો જેનાં

أَصْحَابُهُ يَعُودُونَهُ فَصَلَّى بِهِمْ جَالِسًا وَهُمْ قِيَامٌ فَلَمَّا سَلَّمَ

પગથિયાં ખજૂરની લાકડીનાં હતાં. ખિદમતે અક઼દસમાં સહાબાએ કિરામ ખબર પૂછવા હાજર થયા તો હુઝૂરે

છે કે કોઈ એવી ક઼સમ ખાય કે હું ચાર મહિના અથવા એનાથી અધિક મુદત સુધી મારી પત્ની નજીક જઈશ નહીં. અહીં હદીષમાં 'ઈલા'થી ફિક઼્હી અર્થ મુરાદ નથી પણ શાબ્દિક અર્થ મુરાદ છે. એટલે કેવળ ક઼સમ ખાવી. મતલબ એ થયો કે હુઝૂરે અક઼દસ ﷺ એ ક઼સમ ખાધી કે એક મહિના સુધી મારી પત્નીઓ પાસે જઈશ નહીં. આ ક઼સમ ક્યા કારણે ખાધી હતી એના વિવિધ સબબો હદીષની કિતાબો તથા સિયરની કિતાબોમાં વર્ણન થયેલ છે. એની વિગતવાર ચર્ચા કિતાબુન્નિકાહમાં આવશે. આ 'ઈલા'નો બનાવ ક્યારે બન્યો ? : આ હદીષના જાહેર પરથી પ્રદર્શિત થાય છે કે એ ચોટ વાગવાનો અને 'ઈલા'નો બનાવ એક સાથે જ ઉદ્ભવ પામ્યો હતો. એ ધોકો શિબ્લી મહાશયને પણ થઈ ગયો. (સીરતુન્નબી, ૧/૫૫૧) કેમ કે બંનેવ બનાવોમાં આ બે વાતો સમાન છે કે હુઝૂરે અક઼દસ ﷺએ દિવસોમાં ઉપલા માળે રહેતા હતા અને એ રોકાણ ૨૯ દિવસ રહ્યું એટલે અમુક રાવીઓએ એવું સમજી લીધું કે આ બંનેવ એક જ બનાવ છે, પણ હક઼ીક઼તમાં આ બંનેવ અલગ અલગ બનાવો છે અને અલગ અલગ સનમાં ઉપસ્થિત થયા. એના પર સૌ પ્રથમ અલ્લામા ઝીલઈની નજર ગઈ. એના માટે નીચે પ્રમાણેની દલીલો છે. એ ચોટનો બનાવ હિ.સ. ૫માં બન્યો અને ઈલાનો બનાવ હિ.સ. નવમાં થયો. આ ચોટવાળા બનાવમાં હુઝૂરે અક઼દસ ﷺ ઉપલા માળેથી નીચે તશરીફ લાવતા ન હતા. નીચે તશરીફ લાવવું તો બહુ દૂરની વાત છે શરૂમાં ઉભા પણ થઈ શક્તા ન હતા. ઉપલા માળે જ નમાઝો અદા કરતા, તે પણ બેસીને. સહાબાએ કિરામ ખબર પૂછવા હાજર થયા કરતા. સહાબાએ કિરામ તથા પાક બીવીઓમાં કોઈ બેચેનીનો કોઈ ઉલ્લેખ નથી. ઈલાવાળા બનાવમાં એથી ઉલ્ટુ છે. એમાં સ્પષ્ટતા છે કે હુઝૂરે અક઼દસ ﷺ ઉપલા માળેથી નીચે ઉતરતા, મસ્જિદમાં આવી નમાઝો પઢતા, દિવસમાં એક કૂવામાં તશરીફ લઈ જતા જેમાં એક પીલુડીનું ઝાડ હતું એના છાંયડામાં આરામ કરતા. સહાબાએ કિરામમાં સખત બેચૈની હતી, પાકબીવીઓનું સુકૂન ગાયબ હતું. આગળ જતાં હદીષે ઈલા કિતાબુન્નિકાહમાં વિગતવાર આવશે, જેમાં એ છે કે હઝરત ઉમરના દોસ્તે તેમને કહ્યું, એક ઘણો મોટો આકસ્મિક બનાવ બની ગયો છે, ગસ્સાનના હુમ્લાથી પણ વધીને. હઝરત ઉમરે ફજરની નમાઝ હુઝૂરની પાછળ પઢી, નમાઝથી ફારિગ થઈને હુઝૂર ઉપલા માળે તશરીફ લઈ ગયા. સહાબાએ કિરામ મસ્જિદમાં બેસીને રડી રહ્યા હતા. અજવાઝે મુતહ્હરાત (પાક બીવીઓ) અલગ રડી રહી હતી. દરવાજા પર દરવાન હતો. કોઈને અંદર જવાની રજા ન હતી, હઝરત ઉમરને પણ મુશ્કેલીથી ઈજાઝત મળી.

ફત્હુલ બારીમાં છે કે ઈલાના બનાવમાં રાતના સમયે ઉપરના માળે રહેતા અને દિવસમાં નજીકના જ એક કૂવામાં પીલુડીના ઝાડ નીચે એકલા કૈલૂલા કરતા. અને આવું જ વફાઉલ વફામાં પણ છે. આ બધા પરથી જાહેર થઈ ગયું કે આ બંનેવ બે બનાવો છે.

એ ચોટના વખતે જ્યારે કે હુઝૂર ઉપલા માળેથી નીચે ઉતરતા ન હતા તો મસ્જિદે નબવીમાં એ બંનેવ નમાઝો કોણે પઢાવી એ હજી સુધી ક્યાંય મારી નજરેથી નથી ગુજર્યુ.

**ان صلی قائما فصلو اقیاما** : અમુક હદીષોમાં છે કે **واذا صلیٰ جالسا فصلوا جلوسا** " અને જ્યારે ઈમામ બેસીને પઢે તો મુક઼્તદી પણ બેસીને પઢે." *(બુખારી, ૧/૯૫-૯૬ અઝાન)* જ્યારે કે આપણે તથા ઈમામ શાફઈનો મઝહબ એ છે કે જો કોઈ ઉઝરના કારણે ઈમામ બેસીને નમાઝ પઢી રહ્યો છે તો મુક઼્તદી બેસશે નહીં પણ ઉભા રહીને પઢશે. એનો જવાબ ખૂદ ઈમામ બુખારીએ એ આપ્યો છે કે હમીદીએ કહ્યું કે આ આદેશ પહેલાંનો છે

قَالَ اِنَّمَا جُعِلَ الْاِمَامُ لِیُؤْتَمَّ بِهٖ فَاِذَا کَبَّرَ فَکَبِّرُوْا وَاِذَا

તેમને બેઠા બેઠા નમાઝ પઢાવી અને સહાબીઓ ઉભા હતા. સલામ ફેરવ્યા બાદ હુઝૂરે ફર્માવ્યું, ઈમામ

رَکَعَ فَارْکَعُوْا وَاِذَا سَجَدَ فَاسْجُدُوْا وَاِنْ صَلّٰی قَائِمًا فَصَلُّوْا قِیَامًا وَنَزَلَ لِتِسْعٍ

એટલા માટે બનાવવામાં આવ્યો છે કે તેની ઈક્તેદા (અનુસરણ) કરો. જ્યારે તકબીર કહે તો તમે લોકો

وَعِشْرِیْنَ فَقَالُوْا یَا رَسُوْلَ اللّٰهِ اِنَّكَ اٰلَیْتَ شَهْرًا، فَقَالَ اِنَّ الشَّهْرَ تِسْعٌ وَعِشْرُوْنَ

પણ તકબીર કહો અને જ્યારે રુકૂઅ કરે તો રુકૂઅ કરો, અને જ્યારે સજદો કરે તો સજદો કરો. અને જો ઉભો થઈને નમાઝ પઢે તો ઉભા રહીને નમાઝ પઢો અને હુઝૂર ૨૯ દિવસે નીચે ઉતર્યા. લોકોએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! એક મહિના માટે ક઼સમ ખાધી હતી ? ફર્માવ્યું, આ મહિનો ૨૯ દિવસનો છે.''

*(બુખારી, ૧/૯૬ અઝાન, ૧/૫૫ અઝાન, ૧/૧૦૧, ૧/૧૧૦, ૧/૧૫૦, ૧/૨૯૪ સૌમ, ૧/૩૩૫ મઝાલિમ, ૧/૭૯૭ તલાક઼, ૧/૯૮૯ ઈમાન , મુસ્લિમ : ૧/૧૭૬, અબૂ દાઊદ, ૧/૮૮ સલાત, તિર્મિઝી, ૧/૪૭ સલાત, નિસાઈ, ૧/૧૩૩ ઈમામત, ઈબ્ને માજહ–૮૮, મુઅત્તા બાબુસ્સલાત–૫૧, દારમી–સલાત–૪૪, મુસ્નદે ઈમામ અહમદ)*

એટલે એ બનાવનો સમય હિ.સ. ૫ છે. અને વિસાલ વેળાની બીમારીમાં હુઝૂર ﷺએ બેસીને નમાઝ પઢાવી અને તમામ સહાબાએ કિરામ ઉભા હતા. તે વખતે સહાબાને હુઝૂરે ઉભા રહેવાનો હુકમ નથી આપ્યો અને એતબાર છેલ્લામાં છેલ્લાનો થાય છે. એનો સાર એ નીકળ્યો કે એ હદીષ મન્સૂખ છે. એના પર એ શંકા થાય છે કે વિસાલ સમયની બીમારીવાળી હદીષમાં અસંતોષ છે. અમુકમાં એવું છે કે ઈમામ હઝરત સિદ્દીક઼ે અકબર હતા અને હુઝૂર મુક઼્તદી હતા. જેમ કે તિર્મિઝી તથા નિસાઈમાં હઝરત ઉમ્મુલ મોમિનીન સિદ્દીક઼ા رضی اللہ عنہاથી રિવાયત થયેલ છે તેમજ નિસાઈમાં હઝરત અનસ رضی اللہ عنہથી પણ એવું રિવાયત થયેલ છે. એટલા માટે આ હદીષથી નસ્ખ (રદ થવું) નથી થઈ શકતું. એનો જવાબ અલ્લામા અયનીએ ઈમામ બયહકીથી આ નકલ કર્યો કે વિસાલ સમયની બીમારીમાં હઝરત સિદ્દીક઼ે અકબર رضی اللہ عنہને ઈમામ બનાવ્યા બાદ બે વાર મસ્જિદમાં નમાઝના માટે તશરીફ લાવ્યા પ્રથમવાર શનિ કે રવિવારે ઝોહરની નમાઝમાં, એમાં હુઝૂર ઈમામ હતા અને હઝરત સિદ્દીક઼ સહિત સર્વ સહાબા મુક઼્તદી હતા. બીજીવાર બરાબર વિસાલના દિવસે સોમવારે ફજરની નમાઝમાં જ્યારે કે એક રકાત થઈ ચૂકી હતી ત્યારે બીજી રકાતમાં શરીક થયા. એમાં હઝરત સિદ્દીક઼ે અકબર ઈમામ હતા અને હુઝૂર મુક઼્તદી હતા. રહી ગઈ એ રિવાયત કે વિસાલના દિવસે પર્દા ઉઠાવીને લોકોને નમાઝ પઢતા જોયા અને પડદો છોડી આપ્યો. એ પ્રથમ રકાતમાં થયું, બાદમાં રાહત થઈ અને કાંઈક શક્તિ મેહસૂસ થઈ તો મસ્જિદમાં તશરીફ લાવ્યા અને બીજી રકાતમાં શરીક થઈ ગયા. *(ભાગ–૪, સલાત, ૧૦૬)* એ ઉપરાંત **سقوط عن الفرس** વાળી હદીષ પણ અસંતોષથી ખાલી નથી. બુખારી (૧/૯૬ અઝાન) અને મુસ્લિમ (૧/૧૭૬) બંનેમાં એક રિવાયત આ છે કે **فصلی بنا قاعدًا افصلینا وراءہ قعودًا** ''હુઝૂરે અમને બેસીને નમાઝ પઢાવી અને અમે લોકોએ હુઝૂરની પાછળ બેસીને નમાઝ પઢી.''

**اقول باللہ التوفیق અલ્લાહની તૌફીક઼થી હું કહું છું :** આ નમાઝ ફર્ઝ હતી જ્યારે તો આ બહષોને અવકાશ છે જે શારેહોએ અહીં વિસ્તાર પૂર્વક ખુલાસાથી લખેલી છે, અને જો નફલ હતી તો પછી ચર્ચા જ ખત્મ છે. અલ્લામા કુર્તબીની રાય છે કે એ નમાઝ ફર્ઝ હતી. અલ્લામા ઈબ્ને હજર (ફત્હુલબારી, ૨/૧૫૨ અઝાન)નો પણ એ જ ખયાલ જણાય છે. તેમની દલીલ એ છે કે, એક રિવાયતમાં એ છે કે **فحضرت الصلوٰة** તેનો સ્પષ્ટ

ભાવાર્થ એ છે કે લોકો નમાઝ માટે ભેગા થઈ ગયા અને જમાઅતનો સમય થઈ ગયો. જેની તા'બીર આપણા ઉર્ફમાં એ થાય કે જમાઅત તૈયાર છે. સહાબાએ કિરામ કેવળ ફર્ઝના માટે જ ભેગા થતા હતા, એટલા માટે સાબિત થયું કે એ નમાઝ ફર્ઝ હતી. તદ્ ઉપરાંત અબૂ દાઊદ (૧/૮૫ સલાત)માં ખુલાસો છે કે સહાબાએ કિરામે એ દિવસોમાં બે વાર હુઝૂર ﷺની પાછળ નમાઝ પઢી. એકવાર નફલ અને બે વાર ફર્ઝમાં ઈક્તેદા કરી. પરંતુ આ ખાદિમની નજરમાં ઈમામ કાઝી અયાઝનું કથન રાજેહ (પસંદીદા) છે કે એ નમાઝ નફલ હતી. કેમ કે એ દિવસોમાં મસ્જિદમાં નમાઝ જરૂર થતી હતી. મસ્જિદમાં નમાઝ પઢવાનું છોડી દીધું ન હતું. એટલા માટે જાહેર છે કે સહાબાએ કિરામ મસ્જિદમાં ફર્ઝ જમાઅતથી પઢીને ખિદમતે અકદસમાં હાજર થયા હશે, અને જ્યારે હુઝૂર નમાઝ પઢી રહ્યા છે તો બરકત પ્રાપ્તિ માટે નફલની નિય્યતે નમાઝમાં શરીક થઈ ગયા. તો ભલે હુઝૂર ફર્ઝ પઢી રહ્યા હતા પણ સહાબાએ કિરામની નમાઝ નફલ હતી. નફલ નમાઝ કયામ માટે શક્તિ હોવા છતાં બેસીને પઢવી એકમતિએ જાઈઝ છે. હવે હદીષનો ફાયદો થયો કે જ્યારે ઈમામ પાછળ નફલ પઢો અને ઈમામ બેઠેલો હોય તો તમે પણ બેસીને પઢો. અને આપણા અન્ય ઈમામો સાથે જે મતભેદ છે તે ફર્ઝના બારામાં છે. આ રીતે બંને હદીષોમાં વર્ગીકરણ પણ થઈ જાય છે. નસ્ખના (રદ કરતા) કૌલની હાજત ન રહી.

**એ કઈ નમાઝ હતી ?** : ફયઝુલ બારીમાં **ઘડા** છે કે એ નમાઝ ઝોહરની હતી પણ એના માટે કોઈ સનદ પેશ કરી નથી. એટલા માટે એ કેવળ દાવો જ દાવો જ છે. હઝરત અનસની જ એક રિવાયતમાં **ઘડા** છે **فصلی بنایومئذ** "એ દિવસે અમને નમાઝ પઢાવી." અલ્લામા ઈબ્ને હજરે *(ફત્હુલબારી, ૨/૧૫૧ અઝાન)* એનાથી દલીલ રજૂ કરી કે એ દિવસની નમાઝ હતી, ચાહે ઝોહર હોય કે અસર. પરંતુ જો નમાઝ નફલ હતી જેવો કે આ ખાદિમનો ખયાલ છે તો આ દલીલ કરવું પૂરતુ નથી.

**વિસાલ વેળા બીમારીમાં કેટલી નમાઝ મસ્જિદમાં પઢી ?** : વિસાલ વેળા બીમારીમાં કેટલીવાર મસ્જિદે નબવીમાં તશરીફ લાવી નમાઝ પઢી ? એના અનુસંધાનમાં અલ્લામા અયનીની તેહકીક રજૂ થઈ ચૂકી કે બે વાર, એકવાર શનિ કે રવિવારે ઝોહરની નમાઝ માટે બીજીવાર સોમવારે ફજરની નમાઝ માટે. પરંતુ પણ હદીષના સર્વ તરીકાઓ પર જ્યારે બારીક દષ્ટિ નાખવામાં આવે તો જાહેર થાય છે કે ચાર વાર મસ્જિદમાં તશરીફ લાવ્યા : એક તો જુમ્આ બાદ શનિવારની રાતમાં ઈશાની નમાઝના સમયે જ્યારે કે સિદ્દીકે અકબર رضی اللہ عنہને ઈમામ બનાવ્યા હતા. મુસ્લિમ શરીફ (૧/૧૯૮ સલાત)માં છે : **فلمادخل فی الصلوٰۃ وجد من نفسه خفته فقام یهادی بها۔۔۔الخ** જ્યારે અબૂ બક્રએ નમાઝ શરૂ કરી લીધી તો હુઝૂરે પોતાની તબીયતમાં રાહત પામી અને ઉભા થઈને બે માણસોની વચ્ચે, બીજીવાર શનિવાર કે રવિવારે ઝોહરની નમાઝમાં, જેમ કે વર્ણન આવી ગયું. ત્રીજીવાર સોમવારે ફજરની નમાઝમાં જેમ કે પહેલાં પણ અને હમણા અયનીના હવાલાથી આવી ગયું. આ ત્રણેવવાર નમાઝમાં શરીક થવાની સ્પષ્ટતા છે. ચોથીવાર પેશાની મુબારક પર પટ્ટી બાંધીને મસ્જિદમાં તશરીફ લાવ્યા અને મિમ્બર પર બેઠા, ખુત્બો આપ્યો. જેમ કે બુખારી (૧/૫૧૨, અલામાતે નબુવ્વત)માં જ હઝરત ઈબ્ને અબ્બાસથી રિવાયત થયેલ છે, આ રિવાયતમાં સ્પષ્ટપણે નથી કે હુઝૂરે અકદસ ﷺએ નમાઝ પણ પઢી, પણ કયાસ એવું જ કહે છે કે એવા જ સમયે મસ્જિદમાં તશરીફ લાવ્યા હશે કે નમાઝના માટે સહાબાએ કિરામ જમા થયા હશે, એટલા માટે અધિક્તર એ જ સમજાય છે કે નમાઝ પણ પઢી હશે. એનાથી આ સર્વ રિવાયતોમાં વર્ગીકરણ થઈ જશે. સહારો આપનારાઓનાં નામો વિવિધ આવ્યાં છે જેમ કે ઉપર આવી ગયું.

**انما جعل الامام لیوتمَّ به** : આપણે ત્યાં ઈક્તેદા સહીહ થવા માટે એ જરૂરી છે કે ઈમામની નમાઝ મુક્તદીની જેવી હોય અથવા એનાથી આ'લા (ઊંચી) હોય અદના (ઉતરતી) ન હોય. એટલા માટે ફર્ઝ પઢનાર પાછળ નફલ પઢનાર ઈક્તેદા કરી શકે છે, જેમ કે હમણા અબૂ દાઊદની હદીષ આવી ગઈ કે હુઝૂર ફર્ઝ પઢી રહ્યા હતા અને સહાબાએ કિરામે હુઝૂરની પાછળ નફલ પઢી. પણ નફલ પઢનાર પાછળ ફર્ઝ પઢનાર ઈક્તેદા કરી શક્તો નથી. એટલા માટે કે અદના પર આ'લાનો આધાર દુરુસ્ત નથી.

قَائِمًا مَّالَمْ يَشُقَّ عَلٰى

*નમાઝ પઢો જો તમારા સાથીઓ પર ભારરૂપ*

اَصْحَابِكَ تَدُوْرُ

*ન હોય, ઘુમતા રહો તેની*

કોઈ શખ્સ નાવડી (સ્ટીમર) પર સવાર છે તો એની બે સ્થિતિઓ છે : નાવ કે સ્ટીમર ચાલી નથી રહી અને જમીન પર સ્થિર ટેકવાયેલી છે, તો એના પર નમાઝ વિના શંકાએ દુરુસ્ત છે. જમીન પર સ્થિર ટકવું પણ છે અને સ્થળનું એક જ હોવુ પણ. નાવ કે સ્ટીમર ચાલી રહી છે ભલે જમીન પર ટેકવાયેલી છે, ઘસેડાઈને ચાલે છે અને નાવડીમાંથી ઉતરીને નમાઝ પઢવી આસાન પણ છે તો પણ કશ્તી પર નમાઝ સહીહ નથી એટલા માટે કે જમીન સ્થિરતાથી નથી. નાવડી જમીન પર ટેકવાયેલી નથી અને ચાલી રહી અને જમીન પર ઉતરીને નમાઝ પઢવી આસાન છે એટલે કે જો નાવડી (સ્ટીમર) રોકી દેવામાં આવે તો સરળતાથી જમીન પર ઉતરીને નમાઝ પઢી શકે છે તો પણ (નાવડીમાં) નમાઝ દુરુસ્ત નથી એટલા માટે કે જમીન પર સ્થિરતા નથી. નાવડી કે સ્ટીમર મધદરિયે છે કે જો રોકવામાં આવે તો પણ ઉતર્યા પછી જમીન મળશે નહીં, પાણી જ પાણી છે. અને પાણી ડૂબાડી દે તેવું છે અને પોતે તરવાનું જાણતો નથી તો નાવડી કે સ્ટીમર પર નમાઝ પઢી લે ભલે તે નાવડી જમીન પર ટેકવાયેલી ન હોય ભલે ચાલી રહી હોય.

ફત્હુલકદીર (૧/૧૨૮ સજદા–તિલાવત) તથા શરહે મુન્યહ પેજ–૨૭૫માં છે :–

**فی الا یضاح فان کانت موقوفی الشط وھی علیٰ قرار الارض فصلی قائما یجوز لانھا اذا استقرت علی الارض فحکمھا حکم الارض فان کانت مربوطة ویمکنه الخروج لم یجز الصلوٰة فیھا لا نھا اذالم یستقر فھی کالدابة انتھٰی بخلاف ماذا استقرت فانھا حینئذ کالسریر (زادفی الغنیة) وعلیٰ ھٰذا ینبغی اَلَّا تجوز الصلوٰة فیھا اذا کانت سائرة مع امکان الخر وج الیٰ البروھٰذه المسئلة الناس عنھا غافلون۔**

"ઈઝાહમાં છે, કશ્તી જો કિનારે ઉભી હોય અને તે જમીન પર સ્થિર હોય એના પર નમાઝ દુરુસ્ત છે એટલા માટે કે જ્યારે તે જમીન પર ટેકવાયેલી છે તો એનો હુકમ જમીનનો છે. અને જો બંધાયેલી છે અને કશ્તી (નાવ કે સ્ટીમર)થી નીકળવું શક્ય છે તો એમાં નમાઝ જાઈઝ નથી. એટલા માટે કે જ્યારે તે જમીન પર ટેકવાયેલી (સ્થિર) નથી તો તે ચોપગાંની જેમ છે. અને જ્યારે કે તે જમીન પર ટેકવાયેલી (સ્થિર) હોય તો તખ્તના જેમ છે." ગુન્યામાં એટલુ વધારે છે કે, "અને આ આધારે જો કશ્તી (નાવડી) ચાલી રહી હોય અને એનાથી નીકળીને જમીન પર આવવું શક્ય હોય તો નાવડી (સ્ટીમર)માં નમાઝ સહીહ થશે નહીં. આ મસ્અલાથી લોકો ગાફેલ છે."

રદ્દુલ મુહતારમાં છે :–

**ظاھر مافی الھد ایة وغیرھا الجواز قائما مطلقا ای استقرت علی الارض اولا۔ وصرح فی الایضاح بمنعه فی الثانی حیث امکنه الخروج الحا قالھا بالدابة (نھر) واختاره فی المحیط والبدا ئع (بحر) وعزاه فی الا مداد، الیضًا الی مجمع الروایات عن المصفٰی وجزم به ۔۔۔۔۔فی نورا لایضاح و علیٰ ھٰذاینبغی ان لاتجوز الصلوٰة فیھا سائرة مع امکان الخروج الی البر، وھٰذه المسئلة الناس عنھا غافلون۔**

"હિદાયા વગેરેના જાહેરથી એ સમજમાં આવે છે કે કશ્તી (નાવડી) જો ઉભેલી હોય તો નમાઝ કોઈ વાંધા વિના તદ્દન જાઈઝ છે એટલે કે જમીન પર ટેકવાયેલી હોય કે ન ટેકવાયેલી હોય. અને ઈઝાહમાં એ સ્પષ્ટતા કરી કે જો જમીન પર ટેકવાયેલી ન હોય તો જાઈઝ નથી, જ્યારે કે જમીન પર નીકળવું શક્ય હોય. કશ્તી (નાવ)ને

فَقَاعِدًا -

બેસીને."

નમાઝ શરૂ કરી છે ત્યાં પૂરી કરે અને સવારી સંપૂર્ણપણે જમીન પર સ્થિર રહે, એવું ન બને કે ચાલી રહી હોય. એવું ન બને કે પૂરેપૂરી અથવા એનો અમુક હિસ્સો જમીન સિવાય કોઈ એવી ચીજ પર હોય જે જમીનના તાબે ન હોય. હા, જો એ સવારી એવી જગાએ હોય કે સવારીથી બહાર આવે તો પણ જમીન ન મળે અથવા એવી જમીન મળે જેના પર નમાઝ પઢવું શક્ય ન હોય, જેમ કે કીચડ અથવા એટલો કાદવ કે સજદો કરવામાં મોઢું કીચડમાં ધસી જાય, તો એવી સ્થિતિમાં સવારી પર નમાઝ થઈ જશે. સાથોસાથ એક અધિક મૂળભૂત કાયદો દિમાગમાં બેસાડી લો, નમાઝની શર્તો તથા અરકાનની અદાયગીના અવરોધ રૂપ જો કોઈ કુદરતી સબબ હોય તો જે હાલમાં બને નમાઝ પઢી લે, અને દોહરાવવાનું નથી, જેમ કે તે એવો બીમાર છે કે તેને પાણી નુકસાન કરે છે તો તયમ્મુમ કરીને નમાઝ પઢશે, નમાઝ થઈ જશે અને સાજા થયા બાદ દોહરાવવાની નથી. અને જો એ અવરોધ બંદાઓ તરફથી છે તો મજબૂરીના પ્રમાણમાં જેટલી પણ શક્તિ છે એના પ્રમાણે નમાઝ પઢે. અને મજબૂરી દૂર થયા બાદ એને દોહરાવવું વાજિબ છે. દા.ત. કોઈને કેદ કરી દેવામાં આવ્યો અને તેની પાસે પાણી નથી તો તે તયમ્મુમ કરીને નમાઝ પઢે અને જ્યારે પાણી મળે ત્યારે દોહરાવે. દુર્રે મુખ્તારમાં છે : **صلی المحبوس بالتیمم ان فی المصر اعادوالالا** "કૈદીએ તયમ્મુમ કરીને નમાઝ પઢી, જો શહેરમાં છે તો દોહરાવે, નહીં તો નહીં." એના હેઠળ શામીમાં છે :–

**وعـلـلـوه بـان الغالب فی السفر عدم الماء فی الحلیة وھذا الیشیر الیٰ انه لوکان بحضرته یقرب منه ماء تجب الا عادة لتمحض کون المنع من العبد۔**

"ફકીહોએ એમાં તફાવતનું કારણ એ દર્શાવ્યું કે સફરમાં મોટાભાગે એવું થાય છે કે પાણી ન હોય. હિલ્યામાં કહ્યું કે, જો સામે અથવા નજીકમાં પાણી હોય તો દોહરાવવું વાજિબ છે એટલા માટે કે હવે પાણી પર કુદરત (શક્તિ) ન હોવું બંદાના તરફથી છે."

અને જો શર્તો **قوله ولا یعید فی سقوط الشرائط والارکان لعذر سماوی بخلاف مالوکان من قبل العبد** અને અરકાન કુદરત મજબૂરીના કારણે સાકિત થાય (છૂટે) તો નમાઝ દોહરાવશે નહીં, એનાથી ઉલ્ટુ કે જ્યારે બંદાના તરફથી હોય. *(૧/૫૧૧ સલાતુલ મરીઝ)*

તન્વીરુલ અબ્સાર તથા દુર્રે મુખ્તારમાં છે :– **لزمه القضاء وان طالت لانه بصنع العباد کالنوم** "એના પર કઝા લાઝિમ છે ચાહે ગમે તેટલો સમય વહી જાય, એટલા માટે કે એ બંદોના કાર્યોના કારણે છે."

એના હેઠળ શામીમાં છે :– **وسقوط القضاء عرف بالاثر اذا وصل بآفة سماوية فلا یقاس علیه ماحصل بفعله** "હદીષથી કઝાનું સાકિત હોવું એ વખતે સાબિત છે કે કુદરતી આફતમાંથી હોય. એના પર ખૂદ એના કાર્યથી જે આફત આવે, એને કયાસ નથી કરી શકાતી." *(ઉપર મુજબ, પેજ–૫૧૨)*

**રેલ્વે વગેરેમાં નમાઝનો હુકમ** : રેલ્વે ટ્રેન, બસ જો પ્લેટફોર્મ પર અથવા ક્યાંય ઉભી છે તો એમાં નમાઝ સહીહ છે. અને જો ચાલી રહી છે તો એમાં નમાઝ દુરુસ્ત નથી. એટલા માટે કે જમીન પર સ્થિર થવું નથી જોવા મળ્યું. અને જો અંદેશો હોય કે નમાઝ કઝા થઈ જશે તો ચાલતી ટ્રેનમાં નમાઝ પઢી લે, પછી દોહરાવે. એટલા માટે કે ટ્રેનથી ઉતરવું સરળતાપૂર્વક શક્ય છે અને ઉતરશે તો નમાઝ પઢવા લાયક જમીન મળશે, પણ ટ્રેનથી ઉતરવું શક્ય નથી. પણ આ મુશ્કેલી કુદરતી નથી ખૂદ બંદાઓ તરફથી છે એટલા માટે ચાલતી ટ્રેનમાં જે નમાઝો પઢી તેને દોહરાવવું વાજિબ છે.

رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَصَفَفْتُ وَالْيَتِيْمُ وَرَاءَهٗ وَالْعَجُوْزُ

સુધી વાપરવાના કારણે કાળી થઈ ગઈ હતી. તેને પાણીથી ધોયી. હવે હુઝૂર ઉભા થયા. મેં તથા યતીમે

مِنْ وَّرَائِنَا فَصَلّٰى لَنَا رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ رَكْعَتَيْنِ ثُمَّ انْصَرَفَ ع

હુઝૂરની પાછળ અને બુઢી માંએ અમારી પાછળ સફ લગાડી. રસૂલુલ્લાહ ﷺએ અમારી (બરકત)ના

માટે બે રકાત નમાઝ પઢી ત્યાર બાદ તશરીફ લઈ ગયા."

*(બુખારી, ૧/૫૫ સલાત, ૧/૧૦૧, ૧/૧૨૦ સલાતુન્નિસા, ૧/૧૫૬ તહજ્જુદ, મુસ્લિમ ૧/૨૩૪ સલાત,*

*અબૂ દાઊદ, ૧/૯૦ સલાત, તિર્મિઝી, ૧/૩૨ મુવાકીત, નિસાઈ, ૧/૨૯ ઈમામત)*

હરમૈનના કથનનો પણ આ જ તક઼ાઝો છે. અહીં મતન (મૂળ લખાણ)ના આગળ પાછળના વર્ણન (સબાક઼)થી એ જ જાહેર છે કે એ યતીમ જેમણે હમણા હુઝૂર ﷺની પાછળ નમાઝ પઢી હતી તેમનું નામ ઝમીરા હતું. એમના વાલિદ હઝરત અબૂ ઝમીરા હુઝૂરે અક઼દસ ﷺના આઝાદ કરેલા ગુલામ હતા.

**પુરૂષ તથા સ્ત્રીના આમના સામનાનો હુકમ** : હનફીઓને ત્યાં જો પુરૂષ સ્ત્રીના આમના સામનામાં હોય તો પુરૂષની નમાઝ ફાસિદ થઈ જાય છે, જ્યારે કે એમાંથી એક ઈમામ હોય અથવા બંનેવ એક ઈમામના મુક઼તદી હોય. એનું સમર્થન આ હદીષથી પણ થાય છે તે રીતે કે કોઈના એકલા સફમાં ઉભા રહેવાની મનાઈ હદીષોમાં આવેલ છે, ત્યાં સુધી કે હઝરત ઈમામ અહમદ ફર્માવે છે : એનાથી નમાઝ ફાસિદ થઈ જશે. છતાં પણ શું કારણ હતું કે હઝરત ઉમ્મે સુલૈમ આગલી સફમાં હઝરત અનસ વગેરેની સાથે ઉભાં ન રહ્યાં અને પાછળ એકલાં ઉભા રહ્યાં. હુઝૂરે પણ તેમને આગલી સફમાં ઉભાં ન કર્યાં. બાળકોના બારામાં તો સાબિત છે કે જ્યારે કોઈ ન હોય તો પુરૂષોની સાથે સફમાં ઉભાં કર્યાં, પણ સ્ત્રીઓને કદી પણ એકવાર પણ પુરૂષોની સાથે ઉભાં નથી કર્યાં. જેમ કે આ બનાવમાં હઝરત ઉમ્મે સુલૈમ એકલાં હતાં તો પણ તેમને એકલાં (પાછળ) ઉભાં કર્યાં અને બાળકને અલગ ઉભો ન કર્યો પણ હઝરત અનસની સાથે ઉભો કર્યો. છેવટે આવું શાથી ? આ એના કારણે કે સ્ત્રીનો સામનો પુરૂષની નમાઝને ફાસિદ કરી નાખે (તોડી) નાખે છે. એની અધિક દલીલો એના સ્થાને આવશે. નમાઝથી ફારિગ થઈને હુઝૂરે અક઼દસ ﷺએ ઘરવાળાઓ માટે દુનિયા તથા આખેરતની દુઆ કરી. હઝરત ઉમ્મે સુલૈમે અર્ઝ કરી, હુઝૂર આપનો નાનો ખાદિમ (અનસ)! તો હુઝૂરે હઝરત અનસના માટે દરેક ખયરની દુઆ કરી. ખાસ કરીને આ દુઆ કરી : **اللّٰهم كثر ماله وولده وبارك له فيه** "હે અલ્લાહ ! એના માલ તથા અવલાદને વધારે કર ! અને તેની જાતમાં બરકત અતા ફર્માવ !" *(મુસ્લિમ, ૧/૨૩૪ મુસાફિરૈન)* એની બરકત એ હતી કે તેમનો બાગ વરસમાં બે વાર ફળ આપતો, ઔલાદમાં એટલી બરકત થઈ કે ખૂદ તેમના થકી ૮૦ અથવા એનાથી પણ વધારે ઔલાદ થઈ જેમાંથી બે પુત્રીઓ બાકી સૌ પુત્રો હતા. તે ખૂદ ફર્માવે છે કે હું મારા ૧૯૮ વંશજને દફન કરી ચૂક્યો છું. સો વરસથી વધુ જીવ્યા. (**محاذات**નો અર્થ આમને સામને અહીંયા મુરાદ નથી બલ્કે એ છે કે સ્ત્રીનો ખભો મર્દના ખભાના બરાબર આવી જાય અને બંનેવના વચ્ચે કોઈ વસ્તુ આડ ન હોય. વધારે તફસીલ માટે બહારે શરીઅત, ભાગ–૩ જમાઅતનું બયાન જાુઓ. *–મિસ્બાહી*)

**જમાઅતથી નફલ નમાઝ** : જે લોકો એને માનનારા છે કે નફલ જમાઅતથી પઢવી જાઈઝ છે એમની દલીલનો આધાર આ જ હદીષ છે. અહનાફ (હનફીઓ)ને ત્યાં એલાનની સાથે નફલ નમાઝ મકરૂહ છે. હનફીઓ આ હદીષનો જવાબ એ આપે છે કે એ એલાનની સાથે ન હતી. અને હુઝૂર ﷺએ નમાઝના તરીક઼ાની તાલીમના માટે આ નમાઝ પઢી હતી. આ હદીષથી સાબિત થયું કે દિવસના નફલ બે રકાત પઢી શકાય છે. જો કે આપણે ત્યાં અફઝલ છે, કમસે કમ ચાર રકાત પઢવામાં આવે. જો મુક઼તદી બે હોય તો ઈમામ આગળ ઉભો રહે. સ્ત્રીઓની ઈમામત સહીહ નથી એટલા માટે કે ઈમામની જગા સૌથી આગળ છે અને સ્ત્રીઓની જગા સૌથી પાછળ છે.

ت ۹۸ :- قَالَ الْحَسَنُ كَانَ الْقَوْمُ يَسْجُدُوْنَ عَلَى الْعِمَامَةِ وَالْقَلَنْسُوَةِ وَيَدَاهُ فِيْ كُمِّهِ ع

[તઅલીક઼ : ૯૮] *"ઈમામ હસન બસરીએ ફ઼ર્માવ્યું, લોકો અમામા તથા ટોપી પર સજદો કરતા અને તેમનો હાથ બાંયમાં રહેતો." (ઈબ્ને અબી શયબા તથા અબ્દુર્રઝઝાક)*

## حدیث ۲۶۶ :- فيضع احدنا طرف ثوبه

**[હદીષ : ૨૬૬] "સજદાની જગાએ કપડાનો છેડો રાખવો"**

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ . قَالَ كُنَّا نُصَلِّيْ مَعَ النَّبِيِّ صَلَّى اللّٰهُ

*"હઝરત અનસ બિન માલિક رضی اللہ عنہ એ ફ઼ર્માવ્યું, અમે નબી ﷺ ની સાથે નમાઝ પઢતા તો*

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فَيَضَعُ اَحَدُنَا طَرَفَ الثَّوْبِ مِنْ شِدَّةِ الْحَرِّ فِيْ مَكَانِ السُّجُوْدِ ع

*અમારામાંથી અમુક ગરમીની સખ્તીના કારણે પોતાનાં કપડાંના છેડાઓને સજદાની જગાએ રાખી દેતા."*

*(બુખારી, ૧/૫૬ સલાત, ૧/૭૭ મવાક઼ીત, મુસ્લિમ, ૧/૨૨૫ મસાજિદ, અબૂ દાઊદ, ૧/૯૬ સલાત, તિર્મિઝી, ૧/૭૬, નિસાઈ, ૧/૧૬૮, ઈબ્ને માજહ–ઈક઼ામતુસ્સલાત, ૭૩)*

### તઅલીક઼ : ૯૮ની સમજૂતી

આખુ કથન (અષર) આ મુજબ છે :–

**ان اصحاب النبی صلی اللہ تعالٰی علیه وسلم کانو ایسجدون وَاید یهم فی ثیابهم ویسجد الرجل منهم علٰی قلنسوته وعمامته**

સહાબાએ કિરામ એ હાલતમાં સજદો કરતા કે એમના હાથ કપડાંમાં હોતા અને એમનામાં કેટલાક લોકો પોતાની ટોપી અને અમામા પર સજદો કરતા. સખ્ત ગરમી તથા સખત ઠંડીમાં એની ઈજાઝત છે. આ અષર (કથન)થી જાણવા મળ્યું કે સહાબાએ કિરામ ટોપી (તથા અમામો) પહેર્યા કરતા હતા.

### સમજૂતી : ૨૬૬

આ જ અહનાફ (હનફીઓ)નો મઝહબ છે. ઈમામ શાફઈ ફ઼ર્માવે છે કે આ જાઈઝ નથી. એમની દલીલ બે હદીષો છે : ૧. "અમારામાં કોઈ કાંકરીઓને હાથમાં લઈને ઠંડી કરતો પછી સજદો કરતો." અને જો પોતાનાં કપડાં પર સજદો કરવું જાઈઝ હોત તો સહાબા આવો લાંબો અમલ શા માટે કરતા ? અમારો જવાબ એ છે કે, શક્ય છે કે એ સહાબીઓ પાસે એટલુ કપડુ ન હોય કે જો તેના પર સજદો કરતા તો સતરે અવરત બાક઼ી રહેતુ. અથવા એવું કપડુ ન રહ્યું હોય જેને બિછાવીને સજદો કરી શકે. ૨. "હઝરત અબ્બાસ કહે છે કે અમે ખિદમતે અક઼દસમાં કાંકરીઓની ગરમીની શિકાયત કરી તો હુઝૂરે અમારી શિકાયત ન સાંભળી." અમારો જવાબ એ છે કે એ દેશમાં શું ખૂદ આપણા દેશમાં પણ ગરમીઓમાં અસરના સમય સુધી જમીન તપતી રહે છે, જો જમીનના ઠંડા થતા સુધી ઝોહરને પાછળ લંબાવી દેવામાં આવે તો પછી ઝોહરનો સમય જ નથી રહેતો.

## حدیث ۲۶۸۔ بَال ثُمَّ تَوَضَّأَ وَمَسَحَ عَلٰی خُفَّیْهِ

**[હદીષ : ૨૬૮] ''મોજા પર મસહ''**

عَنْ هَمَّامِ بْنِ حَارِثٍ قَالَ رَأَيْتُ جَرِيْرَ بْنَ عَبْدِ اللّٰهِ ۔ بَالَ ثُمَّ

*''હમ્મામ બિન હારિષે કહ્યું, મેં હઝરત જરીર બિન અબ્દુલ્લાહ رضی اللہ عنہ ને જોયા, તેમણે પેશાબ*

تَوَضَّأَ وَمَسَحَ عَلٰى خُفَّيْهِ ثُمَّ قَامَ فَصَلّٰى فَسُئِلَ فَقَالَ رَأَيْتُ

*કર્યો પછી વુઝૂ કર્યું અને મોજાઓ પર મસહ કર્યો. ત્યાર બાદ ઉભા થઈને નમાઝ પઢી. જેથી એમને પ્રશ્ન*

النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ صَنَعَ مِثْلَ هٰذَا ۔ قَالَ

*કરવામાં આવ્યો તો ફર્માવ્યું, મેં નબી ﷺ ને જોયા કે હુઝૂરે એવું જ કર્યું. હઝરત ઈબ્રાહીમ નખઈએ કહ્યું,*

હુઝૂરે અક્દસ ﷺના નાલૈન મુબારક (પગરખાં મુબારક) ચપ્પલની જેમ હતાં, નીચે કેવળ તળિયુ અને ઉપર કેવળ બે દારીઓ લાગેલી હતી. આ નરમ મુલાયમ જોડા તથા ચપ્પલ પહેરીને નમાઝ દુરુસ્ત છે જે સરળતાપૂર્વક વળી જતા હોય જેના કારણે આંગળીઓ બિછાય જાય છે જ્યારે કે એમાં કોઈ નાપાકી ન લાગી હોય, અને જો નાપાકી લાગી હોય તો નમાઝ તદ્દન થશે નહીં, એટલા માટે નમાઝીના શરીર તથા કપડાંનું મના કરેલ પ્રમાણમાં નાપાકીથી પાક હોવું શર્ત છે. હુઝૂરે અક્દસ ﷺ અને સહાબાએ કિરામની આદત એ જ હતી કે નમાઝના સમયે પગરખાં ઉતારી નાખતા હતા. અબૂ દાઊદમાં હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہથી રિવાયત થયેલ છે કે હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું :–

**اذا صلى احدكم فلا يضع نعليه عن يمينه ولا عن يساره فتكون عن يمين غيره الا ان لايكون عن يساره احد وليضعهما بين رجليه۔**

''જ્યારે તમે લોકો નમાઝ પઢો તો તમારા ચપ્પલો ન તમારી જમણી બાજુ રાખો ન તમારી ડાબી બાજુ કે કોઈની જમણી બાજુ થશે. હા ! એની ડાબી બાજુ કોઈ ન હોય તો ડાબી તરફ રાખો તમારા ચપ્પલો તમારા પગો નીચે રાખો.'' *(૧/૮૬ સલાત)*

મસ્જિદમાં જોડા ચપ્પલ પહેરીને જવું મના છે એટલા માટે કે એ અદબની વિરૂદ્ધ છે. કઈ ચીજ અદબ છે અને કઈ નહીં એનો આધાર આમ રિવાજ (ઉર્ફ) પર છે. આ જમાનામાં ઉર્ફ એ જ છે કે લોકો જે ફલોર (ફર્શ) પર બેસતા હોય ત્યાં જોડા ચપ્પલ લઈને જવાને બેઅદબી સમજે છે.

### સમજૂતી : ૨૬૬

આ હદીષ અને મોક઼ા વિશે વર્ણન થઈ ચૂક્યું છે. કેટલાક લોકોનો ખયાલ હતો કે મોજાઓ પર મસહ સૂરએ માઈદાથી મન્સૂખ થઈ ગયો છે એ શંકાના નિવારણ માટે આ હદીષ ખૂબ જ મજબૂત દલીલ છે. એટલા માટે કે સૂરએ માઈદાનું નુઝૂલ ગઝવએ બની મુસ્તલકના મોક઼ા પર થયું છે જે હિ.સ. ૫ કે ૬માં થયો હતો. અને હઝરત જરીર رضی اللہ عنہ એક ક઼ૌલના આધારે હુઝૂર ﷺના વિસાલથી ૪૦ દિવસ પહેલાં, અને તેહકી઼ક઼ના આધારે રમઝાન હિ.સ. ૧૦માં ઈસ્લામની દૌલતથી માલામાલ થયા. અને તે ફર્માવી રહ્યા છે કે મેં રસૂલુલ્લાહ ﷺને મોજાઓ પર મસહ કરતાં જોયા. તો સાબિત થયું કે મોજાઓ પર મસહ મન્સૂખ (રદ થયેલ) નથી. અબૂ દાઊદમાં આ

حدیث ۲۷۰ :۔ کان اذا صلی فرج بین یدیه

**[હદીષ : ૨૭૦] "સજદામાં બાવડાંને પાસાંથી દૂર રાખો"**

عن عبد الله بن مالك ابن بحينة رضی الله تعالی عنه ان النبی صلی الله تعالی علیه

*"હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને માલિક ઈબ્ને બુહય્ના રضی اللہ عنہથી રિવાયત છે કે નબી ﷺ જ્યારે નમાઝ પઢતા*

وسلم کان اذا صلی فرج بین یدیه حتی یبدو بیاض ابطیه عه

*તો (સજદાઓમાં) પોતાના બંનેવ હાથોને એટલા ફેલાયેલા રાખતા કે બાલની સફેદી જાહેર થઈ જતી."*

*(બુખારી, ૧/૫૬ સલાત, ૧/૧૧૨ અઝાન, મુસ્લિમ, ૧/૧૯૪ સલાત, નિસાઈ, ૧/૧૬૬ સલાત)*

ت ۹۹ :۔ یستقبل باطراف رجلیه القبلة قاله ابو حمید عن النبی صلی الله

**[તઅલીક઼ : ૯૯]** *"તમારા પગોની આંગળીઓ ક઼િબ્લા તરફ રાખો, નબી ﷺથી રિવાયત*

تعالی علیه وسلم عه

*કરતાં આવું અબૂ હમીદીએ કહ્યું." (બુખારી, ૧/૫૬ સલાત, ફ઼દલુલ્ ઈસ્તિક઼બાલિ ક઼િબ્લા)*

## સમજૂતી : ૨૭૦

**અબ્દુલ્લાહ ઈબ્ને માલિક ઈબ્ને બુહય્ના** رضی اللہ عنہ : અહીં માલિક હઝરત અબ્દુલ્લાહના બાપ છે અને બુહય્ના અબ્દુલ્લાહના માતા છે. સામાન્ય દસ્તૂરથી હટીને એ પોતાનાં માં તથા બાપ બંનેની તરફ સંબંધિત છે. અલ્લામા નવવીએ ફ઼ર્માવ્યું કે ક઼િરઅતમાં مالكને તન્વીન (ડબલ ઝેર) પઢવી જોઈએ. અને ઈબ્ને બુહય્નામાં ઈબ્નના અલિફને લખવો પણ જોઈએ. હઝરત અબ્દુલ્લાહ કદ઼ીમુલ ઈસ્લામ (શરૂના મુસલમાન) સહાબી છે. આલિમ ફાઝિલ હતા, હમેશાં રોઝાદાર રહેતા. હઝરત મુઆવિયાના જમાનામાં વિસાલ ફ઼ર્માવ્યો.

**فرج بین یدیه**: થી મુરાદ એ છે કે બાવડાંને પાસાંથી દૂર રાખતા એટલે સુધી કે બગલની સફેદી દેખાય જતી. ઈમામ અબૂ નુએૈમે દલાઈલુન્નબુવ્વતમાં લખ્યું કે બગલની સફેદી હુઝૂર અક઼દસ ﷺની વિશિષ્ટતાઓમાં છે.

## તઅલીક઼ : ૯૯ની સમજૂતી

આ અબૂ હમીદ رضی اللہ عنہ સહાબી છે. એમનું નામ અબ્દુર્રહમાન અથવા મુન્ઝર છે. તેમના પિતાનું નામ સઅદ છે. બની સઅદના વ્યક્તિ અન્સારી સહાબી છે. હઝરત મુઆવિયહ رضی اللہ عنہના યુગ સુધી બાહયાત રહ્યા, એમના જ યુગમાં વિસાલ થયો.

આ એક લાંબી હદીષનો ટુકડો છે જે પ્રકરણ **باب سنة الجلوس**માં વિગતવાર વર્ણન થયેલ છે. અમે ઉપર દર્શાવી ચૂક્યા કે સજદામાં બંનેવ પગોની દસેવ આંગળીઓમાં કમસે કમ એકના પેટનું જમીન પર લાગવું ફ઼ર્ઝ, અને દરેક પગની કમસે કમ ત્રણેવ આંગળીઓના પેટનું લાગવું વાજિબ છે. અને દસેવનું લાગવું સુન્નત. હઝરત ઈમામ બુખારીનો હેતુ અહીં એ છે કે સજદાની હાલતમાં જે જે અંગોનું ક઼િબ્લા તરફ કરવું શક્ય હોય સૌને ક઼િબ્લા તરફ રાખવું જરૂરી છે.

# حدیث ۳۷۳ ایضًا

## [હદીષ : ૨૭૩] "ઈસ્તિક઼બાલે કિ઼બ્લા"

قَالَ سَأَلَ مَيْمُوْنُ بْنُ سِيَاهٍ اَنَسَ بْنَ مَالِكٍ فَقَالَ يَا اَبَا حَمْزَةَ وَمَا يُحَرِّمُ دَمَ الْعَبْدِ وَمَالَهُ

*"મૈમૂન ઈબ્ને સૈયાહે હઝરત અનસને પૂછયું અને કહ્યું, હે અબૂ હમ્ઝા ! બંદાના લોહી અને માલને કઈ ચીજ*

فَقَالَ مَنْ شَهِدَ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاسْتَقْبَلَ قِبْلَتَنَا وَصَلّٰى صَلٰوتَنَا وَاَكَلَ ذَبِيْحَتَنَا

*હરામ કરી આપે છે ? તો ફર્માવ્યું, જે એ વાતની ગવાહી આપે કે અલ્લાહ સિવાય કોઈ મઅબૂદ નથી, અને*

فَهُوَ الْمُسْلِمُ لَهُ مَا لِلْمُسْلِمِ وَعَلَيْهِ مَا عَلَى الْمُسْلِمِ ۔ قَالَ حَدَّثَنَا حُمَيْدٌ قَالَ حَدَّثَنَا

*(નમાઝમાં) અમારા કિ઼બ્લા તરફ મોઢું કરે અને અમારી જેમ નમાઝ પઢે અને અમારું ઝબહ કરેલ ખાય*

اَنَسٌ عَنِ النَّبِیِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ عہ ۔

*તો તે મુસલમાન છે. એના તે જ હક્કો છે જે અન્ય મુસલમાનોના છે." એના પર તે જ જિમ્મેદારીઓ છે*

*જે બીજાઓ પર છે. હુમૈદે કહ્યું અમને હઝરત અનસે નબી ﷺથી રિવાયત કરતા બયાન કર્યું." (બુખારી, ૧/૫૭ સલાત)*

એક હદીષ બીજી હદીષની તફસીર હોય છે. મુરાદ એ છે કે જે ઈમાન લાવ્યા બાદ આપણી જેમ તથા આપણા કિ઼બ્લા પ્રતિ મોઢું કરીને નમાઝ પઢે અને આપણુ ઝબીહા ખાય તે મુસલમાન છે. કેમ કે આપણી જેમ આપણા કિ઼બ્લા તરફ મોઢું કરીને નમાઝ તે જ પઢતું હતું જે મુસલમાન હોતું અને આપણુ ઝબીહા તે જ ખાતુ હતુ જે મુસલમાન હોતું, એટલા માટે કેવળ જાહેરી અમલો પર મુસલમાન હોવાનો હુકમ લગાડવામાં આવ્યો. અહલે કિતાબનો કિ઼બ્લો બયતુલ મુક઼દસ છે અને યહૂદીની નમાઝમાં રુકૂઅ નથી, એ લોકો આપણુ ઝબીહા નથી ખાતા. મુશ્રિકો અને મજૂસી (અગ્નિપૂજકો) નમાઝ જ પઢતા ન હતા. એટલા માટે એ ચીજો મુસલમાનોની ખાસ નિશાની કરી. આના પરથી એહલે કિ઼બ્લાની ઈસ્તિલાહ (બોલી) નીકળી. **અહલે કિ઼બ્લાથી મુરાદ તે લોકો છે જે એ તમામ વાતોને હક઼ કહેતા અને માનતા હોય જે હુઝૂરે અક઼દસ ﷺ અલ્લાહ ﷻની તરફથી લાવ્યા છે, અને જરૂરિયાતે દીનમાંથી કોઈ એકનો પણ ઈન્કાર ન કરતા હોય. જે શખ્સ પોતાને મુસલમાન કહેવડાવે છે અને આપણા કિ઼બ્લાની તરફ મોઢું કરીને નમાઝ પઢે છે પણ જરૂરિયાતે દીનમાંથી કોઈ ચીજનો ઈન્કાર કરે છે તો તે અહલે કિ઼બ્લામાંથી નથી.** સૈયદના ઈમામ અબૂ હનીફા رضی اللہ عنہ ફર્માવે છે, **لانكفر اهل القبلة** "અમે અહલે સુન્નત અહલે કિ઼બ્લાને કાફિર નથી કહેતા." એનાથી મુરાદ એહલે કિ઼બ્લા ઉપરોક્ત દર્શાવેલ અર્થમાં હોય. એટલા માટે કા઼દયાની, રાફઝી, નેચરી, વહાબી વગેરે જેઓ જરૂરિયાતે દીનનો ઈન્કાર કરે છે એમને જરૂર કાફિર કહેવામાં આવશે. અને હઝરત ઈમામે આઝમ رضی اللہ عنہનો ઉપરોક્ત કૌ઼લ તેમને કાંઈ જ ફાયદો કરી શકશે નહીં. કિતાબુલ ઈમાનમાં આવી ગયું છે કે લાઈલાહ ઈલ્લલ્લાહ કલ્મા પાકનું નામ છે એનાથી મુરાદ પૂરો કલ્માએ તૈયેબાહ છે, ત્યાં આ હદીષ પર સંપૂર્ણ ચર્ચા પણ થઈ ચૂકી છે, ફરી દોહરાવવાની જરૂરત નથી.

**قَالَ حَدَّثَنَا حُمَيْدٌ** : આ મળતાપણાના ઉલ્લેખના બે ફાયદા છે. પહેલી સનદમાં કેવળ એ છે કે હુમૈદે એવું કહ્યું કે મૈમૂન બિન સિયાહે હઝરત અનસથી પૂછયું. એમાં એ ખુલાસો નથી કે હુમૈદ એ મજલિસમાં મૌજૂદ હતા અને એમણે ખૂદ એને સાંભળ્યું છે. પણ બીજી સનદમાં એની સ્પષ્ટતા છે કે હુમૈદે આવું કહ્યું. હઝરત અનસે

## حدیث ۲۷۵: صلوٰۃ النبی صلی اللہ تعالیٰ علیہ وسلم فی داخل البیت

**[હદીષ : ૨૭૫] ''કા'બા શરીફની અંદર નમાઝ''**

سَمِعْتُ مُجَاهِدًا قَالَ اُتِيَ ابْنُ عُمَرَ فَقِيْلَ لَهُ هٰذَا رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

''મુજાહિદે કહ્યું હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہماની પાસે કોઈ આવ્યું અને તેણે બતાવ્યું કે રસૂલુલ્લાહ ﷺ

دَخَلَ الْكَعْبَةَ فَقَالَ ابْنُ عُمَرَ فَاَقْبَلْتُ وَالنَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَاَجِدُ بِلَالًا قَائِمًا

કાબાની અંદર તશરીફ લઈ ગયા. ઈબ્ને ઉમરે કહ્યું, આ સાંભળતાં જ હું જ્યારે આગળ વધ્યો તો નબી ﷺ

(પસંદીદા) એ છે કે મક઼ામે ઈબ્રાહીમથી મુરાદ તે મુક઼દ્દસ પથ્થર છે જેના પર ઉભા રહીને હઝરત ઈબ્રાહીમ علیہ السلامએ કાબાનું બાંધકામ કર્યું હતું જેના પર ક઼દમોનાં નિશાન પડી ગયાં હતાં અને આજે પણ સલામત છે. એની દલીલ આ હદીષ છે જે હઝરત અનસ رضی اللہ عنہથી રિવાયત પામી છે કે હઝરત ઉમર رضی اللہ عنہ મક઼ામે ઈબ્રાહીમ પાસેથી પસાર થયા તો હુઝૂર અક઼દસ ﷺથી અર્ઝ કર્યું કે યા રસૂલુલ્લાહ ! આને નમાઝની જગા બનાવી લો ! એના પર આયતે કરીમા નાઝિલ થઈ. *(બુખારી, ૧/૭૫ સલાત, ૨/૬૪૪ તફસીર, બાબ વક઼ાલુલ હમ્દુલિલ્લાહુ વલદા)* આ ક઼ૌલના આધારે **મુસલ્લા**થી મુરાદ નમાઝ પઢવાની જગા છે, એટલે કે મક઼ામે ઈબ્રાહીમ પર નમાઝ પઢો. રહી ગઈ હદીષની વાત તો એમાં નિશ્ચિત છે કે એનાથી મુરાદ એ જ પ્રખ્યાત પથ્થર છે જેના પર હઝરત ઈબ્રાહીમ علیہ السلامનાં ક઼દમોનાં નિશાન છે. અઝરક઼ીએ અખ્બારે મક્કામાં સહીહ સનદોની સાથે વર્ણન કર્યું છે કે જ્યાં અત્યારે મક઼ામે ઈબ્રાહીમ છે ત્યાં હુઝૂર ﷺના જમાનામાં પણ રાખેલો હતો, અને અહીં જ હઝરત સિદ્દીકે અકબર અને ફારૂકે આ'ઝમના દૌરમાં પણ આ જ પ્રમાણે હતો. હઝરત ઉમર رضی اللہ عنہના યુગમાં એકવાર પાણીની રેલ આવી અને એ પથ્થર વહાવીને ખેંચી ગઈ. શોધ કર્યા પછી મક્કા મોઅઝ્ઝમાના નીચે મળ્યો, લોકો તેને ત્યાંથી ઉઠાવી લાવ્યા અને કાબાના પડદામાં બાંધી આપ્યો. જ્યારે હઝરત ઉમર મક્કા મોઅઝ્ઝમાં આવ્યા તો પ્રથમ એ પૂછતાછ કરી કે એ ક્યાં હતો ? જ્યારે યક઼ીની તૌર પર નિશ્ચિત થઈ ગયું કે તે જગા આ છે તો પથ્થર ત્યાં જ રાખ્યો અને તેની આસપાસ ઈમારત બનાવી દીધી ત્યાં આજ સુધી છે. *(ફત્હુલબારી, ૧/૪૧૯)*

**મસાઈલ** : આ હદીષથી સાબિત થઈ ગયું કે ઉમરામાં સઈ વાજિબ છે, ઉમરો કરનાર સફા તથા મરવાની સઈથી પહેલાં એહરામમાં મનાઈ થયેલ કામોમાં પડી શક્તો નથી. દરેક તવાફ પછી બે રકાત પઢવી જોઈએ. આપણે ત્યાં મુસ્તહબ છે. આયતમાં અમ્ર (હુકમ) મુસ્તહબ હોવાના માટે છે. અમુક ઉલમાની નજીક વાજિબ છે, અમુક ઉલમાની નજીક સુન્નત છે. અમુકે કહ્યું કે તવાફ જો વાજિબ છે તો એ પણ વાજિબ છે અને તે સુન્નત છે તો આ પણ સુન્નત છે.

**સમજૂતી : ૨૭૫-૨૭૬**

**પરિપૂર્ણતા** : કિતાબુલ મગ઼ાઝી પ્રકરણ હજ્જતુલ વિદાઅમાં એની વિગત આ પ્રમાણે છે. હઝરત ઈબ્ને ઉમર કહે છે કે ફતહે મક્કાના મોક઼ા પર નબી ﷺ પોતાની ઊંટણી ક઼સ્વા પર સવાર થઈને મસ્જિદે હરામ તશરીફ લાવ્યા. ઓસામાને પોતાની પાછળ બેસાડેલ હતા. હુઝૂરની સાથે બિલાલ, ઉષ્માન, તલ્હા, હુજબી પણ હતા. ઊંટણી બયતુલ્લાહની નજીક બેસાડી અને ઉષ્માનને કહ્યું, ચાવી લાવો ! તે ચાવી લાવ્યા અને કાબાનો દરવાજો ખોલ્યો. હુઝૂર, ઓસામા, બિલાલ અને ઉષ્માન અંદર ગયા. પછી દરવાજો બંધ કરી લેવામાં આવ્યો.

જેટલી હતી. હતીમ કાબાની અંદર હતો જેમાં કેવળ બે રુકન એટલે ખૂણા હતા હતીમની તરફ ગોળ વર્તુળ જેવું હતું. તેની લંબાઈ સત્તાવીસ હાથ હતી. કુરૈશે તેની દીવાલો ઊંચી કરી દીધી અને તેના પર છત નાખી દીધી. ખર્ચાની કમીને કારણે હતીમને બહાર કરી આપ્યો અને કેવળ અઢાર હાથની લંબાઈ રાખી અને ચોખૂણીયા બનાવી દીધો. છત છ થાંભલાઓ પર હતી જેની બે લાઈનો હતી. હુઝૂરે અક્દસ ﷺએ આગલી લાઈનના થાંભલાઓની વચ્ચે નમાઝ પઢી હતી, થાંભલા જમણી તરફ હતા અને એક થાંભલો ડાબી તરફ હતો بین الساریتین علی یسارہ اذا دخلت "જ્યારે તમે કાબામાં દાખલ થાવ તો ડાબા હાથવાળા બંને થાંભલાઓની વચ્ચે." નો આ જ મતલબ નિશ્ચિત છે. તેમજ અબૂ દાઊદ અને મોઅત્તામાં આ જ વિગત વર્ણન થયેલી છે કે હુઝૂરે એક થાંભલો ડાબી તરફ અને બે થાંભલા જમણી તરફ કરી લીધા હતા. બુખારી હજજના પ્રકરણમાં بین العمودین الیمانیین વર્ણન થયેલ છે, તે પણ એનો જ નિર્દેશ કરે છે.

**હુઝૂરે કા'બામાં બે રકાત પઢી :** હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہماની હદીષથી સાબિત છે કે હુઝૂરે અક્દસ ﷺએ ફતહે મક્કાના પ્રસંગે કા'બામાં બે રકાત નમાઝ પઢી, અને એ જ રાજેહ (પસંદીદા) છે. રહી ગઈ હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماની હદીષ જેમાં સ્પષ્ટતા છે કે હુઝૂરે અક્દસ ﷺએ કા'બામાં નમાઝ નથી પઢી કેવળ દુઆઓ જ કરી. એ ક્યાં તો એના લીધે છે કે હઝરત ઈબ્ને અબ્બાસને નમાઝ પઢવાની રિવાયત નથી મળી, અથવા એ કોઈ અન્ય પ્રસંગનું વર્ણન છે. એક સંભાવના એ પણ છે કે હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماની હદીષ અસલમાં હઝરત ઓસામા رضی اللہ عنہથી રિવાયત પામી છે. એ પણ હુઝૂરે અક્દસ ﷺની સાથે કાબામાં ગયા હતા, શક્ય છે કે હઝરત ઓસામા હુઝૂરથી દૂર રહ્યા હોય. દરવાજો બંધ હતો, અંદર અંધારુ હતું, હુઝૂરે ખૂબ જ ટૂંકમાં પઢી હતી, એમણે ન જોયું. હઝરત બિલાલ નજીક હતા એટલે તેમણે જોયું. તદ્ ઉપરાંત ઈલ્મે હદીષના મસ્અલામાં ક઼ાયદો છે કે નકાર પર સાબિતીને અગ્રતા મળે છે. હઝરત ઈબ્ને અબ્બાસની હદીષમાં નફી (નકાર) છે અને હઝરત ઈબ્ને ઉમરની હદીષમાં સાબિતી છે એટલા માટે એને અગ્રતા મળશે. તદ્ ઉપરાંત ખૂદ ઉષ્માન ઈબ્ને તલ્હા અને હઝરત અબૂ હુરૈરહ, હઝરત શયબા બિન ઉષ્માન અને હઝરત અબ્દુર્રહમાન બિન સફવાનથી મરવી છે કે હુઝૂરે અક્દસ ﷺએ કા'બામાં બે રકાત નમાઝ પઢી.

**શંકા અને તેનું નિવારણ :** અલ્બત્ત હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہماની હદીષ પર શંકા છે, ખૂદ તેમનાથી જ આ રિવાયત છે કે ફર્માવ્યું, "હું એ પૂછવાનું ભૂલી ગયો કે હુઝૂરે કેટલી રકાત પઢી ?" જેમ કે બુખારીમાં પેજ–૬૭ અને પેજ–૨૩૧ પર છે. એનો જવાબ એ છે કે અમ્ર બિન અબી શયબા કિતાબે મક્કામાં અબ્દુલઅઝીઝ ઈબ્ને દાઊદના તરીક઼ાથી ખૂદ ઈબ્ને ઉમરથી જ આ રિવાયત કરે છે. તે ફર્માવે છે, મેં હઝરત બિલાલને પૂછયું, હુઝૂરે શું કર્યું ? તો તેમણે કલમાની અને પાછલી આંગળી વડે ઈશારો કર્યો કે બે રકાતો પઢી." (અયની, ૪/૧૩૩) હવે આ રિવાયતોનો ખુલાસો કે હું પૂછવાનું ભૂલી ગયો કે કેટલી રકાતો પઢી, તે એ થયો કે હું ભૂલી ગયો કે તેમની પાસે જીભથી કહેવડાવી લેતો કે બે રકાતો પઢી, ઈશારો કરીને તો તેમણે બતાવ્યું કે બે રકાતો પઢી.

**પ્રકરણથી સામ્યતા :** **بَاب قول الله عزّوجل واتَّخِذُوا مِنْ مَّقَامِ اِبْرَاهِيمَ مُصَلّٰى** એટલે કે અલ્લાહ ﷻના આ ઈર્શાદ "મક઼ામે ઈબ્રાહીમને નમાઝ પઢવાની જગા બનાવો" નું બયાન બિલકુલ સામેની વાત છે. આ પ્રકરણનો મક઼સદ એ છે કે મક઼ામે ઈબ્રાહીમની નજીક નમાઝ પઢવું નિયમ છે.

પ્રથમ હદીષ તો પ્રકરણની તદન મુતાબિક઼ છે કે એમાં સ્પષ્ટપણે વર્ણન થયું છે કે હુઝૂરે તવાફથી ફારિગ થઈને મક઼ામે ઈબ્રાહીમની પાછળ નમાઝ પઢી, બાકીની બે હદીષોમાં કોઈ એવો શબ્દ નથી જે પ્રકરણના મુતાબિક઼ હોય, એટલા માટે શરહ કરનારાઓ (શર્રાહે) ખૂબ જ કોશિશ કરીને સામ્યતા (મળતાપણુ) કાઢયું છે. પરંતુ અમારી નાકિસ રાય એ છે કે જાહેરમાં વર્ણન થયેલ આયતથી એ શંકા ઉપજે છે કે કદાચ હરમે પાકમાં

صَلٰوةٍ صَلَّاهَا صَلٰوةَ الْعَصْرِ وَصَلّٰى مَعَهٗ قَوْمٌ فَخَرَجَ رَجُلٌ مِّمَّنْ صَلّٰى

*સૌ પ્રથમ જે નમાઝ પઢી તે અસરની હતી. હુઝૂરની સાથે લોકોએ પણ નમાઝ પઢી હતી. એમનામાંથી*

مَعَهٗ فَمَرَّ عَلٰى اَهْلِ مَسْجِدٍ وَّهُمْ رَاكِعُوْنَ فَقَالَ اَشْهَدُ بِاللّٰهِ لَقَدْ صَلَّيْتُ مَعَ

*એક સાહબ એક મસ્જિદ પાસેથી પસાર થયા ત્યારે તે લોકો રુકૂઅમાં હતા તો તેમણે કહ્યું, હું અલ્લાહની*

رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ قِبَلَ مَكَّةَ فَدَارُوْا كَمَا هُمْ قِبَلَ الْبَيْتِ

*કસમ ખાઈને ગવાહી આપુ છું કે રસૂલુલ્લાહ ﷺએ મક્કાની તરફ મોઢું કરીને નમાઝ પઢી છે.*

وَكَانَتِ الْيَهُوْدُ قَدْ اَعْجَبَهُمْ اِذْ كَانَ يُصَلِّيْ قِبَلَ بَيْتِ الْمَقْدِسِ وَ اَهْلُ

*એ સાંભળતાં જ તે લોકો જે હાલમાં હતા એ જ હાલમાં બયતુલ્લાહની તરફ ફરી ગયા. અને યહૂદીઓ*

الْكِتَابِ فَلَمَّا وَلّٰى وَجْهَهٗ قِبَلَ الْبَيْتِ اَنْكَرُوْا ذٰلِكَ قَالَ زُهَيْرٌ

*તથા અહલે કિતાબને એ વાત પસંદ ન હતી કે હુઝૂર બયતુલ્લાહ તરફ મોઢું કરીને નમાઝ પઢતા.*

رضی اللہ عنہના ઘરે ઉતારો કર્યો, એ માલિક બિન નઝારના કબીલાથી હતા અને હુઝૂરના દાદનું મોસાળ બની અદીમાં હતું ન કે બની અમ્ર ઈબ્ને સૌફમાં હતું, ન હઝરત ઐયૂબના કબીલામાં હતું. જવાબ સ્પષ્ટ છે કે અદી અને માલિક બંનેવ ભાઈ હતા. એક ભાઈના સંબંધને બીજા ભાઈની પ્રતિ સંબંધિત કરવું આખી દુનિયાનો આમ ઉર્ફ છે.

**હિજરત પહેલાં ક઼િબ્લો** : હિજરતથી પહેલાં હુઝૂરે અક઼દસ ﷺ કઈ બાજુ મોઢું કરીને નમાઝ પઢતા હતા, એના બારામાં ત્રણ ક઼ૌલ (કથનો) છે : એક એ કે કાબાની તરફ મોઢુ કરીને નમાઝ પઢતા હતા, પણ એ મરજૂહ છે. એટલા માટે કે આ કથનની લીધે (તકરારે નસ્ખ) રદ થવાનુ ડબલવાર લાઝિમ થશે. બીજુ એ કે બયતુલ મુક઼દસની તરફ મોઢું કરીને નમાઝ પઢતા હતા, આ વાત વધારે ઉઘાડી નથી. ત્રીજા કથનો હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما વગેરેનાં છે કે એ રીતે નમાઝ પઢતા હતા કે કા'બા તથા બયતુલ મુક઼દસ બંને તરફ મોઢું થાય. એટલે કે કા'બાના દક્ષિણ બાજુ મોઢું કરીને, અને એ જ સહીહ છે. ઈમામ હાકિમ વગેરેએ એને સહીહ દર્શાવ્યું, તેમજ એમાં અને બીજા ક઼ૌલમાં ટકરાવ નથી. આ શારેહીન (શરહ કર્તાઓ)નું કરેલ વર્ણન હતું. આ ખાદિમે એમાં કાંઈક કહેવું છે, એટલા માટે કે પ્રથમ તો ઈમામતે જિબ્રઈલવાળી હદીષના અમુક તરીક઼ામાં **وَكَانَ ذٰلِكَ عِنْدَ بَابِ الْبَيْتِ** છે. *(ફત્હુલબારી, ૧/૧૯૦ સલાત)* હુઝૂરે જિબ્રઈલની સાથે બયતુલ્લાહના દરવાજા પાસે નમાઝ પઢી, અને દરવાજો પૂર્વ બાજુએ છે. બીજુ એ કે ઈબ્ને અબ્બાસની એ રિવાયતથી વિરૂદ્ધ છે જે તબરીએ અલી બિન તલ્હાના વાસ્તાથી વર્ણન કરી છે. તે ફર્માવે છે, જ્યારે હુઝૂરે અક઼દસ ﷺ હિજરત કરીને મદીના આવ્યા તો અલ્લાહે તેમને હુકમ આપ્યો કે બયતુલ મુક઼દસની તરફ મોઢું કરો. *(ઉપર મુજબ, પેજ-૪૨૧)* **فاء** (ફાઅ્) તઅક઼ીબના માટે આવે છે. એનાથી જાણવા મળ્યું કે બયતુલ મુક઼દસની તરફ મોઢું કરવાનો હુકમ મદીના મુનવ્વરા આવ્યા પછી થયો. બીજુ કે સીરતે ઈબ્ને ઈસ્હાક઼, સીરતે ઈબ્ને હિશામ, મવાહિબે લદુન્નિયા, અફઝલુલ્ કુર્રા લિ કુર્રા ઉમ્મુલ કુર્રા, હાશિયા કન્ઝ અલ્લામા સૈયદ અબૂ સઊદ અઝહરી અને હાશિયા દુર્રે મુખ્તાર સૈયદ અહમદ તહતાવીમાં છે : નબી ﷺ આ'લા મક્કા એટલે જબલે હિરા પર કે જિબ્રઈલ હુઝૂરની સમક્ષ શ્રેષ્ઠ ખુશ્બુની સાથે બેહતરીન શક઼લમાં જાહેર થયા અને અર્ઝ કરી, હે મુહમ્મદ ! અલ્લાહ جل جلاله આપને સલામ કરે છે અને આપને ફર્માવે છે કે આપ તમામ જિન તથા માણસો પ્રતિ રસૂલ છો તેમને લાઈલાહ

મર્કઝ છે જેથી પોતાના ઈજતેહાદથી કા'બાની તરફ મોઢું કરીને નમાઝ પઢતા, પછી મક્કામાં જ અથવા મદીનાપાકમાં બયતુલ મુક઼દસની તરફ મોઢું કરીને નમાઝનો હુકમ થયો તે એ પ્રસંગે મન્સૂખ થઈ ગયો. તદ્ ઉપરાંત ઈબ્ને અરબીએ કહ્યું, ત્રણ ચીજોમાં નસ્ખ (રદ થવું) બે વાર થયું : ક઼િબ્લાના નિશ્ચિત થવામાં, મુતઆ, દેશી ગધેડાઓનું હરામ હોવું. અબુલ અબ્બાસ ગઝનીએ કહ્યું, આ ક્રમની ચોથી કડી આગ પર પાકેલી ચીજોના ખાવાથી વુઝૂ પણ છે. એટલે સામાન્ય ક઼ાયદાથી આ ત્રણ કે ચાર ચીજો અપવાદ છે. *(ઉપર મુજબ)*

**سِتَّةَ عَشَرَ شَهْراً اَوْ عشَرَ شَهْراً** : ક઼િબ્લાની બદલી હિજરતના કેટલા દિવસો પછી થઈ એના બારામાં છ કથનો છે : બે વરસ સત્તર મહિના, સોળ મહિના, દસ મહિના, નવ મહિના, બે મહિના પછી. મહિનો કયો હતો ? એના બારામાં ચાર કથનો છે : જમાદીઉલ આખર, રજબ, શાબાન, ઝીલ ક઼અદા. સહીહ અને રાજેહ (પસંદીદા) એ છે કે હિજરતના સોળ મહિના ત્રણ દિવસ પર પંદર રજબ સોમવારે ક઼િબ્લાની તબદીલી થઈ. એ જ ઈમામ અહમદે ઈબ્ને અબ્બાસથી રિવાયત કરી. ઈમામ વાકેદ઼ીએ ફર્માવ્યું, આ જ અધિક સાબિત છે. અલ્લામા અયની અને અલ્લામા ઈબ્ને હજરે એને સહીહ કહ્યું. એના પર જમહૂર બહુમતિનો જઝમ (યક઼ીન) છે સહીહ ક઼ૌલના આધારે હુઝૂરે અક઼દસ ﷺ ૨૮ રબીઉલ અવ્વલના રોજ મક્કાથી નીકળ્યા. ત્રણ દિવસ ગારે ષૌરમાં રહ્યા. ૧૫મા દિવસે સોમવારે ૧૨ રબીઉલ અવ્વલના રોજ બપોરની નજીક મદીના મુનવ્વરા પહોંચ્યા. ૨૪ દિવસ કુબામાં રોકાણ કર્યું. ૨૪ દિવસ પછી જુમ્આના રોજ મદીના તશરીફ લાવ્યા. રસ્તામાં બની સાલિમના મહોલ્લામાં જુમ્આનો સમય થઈ ગયો ત્યાં જ જુમ્આની નમાઝ અદા ફર્માવી. અને એક વરસ પછી ૧૫ રજબના રોજ ઝોહરની નમાઝમાં અયન નમાઝની હાલતમાં જ્યારે કે બે રકાત નમાઝ થઈ ચૂકી હતી ક઼િબ્લાની તબદીલીની આયત નાઝિલ થઈ. ૧૬ તથા ૧૭ મહિનાનો રદિયો હઝરત બરાઅ رضی اللہ عنہ ની અમુક રિવાયતોમાં છે. આ રદિયો એમના તરફથી જ છે જેમ કે અયનીમાં છે. પણ નિસાઈમાં છે કે એ શક સુફયાનને થયો. *(શક્કે સુફયાન, પેજ-૮૫)* એમનાથી જ સહીહ અબૂ અવાના, મુસ્લિમમાં અબુલ અહવસની રિવાયતમાં અને નિસાઈમાં અબૂ ઝકરિયા બિન ઝાઈદા અને શરીકની રિવાયતમાં વિના ફેરબદલ **ستہ عشر شهرا** છે. બારીક દષ્ટિથી જોતાં એ બંનેમાં ટકરાવ પણ નથી. રબીઉલ અવ્વલ અને રજબ બંનેને મિલાવીએ તો ૧૭ મહિના થાય છે અને એકને છોડી દઈએ તો જેવું કે હોવુ જોઈએ તો ૧૬ થાય છે. સામાન્યઃ આ બંને તરીક઼ા રિવાજ પામેલા છે. મોઅત્તામાં છે, બદરથી બે તબદીલી રજબમાં જ થઈ, કેવળ બે દિવસનો ફરક઼ છે એ ફરક઼ કોઈ નોંધપાત્ર નથી. મદીના પાકમાં હુઝૂર ﷺ રબના હુકમથી બયતુલ મુક઼દસની તરફ મોઢુ કરીને નમાઝ પઢતા હતા, જેમ કે તબરી *(ફત્હુલબારી, ૧/૪૨૧)* વગેરેએ હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત કરી છે. **امره الله ان يستقبل بيت المقدس** અલ્લાહ ﷻ એ એ હુકમ આપ્યો કે બયતુલ મુક઼દસની તરફ મોઢું કરે, એમાં યહૂદીના દિલને ખુશ કરવું પણ હતું, પણ કેમ કે ઈસ્લામ મિલ્લતે ઈબ્રાહીમ છે એટલા માટે દિલી આરઝૂ એ હતી કે ક઼િબ્લો કાબા હોત, એમાં અરબવાસીઓ માટે એક આકર્ષણ પણ હતું. મોટાભાગે નમાઝની હાલતમાં આસ્માનની તરફ આશાવાદી નજર સાથે જોતા રહેતા. અલ્લાહ ﷻ ને સારી રીતે ખબર હતી કે મહબૂબની દિલી તમન્ના શું છે. એકવાર જિબ્રઈલે આસ્માનની તરફ જતાં જતાં આ મહબૂબના અદા જોઈ લીધી, એના પર આ આયતે કરીમા ચાલુ નમાઝની હાલતમાં નાઝિલ થઈ. *(ઈબ્ને માજહ, ઈક઼ામતુસ્સલાત બાબુલ ક઼િબ્લા-૭૨)*

**قَدْنَرٰى تَقَلُّبَ وَجْهِكَ فِى السَّمَآءِ فَلَنُوَلِّيَنَّكَ قِبْلَةً تَرْضٰهَافَوَلِّ وَجْهَكَ شَطْرَا الْمَسْجِدِ الْحَرَ امِ**

" તમારું આસ્માન તરફ વારંવાર જોવાને અમે જોઈ રહ્યા છીએ. અમે જરૂર તમને એ ક઼િબ્લાની તરફ ફેરવી દઈશું જે તમને પસંદ છે. તો તમારું મોઢું ક઼િબ્લાની તરફ કરી લો." *(બક઼રહ)*

**صَلوٰةُ الْعَصْرِ સલાતુલ અસ્ર** : આ ક઼િબ્લાની તબદીલી કઈ નમાઝ અને કઈ મસ્જિદમાં થઈ ? બુખારીની રિવાયતથી માલૂમ પડે છે કે અસ્રની નમાઝમાં થઈ. મવાહિબે લદુનિયા તેની શરહ ઝુર્કાની (૧/૪૦૦)માં છે

وَسَلَّمَ يُصَلِّي عَلٰى رَاحِلَتِهٖ حَيْثُ تَوَجَّهَتْ بِهٖ فَاِذَا اَرَادَ الْفَرِيْضَةَ نَزَلَ

નમાઝ (નફલ) પઢી રહ્યા હતા, જે તરફ પણ તે હુઝૂરનું મોઢું કરેલી હોય. જ્યારે જ્યારે ફર્ઝનો ઈરાદો કરતા

فَاسْتَقْبَلَ الْقِبْلَةَ - عه -

તો ઉતરતા અને કિબ્લાની તરફ મોઢું કરીને નમાઝ પઢતા."

(બુખારી, ૧/૫૮ સલાત ૧/૧૪૮ તકસીરુસ્લાત, ૨/૫૯૩ મગાઝી, બાબે ગઝ્વાતુન્નબી અલ્મુસ્તલક઼)

## حدیث ۲۷۹ :- اَنْسٰی کَمَا تَنْسَوْنَ -

**[હદીષ : ૨૭૯] "નમાઝમાં ભૂલ થવી"**

عَنْ عَبْدِ اللّٰهِ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ صَلَّى النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ قَالَ

"હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ رضی اللہ عنہما થી રિવાયત છે કે નબી ﷺ એ નમાઝ પઢી.

اِبْرَاهِيْمُ لَا اَدْرِيْ زَادَ اَوْ نَقَصَ، فَلَمَّا سَلَّمَ قِيْلَ لَهٗ يَا رَسُوْلَ اللّٰهِ ، اَحَدَثَ

ઈબ્રાહીમ નખઈએ કહ્યું, મને નથી ખબર કે વધારે કર્યું હતું કે ઓછું, જ્યારે સલામ ફેરવી તો અર્ઝ કરવામાં

فِي الصَّلٰوةِ شَيْءٌ قَالَ وَمَا ذَاكَ ، قَالُوْا صَلَّيْتَ كَذَا وَكَذَا ، فَثَنّٰى رِجْلَيْهِ وَ

આવી, યા રસૂલલ્લાહ ! શું નમાઝમાં કોઈ નવી વાત ઉપસ્થિત થઈ છે ? ફર્માવ્યું, શું વાત છે ?! લોકોએ અર્ઝ

૨. એ પણ જરૂરી નથી કે તેહરીમા બાંધતી વખતે કિ઼બ્લા તરફ મોઢું હોય.

૩. એ શર્ત છે કે કસરની મુદ્દત પર સફરના માટે નીકળ્યો હોય.

૪. આ હાલતમાં જે તરફ સવારીનું મોઢું છે, એ તરફ મોઢું નહીં હોય તો નમાઝ થશે નહીં.

### સમજૂતી : ૨૭૯

આ બનાવ ઝોહરની નમાઝમાં થયો હતો (બુખારી, ૧/૫૮ સલાત) અને ચારને બદલે પાંચ પઢી લીધી હતી. આપણો મઝહબ એ છે કે નમાઝમાં વાત કરવી મુત્લક઼ન (વિના અપવાદ) નમાઝ તોડનાર છે, ચાહે તે દુનિયવી વાત હોય કે દીની વાત હોય, નમાઝની સુધારણા માટે હોય કે અન્ય કાંઈ. જેમ કે ખૂદ હુઝૂરે અક઼દસ ﷺ એ ફર્માવ્યું, **ان هذه الصلوٰة لا يصلح فِيها شئ من كلام۔ الناس انما هوالتسبيح والتكبير وقرأة القراٰن۔** "નમાઝમાં કોઈ પણ પ્રકારની વાત દુરુસ્ત નથી, નમાઝ કેવળ તસ્બીહ, તકબીર અને કુર્આનની તિલાવત છે." *(મુસ્લિમ ૧/૨૦૩ મસાજિદ, અબૂ દાઊદ ૧/૧૩૪ સલાત, નિસાઈ, ૧/૧૭૮ સલાત)*

જો નમાઝમાં ભૂલ થઈ જાય તો એના બારામાં ફર્માવ્યું :–

**ايها الناس مالكم حين نابكم شى فى الصلوٰة اخذتم فى التصفيق انما التفيق للنساء من نابه شى فى صلوٰته فليقل سبحان الله فانه لا يسمعه احد حين تقول سبحان الله الا التفت۔**

"હે લોકો ! જો નમાઝમાં કાંઈ થઈ જાય છે તો તમે લોકો તાલી કેમ બજાવવા લાગો છો ? તાલી કેવળ સ્ત્રીઓ

ت ۱۰۰ :۔ وَقَدْ سَلَّمَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ فِیْ رَکْعَتَیِ الظُّہْرِ

[તઅલીક઼ : ૧૦૦] "અને નબી ﷺએ ઝોહરની નમાઝમાં બે રકાત પર સલામ ફેરવી દીધી.

وَ اَقْبَلَ عَلَی النَّاسِ بِوَجْهِہٖ ثُمَّ اَتَمَّ مَا بَقِیَ -

અને લોકોની તરફ પોતાનો ચહેરો મુબારક કરી લીધો હતો ત્યાર બાદ બાકીની પૂરી કરી."

પહેલાં સલામ ફેરવે પછી સજદએ સહ્વ કરે.

એ પણ સાબિત થયું કે સલામ બાદ જો એવા સહ્વ પર માહિતી મળી જેનાથી સજદએ સહ્વ વાજિબ થઈ જાય છે અને સલામ પછી કાંઈ એવી વાત નથી જોવા મળી જે નમાઝથી વિરૂદ્ધની હોય તો સજદએ સહ્વ કરે, અને જો નમાઝના વિરૂદ્ધ કોઈ કામ જોવા મળે તો નમાઝ દોહરાવવી વાજિબ છે.

## તઅલીક઼ : ૧૦૦ની સમજૂતી

આ તઅલીક઼ પ્રખ્યાત હદીષ ઝૂલ્યદૈનનો ટુકડો છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદની હમણા ગુજરેલી હદીષમાં જે બનાવ વર્ણન થયેલ છે તે અલગ છે અને આ હદીષમાં જે વર્ણન છે તે અલગ છે. એમાં એ છે કે પાંચ રકાત પઢી લીધી હતી અને આમાં એ છે કે બે રકાત પર સલામ ફેરવી હતી.

**પ્રકરણનો ખુલાસો** : અહીં ઈમામ બુખારીએ એ પ્રકરણ રચ્યું છે :–

باب ماجاء فی القبلة ومن لم یر الا عادة علٰی من سهیٰ فصلّٰی الٰی غیر القبلة "એનું વર્ણન કે કિ઼બ્લાના બારામાં શું શું આવેલું છે ? અને જેણે ભૂલીને કિ઼બ્લા સિવાય કોઈ અન્ય બાજુ મોઢું કરીને નમાઝ પઢી લીધી એ નમાઝને દોહરાવવાને જે વાજિબ ન જાણે." એટલે જો કોઈ શખ્સ ભૂલથી કિ઼બ્લા સિવાય કોઈ અન્ય દિશામાં મોં કરીને નમાઝ પઢી લે તો નમાઝ થઈ જશે. એ નમાઝને દોહરાવવાની જરૂરત નથી. ઈમામ બુખારીએ એને મુત્લક઼ (બિન શરતી) રાખ્યું. હનફીઓને ત્યાં આ હુકમ એ શરતની સાથે છે કે કિ઼બ્લાની સાચી દિશાની તેને જાણ ન હોય અને કોઈ બતાવનાર પણ ન હોય. અને તે ધારણા કરીને નિશ્ચિત કરીને નમાઝ પઢે એટલે ખૂબ જ વિચાર કરે અને જે તરફ દિલ જામે એ બાજુ મોઢુ કરીને નમાઝ પઢે.

**સામ્યતા** : અલ્લામા અયનીએ ફર્માવ્યું, પ્રકરણ સાથે આ તઅલીક઼ની સામ્યતા એ હિસ્સા સાથે છે કે સલામ ફેરવીને હુઝૂરે અક઼દસ ﷺએ કિ઼બ્લાથી મોઢું ફેરવીને નમાઝીઓ તરફ કરી લીધું હતું પછી એના પર બિના (જ્યાંથી નમાઝ છૂટી ત્યાં શરૂ) કરીને બાકીની નમાઝ પૂરી કરી લીધી. જેનાથી જાણવા મળ્યું કે એ સમયે પણ નમાઝમાં જ હતા. અને જાહેર છે કે એ કૃત્ય ભૂલથી થયું હતું. જેથી જણાયુ કે નમાઝમાં ભૂલથી કિ઼બ્લા સિવાય કોઈ અન્ય બાજુ મોં થઈ જાય તો નમાઝ થઈ ગઈ, દોહરાવવાની જરૂરત નથી.

**હું કહું છું** : આ બનાવમાં કિ઼બ્લાથી ફરવું ભૂલથી નહીં પણ ઈરાદાપૂર્વક હતું. એના આધારે કે નમાઝ પૂરી થઈ ગઈ. એટલા માટે પ્રકરણની સામ્યતાની આ તક઼રીર દુરુસ્ત નથી, હકી઼ક઼તમાં આ તઅલીક઼ને પ્રકરણના પ્રથમ હિસ્સા સાથે સામ્યતા છે.

એટલે કે કિ઼બ્લાના બારામાં શું શું નકલ થયેલ છે. અને જાહેર છે કે કિ઼બ્લાના સંબંધે બાબતોની એક કડી આ પણ છે. આ તઅલીક઼થી સાબિત થયું કે જે નમાઝો પછી સુન્નતો છે એમાં ઈમામ સલામ પછી કિ઼બ્લાથી ફરે.

**કેટલીવાર ભૂલ થઈ** : આખા જીવન મુબારકમાં હુઝૂર ﷺથી નમાઝમાં પાંચવાર સહ્વ થયો : પ્રથમવાર ઝોહરની નમાઝમાં, અથવા અમુક રિવાયતમાં અસરની નમાઝ પાંચ રકાતો પઢી. જેમ કે ઈબ્ને

لَوِاتَّخَذْنَا مِنْ مَّقَامِ اِبْرَاهِيْمَ مُصَلًّى " فَنَزَلَتْ " وَاتَّخِذُوْا

ત્રણ વાતોમાં સરખાપણુ કર્યું : મેં કહ્યું, જો આપણે મક઼ામે ઈબ્રાહીમને નમાઝની જગા બનાવી લઈએ. એના

مِنْ مَّقَامِ اِبْرَاهِيْمَ مُصَلًّى ،، وَاٰيَةُ الْحِجَابِ '

પર આયત નાઝિલ થઈ, "અને મક઼ામે ઈબ્રાહીમને નમાઝની જગા બનાવી લો." અને પર્દાની આયતમાં : મેં

قُلْتُ يَارَسُوْلَ اللّٰهِ لَوْاَمَرْتَ نِسَاءَكَ اَنْ يَّحْتَجِبْنَ فَاِنَّهٗ '

અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! આપ આપની પત્નીઓને પર્દાનો હુકમ આપી દેતા

يُكَلِّمُهُنَّ الْبَرُّ وَالْفَاجِرُ فَنَزَلَتْ اٰيَةُ الْحِجَابِ وَاجْتَمَعَ نِسَاءُ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

કેમ કે તેમની સાથે સારા અને બુરા વાત કરે છે. એના પર આયતે હિજાબ ઉતરી અને નબી ﷺની

લખવાનું શીખવાડી આપે. *(મુસ્નદે ઈમામ અહમદ ઈબ્ને હંબલ, ૧/૨૪૮)* હઝરત ઝયદ બિન ષાબિતે એ રીતે લખવાનું શીખ્યું હતું. *(તબક઼ાતે ઈબ્ને સઅદ)* એના પર હઝરત ઉમરના સમર્થનમાં આ આયત ઉતરી *(મુસ્લિમ, ૨/૯૩ જેહાદ)* :–

**مَاكَانَ لِنَبِيٍّ اَنْ يَّكُوْنَ لَهٗ اَسْرٰى حَتّٰى يُثْخِنَ فِى الْاَرْضِ تُرِيْدُوْنَ عَرَضَ الدُّنْيَا وَاللّٰهُ يُرِيْدُ الْاٰخِرَةَ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ـ لَوْلَا كِتَابٌ مِّنَ اللّٰهِ سَبَقَ لَمَسَّكُمْ فِيْمَا اَخَذْتُمْ عَذَابٌ عَظِيْمٌ**

"નબીના માટે મુનાસિબ ન હતું કે તે કાફિરોને કેદી બનાવે જ્યાં સુધી જમીનમાં ખૂબ ખૂન ન વહાવી લે. (હે મોમિનો !) તમે દુનિયાનો માલ ચાહો છો અને અલ્લાહ આખેરત ચાહે છે. અને અલ્લાહ અધિક્તર હિકમતવાળો છે. જો અલ્લાહના તરફથી આ લખાણ ન થઈ ચૂક્યું હોત તો તમે જે કેદીઓથી માલ લીધો એના પર ભારે અઝાબ આવત." *(અન્ફાલ)*

**પાંચમી શરાબની હુર્મત (હરામ હોવા)ના બારામાં** : હઝરત ઉમરે એવી વિનંતિ કરી **اللهم بين لنا فى الخمر بيانا شافيا** "હે અલ્લાહ ! શરાબના બારામાં સ્પષ્ટ બયાન ફર્માવી આપ ! એના પર એનું હરામ હોવું નાઝિલ થયું." *(અબૂ દાઊદ, ૨/૧૬૧ અશ્ર્બા, બાબે તહરીમે ખિમ્ર, નિસાઈ, ૨/૩૨૨, એવું જ તિર્મિઝી, ૨/૧૩૦ તફસીરે સૂ. માઈદા)*

**છઠ્ઠી** : જ્યારે આ આયતે કરીમા નાઝિલ થઈ **وَلَقَدْ خَلَقْنَا الْاِنْسَانَ مِنْ سُلٰلَةٍ مِّنْ طِيْنٍ ـ ثُمَّ اَنْشَاْنٰهُ خَلْقًا** સુધી "અમે માણસને ચૂંટી કાઢેલી માટીમાંથી પેદા કર્યો ત્યાર બાદ તેને નવી સૂરતમાં બનાવી આપ્યો." આ સાંભળતાં જ હઝરત ઉમરે અનાયાસે કહ્યું, **فَتَبٰرَكَ اللّٰهُ اَحْسَنُ الْخٰلِقِيْنَ** (મુઅ્મિનૂન) ત્યાર બાદ આ હિસ્સો નાઝિલ થયો. *(અયની ૨/૧૪૪, ઈબ્ને અબી હાતિમ ફીતફીરા તારીખુલ ખુલફ઼ા–૭૮)* તો અલ્લાહ ખૂબ જ બરકતવાળો છે સૌથી બેહતર બનાવવાવાળો છે."

**સાતમી** : એ કે એક યહૂદીએ હઝરત ઉમરને કહ્યું જિબ્રઈલ જે તમારા સાહબને શીખવાડે છે તે અમારા દુશ્મન છે. હઝરત ઉમરે ફર્માવ્યું, **مَنْ كَانَ عَدُوًّا لِّلّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَرُسُلِهٖ وَجِبْرِيْلَ وَمِيْكٰلَ فَاِنَّ اللّٰهَ عَدُوٌّ لِّلْكٰفِرِيْنَ** "જે અલ્લાહ અને તેના ફરિશ્તાઓ અને તેના રસૂલોનો દુશ્મન હોય, અલ્લાહ તે કાફિરોનો દુશ્મન છે." આ જ શબ્દોમાં કુર્આન મજીદ નાઝિલ થયું. *(તારીખુલ ખુલફ઼ા બહવાલા તફસીરે ઈબ્ને અબી હાતિમ વ ઈબ્ને જરીર વગેરે–૮૮)*

**આઠમી** : પહેલાંની શરીઅતોમાં રોઝાના દિવસોમાં ઈશા બાદ રાતમાં પણ ખાવા, પીવા, સંભોગ મના

اَنْ یُّبْدِلَهٗۤ اَزْوَاجًا خَیْرًا مِّنْكُنَّ مُسْلِمٰتٍ فَنَزَلَتْ هٰذِهِ الْاٰیَةُ عـه -

*જો હુઝૂર તમને તલાક઼ આપી દે તો તેમનો રબ તેમને તમારા બદલે તમારાથી સારી પત્નીઓ અતા કરશે જે આજ્ઞાંકિત હશે. તો આ આયત નાઝિલ થઈ."*

*(બુખારી, ૧/૫૮ સલાત–બાબ માજાઅ ફિલ કિ઼બ્લા, ૨/૬૪૪ તફસીર સૂરએ બક઼રહ, ૨/૭૦૬ તફસીર સૂરએ અહ઼ઝાબ, ૨/૭૩૧ ષાની તફસીર સૂરએ તહરીમ, તિર્મિઝી, ૨/૧૨૦ તફસીર સૂરએ બક઼રહ, ઈબ્ને માજહ, સલાત–બાબુલ કિ઼બ્લા–૭૨)*

જ્યારે જનાઝાની નમાઝના માટે ઉભા થયા તો હઝરત ઉમરે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! અલ્લાહના દુશ્મન ઈબ્ને ઉબયની જનાઝાની નમાઝ પઢશો ? એણે આવું આવું કહ્યું છે ! આ મુનાફિક઼ છે. હુઝૂરે છતાં પણ એની જનાઝાની નમાઝ પઢાવી. થોડીક જ વારમાં આયતે કરીમા નાઝિલ થઈ :–

**وَلَا تُصَلِّ عَلٰۤی اَحَدٍ مِّنْهُمْ مَّاتَ اَبَدًا وَّلَا تَقُمْ عَلٰی قَبْرِهٖ** "એમનામાંથી કોઈ મૃત્યુ પામે તો તેમની જનાઝાની નમાઝ કદી પણ પઢશો નહીં, અને ન તેની ક઼બર પર ઉભા રહેશો." *(સૂ. તૌબા–૮૪)–બુખારી, ૧/૧૮૨ જનાઈઝ*

**અગ્યારમી** : હુઝૂરે અક઼દસ ﷺ અમુક મુનાફિક઼ો માટે ઈસ્તિગફાર કરતા હતા. એના પર હઝરત ઉમરે અર્ઝ કર્યું, **سَوَآءٌ عَلَیْهِمْ** સૌ સરખુ છે ! એના પર આ આયતે કરીમા નાઝિલ થઈ :–

**سَوَآءٌ عَلَیْهِمْ اَسْتَغْفَرْتَ لَهُمْ اَمْ لَمْ تَسْتَغْفِرْ لَهُمْ لَنْ یَّغْفِرَ اللّٰهُ لَهُمْ۔** "તમે એમના માટે મગફેરત ચાહો કે ન ચાહો સરખુ જ છે, અલ્લાહ તેમને કદી પણ બખ્શશે નહીં." *(મુનાફિકૂન–૬) તારીખુલ ખુલફા બહવાલા તિબ્રાની–૮૮*

**બારમી** : ગઝવએ બદરના પ્રસંગે જ્યારે અબૂ સુફયાન પોતાના વેપારી કાફલાને બચાવીને નીકળી ગયા અને અબૂ જહલની લશ્કરની સાથે આવવાની ખબર મળી તો હુઝૂર ﷺએ અબૂ જહલના મુક઼ાબલાના બારામાં મશ્વરો કર્યો. અમુક સહાબાએ એવી રાય આપી કે મુક઼ાબલો ન કરવો જાઈએ, આપણે કાફલાના માટે આવ્યા હતા, તૈયારી પણ નથી, સંખ્યા પણ ઓછી છે. પણ હઝરત અબૂબક્ર તથા ઉમરે મુક઼ાબલાના માટે આગળ વધવાનો મશ્વરો આપ્યો. એના પર આ આયતે કરીમા નાઝિલ થઈ :–

**كَمَاۤ اَخْرَجَكَ رَبُّكَ مِنْۢ بَیْتِكَ بِالْحَقِّ وَاِنَّ فَرِیْقًا مِّنَ الْمُؤْمِنِیْنَ لَكٰرِهُوْنَ** "જેવી રીતે તમને તમારા રબે તમારા ઘરોએથી કાઢયા અને મોમિનોનો એક ગિરોહ તેને પસંદ કરતો ન હતો." *(સૂ. અન્ફાલ–૫, તારીખે ખુલફા–૮૮)*

**તેરમી** : ઈફક઼ના બનાવના પ્રસંગે હુઝૂરે અક઼દસ ﷺએ સહાબાથી મશ્વરો કર્યો તો હઝરત ઉમરે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! આઈશાની સાથે કોણે આપની શાદી કરી છે ? ફર્માવ્યું, અલ્લાહે ! અર્ઝ કરી, શું હુઝૂરનું ગુમાન એ છે કે અલ્લાહ તેમના અયબને છુપાવી રાખશે. **سُبْحٰنَكَ هٰذَا بُهْتَانٌ عَظِیْمٌ** "ઈલાહી તારા માટે પાકી છે, આ ભારે આક્ષેપ છે." ત્યાર બાદ એ કલમા નાઝિલ થયા. *(અયની, ૪/૧૪૨)*

**ચૌદમી** : હઝરત ઉમર પોતાના મકાન પર સૂઈ રહ્યા હતા એવામાં તેમનો ગુલામ અંદર આવ્યો. એના પર હઝરત ઉમરે અર્ઝ કરી, હે અલ્લાહ ! વિના ઈજાઝત અંદર આવવાને હરામ કરી આપ ! એના પર આયતે **اِستِیذا ان** (ઈસ્તીઝાન) નાઝિલ થઈ. *(તારીખે ખુલફા–૮૮)*

**પંદરમી** : એક શખ્સે અબૂ દરદા رضی اللہ عنہને કહ્યું, હે ક઼ારીઓ ! તમારો શો હાલ છે ! જ્યારે તમને સવાલ કરવામાં આવે છે ત્યારે તમે બુઝદિલી અને કંજૂસાઈ કરો છો અને જ્યારે ખાવા બેસો છો તો મોટા મોટા કોળિયા ઉડાવો છો ! હઝરત અબૂ દરદા તો ખામોશ રહ્યા, પણ જ્યારે હઝરત ઉમરને ખબર થઈ તો તેની બોચી પકડીને હુઝૂરે અક઼દસ ﷺની ખિદમતમાં લાવ્યા. હુઝૂરે અક઼દસ ﷺએ તેને પૂછયું તો તેણે કહ્યું, મેં આમ જ મઝાક઼માં કહ્યું હતું. એના પર આ આયતે કરીમા નાઝિલ થઈ : **وَلَئِنْ سَاَلْتَهُمْ لَیَقُوْلُنَّ اِنَّمَا كُنَّا نَخُوْضُ وَنَلْعَبُ** "જો તમે

**ઓગણીસમી** : હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી રિવાયત થયેલ છે કે એક પ્રસંગે એક શખ્સ હુઝૂરની ખિદમતમાં આવ્યો અને મોડે સુધી બેસી રહ્યો. હુઝૂરે અક્દસ ﷺ કેટલીયે વાર ઉઠયા જેથી તે હુઝૂરની નાપસંદીને સમજી છે અને પાછો જતો રહે, પણ તે બેઠેલો રહ્યો. એટલામાં હઝરત ઉમર આવ્યા અને હુઝૂરે અકરમ ﷺની નારાજગીને અનુભવી અને તેને કહ્યું, તમે રસૂલુલ્લાહને તકલીફ આપી ! એના પર એ સમજ્યો અને ઉઠીને જતો રહ્યો. હઝરત ઉમરે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! આપ પર્દાનો હુકમ આપી દેત તો ઘણુ જ સારું હતું. એના પર આ આયત નાઝિલ થઈ : **يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَدْخُلُوْا بُيُوْتَ النَّبِيِّ اِلَّا اَنْ يُّؤْذَنَ لَكُمْ ـ ـ ـ ـ وَاللّٰهُ لَا يَسْتَحْيٖ مِنَ الْحَقِّ ـ** "હે ઈમાનવાળાઓ ! નબીના ઘરોમાં ન જાવ જ્યાં સુધી તમને ઈજાઝત ન આપવામાં આવે. દા.ત. ખાવા માટે બોલવવામાં આવે ન એ કે પાકવાની રાહ જુઓ. પછી જ્યારે ખાઈ રહો તો ચાલ્યા જાવ, ન કે બેઠા રહી વાતોમાં દિલ બેહલાવો. બેશક ! આ નબીને તકલીફ પહોંચાડે છે. એ તમારો લેહાઝ કરે છે અને અલ્લાહ હક્ક્ વાત દર્શાવવાથી હયા નથી કરતો." *(અહઝાબ–૫૩) (ઈઝાલતુલ ખિફાઅ્ ૧/૪૮૫)*

**વીસમી** : હઝરત જાબિર رضی اللہ عنہ એ ફર્માવ્યું, જ્યારે સૂરએ વાકિ઼આની આ આયત નાઝિલ થઈ **ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَقَلِيْلٌ مِّنَ الْاٰخِرِيْنَ** આગલામાંથી એક ગિરોહ અને પાછલામાંથી થોડા એટલે કે, "જન્નતમાં આગલી ઉમ્મતના લોકો વધારે અને આ ઉમ્મતના કમ તથા થોડા." એ સહાબાએ કિરામને ખૂબ કઠિન લાગ્યું. હઝરત ઉમરે હુઝૂરની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! આગલા વધુ અને અમે થોડા ! આ સાંભળીને હુઝૂરે અક્દસ ﷺ ખામોશ રહ્યા. સાલભર પછી સૂરએ વાકિ઼આનો અંતિમ ભાગ નાઝિલ થયો તો એમાં આયત પણ ઉતરી : **ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَثُلَّةٌ مِّنَ الْاٰخِرِيْنَ** "આગલાથી એક ગિરોહ અને પાછલાથી એક ગિરોહ." જ્યારે આ આયત ઉતરી તો હુઝૂરે અક્દસ ﷺ એ હઝરત ઉમરને બોલાવ્યા અને ફર્માવ્યું, આ બશારત સાંભળી લો ! હઝરત આદમથી લઈને મારા સુધી એક ગિરોહ છે અને મારી ઉમ્મત એક ગિરોહ. આપણો ગિરોહ પહેલાંઓના સમાન ત્યાં સુધી નહીં થાય જ્યાં સુધી સૂડાનના હબ્શી ઊંટ ચડાવનારાઓને પણ આપણે આપણા ગિરોહમાં સામેલ ન કરી લઈએ કે તેઓ પણ તૌહીદની શહાદત આપે. *(તારીખુલ ખુલફા બ હવાલા ઈબ્ને અબી હાતિમ વ ઈબ્ને મરદવયહ્–૮૮)*

આ વીસ માફક વાતો (મુવાફિક઼ત) અધિક તલાશ કરવામાં આવે તો આ સંખ્યા વધી શકે છે, મેં એકવાર એની કોશિશ કરી તો ૨૫ મુવાફિક઼તો મળી. મને તે સૌ યાદ ન રહી, અને જે લખ્યું હતું તે ક્યાંક ગાયબ છે. આ મુવાફિક઼ત હઝરત ઉમર رضی اللہ عنہની ઘણી જ મહાન ફઝીલત છે, એનાથી એક બાજુ તેમની સત્ય સુઝ અને સહીહ તબીઅતની ભાળ મળે છે કે તે જે કાંઈ સોચતા તે હક્ક્ હોતુ. તો બીજી બાજુ તેમનું ઉચ્ચ દરજ્જાનુ ફસીહો બલીગ (ઉમદા વાણીવાળા) હોવાની સાબિતી મળે છે કે જે વાક્યો તેમણે અર્ઝ કર્યાં બરાબર તે જ કુર્આનની વહીમાં નાઝિલ થયાં.

આ વીસ કે એકવીસ મુવાફિક઼તો તો તે છે જે કુર્આન મજીદની સાથે છે, એના ઉપરાંત તોરાતની સાથે અલગ છે અને હુઝૂરે અક્દસ ﷺની સાથે અલગ એ સૌને તલાશ કરવામાં આવે તો એક લાંબી યાદી તૈયાર કરવામાં આવી શકે છે. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہનો આ તે વિશેષ ફઝ્લો કમાલ છે જેને હુઝૂરે અક્દસ ﷺએ પોતાના આ પાક શબ્દોમાં વર્ણન કરેલ છે : **لقد كان فيما كان قبلكم من الا مم ناس محدّثون فان يك فى امتى احد فانه عمر ـ** "પહેલાંની ઉમ્મતોમાં કેટલાક લોકો રહેતા હતા જેમને ઈલ્હામ થતો હતો, જો મારી ઉમ્મતમાં કોઈ એવો છે તો ઉમર છે." *(બુખારી, ૧/૫૨૧ મનાકિ઼બે ઉમર અન અબી હુરૈરહ, મુસ્લિમ : ૨/૨૭૬ ફઝાઈલ, ફઝાઈલે ઉમર, તિર્મિઝી : ૨/૨૧૦ મનાકિ઼બે ઉમર અન આઈશા, મુસ્નદે ઈમામ અહમદ)*

ઝકરિયાના તરીકા઼થી હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી જ રિવાયત છે :–

**قد كان فيمن قبلكم من بنى اسرائيل رجال يكلمون من غير ان يكونوا انبياء فان يك فى امتى منهم احد فعم**

قَدۡ اُنۡزِلَ عَلَيۡهِ اللَّيۡلَةَ قُرۡاٰنٌ وَّقَدۡ اُمِرَ اَنۡ يَّسۡتَقۡبِلَ الۡكَعۡبَةَ فَاسۡتَقۡبِلُوۡهَا وَ

હુકમ આપવામાં આવ્યો છે કે (નમાઝમાં) કાબાની તરફ મોઢું કરે, એટલા માટે તમે લોકો કાબાની તરફ

كَانَتۡ وُجُوۡهُهُمۡ اِلَى الشَّامِ فَاسۡتَدَارُوۡا اِلَى الۡكَعۡبَةِ ع

મોઢું કરી લો અને એમના ચહેરા શામ (સીરિયા)ની તરફ હતા તો તે લોકો કા'બાની તરફ ફરી ગયા."

(બુખારી, ૧/૫૮ સલાત, ૨/૪૪૫ તફસીરે સૂરએ બક઼રહ, અખ્બારુલ આહાદ, પેજ–૧૦૭૬, મુસ્લિમ,

૧/૨૦૦ મસાજિદ પ્રકરણ ક઼િબ્લાની તબ્દીલી, નિસાઈ, ૧–સલાત)

## حديث ۲۸۲ :- رأى نخامة فى القبلة فشق عليه

## [હદીષ : ૨૮૨] "ક઼િબ્લા તરફ લીંટ જોયું તો હુઝૂર ﷺને ન ગમ્યું"

عَنۡ اَنَسِ بۡنِ مَالِكٍ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنۡهُ اَنَّ النَّبِىَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيۡهِ وَسَلَّمَ رَاٰى

"હઝરત અનસ ઈબ્ને માલિક رضی اللہ عنہથી રિવાયત છે કે નબી ﷺએ ક઼િબ્લામાં લીંટ જોઈ.

نُخَامَةً فِى الۡقِبۡلَةِ فَشَقَّ ذٰلِكَ عَلَيۡهِ حَتّٰى رُاِىَ فِىۡ وَجۡهِهٖ فَقَامَ فَحَكَّهٗ بِيَدِهٖ فَقَالَ اِنَّ

એ હુઝૂર ﷺને ન ગમ્યુ એટલું કે તેની અસર ચહેરા મુબારક પર જોવા મળી. હુઝૂર ઉભા થયા અને તેને

اَحَدَكُمۡ اِذَا قَامَ فِىۡ صَلٰوتِهٖ فَاِنَّهٗ يُنَاجِىۡ رَبَّهٗ بَيۡنَهٗ وَبَيۡنَ الۡقِبۡلَةِ فَلَا يَبۡزُقَنَّ اَحَدُكُمۡ قِبَلَ

પોતાના હાથ વડે ઘસી કાઢયું પછી ફર્માવ્યું, જ્યારે તમે નમાઝના માટે ઉભા થાવ છો તો તમારા રબથી

સાહબ પસાર થયા અને તે લોકો ફજરની નમાઝના રુકૂઅમાં હતા. બનૂ હારિષા અને બનૂ સલ્મા બે અલગ ક઼બીલા છે. ઈસાબામાં છે કે એબાદ બિન બશર બની હારિષાના માણસ છે. વલ્લાહુ અઅ્લમ.

**الليلة** : આવી ગયું કે ક઼િબ્લાની તબદીલીની આયત દિવસમાં જ ઝોહરની નમાઝમાં નાઝિલ થઈ હતી. એટલા માટે ઉલમાએ એનો ખુલાસો એ કર્યો છે કે الليلةથી મુરાદ મજાઝન્ કલ ગુઝિશ્તા છે બઈલાક઼એ મુજાવિરત. આ હદીષથી સાબિત થયું કે દીનિયાતમાં એક આદિલ ષિક઼હની ખબર મોઅતબર (વિશ્વસનીય) છે. દા.ત. નમાઝનો સમય થઈ ગયો, પાણી પાક છે કે નાપાક છે, ક઼િબ્લો કઈ બાજુ છે.

### સમજૂતી : ૨૮૨–૨૮૩–૨૮૪–૨૮૫–૨૮૬–૨૮૭

**نخامة** : તે લીંટ જે નાક અથવા ગળા મારફતે બહાર આવે. **بصاق** થૂક **مخاط** નાકથી જે ચિકાશ નીકળે. **مُناجَاة** તેનો માદ્દો **نجوىٰ** છે જેનો અર્થ કાનમાં વાત કહેવી છે. એટલે કે કોઈની સાથે રહસ્યમય વાત કરવી. ઈમામ નવવીએ ફર્માવ્યું, અહીં મુનાજાતથી મતલબ ઈખ્લાસ અને હુઝૂરે ક઼લ્બની સાથે ઝિક્રે ઈલાહીમાં સંપૂર્ણપણે એકદમ મશ્ગૂલ હોવું મુરાદ છે. અલ્લામા અયનીએ ફર્માવ્યું, તહક઼ીક઼ એ છે કે આ બાબે તશ્બીહથી છે નમાઝમાં બંદાનુ ખુશૂઅ તથા ખુઝૂઅની સાથે અલ્લાહ ﷻની તરફ ક઼િર્અત તથા ઝિક્ર કરતા રહી ધ્યાનિત થવાને એ ગુલામ

عنها ان رسول الله صلى الله تعالى عليه وسلم رأى فى جدار

ક઼િબ્લાની દીવાલમાં લીંટ અથવા થૂંક કે

القبلة مخاطا او بصاقا او نخامة فحكه عه

ગળફો જોયો તો તેને ખોતરી કાઢ્યું." (બુખારી, ૧/૫૮, મુસ્લિમ, ૧/મસાજિદ)

ث وقال ابن عباس رضى الله تعالى عنهما ان وطئت على قذر رطب فاغسله وان كان يابسا فلا

(બુખારી ૧/૫૮ સલાત, ૧/૧૦૪ અઝાન, ૧/૧૬૨ તહજ્જુદ, મુસ્લિમ ૧/૨૦૭ મસાજિદ, નિસાઈ ૧/૧૧૮)

## حديث ٢٨٥ :- رأى نخامة فى جدار المسجد

## [હદીષ : ૨૮૫] "મસ્જિદમાં ન થૂંકવું"

ان ابا هريرة وابا سعيد رضى الله تعالى عنهما حدثاه ان رسو

"હઝરત અબૂ હુરૈરહ અને હઝરત અબૂ સઈદ رضی اللہ عنہما એ હદીષ બયાન કરી કે રસૂલુલ્લાહ ﷺ એ

وسلم رأى نخامة فى جدار المسجد فتناول حصاة فحتها فقال اذا تنخم احدكم فلا

મસ્જિદની દીવાલમાં ગળફો જોયો તો કાંકરી લીધી અને તેને ખોતરી કાઢ્યો. ત્યાર બાદ ફર્માવ્યું,

يتنخمن قبل وجهه ولا عن يمينه وليبصق عن يسار ه او تحت قدمه اليسرى سه

જ્યારે તમે ખંખારો અથવા થૂકો તો પોતાની સામે તથા પોતાની જમણી બાજુ ન થૂકો બલ્કે ડાબી બાજુ અથવા ડાબા પગની નીચે થૂકો." (બુખારી, ૧/૫૮ સલાત, ૧/૫૫, મુસ્લિમ, બાબુન્નિહઅતિલબિસાક઼ ફ઼િલ્ મસ્જિદ–૨૦૭)

**ان ربهٗ بينهٗ وبين القبلة** : એનાથી મુરાદ ખાસ તજલ્લી છે, નહીં તો અલ્લાહ ﷻ એનાથી પાક છે કે તે બે જગાઓની વચ્ચે સમાયેલ હોય, અથવા કોઈ જગાએ રોકાયેલ હોય, એટલા માટે કે એના માટે મુત્નાહી (અસીમ) હોવું લાઝિમ છે અને અલ્લાહ ﷻ ની જાત સીમાથી પાક અને ગેર મુત્નાહી (અસીમ) બિલ ફેઅલ છે. ખૂદ ઈર્શાદ ફર્માવે છે : **وكان الله بكل شئ محيطا** અને ફર્માવ્યું : **الا انهٗ بكل شئ محيط** "અલ્લાહ ﷻ દરેક ચીજને ઘેરેલ છે એ એનાથી વિરૂદ્ધ છે કે કોઈ ચીજ એને ઘેરે. **مُحِيط، مُحَاط** નથી થઈ શક્તું.

અમુક મોઅતઝલાએ એનો એવું કહીને ઈન્કાર કર્યો કે અલ્લાહ ﷻ દરેક જગ્યાએ છે પછી ખાસ કરવાનું કારણ શું ? તે જાહિલોએ એવું ન જાણ્યું કે આ મુતશાબેહાતમાંથી છે જેમ કે ઈર્શાદ છે : **الرَّحمٰنُ عَلَى العَرشِ استَوى** અને ફર્માવ્યું : **يَدُ اللهِ فَوقَ اَيدِيهِم** અને ઈર્શાદ થયો : **وَهُوَ مَعَكُم اَينَمَا كُنتُم**. જેમ કે આ આયતો પોતાના જાહેરી અર્થોમાં નથી એવી જ રીતે આ હદીષનો ઈર્શાદ પણ જાહેરી અર્થથી પાક છે. જે તાવીલ એ આયતોની છે એ જ આ હદીષની પણ થશે. આ રીતે એમનું એ કહેલું કે અલ્લાહ ﷻ દરેક જગાએ છે એ ગલત છે. કોઈ

કરવાની જરૂરત ઉભી થાય તો તેને પોતાના રૂમાલ અથવા કોઈ કપડામાં લઈને ઘસી કાઢે, જેમ કે હદીષમાં ફર્માવ્યું. પરંતુ જો કોઈ કપડુ ન હોય તો નમાઝને તૂટવાથી બચાવવા માટે થૂકવાની ઈજાઝત છે, જો ડાબી બાજુ કોઈ ન હોય તો ડાબી બાજુ, નહીં તો પોતાના પગોની નીચે. પછી નમાઝથી ફારિગ થઈને તેને ક્યાં તો ત્યાં જ દફન કરી આપે અથવા સાફ કરી નાખે. આ કેવળ જાઈઝ હોવાની હદ સુધી છે, બેહતર એ છે કે ગળી જાય.

**فحكّهٗ بِيَدِهٖ** : એનાથી મુરાદ એ છે કે હાથમાં કાંકરી કે લાકડી લઈને એને ખોતરી કાઢયું. જેમ કે હઝરત અબૂ હુરૈરહ તથા હઝરત અબૂ સઈદ رضی اللہ عنہما ની હદીષમાં છે કે હુઝૂરે કાંકરી લીધી અને તેને દૂર કરી આપ્યું. અથવા જેમ કે અબૂ દાઊદ (૧/૬૮ સલાત)માં હઝરત જાબિર رضی اللہ عنہ ની હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺ અમારી મસ્જિદમાં તશરીફ લાવ્યા અને હુઝૂરના દસ્તે અક્દસમાં ''ઈબ્ને તાબ''નાં ખજૂરની ડાળી હતી. હુઝૂરે મસ્જિદમાં નજર નાખી તો મસ્જિદના ક્લિબ્લામાં ગળફો જોયો તો તેને તે ખજૂરની ડાળી વડે ખોતરી કાઢયો.

**ولاعن يمينه** : જમણી તરફ થૂકવાનું મનાઈ કરવાનું કારણ (ઈલ્લત) હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ ની હદીષમાં એ વર્ણવ્યું કે તેની જમણી બાજુ ફરિશ્તો છે. એના પર શંકા એ છે કે ડાબી બાજુ પણ ફરિશ્તો છે. એનો એક જવાબ અલ્લામા અયનીએ એ આપ્યો કે ડાબી તરફ જે ફરિશ્તો છે તે ગુનોહ લખે છે અને નમાઝની હાલતમાં તે અલગ થઈ જાય છે. એના પર શંકા ઉપસ્થિત થઈ કે એક હદીષમાં આવ્યું છે કે કઝાએ હાજત (સંડાસ) તથા સંભોગના સિવાય કદી પણ કિરામન કાતિબીન બંદાથી અલગ નથી થતા. એનો જવાબ અલ્લામા અયનીએ એ આપ્યો કે એ હદીષ ઝઈફ છે દલીલને પાત્ર નથી. હુ કહું છું : વર્ગીકરણ પણ શક્ય છે. આ હદીષથી મુરાદ એ છે કે બંનેવ કદી અલગ નથી થતા, એ શક્ય છે કે એક રહે અને બીજો અલગ થઈ જાય.

પણ એના પર પણ એ પકડ છે કે નમાઝની બહાર પણ થૂકવાનો એ નિયમ છે કે ડાબી બાજુ થૂકે. વળી એ જ અલ્લામા અયનીએ પોતાના વર્ણવેલ જવાબને નાપસંદ કર્યો અને હઝરત અબૂ હુરૈરહની આ હદીષ હેઠળ જે **دفن النخامة فى المسجد**ના હેઠળ લાવ્યા છે. ફમાવ્યું કે, બેહતરીન જવાબ એ છે કે દરેક માણસ સાથે એક શૈતાન રહે છે જેને કરીન કહે છે, તેની જગા ડાબી તરફ છે, જેવું કે હઝરત અબૂ અમામા બાહિલી رضی اللہ عنہ ની હદીષમાં આવેલ છે જેને તિબ્રાનીએ રિવાયત કરેલ છે. શક્ય છે કે ડાબી તરફ થૂકવામાં થૂક તે કરીન પર પડતુ હોય. એનુ સમર્થન આ હદીષથી પણ થાય છે જેમાં ડાબી તરફ થૂકીને ''ખિન્ઝરબ'' શૈતાનને દફેઅ કરવાનો હુકમ હોય.

ક્લિબ્લાની તરફ થૂકવાની મનાઈની ઈલ્લત (સબબ) શું છે એના અનુસંધાનમાં આવેલી હદીષો પર નજર નાખવાથી એવું જણાય છે કે એના વિવિધ સબબો છે : એક એ કે અલ્લાહ ﷻ થી મુનાજાત, બીજુ ક્લિબ્લાનો એહતેરામ, ત્રીજો મસ્જિદનો એહતેરામ, ચોથો ફરિશ્તાનો એહતેરામ, પાંચમો તકલીફ.

હદીષ ૨૮૪ પછી આ તઅલીક વર્ણન થયેલી છે. ઈબ્ને અબ્બાસે કહ્યું, જો ભીની નાપાકીને ઘસે તો એને ધો અને જો સૂકી હોય તો નહીં. આ તઅલીકને ઈબ્ને અબી શયબાએ મુત્તસિલ સનદની સાથે રિવાયત કરેલ છે, છેવટમાં છે : **وان كان يابسافلم يضرهٗ** ''જો સૂકી છે તો એ કાંઈ નુકસાન આપશે નહીં. આ તઅલીકને લાવવાથી ઈમામ બુખારીનો મક્સદ તે અમુક ઈમામનો રદ છે જેઓ લીંટને નાપાક કહે છે. તે એ રીતે કે હઝરત ઈબ્ને અબ્બાસની તઅલીકથી એ જણાયુ કે જો ભીની નાપાકી કોઈ ચીજને લાગી જાય તો તેને ધોવું જરૂરી છે, ધોયા વિના પાક થશે નહીં. લીંટ જો નાપાક હોત તો હુઝૂરે અક્દસ ﷺ કેવળ ખોતરીને અટકી ન જાત પણ એને જરૂર ધોવત. જેથી જણાયું કે એ પાક છે.

e

કે જોવાને માટે જેને જોવામાં આવે તે ચીજનું સામે અને નજીક હોવું જરૂરી છે અને મુજસ્સામા એવું કહે છે કે દીદારે ઈલાહી થશે પણ એ રીતે કે અલ્લાહ ﷻ આપણે સામે કોઈ જગાએ હશે. એમનામાં ઈબ્ને તૈમિયા પણ છે. તે કહે છે, જેવી રીતે સૂરજ આપણા માથા પર છે અને આપણે જોઈએ છીએ એ રીતે ક઼યામતના દિવસે અલ્લાહ ﷻ આપણી ઉપર હશે અને આપણે જોઈશું. ઈબ્ને તૈમિયાએ એ પણ લખ્યું છે કે અલ્લાહ ﷻના માટે શરીર છે, જો કે માનવ જાત જેવું નહીં. એના બાતિલ અક઼ીદા તથા ગલત ખયાલો માલૂમ કરવાના માટે તેના ફતાવા વગેરેનો અભ્યાસ કરો. આજકાલ ગૈર મુક઼લ્લિદો ઈબ્ને તૈમિયાને માથા પર લઈને ફરી રહ્યા છે એના પર તો આશ્ચર્ય નથી, પણ આશ્ચર્ય તો નદવતુલ ઉલમા લખનૌના નાઝિમે આ'લા પર છે કે તેમણે પણ પોતાની કિતાબ ''દઅ્વત વ અઝીમત''માં ઈબ્ને તૈમિયાને આસ્માન પર ઉઠાવ્યો છે. અફસોસ ! હનફિયતનો દાવો અને ગૈર મુક઼લ્લિદોના ઈમામની તરફદારી !

બીજુ એ કે જોવું કેવળ નમાઝ સાથે ખાસ હતું કે હમેશાં હતું ? હક્ક઼ એ છે કે એ નમાઝમાં પણ હતું અને નમાઝની બહાર પણ હતું. જેમ કે ઈમામ મુજાહિદથી નક઼લ થયેલ છે અને ઈમામ લક઼ી ઈબ્ને મુખલ્લદે ફર્માવ્યું કે હુઝૂરે અક઼દસ ﷺ અંધારામાં પણ એવું જ જોતા હતા જેમ કે અજવાળામાં. ત્રીજુ એ કે એ જોવું કેવળ પાછળ સાથે જ ખાસ ન હતું બલ્કે છએ દિશાએ એક સરખુ જોતા હતા.

હઝરત શૈખ અબ્દુલ હક્ક઼ મુહદ્દિષ દહેલ્વીએ ફર્માવ્યું (અર્થ) : સહીહ એ છે કે જેવી રીતે આ હઝરત ﷺના દિલ શરીફને અકલમાં આવતી સર્વ ચીજો પર ઘેરાવ કરવું અતા કર્યું છે. એ જ પ્રમાણે આપના જાહેરી અંગોને જાહેરી ચીજો જાણવા પર સંપૂર્ણ કબજો આપ્યો છે અને છ દિશાઓને એક દિશાના હુકમમાં કરી આપી છે *(મદારિજ, નાનીસાઈઝ, અવ્વલ–૯)*

ચોથુ એ કે આ ઈર્શાદથી કે ફર્માવ્યું, ''તમારા રુકૂઅ તમારા ખુશૂઅ મારા પર છુપા નથી.'' એ ફાયદો કરી આપ્યો કે એ છએ દિશાઓએ જોવું કેવળ જાહેરી ચીજો સાથે ખાસ નથી બલ્કે બાતિની (આંત્રિક) ચીજો ત્યાં સુધી કે દિલોના અહવાલ પણ જુએ છે. પાંચમું એ કે જે અમુક હઝરાતે કહ્યું કે હુઝૂરે અક઼દસ ﷺની ગરદનમાં સોયના નામના બરાબર કાણુ હતું જેના વડે જોતા હતા, આ દાવો વિના દલીલનો છે, ક્યાંય કોઈ એવી રિવાયત નથી.

છટ્ઠુ એ કે ઈમામ પર લાઝિમ છે કે જો મુક઼્તદીઓની નમાઝમાં કોઈ ખામી જુએ તો તેમને ખબરદાર કરી આપે. મુસ્લિમમાં પૂરી હદીષ એ છે કે અમને નબી ﷺએ એક દિવસે નમાઝ પઢાવી, જ્યારે નમાઝથી ફારિગ થયા તો અમારી તરફ ચેહરો મુબારક કર્યો અને ફર્માવ્યું, સફો સીધી રાખો, ખૂબ મળીને ગીચ થઈને (અડીને) ઉભા રહો. હું તમારો ઈમામ છું, મારાથી પહેલાં ન રુકૂઅ કરો ન સજદો ન સલામ. હું તમને આગળથી પણ જોઉં છું અને પાછળથી પણ. ત્યાર બાદ ફર્માવ્યું, એની ક઼સમ જેના કબજામાં મારી જાન છે ! જે કાંઈ મેં જોયું તેને તમે લોકો જોઈ લેત તો હસતા કમ અને રડતા વધારે. લોકોએ પૂછયું, યા રસૂલલ્લાહ ! હુઝૂરે શું જોયું ? ફર્માવ્યું, જન્નત તથા દોઝખ !

e

## حدیث ۲۹۱ :- اتی النبی صلی اللہ تعالیٰ علیہ وسلم بمال من البحرین -

**[હદીષ : ૨૯૧] "મસ્જિદમાં કોઈ ચીજ એકત્ર કરવી અથવા વહેંચવી"**

عن انس رضی اللہ تعالیٰ عنہ قال اتی النبی صلی اللہ تعالیٰ علیہ وسلم بمال

*"હઝરત અનસ رضی اللہ عنہ એ ફર્માવ્યું, રસૂલુલ્લાહ ﷺ ની ખિદમતમાં બેહરૈનથી માલ આવ્યો.*

من البحرین فقال انثروہ فی المسجد وکان اکثر مال اتی بہ

*ફર્માવ્યું એને મસ્જિદમાં ફેલાવી દો. રસૂલુલ્લાહ ﷺ ની ખિદમતમાં એનાથી વધુ માલ કદી આવ્યો ન હતો.*

رسول اللہ صلی اللہ تعالیٰ علیہ وسلم فخرج رسول اللہ صلی اللہ

*રસૂલુલ્લાહ ﷺ નમાઝના માટે બહાર તશરીફ લાવ્યા તો તેના*

تعالیٰ علیہ وسلم الی الصلوٰۃ ولم یلتفت الیہ فلما قضی الصلوٰۃ جاء

*તરફ જોયું પણ નહીં. જ્યારે નમાઝ અદા ફર્માવી ચૂક્યા તો તશ્રીફ લાવ્યા તો માલની*

فجلس الیہ فما کان یری احدا الا اعطاہ اذ جاءہ العباس فقال

*પાસે બેઠા. જે કોઈને જોતા તો તેને આપતા. એટલામાં હઝરત અબ્બાસ હાજર થયા અને અર્ઝ કરી,*

આગળ નીકળી ગયો હતો એ ઘોડાનું નામ 'સકબ' હતું. એને બની ફરાઝાના એક માણસ પાસેથી દસ ઔક઼િયામાં ખરીદયો હતો તેણે તેનું નામ દ઼રસ રાખ્યું હતું. હુઝૂરે બદલીને 'સકબ' રાખ્યું. સકબુન سَکَبٌનો અર્થ સતત વરસાદ અને તેજ રફતાર દોડનાર ઘોડા થાય છે. ضرسનો અર્થ સખત મિઝાજ, અનુભવી લડવૈયો થાય છે. આ સૌ પ્રથમ ઘોડો છે જેના પર હુઝૂર સવાર થયા અને જેને ખરીદયો અને જેના પર હરીફાઈ કરી. હુઝૂરે અક઼દસ ﷺ ના સૌથી આગળ વધવા પર મુસલમાન પણ ખુશ થયા અને હુઝૂર પણ ખુશ થયા.

**મસાઈલ** : ૧. એના પર ઈજમાઅ છે કે ઘોડાની કસરત તથા પ્રેક્ટિસ માટે તેને દોડાવવો અને ઘોડાદોડનો મુક઼ાબલો કરવો જાઈઝ છે, બલ્કે ઈમામ શાફઈએ ફર્માવ્યું કે સુન્નત છે. ૨. સહીહ એ છે કે જરૂરતના માટે અન્ય જાનવરોની પણ કસરત અથવા એમના પ્રમાણે એમની સ્ફુર્તિ તથા શક્તિ લાવવા માટે કોઈ અમલ કરવો જાઈઝ છે. ૩. ઘોડાદોડ અથવા કોઈપણ મુક઼ાબલો સારા મક઼સદ માટે કરાવવો જાઈઝ છે. ૪. એના પર ઈનામ પણ આપવું જાઈઝ છે, અલ્બત્ત મુક઼ાબલો કરનારાઓનું આપસમાં જીતનારાને કાંઈ આપવાની શરતની સાથે નાજાઈઝ છે. ૫. કોઈ મસ્જિદને મખ્લૂક઼ની તરફ સંબંધિત કરવી જાઈઝ છે. દા.ત. સ્થાપકની તરફ અથવા મહોલ્લાવાસીઓ તરફ વગેરે વગેરે.

### સમજૂતી : ૨૯૧

**સામ્યતા** : અહીં ઈમામ બુખારીએ એ પ્રકરણ રચ્યું છે : **تعلیق القنو والقسمة فی المسجد** "મસ્જિદમાં ખજૂરના ગુચ્છા કાઢવા અને વહેંચવા." અને જે હદીષ વર્ણન કરી છે એનાથી કેવળ વહેંચવું સાબિત થાય છે,

يَارَسُوْلَ اللّٰهِ مُرْ بَعْضَهُمْ يَرْفَعْهُ اِلَیَّ قَالَ لَا قَالَ فَارْفَعْهُ اَنْتَ عَلَیَّ - قَالَ

પછી ઉઠાવવા લાગ્યા તો ન ઉઠાવી શક્યા. ફરી અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! કોઈને હુકમ કરો, ઉઠાવી આપે !

لَا فَنَثَرَ مِنْهُ ثُمَّ احْتَمَلَهُ فَاَلْقَاهُ عَلٰی کَاهِلِهِ ثُمَّ انْطَلَقَ فَمَا زَالَ

ફર્માવ્યું, નહીં ! અર્ઝ કરી, તો તમે જ ઉઠાવી આપો ! ફર્માવ્યું, નહીં ! ફરી થોડોક કાઢી નાખ્યો પછી ત્યાર

رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ یُتْبِعُهُ بَصَرَهُ حَتّٰی خَفِیَ عَلَیْنَا عَجَبًا

બાદ ઉઠાવ્યો અને પોતાના ખભાઓ પર રાખ્યો પછી તશરીફ લઈ ગયા. જ્યાં સુધી તે દેખાતા રહ્યા

مِنْ حِرْصِهٖ فَمَا قَامَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ وَثَمَّ مِنْهَا دِرْهَمٌ ؏

રસૂલુલ્લાહ ﷺ તેમની લાલચ પર આશ્ચર્ય કરતા રહી જોતા રહ્યા. રસૂલુલ્લાહ ﷺ ત્યાંથી એ સમય સુધી

ન ઉઠયા જ્યાં સુધી કે એમાંનો એક દિરહમ પણ ન રહ્યો." *(બુખારી, ૧/૬૦ સલાત, જેહાદ, ૧/૪૪૮)*

કરી, એવું જ છે ! યા રસૂલલ્લાહ ! તો ઈર્શાદ ફર્માવ્યો, તમને બશારત થાય, અને ખુશીની જ ઉમ્મીદ રાખો. હું એનો અંદેશો નથી કરતો કે તમે મોહતાજ થઈ જશો, અંદેશો એ છે કે દુનિયા તમારા માટે ફેલાવી દેવામાં આવશે અને તમે આપસમાં હરીફાઈ કરશો જેવી રીતે તમારાથી આગલાઓએ કરી અને હલાક થઈ જશો જેવી રીતે તેઓ હલાક થયા.

આ સુલહ હિ.સ. ૯માં થઈ હતી અને આ પ્રથમ જિઝયો હુઝૂરની ખિદમતમાં આવ્યો હતો (અને મારો ખયાલ છે કે છેલ્લો પણ). એ એક લાખની રકમ હતી. *(અયની, ૪/૧૬૨-૧૬૩)*

**હઝરત અબ્બાસ** : ઈબ્ને અબ્દુલ મુત્તલિબ رضی اللہ عنہએ હુઝૂરે અક્દસ ﷺના કાકા હતા. હુઝૂરથી બે વરસ પહેલાં પેદા થયા. તેમનાં વાલિદાનું નામ નષ્લા કે નષીલા હતું. એ બની નમરનાં પુત્રી હતાં. મોટા સાહબઝાદા ફઝ્લની તરફ નિસ્બત કરતાં તેમની કુન્નિયત અબુલ ફઝ્લ છે. એઓ નાની વયે એકવાર ગુમ થઈ ગયા હતા. તેમનાં માંએ મન્નત માની કે જો મારો બાળક મળી જશે તો કાબા પર પડદો ચઢાવીશ. જ્યારે મળી ગયા તો રેશમી પડદો (ગિલાફ) ચઢાવ્યો. આ પ્રથમ અરબી સ્ત્રી છે જેણે કાબા પર રેશમી ગિલાફ ચઢાવ્યો. અ ફતહે મક્કાથી ઘણા પહેલાં મુસલમાન થઈ ચૂક્યા હતા. મદીના પાક હાજર થવાની ઈજાઝત ચાહી તો હુઝૂરે મક્કામાં જ રોકાવાનો હુકમ આપ્યો. મક્કાવાસીઓની ખબરો હુઝૂરને પહોંચાડતા રહેતા હતા તેમજ તેમના કારણે તે કમજોર મુસલમાનોને જેઓ હિજરતની શક્તિ ન હોવાના કારણે મક્કામાં રહેતા હતા તેમને સપોર્ટ હતો. ઈસ્લામને ફતહે મક્કાના મોકા પર જાહેર કર્યો. બદરમાં મુશ્રિકો સાથે શરીક હતા અને ગિરફતાર થયા. હુઝૂરે અક્દસ ﷺએ પહેલેથી જ ફર્માવી આપ્યું હતું કે કોઈ અબ્બાસને કત્લ ન કરે એમને મજબૂર કરીને શરીક કરવામાં આવ્યા છે. ગિરફતારી પછી તેમનાં બંધનો જ્યારે નિયમ પ્રમાણે અન્ય કેદીઓ જેમ સખત બાંધવામાં આવ્યાં જેના કારણે તે કણસતા હતા. તેમના કણસવાથી હુઝૂરે અક્દસ ﷺની ઊંઘ ઉડી ગઈ. એક જણે પૂછયું, યા રસૂલલ્લાહ ! ઊંઘ કેમ જતી રહી ?! ફર્માવ્યું, અબ્બાસના કણસવાથી ! એક જણે હઝરત અબ્બાસના બંધનને ઢીલુ કરી આપ્યું જેનાથી તેમણે કણસવાનું બંધ કરી આપ્યું. હુઝૂરને જ્યારે ખબર મળી તો ફર્માવ્યું, સર્વ કેદીઓનાં બંધનો ઢીલાં કરી દેવામાં આવે, જેથી સૌનાં બંધનો ઢીલાં કરી દેવામાં આવ્યાં.

ખૂબ જ કદાવર બુઝુર્ગ હતા. એ પ્રસંગે નગ્ન હતા. કોઈનો કુર્તો શરીર પર ન આવી રહ્યો. અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય લાંબો હતો તેનો કુર્તો બરાબર આવી રહ્યો, તેણે પોતાનો કુર્તો પહેરાવ્યો. તેના બદલામાં તેના મૃત્યુ પછી

## حدیث ۲۹۳ :- فتلاعنا فی المسجد وانا شاهد

**[હદીષ : ર૯૩] "મસ્જિદમાં ઝઘડાના ફેંસલા કરવા"**

عن سهل بن سعد رضی الله تعالی عنه ان رجلا قال یا رسول الله ارأیت

*"હઝરત સહલ બિન સઅદ رضی اللہ عنہ થી રિવાયત છે કે એક પુરૂષે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ફર્માવો જો કોઈ શખ્સ*

رجلا وجد مع امرأته رجلا ایقتله فتلاعنا فی المسجد وانا شاهد ع ه

*પોતાની પત્નીના સાથે કોઈને જુએ તો શું તેને ક઼ત્લ કરી નાખે ? ત્યાર બાદ બંનેએ લિઆન કર્યું અને હું હાજર હતો."*

ت ۱۰۱ :- وصلی البراء بن عازب فی مسجد داره جماعة ع ه

**[તઅલીક઼ : ૧૦૧]** *"અને બરાઅ ઈબ્ને આઝિબે પોતાના ઘરની મસ્જિદમાં જમાઅતથી નમાઝ પઢી."*

*(રિવાયતકર્તા ઈબ્ને અબી શયબા)*

લોકોને લઈને આવી ગયા અને આપણી પાસે એટલું નથી કે સર્વ લોકોને ખવડાવી શકીએ ! ઉમ્મે સુલૈમે કહ્યું, અલ્લાહ અને તેના રસૂલ સારી રીતે જાણે છે ! અબૂ તલ્હાએ આગળ વધીને રસૂલુલ્લાહ ﷺ સાથે મુલાકાત કરી. રસૂલુલ્લાહ અને અબૂ તલ્હા સાથે સાથે આવ્યા. તશરીફ લાવીને રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, હે ઉમ્મે સુલૈમ ! જે કાંઈ તારી પાસે છે લાવ ! ઉમ્મે સુલૈમે તે રોટીઓ હાજર કરી. હુઝૂરે અક઼દસ ﷺએ એ રોટીઓના બારામાં હુકમ આપ્યો તો એને તોડી કાઢવામાં આવી અને ઉમ્મે સુલૈમે ઘીનો કુપ્પો નીચોવ્યો, જે કાંઈ નીકળ્યું તેને એ રોટીઓમાં ભેળવી આપ્યું. ત્યારબાદ જે અલ્લાહે ચાહ્યું રસૂલે પઢીને દમ કર્યું. પછી ફર્માવ્યું, દસ માણસોને ખાવાની ઈજાઝત આપો. દસ માણસોને ખાવાની ઈજાઝત મળી તે આવ્યા ભરપેટ ખાધુ અને જતા રહ્યા. આ પ્રમાણે દસ દસ માણસોની રજા મળતી રહી અને વારાફરતી દસ દસ માણસ આવીને પેટ ભરીને ખાઈ ખાઈને જતા રહ્યા, ત્યાં સુધી કે સૌ લોકોએ ખાઈ લીધું અને ધરાઈ ગયા, અને એ લોકો ૮૦ માણસો હતા.

**મસાઈલ** : ૧. પહેરેદાર બનાવવું જાઈઝ છે એટલે કે એ જાઈઝ છે કે ઉલમા, મશાઈખ, હાકિમોની આગળ આગળ કોઈ ખાદિમ ચાલ્યા કરે. ૨. મસ્જિદમાં બેસવાવાળાઓ માટે દુનિયાવી વાત જાઈઝ નથી. પણ તેમને ખાવા બોલાવવા જાઈઝ છે, અને જે મસ્જિદમાં હોય તેને મસ્જિદના હાજરજનોથી એવું કહેવું જાઈઝ છે કે ચાલો, ખાવા ખાઈને આવીએ. ૩. જો મહેમાન માનનીય હોય અને દા'વત એવી જગાએ હોય જ્યાં વિશ્વાસ હોય કે જો મહેમાન પોતાની સાથે અમુક લોકોને વધુ લેશે તો મેજબાન બુરુ માનશે નહીં. તેમજ એ પણ ખબર હોય કે ખાણુ અધિક પ્રમાણમાં છે, તો એમાં કોઈ વાંધો નથી કે મહેમાન અમુક એવા લોકોને પણ લઈ લે કે જેઓ નિમંત્રિત ન હોય, નહીં તો સામાન્ય સંજોગોમાં ફર્માવ્યું કે, "વિના દા'વતે ખાવા માટે જનાર ચોર છે અને ખાઈને પાછો ફરનાર ડાકૂ છે."

### સમજૂતી : ર૯૩

**પરિપૂર્ણતા** : આખો બનાવ આ પ્રમાણે છે કે ઉવૈમર ઈબ્ને હારિષ આસિમ ઈબ્ને અદીની પાસે આવ્યા જે બની ઉજલાનના સરદાર હતા અને કહ્યું, શું ફર્માવો છો આ મસ્અલામાં કે જો કોઈ પોતાની પત્નીની પાસે કોઈને

## حدیث ۹۴ اخلاف عتبان بن مالک رضی اللہ تعالیٰ عنہ

### [હદીષ : ૨૯૪] "મજબૂરીના કારણે ઘરમાં નમાઝ પઢી શકાય"

اَخْبَرَنِیْ مَحْمُوْدُ بْنُ الرَّبِیْعِ الْاَنْصَارِیُّ اَنَّ عِتْبَانَ بْنَ مَالِكٍ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ

હઝરત મહમૂદ બિન રબીઅ અન્સારીએ મને ખબર આપી કે હઝરત ઈત્બાન બિન માલિક رضی اللہ عنہ એ

وَهُوَ مِنْ اَصْحَابِ رَسُوْلِ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ مِمَّنْ شَهِدَ بَدْرًا

રસૂલુલ્લાહ ﷺના તે અન્સારી સહાબીઓમાંથી હતા જેઓ બદરમાં શરીક થયા હતા.

مِنَ الْاَنْصَارِ اَنَّهُ اَتٰی رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ فَقَالَ یَا رَسُوْلَ اللّٰهِ قَدْ

રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં હાજર થયા અને અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ﷺ મારી

اَنْکَرْتُ بَصَرِیْ وَاَنَا اُصَلِّیْ لِقَوْمِیْ فَاِذَا کَانَتِ الْاَمْطَارُ سَالَ الْوَادِی الَّذِیْ بَیْنِیْ

નજર કમજોર થઈ ગઈ છે અને હું મારી કૌમને નમાઝ પઢાવું છું. જ્યારે વરસાદ થાય છે તો તે નાળુ જે મારા

وَبَیْنَهُمْ لَمْ اَسْتَطِعْ اَنْ اٰتِیَ مَسْجِدَهُمْ فَاُصَلِّیَ بِهِمْ وَوَدِدْتُ یَا رَسُوْلَ اللّٰهِ

અને તેમની વચ્ચે છે તે વહેવા લાગે છે તો હું તેમની મસ્જિદ સુધી નથી જઈ શકતો કે તેમને નમાઝ પઢાવું. હું

اِنَّكَ تَاْتِیْنِیْ فَتُصَلِّیْ فِیْ بَیْتِیْ فَاَتَّخِذُهُ مُصَلًّی قَالَ فَقَالَ لَهُ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ

ચાહું છું યા રસૂલલ્લાહ ! આપ મારા ઘરે ચાલો અને મારા ઘરમાં નમાઝ પઢી આપો કે હું એને નમાઝ પઢવાની

تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ وَاَبُوْ بَکْرٍ حِیْنَ ارْتَفَعَ النَّهَارُ فَاسْتَاْذَنَ رَسُوْلُ

જગા બનાવી લઉં. એના પર રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, ઈન્શાઅલ્લાહ ! હું એવું કરીશ ! હઝરત ઈત્બાને

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝે ફર્માવ્યું, કાઝી મસ્જિદમાં ન બેસે, કાફિર મુશ્રિક પણ મસ્જિદમાં ન આવશે. જ્યારે કે ઈર્શાદે ખુદાવંદી છે : **اِنَّمَا الْمُشْرِکُوْنَ نَجَسٌ** "મુશ્રિકો નાપાક છે." વર્તમાનકાળમાં મસ્જિદમાં કેસો ચલાવવાથી દૂર જ રહેવું જોઈએ.

### સમજૂતી : ૨૯૪

હઝરત ઈત્બાન બિન માલિક رضی اللہ عنہએ અન્સારી સાલમી મદની બદરી સહાબી છે. તેમના થકી દસ હદીષો રિવાયત પામી છે. બુખારી કેવળ એક છે. એ રિસાલતકાળથી જ પોતાની કૌમના ઈમામ હતા. હઝરત મુઆવિયહ્ رضی اللہ عنہના જમાનમાં મદીના પાકમાં જ વિસાલ ફર્માવ્યો. તેમની દષ્ટિ કમજોર થઈ ગઈ હતી, બલ્કે અમુક રિવાયતોથી છે કે દષ્ટિ શક્તિ તદ્દન જતી રહી હતી.

**خَزِیْرَة** : (ખઝીરા) એનો તર્જુમો અમુક લોકોએ હલીક (ખીચડો) કર્યો છે પણ એ સહીહ નથી. ગોશ્તની

وَنَصِيحَتَهُ إِلَى الْمُنَافِقِينَ قَالَ رَسُولُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فَإِنَّ اللّٰهَ عَزَّ وَجَلَّ

લાઈલાહ ઈલ્લલ્લાહ કહ્યું છે. તે શખ્સે અર્ઝ કરી, અલ્લાહ અને તેના રસૂલ સારી રીતે જાણે છે, અમે એનું ધ્યાન

قَدْ حَرَّمَ عَلَى النَّارِ مَنْ قَالَ لَا إِلٰهَ إِلَّا اللّٰهُ يَبْتَغِي بِذٰلِكَ وَجْهَ اللّٰهِ عـــه

તથા એની ખૈરખ્વાહી મુનાફિકોની પ્રતિ જાઈએ છીએ. રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, જેણે અલ્લાહની

રઝા પ્રાપ્તિ માટે લાઈલાહ ઈલ્લલ્લાહ કહ્યું, અલ્લાહે તેને જહન્નમ માટે હરામ કરી આપ્યો છે.

(બુખારી, ૧/૬૦, સલાત, ૧/૯૫, અઝાન, ૧/૯૨, ૧/૧૧૬, ૧/૧૮૫, તેહબંદ, ૨/૮૧૩, ૯૫૦, ૧૦૨૫)

રબીએ તેમની સાથે મુલાકાત કરી હતી ત્યારે એમની એ હાલત હતી. હા ! મુસ્લિમ (ઉપર મુજબ)ની રિવાયતમાં સ્પષ્ટતા છે કે તે એ જ સમયે નાબીના હતા. જેથી એવું કહેવું પડશે કે قَدْ عَمِيَ (તે નાબીના થઈ ગયા હતા)થી મુરાદ લગભગ નાબીનાઈએ પહોંચી ગયા હતા.

**والبو بكره معهٗ** : હઝરત ઈબ્ને શહાબે કેવળ અબૂબક્રનો ઉલ્લેખ કર્યો છે, પણ સહીહ એ છે કે હઝરત ઉમર પણ સાથે હતા તથા અન્ય સહાબા પણ હતા, જેમ કે બીજી રિવાયતમાં સ્પષ્ટતા છે. અબૂ અવહસનની રિવાયતમાં હઝરત ઉમરનો વધારો છે. મુસ્લિમ (૧/૪૭ ઈમાન)માં છે કે હઝરત ઈત્બાને કહ્યું, હુઝૂર પણ તશરીફ લાવ્યા અને સહાબામાંથી જેને જેને અલ્લાહે ચાહ્યું તે પણ આવ્યા. તિબ્રાનીમાં **فی نفر من اصحابه** છે. શક્ય છે કે પ્રારંભમાં કેવળ હઝરત અબૂબક્ર રહ્યા પછી હઝરત ઉમર પણ આવી ગયા હોય, પછી અધિક સહાબા શરીક થઈ ગયા હોય.

**مالك بك الد خيشن اوابن الدخشن** : આ બદરી સહાબીઓ છે. બદરના પ્રસંગે સહલ ઈબ્ને અમ્રને તેમણે ગિરફતાર કર્યો હતો. મસ્જિદે દ્દર્રારને સળગાવવાની ખિદમત તેમને સુપ્રત થઈ હતી જેને તેમણે અંજામ આપી. જે સાહબે એમના બારામાં શંકા વ્યક્ત કરી, શક્ય છે કે તે પોતાની મસ્લેહત અથવા દીની જરૂરત હેઠળ મુનાફિકો સાથે મેલજોલ રાખતા હોય. અને એ મુનાફિકો સાથે સંબંધ કટ કરવા તથા બેઝારીના હુકમો નાઝિલ થતા પહેલાનો બનાવ છે.

**قدحرم على النار** : એનાથી મુરાદ એ છે કે જે સાચા દિલથી ઈમાન લાવ્યો અને કોઈ અમલ એવો ન કર્યો જે જહન્નમના હક્કદાર થવાનો સબબ બને.

**મસાઈલ** : (૧) આ હદીષથી સાબિત થયું કે રિસાલતકાળમાં જ મદીના તયબાહમાં વિવિધ એવી મસ્જિદો હતી જેમાં જમાઅત સાથે નમાઝ થતી હતી. (૨) આ હદીષથી સાબિત થયું કે જે બરકતવંત સ્થળો પર હુઝૂરે અક્દસ ﷺએ નમાઝ પઢી છે તેનાથી બરકત પ્રાપ્ત કરવી, ઈરાદાપૂર્વક ત્યાં નમાઝ પઢવી સહાબાએ કિરામની સુન્નત છે. જાલિમ ગુમરાહ નજ્દી જુએ, તેણે કેટલો મહાન જુલ્મ કર્યો છે કે મદીના તયબાહની અસંખ્ય મસ્જિદોને વેરાન કરી નાખી છે, અને **وَمَنْ اَظْلَمُ مِمَّنْ مَنَعَ مَسَاجِدَ اللّٰهِ اَن يُّذْكَرَ فِيهَا اسْمُهٗ وَسَعٰى فِي خَرَابِهَا** ના પાત્ર બનેલ છે. એનાથી વધીને કોણ જાલિમ છે જેણે અલ્લાહની મસ્જિદોમાં અલ્લાહના ઝિક્ર કરવાથી રોકી દીધું અને તેને વેરાન કરવાની કોશિશ કરી. (૩) જો કોઈ આલિમ અથવા શયખથી કોઈ વિનંતિ કરે કે બરકતના માટે અમારા ઘરે ચાલો, તો કૂબૂલ કરવું સુન્નત છે. (૪) વરસાદ, કાદવ માર્ગમાં હોય, તીવ્ર તાપ જેનાથી નુકસાનનો ભય હોય, એવી રીતે સખત ઠંડી, બરફ વર્ષા જેનાથી નુકસાનનો ભય હોય એ સૌ જમાઅત છોડવાની મજબૂરીઓમાંથી છે. (૫) બેહતર એ છે કે ઘરમાં નમાઝના માટે કોઈ ખાસ જગા બનાવી લેવામાં આવે. (૬) ખૂદ જરૂરિયાતે દીનનો ઈકરાર કરનાર હોય તેની તકફીર (કાફિર ઠરાવવું) જાઈઝ નથી જ્યાં સુધી કે તેના થકી કોઈ કુફ્ર બહાર ન પડે. (૭) અને મહોલ્લા તથા શહેરમાં કોઈ આલિમ કે બુઝુર્ગ તશરીફ લાવે તો મુસલમાનોને જોઈએ કે તેમની ઝિયારત કરે, એનાથી બરકત થશે.

ت ١٠٢ وكان ابن عمر يبدأ برجله اليمنى فإذا خرج بدأ

**[તઅલીક઼ : ૧૦૨]** *"હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما જ્યારે મસ્જિદમાં જતા તો પ્રથમ જમણો પગ*

برجله اليسرى۔

*મસ્જિદમાં રાખતા અને જ્યારે નીકળતા તો ડાબો પગ કાઢતા."*

ت ١٠٣ :- ورأى عمر ابن الخطاب، انس بن مالك يصلى عند قبر

**[તઅલીક઼ : ૧૦૩]** *"હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ رضی اللہ عنہ એ હઝરત અનસ ઈબ્ને માલિક رضی اللہ عنہ ને એક ક઼બ્ર*

فقال القبر القبر ولم يأمره بالإعادة ع

*પાસે નમાઝ પઢતા જોયા તો ફર્માવ્યું, ક઼બ્ર ! ક઼બ્ર ! તેમને નમાઝ દોહરાવવાનો હુકમ નથી આપ્યો."*

*(વકીઅ બિન જર્રાહ ફી મુસન્નફિહી ફીમા રૂકાહુ ઈબ્નુ હ઼ઝ્મ તથા અબૂ નુઐમ, અયની)*

## તઅલીક઼ : ૧૦૨ની સમજૂતી

એનું સમર્થન હઝરત અનસ رضی اللہ عنہ ના ઈર્શાદથી પણ થઈ રહ્યું છે જેને ઈમામ હાકિમે મુસ્તદરકમાં વર્ણન કર્યું છે.

સુન્નત એ છે કે જ્યારે મસ્જિદમાં દાખલ થાવ તો જમણો પગ પ્રથમ રાખો અને જ્યારે બહાર જાવ તો ડાબો પગ કાઢો. અમલી રીતે આ સુન્નત પર અમલ કરવામાં એક મુશ્કેલી છે. જોડા પહેરવામાં સુન્નત એ છે કે પ્રથમ જમણા પગોમાં પહેરવામાં આવે અને ઉતારવામાં પહેલાં જ્યારે ડાબા પગથી જોડો કાઢીશું તો સ્થિતિ એ છે કે ક્યાં તેને મસ્જિદમાં રાખીએ તો મસ્જિદમાં પ્રવેશવાની સુન્નત છૂટે છે અને જો જમીન પર રાખીએ છીએ તો પગ ગંદો થઈ જાય છે. અને એ જ મુશ્કેલી મસ્જિદથી નીકળતી વખતે પણ થશે. જો મસ્જિદથી ડાબો પગ કાઢીને જોડો પહેરી લઈએ છીએ તો જોડા પહેરવાની સુન્નત છૂટે છે, જમીન પર રાખીએ છીએ તો પગ ગંદો થઈ જાય છે.

એનો હલ આ'લા હઝરત ઈમામ અહમદ રઝા رحمۃ اللہ علیہ એ એ કાઢયો કે મસ્જિદમાં પ્રવેશ વખતે ડાબા જોડાથી પગ કાઢીને એ જ જોડા પર મૂકે, પછી જમણા જોડાથી જમણો પગ કાઢીને મસ્જિદમાં મૂકે. અને મસ્જિદથી નીકળતી વખતે ડાબો પગ કાઢીને ડાબા જોડા પર રાખે પછી જમણો પગ કાઢીને જમણા જોડામાં રાખે. આ રીતે બંને સુન્નતો પર અમલ થઈ જશે.

## તઅલીક઼ : ૧૦૩ની સમજૂતી

ફત્હુલ બારીમાં અબૂ નુઐમ શયખ બુખારીના હવાલાથી એ સ્પષ્ટતા છે કે હઝરત અનસની સામે ક઼બ્ર હતી. હઝરત ઉમર رضی اللہ عنہ ની ચેતવણી પર ક઼બ્રથી આગળ વધીને નમાઝ પૂર્ણ કરી. એનાથી સાબિત થયું કે જો નમાઝની હાલતમાં કોઈ ક઼બ્ર સામે હોય તો નમાઝ એ અર્થમાં થઈ જાય છે કે ફર્ઝની જિમ્મેદારી માથેથી ઉતરી જાય છે, પણ નમાઝ મકરૂહ થાય છે.

F

## حدیث ۲۹۵:- بنوا علی قبرہ مسجد او صوروا فیہ

**[હદીષ : ૨૯૫] "કબ્ર ઉપર મસ્જિદ બનાવવી મના"**

عن عائشۃ رضی اللہ تعالی عنہا ان ام حبیبۃ و ام سلمۃ رضی اللہ تعالی عنہما

*"ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا થી રિવાયત છે કે ઉમ્મુલ મો'મિનીન હઝરત ઉમ્મે હબીબા તથા*

ذکرتا کنیسۃ رأینہا بالحبشۃ فیہا تصاویر فذکرتا ذلک للنبی صلی اللہ

*ઉમ્મુલ મો'મિનીન હઝરત ઉમ્મે સલમા رضی اللہ عنہا એ એક દેવળનો ઉલ્લેખ કર્યો જે તેમણે હબ્શામાં જોયું હતું*

تعالی علیہ وسلم فقال ان اولئک اذا کان فیہم الرجل الصالح فمات بنوا

*જેમાં તસ્વીરો હતી. તેનું વર્ણન તે બંનેવે નબી ﷺ ને કર્યું, તો હુઝૂરે ફર્માવ્યું, એમાં જ્યારે કોઈ નેક*

علی قبرہ مسجدا وصوروا فیہ تلک الصور واولئک شرار الخلق عند اللہ یوم القیمۃ

*માણસ થતો અને મરી જતો તો એની કબ્ર ઉપર મસ્જિદ બનાવતા અને એમાં આ તસ્વીરો બનાવતા.*

*કિયામતના દિવસે અલ્લાહ ﷻ ની બારગાહમાં આ લોકો બદ્તરીન ખલ્ક (મખ્લૂક) છે."*

*(બુખારી, ૧/૬૧, સલાત, ૧/૬૩, ૧/૧૭૯, જનાઈઝ, ૧/૫૪૭, હિજરતુલ હબ્શા)*

**સમજૂતી : ૨૯૫** આ દેવળ (ચર્ચ)નું નામ 'મારિયા' હતું જેમ કે باب الصلوة فی البیعة માં સ્પષ્ટતા છે. ઉમ્મહાતુલ મો'મિનીને આ ઉલ્લેખ મૃત્યુ વેળાની બીમારીમાં કર્યો હતો, જેમ કે કિતાબુલ જનાઈઝની રિવાયતમાં ખુલાસા સાથે છે. એનાથી મુરાદ એ છે કે ખાસ કબ્રને સબબ જાણે, એ રીતે કે કબ્ર પર જ સજદો થાય અથવા કબ્રની તરફ મોઢું હોય અને કોઈ ચીજ સુતરો (આડ) ન હોય. અને કબ્ર જમણે ડાબે અથવા પાછળ હોય અથવા સામે હોય પણ કોઈ ચીજ સુતરો (આડ) હોય તો વાંધો નથી. એ જ પ્રમાણે કોઈ નબી વલી અથવા દીની પેશવાના મઝારની પાસે મસ્જિદ બનાવવી નિ:શંક ! જાઈઝ તથા મુસ્તહસન છે. અલ્લામા અયની તથા અલ્લામા અસ્કલાની કાઝી બયઝાવીથી નકલ કરતાં લખે છે :–

**لما کانت الیهودو النصاری یسجدون لقبور الانبیاء تعظیما لشانهم ویجعلونها قبلة یتوجهون فی الصلوة نحوها واتخذ وها اوثانا لعنهم ومنع المسلمین عن مثل ذلك ..... فامامن اتخذ مسجد افی جوارصالح وقصد التبرك بالقرب منهم لاالتعظیم لهم ولا التوجه نحوه فلا یدخل فی ذلك الوعید۔**

"કેમ કે યહૂદી તથા નસારા (ઈસાઈ) અંબિયાએ કિરામના મઝારો પર એમની તા'ઝીમના માટે સિજદો કરતા હતા, તેને કિબ્લો બનાવતા હતા, નમાઝમાં તેની તરફ મોઢું કરતા હતા અને તેમના મઝારોને મૂર્તિ બનાવી લીધેલ હતી, એટલા માટે એમના પર લઅનત થઈ અને મુસલમાનોને એવું કરવાથી મના કરી દેવામાં આવ્યા, પરંતુ કોઈ બુઝુર્ગના મઝાર પાસે બરકત હાંસલ કરવાની નિય્યતથી મસ્જિદ બનાવે, એ કબ્રની તરફ મોઢું કરીને નમાઝ ન પઢે તો આ ચેતવણીમાં દાખલ નથી."

**મસાઈલ :–** (૧) આ હદીષથી સાબિત થયું કે કબ્ર પર મસ્જિદ બનાવવી અથવા કબ્ર પર નમાઝ પઢવી મના છે. (૨) જાનદારની તસ્વીર બનાવવી ખાસ કરીને બુઝુર્ગોને દીનની હરામ છે.

## حدیث (۲۹۶) فقدم النبی صلی اللہ تعالیٰ علیہ وسلم المدینۃ

**[હદીષ : ૨૯૬] "ક઼બ્રો ઉપર મસ્જિદ બનાવવામાં ન આવે"**

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رَّضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ قَالَ، قَدِمَ النَّبِیُّ صَلَّی اللّٰہُ

"હઝરત અનસ બિન માલિક رضی اللہ عنہ એ જણાવ્યું કે નબી ﷺ

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ الْمَدِیْنَۃَ فَنَزَلَ اَعْلَی الْمَدِیْنَۃِ فِیْ حَیٍّ یُّقَالُ

જ્યારે મદીનામાં આવ્યા તો મદીનાના ઉપરી હિસ્સામાં એક ક઼બીલાની પાસે ઉતર્યા

لَھُمْ بَنُوْ عَمْرِو بْنِ عَوْفٍ فَاَقَامَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

જેને બની અમ્ર બિન ઔફ કહેવામાં આવતો હતો. તેમાં ૨૪ દિવસ રોકાણ કર્યું પછી બની

فِیْھِمْ اَرْبَعًا وَّعِشْرِیْنَ لَیْلَۃً ثُمَّ اَرْسَلَ اِلٰی بَنِی النَّجَّارِ فَجَاءُوْا

નજ્જારને બોલાવ્યા તો એ લોકો

مُتَقَلِّدِیْنَ السُّیُوْفَ فَکَاَنِّیْ اَنْظُرُ اِلَی النَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

તલ્વારો લગાડેલ આવ્યા. નબી ﷺ ને

وَسَلَّمَ عَلٰی رَاحِلَتِہٖ وَاَبُوْ بَکْرٍ رِدْفُہٗ وَمَلَاُ بَنِی النَّجَّارِ حَوْلَہٗ حَتّٰی اَلْقٰی

પોતાની સવારી પર અને અબૂબક્રને આપની સાથે પાછળ અને બની નજજારના લોકોને આસપાસ જોઈ રહ્યો

### સમજૂતી : ૨૯૬

**قدم النبی ﷺ** : હઝરત શૈખ અબ્દુલ હક્ક઼ દહેલ્વી رحمۃ اللہ علیہ મદારિજ (૨/૮૯)માં લખે છે : હુઝૂરે અક઼દસ ﷺ મક્કાથી સફરની ૨૭મી રાતે હિજરતની નિય્યતથી નીકળ્યા હતા. ત્રણ દિવસ ગુફામાં રહ્યા. પ્રથમ રબીઉલ અવ્વલે ગુફાથી નીકળ્યા અને સોમવારે ૧૨ રબીઉલ અવ્વલે કુબા પહોંચ્યા. કુબામાં કેટલા દિવસ રહ્યા એમાં મતભેદ છે. ચાર દિવસ, ચૌદ દિવસ, વીસ દિવસ, ચોવીસ દિવસ એ જ ધારણાની નિકટ છે કે ૨૪ દિવસ કુબામાં ક઼યામ કર્યો. એટલા માટે કે એના પર એકમતિ છે કે કુબાથી રવાનગીના દિવસે જુમ્આનો દિવસ હતો અને બની સાલિમના મહોલ્લામાં પહોંચતાં પહોંચતાં જુમ્આનો સમય આવી ગયો ત્યાં જ જુમ્આની નમાઝ અદા ફર્માવી. કુબામાં પહોંચવાનો દિવસ અને ત્યાંથી રવાનગીના દિવસ કાઢીએ તો પહોંચવાનો દિવસ સોમવાર અને રવાનગીનો દિવસ સોમવાર નિશ્ચિત છે, હવે દરમ્યાનના ૨૪ દિવસ થયા. ચાર દિવસ રોકાણનો પણ ખુલાસો થઈ શકે છે, પણ એ અરસામાં મસ્જિદે કુબાનું બાંધકામ પણ થયું છે અને જાહેર છે કે ત્રણ ચાર દિવસમાં મસ્જિદનું બાંધકામ સંપૂર્ણ નથી થઈ શક્તું. તદ્ઉપરાંત ઈબ્ને જરીરે લખ્યું છે કે હુઝૂરના કુબા પહોંચ્યા બાદ હઝરત અસ્મા મક્કાથી ચાલ્યા અને હુઝૂર પણ હજી કુબામાં જ રોકાયેલા હતા કે તે આવી ગયાં. અને જાહેર

بِفِنَاءِ اَبِیْ اَیُّوْبَ وَکَانَ یُحِبُّ اَنْ یُّصَلِّیَ حَیْثُ اَدْرَکَتْهُ الصَّلٰوةُ وَیُصَلِّیْ

છું. અબૂ ઐયૂબના વરંડામાં પોતાનો સામાન ઉતાર્યો. હુઝૂરને એ વાત પસંદ હતી કે જ્યાં

فِیْ مَرَابِضِ الْغَنَمِ وَاَنَّهٗ اَمَرَ بِبِنَاءِ الْمَسْجِدِ فَاَرْسَلَ اِلٰی مَلَاءِ بَنِیْ

નમાઝનો સમય થઈ જાય ત્યાં નમાઝ પઢે અને બકરીઓના વાડામાં નમાઝ પઢી લેતા હતા. હુઝૂરે મસ્જિદ

النَّجَّارِ فَقَالَ یَا بَنِی النَّجَّارِ ثَامِنُوْنِیْ بِحَائِطِکُمْ هٰذَا قَالُوْا لَا وَاللّٰهِ

બનાવવાનો હુકમ આપ્યો અને બની નજ્જારના લોકોને બોલાવ્યા અને ફર્માવ્યું, આ બાગને મારા હાથે વેચી

لَا نَطْلُبُ ثَمَنَهٗ اِلَّا اِلَی اللّٰهِ عَزَّوَجَلَّ قَالَ اَنَسٌ فَکَانَ فِیْهِ مَا

દો ! તેમણે અર્ઝ કરી, જી નહીં ! ખુદાની કસમ ! અમે એની કિંમત કેવળ અલ્લાહ ﷻથી લઈશું. અનસે કહ્યું,

છે કે કેવળ બે ત્રણ દિવસમાં આટલી લાંબી મુસાફરી પાર થઈ શકતી નથી. વળી કયાસ એવું ચાહે છે કે હઝરત ઝુબેર કુબાની પાસે હુઝૂરને મળ્યા હતા અને કપડાં ભેટ ધર્યા હતાં. એ મક્કા મોઅઝ્ઝમા પહોંચ્યા હશે પછી હઝરત અસ્મા મક્કાથી નીકળ્યાં હશે એટલા માટે કુબામાં ચાર દિવસ રોકાણની રિવાયત અતિ ઝઈફ છે. હા ! ખ્વારઝમી (અયની, ૪/૧૭૫, સલાત)એ કહ્યું કે કુબામાં પ્રવેશ જુમેરાતે થયો હતો, હવે ૧૪ દિવસવાળી રિવાયતને અગ્રતા મળશે.

**ગામડામાં જુમ્આ** : કુબામાં હુઝૂરે અક્દસ ﷺ ૧૪ દિવસ કે ૨૪ દિવસ રહ્યા. બે કે ત્રણ જુમ્આ કુબામાં આવ્યા પણ હુઝૂરે કુબામાં જુમ્આની નમાઝ નથી પઢાવી. રવાનગી દરમ્યાન જ્યારે શહેરમાં પ્રવેશી ગયા તો પઢી. એનાથી જાહેર થાય છે કે ગામડામાં જુમ્આ સહીહ નથી, નહીં તો લાઝિમ આવશે કે હુઝૂરે જુમ્આ જાણી જોઈને છોડયો.

**બની નજ્જાર** : એ અન્સારના કબીલા ખઝરજની શાખા છે. એ જ કબીલામાં હઝરત અબ્દુલ મુત્તલિબનું મોસાળ હતું. બાળપણમાં વાલિદા માજિદાની સાથે જ્યારે હુઝૂર ﷺ મદીના પાક તશરીફ લાવ્યા હતા તો એ જ કુબામાં એ જ સંબંધના કારણે રોકાણ કર્યું. એમને ખાસ રીતે બોલાવવાનો સબબ પણ એ જ સંબંધ હતો. અરબસ્તાનનો દસ્તૂર હતો કે શરીફોના સ્વાગતમાં શસ્ત્ર સજ્જ થઈને આવતા, એના મુજબ બની નજ્જાર તલ્વારો લટકાવીને આવ્યા હતા.

**حتی القی بفناء** : શહેરમાં પ્રવેશ કરતાં જ અન્સારે કિરામના કબીલા ખિદમતે અક્દસમાં પોત પોતાના ઘરે રોકાણ કરવાની દરખાસ્ત પેશ કરવા લાગ્યા. હુઝૂરે અક્દસ ﷺ દરેકને સારી દુઆઓ આપતા અને કહેતા, મારી ઊંટણી હુકમની પાબંદ છે તે જ્યાં ખુદાનો હુકમ હશે ત્યાં બેસશે. છેવટે ઊંટણી હઝરત અબૂ ઐયૂબ رضی اللہ عنہના મકાનના વરંડામાં જ્યાં હાલ મસ્જિદ છે આપોઆપ બેસી ગઈ થોડીવારે ઉઠી અને થોડેક દૂર જઈ પાછી ફરી અને ત્યાં જ આવીને બેસી ગઈ. હઝરત અબૂ ઐયૂબ رضی اللہ عنہ ઈજાઝત લઈને સામાન પોતાના ઘરે લઈ ગયા.

શરહે મુસ્તફામાં છે કે જ્યારે નાકા મુબારક (ઊંટણી) હઝરત અબૂ ઐયૂબના મકાનના વરંડામાં બેસી ગઈ તો જબ્બાર બિન સખરે પોતાના પગથી ઊંટણીને ઠેસ મારી જેથી તે ત્યાંથી ઉઠી જાય. હઝરત અબૂ ઐયૂબે તેમને ફર્માવ્યું, મારા દરવાજેથી ઊંટણી ઉઠાડી રહ્યો છે ! જો ઈસ્લામનો સંબંધ ન હોત તો તલ્વારથી તારી ખબર લેત !

اَقُوْلُ لَكُمْ قُبُوْرُ الْمُشْرِكِيْنَ وَفِيْهِ خَرَبٌ وَّفِيْهِ نَخْلٌ فَاَمَرَ النَّبِيُّ صَلَّى اللّٰهُ

*એ બાગમાં આ બધું હતું જે બતાવું છું, કેટલીક મુશ્રિકોની કબ્રો હતી, કેટલોક હિસ્સો ખંડેર હતો, કેટલામાં*

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ بِقُبُوْرِ الْمُشْرِكِيْنَ فَنُبِشَتْ ثُمَّ بِالْخَرِبِ فَسُوِّيَتْ

*ખજૂરોનાં ઝાડ હતાં. નબી ﷺએ મુશ્રિકોની કબ્રોના બારામાં હુકમ આપ્યો તો તે ઉખેડી નાખવામાં આવી*

وَبِالنَّخْلِ فَقُطِعَ فَصَفُّوا النَّخْلَ قِبْلَةَ الْمَسْجِدِ وَجَعَلُوْا عِضَادَتَيْهِ

*અને ખંડેરો સરખા કરી દેવામાં આવ્યાં અને ખજૂરનાં ઝાડો કાપી નાખવામાં આવ્યાં. ઝાડોને મસ્જિદના*

ઈમામ મગાઝી મુહમ્મદ બિન ઈસ્હાકે કિતાબુલ મુબ્તદા વ કસસુલ અંબિયામાં લખ્યું છે કે તબએ અવ્વલ તબઅ બિન હસ્સાન હુઝૂરના જન્મ મુબારકથી હજાર વરસો પહેલાં મક્કા મોઅઝ્ઝમામાં હાજર થયો હતો તો ત્યાંથી મદીના પાક પણ આવ્યો. તેની સાથે ચારસો આલિમો હતા. તેમણે નિશ્ચિત કરી લીધું હતું કે હવે અમારે અહીં રહેવું છે, અહીંથી જવું નથી. તબઅએ કારણ પૂછયું તો એ લોકોએ બતાવ્યું કે એક નબી તશરીફ લાવનાર છે જેમનું નામ મુબારક 'મુહમ્મદ' છે, આ તેમની હિજરતની જગા છે. શક્ય છે કે અમને એમનો દીદાર નસીબ થઈ જાય. અમને નહીં તો અમારી આગામી પેઢીને હાંસલ થશે. તબઅએ તે સૌ ઉલમા માટે મકાનો બનાવી આપ્યાં, તેમની શાદીઓ કરી આપી, તેમને ભરણપોષણ માટે પુષ્કળ માલ આપ્યો અને એક પત્ર લખીને તે આલિમોના સરદારને આપી દીધો કે આ તે આવનાર નબીને આપવામાં આવે, જેમાં તેણે ઈસ્લામ સ્વીકારવાનો ઉલ્લેખ કર્યો છે. તેનો એક શેઅર છે : **شهدت على احمد انه۔ رسول من الله بارى النسم۔** "હું ગવાહી આપુ છું કે અહમદ અલ્લાહના રસૂલ છે. અને એક મકાન એ હેતુથી બનાવી આપ્યું કે તે નબી જ્યારે અહીં તશરીફ લાવે તો એમાં રહે. તે જ હઝરત અબૂ ઐયૂબ અન્સારી رضی اللہ عنہનું મકાન હતું. *(અયની, ૪/૧૭૬ સલાત)*

**ثا منونى حجا تُطاكم** : એક રિવાતયમાં છે કે તે ખજૂરોની ખળી લગાડવાની જગા હતી જ્યાં ખજૂરો સૂકવવામાં આવતી. મતલબ એ છે કે એ બાગમાં આ સર્વ કાંઈ હતું : અમુક કબ્રો હતી, અમુક ખંડેર હતા, અમુક ઝાડો હતાં, અમુક મેદાન હતું જ્યાં ખળી લગાડતા હતા. આ બાગ સહલ અને સુહૈલ નામના બે યતીમોનો હતો જે હઝરત અસ્અદ બિન ઝરાહા અથવા હઝરત મઆઝ બિન અફરાઅ્ના ઉછેર હેઠળ હતા. તેમની ખૂદ આપી દેવાની રજૂઆત છતાં હઝરત સિદીકે અકબર થકી તેની કિંમત દસ દીનાર અપાવી.

**فنبشت** : એટલે કે તે કબ્રોને ખોદીને તેનાં હાડકાં સુદ્ધાં તેમાંથી કાઢીને ફેકાવી દીધાં. હવે તે જગાએ કબ્ર જ ન રહી. એટલા માટે એ જગા અને તેની તરફ મોં કરીને નમાઝ પઢવામાં કોઈ વાંધો નથી, નહીં તો કબ્ર પર, કબ્રની તરફ મોઢું કરીને નમાઝ પઢવી સદંતર મના છે, ચાહે કબ્ર મુસલમાનની હોય કે કાફિરની, નબી કે ઉમ્મતીની, સાલેહની કે ફાસિકની.

**فصفوا النخل الخ---** :એનો ખુલાસો એ છે કે ખજૂરનાં ઝાડોને કિબ્લાની દીવાલમાં થાંભલા તરીકે ઉભાં કરવામાં આવ્યાં. પાયા સુધી તેની વચ્ચેની જગાઓને પથ્થરોથી ભરવામાં આવી. એટલા માટે કે સહીહ રિવાયતોથી જે સાબિત છે તે એ છે કે મસ્જિદે અકદસનો પાયો ત્રણ હાથ ઊંડો હતો તેને પથ્થરો વડે ભરવામાં આવ્યો હતો. ખજૂરના સ્તંભો હતા અને કાચી ઈંટોની દીવાલો અને છત ખજૂરનાં પાંદડાંઓની હતી. ત્રણ દરવાજા હતા, એક કિબ્લા સામે દક્ષિણમાં અને બે અન્ય. એક બાબે રહમત જેને બાબે આતિકા કહેતા હતા અને એક તે જેનાથી હુઝૂરે અકદસ ﷺ તશરીફ લાવતા અને લઈ જતા. દીવાલ માનવ કદ જેટલી ઊંચી હતી. તેનો કિબ્લો ઉત્તર બાજુ બયતુલ મુકદસ હતો.

الحجارة وجعلوا ينقلون الصخر وهم يرتجزون والنبی صلی اللہ تعالیٰ

*ક઼િબ્લામાં દાટી દેવામાં આવ્યાં અને તેની બંને બાજુ પથ્થર લગાડી આપ્યા. અને સૌ લોકો પથ્થર ધોતા*

علیہ وسلم معھم وھو یقول اللھم لاخیر الاخیر الاخرۃ

*હતા, શૌર્યગીત પઢતા હતા. ખૂદ નબી ﷺ પણ તેમની સાથે હતા. હુઝૂર ફર્માવતા, હે અલ્લાહ !*

فاغفر الانصار والمھاجرۃ

*ભલાઈ કેવળ આખેરતની ભલાઈ છે, અન્સાર અને મુહાજિર સૌને બખ્શી આપ."*

*(બુખારી, ૧/૬૧, સલાત, ૧/૨૫૧, ફઝાઈલે મદીના, ૧/૫૫૮, ૧/૨૮૩ બુયૂઅ, ૧/૩૮૯, વસાયા)*

હઝરત સિદ્દીકે અકબર رضی اللہ عنہએ એમાં ન કાંઈ વધારો કર્યો અને ન ફેરફાર કર્યો. સૌ પ્રથમ હઝરત ફારૂકે આ'ઝમે કાંઈક વધારો કર્યો પણ બાંધકામની પદ્ધતિ એવી જ રહી. લાકડીના થાંભલા, કાચી ઈંટોની દીવાલો, ખજૂરનાં પાંદડાંની છત. પછી હઝરત ઉષ્માન ગની رضی اللہ عنہએ ખૂબ જ અધિક વધારો કર્યો અને ઈમારત પણ બદલી નાખી. નકશી કરેલ પથ્થરોની દીવાલો બનાવી, નકશી કરેલ પથ્થરોના થાંભલા લગાડયા, ડાળીઓની છત નાખી.

પછી વલીદ બિન અબ્દુલ મલીકના સત્તાકાળમાં મસ્જિદ મુબારકને ખાસ્સી વિસ્તારવામાં આવી અને ઈમારત પણ ખૂબ જ શાનદાર બની. એ જ જમાનામાં અઝવાજે મુતહ્હરાત (પાક બીવીઓ)ના ઓરડાઓ (મકાનો) સરખાં કરીને મસ્જિદમાં સમાવી લેવામાં આવ્યાં. હુજરા મુબારક (ઓરડાઓ) સરખા કરતી વખતે એક પગ જાહેર થઈ ગયો જે તદ્દન તરોતાઝા (તાજો) હતો. ધાંધલ મચી ગઈ કે આ હુઝૂરે અક઼દસ ﷺનો પગ મુબારક છે ! પણ હઝરત ઉરવા બિન ઝુબેર તાબઈએ ઓળખ્યો અને કહ્યું કે આ હઝરત ઉમર رضی اللہ عنہનો પગ છે, તો લોકો શાંત પડયા. વલીદ પછી મહદીએ ઈમારતનું નવુ રૂપ આપ્યું. પછી મામૂને કાંઈક વધારો કર્યો. શરૂમાં મસ્જિદ ૫૪ હાથ ઉત્તર દક્ષિણ પહોળી અને પૂર્વ પશ્ચિમ ૬૦ હાથ લાંબી હતી. પછી બાદમાં ખયબર પછી તેનું વિસ્તરણ થયું અને સો હાથ લાંબી અને સો હાથ પહોળી થઈ. (મદારિજ, ૨/૯૭) એનું સમર્થન આ બનાવથી થાય છે કે હુઝૂરે મસ્જિદના એક પડોશી અન્સારીને ફર્માવ્યું, આ જમીન મસ્જિદ પર વક઼ફ કરી આપ. તેમણે અર્ઝ કરી, હું બાળબચ્ચાંવાળો છું. તો હઝરત ઉષ્માને દસ હજાર દિરહમમાં તેને ખરીદીને મસ્જિદ પર વક઼ફ કરી આપી. *(મદારિજ, ૨/૯૬)* સો હાથ પહોળી હતી. જેથી સાબિત થયું કે આ વધારા પહેલાં નાની હતી. વલ્લાહુ તઆલા અઅ્લમ.

**وھو یقول** : તહક઼ીક઼ એ છે કે 'રજઝ્' પણ શેઅરનો એક પ્રકાર છે. એક બે શેઅર કદી કદી કહી આપવાથી કોઈ શાયર નથી થઈ જતો. એટલા માટે આ આયતે કરીમા **وماعلمنہ الشعر وماینبغی لہ** "અને અમે એમને શેઅર કહેવાનું નથી શીખવ્યું અને ન એમની શાનને લાયક છે."ની વિરુદ્ધ નથી. એટલા માટે કે આયતે કરીમામાં હેતુ શેઅર કહેવાનો નિષ્ણાત હોવું છે. ઈલ્મની નિસ્બત જ્યારે કોઈ કલા તરફ થાય છે તો એનાથી મુરાદ કલા નિષ્ણાત હોવું થાય છે, મૂળ ઈલ્મ નહીં.

**પ્રકરણનો ખુલાસો** : અહીં ઈમામ બુખારીએ પ્રકરણ રચ્યું છે :–

**ھل ینبش قبور مشرکی الجاھلیۃ ویتخذ مکانھا مسجدا** "જાહિલિયત (ઈસ્લામ અગાઉ)ના સમયના મુશ્રિકોની ક઼બ્રોને ખોદી કાઢીને ત્યાં મસ્જિદ બનાવી લેવામાં આવે." આ લખાણમાં **ھل** તેહક઼ીકના માટે **قد**ના અર્થમાં છે, જેમ કે આયતે કરીમા : **ھل اتی علی الانسان حین من الدھر**માં એના પછી ફર્માવ્યું,

## حديث ۲۹۷ الصلوٰة الى البعير

## [હદીષ : ૨૯૭] ''ઊંટો પાસે નમાઝ''

عَنْ نَافِعٍ قَالَ رَأَيْتُ ابْنَ عُمَرَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا يُصَلِّي إِلٰى بَعِيرِهٖ وَقَالَ

*''નાફેએ કહ્યું કે મેં હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما ને ઊંટની તરફ મોં કરીને નમાઝ પઢતા જોયા*

رَأَيْتُ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَفْعَلُهٗ ع ه

*અને તેમણે બતાવ્યું કે, મેં નબી ﷺને આવું કરતા જોયા છે.'' (બુખારી, ૧/૬૧, સલાત, ૧/૭૨)*

لقول النبی صلی اللہ تعالٰی علیہ وسلم لعن اللہ الیھود اتخذو اقبور انبیائھم مساجد۔ એટલા માટે કે નબી ﷺએ ફર્માવ્યું, અલ્લાહ યહૂદ પર લઅનત ફર્માવે જેમણે અંબિયાએ કિરામની ક઼બ્રોને મસ્જિદો બનાવી લીધી. હવે સવાલ એ છે કે દાવા તથા દલીલમાં મળતાપણુ શું છે ? એનો ખુલાસો આ પ્રમાણે કરવામાં આવ્યો છે : અંબિયાએ કિરામ અને જે એમની સાથે જોડાયેલ છે ઉમ્મતના સાલેહ લોકોની ક઼બ્રને મસ્જિદ બનાવવી લઅનતનો સબબ છે, ભલે તેમની લાશ ક઼બ્રમાં રહેવા દે અથવા કાઢીને ફેંકી દેવામાં આવે. પણ કાફિરોની ક઼બ્રો પર મસ્જિદ બનાવવામાં કોઈ વાંધો નથી, જ્યારે કે તેમનાં હાડકાં કાઢીને ફેંકી દેવામાં આવ્યાં હોય. આ બંને હુકમ તો એના સ્થાને દુરુસ્ત છે પણ એક દાવો બીજુ દલીલ નથી બન્યું.

لقول માં 'લામ' તઅલીલિયહ્ દર્શાવે છે કે આ ઈલ્લત (સબબ) છે અને તેના આગળનો તેનો દાવો છે.

**હું કહું છું** : આ આજિઝની સમજમાં એ વાત આવે છે કે ઈમામ બુખારી એ ફાયદો કરવા ચાહે છે કે જો ક્યાંક મુશ્રિકો, કાફિરોની ક઼બ્રો હોય અને જરૂરત એ વાતની હોય કે ત્યાં મસ્જિદ બનાવવામાં આવે તો જરૂરી છે કે ક઼બ્રોને ખોદીને હાડકાં કાઢી લેવામાં આવે જેથી તે જગા ક઼બ્ર જ ન રહે. એવું એટલા માટે કરવું જરૂરી છે કે હુઝૂરે અક઼દસ ﷺએ ફર્માવ્યું કે અલ્લાહે યહૂદ તથા નસારા પર લઅનત ફર્માવી કે તેમણે પોતાના નબીઓની ક઼બ્રોને મસ્જિદો બનાવી લીધી. તો જ્યારે અંબિયાનાં મઝારોને મસ્જિદો બનાવવાં લઅનતનો સબબ છે તો મુશ્રિકોની ક઼બ્રોને મસ્જિદો બનાવવી એથી વિશેષ કક્ષાએ લઅનતનો સબબ થશે, એટલા માટે તેમની ક઼બ્રોને ખોદી કાઢીને હાડકાં બહાર ફેંકી દો કે તે ક઼બ્ર જ ન રહે કે ત્યાં નમાઝ પઢવું ક઼બ્ર પર નમાઝ પઢવું ન કહેવાય. જ્યારે ક઼બ્ર ખોદીને હાડકાં ફેંકી દો તો તે સામાન્ય જમીનની જેમ થઈ ગઈ, ત્યાં નમાઝ પઢવી સામાન્ય જમીન પર નમાઝ પઢવા સમાન છે.

### સમજૂતી : ૨૯૭

અમુક હદીષોમાં આવ્યું છે કે ઊંટોના વાડામાં નમાઝ ન પઢો. એનાથી જાહેરી રીતે એવો ભાવાર્થ થાય છે કે આ હુકમ સામાન્ય છે અને ક઼તઈ છે. ઈમામ બુખારી આ પ્રકરણ રચીને કે ''ઊંટોના રહેઠાણે નમાઝનું બયાન'' એ લાભ કરવા ચાહે છે કે મનાઈ સદંતર નથી, બલ્કે એ સમયે છે જ્યારે જાણ હોય કે ઊંટ તોફાની ખતરનાક છે અથવા કાંઈ ખબર ન હોય તો એ ખટકો રહે કે ક્યાંક તોફાની ન હોય અને કાંઈ નુકસાન કરી બેસે. પરંતુ જો જાણ હોય કે ઊંટ સીધાં સાદાં શરીફ છે તો તેની નજીક નમાઝ પઢવામાં કોઈ વાંધો નથી, ચાહે તે એકલુ હોય અથવા ક્યાંક વાડામાં હોય, જેમ કે હુઝૂરે પઢી અને હુઝૂરને જોઈને

## حدیث ۲۹۸ فلاتسلونی عن شی الا اخبرتکم

**[હદીષ : ૨૯૮] "અગ્નિ અથવા કોઈ એવી વસ્તુ જેની પૂજા કરવામાં આવે છે જે નમાઝીની આગળ હોય તો ?"**

اَخۡبَرَنِیۡ اَنَسُ بۡنُ مَالِكٍ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنۡهُ اَنَّ رَسُوۡلَ اللّٰهِ صَلَّی اللّٰهُ

*"હઝરત અનસ બિન માલિક رضی اللہ عنہ એ મને ખબર આપી કે રસૂલુલ્લાહ ﷺ જ્યારે*

تَعَالٰی عَلَیۡهِ وَسَلَّمَ خَرَجَ حِیۡنَ زَاغَتِ الشَّمۡسُ فَصَلَّی الظُّهۡرَ فَقَامَ

*સૂરજ ઢળી ગયો તો બહાર તશરીફ લાવ્યા અને ઝોહરની નમાઝ પઢી, ત્યારબાદ*

عَلَی الۡمِنۡبَرِ فَذَكَرَ السَّاعَةَ وَذَكَرَ اَنَّ فِیۡهَا اُمُوۡرًا عِظَامًا ثُمَّ قَالَ مَنۡ

*મિમ્બર પર તશરીફ લઈ ગયા અને કયામતનો ઉલ્લેખ કર્યો કે કયામતના દિવસે મોટા મોટા બનાવો બનશે.*

اَحَبَّ اَنۡ یَّسۡئَلَ عَنۡ شَیۡءٍ فَلۡیَسۡئَلۡ فَلَا تَسۡئَلُوۡنِیۡ عَنۡ شَیۡءٍ اِلَّا اَخۡبَرۡتُكُمۡ

*ત્યારબાદ ફર્માવ્યું, કોઈ કાંઈ પૂછવા ચાહે તો પૂછે, હું જ્યાં સુધી અહીં છું તમે લોકો જે પણ પૂછશો બતાવીશ.*

હઝરત ઈબ્ને ઉમરે પણ પઢી. એક શંકા એ રહી જાય છે કે પ્રકરણ છે "ઊંટોના રહેઠાણે નમાઝનું બયાન" અને હદીષમાં એક ઊંટની તરફ મોં કરીને નમાઝ પઢવાનું વર્ણન છે એનાથી પ્રકરણની સાબિતી નથી થતી. હું કહું છું : ઊંટોના રહેવાની જગાએ નમાઝની મનાઈ કેવળ ઊંટોના નજીક હોવાના કારણે છે, જગ્યા કે જમીનના ખાસ હોવાના કારણે નથી. અને આ પ્રકરણની હદીષથી સાબિત થયું કે એક ઊંટની નઝદીકી નમાઝમાં વાંધારૂપ નથી તો એના પર કયાસ કરીને એ પણ સાબિત થાય છે કે દસ વીસ ઊંટો પણ નજીક હોય તો નમાઝમાં વાંધારૂપ નથી.

આ હદીષ બાબુસ્સલાત ઈલર્રાહિલતિ વલબઈરમાં થોડા ફેરફાર સાથે છે. ત્યાં છે કે નબી પોતાની સવારીને પહોળાઈમાં આડી બેસાડતા અને તેના તરફ મોઢું કરીને નમાઝ પઢતા. ઓબૈદુલ્લાહ બિન ઉમરે નાફેઅને પૂછ્યું, બતાવો ! સવારીઓ હરકત કરવા લાગત તો શું કરત ? નાફેએ જણાવ્યું કે પછી કાઢલો લઈ લેત અને તેને સીધા કરીને તેની તે લાકડીના તરફ મોઢું કરીને નમાઝ પઢતા જેના પર સવાર ટેક લગાડે છે. અને ઈબ્ને ઉમર પણ એવું જ કરતા હતા.

### સમજૂતી : ૨૯૮

એના પર ઈમામ બુખારીએ કિતાબુસ્સલાતમાં આ પ્રકરણ રચ્યું છે :–

**من صلی وقدامه تنور اونار او شی یعبد فاراد به وجه اللہ عزوجل۔** "જેણે એ હાલતમાં નમાઝ પઢી કે તેની આગળ ભઠ્ઠી અથવા આગ અથવા કાંઈ બીજુ હોય જેની પૂજા કરવામાં આવતી હોય પણ નમાઝીએ અલ્લાહ عزوجل ની ઈબાદતની નિય્યત કરી." આદત પ્રમાણે પ્રકરણમાં સવાલ કરીને છોડી દેવામાં આવ્યો છે, હેતુ એમનો એ છે કે કોઈ વાંધો નથી, એના હેઠળ જે હદીષો લાવ્યા છે એનાથી તે એવું સાબિત કરવા ચાહે છે. પ્રથમ હદીષ તો એ જ સંક્ષિપ્તમાં છે કે જે અમે વર્ણવી, કેવળ એટલો હિસ્સો કે ઈર્શાદ ફર્માવ્યું, હું નમાઝ પઢી રહ્યો હતો કે મારી સામે જહન્નમ લાવવામાં આવી. બીજી હદીષ સલાતે કસૂફની છે જે હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما થી

مَادُمْتُ فِيْ مَقَامِيْ هٰذَا فَأَكْثَرَ النَّاسُ فِي الْبُكَاءِ وَأَكْثَرَ أَنْ يَّقُوْلَ سَلُوْنِيْ

આ સાંભળીને લોકો ચોધાર આંસૂએ રડવા લાગ્યા અને હુઝૂર વારંવાર ફર્માવતા રહ્યા, મને પૂછો !

فَقَامَ عَبْدُ اللّٰهِ بْنُ حُذَافَةَ السَّهْمِيُّ فَقَالَ مَنْ أَبِيْ قَالَ أَبُوْكَ حُذَافَةُ

તો અબ્દુલ્લાહ ઈબ્ને હુજાફા સહમી ઉભા થયા અને પૂછયું, મારો બાપ કોણ છે ? ઈર્શાદ ફર્માવ્યો, હુજાફા છે.

ثُمَّ أَكْثَرَ أَنْ يَّقُوْلَ سَلُوْنِيْ فَبَرَكَ عُمَرُ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ عَلٰى رُكْبَتَيْهِ

ત્યારબાદ વારંવાર ફર્માવતા રહ્યા, મને પૂછો ! એના પર હઝરત ઉમર رضی اللہ عنہ ગુથણભેર ઉભા થયા

فَقَالَ رَضِيْنَا بِاللّٰهِ رَبًّا وَّبِالْإِسْلَامِ دِيْنًا وَّبِمُحَمَّدٍ نَّبِيًّا فَسَكَتَ ثُمَّ

અને અર્ઝ કરી, અમે અલ્લાહના પરવરદિગાર હોવા તથા ઈસ્લામના દીન હોવા અને મુહમ્મદના નબી હોવા

قَالَ عُرِضَتْ عَلَيَّ الْجَنَّةُ وَالنَّارُ آنِفًا فِيْ عُرْضِ هٰذَا الْحَائِطِ فَلَمْ أَرَ

પર (દિલો જાનથી) રાજી છીએ. હવે હુઝૂરે ખામોશી ધારણ કરી. ત્યારબાદ ફર્માવ્યું, હમણા દીવાલના ખૂણામાં

كَالْخَيْرِ وَالشَّرِّ

મારી સામે જન્નત તથા દોઝખ રજૂ કરવામાં આવી, મેં (કદી આટલો) સારો તથા બુરો મન્ઝર નથી જોયો."

(બુખારી, ૧/૭૭, મવાક઼ીબ બાબુ વક઼્તુઝ઼્ઝુહ્ર ઈન્દઝ્ઝવાલ, ૧/૬૨, સલાત, ૨/૧૦૮૩, એઅ્તિસામ)

રિવાયત પામેલી છે જેનો એક હિસ્સો કિતાબુલ ઈમાનમાં આવી ગયો છે અને પૂરી હદીષ સલાતુલ કસૂફમાં આવશે. અહીં કેવળ જરૂરત મુજબ આ હિસ્સો વર્ણન કર્યો, "સૂર્યગ્રહણ" થયું તો રસૂલુલ્લાહ ﷺએ નમાઝ પઢી" અને "મને જહન્નમ દેખાડવામાં આવી, આટલો ભયાનક મંઝર કદી નથી જોયો." આ બંને હદીષોથી સાબિત કે નમાઝની હાલતમાં સામે આગ હતી અને આગને મજૂસી પૂજે છે જેથી સાબિત થયું કે નમાઝીની સામે કોઈ એવી ચીજ હોય જેની પૂજા થતી હોય પણ નમાઝીની નિય્યત ફક્ત અલ્લાહની ઈબાદતની હોય તો કોઈ વાંધો નથી. હનફીઓ ફર્માવે છે કે જો નમાઝીની સામે બાતિલ મઅબૂદોમાંથી કોઈ હોય તો નમાઝ મકરૂહ છે ભલે નિય્યત કેવળ અલ્લાહની કરી હોય. બલ્કે જો મઆઝલ્લાહ ! સેંકડોવાર મઆઝલ્લાહ ! બાતિલ મઅબૂદની નિય્યત હોય તો નમાઝ સહીહ થવાનું તો દૂર રહ્યું પાયામાંથી ઈમાન જ ચાલ્યુ જશે. અને આ કરાહતના કારણે મુશ્રિકો સાથે મુશાબેહત (મળતાપણુ) તથા પબ્લિકને ગલત ફહમીમાં નાખવું છે.

આ હદીષથી ઈમામ બુખારીનું પુરવાર કરવું સંપૂર્ણ નથી. એટલા માટે કે હુઝૂરે અક઼દસ ﷺના રૂબરૂ જહન્નમને પેશ કરવામાં આવવું સામાન્ય નિયમ વિરુદ્ધ આલમે ગયબની વાત છે. સહાબાએ કિરામે ક્યાં જોયું. આલમે ગયબના જે અહવાલ સામાન્ય નિયમ વિરુદ્ધ જાહેર થાય તેના પર આલમે શહાદત (આ જગત)ના નિયમ મુજબની હાલતોને ક઼યાસ કરવું સહીહ નથી. દા.ત. એ જ બનાવમાં લઈ લો. નમાઝીની આગળ એવી ચીજ હોવાથી નમાઝ મકરૂહ થાય છે જેનાથી ધ્યાનમાં ખલેલ થાય, એ ખૂદ ઈમામ બુખારીએ સ્વીકારેલ છે. (બુખારી, ૧/૭૩ સલાત) અને અહીં જન્નત તથા દોઝખ સામે આવવાથી હુઝૂરનું ધ્યાન ભંગ થયું. એક રિવાયત (કિતાબુલ કસૂફ-૧૪૪)માં છે કે હુઝૂર આગળ વધ્યા કે જન્નતથી એક લૂમ લઈ લઉં. પછી પાછળ હટયા,

# حدیث ۲۹۹ اجعلوا فی بیوتکم من صلوتکم

## [હદીષ : ૨૯૯] ''ઘરોમાં પણ અમુક નમાઝ પઢી લો''

عَنِ ابْنِ عُمَرَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُمَا عَنِ النَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

''હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما નબી ﷺથી રિવાયત કરે છે કે હુઝૂરે ફર્માવ્યું, તમારાં ઘરોમાં પણ

وَسَلَّمَ قَالَ اِجْعَلُوْا فِیْ بُیُوْتِکُمْ مِّنْ صَلٰوتِکُمْ وَلَا تَتَّخِذُوْھَا قُبُوْرًا ـ

અમુક નમાઝ પઢયા કરો, ઘરોને ક઼બ્ર ન બનાવી લો.'' (બુખારી, ૧/૬૨, સલાત, કરાહતુસ્સલાત ફિલ્ મક઼ાબિર)

તેમજ જન્નતમાં જન્નતીઓને અને જહન્નમમાં જહન્નમીઓને જોયા. જહન્નમની ભયાનક્તાઓથી પ્રભાવિત પણ થયા. એની પણ મજબૂત શક્યતા છે કે જન્નતીઓમાંથી અને જહન્નમીઓમાંથી કોઈનું મોઢું હુઝૂરે અક઼દસ ﷺની તરફ રહ્યું હોય, જ્યારે કે નમાઝીનું કોઈ પુરૂષ અથવા સ્ત્રીની તરફ મોઢું કરવું મકરૂહ છે, તો શું એ આલમે ગયબની હાલતો પર ક઼યાસ કરીને એ હુકમ આપવો યોગ્ય ઠરશે કે નમાઝીની આગળ કાંઈ પણ હોય તેનાથી તેનું કેટલુ પણ ધ્યાનભંગ થાય, લોકો નમાઝીની તરફ મોં કરેલ હોય છતાં નમાઝમાં કોઈ કરાહત નહીં આવે ?

બીજુ કે હઝરત અનસવાળી હદીષમાં એ સ્પષ્ટ છે فی عُرض هذا الحائط ''જન્નત તથા દોઝખ આ દીવાલના ખૂણામાં દેખાડવામાં આવી'' એ દીવાલથી મુરાદ ક઼િબ્લાની દીવાલ છે. તો જ્યારે જહન્નમ ક઼િબ્લાની દીવાલના એક ખૂણામાં હતી અને હુઝૂર મસ્જિદની વચ્ચે તો જહન્નમ હુઝૂરની સામે ક્યાં આવી ? રહી ગઈ ઈબ્ને અબ્બાસની હદીષ તો એમાં કેવળ એટલું છે કે واریت النار ''મને જહન્નમ દેખાડવામાં આવી'' એવું નથી કે મારી સામે લાવવામાં આવી હતી. શક્ય છે કે અહીં પણ કોઈ ખૂણામાં દેખાડવામાં આવી હોય. ત્રીજુ એ કે જહનનમની આગ કોઈની મઅબૂદ નથી. અગ્નિપૂજક પોતાની ભડકાવેલી આગને પૂજે છે, જહન્નમની આગને નહીં. જહન્નમ ممایعبدમાં દાખલ જ નથી.એટલા માટે જે અમુક રિવાયતોમાં આવ્યું છે فی قبلة هذا الجدار એનાથી પણ સંપૂર્ણપણે પુરવાર થતુ નથી, કે એનાથી પુરવાર કરવામાં પણ પ્રથમ તથા ત્રીજી કમી બાકી જ રહેશે.

### સમજૂતી : ૨૯૯

એના પર ઈમામ બુખારીએ આ પ્રકરણ રચ્યું છે : کراهیة الصلوٰة فی المقابر ''ક઼બ્રસ્તાનમાં નમાઝ મકરૂહ હોવાનું બયાન'' જાહેર છે કે હદીષથી પ્રકરણની સાબિતી નથી થઈ રહી. અલ્લામા સફ઼ાક઼સીએ એ સ્પષ્ટતા કરી કે, આ જ હદીષ મુસ્લિમમાં હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہની રિવાયત لاتجعلوا بیوتکم مقابر છે. એનાથી પ્રકરણની સામ્યતા જાહેર છે. એના પર અલ્લામા અયનીએ ખૂબ જ ઉમદા વાત કરી, કેટલી વિચિત્ર વાત છે કે પ્રકરણનું હેડીંગ રચે ઈમામ બુખારી અને એમના પ્રકરણને પ્રમાણે હોય તે હદીષ કોઈ અન્ય સાહબ રિવાયત કરે !

**હું કહું છું** : સામાન્ય વિચારણા પછી મળતાપણુ જાહેર થાય છે. આ હદીષના અંતિમ ઈર્શાદથી જણાયું કે ક઼બ્ર નમાઝ પઢવાની જગા નથી અને મક઼બરો તે જગાને કહે છે જ્યાં ક઼બ્રો હોય છે, એટલા માટે મકબરામાં નમાઝ મકરૂહ થઈ. વધુમાં વધુ એ કહેવામાં આવશે કે સાબિત એ થયું કે ક઼બ્રસ્તાનમાં જ્યાં ક઼બ્રો હોય ત્યાં મના છે અને જ્યાં ક઼બ્રો નથી ત્યાં મના નથી. આ સામ્યતામાં દખલગીરી થશે નહીં.



ت ۱۰۴ وَيُذْكَرُ اَنَّ عَلِيًّا رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ كَرِهَ الصَّلٰوةَ بِخَسْفِ بَابِلَ

**[તઅલીક઼ : ૧૦૪]** *"અને વર્ણન કરવામાં આવે છે કે હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم એ બાબિલના ખંડેરોમાં નમાઝ પઢવી મકરૂહ જાણી."*

حدیث ۳۰۰ لاتدخلوا علی هولاء المعذبین الا ان تکونوا باکین

**[હદીષ : ૩૦૦] "જેમના પર અઝાબ થયો તેમની નજીકથી પસાર થાય તો....."**

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ

*"હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ*

## તઅલીક઼ : ૧૦૪ની સમજૂતી

આ ક઼ૌલને ઈબ્ને અબી શયબાએ આ શબ્દોમાં વર્ણવ્યો છે. અબ્દુલ્લાહ ઈબ્ને અબીલ મહલી આમિરીએ કહ્યું, અમે હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ની સાથે હતા. અને બાબિલના ખંડેરોથી પસાર થયા તો તેમણે ત્યાં નમાઝ ન પઢી, તેનાથી આગળ નીકળી ગયા બાદ પઢી. એના સમાનઅર્થી અબૂ દાઊદમાં પણ છે કે હઝરત અલી સૈર કરતા કરતા બાબિલ થઈને પસાર થયા તો મોઅઝ્ઝિને આવીને અસરની અઝાન કહી. જ્યારે એનાથી નીકળી ગયા તો મોઅઝ્ઝિનને હુકમ આપ્યો, તેણે ઈક઼ામત કહી. જ્યારે નમાઝથી પરવારી ગયા તો ફ઼ર્માવ્યું, મને મારા હબીબે મક઼બરામાં નમાઝ પઢવાથી અને બાબિલની ભૂમી પર નમાઝ પઢવાથી મના કર્યું, એટલા માટે કે આ જમીન મલઊન લઅનત પામેલ છે. આ હદીષની સનદ પર મુહદ્દિષોએ કેટલીયે રીતે ચર્ચા કરેલી છે અને આ હદીષ સહીહની વિરુદ્ધ છે કે ફ઼ર્માવ્યું, جعلت لی الارض مسجدًا એટલા માટે ખત્તાબીએ કહ્યું કે ઉલમામાંથી કોઈને નથી જાણતો જેણે બાબિલમાં નમાઝને હરામ બતાવી હોય.

**હું કહું છું :** હમણા હદીષ આવી રહી છે કે જે જગાએ અઝાબ થયો છે ત્યાં જવાથી મના ફ઼ર્માવ્યું. જ્યારે જવું મના છે તો નમાઝ એથીયે વિશેષ કક્ષાએ મના થવી જોઈએ.

**બાબિલ :** બાબિલ ઈરાક઼માં એક વસ્તીનું નામ છે જ્યાંનો જાદૂ અને શરાબ મશ્હૂર છે. ક્યારેક આખા ઈરાક઼ને બાબિલ કહી દે છે. એને નમરૂદે વસાવ્યું હતું. તેણે અહીં એક મહેલ બનાવ્યો હતો જે પાંચ હજાર હાથ ઊંચો હતો. એણે એ મહેલ એટલા માટે બનાવ્યો હતો કે આસ્માન પર જઈને આસ્માનવાળાઓ સાથે લડીને આસ્માનની પણ સત્તા ક઼બજે કરી લે. અલ્લાહ ﷻ એ એ મહેલ પાડી દીધો. એનું વર્ણન આ આયતે કરીમામાં છે : فَاَتَى اللّٰهُ بُنْيَانَهُمْ مِّنَ الْقَوَاعِدِ "તો અલ્લાહે એમની ઈમારતને પાયાથી ફેંકી દીધી." (સૂ. નહ્લ–૨૬) અહીંના રહેવાસીઓની ભાષા સુર્યાની હતી, પણ એક રાત સૂતા તો ખુદાની કુદરતથી એ લોકો ૭૨ પ્રકારની ભાષાઓ બોલવા લાગ્યા. દરેક વ્યક્તિ પોતાની ભાષામાં બલ બલ કરતો. એટલા માટે એનું નામ બાબિલ પડી ગયું, બિલ્‌બિલ કરનારા. *(અયની, ૪/૧૮૯, સલાત)*

## સમજૂતી : ૩૦૦

هولاء المعذبین થી ક઼ૌમે સમૂદની વસ્તી હજરની તરફ નિર્દેશ છે જેમ કે મગ઼ાઝી અને તફસીરની રિવાયતમાં

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ قَالَ لَا تَدْخُلُوْا عَلٰی ھٰؤُلَاءِ الْمُعَذَّبِیْنَ اِلَّا اَنْ تَکُوْنُوْا

ફર્માવ્યું, એ લોકો પર જેમના પર અઝાબ થયો છે પ્રવેશો નહીં પણ એ કે રડતા અને જો રડી

بَاکِیْنَ فَاِنْ لَّمْ تَکُوْنُوْا بَاکِیْنَ فَلَا تَدْخُلُوْا عَلَیْھِمْ لَا یُصِیْبُکُمْ مَا اَصَابَھُمْ۔

ન શકો તો દાખલ ન થાવ, ક્યાંક તમને પણ એ મુસીબત ન આવે જે એમના પર આવી."

ت ۱۰۵ قَالَ عُمَرُ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ اِنَّا لَا نَدْخُلُ کَنَائِسَکُمْ مِّنْ

**[તઅલીક઼ : ૧૦૫]** "હઝરત ઉમર رضی اللہ عنہ એ ફર્માવ્યું, અમે તમારાં દેવળોમાં નથી જતા

التَّمَاثِیْلِ الَّتِیْ فِیْھَا الصُّوَرُ۔

આ મૂર્તિઓના કારણે જે એનામાં છે."

ت ۱۰۶ کَانَ ابْنُ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھُمَا یُصَلِّیْ فِی الْبِیْعَةِ اِلَّا بِیْعَةً فِیْھَا تَمَاثِیْلُ۔

**[તઅલીક઼ : ૧૦૬]** "હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما ચર્ચમાં નમાઝ પઢતા હતા પણ એ ચર્ચમાં ન પઢતા હતા જેમાં મૂર્તિઓ હોતી."

સ્પષ્ટતા છે. આ હદીષમાં જો કે એવી જગા નમાઝ પઢવાથી સ્પષ્ટપણે મનાઈ નથી પણ હદીષની વર્ણન શૈલી બતાવી રહી છે કે એવી જગાએ જવું મના છે. રૂદન છવાઈ જવું ભાગ્યે જ થાય છે, જવલ્લે જ થનારા પર હુકમોનો પાયો નથી હોતો જ્યારે જવું મના અને નમાઝ જવાનો ભાગ છે તો એ પણ મના થઈ.

## તઅલીક઼ : ૧૦૫-૧૦૬ની સમજૂતી

હઝરત ઉમર رضی اللہ عنہ ના અષર (ક઼ૌલ)ને ઈમામ અબ્દુર્રઝ્ઝાકે મૌસૂલન્ રિવાયત કરેલ છે. અને હઝરત ઈબ્ને અબ્બાસના કથનને બગ઼વીએ જઅદિયાતમાં અને ઈબ્ને અબી શયબાએ પોતાના મુન્સફમાં કાફિરોના પ્રાથનાલયોમાં મુત્લક઼ન (તદ્દન) જવા મના કરી છે. પ્રથમ તો તેમના પ્રાથનાલયો મૂર્તિઓ, પૂતળાંઓ તથા તસ્વીરોથી ખાલી નથી હોતાં. બીજું એ કે તે લઅનતનું સ્થળ છે. ત્રીજુ એ કે પબ્લિકને બદ્ગુમાનીમાં નાખવું છે. હા ! ઈસ્લામી બાદશાહ જરૂરત પૂરતો જઈ શકે છે, જેમ કે હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہ બયતુલ મુક઼દ્દસ ફતહ કરીને પછી તેના દેવળ (ચર્ચ)માં ગયા પણ નમાઝ બહાર આવીને પઢી. હઝરત ઈબ્ને અબ્બાસ થી જે નક઼લ થયેલ છે એમાં 'બયૂઅતહૂ'થી મુરાદ પાદરીઓનાં રહેઠાણો છે ઈબાદતખાનાં નહીં, એટલા માટે કે દરેક દેવળમાં હઝરત ઈસા તથા મરયમની બનાવટી તસ્વીર હોય છે.



## حدیث ۳۰۱ لعنۃ اللہ علی الیھود والنصاریٰ اتخذوا قبور انبیائھم مسا۔

### [હદીષ : ૩૦૧] "ક઼બ્રોને મસ્જિદ ન બનાવો"

اَنَّ عَائِشَۃَ وَعَبْدَ اللہِ بنَ عَبَّاسٍ رَضِیَ اللہُ تَعَالٰی عَنْھُمْ قَالَا لَمَّا نُزِلَ بِرَسُوْلِ

"ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા તથા હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું, જ્યારે રસૂલુલ્લાહ

صَلَّی اللہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ طَفِقَ یَطْرَحُ خَمِیْصَۃً لَّہٗ عَلٰی وَجْھِہٖ فَاِذَا اغْتَمَّ

પર બીમારી (વિસાલ વેળા)ની સખ્તી થઈ તો વારંવાર પોતાની ચાદર પોતાના ચહેરા પર નાખતા.

بِھَا کَشَفَھَا عَنْ وَّجْھِہٖ فَقَالَ وَھُوَ کَذٰلِکَ لَعْنَۃُ اللہِ عَلَی الْیَھُوْدِ وَالنَّصَارٰی

જ્યારે શ્વાસ ઘૂંટાવા લાગતો તો ચહેરાથી હટાવી દેતા. એ જ હાલતમાં ફર્માવ્યું, યહૂદ તથા નસારા પર

اِتَّخَذُوْا قُبُوْرَ اَنْبِیَاءِھِمْ مَسَاجِدَ یُحَذِّرُ مَا صَنَعُوْا۔ ع ہ

અલ્લાહની લઅ્નત થાય, તેમણે પોતાના નબીઓની ક઼બ્રોને મસ્જિદો બનાવી લીધી. યહૂદી તથા

ઈસાઈએ જે કર્યું હતું એનાથી લોકોને ડરાવી રહ્યા હતા."

(બુખારી, ૧/૬૨, સલાત, ૧/૪૯૧, અંબિયા, બની ઈસ્રાઈલનું વર્ણન, ૨/૬૩૯ મગાઝી,

મરઝે નબી صلی اللہ علیہ وسلم, બે તરીક઼ાથી લિબાસ, પેજ–૮૬૫)

## حدیث ۳۰۲

### [હદીષ : ૩૦૨] "ક઼બ્રોને મસ્જિદ ન બનાવો"

عَنْ اَبِیْ ھُرَیْرَۃَ رَضِیَ اللہُ تَعَالٰی عَنْہُ اَنَّ رَسُوْلَ اللہِ صَلَّی اللہُ

"હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું, યહૂદને અલ્લાહ

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ قَالَ قَاتَلَ اللہُ الْیَھُوْدَ اِتَّخَذُوْا قُبُوْرَ اَنْبِیَائِھِمْ مَسَاجِدَ ع ہ

મારી નાખે, તેમણે પોતાના નબીઓની ક઼બ્રોને મસ્જિદો બનાવી લીધી." (બુખારી, ૧/૬૨, સલાત)

### સમજૂતી : ૩૦૧–૩૦૨

યહૂદી તથા નસારાને પોતાના નબીઓ સાથે જે મહોબ્બત તથા અક઼ીદત હતી, સહાબાએ કિરામ તથા આ ઉમ્મતને હુઝૂરે અક઼દસ صلی اللہ علیہ وسلم સાથે એનાથી કેટલાય ગણી વધુ છે એટલા માટે એ ખતરો હતો કે મારી ઉમ્મત પણ મઝારે પાકને મસ્જિદ બનાવીને તેની પૂજા કરવા લાગે. એટલા માટે દુનિયાથી જતાં જતાં એ ખૂબ જ તકલીફદાયક હાલમાં પણ એ બુરા કૃત્યથી રોક્યા. એનું પરિણામ પણ બરાબર નીકળ્યું કે આજે ૧૪૦૦ વરસ થઈ ગયાં પણ મઝારે પાક મઝારે પાક જ છે, મસ્જિદ નથી. (એટલે કે હુઝૂરની ક઼બ્રને સિજદો કરવામાં નથી આવતો. –અનુવાદક)

# حدیث ۳۰۳ یوم الوشاح من تعاجیب ربنا

**[હદીષ : 303] "અને હાર ગુમ થવાનો દિવસ અલ્લાહની અજાયબીઓમાંથી છે"**

عَنْ عَائِشَةَ رَضِیَ اللهُ تَعَالٰی عَنْهَا اَنَّ وَلِیْدَةً کَانَتْ سَوْدَاءَ لِحَیٍّ مِّنَ

"ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا થી રિવાયત છે કે એક હબ્શી લોંડી અરબના એક કૃબીલાની

الْعَرَبِ فَاَعْتَقُوْهَا فَکَانَتْ مَعَهُمْ قَالَتْ فَخَرَجَتْ صَبِیَّةٌ لَّهُمْ عَلَیْهَا وِشَاحٌ

હતી. તે લોકોએ તેણીને આઝાદ કરી દીધી છતાં તે તેમની સાથે રહી. એમની એક છોકરી નીકળી.

اَحْمَرُ مِنْ سُیُوْرٍ قَالَتْ فَوَضَعَتْهُ اَوْ وَقَعَ مِنْهَا فَمَرَّتْ بِهٖ حُدَیَّاةٌ وَّهُوَ

લાલ રંગનો હાર પહેરેલ હતી. હવે ક્યાં તો છોકરીએ ક્યાંક રાખી દીધું અથવા પડી ગયું કે એક ચીલ પસાર

مُلْقًی فَحَسِبَتْهُ لَحْمًا فَخَطِفَتْهُ قَالَتْ فَالْتَمَسُوْهُ فَلَمْ یَجِدُوْهُ ، قَالَتْ ، فَاتَّهَمُوْنِیْ

થઈ. તે હાર પડેલો હતો. ચીલે તેને ગોશ્ત સમજ્યો અને તેને ઊંચકી લીધો. કૃબીલાવાળાઓએ હાર શોધ્યો

بِهٖ قَالَتْ فَطَفِقُوْا یُفَتِّشُوْنِیْ حَتّٰی فَتَّشُوْا قُبُلَهَا قَالَتْ ، وَاللهِ اِنِّیْ لَقَائِمَةٌ مَّعَهُمْ

પણ તેમને ન મળ્યો. તે લોંડીએ જણાવ્યું કે પછી તેને ચોરવાનો મારા પર આક્ષેપ લગાડયો અને મારી

اِذْ مَرَّتِ الْحُدَیَّاةُ فَاَلْقَتْهُ قَالَتْ فَوَقَعَ بَیْنَهُمْ قَالَتْ فَقُلْتُ هٰذَا الَّذِیْ اتَّهَمْتُمُوْنِیْ

તલાશી લેવા લાગ્યા, ત્યાં સુધી કે તેણીની શર્મગાહની પણ તલાશી લીધી. લોંડીએ કહ્યું, ખુદાની કૃસમ ! હું

بِهٖ زَعَمْتُمْ وَاَنَا مِنْهُ بَرِیْئَةٌ وَّهُوَ ذَا هُوَ قَالَتْ فَجَاءَتْ اِلٰی رَسُوْلِ اللهِ صَلَّی اللهُ

એની સાથે ઉભી હતી એવામાં તે ચીલ પસાર થઈ અને હારને ફેંકી દીધો. તેમની વચ્ચે એ હાર પડયો. મેં

تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ فَاَسْلَمَتْ قَالَتْ عَائِشَةُ فَکَانَتْ لَهَا خِبَاءٌ فِی الْمَسْجِدِ

કહ્યું, આ જ છે ને તે જેને ચોરવાનો તમે લોકોએ મારા પર ઈલ્ઝામ લગાડયો હતો, જ્યારે કે હું એનાથી મુક્ત

**સમજૂતી : 303**

વલીદા, વલીદ એ બાળક તથા બાળકીને કહે છે જે હમણાં પેદા થયાં છે. ઉર્ફે આમમાં નાના બાળકને પણ કહે છે તેમજ લોંડી તથા ગુલામને પણ ભલે ઉંમરવાળા હોય. وشاح તે હારને કહે છે જે સજાવેલ અને જડેલ હોય, જો સજાવેલ ન હોય وشاح નહીં કહેવાય. કમરપટાના અર્થમાં પણ આવે છે. ષાબિતે દલીલોમાં એ વધારો કર્યો કે આ છોકરી દુલ્હન હતી. ગુસલખાનામાં નહાવા ગઈ અને તેને ઉતારી રાખી દીધો. આ તકૃદીર પર હવે وشاحના બંને અર્થો દુરુસ્ત થઈ શકે છે. હાર તથા કમરપટ્ટો. જ્યારે બીબીનો મસ્જિદમાં જ તંબૂ કે ઓરડો

اَوْ حِفْشٌ قَالَتْ فَكَانَتْ تَاْتِيْنِیْ فَتَحَدَّثُ عِنْدِیْ قَالَتْ فَلَا تَجْلِسُ عِنْدِیْ

છું તે આ છે. પછી તે રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં હાજર થઈ અને ઈસ્લામથી પાવન થઈ ગઈ. હઝરત

مَجْلِسًا اِلَّا قَالَتْ ــ وَيَوْمُ الْوِشَاحِ مِنْ تَعَاجِيْبِ رَبِّنَا اَلَا اِنَّهٗ مِنْ

આઈશાએ કહ્યું, એ લોંડીનો મસ્જિદમાં એક તંબૂ અથવા નાનો સરખો ઓરડો હતો. તેણી મારી પાસે આવ્યા

بَلْدَةِ الْكُفْرِ اَنْجَانِیْ ۔ قَالَتْ عَائِشَةُ فَقُلْتُ لَهَا مَا شَاْنُكِ لَا تَقْعُدِيْنَ

કરતી અને મારી પાસે વાતો કરતી. જ્યારે કદીક આવીને બેસતી તો એવું જરૂર કહેતી, અને હારવાળો

مَعِیْ مَقْعَدًا اِلَّا قُلْتِ هٰذَا قَالَتْ فَحَدَّثَتْنِیْ بِهٰذَا الْحَدِيْثِ ع‍ہ

દિવસ મારા પરવરદિગારની અજાઈબીઓમાંથી છે. સાંભળો ! એ દિવસે જે કુફ્રની વસ્તીથી મને છૂટકારો

આપ્યો. હઝરત ઉમ્મુલ મો'મિનીને તેણીને પૂછયું, શું વાત છે તું જ્યારે આવીને બેસે છે

તો એ જરૂર પઢે છે ? તેણીએ એના પર આ બનાવ વર્ણવ્યો." (બુખારી, ૧/૬૩, સલાત)

ت ۱۰۷ عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ قَدِمَ رَهْطٌ مِّنْ عُكْلٍ

**[તઅલીક઼ : ૧૦૭]** "હઝરત અનસ બિન માલિક رضی اللہ عنہથી રિવાયત થયેલ છે કે "ઉકલ' (عکل)ના

عَلَی النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَيْهِ وَسَلَّمَ وَكَانُوْا فِی الصُّفَّةِ ۔

કેટલાક લોકો નબી ﷺની ખિદમતમાં હાજર થયા અને તે સુફ્ફામાં રહેતા હતા."

ت ۱۰۸ وَقَالَ عَبْدُ الرَّحْمٰنِ بْنِ اَبِیْ بَكْرٍ كَانَ اَصْحَابُ الصُّفَّةِ الْفُقَرَاءَ

**[તઅલીક઼ : ૧૦૮]** "અને અબ્દુર્રહ્‌માન ઈબ્ને અબૂબક્રએ કહ્યું, અસ્હાબે સુફ્ફા મોહતાજ હતા."

હતો તો એ મસ્જિદમાં જ સૂતી પણ હતી. તો હદીષથી સાબિત થઈ ગયું કે સ્ત્રીનું મસ્જિદમાં સૂવું જાઈઝ છે, પણ શરત જરૂરી છે જ્યારે કે તે ઠેકાણા વિનાની મુસાફર હોય અને હૈઝ તથા નિફ઼ાસની હાલતમાં ન હોય.

## તઅલીક઼ : ૧૦૭-૧૦૮ની સમજૂતી

અહીં પ્રકરણનું હેડીંગ છે "પુરૂષનું મસ્જિદમાં સૂવું" આ બંનેવ તઅલીક઼ોથી એ સાબિત થયું કે જો કોઈ પુરૂષ કે અમુક પુરૂષો મોહતાજ હોય જેમનાં ઘરબાર ન હોય તેઓ મસ્જિદમાં સૂઈ શકે છે. પ્રથમ અષર (કથન) લાંબી હદીષનો ટુકડો છે જે કિતાબુત્તહારતમાં આવી ગયેલ છે. અહીં જેટલો વર્ણન થયેલ છે તે મુહારિબીનની રિવાયતનો ભાગ છે. બીજો અષર (કથન) પણ એક હદીષનો ભાગ છે જે આગળ આવશે. મસ્જિદે નબવીમાં એક તરફ એ ચબૂતરો હતો તેના પર છાપરુ બનાવેલ હતું તેને સુફ્ફા કહે છે. તે મુહાજિરો જેનું કોઈ ઠેકાણુ ન હોતુ તે અહીં રહેતા હતા.

## حدیث ۳۰۴ ان ابن عمر نام فی المسجد

**[હદીષ : ૩૦૪] ''મસ્જિદમાં સૂવું''**

اَخْبَرَنِی عَبْدُ اللّٰهِ بْنُ عُمَرَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُمَا اَنَّهٗ کَانَ یَنَامُ

''હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ ખબર આપી કે તે યુવાન અપરિણત હતા

وَهُوَ شَابٌّ اَعْزَبُ لَا اَهْلَ لَهٗ فِی مَسْجِدِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

અને નબી ﷺ ની મસ્જિદમાં સૂતા હતા.''

## حدیث ۳۰۵ قم یا ابا تراب

**[હદીષ : ૩૦૫] ''મસ્જિદમાં સૂવું''**

جَاءَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ بَیْتَ فَاطِمَةَ فَلَمْ یَجِدْ عَلِیًّا

''હઝરત સહલ બિન સઅદ رضی اللہ عنہ એ કહ્યું,

فِی الْبَیْتِ فَقَالَ اَیْنَ ابْنُ عَمِّكِ قَالَتْ كَانَ بَیْنِیْ وَبَیْنَهٗ شَیْءٌ فَغَاضَبَنِیْ

રસૂલુલ્લાહ ﷺ હઝરત ફાતિમા رضی اللہ عنہا ના ઘરે તશરીફ લાવ્યા અને હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ને ઘરે

فَخَرَجَ فَلَمْ یَقِلْ عِنْدِیْ فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

હાજર ન જોયા તો હઝરત ફાતિમાને પૂછયું, તમારા કાકાના ફરઝંદ ક્યાં છે ? તેમણે અર્ઝ કર્યું, મારી તથા

لِاِنْسَانٍ اُنْظُرْ اَیْنَ هُوَ فَجَاءَ فَقَالَ یَا رَسُوْلَ اللّٰهِ هُوَ فِی الْمَسْجِدِ رَاقِدٌ فَجَاءَ

તેમની વચ્ચે કાંઈક વાત બની ગઈ જેના પર તે નારાજ થઈને બહાર ચાલ્યા ગયા અને મારી પાસે કૈલૂલા ન

رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ وَهُوَ مُضْطَجِعٌ قَدْ سَقَطَ رِدَاءُهٗ

કરી. રસૂલુલ્લાહ ﷺ એ એક શખ્સને ફર્માવ્યું, જુઓ ! તેઓ ક્યાં છે ? તે સાહબ આવ્યા અને બતાવ્યું કે, યા

**સમજૂતી : ૩૦૪-૩૦૫-૩૦૬**

મનાકિબે અલીમાં એટલુ વધારે છે કે એક સાહબ હઝરત સહલ બિન સઅદ رضی اللہ عنہ ની ખિદમતમાં આવ્યા અને એવી શિકાયત કરી કે મદીનાનો વર્તમાન હાકિમ હઝરત અલી کرم اللہ تعالیٰ وجہہ الکریم ને મિમ્બર પર બેસી જાહેરમાં બુરા કહે છે. હઝરત સહલે પૂછયું, શું કહે છે ? તેમણે કહ્યું કે તેમને અબૂ તુરાબ કહે છે. એના પર હઝરત સહલ

عَنْ شِقِّهٖ وَاَصَابَهٗ تُرَابٌ فَجَعَلَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَمْسَحُهٗ

રસૂલલ્લાહ ! તે મસ્જિદમાં સૂઈ રહ્યા છે, હવે રસૂલુલ્લાહ ﷺ તેમની પાસે તશરીફ લાવ્યા, તે સૂતેલા હતા.

عَنْهُ وَيَقُوْلُ قُمْ اَبَا تُرَابٍ قُمْ اَبَا تُرَابٍ ع‍ـه

તેમની ચાદર તેમના પાસાએથી પડી ગઈ હતી અને તેમને ધૂળ લાગી ગઈ હતી. રસૂલુલ્લાહ ﷺ તેમના શરીરેથી ધૂળ લુછતા જતા અને ફર્માવતા જતા, ઉઠો ! હે અબૂ તુરાબ ! ઉઠો ! હે અબૂ તુરાબ ! (હે માટીવાળા !)"

(બુખારી, ૧/૬૩, સલાત, પ્રકરણ : નવમુર્રિજાલ ફિલ્ મસ્જિદ,

મનાકિબે અલી–૫૨૫, ૩/૯૨૯, ઈસ્તિઝાન બાબુલ્ કાઈલતુ ફિલ મસ્જિદ)

## حدیث ۳۰۶ اصحاب الصفة

## [હદીષ : ૩૦૬] "મસ્જિદમાં સૂવું"

عَنْ اَبِيْ هُرَيْرَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ قَالَ لَقَدْ

"હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ એ બતાવ્યું, મેં ૭૦ અસ્હાબે સુફ્ફાને

رَاَيْتُ سَبْعِيْنَ مِنْ اَصْحَابِ الصُّفَّةِ مَا مِنْهُمْ رَجُلٌ عَلَيْهِ رِدَاءٌ اِمَّا اِزَارٌ

જોયા એમાં એક શખ્સ પણ એવો ન હતો જેની પાસે ચાદર હોય, ક્યાં તો કેવળ તેહબંદ હતું અથવા કંબલ

وَاِمَّا كِسَاءٌ قَدْ رَبَطُوْا فِيْ اَعْنَاقِهِمْ فَمِنْهَا مَا يَبْلُغُ نِصْفَ السَّاقَيْنِ وَمِنْهَا مَا

જેને તે પોતાની ગરદનોએ બાંધેલ રહેતા, કોઈને અડધી પિંડલી સુધી પહોંચતુ તો કોઈને ઘૂંટી સુધી.

يَبْلُغُ الْكَعْبَيْنِ فَيَجْمَعُهٗ بِيَدِهٖ كَرَاهِيَّةَ اَنْ تُرٰى عَوْرَتُهٗ ع‍ـه

અને પોતાના હાથો વડે ભેગુ રાખતા એ ડરથી કે તેની શર્મગાહ ન દેખાઈ જાય."

(બુખારી, ૧/૬૩, સલાત, નવમુર્રજુલ ફિલ મસ્જિદ)

હસ્યા અને કહ્યું, એ નામ તો નબી ﷺનું રાખેલું છે અને હઝરત અલીને એનાથી વિશેષ કોઈ નામ પસંદ ન હતું. મેં હઝરત સહલથી એના બારામાં હદીષ સાંભળવાની ઈચ્છા દર્શાવી તો તેમણે ઉપરોક્ત હદીષ વર્ણન કરી.

આ ત્રણેવ હદીષોથી સાબિત થયું કે પુરૂષોએ પણ મસ્જિદમાં સૂવું મુત્લકન (વિના અપવાદે) જાઈઝ છે, તે મોઅતકિફ હોય કે ન હોય, મુસાફિર હોય કે ન હોય, મોહતાજ હોય કે ન હોય. પણ બારીક દષ્ટિએ જોતાં એવું નથી. અસ્હાબે સુફ્ફાની તંગદસ્તી જાહેર છે, રહી ગયા ઈબ્ને ઉમર, તો એ શરૂઆતની વાત છે અને એની પણ શક્યતા છે કે તે એઅ્તેકાફ કરી લેતા હોય. એ જ ખુલાસો હઝરત અલી کرم اللہ وجہہ الکریم ના બારામાં પણ છે કે તેમણે એ'તેકાફની નિય્યત કરી લીધી હોય. હુકમ એ જ છે કે મોઅ્તકિફ અને મુસાફરના સિવાય કોઈએ મસ્જિદમાં સૂવું જાઈઝ નથી.

ت ١٠٩ وَقَالَ كَعْبُ بْنُ مَالِكٍ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ كَانَ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى

**[તઅલીક઼ : ૧૦૯]** "હઝરત કઅબ બિન માલિક رضی اللہ عنہ એ ફર્માવ્યું કે નબી صلی اللہ علیہ وسلم જ્યારે

عَلَيْهِ وَسَلَّمَ إِذَا قَدِمَ مِنْ سَفَرٍ بَدَأَ بِالْمَسْجِدِ فَصَلّٰى فِيْهِ

કોઈ સફરથી પાછા આવતા તો પ્રથમ મસ્જિદમાં જતા એમાં નમાઝ પઢતા."

## حدیث ٣٠٧ صلی رکعتین قبل ان یجلس

**[હદીષ : ૩૦૭] "મસ્જિદમાં જાય તો પ્રથમ બે રકાત નમાઝ પઢે"**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللّٰهِ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا قَالَ اَتَيْتُ النَّبِيَّ صَلَّى اللّٰهُ

"હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ رضی اللہ عنہ એ ફર્માવ્યું, હું નબી صلی اللہ علیہ وسلم ની ખિદમતમાં હાજર થયો.

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ وَهُوَ فِى الْمَسْجِدِ، قَالَ مِسْعَرٌ أُرَاهُ قَالَ ضُحًى فَقَالَ صَلِّ

હુઝૂર મસ્જિદમાં હતા. મિસ્અરે કહ્યું, હું ગુમાન કરું છું કે ચાશતના સમયે. તો હુઝૂરે ફર્માવ્યું, બેસતાં પહેલાં બે

**این ابن عمك** : એ અરબના ઉર્ફના લેહાઝથી ફર્માવ્યું કે બે સરખી વયનામાં દરેકને ઈબ્ને અમ કહે છે, નહીં તો સગાઈ સંબંધના લેહાઝથી એ સહીહ નથી. હુઝૂરે હઝરત અલીના ગાયબ થવાથી અંદાઝો કરી લીધો હતો કે કાંઈક અનબન થઈ ગઈ છે એટલા માટે પ્યાર અપાવવા માટે "ઈબ્ને અમ્મિક" ફર્માવ્યું.

**قم یا اباتراب** : એનાથી જણાયું કે કુન્નિયતના માટે ઔલાદની તરફ નિસ્બત જરૂરી નથી, ગૈર ઔલાદની તરફ પણ નિસ્બત કરીને કુન્નિયત રાખી શકાય છે જેમ કે અબૂ જહલ, અબૂ લહબ વગેરે. આ હદીષથી જાહેર થયું કે હુઝૂરે અક઼દસ صلی اللہ علیہ وسلم ને હઝરત અલીની સાથે કેટલી મહોબ્બત હતી. એનાથી આપનો ફઝ્લ કમાલ જાહેર થયો.

**سبعین** : આ સિત્તેર તે સિત્તેર સિવાયના છે જેમને સરિય્યા 'બીરે મઊના'ના પ્રસંગે તબ્લીગના માટે મોકલ્યા હતા જેઓ તમામે તમામ શહીદ થઈ ગયા. આ હઝરત અબૂ હુરૈરહ્‌ના ઈસ્લામથી પાવન થતાં પહેલાંનો બનાવ છે.

### તઅલીક઼ : ૧૦૯ની સમજૂતી

આ અષર (કથન) એક લાંબી હદીષનો ભાગ છે જે મગ઼ાઝી ગઝવાએ તબક તથા કિતાબુત્તફસીર વગેરેમાં વર્ણન થયેલ છે.

### સમજૂતી : ૩૦૭

**પરિપૂર્ણતા** : પૂરો બનાવ આ પ્રમાણે છે કે એક ગઝવામાં હઝરત જાબિર رضی اللہ عنہ હુઝૂરની સાથે ગયા હતા. એમનું ઊંટ કમજોર તથા સુસ્ત ચાલવાળુ હતું. હુઝૂરે તેને એક મુક્કો માર્યો જેનાથી ઝડપી દોડવાળુ બની ગયુ. પછી હુઝૂરે ફર્માવ્યું, હે જાબિર ! એને એ શરતે વેચશો કે મદીના સુધી સવાર થઈને જાઉં ? મેં વેચી દીધું. જ્યારે

رَكْعَتَيْنِ وَكَانَ لِيْ عَلَيْهِ دَيْنٌ فَقَضَانِيْ وَزَادَنِيْ ع ہ

રકાત પઢી લે. અને હુઝૂરના જિમ્મે મારા કેટલાક પૈસા હતા તેને અદા કર્યા અને કાંઈક અધિક આપ્યું."

(બુખારી, ૧/૬૩, સલાત, ૧/૩૨૧, કિતાબુલ ઈસ્તિક્રાઝ, ૧/૩૫૫, બાબે હુસ્નુલ કઝા, બાબે શફાઅત ફી વઝઉદ્દીન–૨૪૪, હુબ્બહુ બાબુલ હુબ્બતુલ મક્બૂઝતુ વ ગૈર મક્બૂઝહ–૩૫૫, બે તરીકાથી, અશશરૂત–૩૭૫, અલ જેહાદ–૪૦૧, બાબે ઈસ્તિઝાન અર્રજલુલ ઈમામ–૪૧૬, ૪૩૪, ૨/૭૬૦, બાબુશ્શૈયિબાત, બે તરીકાથી બાબુત્તલબુલ વલદ–૭૮૯, ત્રણ તરીકાથી નફકાત–૮૦૮, દઅવાત બાબુદુઆ–૯૪૫)

## حدیث ۳۰۸

**[હદીષ : ૩૦૮] "મસ્જિદમાં જાય તો પ્રથમ બે રકાત નમાઝ પઢે"**

عَنْ اَبِیْ قَتَادَةَ السَّلَمِیِّ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهُ

"હઝરત અબૂ કતાદા સલ્લમી رضی اللہ عنہ થી રિવાયત થયેલ છે : રસૂલુલ્લાહ ﷺ એ

મદીના પરત થયો તો ઊંટ લઈને ખિદમતે અક્દસમાં હાજર થયો. હુઝૂરે ઊંટની કિંમત પણ આપી અને માલેગનીમતનો હિસ્સો પણ આપ્યો. કિંમત પણ વધુ આપી. એમાંથી અમુક રોકડ મારી પાસે હતા, ત્યાં સુધી કે યવમે હિરાના પ્રસંગે શામવાસીઓ એને લૂટીને લઈ ગયા. આ બનાવ ગઝવએ તબૂકમાં બન્યો હતો. અમુક રિવાયતોમાં એ પણ છે કે હુઝૂરે હઝરત જાબિરથી પૂછયુ, ઘરે પાછા ફરવાની ઉતાવળ શું છે ? તો તેમણે જણાવ્યું કે મેં શાદી કરી લીધી છે. પૂછયું, કુંવારી સાથે કે પરણિત ? અર્ઝ કરી, પરણિત. ફર્માવ્યું, કુંવારી સાથે કેમ ન કરી ? તમે તેની સાથે ખેલતા કે તે તમારી સાથે ખેલતી, તમે તેની સાથે હસી મઝાક કરતા તે તમારી સાથે હસી મઝાક કરતી. અર્ઝ કરી, મારા પિતાએ સાત કે નવ પુત્રી છોડી છે, મને એ પસંદ ન પડયું એમની જેવી કોઈ છોકરી લાવું, એટલા માટે મેં એવી સ્ત્રીથી શાદી કરી જે તેમની દેખભાળ તથા તર્બિયત કરી શકે. ફર્માવ્યું, અલ્લાહ ﷻ તમને બરકત આપે. જ્યારે સફરથી આવો તો અચાનક ઘરે ન જાવ, એટલો મોકો આપો કે જેનો પતિ ગાયબ છે તે અસ્તરો વાપરી લે અને વાળોને ઓઢી લે.

**મસાઈલ** : આ હદીષથી આ પ્રમાણે મસ્અલા નીકળે છે : (૧) સફરથી આવ્યા બાદ બે રકાત નમાઝ પઢે. (૨) મસ્જિદમાં જાવ તો પ્રથમ નમાઝ પઢો પછી બેસો. (૩) બેહતર એ છે કે કુંવારી સ્ત્રી સાથે શાદી કરવામાં આવે પણ કોઈ જરૂરત અને મસ્લેહતના કારણે વિધવાથી પણ નિકાહ બેહતર છે. (૪) શાદી કરનારાઓને દુઆ આપવી સુન્નત છે. કમસે કમ એટલુ જરૂરી કહી દે, 'બારકલ્લાહ અલૈક'. (૫) સફરથી ઘરે આવે તો પ્રથમ ખબર કરે જેથી ઘરવાળી પોતે પોતાને ઠીકઠાક કરી લે.

**સમજૂતી : ૩૦૮**

**હઝરત કતાદા** رضی اللہ عنہ : તેમનું નામ હારિષ બિન રિબઈ છે. એ ફારિસે રસૂલુલ્લાહ ﷺ થી મશહૂર છે. અબ્દુર્રહમાન ફઝારીના કાતિલ આ જ છે. ખૂદ રસૂલુલ્લાહ ﷺ એ એમના બારામાં ફર્માવ્યું : **خیر فرساننا ابوقتادة** મદીનામાં જ વિસાલ ફર્માવ્યો. વિસાલની સન હિ.સ. ૫૪ છે. તેમનાથી ૧૭૦ હદીષો રિવાયત પામી છે.

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ قَالَ اِذَا دَخَلَ اَحَدُکُمُ الْمَسْجِدَ فَلْیَرْکَعْ رَکْعَتَیْنِ قَبْلَ اَنْ یَّجْلِسَ

ફર્માવ્યું, જ્યારે મસ્જિદમાં દાખલ થાવ તો બેસતાં પહેલાં બે રકાત નમાઝ પઢી લીધા કરો."

(બુખારી, ૧/૬૩, સલાત, મસ્જિદમાં દાખલ થતાં, તહજ્જુદ-૧૫૬)

ت : ۱۱۰، ۱۱۱، ۱۱۲ وَاَمَرَ عُمَرُ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ بِبِنَاءِ الْمَسْجِدِ وَقَالَ اَکِنُّ

**[તઅલીક઼ : ૧૧૦-૧૧૧-૧૧૨]** "અને હઝરત ઉમર رضی اللہ عنہ એ મસ્જિદ મુબારકના બાંધકામનો હુકમ

النَّاسَ مِنَ الْمَطَرِ وَاِیَّاكَ اَنْ تُحَمِّرَ اَوْ تُصَفِّرَ فَتَفْتِنَ النَّاسَ - قَالَ اَنَسٌ

આપ્યો અને ફર્માવ્યું, હું વરસાદથી લોકોને બચાવવા ચાહું છું અને લાલ તથા પીળુ રંગવાથી બચો !

یَتَبَاهَوْنَ بِهَا ثُمَّ لَا یَعْمُرُوْنَهَا اِلَّا قَلِیْلًا وَقَالَ ابْنُ عَبَّاسٍ لَتُزَخْرِفُنَّهَا

એનાથી લોકો ફિત્નામાં પડી જશે. હઝરત અનસે ફર્માવ્યું, મસ્જિદની ઉમદા ઈમારત પર ગર્વ કરશે

كَمَا زَخْرَفَتِ الْيَهُوْدُ وَالنَّصَارٰی -

અને તેને આબાદ નહીં રાખે પણ અમુક લોકો. હઝરત ઈબ્ને અબ્બાસે તશયિદિલ મસાજિદમાં

ફર્માવ્યું, એને સજાવો જેવી રીતે યહૂદ તથા નસારાએ સજાવી."

બુખારીમાં ૧૩ છે. આ હદીષથી સાબિત થયું કે જે શખ્સ મસ્જિદમાં જાય તે કમસે કમ બે રકાત તહિય્યતુલ મસ્જિદ પઢે, અને એ મુસ્તહબ છે એટલા માટે કે મહાન સહાબા મસ્જિદમાં જતા પણ આ નમાઝ પઢતા ન હતા, જો વાજિબ હોત તો સહાબા એને છોડત નહીં. તદ્ઉપરાંત એક હદીષમાં છે કે હુઝૂરે અક્દસ ﷺએ એક શખ્સને જોયો કે તે લોકોની ગરદનો ઓળંગીને આગળ વધી રહ્યો છે. તો ફર્માવ્યું, બેસી જા ! તેં તકલીફ આપી. તેને તહિય્યતુલ મસ્જિદ પઢવાનો હુકમ નથી આપ્યો. **قبل ان یجلس**થી કેટલાક લોકોએ દલીલ કરી છે કે બેસ્યા પછી તહિય્યતુલ મસ્જિદનો સમય જતો રહ્યો, પણ ઈબ્ને હિબ્બાને પોતાની સહીહમાં હઝરત અબૂઝર رضی اللہ عنہથી આ હદીષ વર્ણન કરી છે કે તે મસ્જિદમાં પ્રવેશ્યા તો હુઝૂરે તેમને ફર્માવ્યું, બે રકાતો પઢી લીધી છે ? અર્ઝ કરી, નહીં ! ફર્માવ્યું, ઉઠ ! અને તેને પઢ. એનાથી જણાયું કે થોડીવાર બેસવું વાંધો નથી, જ્યારે કોઈ કામ નમાઝ વિરુધ્ધનું ન કરે.

## તઅલીક઼ : ૧૧૧-૧૧૨-૧૧૩ની સમજૂતી

હઝરત અનસ رضی اللہ عنہના અષર (ક઼ૌલ)ને ઈબ્ને ખુઝૈમાએ પોતાની સહીહમાં અને અબૂ યઅલાએ પોતાની મુસ્નદમાં મરફુઅન રિવાયત કરેલ છે. મસ્જિદને આબાદ રાખવાથી મુરાદ એ છે કે એમાં નમાઝ પઢવામાં આવે. અલ્લાહ ﷻનો ઝિક્ર કરવામાં આવે. મુરાદ એ છે કે **મસ્જિદોની ઈમારતો ખૂબ જ આલીશાન હશે, ખૂબસૂરત હશે પણ નમાઝી અને ઝિક્ર કરનારા થોડાક હશે.** એને એક હદીષમાં ફર્માવ્યું : **مساجدهم عامرة ظاهرها وباطنها خراب "તેમનું જાહેર ખૂબ જ શાનદાર અને અંદર વેરાન હશે. !"**

હઝરત ઈબ્ને અબ્બાસનું કથન અબૂ દાઊદમાં આ પ્રમાણે વર્ણન થયેલ છે કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, **ما امرت بتشييد المساجد قال ابن عباس لتزخرفنها كما زخرفت اليهود والنصارى** "મને એ હુકમ આપવામાં

## حدیث ۳۰۹ بناء المسجد النبوی

## [હદીષ : ૩૦૯] ''મસ્જિદે નબ્વીનું બાંધકામ''

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ رَضِیَ اللّٰهُ تَعَالٰی

''હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہએ ખબર આપી કે

عَنْهُمَا اَخْبَرَهٗ اَنَّ الْمَسْجِدَ کَانَ عَلٰی عَهْدِ رَسُوْلِ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی

રસૂલુલ્લાહ ﷺના જમાનામાં મસ્જિદે અક્દસ

عَلَیْهِ وَسَلَّمَ مَبْنِیًّا بِاللَّبِنِ وَسَقْفُهُ الْجَرِیْدُ وَعُمُدُهٗ خَشَبُ النَّخْلِ فَلَمْ

કાચી ઈંટની બનેલી હતી અને તેની છત ખજૂરની ડાળીઓની હતી અને તેના થાંભલા ખજૂરની લાકડીઓના

یَزِدْ فِیْهِ اَبُوْ بَکْرٍ شَیْئًا وَزَادَ فِیْهِ عُمَرُ وَبَنَاهُ عَلٰی بُنْیَانِهٖ فِیْ عَهْدِ رَسُوْلِ

હતા. એમાં અબૂબક્રએ કાંઈક વધારો કર્યો અને ઉમરે વધુ કર્યો. અને રસૂલુલ્લાહ ﷺના જમાનમાં જેવી

اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ بِاللَّبِنِ وَالْجَرِیْدِ وَاَعَادَ عُمُدَهٗ خَشَبًا

બની હતી એવી જ કાચી ઈંટો અને ખજૂરની ડાળીઓથી બનાવી અને તેના થાંભલાઓને બદલી નાખ્યા.

આવ્યો છે કે મસ્જિદોને ઊંચી બનાવું અને તેને પાકી કરાવું.'' ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماએ એની શરહમાં ફર્માવ્યું, મને એવો હુકમ નથી આપવામાં આવ્યો કે જેવી રીતે દેવળોને યહૂદ તથા નસારાએ સજાવી લીધેલ છે એવી રીતે હું મસ્જિદોને સજાવું. ત્યાં સુધી કે એક હદીષમાં ફર્માવ્યું, મસ્જિદી મુંડી બનાવો. એટલે કે મીનારા અને કંગુરા ન બનાવો. આ હુકમ તે મુબારક યુગ માટે હતો જ્યારે કેવળ કોઈ જગાનું મસ્જિદ હોવું તેની તા'ઝીમ તથા અદબ માટે પૂરતુ હતું, પણ હવે મુસલમાનોની એના પર એકમતિ છે કે જ્યારે પબ્લિક પોતાનાં ઘરોને ખૂબ આલીશાન બનાવે છે, જો મસ્જિદો આલીશાન ન બનાવવામાં આવે તો એની અઝમત દિલોમાં થશે નહીં, ગૈર મુસ્લિમ હસશે. એટલા માટે હવે શક્તિ અનુસાર મસ્જિદ પણ જેટલી અઝીમુશ્શાન બની શકે બનાવવામાં આવે. ફક્રીહોએ ફર્માવ્યું કે - کم من احکام تختلف باختلاف الزمان والمکان ઘણા હુકમો સમય તથા જગાના બદલવાથી બદલાય જાય છે. એમાંથી એક આ મસ્અલો પણ છે.

### સમજૂતી : ૩૦૯

હઝરત સિદ્દીક્રે અકબર رضی اللہ عنہના જમાના સુધી મસ્જિદે અક્દસ એ જ હાલતમાં રહી જેવી નબી ﷺના સમયમાં હતી. જ્યારે ફારૂકી યુગમાં સંકડાશ થઈ તો હઝરત ફારૂક્રે આ'ઝમ رضی اللہ عنہએ લંબાઈ તથા પહોળાઈમાં પણ વધારો કર્યો. થાંભલા ખોખરા થઈ ગયા હતા તો તેને બદલી કાઢયા પણ બનાવટની પદ્ધતિ એવી જ રહી. તે જ કાચી ઈંટોની દીવાલો, ખજૂરની ડાળીઓની છત. પણ હઝરત ઉષ્માન رضی اللہ عنہએ વધારો પણ ઘણો કર્યો અને બાંધકામની પદ્ધતિ પણ બદલી નાખી. નક્શીકામવાળા પથ્થરો તથા ચૂનાથી દીવાલો બનાવી, નક્શીકામ કરેલ

ثُمَّ غَيَّرَهُ عُثْمَانُ فَزَادَ فِيهِ زِيَادَةً كَثِيرَةً وَبَنَى جِدَارَهُ بِالْحِجَارَةِ الْمَنْقُوشَةِ

પછી ઉષ્માને એમાં ઘણો વધુ ફેરફાર કર્યો અને ખૂબ વધારે વિસ્તારી. તેની દીવાલો કોતર કામવાળા પથ્થરો

وَالْقَصَّةِ وَجَعَلَ عُمُدَهُ مِنْ حِجَارَةٍ مَنْقُوشَةٍ وَسَقَفَهُ بِالسَّاجِ ع ه

અને ચુનાથી બનાવી અને નક્શીકામવાળા પથ્થરોના થાંભલા લગાડયા અને ડાળીઓની છત કાપી."

(બુખારી, ૧/૬૪, સલાત, બાબુ બુન્યાનિલ મસ્જિદ)

## حديث ٣١٠ ويح عمار تقتله الفئة الباغية

## [હદીષ : ૩૧૦] "મસ્જિદના બાંધકામમાં જાતે કામ કરવું અથવા સહાય કરવી"

عَنْ عِكْرَمَةَ رَضِيَ اللهُ تَعَالَى عَنْهُ قَالَ قَالَ لِي ابْنُ عَبَّاسٍ وَلِابْنِهِ عَلِيٍّ

"ઈકરમાએ કહ્યું કે મને હઝરત ઈબ્ને અબ્બાસે ફર્માવ્યું અને પોતાના બાળક અલીથી

اِنْطَلِقَا إِلَى أَبِي سَعِيدٍ فَاسْمَعَا مِنْ حَدِيثِهِ فَانْطَلَقْنَا فَإِذَا هُوَ فِي حَائِطٍ

કે અબૂ સઈદ ખુદરીને ત્યાં ચાલો ! તેમની હદીષ સાંભળો, બંનેવ ચાલ્યા. તે તેમના બાગમાં મળ્યાં

يُصْلِحُهُ فَأَخَذَ رِدَاءَهُ فَاحْتَبَى ثُمَّ أَنْشَأَ يُحَدِّثُنَا حَتَّى أَتَى عَلَى ذِكْرِ بِنَاءِ

જેમાં કામ કરી રહ્યા હતા. પોતાની ચાદર શરીરની આસપાસ ઓઢીને બેસી ગયા. પછી હદીષ વર્ણવવા

પથ્થરોના થાંભલા લગાડયા. ડાળીઓનાં લાકડાની છત નંખાવી. પણ એનાથી વધુ સાજ શણગાર ન કર્યો. સૌ પ્રથમ વલીદ બિન અબ્દુલ મલિકે મસ્જિદે અક્દસ ખૂબ વિસ્તારી પણ એને જમાનાના લેહાઝથી ઘણી ખૂબસૂરત તથા આલીશાન બનાવી. ચાર મીનારા પણ બનાવ્યા. પણ પૂરી ઉમ્મતો ખામોશ રહી. અમુક હઝરાતે ફર્માવ્યું કે નાપસંદ સૌએ કર્યું પણ ફિત્નાના ડરથી ખામોશ રહ્યા, પરંતુ એવી વાત નથી. નાપસંદ કરત તો એ લોકો ચૂકનારા ન હતા. વળી આ બાંધકામ હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ رحمة الله عليهની દેખરેખ હેઠળ થયું હતું. વાત એ જ છે જે અમે અગાઉ લખી ચૂક્યા છીએ. સહાબાએ કિરામનો આખરી દૌર હતો અને તાબઈનનો દૌર શરૂ થઈ ચૂક્યો હતો. લોકોએ પોતાને રહેવાનાં મકાનો ખૂબ જ શાનદાર બનાવી લીધાં હતાં, તો હવે એ જરૂરી થયું કે મસ્જિદો પણ આલીશાન બનાવવામાં આવે જેથી પબ્લિકની નજરમાં તેની તુચ્છતા ન થાય.

### સમજૂતી : ૩૧૦

**ઈકરમા :** મશ્હૂર તાબઈન ઈમામોમાંથી હતા. હઝરત ઈબ્ને અબ્બાસ ના ખાસ શાગિર્દોમાંથી છે. એ એમના ગુલામ હતા જેમને બાદમાં આઝાદ કરી દેવામાં આવ્યા હતા. તેમનુ મૂળ બરબરથી હતું. મક્કાના ફકીહોમાંથી છે એવી કક્ષાના આલિમ હતા કે કોઈએ હઝરત સઈદ બિન જુબેરને પૂછયું કે આપનાથી પણ મોટો કોઈ આલિમ છે ? ફર્માવ્યું, હા ! અકરમા. ૮૦ વરસની વયે હિ.સ. ૧૦૭માં વિસાલ થયો.

الْمَسْجِدِ فَقَالَ كُنَّا نَحْمِلُ لَبِنَةً لَبِنَةً وَعَمَّارٌ لَبِنَتَيْنِ لَبِنَتَيْنِ فَرَآهُ النَّبِيُّ

લાગ્યા. જ્યારે મસ્જિદે અક્દસ બનાવવાની વાત આવી તો ફર્માવ્યું, અમે લોકો એક એક ઈંટ ધોતા હતા

صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ فَجَعَلَ يَنْفُضُ التُّرَابَ عَنْهُ وَيَقُولُ وَيْحَ

અને અમ્માર બબ્બે. તેમને નબી ﷺએ જોઈ લીધા તો તેમના શરીરેથી ધૂળ સાફ કરવા લાગ્યા અને

عَمَّارٍ تَقْتُلُهُ الْفِئَةُ الْبَاغِيَةُ يَدْعُوهُمْ إِلَى الْجَنَّةِ وَيَدْعُونَهُ إِلَى النَّارِ

ફર્માવવા લાગ્યા, અમ્માર પર અફસોસ છે ! એને બાગી જમાઅત શહીદ કરશે, એ તેમને જન્નતની

قَالَ يَقُولُ عَمَّارٌ أَعُوذُ بِاللهِ مِنَ الْفِتَنِ ع ه

તરફ બોલાવતો હશે અને એ લોકો તેને જહન્નમની તરફ બોલાવતા હશે. અમ્માર એવી દુઆ માંગ્યા કરતા

હતા, હું ફિત્નાઓથી અલ્લાહની પનાહ માંગું છું.

(બુખારી, ૧/૬૪, સલાત, બાબુત્તઆવુન ફી બિનાઈલ મસ્જિદ, જેહાદ–૩૯૪)

**عن بن عبدا الله بن عباس** : અબુસ્સલાતીન એ સમયના મશહૂર ખૂંખાર જંગલી 'સિફાહ'ના દાદા હતા. જે દિવસે હઝરત અલી (શહીદ) થયા એ જ દિવસે પેદા થયા. એ જ મુનાસિબના લીધે એમનું નામ અલી રાખવામાં આવ્યું. ઘણા જ આબિદ, ઝાહિદ શબ ઝિંદાદાર (રાત્રે જાગનાર) હતા. તેમનો એક બાગ હતો જેમાં ઝયતૂનનાં પાંચસો ઝાડ હતાં. દરેક ઝાડ પાસે બે રકાત નમાઝ દરરોજ પઢતા હતા, આ રીતે એક હજાર રકાત રોજ પઢતા હતા એટલા માટે એમને સજ્જાદ પણ કહેવામાં આવતું હતું. ૭૮ અથવા ૭૯ વરસની વયે હિ.સ. ૧૧૦ લગભગ ૧૨૦માં ફાની જગતથી કૂચ કરી ગયા.

**تقتله الفئة الباغيه** : આ ઈર્શાદના કારણે હઝરત અમ્મારની જાત મુસૈબ તથા મુખ્તીની વચ્ચે હક્ક તથા નાહક્કની વચ્ચે ઉઘાડી નિશાની બની ગઈ હતી. જંગે સિફ્ફીનમાં હઝરત શેરે ખુદાની ફૌજમાં હતા. તેમને શામીઓએ શહીદ કર્યા. હઝરત અલી كرم الله تعالى وجهه الكريمએ તેમના શહીદ થતાં જ એલાન કરી આપ્યું કે સવાબ તથા ખતાનો અલ્લાહ તરફથી ફેંસલો થઈ ચૂક્યો, પણ ફૌજોના કમાન્ડર ઈન ચીફે તલ્વારો મ્યાનમાં ન કરી. હઝરત અમ્મારની શહાદત પછી હઝરત અલીના વિરોધીઓનો શક દૂર થઈ ગયો ત્યાં સુધી કે હઝરત અમ્ર ઈબ્ને આસે હઝરત મુઆવિયહને કહ્યું કે મુઆવિયહ ! હવે ફેંસલો થઈ ગયો. તમારા માણસોએ અમ્મારને શહીદ કરી નાખ્યા છે. એ દલીલ છે કે તમો બાગી છો. પણ હઝરત મુઆવિયહએ એવું કહીને વાત ફેરવી નાખી કે એમનો કાતિલ તે છે જે એમને જંગના મેદાનમાં લાવ્યો હતો. **فسبحان الملك الصمد الذى غنى عن العلمين.**

**મસાઈલ** : (૧) મસ્જિદના બાંધકામમાં જાતે કામ કરવું અથવા કોઈ પ્રકારની સહાય કરવી એ ઘણી જ મહાન ઈબાદત છે. (૨) દરેક ઈલ્મવાળાથી ઈલ્મ તલબ કરવો જોઈએ, ભલે તે તાલિબે ઈલ્મ હોય. (૩) પોતાનું કામ પોતાના હાથે કરવું સુન્નત છે અને એમાં ઘમંડ તથા બડાઈનું નિવારણ પણ છે. (૪) જ્યારે કોઈ ઈલ્મ તલબ કરવા આવે તો શયખે જોઈએ કે પૂરા ધ્યાન તથા તલ્લીન થઈને પઢાવે, તેને બતાવે. (૫) એનાથી સાબિત થયું કે નબી ﷺને ઈલ્મે ગ્યબ હાંસલ હતો. એ પણ જાણતા હતા કે કોણ ક્યારે, ક્યાં અને કેવી રીતે મરશે.

⍟ ★ ⍟

حدیث ۳۱۱ من بنی للہ مسجدا

**[હદીષ : ૩૧૧] "જે અલ્લાહના માટે મસ્જિદ બનાવે અલ્લાહ એના માટે જન્નતમાં ઘર બનાવશે"**

اَنَّہٗ سَمِعَ عُثْمَانَ بْنَ عَفَّانَ رَضِیَ اللہُ تَعَالٰی عَنْہُ یَقُوْلُ عِنْدَ قَوْلِ النَّاسِ فِیْہِ

*"તેમણે હઝરત ઉષ્માન ઈબ્ને અફ્ફાન رضی اللہ عنہ થી સાંભળ્યું કે એ સમયે કે જ્યારે મસ્જિદે નબવીના બાંધકામના*

حِیْنَ بَنٰی مَسْجِدَ الرَّسُوْلِ صَلَّی اللہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ اِنَّکُمْ اَکْثَرْتُمْ وَ اِنِّیْ

*સમયે લોકો તેમને જે જીવમાં આવતું હતું કહેતા હતા, તમે લોકો ઘણુ બધું કહી ચૂક્યા અને*

سَمِعْتُ رَسُوْلَ اللہِ صَلَّی اللہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یَقُوْلُ مَنْ بَنٰی مَسْجِدًا

*મેં રસૂલુલ્લાહ ﷺ થી સાંભળ્યું છે કે ફર્માવતા હતા,* ***જે શખ્સ મસ્જિદ બનાવે અને એનાથી કેવળ***

قَالَ بُکَیْرٌ حَسِبْتُ اَنَّہٗ قَالَ یَبْتَغِیْ بِہٖ وَجْہَ اللہِ بَنَی اللہُ لَہٗ مِثْلَہٗ فِی الْجَنَّۃِ ع

***અલ્લાહની રઝાનો હેતુ હોય તો અલ્લાહ عزوجل તેના માટે તેના જેવું જન્નતમાં ઘર બનાવશે."***

*(બુખારી, ૧/૬૪, સલાત–મસ્જિદે નબી)*

**સમજૂતી : ૩૧૧**

આ હદીષ શાબ્દિક ફેરફાર સાથે તેવીસ સહાબીઓથી રિવાયત પામી છે જેમાં ચાર ખુલફાએ રાશિદીન પણ છે. અમુકમાં એ વધારો છે કે, "ભલે કતા (એક પક્ષી)ના માળાના જેટલી બનાવે." કોઈક એ વધારે છે, "જન્નતમાં એનાથી વિશાળ મકાન બનાવશે." મુરાદ એ છે કે જો કોઈ નાની સરખી પણ મસ્જિદ બનાવે અથવા કોઈ મસ્જિદમાં થોડો સરખો પણ વધારો કરે અલ્લાહ جل جلالہ જન્નતમાં તેના માટે વિશાળ તથા વિસ્તારવાળુ મકાન બનાવશે.

**عند قول الناس فیہ** : જ્યારે હઝરત ઉષ્માન رضی اللہ عنہ એ મસ્જિદે અક્દસ ﷺ ના વિસ્તરણની સાથોસાથ તેને નવેસરથી નક્શીકામ કરેલ પથ્થરો અને ચૂનાથી બનાવવા ચાહ્યું તો અમુક લોકોએ તેને નાપસંદ કર્યુ અને ચાહ્યું કે જેવી છે એવી જ રહેવા દેવામાં આવે. *(મુસ્લિમ, ૨/૪૧૧ ઝુહદ)* એ મોકા પર લોકોએ ગુસપુસ કરી હતી તો હઝરત ઉષ્માન رضی اللہ عنہ એ આ પ્રમાણે જવાબ આપ્યો.

## حدیث ۳۱۲ امسك بنصالها

**[હદીષ-૩૧૨] "મસ્જિદમાં એવી ચીજ લઈ જવી જેનાથી નુકસાનનો ડર હોય"**

حَدَّثَنَا سُفْيَانُ قَالَ قُلْتُ لِعَمْرٍو اَسَمِعْتَ

"સુફયાન ઈબ્ને ઓયયનાએ હદીષ વર્ણવી કે મેં અમ્ર બિન દીનારને કહ્યું,

جَابِرَ بْنَ عَبْدِ اللّٰهِ يَقُوْلُ مَرَّ رَجُلٌ فِي الْمَسْجِدِ وَمَعَهُ سِهَامٌ فَقَالَ لَهُ

શું તમે હઝરત જાબિર બિન અબ્દુલ્લાહથી એ નથી સાંભળ્યું ? તે કહેતા હતા કે એક શખ્સ મસ્જિદમાંથી

رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ اَمْسِكْ بِنِصَالِهَا ۔ عہ

પસાર થયો અને તેની સાથે તીર હતાં, તો રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, એની અણીને પકડી રાખ."

(બુખારી, ૧/૬૪, સલાત, ૨/૧૦૪૮, ફિતન)

## حدیث ۳۱۳ فلیاخذ بنصالها

**[હદીષ : ૩૧૩] "મસ્જિદમાં એવી ચીજ લઈ જવી જેનાથી નુકસાનનો ડર હોય"**

سَمِعْتُ اَبَا بُرْدَةَ عَنْ اَبِيْهِ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ قَالَ

"અબૂ બુરદા رضی اللہ عنہ પોતાના બાપ અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہથી રિવાયત કરે છે કે નબી ﷺએ

مَنْ مَرَّ فِي شَيْءٍ مِنْ مَسَاجِدِنَا اَوْ اَسْوَاقِنَا بِنَبْلٍ فَلْيَاْخُذْ عَلٰى نِصَالِهَا

ફર્માવ્યું, જે અમારી મસ્જિદો, અમારાં બજારોના કોઈ હિસ્સાથી તીર લઈને પસાર થાય,

لَا يَعْقِرُ بِكَفِّهٖ مُسْلِمًا عہ

તો તેની અણીઓને પકડી રાખે કે પોતાના હાથથી કોઈને ઝખ્મી ન કરી આપે."

(બુખારી, ૧/૬૪, સલાત, ૨/૧૦૪૮, ફિતન)

**સમજૂતી : ૩૧૨-૩૧૩**

હઝરત અમ્ર બિન દીનારનો જવાબ વર્ણવેલ નથી પણ કિતાબુલ ફિતનમાં છે કે આ સાંભળીને તેમણે ફર્માવ્યું, હા ! આ બે હદીષોથી તારણ કરીને ફકીહો એ હુકમ આપે છે કે દરેક એવી ચીજ મસ્જિદમાં લઈ જવી મના છે જેનાથી નુકસાનનો ડર હોય.

## حديث ٣١٤ اللهم ايده بروح القدس

**[હદીષ : ૩૧૪] "મસ્જિદમાં સારા શેઅર પઢવા જાઈઝ"**

اَنَّهٗ سَمِعَ حَسَّانَ بْنَ ثَابِتِ الْاَنْصَارِيِّ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ يَسْتَشْهِدُ

*"હઝરત હસ્સાન બિન ષાબિત رضی اللہ عنہ હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہથી ગવાહી તલબ કરી*

اَبَاهُرَيْرَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ اَنْشُدُكَ اللّٰهَ هَلْ سَمِعْتَ النَّبِيَّ صَلَّى

*રહ્યા હતા. કહી રહ્યા હતા કે કહો, તમને અલ્લાહની કસમ આપુ છું ! તમે નબી ﷺને એ*

اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ يَا حَسَّانُ اَجِبْ عَنْ رَّسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ

*ફર્માવતાં નથી સાંભળ્યા, હે હસ્સાન ! રસૂલુલ્લાહ ﷺની તરફથી જવાબ આપ !*

تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ اَللّٰهُمَّ اَيِّدْهُ بِرُوْحِ الْقُدُسِ قَالَ اَبُوْهُرَيْرَةَ نَعَمْ ع

*હે અલ્લાહ હસ્સાનની રૂહુલ કુદ્દસ વડે મદદ ફર્માવ. અબૂ હુરૈરહ رضی اللہ عنہએ ફર્માવ્યું, હા ! મેં સાંભળ્યું છે."*

*(બુખારી, ૧/૬૪, સલાત, મસ્જિદમાં શેઅર કહેવું, બદઉલ ખલ્ક બાબિ ઝિક્રિલ મલાઈકા–૪૫૬, ૨/૯૦૯, અદબ, બાબુ હિજ્જુલ મુશ્રિકીન)*

### સમજૂતી : ૩૧૪

આ હદીષનો પ્રારંભિક હિસ્સો એ છે કે હઝરત હસ્સાન હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہના યુગમાં મસ્જિદે નબવીમાં અશ્આર પઢી રહ્યા હતા એવામાં હઝરત ફારૂકે આ'ઝમ પસાર થયા અને એના માટે ના પાડી. તો હઝરત હસ્સાને હઝરત અબૂ હુરૈરહથી ગવાહી અપાવી. અહીં પણ ઈમામ બુખારી આદત મુજબ હદીષનો તે હિસ્સો લાવ્યા જે પ્રકરણને અનુરૂપ નથી. પ્રકરણનું હેડીંગ એ છે **باب الشعرفى المسجد** "મસ્જિદમાં શેઅરો પઢવા." હદીષનો જેટલો ભાગ અહીં વર્ણવ્યો છે એમાં ન શેઅરનું વર્ણન છે ન મસ્જિદનું. પણ આ જ હદીષની પરિપૂર્ણતા જે અમે વર્ણવી એમાં શેઅરનું પણ વર્ણન છે અને મસ્જિદ પઢવાનું પણ. એટલા માટે ઈમામ બુખારી પ્રતિ વાંધો યથાવત રીતે કાયમ છે કે આ પ્રકરણ હેઠળ જેટલી હદીષો લાવ્યા છે તે પ્રકરણને અનુરૂપ નથી. એક હદીષમાં ફર્માવ્યું, **لان يمتلى جوف احدكم قيحاخير من ان يمتلى شعرًا** "કોઈનું પેટ પરૂથી ભરાઈ જાય એ બેહતર છે એની સરખામણીમાં કે શેઅરથી ભરાય." અને પછી હઝરત હસ્સાનને ઈજાઝત પણ આપી. વ્યવસ્થા પણ કરી કે તેમના માથા પર હાથ રાખ્યો અને દુઆએ ખૈર પણ કરી. આ બધુ શેઅર પઢવાને કારણે થયું. એનો જવાબ એકદમ સ્પષ્ટ છે કે શેઅર સારો પણ હોય છે અને બુરો પણ હોય છે. **સારા શેઅરોનું મસ્જિદમાં પઢવું જાઈઝ, મુસ્તહસન બલ્કે સુન્નત, અને બુરા શેઅરોનું મસ્જિદમાં પઢવું મના છે.** બુરા શેઅરો માટે આ હદીષ આવી. નહીં તો ખૂદ ફર્માવ્યું, **اِنَّ من الشعر لحكمة** "અમુક શેઅર હિકમત હોય છે." **જે શેઅરો હમ્દ, નઅત, મન્કબત, દીનનું સમર્થનકર્તા, દીની વાતો પર આધારિત હોય તે સારા છે. અને જૂઠ, પ્રપંચ, નિરર્થક, કઢંગા, કાલ્પનિક માશૂકોના લબો રુખ્સાર વગેરે ખરાબીઓ પર આધારિત હોય તે બુરા છે, તે ક્યાંય પણ જાઈઝ નથી,** મસ્જિદમાં ખાસ મના છે.

## حدیث ۳۱۵ والحبشة یلعبون فی المسجد

**[હદીષ : ૩૧૫] "કસરત માટે હથિયારોથી મુકાબલો કરવો જાઈઝ"**

اَنَّ عَائِشَةَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہَا قَالَتْ لَقَدْ رَأَیْتُ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ

*"ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું, કે*

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یَوْمًا عَلٰی بَابِ حُجْرَتِیْ وَالْحَبَشَةُ یَلْعَبُوْنَ فِی الْمَسْجِدِ

*મેં રસૂલુલ્લાહ ﷺને એક દિવસ અમારા હુજરાના (રૂમના) દરવાજા પર જોયા કે મને પોતાની ચાદરનો*

وَرَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یَسْتُرُنِیْ بِرِدَائِہٖ اَنْظُرُ اِلٰی لَعِبِہِمْ ع

*પડદો બનાવીને આડ કરેલ છે, અને હબ્શી મસ્જિદમાં નેઝાબાજી કરી રહ્યા છે. હું તેને જોઈ રહી હતી."*

*(૧/૬૫, સલાત, બાબુ અસ્હાબિ અહરાબ ફિલ મસ્જિદ, ઈદૈન–૧૩૦, મનાક઼િબે કુરૈશ)*

## حدیث ۳۱۶ انما الولاء لمن اعتق

**[હદીષ : ૩૧૬] "વિલાનો હક્ક઼ આઝાદ કરનાર માટે છે"**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہَا قَالَتْ اَتَتْہَا بَرِیْرَةُ تَسْأَلُہَا فِیْ کِتَابَتِہَا

*"ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે એમની પાસે બરીરા આવ્યાં ગુલામીમાંથી*

**પરિપૂર્ણતા** : કિતાબુલ ઈદૈનમાં છે કે એ ઈદનો દિવસ હતો અને હબ્શીઓ ઢાલો તથા બરછીઓથી ખેલ કરી રહ્યા હતા. ઉમ્મુલ મો'મિનીન ફર્માવે છે, હવે ક્યાં તો મેં ઈચ્છા કરી અથવા તો રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, જોવા ચાહો છો ?! મેં અર્ઝ કરી, હા ! તો પછી મને પોતાની પાછળ ઉભી રાખી મારો ચહેરો હુઝૂર ﷺના ચહેરા પર હતો. હુઝૂર હબ્શીઓને લલકારતા જતા હતા. જ્યારે મારો જીવ ધરાઈ ગયો તો મને ફર્માવ્યું, બસ ! મેં અર્ઝ કરી, બસ, ફર્માવ્યું, જા ! મનાક઼િબે કુરૈશમાં છે કે આ મિનાના દિવસો હતા. હઝરત ઉમર તશરીફ લાવ્યા અને હબ્શીઓને ધમકાવ્યા તો હુઝૂરે ફર્માવ્યું, રહેવા દો.

**મસાઈલ** : (૧) પ્રેક્ટિસ તથા કસરતના માટે આપસમાં હથિયારોથી મુક઼ાબલો કરવો જાઈઝ છે બલ્કે અજરો સવાબનો સબબ છે, ભલે મસ્જિદમાં હોય. (૨) એવા મુક઼ાબલાને જોવા પણ જાઈઝ છે. (૩) જેવી રીતે પુરૂષોને જાઈઝ છે એવી રીતે સ્ત્રીઓને પણ જોવું જાઈઝ છે. (૪) હુઝૂરે અક઼દસ ﷺનો ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા સિદ્દીક઼ા رضی اللہ عنہا પર ખાસ કરમ અને બારગાહે નબુવ્વતમાં તેમની અઝમત આ હદીષથી જાહેર થાય છે.

**સમજૂતી : ૩૧૬**

**પરિપૂર્ણતા** : હઝરત બરીરા, ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہاની બારગાહમાં આવ્યાં એના બાબતે કે તેણી કોઈનાં કનીઝ (લોંડી) હતાં. તેણે તેમની પાસેથી નવ ઔક઼િયા ચાંદીના બદલામાં ગુલામીમાંથી

فَقَالَتْ إِنْ شِئْتِ أَعْطَيْتُ أَهْلَكِ وَيَكُونُ الْوَلَاءُ لِي وَقَالَ أَهْلُهَا إِنْ شِئْتِ

આઝાદ થવાની રકમ (બદલે કિતાબત) અદા કરવા માટે કાંઈક રકમનો સવાલ કર્યો. એના પર ઉમ્મુલ

أَعْطَيْتِهَا مَا بَقِيَ وَقَالَ سُفْيَانُ مَرَّةً إِنْ شِئْتِ أَعْتَقْتِيهَا وَيَكُونُ الْوَلَاءُ

મો'મિનીને ફર્માવ્યું, જો તું ચાહે તો તારી પૂરી કિંમત તારા માલિકને આપી દઉં. અને "વિલા"નો હક્ક

لَنَا. فَلَمَّا جَاءَ رَسُولُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ ذَكَّرْتُهُ ذٰلِكَ فَقَالَ

મારા માટે રહેશે. અને બરીરાના માલિકે કહ્યું, (હે) ઉમ્મુલ મો'મિનીન ! બરીરાને બાકીની કિંમત આપો. અને

اِبْتَاعِيهَا فَأَعْتِقِيهَا فَإِنَّمَا الْوَلَاءُ لِمَنْ أَعْتَقَ ثُمَّ قَامَ رَسُولُ اللّٰهِ صَلَّى اللّٰهُ

સુફયાન કદીક એવું કહેતા કે બરીરાના માલિકે કહ્યું, જો તમે ચાહો તો તેણીને આઝાદ કરી આપો અને

تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ عَلَى الْمِنْبَرِ وَقَالَ سُفْيَانُ مَرَّةً فَصَعِدَ رَسُولُ اللّٰهِ صَلَّى اللّٰهُ

"વિલા"નો હક્ક અમારા માટે રહેશે. ઉમ્મુલ મો'મિનીન ફર્માવે છે કે જ્યારે રસૂલુલ્લાહ ﷺ તશરીફ લાવ્યા

تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ عَلَى الْمِنْبَرِ فَقَالَ مَا بَالُ أَقْوَامٍ يَشْتَرِطُونَ شُرُوطًا لَيْسَ

તો મેં હુઝૂરથી એનો ઉલ્લેખ કર્યો તો ફર્માવ્યું, તેને ખરીદી લે પછી તેને આઝાદ કરી આપ. એટલા માટે કે

فِي كِتَابِ اللّٰهِ. مَنِ اشْتَرَطَ شَرْطًا لَيْسَ فِي كِتَابِ اللّٰهِ فَلَيْسَ لَهُ وَإِنِ

વિલા કેવળ તેના માટે છે જેણે આઝાદ કર્યું. ત્યારબાદ રસૂલુલ્લાહ મિમ્બર પર ચઢયા અને ઈર્શાદ ફર્માવ્યો,

اشْتَرَطَ مِائَةَ مَرَّةٍ ع ه

શું હાલ છે એ લોકોનો જેઓ એવી શરતો લગાડે છે કે જે કિતાબુલ્લાહમાં નથી. જે એવી શર્તો લગાડે

જે કિતાબુલ્લાહમાં નથી તો એ શર્તનો તેને હક્ક નથી. ભલે સો વાર શર્ત લગાડે."

(બુખારી, ૧/૬૫, સલાત, બાબે ઝિક્રિર્બીઅવ અશ્શરાઅલલ્ મિમ્બર ફી મસ્જિદ, ઝકાત–૨૦૨, અલ્અતક્–૩૪૪, અલ્ મકાતિબ, છ તરીક઼ાથી–૩૪૮, ૩૪૯, હુબ્બુહુ બાબુ કુલૂબિ હદિયા–૩૫૦, બોયૂઅ–૨૮૯, કિતાબુશ્શરૂત, ત્રણ તરીક઼ાથી–૩૭૫, ૩૭૬, ૩૭૭, ૨/૭૯૫, તલાક઼, ફરાઈઝ–૯૯૯, અત્અમહુ બાબુલ અદમ–૮૧૬, અલ ઈમાન વન્નુઝૂર–૯૯૪)

આઝાદ થવાનો ક઼રાર કરી લીધો હતો કે એક એક ઔક઼િયા દર વરસે અદા કરી આપો તમે આઝાદ છે. બરીરા હઝરત ઉમ્મુલ મો'મિનીને પસંદ આવી ગયાં. ફર્માવ્યું, જો હું એકી સાથે પૂરી રકમ અદા કરી આપું તો તમારો માલિક મારા હાથે તમને વેચશે ? ખરીદીને પછી તમને આઝાદ કરી દઈશ. એના પર બરીરાના માલિકે કહ્યું, મંઝૂર છે, પણ શરત એ છે કે વિલાનો સંબંધ અમારાથી રહેશે. આ સાંભળીને ઉમ્મુલ મો'મિનીન ખામોશ થઈ ગયાં. જ્યારે હુઝૂર તશરીફ લાવ્યા તો સઘળો કિસ્સો સંભળાવ્યો. એના પર હુઝૂર દિવસના અંતમાં મિમ્બર પર તશરીફ લઈ ગયા. બરીરા પરણિતા હતાં. જ્યારે હઝરત ઉમ્મુલ મો'મિનીને ખરીદીને તેને આઝાદ કરી દીધાં તો

પોતાના પતિના નિકાહમાં રહેવા ન રહેવાનો અધિકાર તેમને મળી ગયો. તેમણે કાંઈક માંગણી કરી તેને તેમના પતિ પૂર્ણ ન કરી શક્યા, એટલા માટે બરીરાએ પોતાના નફ્સને અપનાવી લીધો અને એ એમના નિકાહથી બહાર થઈ ગયાં. તેમના પતિનો હાલ એ હતો કે તે બરીરાની પાછળ પાછળ ગલીઓમાં રડતા રડતા ચાલતા, એટલુ રડતા કે તેમની દાઢી આંસૂઓથી તર થઈ જતી. હુઝૂરે અક્દસ ﷺએ એક દિવસ હઝરત અબ્બાસને કહ્યું, જુઓ ! બરીરાના પતિને બરીરાથી કેટલી મહોબ્બત છે અને બરીરાને કેટલી નફરત છે ! હદ એ છે કે રહમતે આલમ ﷺએ હઝરત અબ્બાસના સમજાવવા પર હઝરત બરીરાને ફર્માવ્યું, રજઅત કરી લે. (નિકાહમાં પાછી ફર) હઝરત બરીરાએ કહ્યું, શું હુઝૂર હુકમ આપે છે ? ફર્માવ્યું, નહીં ! સિફારિશ કરું છું. અર્ઝ કરી, તો નહીં ! તેમના પતિનું નામ મુગીષ હતું. એ પણ હબ્શી ગુલામ હતા. એકવાર હુઝૂરે અક્દસ ﷺ હઝરત ઉમ્મુલ મો'મિનીનના ઘરે તશરીફ લાવ્યા. સૂકી રોટી પેશ કરવામાં આવી. ફર્માવ્યું કે હાંડલી તો ગોશ્તથી ઉકળી રહી છે. અર્ઝ કરવામાં આવી, આ સદક઼ાનો ગોશ્ત છે જે બરીરાને આપવામાં આવ્યો છે. ફર્માવ્યું, એ એના માટે સદક઼ો છે, મારા માટે હદિયો છે. હઝરત ઉમ્મુલ મો'મિનીને ફર્માવ્યું, બરીરાની જાતથી ત્રણ હુકમો જાણવા મળ્યા : તેણી આઝાદ થયાં તો તેમને અધિકાર આપવામાં આવ્યો. હુઝૂરે ફર્માવ્યું, ''વિલા'' કેવળ તેના માટે છે જે આઝાદ કરે. અને બરીરાને જે સદક઼ાનો ગોશ્ત આપવામાં આવ્યો હતો એના માટે ફર્માવ્યું, **એમના માટે સદક઼ો છે મારા માટે હદિયો છે.** ઔક઼િયામાં દસ દીનાર સોનું કે ચાલીસ દિરહમ ચાંદી થાય છે. અંગ્રેજી ચેહરાદાર રૂપિયાથી એક ઔક઼િયા અગ્યાર રૂપિયાથી કાંઈક વિશેષ થાય છે.

**મસાઈલ** : આ હદીષથી નીચે પ્રમાણે મસાઈલ નીકળે છે :–

(૧) મુકાતબત (ગુલામને આઝાદ કરવા તેનાથી રકમ લેવી) જાઈઝ છે. (૨) લોંડીના નિકાહ દુરુસ્ત છે. (૩) ''વિલા''નો હક્ક઼ આઝાદ કરનારાના માટે છે મુત્લક઼ન ''વિલા'' એક સંબંધના જેમ હોય છે માલિક તથા આઝાદ થયેલ ગુલામની વચ્ચે સ્થાપિત થાય છે, ત્યાં સુધી કે માલિક, ગુલામમાં કોઈ મરી જાય અને કોઈ અન્ય વારસદાર ન હોય તો માલિક ગુલામનો ગુલામ માલિકનો વારસ પણ થાય છે. મુત્લક઼ન શર્તથી સોદો ફાસિદ (ફોગ) નથી થતો. સોદો એવી શરતથી ફાસિદ થાય છે જે સોદાના ક઼ાનૂનની વિરુદ્ધ પણ હોય, તેના મુજબ પણ હોય. અને એના પર ઉર્ફમાં લાગુ ન થાય જેમ કે આ અનાજ એ શરત પર વેચું છું કે ન તેને ભેટ આપી શકે છે ન વેચી શકે છે. (૫) પોતાની પત્નીને જે લોંડી હોય આઝાદ કરવાના બદલામાં આવતી રકમ જમા કરવાથી નથી રોકી શકતા. (૬) લોંડી જ્યારે આઝાદ થઈ જાય તો એના પર તલાક઼ નથી પડતી, અલ્બત્ત તેણીને આઝાદ થવાનો અધિકાર હાંસલ થઈ જાય છે, ચાહે તો એ જ પતિના નિકાહમાં રહે, ચાહે પોતાની મનની ઈચ્છાનુસાર કરી તેના નિકાહથી બહાર આવી જાય. (૭) **જરૂરતના સમયે હિલો કરીને વાજિબ સદક઼ા, ઝકાત, ફિત્રા વગેરે ગૈર મુસ્તહિક઼ પર વાપરી શકાય છે પણ બે શરતો જરૂરી છે : એક જરૂરત શરઈ જરૂરત સુધી પહોંચી હોય. બીજુ કે ગૈર મુસ્તહિક઼ પર ખર્ચ કરવું પર નેક કામ હોય. એટલા માટે કે હીલાની ઈજાઝત જરૂરતના કારણે આપવામાંઆવશે અને જે ચીજ જરૂરતના લીધે સાબિત થાય છે તે જરૂરતના પ્રમાણે રહેશે.**

E

حدیث ۳۱۷ کعب رضی اللہ تعالٰی عنہ انہ تقاضی ابن ابی حدرد دینا کان علیہ فی المسجد

**[હદીષ : ૩૧૭] "મસ્જિદમાં અવાજ ઊંચો કરવો મના છે"**

عَنْ كَعْبٍ اَنَّهٗ تَقَاضٰى اِبْنَ اَبِىْ حَدْرَدٍ دَيْنًا كَانَ لَهٗ عَلَيْهِ فِى الْمَسْجِدِ

"હઝરત કઅબ رضی اللہ عنہથી રિવાયત છે કે તેમણે અબૂ હદરદથી એ કરજનો તકાઝો કર્યો જે હઝરત

فَارْتَفَعَتْ اَصْوَاتُهُمَا حَتّٰى سَمِعَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

કઅબનું તેમના પર હતું. તો એમના અવાજો ઊંચા થઈ ગયા ત્યાં સુધી કે રસૂલુલ્લાહ ﷺએ સાંભળી

وَهُوَ فِىْ بَيْتِهٖ فَخَرَجَ اِلَيْهِمَا حَتّٰى كَشَفَ سِجْفَ حُجْرَتِهٖ فَنَادٰى يَا كَعْبُ

લીધું અને હુઝૂર પોતાના ઘરમાં હતા. હુઝૂર બહાર તશરીફ લાવ્યા ત્યાં સુધી કે પોતાના હુજરાનો પડદો

قَالَ لَبَّيْكَ يَا رَسُوْلَ اللّٰهِ قَالَ ضَعْ مِنْ دَيْنِكَ هٰذَا وَاَوْمَا اِلَيْهِ اَىِ الشَّطْرَ

હટાવ્યો અને પુકાર્યું, હે કઅબ ! તેમણે અર્ઝ કરી, હાજર છું યા રસૂલલ્લાહ ! તો ફર્માવ્યું, કરજથી આટલુ

قَالَ لَقَدْ فَعَلْتُ يَا رَسُوْلَ اللّٰهِ قَالَ قُمْ فَاقْضِهٖ ۔ ع ہ

માફ કરી આપ ! ઈશારો કર્યો અડધા તરફ. કઅબે કહ્યું, યા રસૂલલ્લાહ ! મેં કરી દીધું.

હવે હુઝૂરે અબૂ હદરદને કહ્યું, જાવ ! અદા કરી આપો."

(બુખારી, ૧/૬૫, સલાત, રફઉસ્સૂત ફિલ મસ્જિદ–૬૭, અલહદૂમાત બાબુ કલામુલ ખસૂમ બઅદુહુમ બઅદ–૩૨૬,

બાબુલ મુલાઝિમા–૩૨૭, અસ્સુલહ બાબુ હલયશીરુલ ઈમામ બિસ્સુલહ–૩૭૩, બાબુસ્સુલહ બિદ્દીન વલ અયન–૩૪૭)

**સમજૂતી : ૩૧૭**

મસ્જિદમાં મોટો અવાજ કરવું મના છે. ઈબ્ને માજહમાં હદીષ છે કે ફર્માવ્યું :–

جنبوا مساجدكم صبيانكم وخصوماتكم "અને એક રિવાયતમાં છે કે, ولاترفع فيها الاصوات "તમારી મસ્જિદોને બાળકો તથા ઝઘડાઓથી બચાવો, એમાં અવાજ ઊંચો ન કરો." પછી હઝરત કઅબ رضی اللہ عنہએ કેવી રીતે મસ્જિદમાં ઝઘડો પણ કર્યો અને અવાજ પણ ઊંચો કર્યો ? જવાબ એ છે કે મના તે ઝઘડો છે જેમાં ઝઘડો, બિભત્સ વાણીની નોબત આવી જાય, એવી જ રીતે ઊંચો અવાજ કરવું તે મના છે કે ખૂબ અધિક બૂમાબૂમ થાય. અહીં ઊંચા અવાજથી વધુ અવાજ ઊંચો થઈ ગયો હતો. એક કેવળ એટલું જ છે અને પ્રકરણમાં والملازمة પણ છે. અહીં હદીષમાં فلزمه નથી બાબુસ્સુલહમાં આ પ્રમાણે છે فلقيه فلزمه કે અબૂ હદરદથી મળ્યા અને તેમની સાથે ચિપકાઈ ગયા. એનાથી પ્રકરણ સાથે નિસ્બત જાહેર થાય છે.



## حديث ٣١٨ ان رجلا اسود كان يقم المسجد

**[હદીષ : ૩૧૮] "એક હબ્શી મર્દનું મસ્જિદમાં ઝાડુ આપવું"**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ اَنَّ رَجُلًا اَسْوَدَ اَوِ امْرَاَةً سَوْدَاءَ کَانَ

"હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہથી રિવાયત છે કે એક અજનબી પુરૂષ અથવા એક હબ્શી સ્ત્રી મસ્જિદમાં ઝાડુ

یَقُمُّ الْمَسْجِدَ فَمَاتَ فَسَاَلَ النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ عَنْهُ فَقَالُوْا مَاتَ

આપતી હતી. પછી તે મરી ગયો (અથવા સ્ત્રી મૃત્યુ પામી) તો નબી ﷺએ તેના બારામાં પૂછયું, લોકોએ

فَقَالَ اَفَلَا کُنْتُمْ اٰذَنْتُمُوْنِیْ بِهٖ دُلُّوْنِیْ عَلٰی قَبْرِهٖ اَوْ قَالَ قَبْرِهَا فَاَتٰی قَبْرَهٗ فَصَلّٰی عَلَیْهَا

જણાવ્યું કે તે મરી ગયાં. ફર્માવ્યું, અને તમે લોકોએ એની ખબર કેમ ન કરી ? મને તેની ક઼બ્ર બતાવો ! તો

હુઝૂર તેની ક઼બ્ર પર તશરીફ લઈ ગયા અને તેના પર જનાઝાની નમાઝ પઢી."

(બુખારી, ૧/૬૫ સલાત, બાબુલ ખુદ્દુમુલ્ મસ્જિદ–૬૫, જનાઈઝ–૧૭૫)

## حديث ٣١٩

**[હદીષ : ૩૧૯] "વ્યાજની હુર્મત વિશે"**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰهُ عَنْهَا قَالَتْ لَمَّا اُنْزِلَتِ الْاٰیَاتُ مِنْ سُوْرَةِ الْبَقَرَةِ

"ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہاએ ફર્માવ્યું, જ્યારે વ્યાજ (સૂદ)ના બારામાં સૂરએ બક઼રહની

فِی الرِّبٰوا خَرَجَ النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ اِلَی الْمَسْجِدِ فَقَرَءَ هُنَّ

આયતો નાઝિલ થઈ તો નબી ﷺ મસ્જિદમાં તશરીફ લાવ્યા અને

### સમજૂતી : ૩૧૮

અલ્લામા જલાલુદ્દીન સિયૂતી رحمۃ اللہ علیہએ "અનમુઝજુલ્લબીબ"માં લખ્યું છે. અમુક હનફીઓએ ફર્માવ્યું કે હુઝૂરે અક઼દસ ﷺ પર દરેક તે ઉમ્મતીની નમાઝે જનાઝા ફર્ઝે અયન છે જે જાહેરી હયાતમાં મૃત્યુ પામે અને તેની જનાઝાની નમાઝ પઢવી વિના તકલીફે મયસ્સર થઈ શકે. એ વાત નોંધપાત્ર છે. વલ્લાહુ તઆલા અઅ્લમ. પણ એટલી વાત છે કે ખૂદ હુઝૂરે અક઼દસ ﷺએ આ જ હદીષના અંતમાં એવું ફર્માવ્યું છે :–

ان هذه القبور مملوئة ظلمة على اهلها وان الله ينورهالهم بصلوتی علیهم- "ક઼બરો અંધારી રહે છે, મારા નમાઝ પઢવાથી અલ્લાહ ﷻ તેને રોશન કરી આપે છે."

### સમજૂતી : ૩૧૯

સૂરએ બક઼રહની આયાતે રિબા (વ્યાજ વિશે)થી મુરાદ આ આયતો છે :–

اَلَّذِیْنَ یَاْکُلُوْنَ الرِّبٰوا لَا یَقُوْمُوْنَ اِلَّا کَمَا یَقُوْمُ الَّذِیْ یَتَخَبَّطُهُ الشَّیْطَانُ مِنَ الْمَسِّ થી લઈને

عَلَى النَّاسِ ثُمَّ حَرَّمَ تِجَارَةَ الْخَمْرِ ؏

એને પઢીને લોકોને સંભળાવી.'' (બુખારી, ૧/૬૫, સલાત, બુયૂઅ, ૧/૨૭૯, ૧/૨૯૭, ૧/૬૫૧)

ت ۱۱۳ وَقَالَ ابْنُ عَبَّاسٍ نَذَرْتُ لَكَ مَا فِي بَطْنِي مُحَرَّرًا لِلْمَسْجِدِ يَخْدِمُهُ

**[તઅલીક઼ : ૧૧૩]** ''અને હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું (કે આયએ કરીમા) મેં તારા માટે મન્નત માની છે કે મારા પેટમાં જે કાંઈ છે તે મુહર્રિર છે એટલે કે મસ્જિદના માટે આઝાદ છે, કેવળ મસ્જિદની ખિદમત કરશે.''

## حدیث ۳۲۰

**[હદીષ : ૩૨૦] ''કેદી અથવા કોઈને મસ્જિદમાં બાંધવું''**

عَنْ اَبِي هُرَيْرَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ تَعَالٰى

હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી صلی اللہ علیہ وسلم એ ફર્માવ્યું કે

عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِنَّ عِفْرِيْتًا مِنَ الْجِنِّ تَفَلَّتَ عَلَيَّ الْبَارِحَةَ اَوْكَلِمَةً

ગઈ રાત્રે એક નાફર્માન જિન અચાનક મારી પાસે આવી ગયો, અથવા એના સમાનઅર્થી કોઈ વાક્ય

لَا تَظْلِمُوْنَ وَلَا تُظْلَمُوْنَ સુધી પાંચ આયતો છે. અલ્લામા અયનીની તેહક઼ીક઼ એ છે કે શરાબની હુર્મત (હરામ હોવું) વ્યાજની હુર્મતથી પહેલાં નાઝિલ થઈ ચૂકી હતી. અલ્બત્ત શરાબનો વેપાર હરામ હોવાનું એલાન મસ્જિદમાં આ આયતોના નુઝૂલ પછી થયું.

### તઅલીક઼ : ૧૧૩ની સમજૂતી

આ મન્નત ઈમરાનનાં પત્ની 'હ઼ન્ના'ની છે. એ ૬૦ વરસનાં વૃદ્ધ થઈ ગયાં હતાં અને કોઈ અવલાદ થઈ ન હતી. એક દિવસે એમણે એક પક્ષીને જોયું જે પોતાના બાળકને દાણા ખવડાવી રહ્યું હતું. તેનાથી બાળકનો શોખ થયો અને દુઆ કરી જે ક઼બૂલ થઈ ગઈ અને 'હન્નહ્' સગર્ભા થયાં તો આ મન્નત માની. આ તઅલીક઼ અને આયતને લાવવાથી ઈમામ બુખારીનો હેતુ એ છે કે, ''મસ્જિદની ખિદમત કરવી આગલી ઉમ્મતોમાં પણ ઈબાદત હતું.''

### સમજૂતી : ૩૨૦

**عفریت** ઈફરીતનો અર્થ સરકશ (નાફર્માન) છે, જિન, ઈબ્લીસની ઔલાદને કહે છે, જે પોતાની પ્રકૃતિમાં નારી લતીફ (અગ્નિમય બારીક) શરીર ધરાવે છે. તેમને એ કુદરત છે કે જેવુ સ્વરૂપ ચાહે ધારણ કરી શકે છે.

**મસાઈલ** : (૧) આ હદીષ પર ઈમામ બુખારીએ પ્રકરણ રચ્યું છે : ''કેદી તથા કરજદારને મસ્જિદમાં બાંધવું.'' કેદીને બાંધવાની સાબિતી જાહેર છે, રહી ગયું કરજદારને બાંધવાની સાબિતી તો એના અનુસંધાનમાં એ વિનંતિ છે કે એ જાઈઝ છે કે કરજદાર કરજ અદા ન કરે તો તેને કેદ કરી લેવામાં આવે, આ મંઝિલ પર એ પણ

نَحُوَهَا لِيَقْطَعَ عَلَيَّ الصَّلٰوةَ فَاَمْكَنَنِي اللّٰهُ مِنْهُ وَاَرَدْتُّ اَنْ اَرْبِطَهٗ اِلٰى سَارِيَةٍ

કહ્યું. જેથી મારી નમાઝમાં ખલેલ પહોંચાડે. તો અલ્લાહે મને એના પર કાબૂ આપી દીધો અને મેં ચાહ્યું કે એને

مِّنْ سَوَارِي الْمَسْجِدِ حَتّٰى تُصْبِحُوْا وَتَنْظُرُوْا اِلَيْهِ كُلُّكُمْ فَذَكَرْتُ قَوْلَ اَخِيْ

મસ્જિદના થાંભલાઓમાંથી કોઈ થાંભલામાં બાંધી દઉં ત્યાં સુધી કે સવાર થાય, અને તમે સૌ લોકો એને જુઓ.

سُلَيْمٰنَ رَبِّ هَبْ لِيْ مُلْكًا لَّا يَنْۢبَغِيْ لِاَحَدٍ مِّنْۢ بَعْدِيْ قَالَ رَوْحٌ فَرَدَّهٗ خَاسِئًا

પછી મને મારા ભાઈ સુલયમાનની આ દુઆ યાદ આવી જે એમણે કરી હતી, "હે પરવરદિગાર ! મને એવી સલ્તનત અતા ફર્માવ કે મારા પછી કોઈને ન મળે." રૂહે કહ્યું કે હુઝૂરે એ શૈતાનને નિરાશ પરત કરી દીધો."

(બુખારી, ૧/૬૬, સલાત, બાબુલ અસીર વલ્ ગરીમ, યરબતુલ ફિલ્ મસ્જિદ, અલ અંબિયા, બાબુ કૌલુલ્લાહ ﷻ વ વહબ્નદાઊદ વ સુલયમાન–૪૮૭, બદ્ઉલ ખુલ્ક–૪૬૪, ૨/૭૧૦, તફસીરે સૂરએ સાદ (ص), તહજ્જુદ–૧૬૧)

ت ۱۱۴ وَكَانَ شُرَيْحٌ يَّاْمُرُ الْغَرِيْمَ اَنْ يُّحْبَسَ اِلٰى سَارِيَةِ الْمَسْجِدِ

**[તઅલીક઼ : ૧૧૪]** "અને કાઝી શુરેહ઼ એનો હુકમ આપતા કે કરજદારને મસ્જિદના થાંભલાની પાસે કૈદ કરવામાં આવે."

કેદી થઈ જશે. (૨) જિન્નાત પર હુઝૂરે અક઼દસ ﷺને કબજો તથા અધિકાર હાંસલ છે. હુઝૂર તો હુઝૂર છે સહાબાએ કિરામને પણ હાંસલ છે. જેવું કે હઝરત અબૂ હુરૈરહ઼ رضی اللہ عنہની સદક઼ાવાળી હદીષથી જાહેર છે. (૩) જિન્નાત ચાહે પોતાના ફિતરી (પ્રાકૃતિક) સ્વરૂપમાં હોય ચાહે કોઈ અન્ય રૂપમાં પણ ખાસ લોકો તેમને જુએ તથા ઓળખે છે. આયતે કરીમા يَرٰىكُمْ هُوَ وَقَبِيْلُهٗ مِنْ حَيْثُ لَا تَرَوْنَهُمْ "તે તથા તેમનો કુંબો તમને ત્યાંથી જુએ છે જ્યાં તમે તેમને નથી જોઈ શકતા."માં મુરાદ આમ પબ્લિક છે. (૪) હુઝૂરે અક઼દસ ﷺની સામે તે બિલાડીના રૂપમાં આવ્યો હતો જેમ કે અબ્દુર્રઝ્ઝાક઼ની રિવાયતમાં છે, પણ મુસ્લિમમાં હઝરત અબૂ દરદા رضی اللہ عنہની હદીષમાં એવું છે કે આગનો ભડકો લઈને આવ્યો હતો કે ચહેરા મુબારક પર નાખી દે. એ જ રાજેહ (પસંદીદા) છે. (૫) એ હદીષ એના વિરુદ્ધ નથી કે હુઝૂરે અક઼દસ ﷺ શહેનશાહે કૌનેન તથા આસ્માન તથા જમીનના માલિક છે. હઝરત સુલયમાન علیہ السلامની દુઆનો મતલબ એ છે કે જાહેરી રીતે કોઈને એવી સલ્તનત અતા ન ફર્માવતો. કુર્આન મજીદમાં હઝરત સુલયમાન علیہ السلامની દુઆના શબ્દો આ પ્રમાણે વર્ણન થયેલા છે : **رَبِّ اغْفِرْ لِيْ وَهَبْ لِيْ مُلْكًا** પણ બુખારી શરીફના આમ નુસ્ખાઓમાં છે : **رَبِّ هَبْ لِيْ مُلْكًا** અલ્લામા અયનીએ એનો એ જવાબ આપ્યો કે ઈમામ બુખારીએ આ આયત નથી નક઼લ કરી બલ્કે આ લખાણ છે. કેવળ અબૂઝરની રિવાયતમાં છે : **رَبِّ اغْفِرْ لِيْ وَهَبْ لِيْ مُلْكًا** છે.

## તઅલીક઼ : ૧૧૪ની સમજૂતી

કાઝી શુરેહ઼ જ્યારે કોઈના માટે હક઼્ક઼ની સાબિતીનો હુકમ આપતા તો તેને મસ્જિદમાં (જેમાં તે ફેંસલો કરતા હતા) કૈદ રાખતા જ્યાં સુધી તે અદા ન કરી આપે. જો અદા ન કરી શકે તો જેલ ખાનામાં મોકલી આપતા.

## حدیث ۳۲۱ ثمامہ بن اثال

**[હદીષ : ૩૨૧] "મસ્જિદમાં કોઈને કેદ કરવો"**

اَنَّهٗ سَمِعَ اَبَا هُرَيْرَةَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ قَالَ بَعَثَ

"હઝરત અબૂ હુરૈરહ્ રદિ. એ ફર્માવ્યું કે નબી ﷺ એ

النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ خَيْلًا قِبَلَ نَجْدٍ فَجَاءَتْ بِرَجُلٍ مِّنْ بَنِيْ

નજદની તરફ કેટલાક સવાર મોકલ્યા હતા. એ લોકો બની હનીફ઼ાના એક શખ્સ ષમામા બિન ઉષાલને

حَنِيْفَةَ يُقَالُ لَهٗ ثُمَامَةُ بْنُ اُثَالٍ فَرَبَطُوْهُ بِسَارِيَةٍ مِّنْ سَوَارِي الْمَسْجِدِ

પકડીને લાવ્યા અને તેમને મસ્જિદના એક થાંભલામાં બાંધી દીધા. તેમની પાસે રસૂલુલ્લાહ ﷺ

فَخَرَجَ اِلَيْهِ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ فَقَالَ اَطْلِقُوْا ثُمَامَةَ فَانْطَلَقَ

તશરીફ લાવ્યા અને ફર્માવ્યું, ષમામાને ખોલી દો ! ખુલતાં જ તે નજીકના એક ખજૂરના બાગમાં ગયા,

اِلٰى نَخْلٍ قَرِيْبٍ مِّنَ الْمَسْجِدِ فَاغْتَسَلَ ثُمَّ دَخَلَ الْمَسْجِدَ فَقَالَ اَشْهَدُ

ગુસ્લ કર્યું પછી મસ્જિદમાં આવ્યા અને કહ્યું, હું ગવાહી આપુ છું કે અલ્લાહ સિવાય કોઈ મઅબૂદ નથી

اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ ع‍ه

અને વિના શંકાએ મુહમ્મદ અલ્લાહના રસૂલ છે."

*(બુખારી, ૧/૬૬, સલાત, અલ્ ઈગ્તિસાલ, પ્રકરણ : મસ્જિદમાં મુશ્રિકનો પ્રવેશ-૬૭,*

*ખુસૂમાત-૩૨૬, બાબુલ રબ્ત વલ હબસ ફિલ્ હરમ-૩૨૭)*

**સમજૂતી : ૩૨૧**

હિ.સ. ૫ અથવા ૬માં ૧૦ મુહર્રમે હઝરત મુહમ્મદ ઈબ્ને મુસલ્મા રદિ.ની આગેવાનીમાં ૩૦ માણસોની ટોળી 'કરતા' મોકલી હતી જે નજદની તરફ છે. હેતુ ષમામા બિન ઉષાલને ગિરફતાર કરવાનો હતો. એ પોતાના ઈલાક઼ામાં ઘણા જ પ્રભાવશાળી સરદાર હતા. ૧૯ દિવસમાં એ સરિય્યા ષમામાને ગિરફતાર કરીને કામયાબ તથા કામરાન મદીના તયબાહ પરત આવી ગયા. ષમામાને મસ્જિદના એક થાંભલામાં બાંધી દેવામાં આવ્યા. સવારના સમયે નબી કરીમ ﷺ ષમામા પાસે તશરીફ લાવ્યા અને પૂછયું, હે ષમામા ! તારા મનમાં શું છે ? અર્ઝ કરી, ભલાઈ ! હે મુહમ્મદ ! તમે મને ક઼ત્લ કરશો તો ક઼ાતિલને ક઼ત્લ કરશો, અને એહસાન કરશો તો શુક્રગુઝાર પર એહસાન કરશો, અને જો માલ ચાહો છો તો બતાવો ! જેટલો કહેશો રજૂ કરવામાં આવશે. સહાબાએ કિરામની એ જ રાય હતી કે તેમને ફ઼િદિયો લઈને છોડી દેવામાં આવે, તેને ક઼ત્લ કરવાથી શું મળશે ?! હુઝૂરે એમને ન છોડયા. બીજા દિવસે ફરી સવારે એ જ વાતચીત થઈ. ત્રીજા દિવસે પણ થઈ. હવે હુકમ આપ્યો,

## حدیث ۳۲۲ طوفی من وراء الناس

**[હદીષ : ૩૨૨] ''મજબૂરીના કારણે સવારી પર તવાફ કરી શકાય છે''**

عَنْ اُمِّ سَلَمَۃَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہَا

*''ઉમ્મુલ મો'મિનીન હઝરત ઉમ્મે સલમા رضی اللہ عنہا એ ફર્માવ્યું,*

قَالَتْ شَکَوْتُ اِلٰی رَسُوْلِ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ اِنِّیْ اَشْتَکِیْ

*(હજ્જતુલ વિદાઅના પ્રસંગે) પોતાની બીમારીનો હુઝૂર ﷺ ને ઉલ્લેખ કર્યો. ફર્માવ્યું,*

قَالَ طُوْفِیْ مِنْ وَّرَاءِ النَّاسِ وَاَنْتِ رَاکِبَۃٌ فَطُفْتُ وَرَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ

*તમે સવાર થઈને લોકોની પાછળથી તવાફ કરી લો. ફર્માવે છે, મેં એવી રીતે તવાફ કર્યો અને રસૂલુલ્લાહ ﷺ*

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یُصَلِّیْ اِلٰی جَنْبِ الْبَیْتِ یَقْرَاءُ بِالطُّوْرِ وَکِتَابٍ مَّسْطُوْرٍ

*બયતુલ્લાહના નજીકમાં નમાઝ પઢી રહ્યા હતા. ''સૂરએ વત્તૂર વ કિતાબિમ્મસ્તૂર'' પઢી રહ્યા હતા.''*

*(બુખારી, ૧/૬૬, સલાત, મનાસિક–૨૧૯, અલમરીઝ યતૂફ રાકિબન્–૨૨૧,*

*મન સલ્લા રકઅતિત્તવાફ ખારિજલ મસ્જિદ–૨૨૦, ૨/૭૨૦ તફસીરે સૂરએ વત્તૂર)*

ષમામાને ખોલી દો. લોકોએ ખોલી દીધા. તે નજીકમાં જ અબૂ તલ્હાનો બાગ હતો ત્યાં ગયા, ગુસ્લ કર્યું પછી મસ્જિદમાં આવ્યા અને કલ્મો પઢીને ઈસ્લામથી પાવન થઈ ગયા અને અર્ઝ કરી, હે મુહમ્મદ ! આપની જાતથી અધિક કોઈ જાત મને તિરસ્કૃત ન હતી અને હવે આપની જાત સૌથી પ્રિય થઈ ગઈ ! આપના દીનથી વધુ કોઈ દીન મને નાપસંદ ન હતો, પણ હવે સર્વ દીનોથી વિશેષ પ્યારો થઈ ગયો. કોઈ શહેર આપના શહેરથી વધુ તિરસ્કૃત ન હતું પણ હવે સર્વ શહેરોથી વધુ પ્રિય થઈ ગયું. યા રસૂલલ્લાહ ! આપના સવારોએ પકડી લીધો. હું ઉમરા કરવા જઈ રહ્યો હતો, હવે શું હુકમ આપો છો ? તેમને ઉમરા કરવાની ઈજાઝત આપી દીધી. જ્યારે મક્કા આવ્યા તો કોઈ કહેવાવાળાએ કહ્યું, સાબી થઈ ગયા છો ! તો ષમામાએ ફર્માવ્યું, નહીં ! હું મુસલમાન થઈ ગયો છું. સાંભળી લો ! યમામાથી એક દાણો મક્કા નથી આવી શક્તો ! જ્યાં સુધી નબી ﷺ ઈજાઝત આપશે નહીં.

**قبل نجد (નજ્દ તરફ)** : અરબ દ્વીપના પાંચ ભાગ કે રાજ્યો છે. યમન, હિજાજ, તહમા, ઉરૂઝ, નજદ. દક્ષિણી દરિયા કાંઠાના વિસ્તારને યમન, તેના પછી ઉત્તર તરફ હિજાઝ, હિજાઝની પૂર્વમાં ઈરાક઼ સુધી નજદ, ઉરૂઝ, યમામા તથા બહેરૈનનો ઈલાકો છે. ઈસ્લામ લાવવા ગુસ્લ કરવું મુસ્તહબ છે.

**સમજૂતી : ૩૨૨** હઝરત ઉમ્મે સલમા رضی اللہ عنہا બીમારીના કારણે તવાફ કરી શક્યાં ન હતાં કે હુઝૂરે અક઼દસ ﷺ પરત થવા લાગ્યા. હુઝૂરે તેમને એ તરકીબ બતાવી કે જ્યારે લોકો ફજરની નમાઝ પઢી રહ્યા હોય તો તમે ઊંટ પર બેસીને તવાફ કરી લો. એનાથી જાણવા મળ્યું કે બીમારી તથા કમજોરીના લીધે તવાફ ન કરી શકે તો સવારી પર તવાફ કરી શકે છે. રહી ગયું ઈમામ બુખારીનું આ હદીષથી દલીલ કરવું કે મસ્જિદમાં જરૂરત પૂરતુ ઊંટ દાખલ કરવું જાઈઝ છે, એટલા માટે સાકિત (રદ) છે કે હુઝૂરના મુબારક સમયમાં મસ્જિદ કેવળ મતાફ સુધી હતી અને મસ્જિદે હરામની કોઈ ચાર દીવારી હતી નહીં. શક્ય છે હઝરત ઉમ્મુલ મો'મિનીને આ તવાફ મસ્જિદની બહાર કર્યો હોય.

## حدیث ۳۲۳

**[હદીષ : ૩૨૩] "રસ્તા રોશન થઈ ગયા"**

حَدَّثَنَا اَنَسٌ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ اَنَّ رَجُلَیْنِ مِنْ اَصْحَابِ

"હઝરત અનસ બિન માલિક رضی اللہ عنہ એ ફર્માવ્યું, કે નબી صلی اللہ علیہ وسلم ના

النَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ خَرَجَا مِنْ عِنْدِ النَّبِیِّ صَلَّی اللّٰہُ

સહાબામાંથી બે સાહબ જ્યારે નબી صلی اللہ علیہ وسلم ની બારગાહથી અંધારી રાતમાં ચાલ્યા,

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ اَحَدُھُمَا عَبَّادُ بْنُ بِشْرٍ وَّاَحْسِبُ الثَّانِیْ اُسَیْدُ بْنُ

એક અબાદ બિન બિશ્ર અને ગુમાન કરું છું કે બીજા સાહબ ઉસૈદ બિન હુઝૈર

حُضَیْرٍ فِیْ لَیْلَۃٍ مُّظْلِمَۃٍ وَّمَعَھُمَا مِثْلُ الْمِصْبَاحَیْنِ یُضِیْئَانِ بَیْنَ

હતા અને એ બંનેની સાથે બે ચિરાગોની જેમ હતા જે તેમની આગળ રોશની કરી રહ્યા હતા. જ્યારે એ

اَیْدِیْھِمَا فَلَمَّا افْتَرَقَا صَارَ مَعَ کُلِّ وَاحِدٍ مِّنْھُمَا وَاحِدٌ حَتّٰی اَتٰی اَھْلَہٗ ع

બંનેવ એકબીજાથી જુદા થયા તો દરેકની સાથે એક એક થઈ ગયો ત્યાં સુધી કે પોતાના ઘરે પહોંચી ગયા."

(બુખારી, ૧/૬૬, સલાત, અલામાતુન્નબુવ્વત-૫૧૪, મનાકિબે અસીદ ઈબ્ને હઝીર વ અબાદ બિન બશ્ર-૫૩૭)

## حدیث ۳۲۴ ان اللہ سبحانہ خیر عبدا بین الدنیا وبین ما عندہ فاختار ما عند اللہ

**[હદીષ : ૩૨૪] "અલ્લાહે એક બંદાને દુનિયા તથા આખેરત વચ્ચે ઈખ્તિયાર આપ્યો"**

عَنْ اَبِیْ سَعِیْدِنِ الْخُدْرِیِّ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ قَالَ خَطَبَ النَّبِیُّ صَلَّی اللّٰہُ

"હઝરત અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہ એ બતાવ્યું કે નબી صلی اللہ علیہ وسلم એ ખુત્બો ઈર્શાદ ફર્માવ્યો,

### સમજૂતી : ૩૨૩

મિશ્કાત બાબુલ કરામાતમાં બુખારીના હવાલાથી એ સ્પષ્ટતા છે એ બંને હઝરાતમાંથી એકની લાકડી રોશન (ચમકતી) થઈ ગઈ હતી અને જ્યારે એકબીજાથી જુદા થવા લાગ્યા તો બીજા સાહબની લાકડી પણ રોશન થઈ ગઈ. આ હદીષથી સાબિત થયું કે અવલિયાની કરામતો હક્ક છે.

### સમજૂતી : ૩૨૪

આ હદીષથી હઝરત અબૂબક્ર સિદ્દીક رضی اللہ عنہ ની નીચે મુજબ ફઝીલતો તથા ખૂબીઓ સાબિત થઈ :-

(૧) આપ તમામ સહાબાથી વધુ બુદ્ધિશાળી, ચાલાક અને સૌથી અધિક ઈલ્મવાળા નબીપાકના ખાસ રાઝદાં હતા. (૨) હુઝૂરે અક્દસ صلی اللہ علیہ وسلم ની જાત ખાસ અને ઈસ્લામની જાનો માલથી જેટલી મદદ તેમણે કરી છે એટલી કોઈએ નથી કરી. (૩) પૂરી ઉમ્મતમાં હુઝૂર صلی اللہ علیہ وسلم ને સૌથી વધુ પ્રિય આપ હતા. (૪) હુઝૂરે અક્દસ

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ فَقَالَ اِنَّ اللّٰہَ سُبْحَانَہٗ خَیَّرَ عَبْدًا بَیْنَ الدُّنْیَا وَبَیْنَ

અલ્લાહ સુબ્હાનહૂએ એક બંદાને દુનિયા તથા આખેરતના દરમ્યાન ઈખ્તિયાર આપ્યો. તે બંદાએ આખેરત

مَا عِنْدَہٗ فَاخْتَارَ مَا عِنْدَ اللّٰہِ فَبَکٰی اَبُوْبَکْرٍ فَقُلْتُ فِیْ نَفْسِیْ مَا یُبْکِیْ ھٰذَا

અપનાવી લીધી. એના પર અબૂબક્ર રડવા લાગ્યા. મેં મારા મનમાં કહ્યું, એમને કઈ ચીજે રડાવ્યા, જો

الشَّیْخَ اِنْ یَّکُنِ اللّٰہُ خَیَّرَ عَبْدًا بَیْنَ الدُّنْیَا وَبَیْنَ مَا عِنْدَہٗ فَاخْتَارَ مَا

અલ્લાહે એક બંદાને દુનિયા તથા આખેરતના વચ્ચે ઈખ્તિયાર આપી દીધો અને તેણે આખેરત અપનાવી

عِنْدَ اللّٰہِ عَزَّوَجَلَّ فَکَانَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ ھُوَ الْعَبْدُ

લીધી ! (તો એમાં રડવાની શું વાત છે ?!) રસૂલુલ્લાહ ﷺ જ તે બંદા હતા અને અબૂબક્ર અમારાથી

وَکَانَ اَبُوْبَکْرٍ اَعْلَمَنَا فَقَالَ یَا اَبَا بَکْرٍ لَا تَبْکِ اِنَّ اَمَنَّ النَّاسِ عَلَیَّ فِیْ صُحْبَتِہٖ

અધિક ઈલ્મવાળા હતા. અબૂબક્રના રડવા પર હુઝૂરે તેમને ફર્માવ્યું, ન રડો ! રિફાકત (સાથ) તથા

وَمَالِہٖ اَبُوْبَکْرٍ وَلَوْ کُنْتُ مُتَّخِذًا مِّنْ اُمَّتِیْ خَلِیْلًا لَاتَّخَذْتُ اَبَا بَکْرٍ وَّلٰکِنْ اُخُوَّۃُ

માલના એતબારથી સૌથી અધિક મારા પર એહસાન અબૂબક્રનું છે. જો મારી ઉમ્મતમાંથી હું કોઈને મારો

الْاِسْلَامِ وَمَوَدَّتُہٗ لَا یُبْقَیَنَّ فِی الْمَسْجِدِ بَابٌ اِلَّا سُدَّ اِلَّا بَابُ اَبِیْ بَکْرٍ ع

ખલીલ (દોસ્ત) બનાવતો તો અબૂબક્રને બનાવતો, પણ ઈસ્લામનો રિશ્તો અને મહોબ્બત (પૂરતાં છે).

મસ્જિદમાં જેટલા દરવાજા નીકળે છે સૌ બંધ કરી દેવામાં આવે પણ અબૂબક્રના દરવાજાને બાકી રાખવામાં આવે.

(બુખારી, ૧/૬૬, સલાત, મનાકિબ–૫૧૬)

ﷺ પછી વિના ફાસલા ખિલાફતની તરફ ઈશારો ફર્માવ્યો : "દરવાજો બાકી રહેવું" એ જ મક્સદના માટે હતું કે નમાઝોના માટે અને ખિલાફતનો કારોબાર અંજામ આપવાના માટે વારંવાર મસ્જિદમાં આવવાની જરૂરત પડશે. મસ્જિદમાં દરવાજો રહેશે તો આસાની થશે. હદીષ سد وا الابواب الا باب علی : "અલીના સિવાય સર્વના દરવાજા બંધ કરી દો." પણ મુહક્કિક ઉલમાની સ્પષ્ટતા મુજબ "હસન' છે મૌઝૂઅ નથી, જેમ કે ઈબ્ને જવઝીએ તહૂરન વ જઝાફન્ કહ્યું છે. એની સ્પષ્ટતા ઉલમાએ બે રીતે કરી છે : એક એ કે શરૂમાં પડોશીઓના ઘણા દરવાજા મસ્જિદમાં ખુલતા હતા. તો હુઝૂરે ફર્માવ્યું કે અલી સિવાય સૌના દરવાજા બંધ કરી દેવામાં આવે. આ હુકમમાં હઝરત સિદ્દીકે અકબરનો દરવાજો પણ આવી ગયો, તે પણ બંધ થઈ ગયો. આ સ્પષ્ટતામાં કેટલાય કારણે ખામીઓ છે. બીજી સ્પષ્ટતા એ કરવામાં આવી કે હઝરત અલી کرم اللہ وجہہ الکریم ના ઘરમાં એ દરવાજા સિવાય જે મસ્જિદમાં ખુલતો હતો અન્ય કોઈ દરવાજો ન હતો એટલા માટે મજબૂરીના લીધે તેમનો દરવાજો આવવા જવાની સગવડ ખાતર મસ્જિદમાં રહેવા દીધો. હઝરત સિદ્દીકે અકબર رضی اللہ عنہ નો દરવાજો ખિલાફતની બાબતોની કાર્યવાહી કરવા માટે રાખવામાં આવ્યો. અમુક હઝરાતે ફર્માવ્યું કે હઝરત સિદ્દીકે અકબરના મકાનનો દરવાજો મસ્જિદની બહાર પણ હતો. ખાસ મસ્જિદમાં બારીની ઈજાઝત કેવળ ખિલાફતના કારોબારમાં આસાની માટે આપવામાં આવી હતી.

## حدیث ۳۲۵ سدوعنی کل خوخة فی ھذ المسجد الاخوخة ابی بکر

**[હદીષ : ૩૨૫] "મસ્જિદમાં અબૂબક્રની ખિડકી સિવાય સૌ બંધ કરી દો"**

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھُمَا قَالَ خَرَجَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ

"હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે રસૂલુલ્લલાહ ﷺ પોતાના

تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ فِیْ مَرَضِہِ الَّذِیْ مَاتَ فِیْہِ عَاصِبًا رَّاسَہٗ بِخِرْقَۃٍ

વિસાલ વેળાની બીમારીમાં માથા પર પટ્ટી બાંધેલ સ્થિતિમાં બહાર આવ્યા અને મિમ્બર પર બેઠા

فَقَعَدَ عَلَی الْمِنْبَرِ فَحَمِدَ اللّٰہَ وَاَثْنٰی عَلَیْہِ ثُمَّ قَالَ اِنَّہٗ لَیْسَ مِنَ النَّاسِ

અલ્લાહની હમ્દો ષના કરી. ત્યારબાદ ફર્માવ્યું, કોઈ પણ અબૂબક્રથી વધીને મારા પર પોતાની જાન

اَحَدٌ اَمَنَّ عَلَیَّ فِیْ نَفْسِہٖ وَمَالِہٖ مِنْ اَبِیْ بَکْرِ بْنِ اَبِیْ قُحَافَۃَ وَلَوْ کُنْتُ مُتَّخِذًا

તથા માલના એ'તબારથી અધિક એહસાન કરનારો નથી. અને જો હું લોકોમાં કોઈકને

مِّنَ النَّاسِ خَلِیْلًا لَاتَّخَذْتُ اَبَا بَکْرٍ خَلِیْلًا وَّلٰکِنْ خُلَّۃُ الْاِسْلَامِ اَفْضَلُ

ખલીલ બનાવતો તો અબૂબક્રને બનાવતો, પરંતુ ઈસ્લામનો સંબંધ પૂરતો છે.

سُدُّوْا عَنِّیْ کُلَّ خَوْخَۃٍ فِیْ ھٰذَا الْمَسْجِدِ غَیْرَ خَوْخَۃِ اَبِیْ بَکْرٍ ع

મસ્જિદમાં જેટલી પણ બારીઓ છે સૌ બંધ કરી આપો સિવાય અબૂબક્રની બારીના."

(બુખારી, ૧/૬૭, સલાત)

### સમજૂતી : ૩૨૫

આગલામાં "બાબ" આવેલ છે, અને એમાં **خوجہ** છે. **خوجہ** એ નાના દરવાજાને કહે છે જે એક ઘરથી બીજા ઘરમાં જવાના માટે બનાવવામાં આવે. આ હદીષ આગલી હદીષની તફસીર છે એટલે કે એ હદીષમાં "બાબ"થી મુરાદ બારી (ખિડકી) છે."



## حديث ٣٢٦

**[હદીષ : ૩૨૬]**

قَالَ لِی ابْنُ اَبِی مُلَیْکَةَ یَا عَبْدَ الْمَلِكِ لَوْ رَأَیْتَ مَسَاجِدَ ابْنِ عَبَّاسٍ وَاَبْوَابَهَا

*"ઈબ્ને અબી મલીકાએ કહ્યું, "હે અબ્દુલ મલિક ! જો તમે ઈબ્ને અબ્બાસની મસ્જિદોથી તેમના દરવાજાઓને જોતા."*

*(બાબુલ અબવાબ વલ ફલક લિલ્ સબા–૬૭)*

## حديث ٣٢٧

**[હદીષ : ૩૨૭] "મસ્જિદમાં અવાજ મોટો કરવો જાઈઝ નથી"**

عَنِ السَّائِبِ بْنِ یَزِیْدَ قَالَ کُنْتُ قَائِمًا فِی الْمَسْجِدِ فَحَصَبَنِیْ رَجُلٌ فَنَظَرْتُ

*"હઝરત સાઈબ બિન યઝીદ رضی اللہ عنہએ કહ્યું, હું મસ્જિદે અક્દસમાં ઉભો હતો એવામાં મને*

اِلَیْهِ فَاِذَا عُمَرُ بْنُ الْخَطَّابِ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ فَقَالَ اِذْهَبْ فَأْتِنِیْ بِهٰذَیْنِ

*કોઈ સાહબે કાંકરી મારી. મેં ફરીને તેમને જોયું તો તે હઝરત ઉમર બિન ખત્તાબ હતા. મને ફર્માવ્યું, જાવ અને*

فَجِئْتُهٗ بِهِمَا فَقَالَ مِمَّنْ اَنْتُمَا اَوْ مِنْ اَیْنَ اَنْتُمَا قَالَا مِنْ اَهْلِ الطَّائِفِ قَالَ لَوْ کُنْتُمَا

*બંનેને બોલાવી લાવો ! હું તેમને લાવ્યો. તેમને ફર્માવ્યું, ક્યા કબીલાના છો ? અથવા એવું ફર્માવ્યું, ક્યાં રહો*

**સમજૂતી : ૩૨૬**

હઝરત સાઈબ બિન યઝીદ رضی اللہ عنہએ કહ્યું, હું મસ્જિદે અક્દસમાં ઉભો હતો એવામાં મને કોઈ સાહબે કાંકરી મારી. મેં ફરીને તેમને જોયું તો તે હઝરત ઉમર બિન ખત્તાબ હતા. મને ફર્માવ્યું, જાવ અને બંનેને બોલાવી લાવો ! હું તેમને લાવ્યો. તેમને ફર્માવ્યું, ક્યા કબીલાના છો ? અથવા એવું ફર્માવ્યું, ક્યાં રહો છો ? તે બંનેએ જણાવ્યું કે અમે લોકો તાઈફના છીએ. ફર્માવ્યું, **જો તમે લોકો આ શહેરના રહેવાસી હોત તો હું તમને લોકોને જરૂર મારત. રસૂલુલ્લાહ ﷺની મસ્જિદમાં અવાજ મોટો કરો છો !** *(બાબુ રફઅસ્સૌત ફિલ્ મસ્જિદ–૬૭)*

**સમજૂતી : ૩૨૭**

આ હદીષ એના પર નસ (દલીલ) છે કે મસ્જિદમાં અવાજ મોટો કરવો જાઈઝ નથી, ખાસ કરીને મસ્જિદે નબવીમાં કે ત્યાં હુઝૂરે અક્દસ ﷺ મૌજૂદ રહેલ છે. જે રીતે હુઝૂરે અક્દસ ﷺની જાહેરી હયાતમાં હુઝૂરની સમક્ષ અવાજ ઊંચો કરવો હરામ હતો. ઈર્શાદ છે : **یٰاَیُّهَا الَّذِیْنَ اٰمَنُوْا لَا تَرْفَعُوْا اَصْوَاتَکُمْ فَوْقَ صَوْتِ النَّبِیِّ** "હે ઈમાનવાળાઓ ! નબીના અવાજ પર તમારાં અવાજ ઊંચો ન કરો." એ જ પ્રમાણે વિસાલ બાદ પણ મવાજહે

مِنْ أَهْلِ الْبَلَدِ لَأَوْجَعْتُكُمَا تَرْفَعَانِ أَصْوَاتَكُمَا فِي مَسْجِدِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالٰى

છો ? તે બંનેએ જણાવ્યું કે અમે લોકો તાઈફના છીએ. ફર્માવ્યું, **જો તમે લોકો આ શહેરના રહેવાસી હોત**

عَلَيْهِ وَسَلَّمَ ع

**તો હું તમને લોકોને જરૂર મારત. રસૂલુલ્લાહ ﷺની મસ્જિદમાં અવાજ મોટો કરો છો !"**

(બાબુ રફઅસ્સૌત ફિલ્ મસ્જિદ–૬૭)

## حدیث ۳۲۸ صلوٰۃ اللیل مثنیٰ مثنیٰ

**[હદીષ : ૩૨૮] "રાતની નમાઝ"**

عَنِ ابْنِ عُمَرَ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا قَالَ سَأَلَ رَجُلٌ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى

"હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ ફર્માવ્યું, એક સાહબે નબી ﷺને

عَلَيْهِ وَسَلَّمَ وَهُوَ عَلَى الْمِنْبَرِ مَا تَرٰى فِي صَلٰوةِ اللَّيْلِ قَالَ مَثْنٰى مَثْنٰى فَإِذَا خَشِيَ

પૂછયું અને હુઝૂર મિમ્બર પર હતા કે રાતની નફ્લ નમાઝ (તહજ્જુદ)ના બારામાં શું ફર્માવો છો ?! ફર્માવ્યું,

أَحَدُكُمُ الصُّبْحَ صَلّٰى وَاحِدَةً فَأَوْتَرَتْ لَهٗ مَا صَلّٰى وَأَنَّهٗ كَانَ يَقُوْلُ اِجْعَلُوْا

બે બે રકાત, જ્યારે તમને સવાર થઈ જવાનો અંદેશો થાય તો એક એક રકાત પઢી લો. જે કાંઈ પઢી ચૂક્યા

اٰخِرَ صَلٰوتِكُمْ بِاللَّيْلِ وِتْرًا فَإِنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ أَمَرَ بِهٖ ع

છો તેને વિત્ર બનાવી દો. તેમને ઈબ્ને ઉમર ફર્માવતા હતા કે રાતની નમાઝોમાં સૌથી આખરમાં વિત્ર

પઢ, એટલા માટે કે નબી ﷺએ એનો હુકમ આપ્યો છે."

(બુખારી, ૧/૬૮, સલાત બાબુલ હ્લક વલ્ જુલૂસ ફિલ્ મસ્જિદ, વિત્ર–માજાઅ્ ફિલ્ વિત્ર–૧૩૫,

બે તરીક઼ાથી, તહજ્જુદ, કયફ સલાતલ્લૈલ–૧૩૫)

અક઼્દસ (રોઝા મુબારક)માં અવાજ ઊંચો કરવો હરામ છે. હઝરત ફારૂકે આ'ઝમ رضی اللہ عنہના આદેશમાં **فی مسجد رسول الله**ની શરત એહતેરાઝી નથી વાક઼ેઈ છે, તેમના કૃત્યની ખરાબીને અધિક સ્પષ્ટ કરવા માટે ફર્માવ્યું છે.

**મસાઈલ** : આ હદીષથી નીચે પ્રમાણે મસાઈલ સાબિત થાય છે :–

(૧) તા'લીમ આપવી લેવી તથા ઝિક્ર કરીને મસ્જિદમાં હલકો (વર્તુળ) બનાવીને બેસવું સુન્નત છે. (૨) ખતીબ ખુત્બો પઢતી વખતે શરઈ મસાઈલ બતાવી શકે છે. (૩) જે તહજ્જુદનો આદી હોય અને તેને વિશ્વાસ હોય કે પાછલા પહોરે જાગી જશે તેને બેહતર એ જ છે કે વિત્ર બાદમાં રાતના પાછલા પહોરમાં પઢે. (૪) વિત્રની ત્રણ રકાતો છે. એના પર થોડીક ચર્ચા અગાઉ આવી ગઈ છે, અને બાકીની પાછળ આવશે.

حدیث ۳۲۹ رای رسول اللہ صلی اللہ علیہ وسلم مستلقیا فی المسجد

**[હદીષ : ૩૨૯] "ચત્તા સૂવું"**

عَنْ عَبَّادِ بْنِ تَمِيمٍ عَنْ عَمِّهِ أَنَّهُ رَأَى رَسُولَ اللّٰهِ صَلَّى اللّٰهُ تَعَالَى عَلَيْهِ

"અબ્દુલ્લાહ ઈબ્ને ઝયદ બિન આસિમ رضی اللہ عنہ થી રિવાયત છે કે તેમણે રસૂલુલ્લાહ ﷺ ને

وَسَلَّمَ مُسْتَلْقِيًا فِي الْمَسْجِدِ وَاضِعًا إِحْدَى رِجْلَيْهِ عَلَى الْأُخْرَى ع ہ

મસ્જિદમાં ચત્તા સૂતેલા તથા એક પગને બીજા પગ પર રાખેલ જોયા."

(બુખારી, ૧/૬૮, સલાત, બાબુલ ઈસ્તિલ્કાઅ ફિલ મસ્જિદ, ૨/૮૮૨ લિબાસ, અલઈસ્તીઝાન બાબુલ ઈસ્તિલ્કાઅ–૯૩૦)

ت ۱۱۵ عَنِ ابْنِ شِهَابٍ عَنْ سَعِيدِ بْنِ الْمُسَيِّبِ كَانَ عُمَرُ وَعُثْمَانُ يَفْعَلَانِ ذَٰلِكَ

**[તઅલીક઼ : ૧૧૫]** "સઈદ બિન મુસૈયબથી રિવાયત થયેલ છે કે હઝરત ઉમર તથા હઝરત ઉષ્માન પણ એવું કરતા હતા."

ت ۱۱۶ صَلَّى ابْنُ عَوْنٍ فِي مَسْجِدٍ فِي دَارٍ يُغْلَقُ عَلَيْهِمُ الْبَابُ

**[તઅલીક઼ : ૧૧૬]** "ઈબ્ને ઔને એવા ઘરની મસ્જિદમાં નમાઝ પઢી જેમાં દરવાજા હતા જે બંધ હતા."

## સમજૂતી : ૩૨૯

એક હદીષમાં આવ્યું છે કે ચત્તા સૂઈને એક પગને બીજા પગ પર મૂકવાથી મના ફર્માવ્યું છે. આ હદીષ હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહથી રિવાયત પામી છે. 'હદીષે બાબ' અને આ હદીષના વચ્ચે વર્ગીકરણમાં ઉલમાનાં બે ગ્રૂપ છે : એક એવું કહે છે કે મનાઈ તે સ્થિતિમાં છે કે જ્યારે કે એવી રીતે સૂએ કે જેનાથી સતરે અવરત ખુલવાનો ડર હોય. અને જો એનો અંદેશો નથી તો કોઈ વાંધો નથી. એક ગ્રૂપ કહે છે કે 'નહી' (મનાઈ) મન્સૂખ (રદ) છે. તદ્ઉપરાંત વસ્તૈન એટલે હઝરત ઉમર તથા હઝરત ઉષ્માન તથા અન્ય સહાબાથી પણ નક઼લ થયેલ છે કે તેઓ ચત્તા સૂતા રહી એક પગને બીજા પગ પર રાખતા હતા. દા.ત. હઝરત ઈબ્ને મસઊદ, હઝરત ઈબ્ને ઉમર, હઝરત અનસ رِضْوَانُ اللّٰهِ تَعَالَىٰ عَلَيْهِمْ أَجْمَعِيْنَ. (અયની, ૪/૨૫૫, સલાત)

## તઅલીક઼ : ૧૧૬ની સમજૂતી

અલ્લામા કિર્માનીએ કહ્યું, અહનાફ (હનફીઓ) ઘરની અંદર મસ્જિદ બનાવવાને નાજાઈઝ કહે છે. આ અષર (ક઼ૌલ) એમના ઉપર વાંધો કરવા માટે ઈમામ બુખારી લાવ્યા છે. શક્ય છે કે કિર્માનીએ સહીહ સમજ્યું હોય અને કિર્માનીની જેમ ઈમામ બુખારીને પણ ગલતફહમી થઈ હોય, જેમ કે તેમને ઘણા મસાઈલમાં ગલતફહમી થઈ છે વાત એ છે કે એક છે નમાઝનું સહીહ થવું કોઈપણ જગાએ માણસ નમાઝ પઢે અને ત્યાં નમાઝ પઢવાની શરઅન (શરીઅતની રૂએ) મનાઈ ન હોય તો નમાઝ થઈ જશે. એ જ પ્રમાણે જો કોઈ ઘરની અંદર કોઈ જગા નિશ્ચિત નામથી કરી આપે તો ત્યાં પણ નમાઝ પઢવાથી નમાઝ થઈ જશે, તેમજ તેને 'મસ્જિદે બયત' કહેવું પણ સહીહ છે. પણ તે ફિક઼હની પરિભાષામાં મસ્જિદ ગણાશે નહીં અને ન તેમાં નમાઝ પઢવાનો તે સવાબ છે જે

حدیث ۳۳۰. صلوٰۃ الجمع تزید علی صلوتہ فی بیتہ خمسا وعشرین درجۃ

**[હદીષ : 330] "બાજમાઅત નમાઝ એકલા પઢવા કરતાં ઘણાંયે દરજ્જાની અધિક છે"**

عن ابی ھریرۃ رضی اللہ تعالیٰ عنہ عن النبی صلی اللہ تعالیٰ علیہ وسلم

"હઝરત અબૂ હુરૈરહ رضی اللہ عنہ એ નબી صلی اللہ علیہ وسلم થી રિવાયત કરી કે ફર્માવ્યું,

قال صلوٰۃ الجمع تزید علی صلوتہ فی بیتہ وصلوٰتہ فی سوقہ خمسا وعشرین

પોતાના ઘરમાં અથવા પોતાના બજારમાં એકલા નમાઝ પઢવા કરતાં જમાઅતથી નમાઝ પઢવા પર પચીસ

درجۃ فان احدکم اذا توضأ فاحسن الوضوء واتی المسجد لا یرید

ગણો અધિક સવાબ મળે છે. જ્યારે તમે વુઝૂ કરો અને સારી રીતે વુઝૂ કરો અને મસ્જિદે આવો, અને કેવળ

الا الصلوٰۃ لم یخط خطوۃ الا رفعہ اللہ بھا درجۃ او حط عنہ بھا

નમાઝના જ ઈરાદાથી આવો તો દરેક કદમ પર અલ્લાહ તઆલા એક દરજ્જો બુલંદ ફર્માવશે અથવા એનો

خطیئۃ حتی یدخل المسجد واذا دخل المسجد کان فی صلوٰۃ ما کانت

એક ગુનોહ મિટાવશે ત્યાં સુધી કે એ મસ્જિદમાં આવી જાય. અને જ્યારે મસ્જિદમાં આવી ગયો તો જ્યાં

تحبسہ وتصلی الملٰئکۃ علیہ ما دام فی مجلسہ الذی یصلی فیہ

સુધી મસ્જિદમાં રહેશે નમાઝમાં રહેશે, ફરિશ્તા એના માટે દુઆએ ખૈર અતા કરતા રહેશે, જ્યાં સુધી

اللھم اغفر لہ اللھم ارحمہ ما لم یؤذ یحدث فیہ ع

*ત્યાં બેઠેલો રહેશે. અલ્લાહ એને બખ્શી આપ ! હે અલ્લાહ એના પર રહમ ફર્માવ ! જ્યાં સુધી ઈજા ન આપે, હદષ (વુઝૂ તૂટવું) ન કરે." (બુખારી, સલાત, બાબુસ્સલાત ફિલ્ મસ્જિદુસ્સૌક઼–બાબુલ હદષ ફિસ્સલાત–૬૩, અઝાન બાબુસ્સલાત ફિલ જમાઅહ–૮૯, બુયૂઅ મા ઝિક ફિલ્ ઈસ્વાક઼–૨૮૪)*

મસ્જિદમાં પઢવાનો છે, જ્યાં સુધી તેને મસ્જિદ માટે વકફ કરીને તેને રસ્તો ઘેરીને રસ્તાથી અલગ કરીને એવું ન કહી આપે કે મુસલમાન જ્યારે ચાહે નમાઝ પઢે. આપણા આ મસ્લકની વિરુદ્ધ આ અષર (કથન) નથી. એનો સાર કેવળ એ જ છે કે ઈબ્ને ઔન મસ્જિદે બયતમાં નમાઝ પઢતા હતા. એ નમાઝ વિના શંકાએ અમારે (હનફીને) ત્યાં પણ સહીહ છે.

**સમજૂતી : 330** સામાન્ય રિવાયતોમાં એ જ છે કે નમાઝ બાજમાઅત એકલા પઢવા કરતાં ૨૫ દરજ્જા અધિક છે. પણ અમુક રિવાયતોમાં ૨૭ દરજ્જા પણ આવ્યા છે. બલ્કે એક રિવાયતમાં ૩૬ દરજ્જા પણ આવેલ છે. અમુકમાં પચાસ પણ. ઉલમાએ એની વિવિધ સ્પષ્ટતાઓ કરી છે. સૌમાં ઉમદા સ્પષ્ટતા એ છે કે આ નમાઝી અને સમય અને સંજોગોને અનુલક્ષીને વિવિધ છે.

حدیث ۳۳۱ :- شبّک النبی صلی اللہ تعالیٰ علیہ وسلم اصابعہ

**[હદીષ : ૩૩૧] ''નબી ﷺએ પોતાની આંગળીઓ ગુંથી લીધી''**

عَنْ اِبْنِ عُمَرَ اَوِ ابْنِ عَمْرٍو قَالَ شَبَّكَ النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ اَصَابِعَهٗ

''હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર અથવા ઈબ્ને અમ્રએ ફર્માવ્યું કે નબી ﷺએ પોતાની આંગળીઓ આપસમાં ગુંથી લીધી.''

ت ۱۱۷ :- قَالَ عَبْدُ اللّٰهِ بْنُ عَمْرٍو رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُمَا قَالَ رَسُوْلُ اللّٰهِ

**[તઅલીક઼ : ૧૧૭]** ''હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર رضی اللہ عنہما એ કહ્યું કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું,

صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ یَا عَبْدَ اللّٰهِ بْنَ عَمْرٍو کَیْفَ بِكَ اِذَا بَقِیْتَ فِیْ حُثَالَةٍ

હે અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ! તારો શો હાલ થશે જ્યારે તમે

مِّنَ النَّاسِ بِهٰذَا

ખરાબ લોકોમાં રહી જશો ?!''

حدیث ۳۳۲ :- اِنَّ الْمُؤْمِنَ لِلْمُؤْمِنِ کَالْبُنْیَانِ -

**[હદીષ : ૩૩૨] ''મો'મિન મો'મિનના માટે ઈમારતની જેમ છે''**

عَنْ اَبِیْ مُوْسٰی رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

''હઝરત અબૂ મૂસા અશ્અરી رضی اللہ عنہ નબી ﷺથી રિવાયત કરે છે કે

اَنَّهٗ قَالَ اَلْمُؤْمِنَ لِلْمُؤْمِنِ کَالْبُنْیَانِ - یَشُدُّ بَعْضُهٗ بَعْضًا

હુઝૂરે ફર્માવ્યું, મો'મિનના માટે મો'મિન ઈમારતના જેમ છે, અમુક અમુકને મજબૂતી પહોંચાડે છે

وَشَبَّكَ اَصَابِعَهٗ

અને આંગળીઓ આપસમાં પરોવી લીધી.''

(સલાત, બાબ તશબકુલ અસાબિઅ-૬૯, અલમઝાલિમ બાબુ નસ્રુલ્ મઝાલિમ-૩૩૧, ૨/૮૯૦, અદબ, તઆવુનુલ મુઅ્મિનીન-૮૯૦)

## حدیث ۳۳۳: حدیث ذی الیدین

**[હદીષ : 333] "નમાઝમાં સહ્‌વ થવી"**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللهُ تَعَالٰی عَنْهُ قَالَ صَلّٰی بِنَا رَسُوْلُ اللهِ

"હઝરત અબૂ હુરૈરહ્‌ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે રસૂલુલ્લાહ ﷺ એ

صَلَّی اللهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ اِحْدٰی صَلٰوتَیِ الْعَشِیِّ قَالَ ابْنُ سِیْرِیْنَ قَدْ

દિવસના પાછલા પહોરની નમાઝોમાં એક પઢાવી. ઈબ્ને સીરીને કહ્યું, હઝરત અબૂ હુરૈરહ્‌એ

سَمَّاهَا اَبُوْ هُرَیْرَةَ وَلٰکِنْ نَسِیْتُ اَنَا قَالَ فَصَلّٰی بِنَا رَکْعَتَیْنِ ثُمَّ سَلَّمَ

એનું નામ લીધુ હતું પરંતુ હું ભૂલી ગયો અને હુઝૂરે અમને બે રકાતો પઢાવી પછી સલામ ફેરવી દીધી.

فَقَامَ اِلٰی خَشَبَةٍ مَّعْرُوْضَةٍ فِی الْمَسْجِدِ فَاتَّکَاَ عَلَیْهَا کَاَنَّهٗ غَضْبَانُ وَ

મસ્જિદમાં એક લાકડી આડી રાખેલી હતી તેની પાસે તશરીફ લઈ ગયા અને એના પર ટેકો લગાડી લીધો.

وَضَعَ یَدَهُ الْیُمْنٰی عَلَی الْیُسْرٰی وَشَبَّكَ بَیْنَ اَصَابِعِهٖ وَوَضَعَ خَدَّهُ الْاَیْمَنَ

એવું જણાતું હતું કે હુઝૂર ગઝબનાક છે પોતાનો જમણો હાથ ડાબા પર રાખ્યો અને આંગળીઓને પરોવી

عَلٰی ظَهْرِ کَفِّهِ الْیُسْرٰی وَخَرَجَتِ السَّرَعَانُ مِنْ اَبْوَابِ الْمَسْجِدِ فَقَالُوْا

લીધી. અને પોતાનો ચહેરો ડાબી હથેલીની પીઠ પર રાખ્યો. ઉતાવળા લોકો મસ્જિદના દરવાજાથી નીકળી

اُقْصِرَتِ الصَّلٰوةُ وَفِی الْقَوْمِ اَبُوْبَکْرٍ وَّعُمَرُ فَهَابَاهُ اَنْ یُّکَلِّمَاهُ وَفِی الْقَوْمِ

ગયા. લોકોએ આપસમાં કહ્યું, નમાઝમાં કમી કરી દેવામાં આવી છે, અને કૌમમાં અબૂબક્ર તથા ઉમર

رَجُلٌ فِیْ یَدَیْهِ طُوْلٌ یُّقَالُ لَهٗ ذُوالْیَدَیْنِ قَالَ یَارَسُوْلَ اللهِ اَنَسِیْتَ اَمْ

પણ હતા તેમના પર ભય છવાયેલો હતો. હુઝૂરથી વાત ન કરી શક્યા. કૌમમાં એક સાહબ હતા જેમના હાથ

قُصِرَتِ الصَّلٰوةُ قَالَ لَمْ اَنْسَ وَلَمْ تُقْصَرْ فَقَالَ اَکَمَا یَقُوْلُ ذُوالْیَدَیْنِ فَقَالُوْا

લાંબા હતા ઝુલયદૈન કહેવામાં આવતા હતા. તેમણે અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! ﷺ હુઝૂર ભૂલી ગયા કે

**સમજૂતી : 333**

સહીહ એ છે કે ઝુલ્‌યદૈન, ઝુશ્શમાલૈન અને ખરબાક્‌ એક જ જણના લક્‌બો છે. તેમનું નામ ઉમૈર હતું. તેમના હાથ ઘણા લાંબા હતા એટલા માટે, અથવા એ કારણે કે બંનેવ હાથો વડે એક સરખુ કામ કરી લેતા હતા એટલે

نَعَمْ فَتَقَدَّمَ فَصَلَّى مَا تَرَكَ ثُمَّ سَلَّمَ ثُمَّ كَبَّرَ وَسَجَدَ مِثْلَ سُجُوْدِهٖ اَوْ

નમાઝમાં કસરનો હુકમ આવી ગયો છે ? ફર્માવ્યું, ન હું ભૂલ્યો છું અને ન નમાઝમાં કસરનો હુકમ

اَطْوَلَ ثُمَّ رَفَعَ رَأْسَهٗ وَكَبَّرَ ثُمَّ كَبَّرَ وَسَجَدَ مِثْلَ سُجُوْدِهٖ اَوْ اَطْوَلَ ثُمَّ

આવ્યો છે. પછી હાજરજનોને પૂછયું કે ઝુલ્યદૈને જે કાંઈ કહ્યું તે સાચુ છે ? સૌએ કહ્યું, જી હા !

رَفَعَ رَأْسَهٗ وَكَبَّرَ فَرُبَّمَا سَأَلُوْهُ ثُمَّ سَلَّمَ فَيَقُوْلُ نُبِّئْتُ اِنَّ عِمْرَانَ بْنَ

હવે હુઝૂર આગળ વધ્યા અને જેટલું છોડયું હતું તેને પઢયા. ત્યારબાદ સલામ ફેરવી પછી સિજદો કર્યો

حُصَيْنٍ قَالَ ثُمَّ سَلَّمَ ـ

પ્રથમ સજદા જેટલો અથવા એનાથી વધારે લાંબો. ત્યારબાદ માથુ ઉઠાવ્યું અને તકબીર કહી અને સજદો કર્યો, પ્રથમ સજદાની બરાબર અથવા એનાથી લાંબો. પછી માથુ ઉઠાવ્યું અને તકબીર કહી. કદી કદી ઈબ્ને સીરીનથી લોકો પૂછતા, ત્યારબાદ સલામ ફેરવી તો એ જવાબ આપતા, મને ખબર આપવામાં આવી છે કે ઈમરાન બિન હુસૈને કહ્યું, ત્યારબાદ સલામ ફેરવી.''

(બુખારી, ૧/૭૯, સલાત, અઝાન–૯૯, તહજ્જુદ–૧૬૩, ૧૬૪, ૨/૮૯૪, આહાદ, ૧/૧૦૭૭)

એમને ઝુશશમાલૈન કહેવામાં આવતા હતા. હુઝૂરે બદલીને ઝુલ્યદૈન નામ રાખ્યું. એ ગઝવએ બદરમાં શહીદ થઈ ગયા. બની ખઝાઆની એક શાખ સલીમ બિન મલ્કાનથી છે એ જ કૃબીલાથી છે. એ રીતે એ સલ્લમી પણ છે અને ખઝાઈ પણ છે.

**ثُمَّ سَلَّمَ ثُمَّ كَبَّرَ وَسَجَدَ** : ''નમાઝ પૂરી કરીને સલામ ફેરવી પછી તકબીર કહી અને સજદો કર્યો.'' એનાથી શાફઈ એવી દલીલ લાવે છે કે સજદએ સહ્વમાં તશહ્હુદ (અત્તહિય્યાત) નથી. અમે કહીએ છીએ **ثُمَّ** ક્રમ દર્શાવવાના માટે છે. **فَصَلَّى مَا تَرَكَ**ના પછી અને સલામ દરમ્યાન શું હુઝૂર ખામોશ રહ્યા ? આ હિસ્સાથી હનફીઓ એ દલીલ લાવે છે કે સજદએ સહ્વમાં સલામ સજદાથી પહેલાં છે. હુઝૂરે પ્રથમ સલામ ફેરવી પછી સજદએ સહ્વ કર્યો.

**نبئت** : અહીં જે હદીષ રિવાયત થઈ તે હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہના વાસ્તાથી છે. આ રિવાયતમાં બાદવાળુ વાક્ય **ثُمَّ سَلَّمَ** નથી પણ હઝરત ઈમરાન બિન હુસૈન رضی اللہ عنہની રિવાયતમાં છે. કેટલાક લોકોએ વાસ્તા વિના આ હદીષ ખડી કરી આપી કે હઝરત અબૂ હુરૈરહ્ તથા હઝરત ઈમરાનવાળી બંને હદીષો એક જ બનાવના સંબંધે છે અથવા બે બનાવોથી. જ્યારે કે મતભેદના હેઠળ કોઈ ખાસ ફાયદો નથી. સજદાએ સહ્વમાં બાદમાં સલામને સર્વ માનનારા છે. એક હદીષ બીજીની તફસીર હોય છે. ષિકહનો વધારો સ્વીકાર્ય છે.



b

## حدیث ۳۳۴ انه رای النبی صلی اللہ تعالیٰ علیہ وسلم یصلی فی تلک الامکنۃ

### [હદીષ : 334] ''જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા''

رَأَيْتُ سَالِمَ بْنَ عَبْدِ اللّٰهِ يَتَحَرّٰى اَمَاكِنَ مِنَ الطَّرِيْقِ فَيُصَلِّيْ فِيْهَا -

મૂસા ઈબ્ને ઉક્બાએ કહ્યું, મેં સાલિમ ઈબ્ને અબ્દુલ્લાહને જોયા કે તે (હરમૈન)ના રસ્તામાં અમુક

وَيُحَدِّثُ اَنَّ اَبَاهُ كَانَ يُصَلِّيْ فِيْهَا وَاَنَّهُ رَاَى النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ

જગાઓને શોધતા હતા અને ત્યાં નમાઝ પઢયા કરતા હતા. અને એવું વર્ણન કરતા હતા કે તેમના

وَسَلَّمَ يُصَلِّيْ فِيْ تِلْكَ الْاَمْكِنَةِ قَالَ وَحَدَّثَنِيْ نَافِعٌ عَنِ ابْنِ عُمَرَ اَنَّهُ كَانَ

વાલિદ પણ એ જગાઓમાં નમાઝ પઢયા કરતા હતા. અને એ પણ વર્ણન કરતા કે મેં નબી ﷺ ને

يُصَلِّيْ فِيْ تِلْكَ الْاَمْكِنَةِ وَسَاَلْتُ سَالِمًا فَلَا اَعْلَمُهُ

એ જગાઓમાં નમાઝ પઢતા જોયા છે. મૂસા બિન ઉક્બાએ કહ્યું, મને નાફેઅે હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہ ના

اِلَّا وَافَقَ نَافِعًا فِيْ -

બારામાં વર્ણન કર્યું છે કે તે એ જગાઓમાં નમાઝ પઢતા હતા અને સાલિમને પૂછયું તો શરફે રવહા

الْاَمْكِنَةِ كُلِّهَا اِلَّا اِنَّهُمَا اخْتَلَفَا فِيْ مَسْجِدٍ بِشَرَفِ الرَّوْحَاءِ

મસ્જિદ છોડીને બાકીની સર્વ જગાઓમાં એમણે નાફેઅ સાથે મળતાપણુ કર્યું. (બુખારી, ૧/૬૯, સલાત)

## حدیث ۳۳۴ (۱)

### [હદીષ : 334(૧)] ''જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા''

اَنَّ عَبْدَ اللّٰهِ بْنَ عُمَرَ اَخْبَرَهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

''હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ ખબર આપી કે રસૂલુલ્લાહ ﷺ જ્યારે ઉમરાના માટે જતા

كَانَ يَنْزِلُ بِذِي الْحُلَيْفَةِ حِيْنَ يَعْتَمِرُ وَفِيْ حَجَّتِهِ حِيْنَ حَجَّ تَحْتَ سَمُرَةٍ

અને જ્યારે હજ્જ કર્યો હતો તો હજ્જ માટે જતાં એ બાવળના ઝાડ નીચે રોકાણ કર્યુ હતું જે

### સમજૂતી : 334

شرف رُوحا (શરફ રૂહા ) : શરફનો અર્થ બુલંદી, ટોચ. ''રૂહા''  એ મદીનાથી દિવસની દૂરી પર ઘણી જ મોટી વસ્તીનું નામ છે, મશહૂર છે. મુઝર બિન નઝારની કબ્ર અહીં છે.

فِی مَوْضَعِ الْمَسْجِدِ الَّذِیْ بِذِی الْحُلَیْفَۃِ وَکَانَ اِذَا رَجَعَ مِنْ غَزْوَۃٍ وَّکَانَ

મસ્જિદે ઝુલ હુલયફાની જગા છે. અને જ્યારે કોઈ ગઝવાથી પાછા ફરતા અને રસ્તામાં એ જ થતું અથવા

فِی تِلْکَ الطَّرِیْقِ اَوْ حَجٍّ اَوْ عُمْرَۃٍ ھَبَطَ بَطْنَ وَادٍ فَاِذَا ظَھَرَ مِنْ بَطْنِ وَادٍ اَنَاخَ

હજ્જ અથવા ઉમરાથી પરત થતા તો વાદી (અક઼ીક઼)ની અંદર ઉતરતા. અને જ્યારે વાદીના નીચલા હિસ્સાથી

بِالْبَطْحَاءِ الَّتِیْ عَلٰی شَفِیْرِ الْوَادِی الشَّرْقِیَّۃِ فَعَرَّسَ ثَمَّ حَتّٰی یُصْبِحَ

ઉપર આવી જતા તો વાદીના પૂર્વી કિનારે બતહામાં ઊંટણી બેસાડતા અને પાછલી રાતે ઉતરીને ત્યાં સવાર

لَیْسَ عِنْدَ الْمَسْجِدِ الَّذِیْ بِحِجَارَۃٍ وَّلَا عَلَی الْاَکَمَۃِ الَّتِیْ عَلَیْھَا الْمَسْجِدُ

કરતા, એ મસ્જિદની પાસે નહીં જે પથ્થરની બનેલી છે અને ન ટેકરીવાળી મસ્જિદ પાસે.

کَانَ ثَمَّ خَلِیْجٌ یُصَلِّیْ عَبْدُ اللہِ عِنْدَہٗ فِیْ بَطْنِہٖ کُثُبٌ کَانَ رَسُوْلُ

ત્યાં એક ઊંડુ નાળુ હતું, અબ્દુલ્લાહ ત્યાં નમાઝ પઢતા હતા, તેના નીચલા હિસ્સામાં ઘણી ટેકરીઓ હતી.

اللہِ صَلَّی اللہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ ثَمَّ یُصَلِّیْ فَدَحَا فِیْہِ السَّیْلُ بِالْبَطْحَاءِ حَتّٰی

રસૂલુલ્લાહ ﷺ ત્યાં નમાઝ પઢયા કરતા હતા. પુર ત્યાં કાંકરીઓ વહાવીને લાવ્યું અને એ

دُفِنَ ذٰلِکَ الْمَکَانُ الَّذِیْ کَانَ عَبْدُ اللہِ یُصَلِّیْ فِیْہِ

જગા પૂરાઈ ગઈ જ્યાં અબ્દુલ્લાહ નમાઝ પઢયા કરતા હતા."

## حدیث ۳۳۴ (۲)

**[હદીષ : ૩૩૪ (૨)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા"**

وَاَنَّ عَبْدَ اللہِ بْنَ عُمَرَ حَدَّثَہٗ اَنَّ النَّبِیَّ صَلَّی اللہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

"અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરે નાફેઅથી એ વર્ણન કર્યું કે નબી ﷺએ 'રૂહા'ની ટેકરીવાળી

صَلّٰی حَیْثُ الْمَسْجِدِ الصَّغِیْرِ الَّذِیْ دُوْنَ الْمَسْجِدِ

મસ્જિદની નજીક નાની મસ્જિદમાં નમાઝ પઢી

الَّذِیْ بِشَرَفِ الرَّوْحَاءِ وَقَدْ کَانَ عَبْدُ اللہِ یَعْلَمُ الْمَکَانَ الَّذِیْ

અને અબ્દુલ્લાહ એ જગાની નિશાનીઓ બતાવતા હતા જ્યાં હુઝૂરે નમાઝ પઢી હતી.

كَانَ صَلّٰى فِيهِ النَّبِيُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ يَقُولُ ثَمَّ عَنْ

ફર્માવતા હતા, અહીં તારી જમણી બાજુ

يَمِينِكَ حِينَ تَقُومُ فِى الْمَسْجِدِ تُصَلِّى وَذٰلِكَ الْمَسْجِدُ عَلٰى حَافَّةِ الطَّرِيقِ

જ્યારે તું મસ્જિદમાં નમાઝ પઢવા માટે ઉભો થયો, અને એ મસ્જિદના રસ્તાના જમણા કિનારે છે

الْيُمْنٰى وَاَنْتَ ذَاهِبٌ اِلٰى مَكَّةَ بَيْنَهُ وَبَيْنَ الْمَسْجِدِ الْاَكْبَرِ رَمْيَةٌ بِحَجَرٍ

જ્યારે તું મક્કામાં એમાં અને મોટી મસ્જિદમાં પથ્થર ફેંકવાનું અથવા એની

اَوْ نَحْوُ ذٰلِكَ -

નજીક નજીક અંતર છે."

## حدیث ۳۳۴ (۳)

**[હદીષ : 334 (3)] "જ્યાં નબી  નમાઝ પઢતા હતા"**

وَاَنَّ ابْنَ عُمَرَ كَانَ يُصَلِّى اِلَى الْعِرْقِ الَّذِى عِنْدَ مُنْصَرَفِ الرَّوْحَاءِ

"અને ઈબ્ને ઉમર એ નાની પહાડી પર નમાઝ પઢતા હતા. જે રવહાના આખરી કિનારા પર છે

وَذٰلِكَ الْعِرْقُ اِنْتَهٰى طَرَفُهُ عَلٰى حَافَّةِ الطَّرِيقِ دُونَ الْمَسْجِدِ الَّذِى

અને પહાડીનો છેડો રસ્તાના કિનારે પૂરો થાય છે એ મસ્જિદની નજીક જે 'રવહા'ના

بَيْنَهُ وَبَيْنَ الْمُنْصَرَفِ وَاَنْتَ ذَاهِبٌ اِلٰى مَكَّةَ وَقَدِ ابْتُنِىَ ثَمَّ مَسْجِدٌ فَلَمْ

આખરી ભાગના વચમાં છે જ્યારે તું મક્કા જઈ રહ્યો હોય ત્યાં મસ્જિદ બનાવી દેવામાં આવી છે. અબ્દુલ્લાહ

يَكُنْ عَبْدُ اللّٰهِ بْنُ عُمَرَ يُصَلِّى فِى ذٰلِكَ الْمَسْجِدِ كَانَ يَتْرُكُهُ عَنْ يَسَارِهِ

ઈબ્ને ઉમર એમાં નમાઝ પઢતા ન હતા અને એના ડાબા હાથે અને પોતાની પાછળ છોડી

وَوَرَاءَهُ وَيُصَلِّى اَمَامَهُ اِلَى الْعِرْقِ نَفْسِهِ وَكَانَ عَبْدُ اللّٰهِ يَرُوحُ مِنَ

દેતા હતા, એની આગળ પહાડી તરફ નમાઝ પઢતા હતા. અબ્દુલ્લાહ સૂરજ ઢળ્યા પછી રવહાથી કૂચ

الرَّوْحَاءِ فَلَا يُصَلِّى الظُّهْرَ حَتّٰى يَاْتِىَ ذٰلِكَ الْمَكَانَ فَيُصَلِّى فِيهِ الظُّهْرَ

કરતા પણ ઝોહર ત્યાં સુધી ન પઢતા જ્યાં સુધી એ જગાએ ન પહોંચી જતા. અહીં પહોંચીને ઝોહર પઢતા.

وَ اِذَا اَقْبَلَ مِنْ مَكَّةَ فَاِنْ مَرَّ بِهٖ قَبْلَ الصُّبْحِ بِسَاعَةٍ اَوْ مِنْ اٰخِرِ السَّحَرِ

અને જ્યારે મક્કાથી પાછા ફરતા તો જો સવારથી કાંઈક પહેલાં અથવા અંતિમ સવારમાં પહોંચતા

عَرَّسَ حَتّٰى يُصَلِّيَ بِهَا الصُّبْحَ ـ

તો ઉતરી પડતા ત્યાં સુધી કે ત્યાં સવારની નમાઝ પઢતા."

## حدیث ۳۳۴ (۴)

**[હદીષ : ૩૩૪ (૪)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા"**

وَ اَنَّ عَبْدَ اللّٰهِ حَدَّثَهٗ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ كَانَ

"અને અબ્દુલ્લાહે બયાન કર્યું કે નબી ﷺ એક ઘણા મોટા ઝાડની નીચે ઉતરતા

يَنْزِلُ تَحْتَ سَرْحَةٍ ضَخْمَةٍ دُوْنَ الرُّوَيْثَةِ عَنْ يَمِيْنِ الطَّرِيْقِ وَ

જે રુવૈષાની નજીક છે. રસ્તાની જમણે અને રસ્તાની સામે

وِجَاهَ الطَّرِيْقِ فِيْ مَكَانٍ بَطْحٍ سَهْلٍ حَتّٰى يُفْضِيَ مِنْ اَكَمَةٍ دُوَيْنَ بَرِيْدِ

નરમ વિશાળ સપાટ જગામાં ત્યાં સુધી કે રુવૈષાથી બે માઈલના નજીક જ

الرُّوَيْثَةِ بِمِيْلَيْنِ وَ قَدِ انْكَسَرَ اَعْلَاهَا فَانْثَنٰى فِيْ جَوْفِهَا وَ هِيَ

ટેકરી છે એનાથી પસાર થઈ જતા. એ ઝાડના ઉપરનો ભાગ તૂટી ગયો છે. વચમાં ડબલ

قَائِمَةٌ عَلٰى سَاقٍ وَ فِيْ سَاقِهَا كُثُبٌ كَثِيْرَةٌ ـ

થઈ ગયું છે અને તે એક મૂળ પર ઉભેલું છે અને એના મૂળમાં ઘણી ટેકરીઓ છે."

### સમજૂતી : ૩૩૪

**શબ્દકોશ :** ذُوالحليفه 'ઝુલ્ હુલૈફા' મદીના મુનવ્વરાથી મક્કા મુઅઝ્ઝમા તરફ ચાર માઈલના અંતરે એક પૂરાણી મશ્હૂર વસ્તી છે જે મદીનાવાળાઓની મીક઼ાત છે એને હવે બીરે અલી કહેવામાં આવે છે. મીક઼ાતોમાં સૌથી દૂર આ જ મીક઼ાત છે. سَمُرَة (સમુરહ) : બાવળનું ઝાડ જે અરબસ્તાનમાં ખૂબ જ મોટુ હોય છે. بطحاء (બતહા) : જે પહોળુ નાળુ જેમાં રેતી તથા કાંકરા હોય. شفير (શફીર) : કિનારો. تعريس (તઅરીસ) : મુસાફરના રાતના અંત ભાગમાં આરામ કરવા માટે પડાવ કરવું. خَلِيْج (ખલીજ) : મોટી નદી અથવા સમુદ્રથી જે પાણીથી નાની સરખી નહેર તેમજ કોઈ મોટા નાળાથી નાનુ નાળુ નીકળે તેને ખલીજ કહે છે. اَكَمَةٌ (અકમતુન) : પહાડી, ટેકરી كثب (કષબ) : كثيبة કષીબતુનનું બહુવચન છે. રેતીની ટેકરી. دحو، فَدَحَا દહવુનનું ભૂતકાળ, فَدَحَا 'દહા' પર ફાઅ્ દાખલ છે. વહાવી લઈ ગયું, સરખુ કરી દીધું.  حَافَّةٌ (હાફફતુન્) : કિનારો. عِرْقٌ (ઈરકુન) :

## حدیث ۳۳۴ (۵)

**[હદીષ : 334 (5)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા"**

وَاَنَّ عَبْدَ اللّٰہِ بْنَ عُمَرَ حَدَّثَہٗ اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

"અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરે નાફેઅને હદીષ વર્ણવી કે નબી ﷺએ એ ટેકરીના

صَلّٰی فِیْ طَرَفِ تَلْعَۃٍ مِّنْ وَّرَاءِ الْعَرْجِ وَاَنْتَ ذَاھِبٌ اِلٰی ھَضْبَۃٍ عِنْدَ

કિનારે નમાઝ પઢી જે અર્જના પાછળ છે. જ્યારે તમે હઝબા જઈ રહ્યા હોઉ એ મસ્જિદની

ذٰلِکَ الْمَسْجِدِ قَبْرَانِ اَوْ ثَلٰثَۃٌ عَلَی الْقُبُوْرِ رَضْمٌ مِّنْ حِجَارَۃٍ عَنْ

પાસે બે કે ત્રણ કબ્રો છે. એ કબ્ર પર પથ્થરના ટુકડા પડેલા છે.

یَّمِیْنِ الطَّرِیْقِ عِنْدَ سَلَمَاتِ الطَّرِیْقِ بَیْنَ اُولٰئِکَ السَّلَمَاتِ کَانَ

રસ્તાની જમણી બાજુ રસ્તાના પથ્થરોની નજીક. અબ્દુલ્લાહ ઝવાલ બાદ

عَبْدُ اللّٰہِ یَرُوْحُ مِنَ الْعَرْجِ بَعْدَ اَنْ تَمِیْلَ الشَّمْسُ بِالْھَاجِرَۃِ

બપોરે "અર્જ"થી ચાલતા તો એ જ

فَیُصَلِّی الظُّھْرَ فِیْ ذٰلِکَ الْمَسْجِدِ۔

મસ્જિદમાં ઝોહર પઢતા."

## حدیث ۳۳۴ (۶)

**[હદીષ : 334 (6)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા"**

وَاَنَّ عَبْدَ اللّٰہِ بْنَ عُمَرَ حَدَّثَہٗ اَنَّ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

"અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરે નાફેઅને વર્ણન કર્યું કે રસૂલુલ્લાહ ﷺ

નાનો પહાડ, سَرحَۃٌ (સરહતુન) : ખૂબ જ જાડુ મોટુ ઝાડ. ضَخمَۃٌ (દ્અમતુન્) : મોટુ જાડુ, رُوَیثَۃٌ (રવયષતુન) : મદીના ૧૭ ફરસંગના અંતરે એક વસ્તીનું નામ. وَجَاہٌ (વજાહુન) : સામે, بَطحٌ (બતહુન) : વિશાળ રેતાળ કાંકરીવાળી જમીન. سَھلٌ (સહલુન) નરમ સપાટ જમીન. یُفضِی (યુફદી)નો મસ્દર اِفضَاء (ઈફદાઅ્) : છે اِفضَاء તેનો અર્થ પરત થવું, ચાલ્યા જવાના અર્થમાં પણ આવે છે. تلعۃ (તલ્અત) ઊંચી જમીન. عرج (અર્જ) : હરમૈનના રસ્તામાં એક વસ્તી છે. રુવૈષાથી ૧૪ માઈલના અંતરે. ھَضبَۃٌ (હઝબતતુન) : જમીનના બરાબર એક પહાડી છે. رَضمٌ (રઝમુન) : મોટા પથ્થર અથવા તેનો અમુક હિસ્સો. سَلَمَاتٌ (સલમાતુન) : سَلِمَۃٌ સલમતુનનું બહુવચન તેનો અર્થ મોટો પથ્થર. رَوحَاء(રવહા) : મદીનાથી ૩૬ માઈલના અંતરે એક મોટી

نَزَلَ عِنْدَ سَرَحَاتٍ عَنْ يَسَارِ الطَّرِيْقِ فِيْ مَسِيْلٍ دُوْنَ هَرْشٰى ذٰلِكَ

તે ઝાડો પાસે ઉતર્યા જે રસ્તાની ડાબે હર્શાની નજીકવાળા નાળામાં છે જે નાળુ

الْمَسِيْلُ لَاصِقٌ بِكُرَاعِ هَرْشٰى بَيْنَهٗ وَبَيْنَ الطَّرِيْقِ قَرِيْبٌ مِنْ غَلْوَةٍ وَكَانَ

હર્શાના કિનારાથી મળી ગયું છે. રસ્તા તથા તેના વચ્ચે એક તીર ફેંકવાના જેટલું અંતર છે

عَبْدُ اللّٰهِ بْنُ عُمَرَ يُصَلِّيْ اِلٰى سَرْحَةٍ هِيَ اَقْرَبُ السَّرَحَاتِ اِلَى الطَّرِيْقِ وَهِيَ

અને અબ્દુલ્લાહ એ ઝાડની પાસે નમાઝ પઢતા હતા જે રસ્તામાં સૌથી નજીક છે અને સૌથી

اَطْوَلُهُنَّ ۔

અધિક લાંબુ છે."

## حديث ٣٣٤ (٧)

**[હદીષ : 334 (૭)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા"**

وَاَنَّ عَبْدَ اللّٰهِ بْنَ عُمَرَ حَدَّثَهٗ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ كَانَ

"અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરે નાફેઅને હદીષ વર્ણન કરી કે નબી ﷺ એ નાળામાં

يَنْزِلُ فِي الْمَسِيْلِ الَّذِيْ فِيْ اَدْنٰى مَرِّ الظَّهْرَانِ قِبَلَ الْمَدِيْنَةِ حِيْنَ تَهْبِطُ

ઉતરતા હતા જે મદીનાની તરફથી મરિઝ્ઝહરની નજીક છે. જ્યારે તું સફરાવાતથી નીચે આવે

مِنَ الصَّفْرَاوَاتِ يَنْزِلُ فِيْ بَطْنِ ذٰلِكَ الْمَسِيْلِ عَنْ يَّسَارِ الطَّرِيْقِ وَاَنْتَ

તો એ વાદીના નીચલા ભાગમાં ઉતરીશ રસ્તાની ડાબી બાજુ જ્યારે તું મક્કા જાય.

ذَاهِبٌ اِلٰى مَكَّةَ لَيْسَ بَيْنَ مَنْزِلِ رَسُوْلِ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمَ

રસૂલુલ્લાહ ﷺની મંઝિલ તથા રસ્તાની વચ્ચે એક

وَبَيْنَ الطَّرِيْقِ اِلَّا رَمْيَةٌ بِحَجَرٍ ۔

પથ્થર ફેંકવા જેટલું અંતર છે."

પહાડી છે. هَرْشٰى (હરષા) : મદીના પાક તથા શામના રસ્તામાં એક પહાડ છે જે જુહફાની નજીક છે. كراع (કરાઅ) : اطراف (અતરાફી), غلوة (ગુલુવ્વહ્) મધ્યમ શક્તિ વડે કમાનથી તીર ચલાવવામાં આવે તો જ્યાં જઈને પડે. صفراوات (સફરાવાત) : મરુઝ્ઝહરાનના પછી કેટલીક પહાડીઓ અથવા વાદીઓનું નામ છે.

ઈમામ બુખારીએ મુનાસિબતના લીધે નવ હદીષોને એક જગાએ ભેગી કરી દીધી છે. વાંચકો વિચારે કે

## حدیث ۳۳۴ (۸)

**[હદીષ : 334 (૮)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા"**

وَ اَنَّ عَبْدَ اللّٰہِ بْنَ عُمَرَ حَدَّثَہٗ اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ

"અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરે નાફેઅને હદીષ વર્ણન કરી કે નબી ﷺ

کَانَ یَنْزِلُ بِذِیْ طُوًی وَ یَبِیْتُ حَتّٰی یُصْبِحَ یُصَلِّی الصُّبْحَ حِیْنَ

ઝીતૂવામાં ઉતરતા, ત્યાં સવાર સુધી રોકાણ કરતા અને સવારની નમાઝ અહીં

یَقْدِمُ مَکَّۃَ وَمُصَلّٰی رَسُوْلِ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ ذٰلِکَ عَلٰی

પઢતા મક્કા જતાં. અને રસૂલુલ્લાહ ﷺની નમાઝ પઢવાની જગા

اَکَمَۃٍ غَلِیْظَۃٍ لَیْسَ فِی الْمَسْجِدِ الَّذِیْ بُنِیَ ثَمَّۃَ وَلٰکِنَّ اَسْفَلَ مِنْ

ઝી તૂવામાં એક મોટા ટેકરા પર છે, તે મસ્જિદ નહીં જે ત્યાં બનાવવામાં આવી છે એનાથી

ذٰلِکَ عَلٰی اَکَمَۃٍ غَلِیْظَۃٍ -

નીચે મોટા ટેકરા પર."

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ સ્થળો પર નમાઝ પઢવાની કેટલી કાળજી રાખ્યા કરતા હતા જ્યાં હુઝૂરે અક્દસ ﷺએ નમાઝ પઢી હતી, એ બરકતની પ્રાપ્તિ સિવાય અન્ય ક્યા હેતુસર હોઈ શકે છે. એટલા માટે સાબિત થયું કે **અંબિયાએ કિરામ, સહાબાએ એઝામ તથા ઉમ્મતના અવલિયા તથા સાલેહ લોકોએ જ્યાં નમાઝ પઢી હોય, ઈબાદત કરી હોય, ક્યામ કર્યો હોય ત્યાંથી બરકત હાંસલ કરવી સહાબાએ કિરામની સુન્નત અને કમસે કમ મુસ્તહબ જરૂર છે. એ જ સર્વ ઉલમાએ સલફ વ ખલફ (આગલા પાછલા)નો મઝહબ છે.** અલ્લામા અયની, અલ્લામા અસ્કલાની તથા અલ્લામા ક્સ્તલાનીએ એ જ લખ્યું છે. ઈમામ કાઝી અયાઝ ફર્માવે છે, હુઝૂરે અક્દસ ﷺની તા'ઝીમ તથા શાનના મહત્વમાંથી જ એ પણ છે કે હુઝૂરની સર્વ નિસ્બતવાળી ચીજોની તા'ઝીમ કરે. હુઝૂરના તરફ સંબંધિત તે સર્વ જગાઓની અને શહીદોની લડવાની જગા તથા તેમની ઈબાદતની જગાઓની જે હરમૈન તયૈબેનના માર્ગમાં છે તેની તા'ઝીમ કરે, બલ્કે ક્યાંય પણ હોય સૌની તાઝીમ તથા અદબ કરે. બલ્કે એ ચીજોની પણ જે હાથો મુબારકે સ્પર્શ કર્યો હોય. હઝરત સફીના બિન્તે નજદાથી રિવાયત થયેલ છે કે હઝરત અબૂ મહઝૂરા (પોતાના માથા મુબારકના આગલા હિસ્સાના વાળ મુંડાવતા ન હતા. પૂછવામાં આવ્યું તો ફર્માવ્યું, એને કયા દિલથી અલગ કરાવું ! એને હુઝૂરે અક્દસ ﷺના હાથ મુબારકે સ્પર્શ કરેલ છે. હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما મિમ્બર શરીફના તે હિસ્સા પર હાથ રાખીને ચૂમી લેતા જ્યાં સરકાર બેસતા હતા. વધુ વિગત માટે શિફા કાઝી અયાઝનો અભ્યાસ કરો.

અમે બુખારીની આ સર્વ હદીષો પર માહિતગાર કરી દીધા અને કરતા જઈશું જેમાં આષારે સાલેહીન (પૂર્વજ બુઝુર્ગોના કથનો)થી તબર્રુકનું જાઈઝ હોવું સાબિત થાય છે.

## حدیث ۳۳۴ (۹)

**[હદીષ : ૩૩૪ (૯)] "જ્યાં નબી ﷺ નમાઝ પઢતા હતા"**

وَ اَنَّ عَبْدَ اللّٰهِ بْنَ عُمَرَ حَدَّثَهٗ اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَ

"અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરે નાફેઅને બતાવ્યું કે નબી ﷺએ

سَلَّمَ اِسْتَقْبَلَ فُرْضَتَی الْجَبَلِ الَّذِیْ بَیْنَهٗ وَبَیْنَ الْجَبَلِ الطَّوِیْلِ نَحْوَ

એ પહાડના બંને ખૂણાઓ તરફ ચહેરો કર્યો જે આપના તથા કા'બા તરફવાળા લાંબા

الْکَعْبَةِ فَجَعَلَ الْمَسْجِدَ الَّذِیْ بُنِیَ ثَمَّ الْیَسَارَ الْمَسْجِدِ بِطَرَفِ الْاَکَمَةِ

પહાડની વચ્ચે છે, જે મસ્જિદ ત્યાં બની છે એને આ મસ્જિદની ડાબી બાજુ કર્યો જે ટેકરાના કિનારા

وَمُصَلَّی النَّبِیِّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ اَسْفَلَ مِنْهُ عَلَی الْاَکَمَةِ

પર બની છે. અને નબી ﷺની નમાઝ પઢવાની જગા એના નીચે કાળી ટેકરી

السَّوْدَاءِ تَدَعُ مِنَ الْاَکَمَةِ عَشَرَةَ اَذْرُعٍ اَوْ نَحْوَهَا ثُمَّ تُصَلِّیْ

પર છે. ટેકરીથી દસ હાથ જેટલું છોડીને એ પહાડના બંને ખૂણા તરફ

مُسْتَقْبِلَ الْفُرْضَتَیْنِ مِنَ الْجَبَلِ الَّذِیْ بَیْنَكَ وَبَیْنَ الْکَعْبَةِ ؏

મોઢું કરીને નમાઝ પઢ જે તારા તથા કા'બાની વચ્ચે છે." (બુખારી, ૧/૭૦-૭૧, સલાત)

અલ્લામા ઈબ્ને હજરે લખ્યું છે કે આ નવ હદીષોમાં જે જે મસ્જિદોનું વર્ણન છે એમાંથી મોટાભાગનીને જાણવાવાળા નથી રહ્યા, કેવળ મસ્જિદે ઝુલ હલીફા અને રવહાના જાણવાવાળા છે, પૂછતાં નિશાની બતાવી દે છે. **આ નવમી હિજરીની વાત છે, હવે તો શો હાલ છે ખુદા જાણે ! મોટરની મુસાફરી હવે કોને મોકો આપે છે કે શોધે ! કોઈ શોધવા પણ ચાહે તો જાલિમ નજ્દી કેમ કરીને શોધવા દેશે ! જેમની નિશાનીઓ હતી તેને પણ આ જંગલીઓએ નષ્ટ કરી દીધી, મસ્જિદો તોડી પાડી, અથવા એને બંધ કરીને પેહરો બેસાડી દીધો. કે કોઈ એમાં નમાઝ પઢવા ન પામે.** وَمَنْ اَظْلَمُ مِمَّنْ مَنَعَ مَسَاجِدَ اللّٰهِ اَنْ یُذْکَرَ فِیْهَا اسْمُهٗ وَسَعٰی فِیْ خَرَابِهَا "એનાથી વધીને કોણ જાલિમ જે અલ્લાહની મસ્જિદોમાં અલ્લાહની યાદ કરવાથી રોકે અને તેને વેરાન કરવાની કોશિશ કરે."

અલ્લામા અયનીએ મરાસિલ અબૂ દાઊદના હવાલાથી મદીના પાકમાં એવી નવ મસ્જિદોનું વર્ણન કર્યું છે જેમાં હુઝૂરે અક્દસ ﷺએ નમાઝ પઢી છે : મસ્જિદે કુબા, મસ્જિદે બનૂ કુરૈઝા, મસ્જિદે ફઝીહ્, આ કુબામાં પૂર્વમાં આવેલી છે. મસ્જિદે મશરબા-ઉમ્મે ઈબ્રાહીમ, મસ્જિદે બની ઝફર-એ બકીઅના પૂર્વમાં આવેલી છે. મસ્જિદે બની મુઆવિયહ્-જેને મસ્જિદે ઈજાબત પણ કહે છે. મસ્જિદે ફત્હ જે સલઅ પહાડની પાસે છે. મસ્જિદે કિબ્લતૈન જે બની સલ્માના મહોલ્લામાં છે. મસ્જિદે ગમામા-જે મસ્જિદે નબવીના ઉત્તર પશ્ચિમ (વાયવ્ય)માં આવેલ છે.

حدیث ۳۳۵ رَسُولُ اللّٰہ صلی اللہ تعالیٰ علیہ وسلم یصلی بمنی الی غیر جدار

**[હદીષ : ૩૩૫] "ઈમામનો સુતરો મુક્તદીઓ માટે પૂરતો છે"**

اَنَّ عَبْدَ اللّٰہِ بْنَ عَبَّاسٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْھُمَا اَنَّہٗ قَالَ اَقْبَلْتُ

"હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہما એ ફર્માવ્યું કે હું ગધેડી પર સવાર થઈને આવ્યો અને હું

رَاکِبًا عَلٰی حِمَارٍ اَتَانٍ وَّ اَنَا یَوْمَئِذٍ قَدْ نَاھَزْتُ الْاِحْتِلَامَ وَرَسُوْلُ اللّٰہِ

તે દિવસે બાલિગ થવાની નજીક હતો અને રસૂલુલ્લાહ ﷺ

صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یُصَلِّیْ بِالنَّاسِ بِمِنًی اِلٰی غَیْرِ جِدَارٍ فَمَرَرْتُ

મિનામાં લોકોને નમાઝ પઢાવી રહ્યા હતા. દીવાલને બદલે કોઈ અન્ય ચીજની તરફ

بَیْنَ یَدَیْ بَعْضِ الصَّفِّ فَنَزَلْتُ وَاَرْسَلْتُ اَتَانَ تَرْتَعُ وَدَخَلْتُ

મોઢું કરીને. હું સફના અમુક હિસ્સાથી પસાર થયો અને ઉતર્યો અને ગધેડી છોડી મૂકી, તે ચરવા લાગી

فِی الصَّفِّ فَلَمْ یُنْکِرْ ذٰلِکَ عَلَیَّ اَحَدٌ ع

અને હું સફમાં દાખલ થઈ ગયો. આ મામલાના કારણે કોઈએ મને કાંઈ ન કહ્યું."

(બુખારી, ૧/૭૧, સલાત–સુતરા, ઈલ્મ–૧૭)

**સમજૂતી : ૩૩૫**

**પ્રકરણથી સામ્યતા :** અહીં ઈમામ બુખારીએ એ પ્રકરણ રચ્યું છે : **سُتْرَۃُ الْاِمَامِ سُتْرَۃُ مَنْ خَلْفَہٗ** "ઈમામનો સુતરો મુક્તદીઓનો સુતરો છે" જાહેરી રીતે હદીષમાં ન સુતરાનું સ્પષ્ટ વર્ણન છે ન કોઈ એવો શબ્દ જેનાથી સુતરા માટે દલીલ કરી શકાય. એટલા માટે અલ્લામા ઈબ્ને હજરે લખ્યું કે હદીષથી પ્રકરણની સાબિતીમાં વાંધો છે, એટલા માટે ઈમામ બયહકીએ આ હદીષ પર જે પ્રકરણ રચ્યું છે તે આ છે : **من صلٰی الٰی غیر سترۃ** પણ અલ્લામા અયનીની બારીક દષ્ટિએ ભાળ મેળવી લીધી જ્યાંથી ઈમામ બુખારીએ દલીલ રજૂ કરી છે. તે ફર્માવતા કે હદીષમાં **الٰی غیر جدار** છે. **غیر** (ગ઼યર) હમેશાં સિફત હોય છે. તો હવે મૂળ લખાણ આ મુજબ થશે **الٰی شیٔ غیرا الجدار** દીવાલના સિવાય કોઈ અન્ય ચીજ તરફ મોં કરીને નમાઝ પઢી રહ્યા હતા. એ જ ચીજ સુતરો હતી, એ લાઠી હોય, નેઝો હોય ગમે તે હોય.

**મસાઈલ :** આ હદીષથી આ મસ્અલા નીકળે છે : (૧) નાબાલિગ બાળક જો પૂરી સમજ ધરાવતો હોય તો એને સાંભળવું દુરુસ્ત છે, ખાસ કરીને જે બાલિગ થવાની નિકટ હોય. (૨) ઈમામનો સુતરો મુક઼્તદીઓ માટે પૂરતો છે, દરેક મુક઼્તદીને સુતરાની જરૂરત નથી. (૩) ગધેડી કે કોઈ પણ ચીજના આગળથી પસાર થવાથી નમાઝ ફાસિદ થતી નથી.

## حدیث ۳۳۶ :- اذا خرج یوم العید امر بالحربۃ فتوضع بین یدیہ

**[હદીષ : ૩૩૬] "સુતરો કેવો હોય ?"**

عَنِ ابْنِ عُمَرَ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهُمَا اَنَّ رَسُوْلَ اللّٰہِ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ

"હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ જ્યારે ઈદના દિવસે

وَسَلَّمَ كَانَ اِذَا خَرَجَ يَوْمَ الْعِيْدِ اَمَرَ بِالْحَرْبَةِ فَتُوْضَعُ بَيْنَ يَدَيْهِ

ઈદની નમાઝના માટે (ઈદગાહ) તશરીફ લઈ જતા તો હુકમ આપતા. નાનો નેઝો હુઝૂરની સામે

فَيُصَلِّيْ اِلَيْهَا وَالنَّاسُ وَرَاءَهٗ وَكَانَ يَفْعَلُ ذٰلِكَ فِي السَّفَرِ

ઉભો કરવામાં આવતો, તેની તરફ મોઢું કરીને નમાઝ પઢતા. બાકીના લોકો હુઝૂરની પાછળ હોતા.

فَمِنْ ثَمَّ اتَّخَذَهَا الْاُمَرَاءُ عہ

સફરમાં પણ હુઝૂર આવું જ કરતા હતા એટલા માટે હાકિમોએ નેઝો રાખવું નિશાની બનાવી લીધું છે."

(બુખારી, ૧/૭૧, સલાત–સુતરા વિશે, ઈદૈન–૧૩૩)

## حدیث ۳۳۷ :- کان بین یدی المصلی والجدار ممر الشاۃ

**[હદીષ : ૩૩૭] "મુસલ્લા અને દિવાલ વચ્ચે કેટલું અંતર હતું ?"**

حدیث (۳۳۷) عَنْ سَهْلِ بْنِ سَعْدٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْهُ قَالَ كَانَ بَيْنَ مُصَلّٰى

"હઝરત સહલ બિન સઅદ رضی اللہ عنہ એ ફર્માવ્યું કે રસૂલુલ્લાહ ﷺ ના મુસલ્લા અને દીવાલની

**સમજૂતી : ૩૩૬**

**فتوضع** : એનો તર્જુમો અમે એ કર્યો કે "ઉભો કરવામાં આવવું." એટલા માટે કે હદીષમાં હઝરત ઈબ્ને ઉમરની જે રિવાયત છે એમાં **يركز وينصب**નો શબ્દ આવ્યો છે પણ ઘરથી બહાર નીકળે તો પણ જરૂર પોતાની સાથે રાખી લે.

મેદાનમાં નમાઝ પઢે તો સુતરો ઉભો કરી લેવો જોઈએ. સુતરાની જાડાઈ એક આંગળી જેટલી અને લંબાઈ કમસે કમ એક હાથ હોવી જરૂરી છે. સુતરાનું ઉભા રહેવું જરૂરી છે આડો ત્રાંસો લાભદાયી નથી.

**સમજૂતી : ૩૩૭**

આ હદીષમાં **مُصلی** "મુસલ્લા"થી મુરાદ શારેહીને પગની જગા પણ લીધું છે અને સજદાની જગા પણ

رسول اللہ صلی اللہ تعالیٰ علیہ وسلم وبین الجدار ممر الشاۃ۔

વચ્ચે એટલું અંતર હતું કે બકરી પસાર થઈ જતી.'' (બુખારી, ૧/૭૧, સલાત)

## حدیث ۳۳۸ کان جدار المسجد عند المنبر

## [હદીષ : 33૮] ''મિમ્બર તથા દિવાલ વચ્ચે અંતર''

عن سلمۃ قال کان جدار المسجد عند المنبر ما کادت الشاۃ تجوزھا۔

''હઝરત સલમા رضی اللہ عنہ એ ફર્માવ્યું કે મસ્જિદની દીવાલ મિમ્બરની તદ્દન નજીક હતી. બંનેની વચ્ચે બકરીનું પસાર થવું મુશ્કેલ હતું.'' (ઉપર મુજબ)

મારું મંતવ્ય એ છે કે સજદાની જગા લેવું જરૂરી છે, એટલા માટે કે પગની જગાથી ممر الشاۃના અંતરમાં રુકૂઅ તથા સજદા થઈ શક્શે નહીં. બકરીને પસાર થવાના માટે એક હાથની પહોળાઈ પૂરતી છે. પગની જગાથી દીવાલ સુધી એક હાથના અંતરમાં ન રુકૂઅ થઈ શક્શે ન સજદો.

### સમજૂતી : 33૮

આ હદીષ ઈમામ બુખારીની ષલાષિયાતમાંથી બીજી છે, પ્રથમની જેમ આ પણ હઝરત મક્કી બિન ઈબ્રાહીમ, હઝરત ઈમામે આ'ઝમ رضی اللہ عنہના શાગિર્દના થકી મળી છે. અમુક લોકોએ કહ્યું કે આ હદીષ સલમા પર મૌકૂફ છે. પણ સહીહ એ છે કે મરફૂઅ છે. ઈસ્માઈલીએ અબૂ આસિમના તરીક઼ાથી યઝીદ બિન ઓબૈદ થકી જે રિવાયત કરી છે એમાં આ શબ્દ છે : کان المنبر علٰی عھد رسول اللّٰہ صلی اللّٰہ تعلٰی علیہ وسلم

**પ્રકરણથી સામ્યતા :** એ રીતે છે કે હુઝૂરે અક઼દસ ﷺ મિમ્બરના બાજુમાં ઉભા થતા તો જરૂરી છે કે જે અંતર મિમ્બર તથા ક઼િબ્લાની દીવાલમાં હતું એ જ અંતર નબીના મુસલ્લા અને ક઼િબ્લાની દીવાલમાં હોય. મુસલ્લા અને ક઼િબ્લાની દીવાલમાં જે અંતર રહેતુ હતું એટલું જ સુતરા અને મુસલ્લાની વચ્ચે હોવું જોઈએ. વર્ણન થઈ ચૂક્યું કે મિમ્બરે અક઼દસના ત્રણ પગથિયાં અને એક સુતરો હતો. એનું અનિવાર્ય પરિણામ એ છે કે મિમ્બરે અક઼દસની લંબાઈ એક હાથથી વધુ હતી. એટલા માટે આ હદીષનો મતલબ એ હરગિઝ નથી કે મિમ્બરની શરૂઆતથી ક઼િબ્લાની દીવાલ સુધીનું અંતર એટલું હતું કે બકરી મુશ્કેલીથી પસાર થઈ શકતી હતી. જેથી સ્વભાવિક રીતે એ જ મુરાદ છે કે નિશ્ચિત છે કે મિમ્બરે અક઼દસ ક઼િબ્લાની દીવાલથી તદ્દન જોડાયેલ ન હતો બલ્કે એટલા અંતર પર હતો કે બકરી મુશ્કેલીથી પસાર થઈ શકતી. એનાથી જાહેર થઈ ગયું કે પ્રથમ હદીષમાં મુસલ્લાથી સજદાની જગા મુરાદ લેવું નિશ્ચિત છે.

b

ت ۱۱۸ - وَقَالَ عُمَرُ الْمُصَلُّوْنَ اَحَقُّ بِالسَّوَارِىْ مِنَ الْمُتَحَدِّثِيْنَ اِلَيْهَا

**[તઅલીક઼ : ૧૧૮]** "અને હઝરત ઉમર رضی اللہ عنہ એ ફર્માવ્યું, નમાઝ પઢવાવાળા વાત કરવાવાળાઓ કરતા સુતૂનો (થાંભલાઓ)ના અધિક હક્ક઼દાર છે."

ت ۱۱۹ - وَرَاٰى ابْنُ عُمَرَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا رَجُلًا يُّصَلِّىْ بَيْنَ الْاُسْطُوَانَتَيْنِ

**[તઅલીક઼ : ૧૧૯]** "હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ એક શખ્સને દોસ્તોની વચમાં નમાઝ પઢતા જોયા

فَاَدْنَاهُ اِلٰى سَارِيَةٍ فَقَالَ صَلِّ اِلَيْهَا -

તો તેને થાંભલાની તરફ કરી આપ્યો અને ફર્માવ્યું એની તરફ મોઢું કરીને નમાઝ પઢો."

## حدیث ۳۳۹ :- يصلى عِنْدَ الْاُسْطُوَانَةِ الَّتِىْ عِنْدَ الْمُصْحَفِ

**[હદીષ : ૩૩૯] "નેક લોકોની ઈબાદત કરવાની જગ્યાએ ઈબાદત કરવી મુસ્તહબ"**

قَالَ كُنْتُ اٰتِىْ مَعَ سَلَمَةَ بْنِ الْاَكْوَعِ فَيُصَلِّىْ عِنْدَ الْاُسْطُوَانَةِ الَّتِىْ عِنْدَ

"યઝીદ બિન ઓબેદે કહ્યું, હું હઝરત સલ્મા બિન અકૂઅ رضی اللہ عنہ ની સાથે મસ્જિદે નબવીમાં હાજર હતો. તે એ

الْمُصْحَفِ فَقُلْتُ يَا اَبَا مُسْلِمٍ اَرَاكَ تَتَحَرَّى الصَّلٰوةَ عِنْدَ هٰذِهِ الْاُسْطُوَانَةِ قَالَ

થાંભલા પાસે જ્યાં મુસ્હફ રાખેલ હતું ત્યાં નમાઝ પઢયા કરતા હતા. મેં તેમને પૂછયું કે હે અબૂ મુસ્લિમ !

### તઅલીક઼ : ૧૧૮-૧૧૯ની સમજૂતી

બંને તઅલીક઼ોને ઈબ્ને અબી શયબાએ મૌસૂલન્ વર્ણન કરી છે. પ્રથમ તઅલીક઼નો ફાયદો એ છે કે મસ્જિદના બાંધકામનો હેતુ ઝિક્રે ઈલાહી તથા નમાઝ છે એટલા માટે જેઓ નમાઝ તથા ઝિક્રે ઈલાહી કરવા ચાહે છે તે લોકો મસ્જિદના વાત કરવાવાળાઓ કરતાં અધિક મુસ્તહિક઼ (હક્ક઼દાર) છે. તેમજ વાત કરવાવાળા ક્યાંય પણ વાત કરી શકે છે. પણ જો નમાઝી થાંભલાઓની આડ લઈને નમાઝ ન પઢે તો મસ્જિદમાં રહેવાવાળાઓને મુશ્કેલી થશે. બીજી તઅલીક઼નો સાર એ જ છે કે બે થાંભલાઓ વચ્ચે નમાઝ પઢવી મકરૂહ છે. એટલા માટે હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ તેને થાંભલાની પાછળ ઉભો કરી દીધો.

### સમજૂતી : ૩૩૯

عِنْدَ الْمُصْحَفِ : અલ્લામા અયની અને અલ્લામા અસ્કલાની બંનેવે આ સુતૂનથી ઉસ્તવાનાએ મુહાજિરીન મુરાદ લીધો છે. પણ અલ્લામા અસ્કલાનીના શાગિર્દ અલ્લામા સહમૂદીએ વફાઉલ વફામાં મજબૂત દલીલોથી સાબિત કર્યું છે કે ઉસ્તવાનાએ મુસલ્લા શરીફ છે. પ્રારંભમાં નબવી મુસલ્લો ઉત્તરની તરફ હતો જ્યારે ક઼િબ્લો બયતુલ મુક઼દસ હતો. ૧૬ કે ૧૭ મહિના હુઝૂરે અક઼દસ ﷺ એ અહીં જ નમાઝ પઢાવી. ક઼િબ્લાની તબદીલી

فَاِنِّیْ رَأَیْتُ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یَتَحَرّٰی الصَّلٰوۃَ عِنْدَ ھَا ء

હું જોઉં છું કે આપ કોશિશ કરીને ઈરાદાપૂર્વક આ થાંભલા પાસે નમાઝ પઢો છો ? તેમણે જણાવ્યું કે મેં નબી ﷺને ઈરાદાપૂર્વક આ થાંભલા પાસે નમાઝ પઢતા જોયા છે.'' (બુખારી, ૧/૭૨, સલાત)

## حدیث ۳۴۰- یبتدرون السواری عند المغرب

## [હદીષ : ૩૪૦] ''મગરિબની અઝાન અને ફર્ઝની વચ્ચે નફ્લ''

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رَضِیَ اللّٰہُ تَعَالٰی عَنْہُ قَالَ لَقَدْ رَأَیْتُ کِبَارَ اَصْحَابِ

''હઝરત અનસ બિન માલિક رضی اللہ عنہએ ફર્માવ્યું, મેં મોટા મોટા સહાબાએ કિરામને જોયા કે

النَّبِیِّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ یَبْتَدِرُوْنَ السَّوَارِیَ عِنْدَ الْمَغْرِبِ وَزَادَ

મગરિબના સમયે થાંભલાઓ તરફ ઝડપભેર (નમાઝ પઢવા માટે) લપકતા,

شُعْبَۃُ عَنْ عَمْرٍو عَنْ اَنَسٍ حَتّٰی یَخْرُجَ النَّبِیُّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

ત્યાં સુધી કે રસૂલુલ્લાહ ﷺ બહાર તશરીફ લાવતા.'' (ઉપર મુજબ)

પછી થોડાક દિવસ ઉસ્તવનાએ આઈશાની પાસે ઉભા રહીને નમાઝ પઢાવી પછી એની સાથે લાગેલ પશ્ચિમ બાજુ ઉસ્તવાનાએ અલમે મુસલ્લા શરીફની પાસે ઉભા રહીને નમાઝ પઢાવતા રહ્યા અને છેવટ સુધી એ જ મુસલ્લા મુબારક રહ્યો. તેની જમણી તરફ પેટીમાં હઝરત ઉષ્માનગની رضی اللہ عنہએ મુસ્હફે કબીર રાખી દીધો હતો.

**عِنْدَ الْمُصْحَفِ** : એનાથી જાણવા મળ્યું કે જ્યાં હુઝૂરે અક્દસ ﷺએ નમાઝ પઢી હતી એ જગાને તલાશ કરીને સહાબાએ કિરામ નમાઝો પઢતા હતા. છેવટે એમાં કોઈ ખાસ વાત હતી ત્યારે જ તો આવું કરતા હતા. એનાથી પણ સાબિત થયું કે અંબિયાએ કિરામ તથા સુલહાએ ઉમ્મત (બુઝુર્ગો) જ્યાં ઈબાદત તથા ઝિક્રે ઈલાહી કરે ત્યાં બરકત પ્રાપ્તિ માટે નમાઝ પઢવી ઈબાદત કરવી કમસે કમ મુસ્તહબ જરૂર છે. આ હદીષથી એ પણ માલૂમ થયું કે મસ્જિદમાં નમાઝ પઢે તો થાંભલા વગેરેની આડમાં પઢે.



### સમજૂતી : ૩૪૦

આ હદીષની આગળ પાછળની સ્થિતિ એવું દર્શાવી રહી છે કે હુઝૂરે અક્દસ ﷺ મસ્જિદે હાજર ન હોતા તો સહાબાએ કિરામ થાંભલાઓની આડમાં જલ્દીથી બે રકાત નમાઝ પઢી લેતા અને જો હુઝૂર મસ્જિદમાં હોતા તો જાહેરમાં એ જણાય છે કે તે વખતે પઢતા ન હતા. હનફીઓને ત્યાં મગરિબની અઝાન અને ફર્ઝની વચ્ચે નફ્લ મકરૂહ છે, અલ્બત્ત ઈમામ ઈબ્ને હિશામે બે રકાત ટૂંકીની ઈજાઝત આપી છે. *(દલીલો મવાક઼િતુસ્સલાતમાં આવશે)*



★ ★ ★

حدیث ۳۴۱- ان عبد اللہ بن عمر رضی اللہ تعالٰی عنہما کان اذا دخل الکعبۃ

**[હદીષ : ૩૪૧] "નેક લોકોની ઈબાદતની જગ્યાથી બરકત પ્રાપ્ત કરવી મુસ્તહબ"**

اَنَّ عَبْدَ اللّٰہِ کَانَ اِذَا دَخَلَ مَشٰی قِبَلَ وَجْہِہٖ حِیْنَ یَدْخُلُ وَجَعَلَ الْبَابَ

"નાફેએ કહ્યું કે (અબ્દુલ્લાહ) ઈબ્ને ઉમર જ્યારે કા'બાની અંદર જતા તો સામે સીધા ચાલતા અને દરવાજો

قِبَلَ ظَہْرِہٖ فَمَشٰی حَتّٰی یَکُوْنَ بَیْنَہٗ وَبَیْنَ الْجِدَارِ الَّذِیْ قِبَلَ وَجْہِہٖ

પોતાની પીઠ તરફ કરી લેતા, એ જ પ્રમાણે અધિક આગળ વધતા રહેતા ત્યાં સુધી કે જ્યારે સામેવાળી દીવાલ

قَرِیْبًا مِّنْ ثَلٰثَۃِ اَذْرُعٍ صَلّٰی یَتَوَخَّی الْمَکَانَ الَّذِیْ اَخْبَرَہٗ بِہٖ بِلَالٌ

અને એમનામાં ત્રણ હાથનું અંતર રહી જતું તો નમાઝ પઢતા. ઈરાદાપૂર્વક ત્યાં જ નમાઝ પઢતા જ્યાંના

اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ صَلّٰی فِیْہِ قَالَ وَلَیْسَ عَلٰی اَحَدِنَا

બારામાં હઝરત બિલાલે એમને બતાવ્યું હતું કે નબી ﷺએ અહીં નમાઝ પઢી છે. અને ફર્માવ્યું,

بَاْسٌ اَنْ صَلّٰی فِیْ اَیِّ نَوَاحِی الْبَیْتِ شَاءَ

એમાં પણ કોઈ વાંધો નથી કે બયતુલ્લાહના જે ખૂણામાં ચાહે નમાઝ પઢે." (ઉપર મુજબ)

**સમજૂતી : ૩૪૧**

તે ઝકીઉલ હિસ્સ મુવહ્હિદીનને પૂછો જેમને દરેક ચીજમાં શિર્કનો ઝટકો લાગે છે. જ્યારે બયતુલ્લાહમાં દરેક જગ્યાએ નમાઝની ઈજાઝત છે અને દરેક જગાએ નમાઝ પઢવી સરખી છે તો હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہماને શું થઈ ગયું હતું કે તલાશ કરીને ઈરાદાપૂર્વક ત્યાં જ નમાઝ પઢતા હતા જ્યાં હુઝૂરે અક્દસ ﷺએ પઢી હતી ?! માનવું પડશે કે કમસેકમ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર رضی اللہ عنہماને એ ખાસ જગાનું કોઈ ખાસ આકર્ષણ મેહસૂસ થયું હતું. એ ખાસ આકર્ષણના આધાર પર અમે કહીએ છીએ કે જ્યાં જ્યાં અંબિયાએ કિરામ, સુલહાએ ઉમ્મતે ઈબાદત કરી છે, કયામ કર્યો છે ત્યાંથી બરકત હાંસલ કરવી મુસ્તહબ છે.

**પ્રકરણથી સામ્યતા :** મોટાભાગનાની રિવાયત ટાઈટલ વિનાનું પ્રકરણ છે અલ્બત્ત ઉસૈલીની રિવાયતમાં પ્રકરણ પણ નથી. હવે આ હદીષ પણ પ્રથમ પ્રકરણની થઈ. આ સ્થિતિમાં સામ્યતાની ચર્ચા એ થશે કે જ્યારે હઝરત ઈબ્ને ઉમર પોતાની સામે દીવાલથી ત્રણ હાથના અંતરે દરવાજાની સામે ઉભા રહીને નમાઝ પઢતા હતા તો આપોઆપ (થયું કે) બે થાંભલાઓ વચ્ચે નમાઝ પઢી અને પ્રકરણ હતું "વિના જમાઅતે બે થાંભલાઓ વચ્ચે નમાઝ પઢી." જમાઅત સાથે થાંભલાઓ વચ્ચે ઉભા રહેવું મકરૂહ છે. એટલા માટે કે એનાથી સફનું કટ થવું લાઝિમ આવે છે, એકલાને કોઈ વાંધો નથી.

## حدیث ۳۴۲ :- اِعتَدَلتُمُونَا بالکلبِ وَالحمَارِ

**[હદીષ : ૩૪૨] "તમે લોકોએ અમને સ્ત્રીઓને કૂતરાં તથા ગધેડાં સમાન કરી દીધી"**

عَنْ عَائِشَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهَا قَالَتْ اِعْتَدَلْتُمُوْنَا بِالْکَلْبِ وَالْحِمَارِ

*"ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું, તમે લોકોએ અમને સ્ત્રીઓને કૂતરાં તથા ગધેડા*

لَقَدْ رَاَیْتُنِیْ مُضْطَجِعَةً عَلَی السَّرِیْرِ فَیَجِیْئُ النَّبِیُّ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیْهِ وَسَلَّمَ

*સમાન કરી દીધી છે. હું ચારપાઈ પર સૂતેલી રહેતી અને નબી ﷺ તશરીફ લાવતા. ચારપાઈની વચ્ચે*

فَیَتَوَسَّطُ السَّرِیْرَ فَیُصَلِّیْ فَاَکْرَهُ اَنْ اَسْنَحَهُ فَاَنْسَلُّ مِنْ قِبَلِ رِجْلَیِ

*ઉભા રહીને નમાઝ પઢતા. મને બુરુ જણાતું કે હુઝૂરની સામે સૂતી છું એટલા માટે ચારપાઈની પગોની*

السَّرِیْرِ حَتّٰی اَنْسَلَّ مِنْ لِحَافِیْ - عه

*તરફથી ખસીને રજાઈની બહાર આવી જતી." (બુખારી, ૧/૭૨, સલાત, ૧/૭૨, ૧/૭૩, ૧/૭૪, ૨/૯૨૮ અલ્ ઈસ્તીઝાન)*

ت ۱۲۰ :- وَرَدَّ ابْنُ عُمَرَ الْمَارَّ بَیْنَ یَدَیْهِ فِی التَّشَهُّدِ وَفِی الْکَعْبَةِ

**[તઅલીક઼ : ૧૨૦]** *"હઝરત ઈબ્ને ઉમર رضی اللہ عنہما એ પોતાની આગળથી પસાર થનારાને તશહ્હુદમાં*

وَقَالَ اِنْ اَبٰی اِلَّا اَنْ یُقَاتِلَهُ قَاتَلَهُ -

*અને કા'બામાં પાછો વાળ્યો અને ફર્માવ્યું, જો તે ન માને અને લડવા તૈયાર થઈ જાય તો તેની સાથે લડે."*

### સમજૂતી : ૩૪૨

**પરિપૂર્ણતા :** પૂરી હદીષ આ પ્રમાણે છે કે ઉમ્મુલ મો'મિનીન હઝરત સૈયદા સિદ્દીક઼ા رضی اللہ عنہا ની ખિદમતમાં કોઈએ એવું કહ્યું કે કૂતરાં, ગધેડાં, સ્ત્રી જો નમાઝીની આગળથી પસાર થાય તો નમાઝ ફાસિદ થઈ જાય છે. એના પર હઝરત ઉમ્મુલ મો'મિનીને આ મુહક્કિ઼ક઼ાના જવાબ આપ્યો, તમે લોકોએ અમને સ્ત્રીઓને કૂતરા તથા ગધેડાની સમાન કરી આપી. અમુક રિવાયતમાં છે કે ફર્માવ્યું, અમને કૂતરું તથા ગધેડુ બનાવી દીધી. નબી ﷺ નમાઝ પઢતા રહેતા અને હું એ જ ચારપાઈ પર હુઝૂર અને ક઼િબ્લાની વચ્ચે સૂતી રહેતી. જ્યારે મને કોઈ જરૂરત પડતી તો એ પસંદ ન કરતી કે હુઝૂરની સામે બેસું અને હુઝૂરને તકલીફ પહોંચાડુ, હું પગો તરફથી સરકી લેતી. અમુકમાં એ પણ છે કે જ્યારે સિજદો કરવા ચાહતા તો મારા પગોને હાથ લગાડી આપતા હું સંકોચાઈ જતી. એ દિવસોમાં ઘરોમાં દીવા ન હતા.

**બેક ગ્રાઉન્ડ (પૂર્વ ભૂમિકા) :** આ હદીષનું બેક ગ્રાઉન્ડ એ છે કે હઝરત અબૂ ઝર رضی اللہ عنہ થી એક હદીષ એ રિવાયત થયેલી છે કે હુઝૂરે અક઼દસ ﷺ એ ફર્માવ્યું, અને અસ્હાબે સુનને અરબઆએ રિવાયત કરી :–

## حدیث ۳۴۳ - اذا اراد احد ان یجتاز بین یدیه فلید فعه

**[હદીષ : ૩૪૩] "જો કોઈ નમાઝીના આગળથી પસાર થવા ઈચ્છે તો નમાઝી શું કરે ?"**

قَالَ رَأَيْتُ اَبَا سَعِيْدِ الْخُدْرِيَّ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُ فِيْ يَوْمِ جُمُعَةٍ

"અબૂ સાલેહ સલ્માને કહ્યું, મેં અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہને જુમ્આના દિવસે સુતરાની તરફ નમાઝ પઢતા

يُصَلِّيْ اِلٰى شَيْءٍ يَّسْتُرُهُ مِنَ النَّاسِ فَاَرَادَ شَابٌّ مِّنْ بَنِيْ اَبِيْ مُعَيْطٍ اَنْ

જોયા. એટલામાં બની અબી મુઐતના એક જવાને ચાહ્યું સુતરા તથા અબૂ સઈદની વચ્ચે પસાર થઈ જાય

اَنْ يَّجْتَازَ بَيْنَ يَدَيْهِ فَدَفَعَ اَبُوْ سَعِيْدٍ فِيْ صَدْرِهٖ فَنَظَرَ الشَّابُّ

તો હઝરત અબૂ સઈદે તેની છાતીમાં ધક્કો આપ્યો. તે શખ્સે આમતેમ નજર દોડાવી પણ એમની સામેના

فَلَمْ يَجِدْ مَسَاغًا اِلَّا بَيْنَ يَدَيْهِ فَعَادَ لِيَجْتَازَ فَدَفَعَهٗ اَبُوْ سَعِيْدٍ

સિવાય ક્યાંય રસ્તો ન જોયો એટલા માટે ફરી આવ્યા કે પસાર થઈ જાય. આ વખતે અબૂ સઈદે

اَشَدَّ مِنَ الْاُوْلٰى فَنَالَ مِنْ اَبِيْ سَعِيْدٍ ثُمَّ دَخَلَ عَلٰى مَرْوَانَ فَشَكَا اِلَيْهِ

પ્રથમ કરતાં સખત ધક્કો આપ્યો. તેણે (બદ્તમીઝે) અબૂ સઈદને ગાળ આપી ત્યારબાદ મરવાનની પાસે

مَا لَقِيَ مِنْ اَبِيْ سَعِيْدٍ وَدَخَلَ اَبُوْ سَعِيْدٍ خَلْفَهٗ عَلٰى مَرْوَانَ فَقَالَ مَالَكَ

આવ્યો અને હઝરત અબૂ સઈદથી તેને જે તકલીફ પહોંચી હતી તેની ફરિયાદ કરી અને હઝરત અબૂ

**اذالم یکن بین یدیه مثل یه اٰخرة الرحل فانه یقطع صلٰوته الحمار والمرأة والکلب الاسود**

"જ્યારે નમાઝીની આગળ કાઠલાના પાછલા હિસ્સા જેવું ન હોય તો તેની નમાઝ ગધેડુ, સ્ત્રી, કૂતરુ તોડી નાખશે."

તેમજ હઝરત ઈબ્ને અબ્બાસ رضی اللہ عنہماથી એવું સાબિત થયું છે જેમ કે ઈબ્ને માજહમાં છે કે હુઝૂરે અક્દસ ﷺએ ફર્માવ્યું, **يَقْطَعُ الصَّلٰوةَ الكلبُ الا سودوالمرأةُ الحائض** "કાળુ કૂતરુ તથા હયઝવાળી સ્ત્રી નમાઝને તોડી નાખે છે." એના લીધે એ મશહૂર હતું આ ત્રણેવ ચીજોના આગળથી પસાર થવાથી જો સૂતરો ન હોય તો નમાઝ ફાસિદ થઈ જાય છે. બંનેમાં વર્ગીકરણની કોઈ સ્થિતિ નથી જેથી અનાયાસે એ હદીષોને મન્સૂખ (રદ) માનવમાં આવશે. હઝરત ઉમ્મુલ મો'મિનીનને આ હદીષ પહોંચી નહીં હોય એટલા માટે ગુસ્સો પ્રદર્શિત કર્યો.

### સમજૂતી : ૩૪૩

ઈમામ નવવીએ ફર્માવ્યું કે **فلیدفعه**માં અમ્ર મુસ્તહબના માટે છે. દફઅ પણ તસ્બીહ તથા ઈશારાથી કરે, એને દફઅ (દૂર) કરવા ચાલે નહીં, બલ્કે જો નમાઝ જહરી છે તો કિ઼ર્અત અધિક વધુ ઊંચા અવાજે કરે. સિર્રી છે તો એક આયત મોટા અવાજે પઢે. અને જો કિ઼ર્અત સિવાય અન્ય કોઈ મોકો છે તો મોટા અવાજે તસ્બીહ પઢે.

وَلِابْنِ اَخِیْکَ یَا اَبَا سَعِیْدٍ قَالَ سَمِعْتُ النَّبِیَّ صَلَّی اللّٰہُ تَعَالٰی عَلَیْہِ وَسَلَّمَ

સઈદ પણ તેની પાળ જ ત્યાં પહોંચ્યા. મરવાને કહ્યું, હે અબૂ સઈદ ! તમારો તથા તમારા ભત્રીજાનો શો

یَقُوْلُ اِذَا صَلّٰی اَحَدُکُمْ اِلٰی شَیْءٍ یَّسْتُرُہٗ مِنَ النَّاسِ فَاَرَادَ اَحَدٌ اَنْ

બનાવ છે ? હઝરત અબૂ સઈદે ફર્માવ્યું કે મેં નબી ﷺથી સાંભળ્યું હતું કે જ્યારે તમે સુતરાની નમાઝ પઢો

یَّجْتَازَ بَیْنَ یَدَیْہِ فَلْیَدْفَعْہُ فَاِنْ اَبٰی فَلْیُقَاتِلْہُ فَاِنَّمَا ھُوَ شَیْطَانٌ ع

અને કોઈ તેની સામેથી પસાર થવા ચાહે તો તેને હટાવી દે, જો ન માને તો તેનાથી લડે, એટલા માટે કે તે

શૈતાન છે. અબૂ સાલેહ સલ્માને કહ્યું, મેં અબૂ સઈદ ખુદરી رضی اللہ عنہને જુમ્આના દિવસે સુતરાની તરફ

નમાઝ પઢતા જોયા. એટલામાં બની અબી મુઐતના એક જવાને ચાહ્યું સુતરા તથા અબૂ સઈદની વચ્ચે

પસાર થઈ જાય તો હઝરત અબૂ સઈદે તેની છાતીમાં ધક્કો આપ્યો. તે શખ્સે આમતેમ નજર દોડાવી પણ

એમની સામેના સિવાય ક્યાંય રસ્તો ન જોયો એટલા માટે ફરી આવ્યા કે પસાર થઈ જાય. આ વખતે અબૂ

સઈદે પ્રથમ કરતાં સખત ધક્કો આપ્યો. તેણે (બદ્તમીઝે) અબૂ સઈદને ગાળ આપી ત્યારબાદ મરવાનની

પાસે આવ્યો અને હઝરત અબૂ સઈદથી તેને જ તકલીફ પહોંચી હતી તેની ફરિયાદ કરી અને હઝરત અબૂ

સઈદ પણ તેની પાળ જ ત્યાં પહોંચ્યા. મરવાને કહ્યું, હે અબૂ સઈદ ! તમારો તથા તમારા ભત્રીજાનો

શો બનાવ છે ? હઝરત અબૂ સઈદે ફર્માવ્યું કે મેં નબી ﷺથી સાંભળ્યું હતું કે જ્યારે તમે સુતરાની

નમાઝ પઢો અને કોઈ તેની સામેથી પસાર થવા ચાહે તો તેને હટાવી દે, જો ન માને તો તેનાથી લડે,

એટલા માટે કે તે શૈતાન છે.''

નમાઝમાં લડાઈ હરગિઝ ન કરે, એમાં નમાઝ ફાસિદ થઈ જવાનો (તૂટી જવાનો) અંદેશો છે. અને હદીષમાં જે ફર્માવ્યું, **فلیقاتلہ** એ અતિશયોક્તિ માટે છે. અને એને શૈતાન કહેવું ક્યાં તો શાબ્દિક અર્થના એતબારથી છે અથવા તે સરકશ તથા નાફર્માન છે, અથવા જે કુર્આનમાં ફર્માવ્યું, : **شَیٰطِیْنَ الْاِنْسِ وَالْجِنِّ** એ લેહાઝથી શૈતાન કહેવામાં આવ્યું અથવા એ કે એને શૈતાનને બહેકાવ્યો એટલા માટે એને શૈતાન કહેવામાં આવ્યો. એ પણ મુરાદ હોય શકે છે કે ખરેખર એ શૈતાન છે જે માનવ રૂપ ધારણ કરીને નમાઝીની આગળથી પસાર થઈ રહ્યો છે. વલ્લાહુ તઆલા અઅ્લમ.

E

# حدیث ۳۴۴:۔ لو یعلم المار بین یدی المصلّی ماذا علیه

**[હદીષ : ૩૪૪] "નમાઝીની આગળથી પસાર થવું ગુનોહ છે"**

عَنۡ بُسۡرِ بۡنِ سَعِیۡدٍ اَنَّ زَیۡدَ بۡنَ خَالِدٍ اَرۡسَلَهٗ اِلٰی اَبِیۡ جُهَیۡمٍ یَسۡئَلُهٗ

"બુસ્ર બિન સઈદે કહ્યું કે ઝૈદ બિન ખાલિદે તેમને અબૂ જહીમની પાસે એ પૂછવા માટે મોકલ્યા કે

مَاذَا سَمِعَ مِنۡ رَّسُوۡلِ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَیۡهِ وَسَلَّمَ فِی الۡمَارِّ

એમણે નમાઝીની આગળથી પસાર થનારના બારામાં રસૂલુલ્લાહ ﷺથી શું સાંભળ્યું છે.

بَیۡنَ یَدَیِ الۡمُصَلِّیۡ فَقَالَ اَبُوۡ جُهَیۡمٍ قَالَ رَسُوۡلُ اللّٰهِ صَلَّی اللّٰهُ

તો અબૂ જહીમે બતાવ્યું કે રસૂલુલ્લાહ ﷺએ ફર્માવ્યું, જો નમાઝીની આગળથી પસાર

تَعَالٰی عَلَیۡهِ وَسَلَّمَ لَوۡ یَعۡلَمُ الۡمَارُّ بَیۡنَ یَدَیِ الۡمُصَلِّیۡ مَاذَا عَلَیۡهِ

થનાર જાણતો હોત કે તેના પર શો વબાલ છે તો ચાલીસ સુધી ઉભા

لَكَانَ اَنۡ یَّقِفَ اَرۡبَعِیۡنَ خَیۡرًا لَّهٗ مِنۡ اَنۡ یَّمُرَّ بَیۡنَ یَدَیۡهِ ۔ قَالَ

રહેવાને પસાર થવા કરતાં બેહતર જાણતા.

ابوالنضر لَا اَدۡرِیۡ قَالَ اَرۡبَعِیۡنَ یَوۡمًا اَوۡ شَهۡرًا اَوۡ سَنَةً ؏

અબૂ નસ્રે કહ્યું, હું નથી જાણતો કે ચાલીસ દિવસ કહ્યા કે વરસ ?"

**સમજૂતી : ૩૪૪**

આ હદીષથી જાણવા મળ્યું કે નમાઝીની આગળથી પસાર થવું ગુનોહ છે. પસાર થનાર જરૂર ગુનેહગાર થાય છે. આગળથી શું મુરાદ છે એમાં વિગત છે. જો સામે સૂતરો છે તો સુતરાની અંદરની બાજુથી પસાર થવું, સુતરો નથી, મેદાન અથવા મોટી મસ્જિદમાં નમાઝ પઢી રહ્યો છે તો સજદાની જગાની અંદર જઈને અને નાની મસ્જિદ છે જેમ કે આપણી સામાન્ય મસ્જિદો તો કિબ્લાની દીવાલ સુધી ક્યાંયથી પણ પસાર થવું નાજાઈઝ તથા ગુનો છે. *(બુખારી, ૧/૭૩, સલાત, વિત્ર–૧૩૬)*



ت ۱۲۱ :- وَكَرِهَ عُثْمَانُ اَنْ يُّسْتَقْبَلَ الرَّجُلُ وَهُوَ يُصَلِّىْ ۔

**[તઅલીક઼ : ૧૨૧]** ''અને હઝરત ઉષ્માને એને મકરૂહ જાણ્યું કે નમાઝ પઢવાની હાલતમાં કોઈની પ્રતિ મોઢું કરવામાં આવે.''

ت ۱۲۲ :- قَالَ زَيْدُ بْنُ ثَابِتٍ مَا بَالَيْتُ اِنَّ الرَّجُلَ لَا يَقْطَعُ صَلٰوةَ الرَّجُلِ ۔

**[તઅલીક઼ : ૧૨૨]** ''મને કોઈ પરવા નથી, પુરૂષ પુરૂષની નમાઝને તોડતો નથી.''

## حدیث ۳۴۵ :- اِذَا اَرَادَ اَنْ يُّوْتِرَ اَيْقَظَنِىْ

## [હદીષ : ૩૪૫] ''સૂતેલાની સામે નમાઝ ન પઢે''

عَنْ عَائِشَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهَا قَالَتْ كَانَ النَّبِىُّ صَلَّى اللّٰهُ تَعَالٰى عَلَيْهِ وَسَلَّمْ

''ઉમ્મુલ મો'મિનીન હઝરત આઈશા رضی اللہ عنہا એ ફર્માવ્યું કે નબી ﷺ નમાઝ પઢતા રહેતા અને હું હુઝૂરની

### તઅલીક઼ : ૧૨૧ની સમજૂતી

મુસ્નફે અબ્દુર્રઝ્ઝાક તથા ઈબ્ને અબી શયબામાં હઝરત ઉમર رضی اللہ عنہથી પણ રિવાયત થયેલ છે કે તેમણે એના પર એક શખ્સને ધમકાવ્યો હતો. હનફીઓનો ખુલફાએ રાશિદીનના મુજબ એ જ મઝહબ છે કે નમાઝીએ કોઈના મોઢા તરફ મોઢું કરવું મકરૂહ છે. અલ્બત્ત ઈમામ બુખારીનો મઝહબ એમાં વિગતવાર આવો છે કે જો કોઈના ચહેરાની પ્રતિ મોં કરવાથી દિલમાં ખલેલ પડે તો મકરૂહ છે, નહીં તો નહીં. એમની દલીલ હઝરત ઝૈદ એમની દલીલ હઝરત ઝૈદ બિન ષાબિત رضی اللہ عنہનો આ ઈર્શાદ છે.

### તઅલીક઼ : ૧૨૨ની સમજૂતી

જાણે કે ઈમામ બુખારી બંને અષરમાં (કથનામાં) વર્ગીકરણ સૂચવી રહ્યા છે, પણ હક઼ીક઼તમાં એ વર્ગીકરણ કાંઈ નથી, એટલા માટે કે ધ્યાનભંગ થવું નમાઝીનું કાર્ય છે તે પણ ગુપ્ત છે. દિલ ચીરીને હઝરત ઉષ્માને જોયું ન હઝરત ઉમરે. એટલા માટે એ હઝરાતનો હુકમ દરેક સામાન્ય સ્થિતિના માટે માનવો લાઝિમ છે અને આ બંનેવ હઝરાત હઝરત ઝયદ બિન હારિષ رضی اللہ عنہથી અત્યંત અગ્રતાને લાયક છે. ઈર્શાદ છે : عليكم بسنتى وسنة الخلفاء الراشدين۔ ''તમારા પર મારી અને મારા ખુલફાએ રાશિદીનની પયરવી લાઝિમ છે.''

### સમજૂતી : ૩૪૫

આ વિષયની ઈમામ બુખારીએ ૧૧ હદીષો વર્ણન કરી છે કે હઝરત ઉમ્મુલ મો'મિનીન ફર્માવે છે કે હું હુઝૂરે અક઼દસ ﷺની સામે આડી પડેલી, સૂતેલી રહેતી અને હુઝૂર નમાઝ પઢતા રહેતા. ક્યાંક એવું છે કે બિછોના પર હોતી, ક્યાંક છે કે એ ચારપાઈ પર હોતી, ક્યાંક છે કે ચાર પાઈની નીચે હુઝૂર નમાઝ પઢતા. પણ એથી ઉલ્ટુ બીજી હદીષમાં છે કે હુઝૂર ﷺએ વાત કરનાર અને સૂનારાની પાછળ નમાઝ પઢવાથી મના ફર્માવ્યું છે. અલ્લામા અયનીએ તેહક઼ીક઼ કરી કે આ પ્રકરણમાં જેટલી હદીષો આવેલી છે તે સૌ ઝઈફ તથા અહકામમાં વિશ્વાસ પાત્ર નથી, પણ આ બધા પરથી એટલું કે સૂતેલાની પાસે નમાઝ પઢવાથી બચવું જ બેહતર છે. શક્ય

يُصَلِّي وَأَنَا رَاقِدَةٌ مُعْتَرِضَةٌ عَلَى فِرَاشِهِ فَإِذَا أَرَادَ أَنْ يُوتِرَ أَيْقَظَنِي فَأَوْتَرْتُ

સામે આડી હુઝૂરના બિછોના પર સૂતી રહેતી. જ્યારે વિત્ર પઢવા ચાહતા મને જગાડતા તો હું વિત્ર પઢતી."

(બુખારી, ૧/૭૩, સલાત)

حدیث ۳۴۶ ـ كَانَ يُصَلِّي وَهُوَ حَامِلٌ أُمَامَةَ بِنْتَ زَيْنَبَ رضي الله تعالى عنهما

**[હદીષ : ૩૪૬] "નાના બાળકને ગોદમાં લઈને નમાઝ"**

عَنْ أَبِي قَتَادَةَ الْأَنْصَارِيِّ رَضِيَ اللهُ تَعَالَى عَنْهُ أَنَّ رَسُولَ اللهِ صَلَّى اللهُ تَعَالَى

"હઝરત અબૂ કૃતાદા અન્સારી رضی اللہ عنہ થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ

عَلَيْهِ وَسَلَّمَ كَانَ يُصَلِّي وَهُوَ حَامِلٌ أُمَامَةَ بِنْتِ زَيْنَبَ بِنْتِ رَسُولِ

નમાઝ પઢતા હોતા અને ઉમામા બિન્તે ઝયનબ બિન્તે રસૂલુલ્લાહ ﷺ તથા

اللهِ صَلَّى اللهُ تَعَالَى عَلَيْهِ وَسَلَّمَ وَلِأَبِي الْعَاصِ بْنِ رَبِيعَةَ بْنِ

બિન્તે અબુલ આસ બિન રબીઆ બિન અબ્દુશ્શમ્સને ખોળામાં ઉઠાવેલ રહેતા,

عَبْدِ شَمْسٍ فَإِذَا سَجَدَ وَضَعَهَا وَإِذَا قَامَ حَمَلَهَا ع٥ -

જ્યારે સિજદો કરતા રાખી દેતા, જ્યારે ઉભા થતા ઉઠાવી લેતા."

છે કે એ તે સૂતેલી હાલતમાં કોઈ એવી હરકત કરી બેસે કે એ મજબૂરન્ નમાઝ તોડી બેસે. એ જ પ્રમાણે જ્યારે આગળ કોઈ વાત કરી રહ્યું હોય તો પણ નમાઝ ન પઢે. ખુશૂઅ તથા ખુઝૂઅ (નમાઝમાં મગ્નતા) થશે નહીં. રહી ગયા હુઝૂરે અક્દસ ﷺ તો હુઝૂર એનાથી સુરક્ષિત છે કે પોતાની નમાઝ તોડી બેસે તેમજ ઉમ્મુલ મો'મિનીનથી એવી કોઈ વાત ઉપસ્થિત થાય જે નમાઝ તોડવા પ્રતિ લઈ જાય એ શક્ય નથી. જાહેર છે કે આ બનાવ એકવારનો નથી, લગભગ દસ વરસ હુઝૂરની ખિદમતમાં હાજર રહ્યાં. હમેશાં હુઝૂરનો એ જ નિયમ હતો પણ કદી કોઈ એવી વાત નથી થઈ જે નમાઝ તોડવાનો સબબ બને અથવા ખુશૂઅ તથા ખુઝૂઅમાં આડ બને. હદીષ આવી ગઈ કે કોઈ જરૂરતના માટે ઉઠવાનું થતું તો એ હુઝૂર ﷺની સામે તખ્ત પર ન બેસતાં પગો તરફથી સરકી જતાં કે હુઝૂરને કોઈ પ્રકારની ખલેલ ન પડે. આ ખાદિમની રાય એ છે કે એને પણ હુઝૂરની વિશિષ્ટતાઓમાં ગણવામાં આવે.

**સમજૂતી : ૩૪૬**

નાના બાળકને ગોદમાં લઈને નમાઝ પઢવાના બારામાં એ જ ખયાલ છે કે નમાઝ થશે નહીં. એ વહેમને ખત્મ કરવા માટે ઈમામ બુખારીએ આ પ્રકરણ રચ્યું અને આ હદીષ વર્ણવી, જો નાના બાળકનું શરીર તથા કપડાં પાક હોય અને ઉતારવા તથા કેડમાં લેવામાં અમલે કષીર ન થતુ હોય (બે હાથ ન વપરાય) તો નાના બાળકને ગોદમાં લઈને નમાઝ પઢવામાં કોઈ વાંધો નથી.

હઝરત ઉમામા બિન્તે ઝયનબ رضی اللہ عنہاને હુઝૂરે અક્દસ ﷺથી એ જ રિશ્તો છે જે હઝરાત હસ્નૈન કરીમૈન رضی اللہ عنہماનો છે.

રાફઝીઓને છોડો ! તેમને અહલે સુન્નતથી કોઈ લેવા દેવા નથી, તેમને તો પોતાની હજાર વરસોની મજૂસી સલ્તનતનો બદલો લેવા માટે મુસલમાનોની એકતાના ટુકડે ટુકડા કરવા છે.

અફસોસ ! અહલે સુન્નતના વાઈઝ કરનારાઓ પર છે ! કે એ લોકો કરબલાના બનાવોમાં ગરમી પેદા કરવા માટે આ રિવાયત ખૂબ જ જોરશોરથી રજૂ કરે છે કે હઝરત ઈમામ હુસૈન સજદામાં પીઠ મુબારક પર બેઠા. પણ હઝરત ઉમામા رضی اللہ عنہاના બારામાં આ સહીહ રિવાયત કદી કોઈ સુન્ની મુક઼ર્રિર નથી બયાન કરતા, એટલા માટે કે એને કર્બલાના બનાવથી કોઈ સંબંધ નથી.

હઝરત ઉમામા બિન્તે ઝયનબ رضی اللہ عنہاથી હુઝૂર ﷺને જે પુષ્કળ મહોબ્બત હતી તેનો એક અંદાઝ આ હદીષ સિવાય પણ હદીષોથી થાય છે. એકવાર કોઈએ ખિદમતે અક્દસ ﷺમાં હાર પેશ કર્યો. તો ફર્માવ્યું, મારા ઘરવાળાંઓમાં જે મને સૌથી પ્રિય છે તેને આ હાર આપીશ. સ્ત્રીઓએ કહ્યું કે હવે એ હાર ઈબ્ને અબી ક઼હાફાની પુત્રી (આઈશા) પર લઈ જશે. હુઝૂરે હઝરત ઉમામાને બોલાવ્યાં અને તેમને પહેરાવી આપ્યો. એકવાર નજાશીએ કેટલાંક ઘરેણા મોકલ્યાં જેમાં સોનાની વિંટી હતી એ પણ હઝરત ઉમામાને અર્પણ કરી, હઝરત સૈયદા ફાતિમા ઝહરા رضی اللہ عنہاના વિસાલ બાદ એ હઝરત શેરે ખુદાના નિક઼ાહમાં આવ્યાં અને હઝરતની શહાદત બાદ હઝરત મુઆવિયહ્એ પયગામ અને એક લાખ દીનારની પેશકશ કરી તો હઝરત શેરે ખુદાની વસિયત મુજબ તેને રદ કરી દીધી અને મુગીરહ બિન નૌફેલ બિન હારિષ સાથે નિકાહ કર્યા અને તેમના જ પતિપણામાં વિસાલ ફર્માવ્યો.

قَدْ تَمَّ الْجُزْءُ الثَّانِىْ بِحَوْلِ اللّٰهِ وَقُوَّتِهٖ يَوْمَ الْاَحَدِ

وَقَدْ خَلَتْ مِنْ شَهْرِ رَمَضَانَ تِسْعَةَ عَشَرَ يَوْمًا،

અલ્હમ્દુલિલ્લાહ ! ગુજરાતી અનુવાદ (ભાગ-૨)નો પૂર્ણ થયો. દુઆની ગુઝારિશ.

**-પટેલ શબ્બીર અલી રઝવી દયાદરવી**

*(૨૮-રમઝાન શરીફ, હિ.સ. ૧૪૩૦, તા. ૨૦-૯-૨૦૦૯, શનિવાર સમય ૧૫.૨૯)*








## અંજુમને રઝાએ મુસ્તફા–દયાદરા

**GRWB/059/Bharuch/02** C/o. ફયૂઝાને રઝા મંઝિલ, મુા.પો. દયાદરા–૩૯૨૦૨૦ તા. જિ. ભરૂચ.
ફોન : ૦૨૬૪૨–૨૮૦૦૧૧, મો. ૯૪૨૭૪ ૬૪૪૧૧
Email ID : **anjuman2006@hotmail.com**

વરસોથી સુન્ની સાહિત્ય ક્ષેત્રે મઝહબે હક્ક઼ અહલે સુન્નત વ જમાઅતની અજોડ ખિદમત આપતી આપની આ પ્યારી સંસ્થાએ નાની મોટી કુલ **૧૮૦** કિતાબો ગુજરાતી વાંચકોને વિશ્વભરમાં મોટા ભાગે **મફ્ત** પહોંચાડી છે અને સમયની માંગને અનુરૂપ સચોટ સાહિત્ય કુર્આન, હદીષ, અકવાલથી ભરપૂર દલીલ સભર સાહિત્ય અક઼ીદાની મજબૂતી તથા અમલી ઈસ્લાહ માટે પ્રકાશિત કરવાનું કામ અવિરત ચાલુ છે. અસંખ્ય સુન્નીઓ તેનાથી લાભ મેળવે છે.

★ **અહલે સુન્નત વ જમાઅત**નું ઠોસ સાહિત્ય ફેલાવવા, **મસ્લકે આ'લા હઝરત**ની રોશનીને ચમકાવવા આપ કિતાબોના પ્રકાશનમાં આપના તથા મર્હૂમોના સવાબ અર્થે **સવાબે જારીઆ** કમાવા માટે **લિલ્લાહ રકમ** આપીને અપાવીને સહાય રૂપ થઈ શકો છો.

★ **કોઈ આખી કિતાબ છપાવવાની જિમ્મેદારી લઈને** સહાયરૂપ થઈ શકો છો

★ આપની **ઝકાત, સદક઼ા, ફિત્રા, ખૈરાત, બુઝુર્ગોની ન્યાઝ, કુર્બાનીની ખાલોની રકમો, M.O., ચેક, D.D. થકી કિતાબો છપાવવા માટે** મોકલીને સહાયરૂપ થઈ શકો છો.

★ **રૂપિયા ત્રણસો (રૂા. ૩૦૦/–) "વાર્ષિક મેમ્બર"** ફી તરીકે ભરીને, ભરાવીને મેમ્બરો બની બનાવીને સહાયરૂપ થઈ શકો છો.

★ કિતાબો મંગાવીને મિત્રો, સગામાં, લાયબ્રેરીઓમાં, મસ્જિદોમાં, દારુલ ઉલૂમોમાં વહેંચી તબ્લીગે દીનના કાર્યને વેગવંત બનાવી સહાયરૂપ થઈ શકો છો.

★ **ખાસ તો કિતાબો વાંચીને–વંચાવીને તેના** પર **અમલ કરી કરાવીને** સહકાર આપી શકો છો.



## બરકાતે ખ્વાજા (માસિક) દયાદરા

C/o. ફયૂઝાને રઝા મંઝિલ, મુા. **દયાદરા**–૩૯૨૦૨૦
તા. જિ. ભરૂચ, ગુજરાત (ઈન્ડિયા) મો. ૯૪૨૭૪ ૬૪૪૧૧

અલ્હમ્દુલિલ્લાહ ! અહલે સુન્નત વ જમાઅત યા'ને **'મસ્લકે આ'લા હઝરત'**નું આ અજોડ માસિક આઠમા વર્ષમાં પ્રવેશ પામવા તૈયારી કરી રહ્યું છે. પાંચ વરસની કારકિર્દીમાં આ માસિકે અજોડ લોકચાહના મેળવી છે.

**બરકાતે ખ્વાજા માસિક** અટલે..........:–

★ અહલે સુન્નત વ જમાઅતનું અનોખુ માસિક !

★ મસ્લકે આ'લા હઝરતનું પ્રચારક માસિક !

★ ડંકાની ચોટ પર એલાને હક્ક઼ કરતું માસિક !

★ ઈસ્લામ તથા સુન્નિયત વિરુધ્ધ ઉઠતા વિરોધ વંટોળનો જડબાતોડ જવાબ આપતુ માસિક !

★ સુન્નીઓના આ પ્યારા માસિકના ગ્રાહક બનો તથા બનાવો !

**● લવાજમ ●**

| | | |
|---|---|---|
| **છુટક નકલ** | **રૂા.** | **૧૫/–** |
| **વાર્ષિક લવાજમ** | **રૂા.** | **૧૪૫/–** |
| **વિદેશ માટે** | **£** | **15/-** |
| **પેટ્રન ફી** (૧૧ વર્ષ માટે) | **રૂા.** | **૧૮૦૦/–** |
| **આજીવન** (૨૫ વર્ષ માટે) | **રૂા.** | **૪૦૦૦/–** |
| **વિદેશ માટે પેટ્રન** | **£** | **150/-** |
| **વિદેશ માટે આજીવન** | **£** | **250/-** |

**બરકાતે ખ્વાજા (માસિક) C/o.** ફયૂઝાને રઝા મંઝિલ, મુા.પો. **દયાદરા**–૩૯૨૦૨૦ તા. જિ. : ભરૂચ,
ફોન. : (૦૨૬૪૨) ૨૮૦૦૧૧, મો. : ૯૪૨૭૪૬૪૪૧૧
**Email : anjuman2006@hotmail.com**

**www.barkatekhwaja.net**

**જાન્યુઆરી–૨૦૦૪**થી અત્યાર સુધીના **'બરકાતે ખ્વાજા' (માસિક)**ના અંકોમાં વિવિધ ઈલ્મી વાનગીઓની લિજ્જત માણો ! અને તમારા દીન ઈમાનને મજબૂતી બખ્શો ! નેક અમલોવાળા બનો !

